अद्वैतं सुखदुःखयोरनुगुणं सर्वास्ववस्थासु यद्

विश्रामो हृदयस्य यत्र जरसाप्यस्मिन्नहार्यो रसः ।

कालेनावरणात्ययात् परिणते यत् स्नेहसारे स्थितम्

भद्रं तस्य सुमानुषस्य कथमप्येकं हि तत्प्राप्यते

# મહિલા મિત્ર.

(વાર્ષિક.)

પુસ્તક ૨ જું. સને ૧૯૨૨.


સંપાદકઃ

સૌ. વિદ્યા રમણભાઇ નીલકંઠ બી. એ.
સૌ. શારદા મહેતા બી. એ.



અમદાવાદ.
ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી
પ્રસિદ્ધ કર્યું.

મૂલ્ય બાર આના.

ધી ન્યુ પ્રિન્ટીંગ વર્કર્સમાં
કુંજવિહારી ગોપીલાલ હુએ છાપ્યું.
૧૧૫ રીચીરોડ, અમદાવાદ.

# નિવેદન.



મહિલામિત્ર વાર્ષિકનો પ્રથમ અંક ૧૯૨૨ માં બહાર પાડ્યો હતો. તે અંકથી અમે પોતે સંતુષ્ટ નહોતાં. તેની ઘણી ઉણપો અમારી જાણમાં હતી. જાહેર છાપાંએ તેના ગુણ દોષનું યથાસ્થિત નિરીક્ષણ કર્યું હતું. અને તેને ઉતરોતર વધારે ચઢી[illegible] દશા પ્રાપ્ત કરાવવાની અમારી ઉમેદ હતી. આ અંક અમને પણ નિરાશાજનક લાગે છે. પ્રથમ ભૂલ એ થઇ કે આ વર્ષનો અંક સ્ત્રીલેખનો અંક કાઢવાની ધારણા રાખી. ગુજરાતમાં સ્ત્રીલેખકો આંગળીને વેઢે ગણાય એટલાં છે. તે જાણવા છતાં આ સાહસ આદર્યું. એ ભૂલ કહેવાય જ. સ્ત્રીઓ તરફથી ઘણા જ થોડા લેખો મળ્યા. તેને માટે રાહ જોવા પછી સ્ત્રીવર્ગની પ્રગતિમાં ઉત્સાહ લેનાર લેખક બંધુઓને આ અપૂર્ણ કામ પુરૂં કરવા સહાયના કરવા

વિનંતિ કરી. તેમની મદદની આશામાં બે ત્રણ માસ કાઢયા. તે સર્વનું પરિણામ એ થયું કે આ અંક ઘણો જ મોડો નીકળ્યો. એપ્રિલની આખરમાં જેટલા લેખ હતા તેટલા છાપખાનામાં મોકલી શરૂઆત કરી અને બને તેટલા પ્રયાસથી આ નાનો અંક પ્રજા સમક્ષ ધર્યો છે. વાચકવર્ગ ચાર પાંચ લેખકોનું માસિક વાંચતાં કદાચ કંટાળશે પણ અમે નિરુપાય હતાં.

અમને લાગે છે કે આમ પ્રોત્સાહન ન મળવામાં દોષ અમારો જ હોવો જોઇએ. બાકી ગુજરાતી ભાષામાં આજકાલ અસંખ્ય માસિક વગેરે પત્રો નીકળે છે તે લેખ માટે ભૂખે મરતાં નથી. તો પછી અમે લેખકોમાં એવી શ્રદ્ધા ન પ્રકટાવી શક્યાં કે જેથી તેમની કૃપાને પાત્ર થઇએ. આ સ્થળે ફરીથી લેખક વર્ગને આમંત્રણ કરવાની રજા લઇએ છીએ કે આ પત્રમાં આ વખત લેખ મોકલવા ન બન્યું હોય તે હવે મોકલશો તો ત્રીજો અંક અમારી ઉમેદ મુજબ કાઢી શકીએ. લેખ સ્ત્રીઉપયોગી જેને કહેવામાં આવે છે, તેટલા સંકુચિત ક્ષેત્રમાં લખવાની જરૂર નથી. સામાન્ય માહિતીના લેખો, વિજ્ઞાનના સરલ પ્રબંધો તેમ જ જગતના બનાવો પરના વિચારસમુહો વગેરે અનેક પ્રકારના લેખો આમાં દાખલ થઇ શકશે. વાર્તાઓ તેમ જ કવિતાઓને પણ સ્થાન મળશે. સ્ત્રીવર્ગની પ્રગતિ સંબંધી માહિતી સર્વથી વધારે જરૂરની માની છે; દરેક પ્રશ્ન, સ્ત્રીઓ પરત્વે તેની અસર, સ્ત્રીજાતિને તેનાં લાભહાનિ એવા દષ્ટિબિન્દુથી ચર્ચાય એ ઇચ્છવા જેવું છે અને સ્ત્રીઓ માટે નીકળતાં માસિકોમાં તેને અગ્ર સ્થાન મળે એ સ્વાભાવિક છે. તથાપિ સ્ત્રીજાતિને આગળ વધારવા માટે તેમના જ્ઞાન સમુચ્ચયમાં ઉમેરો કરવો, તેમને પોતાની દશાનું વાસ્તવિક ભાન પરોક્ષરીતે કરાવવું અને તેઓને જગતના ઉત્કર્ષમાં કેટલા અગત્યના ભાગ બજાવવાના છે તે તેમની દષ્ટિસમક્ષ આદર્શરૂપે મૂકવું એ કાર્ય આવાં માસિકોના લેખોથી થઇ શકે. તેમ છતાં સામાન્ય રીતે રસથી વંચાય તેવા સર્વ વિષયો વિવિધતા માટે તેમ જ સ્ત્રીઓના માનસિક વિકાસ માટે આ માસિકમાં દાખલ કરવામાં આવશે. માટે ગુજરાતના તમામ લેખકબંધુઓ તથા ભગિનીઓને આ આમંત્રણ સ્વીકારવા વિનંતિ છે.

માસિક અગર વાર્ષિક પત્રોનાં તંત્રીઓ સાહિત્યરસિક લેખકોની સહાયતાની અપેક્ષા રાખે એમાં અયોગ્ય કાંઇ નથી. તંત્રીઓ નોંધો લખે, લેખ પણ લખે, પુસ્તકોનાં અવલોકનો લખે, એ આશા તંત્રી તરફથી વાંચનાર વર્ગ રાખે એ વાજબી છે. પણ તંત્રીને માથે અંકને

વયનો બેઉ જોડાને સુખાગણાની યોજના ઘડવા બેસીશું તો ક્યાં પાર આવવાનો ? આઠ વયની બાળને પંદર વર્ષની વહુના આદર્શ કોઇ કાળે પણ બેઉ હોઈ શકે ! કાદામાં ભૂસો પાડયા કરે પણ જુવાનીઆં તો જે ધાર્યું હોય તે જ કરશે. પરંતુ ઘણીવાર આવી મહાઓ ઉછરતી પ્રજાનો ઉત્સાહ તોડી પાડે છે અને દરેક જાતની પ્રગતિની આડે આવે છે. પણ સમય, સમયનું કામ કર્યે જાય છે. એને કોઇ રોકી શકતું નથી. તેથી જ્યારે મહાઓના જૂના વિચારોમાં ફેરફાર થઇ શકતો નથી ત્યારે અનેક બીજાં નિમિત્ત કારણોને પરિણામે સંયુક્ત કુટુંબની સંસ્થા છિન્ન ભિન્ન થતી જાય છે. ધંધા રોજગાર ને બહાને જુવાન જોડાં પોતાનો સંસાર મેળે મેળે માંડી લે છે.

ન્હાની–એક ન્હાની બાળાઓનું ભવિષ્ય સુધારવાનો સૌથી સારામાં સારો રસ્તો તો એ જ છે કે તેમની કેળવણીમાં બહુ જ વધારો કરવો. કન્યાશાળાઓની સંખ્યા છે તેના કરતાં વીસ ગણી વધારવી. પાંચથી બાર વર્ષની દરેક છોકરીને માટે પ્રાથમિક શિક્ષણ ફરજીઆત કરવું. કન્યાશાળાઓમાં શારીરિક શિક્ષણ, ગૃહવ્યવસ્થા, લલિત કળાઓને આવશ્યક ગણવાં. કન્યાના શિક્ષણને ફરજીયાત કરવામાં ન્યાતો બહુ ઉપયોગી કાર્ય કરી શકશે. આ ઉપરાંત ઉછરતા યુવકો કન્યાઓના ઉદ્ધાર માટે ઘણી મોટી સેવા બજાવી શકશે. ચૌદ વર્ષની કે સોળ વર્ષની અંદરની કન્યા અમારે લગ્ન માટે ખપે નહિં એવો આગ્રહ જો દરેક યુવક કરે તો:—

'અધીરા એ ભૃંગે કુસુમ કળી મર્દી બળ કરી' એ વાક્યનો અને પ્રસંગનો અવકાશ જ ના રહે. સરકાર કાયદા કરે તેમાં કોઇ પ્રજાનું વળતું નથી. વડોદરા નરેશે બાળલગ્ન માટે દંડ રાખ્યો છે. લોકો દંડ આપીને પણ લગ્ન કરે છે. પ્રજા-વર્ગની ભાવના બદલાવી જોઇએ. બાળલગ્ન અટકશે તો બાળવિધવાની સંખ્યા ઓછી થશે. તંદુરસ્ત, બુદ્ધિશાળી પ્રજા તૈયાર થઇ શકશે.

હવે આપણે જે જુવાન જોડાંને એકલવાયો સંસાર એટલાં જોયાં તેના તરફ દૃષ્ટિ કરીએ, તેમની સ્થિતિ સૌથી વધારે કફોડી છે. ન્હાની ઉમરમાં માતા થવાનો પ્રસંગ આવે છે. ઉપરા ઉપરી બેચાર બાળકો થાય છે. શરીર ઘસાઇ જાય છે, પોતાની જાતને આરોગ્ય રાખવાને કે બાળકની તંદુરસ્તી સાચવવાને કોઇ પણ ઇલાજ આવડતા નથી. ઘરમાં કોઇ સલાહ આપે એવું પ્રૌઢ ઉમરનું માણસ નથી હોતું. સુવાવડ વખતે કેમ

# મહિલા મિત્ર.

## સ્ત્રીઓની સામાજિક સુધારણા.

ધન વૈભવ અને પ્રતિભાની દેવી શ્રી કમળા અથવા લક્ષ્મીજી ગણાય છે. સૃષ્ટિની આદિ શક્તિને જગન્જનની તરીકે અર્ધ્ય અપાય છે. કૈલાસવાસી મહાદેવની અર્ધાંગના તરીકે શ્રી પાર્વતીની પૂજા થાય છે. ભગવાનની સાથે રાધિકાની સ્તુતિ થાય છે. રામચંદ્રજી સાથે સીતાજીનાં યશોગાન ગવાય છે.

આ પ્રમાણે સ્ત્રી જાતિને અતિ મહત્ત્વનું સ્થાન આપેલું આપણે જાણીએ છીએ, છતાં આજની આપણી સ્ત્રીઓની સ્થિતિ જોઇશું તો એમાં બેસુમાર સુધારાનો અવકાશ છે એમાં કોઇથી ના કહી શકાશે નહિં.

આપણા દેશનું વસ્તીપત્રક જોતાં જણાય છે કે પાશ્ચાત્ય દેશો માફક આપણા દેશમાં સ્ત્રીઓની સંખ્યા પુરુષ કરતાં વધારે નથી.

માત્ર ગ્રેટ બ્રિટનમાં સ્ત્રીઓની સંખ્યા પુરુષો કરતાં વીસ લાખ જેટલી વધારે છે, આપણા દેશમાં સ્ત્રી કરતાં પુરુષોની સંખ્યા શીત્તેર લાખ વધારે છે તેથી જ આપણા દેશમાં લગ્ન એ દરેક સ્ત્રીનુ પરમ કર્તવ્ય ગણાયું છે. સ્ત્રી જાતિના રક્ષણાર્થે લગ્ન આવશ્યક છે. પાશ્ચાત્ય દેશોમાં સ્ત્રીઓની સંખ્યા ઘણી વધારે હોવાથી તેમને પોતાનું જાતે દોડી લેવાની જરૂર પડે છે. અને તેને પરિણામે ધંધા રોજગારમાં સ્ત્રીઓ સ્પર્ધા કરી રહી છે. અને કાંઇક અંશે પુરુષથી સ્વતંત્ર રહી શકે છે. આ પ્રમાણે હિન્દ અને બ્રિટનની પરિસ્થિતિ જ જૂદી છે એટલે જે પ્રયોગો બ્રિટનની સમાજ સુધારવા માટે ઉપયોગમાં આવે તે હિન્દને અનુકૂળ નહિં આવી શકે. આપણે તો આપણા મગજમાંથી જ તોડ કહાડવો પડશે.

પહેલ વહેલી દૃષ્ટિ આપણે દીન, અનાથ, કચરાઇ ગએલી, પરાધીન વિધવા ઉપર નાંખીશું. દરેક પાંચ સ્ત્રીએ એક વિધવા છે. અને એમાંની ૨૮ ટકા ચાળીસ વર્ષની અંદરની છે. આ વિધવા સ્ત્રીઓની દશા સુધારવા માટે જૂદો જ માર્ગ લેવો પડશે.

સારા કુટુંબની વિધવા અથવા અનાથ સ્ત્રીઓ જેઓ પોતાનો વખત તદ્દન નકામો ગાળે છે, અને પોતાનું જીવન વ્યર્થ ગાળે છે તેમને આ વિષયો શીખવીને તૈયાર કરી શકાય. જનસમાજનું આ મહાન્ કર્તવ્ય છે. દાક્તરો, શિક્ષકો, નાયણો, છાત્રાલયોની અધિષ્ઠાત્રી, શહેર સુધરાઈની તપાસ કરનાર બાઈઓ, આ સર્વ પ્રકારની બાઈઓ કદી આપણને સારી સંખ્યામાં મળતી નથી. આપણે વીસમી સદીમાં છીએ તો એ આપણી પ્રગતિ તો હજી વીજળીના જમાનામાં કોડીઆંના દીવા જેવી છે.

સ્ત્રીઓની આર્થિક સ્થિતિમા પણ ઘણો સુધારો થવાની જરૂર છે.

આ બધાં કામ પુરુષો કરવાના નથી. સ્ત્રીસમાજો આપણા દેશમાં સ્થપાવવા માંડી છે તે એક શુભ ચિહ્ન છે. આ સમાજોદ્વારા જ્ઞાનની ખીલવણી થઇ શકશે અને તેને પરિણામે તંદુરસ્તી વધશે. જ્ઞાન અને આરોગ્યની વૃદ્ધિ પણ થઇ શકશે. સ્ત્રીસમાજોના કાર્યક્રમ સંગીન થવાની જરૂર છે. એમાં જીવ રેડવાની જરૂર છે. દરેક ગામમાં બે ચાર શિક્ષિત સ્ત્રીઓએ મળીને ઉત્સાહથી આ કાર્ય પોતાનું કરી લેવાની જરૂર છે.

વડોદરા. } સૌ. શારદા મહેતા.

---

# શીખ ધર્મ અને શીખ સ્ત્રીઓ.

---

પંજાબની અંદર નાનખાના સાહેબમાં થએલા ખૂનના સમયથી તે આજે ગુરુકા બાગમાં ચાલતા રમખાણને લીધે અકાળી સંપ્રદાય તરફ સૌનું લક્ષ દોરાયું છે.

× × × × ×

અકાળીઓની લડતનું ખરું રહસ્ય સમજવા માટે એ સંપ્રદાયની ઉત્પત્તિ વિષે જ્ઞાન હોવું જોઈએ. અકાળીઓના લડત રાજકીય નથી પણ ધાર્મિક છે. અકાળીઓ સુધારક છે, ધાર્મિક પવિત્રતા માટે જ વર્ષો ઉપર ઉત્પન્ન થયા. અને આજે પણ અપવિત્રતા દૂર કરવા માટે જ લડ લડીને રહ્યા છે. દરેક સુધારક મંડળમાં જે ઝનુન હોય છે તે અકાળીઓમાં જોઇએ છીએ અને પોતાના સિદ્ધાન્તને માટે દરેક પ્રકારનો આત્મભોગ—જાનમાલ અને સર્વસ્વનો ત્યાગ કરવાને તેઓ તૈયાર થયા છે. તેથી શીખધર્મનો ટુંકો ઇતિહાસ જાણવો આવશ્યક છે.

શીખધર્મના સ્થાપક ગુરુ નાનકના પુત્ર બાબાશ્રી ચંદથી જ મતભેદ શરૂ થયો છે. શીખધર્મનો મુખ્ય ઉદ્દેશ ગૃહજીવનની પવિત્રતા વધારવા તરફ છે. બાબાશ્રી ચંદના પંથનું વલણ ઉદાસીનતા તરફ છે. અને તેથી ઉદાસી નામના પંથના સ્થાપકોમાં એમનું નામ પણ ગણાય છે. ગુરુ નાનકના અવસાન પછી તેમના એક ચેલા ગુરૂ આંગદ શીખપંથની ગાદીએ આવ્યા અને બાબાશ્રી ચંદ ઉદાસી પંથના આગેવાન થયા. ત્રીજા ગુરુ અમરદાસે શીખ પંથને ઉદાસીઓથી તદ્દન જુદો પાડ્યો. ચોથા ગુરુ રામદાસે અમૃતસર વસાવ્યું, અને તેને શીખ લોકોનું મુખ્ય ધામ બનાવ્યું. ગુરૂ નાનકનું જન્મસ્થાન નાનખાના સાહેબ ઉદાસીઓનું ધામ બન્યું. આ પ્રમાણે આ બે પંથ બિલકુલ જુદા પડી ગયા. દસમા ગુરુ ગોવિંદના સમયમાં બીજા બે પંથ ઉત્પન્ન થયા. નિર્મળ અને અકાળી. ગુરુ ગોવિંદે કેટલાક શીખોને સંસ્કૃત તથા ધાર્મિક શાસ્ત્રોના અભ્યાસ માટે કાશી મોકલ્યા હતા. એ પાછા ફર્યા અને શીખ ગુરુઓના ઉપદેશમાંથી તત્ત્વો કાઢી તેમણે વ્યવસ્થિત મીમાંસાની રચના કરી. ગુરુ ગોવિંદની મુસલમાનો સામેની લડાઇમાં શૂરવીર યોદ્ધાઓ હતા, એ અકાળી (ચિરંજીવ) કહેવાયા, અને એ મહાન ગુરુની લશ્કરી તથા રાજકીય પ્રવૃત્તિઓ તથા બોધ આ પંથે સ્વીકાર્યાં. ૧૭૦૮માં ગુરુ ગોવિંદસિંહના મરણ પછી ગુરુ બંદાએ શીખ પંથમાં કેટલોક ફેરફાર કરવાની શરૂઆત કરી ત્યારે આ અકાળીઓ તેની સામે પડયા, અને તેમણે તત્ ખાલસા (એટલે ખરા ખાલસા)નું નામ ધારણ કર્યું.

ગુરુ ગોવિંદે શીખ પ્રજાને નવું સ્વરૂપ આપીને આત્મસંરક્ષણ માટે લાયક બનાવી, અને તેમની પાસે કેશ, કાંગ, કડું, કચ્છ તથા કીરપાણ ધારણ કરાવ્યાં. જે શીખોએ આ પાંચ ચીજ ધારણ કરીને અમૃતપાનની ક્રિયા સ્વીકારી તે લોકો અમૃતધારી કહેવાયા, અને જે જે પહેલા નવ ગુરૂઓના ઉપદેશ પ્રમાણે જ વર્તતા તેઓ સહજધારી કહેવાયા. ×× અમૃતધારી અને સહજધારી એમ શીખોના બે ભેદ રહ્યા. નિર્મળ શીખો આ પંથના બ્રાહ્મણ બન્યા અને અકાળીએ રાષ્ટ્રીય સૈનિક બનીને શીખ પ્રજાનું રાજ્ય સ્થાપવાનું કાર્ય ઉપાડ્યું. × × ધીમે ધીમે બ્રાહ્મણો અને અકાળીઓમાં રાજ્યસત્તા માટે કુસંપ દાખલ થયો.* કુસંપ અને દ્વેષને લીધેજ ગુલામીનો પગ સંચાર થયો. શીખવિગ્રહો થયા, ત્યારપછી તેમના ધર્મનો પુનરુદ્ધાર થવા માંડ્યો. રાજ્ય તરફથી અનેક અન્યાયો થયા તેથી ત્રણ સુધારક

* આટલે સુધીનો ભાગ આસો માસના 'યુગધર્મ' પરથી લીધો છે.

શીખોએ નિશ્ચય કર્યો કે શીખધર્મ પર બ્રાહ્મણ તથા પૂજારીઓનો દાબ કાઢી નાખવો અને કીરપાણ ધારણ કરવી.

ઇ. સ. ૧૯૧૯ ની સાલમાં જલીઆંવાલા બાગની કતલમાં મોટો ભાગ શીખોનો હતો. એ કતલના ત્રાસથી રાજકીય ચળવળ તરફ તેઓ જુસ્સાભેર ધસ્યા.

ગુરુકા બાગ અને અકાળીઓનો સત્યાગ્રહ આજે ઘેર ઘેર જાણીતો થઈ રહ્યો છે. તેમની કથા સમસ્ત દેશના અસહકારના ઇતિહાસનો એક યશસ્વી ભાગ છે. અકાળીઓએ આપણા ઉદ્ધાર માટે સાચો અને સીધો માર્ગ બતાવ્યો છે. દરેક માર પુષ્પની વૃષ્ટિ માફક ઝીલી લઇ, અને ગ્રંથ સાહેબનું નામ દઇ ધુળમાં કે પાણીમાં રોળાય–એવા શુદ્ધ સત્યાગ્રહનું દર્શન હિન્દના ઇતિહાસમાં ગાંધીજીના શબ્દોમાં આ સાચા સિપાહીઓએ જ કરાવ્યું છે. અકાળીઓ આપણા દેશમાં અમર થયા છે. તેમનો ઇતિહાસ સોનેરી અક્ષરે લખાશે.

શીખ લોકોએ જે ધર્મનો પુનરુદ્ધાર કરવા માંડ્યો તેમાં સ્ત્રીઓ તરફ દુર્લક્ષ થયું નહોતુ, શીખ લોકો પ્રથમથી જ સ્ત્રીજાતિ તરફ માનની લાગણીથી જ જોતા આવ્યા છે. અને એકંદરે શીખ ધર્મગુરુઓએ કાંઇ અવનવું ચેતન આપણા દેશમાં આણ્યું છે.

સ્ત્રી, પુરુષ બન્નેના કુદરતી હક્કનો સ્વીકાર શીખ ધર્મ કરે છે. ગુરુ નાનક એક જગ્યાએ કહે છે કે "સ્ત્રી જાતિ જે રાજા અને પયગમ્બરોને જન્મ આપે છે તેને શા માટે દુષ્ટ ગણવી જોઈએ ?"

સ્ત્રી જાતિને શીખ ધર્મ બહુ પવિત્ર ગણે છે. તેનો તેમાં પદવી પુરુષો કરતાં પણ ચઢતી ગણાય છે. તેથી શીખ ગુરુઓએ દેવની નારી પ્રતિમા કરીને અર્ઘ્ય આપવા માંડ્યું. પુરુષની ભક્તિને 'સ્ત્રીના શીયળની ઉપમા આપવા માંડી.

મુસલમાનની સત્તાના સમયમાં સ્ત્રીજાતિ ઉપર બહુ બળાત્કાર થતો. પોતપોતાની કોમોમાં પણ સ્ત્રીજાતિની અધમ ગણતરી થઇ. શીખ-ધર્મના આરંભથી પુરુષની કિંમત વધી તેની સાથે સ્ત્રીઓને પણ માન મળતું થયું. પરિણામે એક અપૂર્વ પૂજ્યભાવ સ્ત્રીજાતિ પ્રત્યે શીખ લોકમાં જાગ્રત થયો. કાંઇ પણ સ્વાર્થ કે વિકારની ભાવના રહિત માત્ર સન્માન આપવા ખાતર શીખ યુવકો અને વૃદ્ધો સ્ત્રીજાતિના હિતેચ્છુ અને ભક્તો

થયા. કોઇ પણ ઠેકાણે સ્ત્રીજાતિનું સહેજ પણ અપમાન થતું જોવામાં આવે તો તરત શીખ યુવક ઉશ્કેરાઇ જાય.

આ ભાવનાને લીધે સ્ત્રીઓમાં પણ નવીન જાગૃતિ આવી. તેમને ધાર્મિક ક્રિયામાંથી અત્યાર સુધી બાતલ કરવામાં આવતી હતી તે બધા હક્ક મળ્યા. માત્ર ઘરના અને કુટુંબ વ્યવહારનાં કાર્ય ઉપરાંત પ્રભુપ્રેમનો પ્રકાશ ભોગવવાની તેમને સંપૂર્ણ છૂટ આપવામાં આવી. આપણા દેશની સ્ત્રીઓના નસીબમાં એકંદર તો અંધકાર હોય છે. તેમાંએ જો પ્રભુભક્તિની જ્યોતિ પણ કાંઇ અંશે રોકવામાં આવે તો તો પુરી કમબખ્તી. એના સમગ્ર દુઃખમાં ભગવાનની સહાય ના હોય-તેના દ્વાર આગળ જઇને પોતાનું હૃદય ને ખાલી ના કરી શકે તો તેના સંકટની અવધિ આવી રહે! ગુરુ નાનકના હૃદયમાં આ હતભાગી વ્યક્તિઓને માટે દયા ઉપજી અને ભક્તિનાં દ્વાર તેમને માટે ખુલ્લાં મૂકાયાં. ધાર્મિક સંઘમાં તેમને આવવાની છૂટ મળી. દરેક દરેક ધર્મક્રિયામાં સામીલ થવાની તેમને પરવાનગી મળી. કોઇ પણ સામાજિક રૂઢિ તેમને આ કાર્યમાં બાધ કરી શકે નહિ. હજી પણ દરેક સભામાં, દરેક મંદિરોમાં પુરુષની સાથે સ્ત્રીઓ પ્રવેશ કરી શકે છે. ભજન સંગીત પણ સ્ત્રીપુરુષ એકઠાં મળીને કરે છે. એવાં સંયુક્ત ભજન સાંભળ્યાં હોય ત્યારે જ ગુરુ નાનકે કેટલું કર્યું છે તેનો ખ્યાલ આવે.

ત્રીજા શીખ ગુરુ અમરદાસને સ્ત્રીઓ માટે ઘણો જ પૂજ્યભાવ હતો, કારણ કે એક સ્ત્રીને લીધે જ તેમની ઉન્નતિ થઇ હતી. એની કથા એવી છે કે સાઠ વર્ષની તેમની વય થઇ, ત્યાં સુધી તે શીખ નહોતા થયા. નાનક ગુરુ જ્યારે શીખ ધર્મનો બોધ કરતા તે સમયે તે હતા, પણ તેમને તે ઓળખતા પણ નહોતા. જ્યારે બીજા ગુરુ આંગદ થયા ત્યારે પણ તેમને તે વિષે કાંઇ જ માહિતી નહોતી. ગુરુ આંગદની દીકરી બીબી અમરોનું લગ્ન તેના પિત્રાઈ આ અમરદાસ સાથે થયું હતું. અને પાસેના જ ઘરમાં તેઓ રહેતાં હતાં. એક દિવસે સ્હવારમાં વહેલી ઉઠીને અમરો પોતાના છઠ ગુરુનાં રચેલાં પદ લલકારતી હતી. અમરદાસની ધર્મ જીજ્ઞાસા જાગ્રત થએલી હોવાથી તે પથારીમાં સુતાં સુતાં સાંભળતા હતા. પદ પુરું થતાં જ અમરદાસે અમરોને કહ્યું કે મ્હને ત્હારા પિતા પાસે લઇ જા. તે તેમને લઇ ગઇ. અમરદાસની ભક્તિ એટલી વધી ગઇ કે આંગદ પછી તે ત્રીજા ગુરુ થયા.

ગુરુ અમરદાસને પડદાનો રીવાજ જરા પસંદ નહોતો. કોઇ સ્ત્રી મોં ઢાંકીને સંગતમાં આવે તો તેની ચાદર ખસેડી નાખવાનો આગ્રહ તે કરતા.

આને પરિણામે સ્ત્રીઓનું સરક્ષણ વધતુ થતુ ગયુ. સ્ત્રીઓને પોતાને પણ પોતાની સ્થિતિનું ભાન થયુ. અને ત્યાર પછી તેઓ પોતાનો બચાવ કરતી થઇ. પુરૂષના ધર્મની રક્ષક સ્ત્રીઓ ગણાવા લાગી. છઠ્ઠા ગુરુ હરગોવિંદે કહ્યું છે કે "સ્ત્રીઓ તો પુરુષનો અંતર્દીપ છે."

એક પ્રસંગે એક શીખ મંદિર પર મુસલમાનોએ હુમલો કર્યો. તે પ્રસંગે પુરુષ યોદ્ધાઓ બીજે રોકાએલા હતા. એકદમ બસો સ્ત્રીઓ બહાર નીકળી પડી અને ઘોડા ઉપર બેસીને સ્હામી થઇ. કેટલાક કલાક સુધી લડાઇ ચાલુ રહી. છેવટ મુસલમાનોને હાંકી કહાડ્યા. શત્રુનો ઝુંડો અને નગારૂં શીખ સ્ત્રીઓએ ઝુંટવી લીધુ. હજી પણ એ એક મંદિરમાં શોભે છે. આ પ્રમાણે શીખ સ્ત્રીઓને કીર્તિ મળી. તેઓ યુદ્ધ કરી શકતી, રાજ્ય કરી શકતી અને પુરુષનાં હરેક કાર્યમાં ભાગ લેતી.

શીખ ધર્મની દીક્ષા આપતી વખતે અમૃત ( પાણી ) પાવાનો ધારો છે. એક વખતે ગુરુ ગોવિંદસિંહ પાંચ મહાન યોદ્ધાઓને દીક્ષા આપવા માટે આ અમૃત તૈયાર કરતા હતા તે વખતે તેમની પત્ની માતા સાહેબકોર પતાસાં નૈવેદ કરવાને લાવ્યાં. ગુરુએ પતાસાં લીધાં અને અમૃતમાં નાંખ્યાં અને કહ્યું કે "યોગ્ય પ્રસંગે ત્હમે પતાસાં લાવ્યાં. જીવનના અમૃતમાં ખરે જ સ્ત્રીઓ મધુરતા લાવે છે."

હજી પણ જ્યારે શીખ લોકોને દીક્ષા આપવામાં આવે ત્યારે એમ કહેવામાં આવે છે કે ગુરુ ગોવિંદ તે ખાલસાના પિતા અને માતા સાહેબકોર તે ખાલસાનાં માતા છે.

સ્ત્રીજાતિ પ્રત્યે આ પ્રમાણે શીખ પ્રજામાં પૂજ્ય ભ[illegible]. તેમની ધર્મ ભાવનાની ખીલવણી જ એ પ્રકારની છે. તેમની [illegible] ધૈર્ય જે સહનશીલતા અને સૌમ્ય સાત્વિકતા છે તે દૃષ્ટાન્ત યોગ્ય છે. એક હકીકત બીબી શરણકૌરની છે. જંગની લડાઇ પુરી થયા પછીનો પ્રસંગ છે. ગુરુ ગોવિંદસિંહ અને મુગલો વચ્ચે આ છેલ્લો જ વિગ્રહ હતો.

સર હિન્દ પાસે એક ગામડા આગળ લડાઇ પુરી થઇ છે. રાત અંધારી છે. કાળાં વાદળાંથી આકાશ ઘેરાઇ ગએલું છે. શત્રુના તેમ જ શીખ લોકનાં શબથી સંગ્રામભૂમિ છવાઇ ગઇ છે. દૂર દૂર દુશ્મનોના લશ્કરની ટુકડીઓ તાપણાં કરી કરીને તાપે છે. મધ્ય રાત્રિ વીતી ગયા પછી એક શીખ સ્ત્રી હાથમાં મશાલ લઇને આવે છે. તદ્દન નિર્ભયપણે તે [illegible] શબની વચ્ચે [illegible] માર્ગ કાપે છે. અને એક પછી એક બહાદુર

જાત ભાઇઓનાં શબને ઉંચકીને લાંબા વાળથી ઓળખી ઓળખીને એક ઠેકાણે ઢગલો કરે છે. પછી થાકીને વિચારગ્રસ્ત થઇને બેસે છે. ધર્મ-ગુરુના આદેશની ખાતર દીવાની અંદરના પતંગીઆની માફક આ મહાન યોદ્ધાઓએ પોતાની જાતને ઝંપલાવી છે તેને માટે પ્રશંસાની દૃષ્ટિથી તેમના તરફ નજર નાંખે છે. વળી વિચાર કરે છે, " અરેરે ! શી આ લોકની દશા છે ! આવી રીતે તેમની પવિત્ર દેહને પડી રહેવા દેવી એ તો પાપ જ ગણાય. અત્યારે તેમની ભગિનીઓ, માતાઓ, પત્નીઓ અંહી હોત તો જરૂર તેમને ઠેકાણે પાડત; પણ કાંઇ નહિં. આ વીરોનું ભગિનીકર્ત્તવ્ય હું કરીશ. હું તો જીવતી છું ને !" આમ કહીને તે આસપાસથી પાંદડાં અને લાકડાં વીણી લાવે છે. પછી હાથ જોડી નમસ્કાર કરીને ઉભી રહે છે. અને પ્રાર્થના કરે છે. દરેક ગુરુનું અને મહન્તોનું અને વીરપુરુષોનું સ્મરણ કરે છે. તેના ગાલ ઉપર અખંડ અશ્રુની ધાર વહે જાય છે. સત્યની ખાતર આ બહાદર નરોએ પ્રાણ સમર્પણ કર્યા છે તેથી તેનું હૃદય વલોવાઇ જાય છે. જે યોધ્ધાઓ મૃત્યુવશ થયા છે અને જેમણે તેમને કતલ કર્યા છે તે સહુને માટે ઈશ્વર પાસે વરદાન માગે છે, અને મસ્તક નીચું નમાવે છે. અને એમ કરીને ચિતાને અગ્નિસંસ્કાર કરે છે. એક ક્ષણમાં જ્વાળા આકાશ સુધી પહોંચે છે અને ચારે તરફ પ્રકાશ ફેલાય છે. પાસે જ પડેલા મુગલ દળને જાણ થતાં જ ગભરાઇને તેઓ તે સ્થળે આવી પહોંચે છે. આવી પહોંચતાં જ એક ભયંકર ચિતા આગળ આ અબળા-પણ વીરાંગનાને ઉભેલી જૂએ છે. તેઓ આશ્ચર્યમૂઢ થઈ જાય છે અને તેને અનેક પ્રશ્ન કરે છે. તે નિરુત્તર ઉભી રહે છે. કારણ કે સત્ય તેનાથી કહેવાય તેમ નહોતું અને અસત્ય ઉચ્ચાર કરવો નહોતો. મુગલ સિપાહીઓ ઘણા જ ગુસ્સે થઈ જાય છે. અને જ્યારે તે કાંઈ જ ઉત્તર દેતી નથી ત્યારે હાથ પકડીને તેને ચિતામાં હડસેલી દેછે. આ પ્રમાણે બીબી શરણકોર પોતાના સગા નહિં છતાં ધર્મબંધુઓને માટે મૃત્યુવશ થવાનું પસંદ કરે છે. ધન્ય છે આ સ્ત્રીને અને ધન્ય છે ભારત માતને ! ×

વડોદરા. } સૌ. શારદા મહેતા.

---

× આમાંની કેટલીક હકીકત એક શીખ પત્રિકા ઉપરથી લીધી છે.

આને પરિણામે સ્ત્રીઓનું સંરક્ષણ વધતું થતું ગયું. સ્ત્રીઓને પોતાને પણ પોતાની સ્થિતિનું ભાન થયું, અને ત્યાર પછી તેઓ પોતાનો બચાવ કરતી થઇ. પુરુષના ધર્મની રક્ષક સ્ત્રીઓ ગણાવા લાગી. છઠ્ઠા ગુરુ હરગોવિંદે કહ્યું છે કે "સ્ત્રીઓ તો પુરુષનો અંતર્દીપ છે."

એક પ્રસંગે એક શીખ મંદિર પર મુસલમાનોએ હુમલો કર્યો. તે પ્રસંગે પુરુષ યોદ્ધાઓ બીજે રોકાએલા હતા. એકદમ બસો સ્ત્રીઓ બહાર નીકળી પડી અને ઘોડા ઉપર બેસીને સ્હામી થઇ. કેટલાક કલાક સુધી લડાઇ ચાલુ રહી. છેવટ મુસલમાનોને હાંકી કહાડ્યા. શત્રુનો ઝુંડો અને નગારું શીખ સ્ત્રીઓએ ઝુંટવી લીધું. હજી પણ એ એક મંદિરમાં શોભે છે. આ પ્રમાણે શીખ સ્ત્રીઓને કીર્તિ મળી. તેઓ યુદ્ધ કરી શકતી, રાજ્ય કરી શકતી અને પુરુષનાં હરેક કાર્યમાં ભાગ લેતી.

શીખ ધર્મની દીક્ષા આપતી વખતે અમૃત ( પાણી ) પાવાનો ધારો છે. એક વખતે ગુરુ ગોવિંદસિંહ પાચ મહાન યોદ્ધાઓને દીક્ષા આપવા માટે આ અમૃત તૈયાર કરતા હતા તે વખતે તેમની પત્ની માતા સાહેબકોર પતાસાં નૈવેદ્ય કરવાને લાવ્યા. ગુરુએ પતાસાં લીધાં અને અમૃતમાં નાંખ્યાં અને કહ્યું કે "યોગ્ય પ્રસંગે તમે પતાસાં લાવ્યાં. જીવનના અમૃતમાં ખરે જ સ્ત્રીઓ મધુરતા લાવે છે."

હજી પણ જ્યારે શીખ લોકોને દીક્ષા આપવામાં આવે ત્યારે એમ કહેવામાં આવે છે કે ગુરુ ગોવિંદ તે ખાલસાના પિતા અને માતા સાહેબકોર તે ખાલસાનાં માતા છે.

સ્ત્રીજાતિ પ્રત્યે આ પ્રમાણે શીખ પ્રજામાં પૂજ્ય ભાવ છે. તેમની ધર્મ ભાવનાની ખીલવણી જ એ પ્રકારની છે, તેમની સ્ત્રીઓમાં જે ધૈર્ય જે સહનશીલતા અને સૌમ્ય સાત્વિકતા છે તે દૃષ્ટાન્ત યોગ્ય છે. એક હકીકત બીબી શરણકોરની છે. ઝનુની લડાઇ પુરી થયા પછીનો પ્રસંગ છે. ગુરુ ગોવિંદસિંહ અને મુગલો વચ્ચે આ છેલ્લો જ વિગ્રહ હતો.

સર હિન્દ પાસે એક ગામડા આગળ લડાઇ પુરી થઇ છે. રાત અંધારી છે. કાળાં વાદળાંથી આકાશ ઘેરાઇ ગએલું છે. શત્રુના તેમ જ શીખ લોકનાં શબથી સંગ્રામભૂમિ છવાઇ ગઇ છે. દૂર દૂર જીતેલા લશ્કરની ટુકડીઓ તાપણાં કરી કરીને તાપે છે. મધ્ય રાત્રિ વીતી ગયા પછી એક શીખ સ્ત્રી હાથમાં મશાલ લઇને આવે છે. તદ્દન નિર્ભયપણે તે આ શબની વચ્ચે થઇને માર્ગ કાપે છે. અને એક પછી એક બહાદુર

જાત ભાઇઓનાં શબને ઉંચકીને લાંબા વાળથી ઓળખી ઓળખીને એક ઠેકાણે ઢગલો કરે છે. પછી થાકીને વિચારગ્રસ્ત થઇને બેસે છે. ધર્મ-ગુરુના આદેશની ખાતર દીવાની અંદરના પતંગીઆની માફક આ મહાન યોદ્ધાઓએ પોતાની જાતને ઝંપલાવી છે તેને માટે પ્રશંસાની દૃષ્ટિથી તેમના તરફ નજર નાંખે છે. વળી વિચાર કરે છે, "અરેરે! શી આ લોકની દશા છે! આવી રીતે તેમની પવિત્ર દેહને પડી રહેવા દેવી એ તો પાપ જ ગણાય. અત્યારે તેમની ભગિનીઓ, માતાઓ, પત્નીઓ અંહી હોત તો જરૂર તેમને ઠેકાણે પાડત; પણ કાંઇ નહિં. આ વીરોનું ભગિનીકર્ત્તવ્ય હું કરીશ. હું તો જીવતી છું ને!" આમ કહીને તે આસપાસથી પાંદડાં અને લાકડાં વીણી લાવે છે. પછી હાથ જોડી નમસ્કાર કરીને ઉભી રહે છે. અને પ્રાર્થના કરે છે. દરેક ગુરુનું અને મહન્તોનું અને વીરપુરુષોનું સ્મરણ કરે છે. તેના ગાલ ઉપર અખંડ અશ્રુની ધાર વહે જાય છે. સત્યની ખાતર આ બહાદૂર નરોએ પ્રાણ સમર્પણ કર્યાં છે તેથી તેનું હૃદય વલોવાઇ જાય છે. જે યોધ્ધાઓ મૃત્યુવશ થયા છે અને જેમણે તેમને કતલ કર્યાં છે તે સહુને માટે ઈશ્વર પાસે વરદાન માગે છે, અને મસ્તક નીચું નમાવે છે. અને એમ કરીને ચિતાને અગ્નિસંસ્કાર કરે છે. એક ક્ષણમાં જ્વાળા આકાશ સુધી પહોંચે છે અને ચારે તરફ પ્રકાશ ફેલાય છે. પાસે જ પડેલા મુગલ દળને જાણ થતાં જ ગભરાઇને તેઓ તે સ્થળે આવી પહોંચે છે. આવી પહોંચતાં જ એક ભયંકર ચિતા આગળ આ અબળા-પણ વીરાંગનાને ઉભેલી જૂએ છે. તેઓ આશ્ચર્યમૂઢ થઈ જાય છે અને તેને અનેક પ્રશ્ન કરે છે. તે નિરુત્તર ઉભી રહે છે. કારણ કે સત્ય તેનાથી કહેવાય તેમ નહોતું અને અસત્ય ઉચ્ચાર કરવો નહોતો. મુગલ સિપાહીઓ ઘણા જ ગુસ્સે થઈ જાય છે. અને જ્યારે તે કાંઈ જ ઉત્તર દેતી નથી ત્યારે હાથ પકડીને તેને ચિતામાં હડસેલી દે છે. આ પ્રમાણે બીબી શરણકાર પોતાના સગા નહિં છતાં ધર્મબંધુઓને માટે મૃત્યુવશ થવાનું પસંદ કરે છે. ધન્ય છે આ સ્ત્રીને અને ધન્ય છે ભારત માતને! ×

વડોદરા. } સૌ. શારદા મહેતા.

× આમાંની કેટલીક હકીકત એક શીખ પત્રિકા ઉપરથી લીધી છે.

# માલિની.

—એક અંકી નાટક—

પાત્રો:

| | |
|---|---|
| માલિની. | રસનિધિ. |
| શ્રીમતી. | રમેશ. |
| લાલતા. | નીલકુમાર. |
| રોહિણી. | ડાક્ટર. |
| વલ્લભાવતી. | પ્રેમશંકર. |

## પ્રવેશ ૧ લો.

સ્થળ: માલિનીનું શયનગૃહ. સમય: સવારના આઠ.

(માલિની સૂતી છે. શ્રીમતી જરાક દૂર વિચારમાં બેઠી છે.)

શ્રીમતી: (સ્વગત) પ્રીતિ એટલે દુઃખ જ હશે? પણ પ્રીતિ એટલે શું? મને તો આ કંઇ સમજાતુ નથી. આ પ્રીતિ હશે! કોણ જાણે ...પ્રીતી જ વળી બીજું શું? પ્રભુ! પ્રભુ! આઠ આઠ દિવસથી આ છોકરી ઘડીવાર જંપી નથી. આવી તે પ્રીતિ? ડાહ્યાંઓ કહે છે કે કોઈ સાથે પ્રીતિ ન કરવી! પણ...પણ શું? પ્રીતિ કાંઇ કરી થતી હશે ને......

માલિની: (ઉંઘમાં ગાય છે.)

રાત વીતી વ્હાણું વાયું પણ અંધારાં ના ખૂટે,
રુદન ભર્યા અંતરમાં મ્હારા અરુણોદય ના થશે.

શ્રીમતી: માલિની! (ઉત્તર મળતો નથી.) (સ્વગત) વળી કંઇ સ્વપ્નું આવ્યું હશે. લોક કહે છે...હશે છો કહેતા; મ્હારે લોકને શું કરવું છે? આ બિચારી છોકરી! ને રસનિધિ યે ક્યાં પ્રીતિ કરવા આવ્યો હતો? પણ હવે એ યે અહીં આવતાં ડરે છે. કોણ જાણે કેમ...હા. પણ જગત્ એમ કેમ કરતું હશે? ને દિવસે મ્હેં સહજ પૂછ્યું: 'રસનિધિ, કેમ હવે આવતા નથી?' ને એટલામાં તો એ ગોઇ પડ્યો. એને યે શું શું વીતતુ હશે, કોણ જાણે. મ્હારૂં તો મન મુંઝાય છે; મ્હારાથી તો આ બધું નથી જોવાતું. ને હવે તો એ અહીં છે કે ક્યાંક ગયો......

માલિની: (ઉંઘમાં) ગયો? ના, ના જાય ક્યાં? હજી તો અહીં જ છે.

શ્રીમતીઃ માલિની ! ઉઠ તો આ સવાર થઇ. (માલિનીનઃ શરીરે હાથ ફેરવી જગાડે છે.)

માલિનીઃ (આંખ ઉઘાડીને) એ તો ગયો જ ને ત્યારે ? (સ્વસ્થ થતાં) મ્હોટી બ્હેન !

શ્રીમતીઃ કેમ બ્હેન ! શું છે !

માલિનીઃ કંઇ નહીં સ્વપ્નું હશે.

શ્રીમતીઃ (સ્વગત) આનું તે કંઇ જીવન છે ? દિવસ ને રાત જાગતાં ને ઉંઘતાં સ્વપ્નાંજ સ્વપ્નાં. (પ્રકટ) માલિની ! એ શાનું સ્વપ્નું હતું?

માલિનીઃ સ્વપ્નું ? કોણ જાણે. પણ એને ત્યાં આપણે જઇશું ?

શ્રીમતીઃ કોને ત્યાં ?

માલિનીઃ એને ત્યાં; જઇશું ?

શ્રીમતીઃ એ તે કોણ પણ ?

માલિનીઃ એ ? કોણ... એ ? એ.. રસનિધિ ! એને ત્યાં આપણે જઇશું ?

શ્રીમતીઃ (સ્વગત) ખસ્યું પાછું. પ્રભુ ! પ્રભુ ! કઇ ઘડીએ આ સ્ત્રીપુરુષને ત્હેં ઘડયાં છે ? જાણે સ્વપ્નમાં જ ન જીવતાં હોય ! (પ્રકટ) બ્હેન આપણે એને અહીં બોલાવી શું. 'એ આવશે અહીં હં'... (બોલતાં બોલતાં વિચારમાં પડી જાય છે ને મનમાં બબડે છે.) આવશે ? કોણ આવશે ? એ ક્યાં છે તે તો જાણતાં નથી. (ઉંડો નિસાસો નાંખે છે.)

માલિનીઃ એ સ્વપ્નું જ હશે, નહીં મ્હોટી બ્હેન ?

શ્રીમતીઃ હાસ્તો.

માલિનીઃ ત્યારે એ કેમ આવતો નથી ? આપણે એને ત્યાં જઇશું ?

શ્રીમતીઃ એક દિવસ જઇશું; ચાલ હવે ઉઠે છે ?

માલિનીઃ કોઇ બારણું ઠોકે છે ? મ્હને લાગે છે કે કોઇ આવ્યું.

શ્રીમતીઃ એ તો પવન હશે.

માલિનીઃ પવન ? બસ પવન જ !

(આંખો મીચી સઇ જાય છે ને ગાય છે)

મ્હને લાગે આજે જગત તિમિરાચ્છાદિત બધું,
ન ભાનુરશ્મિથી મમ જગ પ્રકાશિત બનતું.

શ્રીમતીઃ (સ્વગત) લોક કહે છે સ્ત્રી પુરુષને છૂટથી મળવા જ ન દેવાં. એ સાચું હશે ? કોણ જાણે. પણ એમ તો એ બહુએ જણને મળે છે, કોઈને માટે તો કંઇ આવું નથી કરતી. ને કોઇના પર

સ્નેહ કરે એમાં શું ? એમાં શું......એમાં શું શું ? પણ રસનિધિ કેવો ભલો યુવાન છે ! માલિની એની સાથે કેવું સુખ પામે... પણ, પણ શું ? (વિચારમાં પડે છે.) કોણ જાણે આનું શું પરિણામ આવશે–આવાં લગ્ન આપણા સમાજમાં ક્યાંથી સંભવે ! ને...(બારણું ઉઘડે છે ને નોકર ટપાલ આપી ચાલ્યો જાય છે. ટપાલ જોતાં. સ્વગત) રસનિધિ ! રસનિધિ ! તું એ કેવો વિચિત્ર છે; આઠ આઠ દિવસથી તું દુનિયામાં વસે છે કે નહીં એનો પત્તોજ નથી ! ને રમેશ કહે છે કે એ લોકો તો બીજી જગ્યાએ રહેવા ગયાં છે ને......

(રમેશ પ્રવેશ કરે છે.)

રમેશ: મ્હોટી બ્હેન ! ભોળાનાથના દહેરા આગળ...

શ્રીમતી: માલિની ઉંઘે છે રમેશ ! ચાલ બીજા ખડમાં જઈએ.

માલતી: (ઉંઘમાં) ભોળાનાથના દહેરા પાસે રસનિધિનું ઘર છે (તેઓ જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ: રસોડું. સમય: તે જ.

શ્રીમતી: શું કહેતો હતો તું ?

રમેશ: રસનિધિનું ઘર જડયું હું–ભોળાનાથના દહેરા પાસે એનું ઘર છે. પણ

શ્રીમતી: ત્હને કોણે કહ્યું ?

રમેશ: કોઈએ કહ્યું હતું કે એટલામાં ક્યાંક છે. કાલ રાતે હું ત્હમને જાગરણ કરવાનું કહીને નીલકુમારને ત્યાં ગયો પછી અમે સાથે ત્યાંથી ફરવા ગયેલા. મહાદેવમાં પૂજન અને ગાયન હતાં ત્યાં થોડીવાર બેઠા ને પછી પાછા આવતા હતા ત્યારે એક ઘર આગળ ડાક્ટરની ગાડી ઉભી હતી ને નોકરો દોડાદોડ કરતા હતા—

શ્રીમતી: (ગભરાઈને) કોના ઘર આગળ ? પછી ?

રમેશ: મ્હને જરા વ્હેમ પડયો. હું ને નીલકુમાર ત્યાં ઉભા રહ્યા. પછી એક માણસ ત્યાંથી જતો હતો ત્હેને આ કોનું ઘર છે એમ અમે પૂછી જોયું ને......

શ્રીમતી: શું ?

રમેશ: તે રસનિધિનું ઘર જ હતું. થોડીવારે ડાક્ટર પાછા ગયા. એક નોક-રને બોલાવીને મ્હેં કોણુ માંદું છે એમ પૂછી જોયું. રસનિધિને સ્હેજ તાવ આવે છે:

શ્રીમતીઃ તું મળ્યો એને ?

રમેશ: ના હું ઘરમાં તો ન ગયો. એને ત્યાં બીજું કોઇ મ્હને ઓળખતું પણુ નહીં હોય, ને આવી વેળાએ ત્યાં જઇએ તે વખતે કોઇને ન યે ગમે, ખરૂં ને ? એના પેલા જુના ઘરમાં પણુ હું કોઈ દહાડો ન્હોતો ગયો. એ તેથી જ નહીં આવતો હોય; પણુ હમણાં માલિનીને કહેવું નહીં હું નહીં તો એ વધારે દિલગીર થશે.

શ્રીમતીઃ તે તો નહીં કહીએ. પણુ તું પાછો જરા ખબર તો કહાડજે.

રમેશઃ ખબર કાઢીશ; એકવાર સવારમાં તો હું ત્યાં જઇને આવ્યો. પેલો જ ચાકર ફરી મળ્યો, ત્હેણે કહ્યું કે 'તબિયત છે એવીને એવી છે.' એવું ચિંતા કરવા જેવું કંઈ નહીં હોય ને સાંજે હું જઇશ ત્યાં. પણુ માલિની કેમ નથી ઉઠી હજી ! એને ઠીક નથી.

શ્રીમતીઃ ઠીક છે. પણુ એ યે વિચિત્ર છોકરી છે; શું કરવું ! ને એનાપર તે રોષ કરવો કે એની દયા ખાવી ! એ બિચારી યે ઓછું ખમે છે ? પણુ મ્હને એમ થાય છે કે આપણે તે કેવી મુશ્કેલીઓને કેટકેટલા અનુભવોમાંથી પસાર થવાનું લખાવી લાવ્યાં છીએ ! ને લોકોને તો હસવું સૂઝે છે; કહે છે છોકરીને મ્હોંએ ચ્હડાવી ને લાડ લડાવ્યાં ને છૂટ બહુ આપી તેનાં ફળ મળ્યાં. છો કહેતા–એમાં વળી ફળ શું મળ્યાં હેં ? મ્હને તો એ બિચારી દુઃખ પામે છે, તે લાગે છે. આ બધું–આવું જે જે કંઇ દુનિયામાં બને છે તે પ્રભુ જ કરે છે ને ? એમાં બિચારાં મનુષ્યને શો દોષ ? ત્યારે એ પ્રભુ યે એવું શા માટે કરતો હશે ?

રમેશઃ પ્રભુ? એ તો એક ફ્હારો મ્હારા હાથમાં આવશે કેની તો એને તો–

શ્રીમતીઃ ચૂપ, બોલ્યો પાછો !

રમેશઃ (હસતાં હસતાં) ત્યારે શું કરે ! શા માટે એ એવું કરે છે ત્યારે? માણસ સુખી થાય, તો કહેશે પ્રભુએ કર્યું; સારૂં કામ કરે તો કહેશે પ્રભુએ સારી મતિ આપી; દુઃખી થાય, તો કહેશે પાપનું ફળ મળ્યું–હાથે કરીને દુઃખી થયું; ખોટું કામ કરે તો કહેશે, અવળી મતિ સૂઝી; પણુ દુઃખી કરનાર ને અવળી મતિ સુઝાડનાર

પણ એ પ્રભુ જ નહીં ? શા માટે એ બધાંને જ સારી મતિ ન સૂઝાડે ? પાપ, અનાચાર, અવળી મતિ બધું એનુંજ સરજેલું નથી ? ને......

( માલિની ગાતી ગાતી આવે છે. )

રસસાગર એ નીરખી નીરખી
ભૂલી ભાન કંઇ ઉર આશ ધરી:
રસપાન કરી રસસાગરનું
રસમસ્ત બની ડૂબવાય સખ્ત !

માલિનીઃ રમેશ ! ભોળાનાથના દહેરા પાસે રસનિધિનું ઘર છે એમ કોણે કહ્યું ? એ તો કહેતો હતો કે એનું ઘર ચંદન વાડી આગળ છે. ત્હેં રમેશ જોયું છે ભોળાનાથનું દહેરૂં ?

રમેશઃ ના, મ્હેં તો નથી જોયું.

માલિનીઃ ત્યારે સ્વપ્નું હશે. (વિચારમાં પડે છે.)

( પડોશના વસભાવતી આવે છે. )

શ્રીમતીઃ (સ્વગત) આવ્યાં પાછાં, સવારમાં લોહી ઉકાળવા. (પ્રકટ) આવો, ત્હમે કંઇ અત્યારમાં નવરાં પડયાં !

વસભાવતીઃ ના રે, નવરાં શાનાં ? એ તો કાલે કોકે કહ્યું કે માલિનીના શરીરે ઠીક નથી રહેતું; ને રમેશભાઇ સવારમાં વ્હેલા બ્હાર જતા હતા તે મ્હારા મનને કે કંઇ નવું જુનું બન્યું કે શું ? અમસ્થી ખબર કાઢવા આવી હતી. મ્હને તો આવું કંઇ સાંભળું એટલે જીવ ઉંચો ને ઉંચો રહે.

રમેશઃ એ ત્હમારો સ્વભાવ પડયો ભાભી. નવું જુનું વળી શું બનવાનું હતું ? એ તો મ્હારા એક મિત્રને ઠીક ન્હોતું તે વ્હેલો ખબર કાઢી આવ્યો.

વસભાવતી કોને રસનિધિને ?

માલિનીઃ રસનિધિને ? રમેશ...........

રમેશઃ ના, બીજો એક છે. ત્હમે કોઇ ત્હેને ઓળખતાં નથી. ને બિચારો કાલે જ ઉદયપુરથી આવ્યો ને રસ્તામાંથી માંદો થઇને આવ્યો. તેથી ગયો હતો.

વસભાવતીઃ પણ કહે છે રસનિધિને ય ઠીક નથી: ત્હમે તો જાણતા હશો.

રમેશઃ ના, હું તો કંઈ જાણતો નથી. ત્હમારે ત્યાં ભલી આખા ગામની

ખબર આવે છે. એના કરતાં ત્હમે ભાભી રેંટીયો ફેરવો તો સારૂં નહીં !

શ્રીમતી: વલ્લભાવતી. ત્હમારો મહેશ રડે છે કે શું જુઓ ને.

વલ્લભાવતી: ના, ના. એને તો હું હમણાં જ ઉંઘાડીને આવી છું. ને રમેશ ભાઇ, રેંટીયો ફેરવવાને તો અમે ક્યાં નવરાં છીએ ? અમારે આખા ગામની વાતો શું કરવા કરવી પડે ? એ તો કાલે ભોળાનાથના દહેરામાં વાતો થતી હતી, કે રસનિધિને તો ઠીક નથી ને...........બળ્યુ મૂઆ લોક તો કંઇ કંઇ વાતો કરે; કહેતા યે શરમ આવે. પણ એ હમણાનાં અહીં આવતા નથી ખરૂં ?

શ્રીમતી: કંઇ કામમાં રોકાયા હશે.

વલ્લભાવતી: કહે છે એ અહીં આવે છે તે એનાં ઘરનાંને ગમતું નથી ને . લોક વાતો કરે છે. લોકો ને યે કંઇ ધંધો નથી તો.........

( હાથમાં એક તપેલી લઈને પ્રેમશંકર પ્રવેશ કરે છે. )

પ્રેમશંકર: (બારણામાં પેસતાં) રમેશ. વલ્લભાવતી આવ્યાં છે કે અહીંઆં ?

રમેશ: હા. ભાભી જાઓ, ત્હમને ભાઇ શોધે છે.

વલ્લભાવતી: બળ્યું, આમ પાછળ શું આવતા હશો ? આવું છું હમણાં.

પ્રેમશંકર: કંઇ ફીકર નહી નિરાંતે આવજે; એ તો હું કહેવા આવ્યો છું કે આ તપેલીમાંની મલાઇ આપણે બદલે આજે બિલાડીએ ખાધી !

વલ્લભાવતી: હાસ ! હાસ ! એ તો હું ઢાંકવી જ ભુલી ગઇ......

( મૂગાં મૂગાં બેઉ ચાલ્યાં જાય છે. )

માલિની: રમેશ, ભોળાનાથના દહેરા પાસે જ રસનિધિનું ઘર હશે હં.

રમેશ: વારૂ. હું શોધી કાઢીશ હોં. તું કંઇ ચિંતા ન કરીશ.

માલિની: આજે જ શોધી કાઢજે, પછી આપણે એને ત્યાં જઇશું હં. પણ એ કેમ નહીં આવતો હોય ?

શ્રીમતી: કોઇવાર માણસ બીજા કંઇ કામમાં રોકાય તો ન યે આવી શકે; જા હવે ન્હા, ધો, કંઈ કામ કર ઉઠ.

( માલિની ઉઠીને બીજા ખંડમાં જાય છે. જતાં જતાં ગાય છે. )

દિસે ના કયાંયે એ પ્રિયતમ ! કવિતા ગઇ ગઈ,
કહો ઓ ! વ્હાલાંઓ ! ક્યમ ફરી રીઝાવું મમ સખી ?

## પ્રવેશ ૩ જો.

સમયઃ-બપોર. સ્થળઃ રસનિધિનું ઘર.

( રસનિધિ અસ્વસ્થ સૂતો છે ને ડાકટર નાડી તપાસે છે. )

ડાકટરઃ (થોડીવારે) વિચાર ન કરો, વિચાર ન કરો; જે હોય તે બોલી નાંખો ખુલ્લા દિલથી સમજ્યા મિસ્તર ? ત્હમારા શરીરને તો કંઇ રોગ નથી થયો.

રસનિધિઃ ( કંટાળાથી ) પણ મ્હેં ક્યારે કહ્યું કે મ્હને રોગ થયો છે ? મ્હને કંઇ જ થયું નથી ને મ્હારે એ ડાકટરોનું તે એવા કોઇનું કઇ જ કામ નથી એમ કેટલીવાર તો મ્હેં કહ્યું.

ડાકટરઃ ત્યારે આમ સૂઇ શાના રહો છો ? ઉઠો, હરો, ફરો, વાંચો, લખો, આમ પડી શાના રહો છો ?

રસનિધિઃ પડી રહું છું એ તો મ્હને એમ ગમે છે તેથી. ને વાંચું છું તો ખરો...( સ્હેજ વિચારમાં પડે છે ને પછી ) પણ શું વાંચું ? કવિતા વાંચું છું હું તો, પણ તે યે માલિની વૃત્ત કે ? ના, ના માલિની વૃત્ત શું–માલિની. હા, માલિનીની કવિતા વાંચું છું...

( ડાકટર હસે છે. પછી ગંભીર થઇને )

ડાકટરઃ માલિની વૃત્ત જ હં ભાઇ; તેમાં શું, જે ગમે એ વાંચો ને. જ્યાં ત્યાંથી આનંદમાં રહો ને નકામા વિચાર ન કરો એટલું જ હું તો કહું છું. ત્હમને કવિતાનો બહુ શોખ છે ખરૂં ?

રસનિધિઃ કવિતાને હા, પણ હમણાં તો બહુ વાંચવું નથી ગમતું...શું વાંચું ? કંઇ નહીં; માલિનીને...

ડાકટરઃ તેમાં શું, ત્હમે માલિની વૃત્ત......

રસનિધિઃ માલિની વૃત્ત નહી, માલિની.

ડાકટરઃ જે હોય તે, ત્હમને જે ગમે એ ત્હમારે કરવું ને આનંદમાં રહેવું સમજ્યા ?

રસનિધિઃ જોઇશ.

( ડાકટર જાય છે. બહારની પરસાળમાં લલિતા ત્હેમને રોકે છે. )

લલિતાઃ ડાકટર સાહેબ ! કેમ લાગે છે ત્હમને ? એનું કંઇ ઠેકાણું પાડોને; આમ ક્યાં સુધી ચાલશે ? એમની એ ચિંતામાં અમે તો અધમુઆં થઇ ગયાં ને એ તો કહે છે મ્હને કંઇ જ થતું નથી.

ડાક્ટર: એને કંઇ નથી બ્હેન, તમે નકામાં ગભરાઓ છો.

લલિતા: કંઇ નથી? પણ ત્યારે એ આમ કેમ કરે છે? જાણે ગાંડા ના થયો હોય......

ડાક્ટર: ગાંડા બાંડા કંઇ નથી થયા; એ તો એક સુધરેલો રોગ છે-સાહિત્યનો રોગ છે; કવિતા ને નાટક ને વૃત્ત ને છંદોમાં મચ્યા રહે તેમનાં મગજ એવાં જ થઈ જાય. એ લોકને બીજું કંઇ ભાન ન રહે. એ ભાઇને કવિતાનો છંદ લાગ્યો જણાય છે. માલિની કુંજ માલિની વૃત્ત કહે છે; એ રોગનું ઓસડ પણ કવિતા જ છે ને પથ્ય પણ કવિતાનું સમજ્યાં? માલિની વૃત્તની થોડીક કવિતાઓ આણી આપો એટલે શાંતિ થશે.

લલિતા: (આશ્ચર્યથી) આ તો બા નવું દીઠું; આવો તે કંઇ રોગ હોય! બહુયે લોક કવિતા વાંચે છે તે બધાને આવું થતું હશે? ત્યારે એને હવે શું કરવું?

ડાક્ટર: કંઇ નહીં, મ્હેં કહ્યું એ જ—માલિની વૃત્તમાં જેટલી કવિતા હોય એ મેળવી એને આપ્યે જાઓ બીજું શું; પણ ખાત્રી લાયક–શુદ્ધ માલિની વૃત્ત જોઇએ, નહીં તો બરાબર ગુણ નહીં લાગે, સમજ્યાં? પછી કેમ થાય છે એ જોઇશું. કવિતા આપ્યા પછી બે દિવસ રહીને મ્હને ખબર કહાવજો. (જાય છે.)

લલિતા: (સ્વગત) જમાનો બદલાયો ને રોગ પણ બદલાયા. આવો રોગ તો બા આજે દીઠો. જોઉં; રોહિણીને કહું, કવિતા તો એ પણ બહુ વાંચે છે; એ વળી કયો રોગ છે તે પૂછી જોઉં—એ જાણતી હશે. (જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ: રમેશનો અભ્યાસખંડ. સમય: બપોર.

(રમેશ ને નીલકુમાર માલિની વિષે વાતો કરે છે.)

નીલકુમાર: પણ મ્હને તો લાગે છે કે માલિનીને ખરી વાત કહી દેવી એ જ ઠીક છે. આમ ક્યાં સુધી છુપાવશો? ને એને ક્યારે સારું થશે ને બ્હાર ક્યારે નીકળવા દેશે એ કંઇ નિશ્ચિત છે?

રમેશ: એ ખરું; પણ કહીએ તો તો એ ત્યાં જવા તૈયાર થાય ને એનાં ઘરનાં તો બિચારાં આ વાત જાણતાં પણ નહીં હોય.

નીલકુમારઃ નહીં જાણતાં હોય તો જાણશે; સારૂં જાણે તે. એમાં છૂપાવવા જેવું શું છે ?

રમેશઃ અરે, પણ એ માંદો છે એની જ એ લોકોને ઓછી ચિંતા થતી હશે ? એવી વેળાએ કોઈનાં મન દુખાય ને......

નીલકુમારઃ પણ આમ તો એ ગાંડી થઈ જશે.

રમેશઃ ત્યારે શું કરવું ? તેથી કાંઇ અજાણ્યા ઘરમાં જવાય ? એને જરા ઠીક થાય પછી હું જઇશ ને પછી શું કરવું તે જોઇશું. પણ ત્યાં સુધી આને કેમ સમજાવવી એ વિચાર આપણે કરવાનો છે.

નીલકુમારઃ ત્હમે લોકો હાથે કરીને દુઃખી થાઓ છો ને બીજાને કરો છો બધામાં જ ત્હમને લોકોને વિચાર કરવા સિવાય બીજું કંઇ સૂઝતું જ નથી.

રમેશઃ ને ત્હને બધામાં વાંધો કાઢવા સિવાય બીજું કંઇ નથી સૂઝતુ, ખરૂં ને !

નીલકુમારઃ એમ નહીં. પણ મ્હને તો આ બધું સ્વપ્ન જેવું વિચિત્ર લાગે છે. વાર્તામાં ને સ્વપ્નમાં આવુ તો બને. પણ રસનિધિ સાથે એને આટલો બધો સંબંધ ક્યારથી એને શી રીતે થયો ?

રમેશઃ શી રીતે એ તો કોણ જાણે; અકસ્માતથી એવા સંબંધ કાંઇ કર્યા થાય છે ! એ બી. એ. ક્લાસમાં હતો ત્યારે કોલેજથી આવતાં ઘણીવાર હું એને ચ્હા પીવા તેડી લાવતો. ધીરે ધીરે એ ઘરમાં બધાં સાથે હળી ગયો ને માલિનીને તો કવિતા ને વાર્તાની વાતો કરનાર મળે તો ખાવાનુ ને ઉંઘવાનું યે ભૂલી જાય છે એ તું જાણે છે ને ! આથી એ બે જણ જ્યારે મળે ત્યારે અમુક કવિ આવો, ને અમુક કવિતામાં આ દોષ છે ને આ ગુણ છે, ને અમુક નવલકથા કે વાર્તા લેખકની સ્વરચિત નહીં પણ કોઇ બીજી ભાષામાંથી રૂપાંતર કરેલી છે વિગેરે વાતો કલાકો સુધી કર્યા કરતાં; ગુજરાતના ન્હાના મ્હોટા બધા સાક્ષરો પર એ લોકો યથેચ્છ ટીકા કરતાં ને......

નીલકુમારઃ ( હસતાં હસતાં ) ને ગુજરાતી સાહિત્યનું સંપૂર્ણ જ્ઞાન ધરાવનાર સર્વશ્રેષ્ટ સાક્ષરોની નામાવલિમાં રસનિધિ ને માલિની સિવાય બીજું એક પણ નામ મૂકવું શક્ય નથી એમ પણ કહી નાંખતાં એમ ને !

રમેશ: (હસતાં) એમ જ—એમ જ કહેતો; પણ મશ્કરીમાં–ગમ્મતને ખાતર; (ગંભીર થતાં) એ તો હશે પણ......

નીલકુમાર: પણ શું? એવી વાતો તો એ ઘણાની સાથે કરે છે; આપણી સાથે પણ નથી કરતી?

રમેશ: કરે જ છે, હું ક્યાં ના કહું છું? પણ એક દિવસ રસનિધિની થોડીક કવિતા એણે વાંચી......

નીલકુમાર: પછી?

રમેશ: પછી એને કવિતા રચવાનો શોખ લાગ્યો ને રસનિધિ પાસે શીખવા માંડ્યું; તે પછી તો એ બે જણ કવિતા લખ્યે જ જાય; ઓ હો હો! કંઈ કવિતા એ લોકોએ...શું હસે છે તું?

નીલકુમાર: મ્હીડાઇશ નહીં રમેશ; પણ હસવું આવે છે એને શું કરું? શું ત્યારે કવિતામાંથી જ આ એમની અદ્ભુત કવિતા શરૂ થઇ કેમ?

રમેશ: કવિતામાંથી તો શું; કોણ જાણે. એમ તો કેમ કહેવાય? કવિતાનું તો બ્હાનું; અકસ્માતથી–માત્ર અકસ્માતથી, પણ આપણા સંસારમાં એવા અકસ્માતનાં પરિણામ સારાં નથી આવતાં એટલું જ. મ્હને ને મ્હોટી બ્હેનને ચિંતા થાય છે ને તેથી જ.

નીલકુમાર: પરિણામ તો આણીયે એવાં આવે.

રમેશ: આણવાં આપણા એકલાના હાથમાં નથી હોતાં તો. બાકી અમને કંઇ આ બધું ગમતું હશે ને......

"રમેશ! જરા અંદર આવ તો."

(અંદરથી શ્રીમતીનો અવાજ આવ્યો.)

(રમેશ ને નીલકુમાર અંદરના ખંડમાં જાય છે.)

માલિની (ઉંઘમાં ગાય છે.):—પ્રીતિની જ્વાલાએ઼ શમવીશ કવિતા મહીં હવે!

રમેશ: ઓ હો! આજ તો માલિની ગાય છે ને શું; શું ગાય છે બ્હેન!

શ્રીમતી: આપશે એ ઉત્તર ને તું સાંભળ જો.

રમેશ: કેમ?

શ્રીમતી: કેમ શું? જોતો નથી, સ્વપ્ન સામ્રાજ્ય ચાલે છે!

રમેશ: એમ? પણ હેને જરા જગાડી...(માલિનીને જગાડવાનો પ્રયત્ન કરે છે.)

(જાગ્યા વિના જ તે ફરી ગાવા માંડે છે.)

અરેરે ! ત્યાં તો કો અનિલ લહરી હાસ્ય કરતી,
ધીરી ધીરી આવી હરી ગઈ ફરી તે નવ ગઈ;
હસી બોલાવીને સુખદ સુરભીઓ કંઈ દઈ
દીધો મ્હારે હૈયે મધુર કવિતાનો રસ ભરી !

નીલકુમાર: અરરર ! આ કેમ ખમાય ?

શામની: ટેવાઈ ગયાં છીએ ભાઈ; ટેવથી બધું ખમતાં શીખાય. બ્હેન, માલિની...( માલિનીને )

માલિની. ( સ્હેજ જાગ્રત થતાં. )

બધું આવું જોતાં હૃદય મમ હર્ષે ઉભરાતું,
બન્યું છે રે ! આજે સકળ જગ સંગીતમય શું ?
ત્હને ભેટો દેવા મમ હૃદય ઉત્સુક બનતું,
ત્હને અર્પી દેવા જીવન મમ આ આજ તલપું.

રમેશ: માલિની ! માલિની ! શું છે બ્હેન !

માલિની: ( આંખો ઉઘાડીને ) કંઈ નથી: કોણ જાણે શું હોય ? હા, હા: રમેશ, મ્હને સ્વપ્નું આવ્યું. સ્વપ્નું-કેવું સ્વપ્નું હેં ! રમેશ, ભોળાનાથના દહેરા પાસે રસનિધિનું ઘર છે એમ તું જ કહેતો હતો ને !

રમેશ: ના એ તો સ્વપ્નું હતું.

માલિની: સ્વપ્નું હતું ? કેવાં સ્વપ્નાં ! બધાં જ સ્વપ્નાં ! ત્યારે સાચું શું ?

રમેશ: બીજું શાનું સ્વપ્નું આવ્યું ?

માલિની: જાણે રસનિધિના ભાઈએ કહ્યું કે એ તો માંદા છે ને હું એને ઘેર ગઈ. ભોળાનાથના દહેરા પાસે એનું ઘર છે.

શામની: હશે: એ તો સ્વપ્નું જ હતું બ્હેન, ચાલો આપણે......

માલિની: ઉભાં તો રહો: પછી હું એને ઘેર ગઈ ને હું ઓટલે ચડી એટલે કોઈએ બારણાં દઈ દીધાં ને હું ત્યાં પડી ગઈ. આખો દહાડો હું ત્યાં પડી રહી પણ કોઈએ મ્હારા તરફ જોયું નહીં. પેર રાતે સિપાઈ 'ચોર' કહી મ્હને બાંધીને લઈ ગયો ને આખી રાત પોલિસ ચોકી પર મ્હને બેસાડી મૂકી. નદી કીનારા પર પોલિસ ગેટ હતી: સામે તીરે રસનિધિના જુના બંગલામાં ખુબ દીવા ઝગમગતા હતા: એક ઓરડામાં ફુલની પથારીમાં રસનિધિ સૂતા હતા:-પણ પોલિસની નજર ચુકાવીને હું નદી ઓળંગીને ત્યાં

ગઇ ત્યારે બધા દીવા ટપોટપ ઓલવાઇ ગયા ને પેલો સિપાઇ પાછો મ્હને પકડી ગયો, પછી...

શ્રીમતી: હશે હવે યાદ ન આવે તો રહેવા દે: એમાં શું–સ્વપ્નાં તો ગમે એવાં આવે.

માલિની: હવે થોડું જ છે. પછી બીજે દહાડે મારો કેસ ચાલ્યો ને આપણા મેજીસ્ટ્રેટ સાહેબે મ્હને ઓળખી ને આવા સારા માણસની છોકરી ચોરી કરવા ન જાય એમ કહી પોતાની સાથે મ્હને ઘેર તેડી લાવ્યા. પછી શું થયું...હા, રસ્તામાં એમણે રસનિધિની ખૂબ વાતો કરી પણ પછી શું તે યાદ નથી. પણ કેવું સ્વપ્નું!

રમેશ: પણ એમ તો મ્હને યે સ્વપ્નાં તો એવાં એવાં આવે છે કે ત્હને કહું તો તું કહેશે કે 'એવાં તો બા મ્હને પણ નથી આવતાં:' આવે, સ્વપ્નાં તો બધાંને જ આવે.

માલિની: પણ આવું? ને ત્યારે એ રહે છે ક્યાં–અહીં. રહે છે કે બંગલામાં રહે છે કે ક્યાં છે? ત્હેં રમેશ શોધ્યું પછી ઘર?

રમેશ: ના, પણ આજે જવાનો છું–જાઉં છું હમણાં.

નીલકુમાર: ચાલો ત્હમે અમને ચહા પાઓ પછી જઇએ.

(બધાં ઉઠે છે.)

માલિની: (જતાં જતાં)

ન ઉષા, ના ભાનુ, દિવસ પણ મુને નવ ગમે,
ન રશ્મિએ પેલાં કુમુદિની, શશી, તારક ગમે!

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ: રસનિધિનું શયનગૃહ  સમય: સંધ્યા.

(રસનિધિ સુતો છે. રોહિણી ને લલિતા ધીરે ધીરે વાતો કરે છે.)

રોહિણી: કપાળ ડાક્ટરનું; કહે છે સાહિત્યનો રોગ છે!

લલિતા: પણ એ કંઇ જુદું કહે! એમણે રોગનું નામ પણ કહ્યું. માલિરોગ કે માલિની રોગ કે એવું કઇ કહ્યું.

રોહિણી: ત્હમે યે શું બા માલિરોગ ને માલિની રોગ કહો છો? માલિની-જ્ઞ કવિતાના એક છંદનું નામ છે; ભાઇને એ છંદ બહુ ગમે છે ને એમણે પોતે પણ કેટલીક કવિતા એ છંદમાં રચી છે.

લલિતા: ડાક્ટરે એવું કંઇક કહ્યું કે એવી કવિતાઓ વાંચ્યાથી એનો રોગ જશે ! પણ એ વળી કેવો રોગ ? ત્યારે આપણે......

રસનિધિ: ( મીચેલી આંખોએ ) કોઇ બારણું ઠોકે છે બ્હેન !

રોહિણી: ના, એ તો પવનથી ઠોકાયું.

લલિતા: ( રોહિણીને ) શું કરીશું ત્યારે ? આપણે ત્હારા બાપુને કહી એવી કવિતાઓ મગાવીશું ?

રોહિણી: ( હસીને ) ત્હમે તો બા ભોળાં છો. ડાક્ટર જેવા ડાક્ટરનામાં પણ દર્દીનું મન પારખવાની શક્તિ આવી જ હશે એ મ્હેં નતું જાણ્યું. માલિનીવૃત્તની કવિતાઓ મગાવ્યાથી શું વળશે ? એવી કવિતાઓ તો ભાઇ પાસે જોઇએ એટલી છે; ને તે એને મેળ લાગતાં નથી આવડતી ?

લલિતા: પણ ત્યારે છે શું તે કહી દે ને બાપા ! આ હમણાંનાં છોકરાંઓની વાતોમાં ભરમ જ બહુ-કંઈ ખુલ્લું સમજાય જ નહીં. ત્યારે એને હવે શું કરવું એ તું કહીશ ? કે આમ પડ્યો રહેવા દેવો ?

રોહિણી: શું કહું હું ત્હમને ? જુઓ; પછી ખીજાશો ના હં, કહું છું. જુઓ, માલિની, નામની એક છોકરી છે......

લલિતા: ત્હેનું શું ?

રોહિણી: બહુ સારી છોકરી છે, જાણે એને જોયાં જ કરીએ ને એની સાથે વાતો કર્યા જ કરીએ એવી છે; ને ત્હમને વહુ કરી લાવવાનું મન થાય એવી છે કે હં કે બા......

લલિતા: ખરેખર ? ( હરખાઈ જાય છે. )

રોહિણી: ત્યારે ખોટું કહું છું ? અરે એવી છે કે ત્હમે ત્હેને જોઇને ગાંડાં ઘેલાં થઇ જાઓ. ભાઇએ ત્હેને જોઇ છે ને એને ત્હેની સાથે...

રસનિધિ: બ્હેન ! કોઇ આવ્યું હતું હમણાં ?

રોહિણી: ના ભાઈ, એ તો હું ને બા જ છીએ.

લલિતા: ( રોહિણીને ) ત્હેની સાથે શું ?

રોહિણી: શું વળી ! ત્હેની સાથે પરણવું એ. પણ એનું બધું એમનાથી ત્હમને કહે......

લલિતા: તે પરણવાની ચિંતા તે એને હોય કે અમને હોય? ગાંડો જ છે ને? ને ડાક્ટર કહે છે ગાંડો તો કંઇ નથીને......

રસનિધિ: મ્હને લાગે છે કે નક્કી કોઇ બારણું ઠોકે છે.

રોહિણી: કોઇ ઠોકતું નથી, અમસ્થો ત્હને વ્હેમ પડતો હશે.

રસનિધિ: હશે; આમ તો કેટલાંયે લોક આવી આવી ને પાછાં ચાલ્યાં જતાં હશે.

લલિતા: આવેલું વળી કોણ પાછું જવાનું હતું: ચાલ શાલ ઓઢી રાખ નહીં તો તાવ ભરાશે.

રસનિધિ: આજે પવન બહુ !

રોહિણી: ના પવન તો કંઇ એટલો બધો નથી પણ—

રસનિધિ: ત્યારે થોડી વાર તો બારણું ખુલ્લું રાખો; વખતે કોઇ આવે.

( રોહિણી બારણું ખોલી નાંખે છે. )

લલિતા: ભાઇ! આજે ત્હારે માટે શું ખાવાનું બનાવું?

રસનિધિ: મ્હારે માટે? કંઇ સરસ બનાવો બા; મ્હારે એકલાને માટે નહીં, આજ આ બધાંને માટે કંઇ ખૂબ સરસ ખાવાનું બનાવો જોઉં; આજે આપણે બધાં સાથે જમીશું. હં બા!

લલિતા: ( આનંદથી ) ખરેખર?

રસનિધિ: હા, આજે જાણે હું સાજો થઇ ગયો હોઉં એવું લાગે છે-લાગે છે શું, ખરેખર જ સારો થઇ ગયો છું. અહા હા! કેવો સરસ પવન આવે છે!

રોહિણી: આવો પવન ત્હને બહુ ગમે છે ખરૂં?

રસનિધિ: હા, તું કંઇ ગાય તો વધારે ગમે. પણ કોઇ આવતું હોય એમ નથી લાગતું?

રોહિણી: કોઇ નથી. ચાલ ગાઉં; શું ગાઉં કહે જોઇએ.

રસનિધિ: ગમે તે ગા; નહીં તો પેલું 'નયન યુગલ શા જે વ્યોમમાં તારલા બે!' એ ગા જોઉં.

રોહિણી: હા. ( ગાય છે. )

નયન યુગલ શા જે વ્યોમમાં તારલા બે
ઘડી ઘડી ચમકીને:વાદળાંમાં છૂપે
ત્યમ પ્રિયતમ! તું ......

લગ્ન કહેવાય છે. બાળપણમાં થતા આવા લગ્નમાં દાંપત્ય જીવનની ઉત્તમ ભાવના તો ક્યાંથી જ હોય?

હૃદય હૃદય સાથે જોડાતાં નથી—લગ્ન થાય છે—પણ તે દેહનાં જ—છતાંએ આવા લગ્નમાંથીએ ક્વચિત, ક્વચિત, પ્રેમી દંપતી પણ નીવડે છે. ને તેમનો ગૃહસ્થાશ્રમ સુખી હોય છે. પણ તે તો સોરટી રૂપે જ.

મ્હારી સખીના લગ્ન વિશે પણ કાંઇક તેવું જ બનેલું. પ્રેમાળ માતપિતાએ પુત્રી સારૂ વર જોએલો. તેમાં કુળ તથા ધનને પસંદગી આપેલી. તેનાં લગ્ન—એક શ્રીમંતના પુત્ર સાથે નાનપણમાં જ જ્ઞાતિના રીવાજ મુજબ કરવામાં આવ્યા હતાં. શ્રીમંતના પુત્રો સામાન્ય રીતે નોકર ચાકરના હલકા વાતાવરણમાં ઉછરતા નજરે પડે છે. તેના પરિણામે ઉત્તમ સંસ્કારોથી તેઓ અલિપ્ત રહે છે. કહે છે કે "લક્ષ્મીને અને સરસ્વતીને મૈત્રી હોતી નથી" એ કથન મ્હારી સખીના પતિવિશે કાંઇક સત્ય હતું. બાળપણથી જ સારા સંસ્કાર તેમના ઉપર પડ્યા જ ન્હોતા. કેળવણી પણ તેમણે પૂરી લીધી ન્હોતી. "શ્રીમંતના પુત્રોને ભણવાની શી જરૂર છે?" આવી માન્યતા કેટલાક શ્રીમંતો રાખે છે. તેવી રીતે પોતે પણ ધનવાન હોઇ ભણવું અનાવશ્યક છે એમ માની અભ્યાસ બહુ કરેલો નહિ.

પત્ની વીશે—તેમને બહુ ભાન ન્હોતું એટલું કહેવું જ બસ છે. પુરુષના કામમાં સમજવા જેટલીયે શક્તિ તેઓમાં ક્યાંથી સંભવે એમ તે માનતા. પોતે ક્લબમાં, નાટકોમાં, કે ગમે ત્યાં સ્વચ્છંદે હરે ફરે, પત્નીને તે સબંધી સ્હેજ પુછવાનો યે શું હક, આવી તેમની દંપતીજીવન વિશે ભાવના હતી. આવા ભાવનામય પ્રદેશમાં મ્હારી સખીનો ગૃહસંસાર ચાલતો હતો.

કોમળ પુષ્પ, આમ શુષ્ક પ્રદેશમાં ખીલવા સરજાયું. પુષ્પના રોપાને કળીઓ થઇ. કળીઓ પુષ્પ બની. પણ તેની લગ્ન પૂર્વેની, ઉત્તમ ગૃહસંસાર ચલાવવાની આશાના રોપાને ન તો કળી થઇ—કે ન તો ફુલ થયાં.

એ આશા તો ઉંમર સુધી નિરાશા જ રહી.

હિંદુ શાસ્ત્રોમાં પતિ સેવાનું માહાત્મ્ય બહુ મોટું છે. સ્ત્રીઓ માટે પતિસેવા સરજાઇ છે. પણ ભાગ્યેજ પત્ની તરફની ફરજ વિશે એક પ્રકરણ પણ લખાયું હોય. આમ છતાંએ સ્ત્રીઓ પતિની નિષ્કામ સેવા કરતી આવી છે ને કરે છે.

મ્હારી સખી, સાસરે રહ્યા પછી સમજી શકી કે તેના તથા તેના પતિના વિચારમાં બહુ ફેર હતો. પોતાના પતિની અયોગ્ય આજ્ઞાઓ સુદ્ધાં તે અનુસરતી. ઘરમાં નોકર ચાકર હોવા છતાંયે પોતે ઘરનું કામ ઘણું ખરૂં જાતે ઉપાડી લેતી. સવારથી સાંજ સુધી સતત ગૃહકાર્ય મુંગે મ્હોયે કરી જતી. આમ, આટ આટલી નિષ્કામ સેવાયે પણ પતિદેવ રીઝયા નહિ. ઘણા શ્રમથી ઉઠાવેલ એક કાર્યમાં માણસ જ્યારે નાસીપાસ થાય ત્યારે કેવું અસહ્ય દુઃખ થાય છે ? પોતાના અથાગ અપ્રતિમ પ્રેમના બદલામાં પતિ તરફની સખ્ત કઠોરતા જ્યારે તેણે અનુભવી ત્યારે તેને અસહ્ય દુઃખ થયું.

નજીવા નિમિત્તને ગંભીર રૂપ આપી પતિ તરફથી અસહ્ય શબ્દો વિના દોષે તે સહેતી. એક દિવસ કલેશ વિનાનો જાય તે સોનાનો. એવું તેનું નિત્યજીવન બન્યું.

*   *   *   *

આટ આટલું દુઃખ સહન કર્યો છતાંએ તેના મનથી તેના પતિ વિશેના ભાવમાં સહેજે ન્યૂનતા થઇ ન્હોતી, એ ખરેખર! તેના ઉચ્ચ સંસ્કાર. તે તો પોતાની દુઃખદ સ્થિતિ સારૂ પોતાના ભાગ્યને જ દોષ દેતી.

પણ ચોમાસાના ચોમેર સખ્ત તોફાનમાં ઝોલાં ખાતી જીવનનૌકા સંસાર-સમુદ્રમાં આમ કયાં સુધી નભી શકે ? ગ્રીષ્મની પ્રચંડ ગરમી સામે મૂળમાં સ્હેજ પણ જળના સિંચન વિના-કોમળ પુષ્પલતા કયાં સુધી ટકી શકે ? દિન પર દિન તરૂલતા કરમાતી ગઇ, અને અંતે જે એક વખત કોમળ પુષ્પ કળી હતી, તે સતત પરિતાપ સહતી સહતી-સદાને માટે શુષ્ક શાખા ઉપરથી નીચે ખસી પડી. કળીને પુષ્પ થવાની આકાંક્ષા ફળીભૂત ના થઇ.

સૌ. બાલાગવરી.

---

ઇતિહાસને જવા દઇ આપણે જ્યારે એ આદર્શને સૂક્ષ્મ દૃષ્ટિથી જોઇએ છીએ ત્યારે જણાય છે કે **સ્ત્રી આત્માની** સમ્મુખ પુરૂષ ,આત્મા બહુજ ન્યૂન છે. જ્યારે જ્યારે પુરૂષઆત્માએ કોઇ પણ પ્રશંસનીય કામ કરેલું છે ત્યારે ત્યારે તેના મૂળમાં સ્ત્રીઓના આત્માનો જ હાથ જોવામાં આવે છે. એ વાતનો કોઇ પણ ઇનકાર કરી શકે તેમ નથી કે સ્ત્રીઓમાં પુરુષો કરતાં અધિક સહનશીલતા, આધીનતા અને હૃદયનમ્રતા જણાય છે. તે બિચારી ચુપચાપ દુઃખ સહે છે, અને પતિની આજ્ઞા પાળે છે. કદી આનાકાની કરતી નથી અને કદી પણ પતિ ચરણોમાં એનો પ્રેમ કમ થતો નથી. પતિ લુલો હોય, લંગડો હોય, ક્રોધી હોય, કે નિર્ધન હોય પણ તે તો તેને ઇશ્વર તુલ્ય સમજે છે, ને પ્યાર કરે છે પતિના દુઃખમાં દુઃખ એને પતિના સુખમાં સુખ માને છે. ગમે તેવી આફત આવે તો પણ પતિવિરુદ્ધ થવું એના સંકલ્પમાં પણ આવતું નથી. પતિનો વિયોગ થવાથી બહુધા ભારત વર્ષની દેવીઓએ પતંગીઆની પેઠે પોતાના પ્રાણોને તુચ્છ સમજીને પોતાના સ્વામીઓ પાછળ જાતનાં બલિદાન આપેલાં છે.

એ કહેવાય સાચો પ્રેમ ! અને એ જ સાચી ભક્તિ કે જેમાં મુડદાલ ચિત્ત પુરુષમાં સંજીવની શક્તિનો સંચાર કરવાનું સામર્થ્ય છે. અને જે કાયર હૃદયને પણ શૂરતા અને વીરતાથી પરિપૂર્ણ કરે છે. એ જ વિચિત્ર શક્તિ અધમ ગતિએ પહોંચેલી જાતિઓને અને દેશોને વિદ્યા, કળા કૌશલ્યના શિખર પર મૂકી શકે છે. સદાચારનું સંગઠન કરી પતિત જાતિઓને શુભ ગુણોથી વિભુષિત કરવામાં એ જ સ્ત્રીઆત્મા સમર્થ છે. એ શક્તિનો સ્પર્શમાત્ર કાંટાઓને સુગંધિત પુષ્પ બનાવી દે છે; અને નિરુદ્યમી તથા નિરુત્સાહી પુરુષના મનમાં ઉદ્યમતરંગ ઉછાળે છે.

શ્રી રામ જો કે જીવનના દરેક વિભાગમાં એક ઉચ્ચ આદર્શ દેખાડે છે; પિતાની આજ્ઞા માનીને વનમાં ગયા, હરેક કષ્ટ સહ્યું, દૈત્ય રાવણને માર્યો અને પ્રજાનું ધર્મનીતિ અનુસાર પાલણ પોષણ કર્યું, પણ આપણે પુછીશું કે એવી કઇ વસ્તુએ શ્રી રામને મનુષ્યનું આદર્શ—પુરુષોત્તમ બનાવ્યા; અને કઇ શક્તિથી એમણે સંતોષ અને ધૈર્ય વડે સઘળી આપત્તિઓ ઝીલી લીધી. જો વિચારદૃષ્ટિથી જોઇએ તો તે શક્તિ **સીતાજી** હતાં. સીતાના અખૂટ પ્રેમ અને અખંડ પ્રીતિથી જ રામ એ આદર્શ સુધી પહોંચવાને સમર્થ થયા. રામ શાંતિ અને ધર્મની ધારા હતા, કે જે પોતાના કિનારાથી દૂર દેશોમાં ફેલાઇને દરેક જીવલતાને પ્રફુલ્લિત કરતી,

પરંતુ સીતા એ સ્રોત હતી કે જ્યાંથી એ ધારા વહેતી હતી અને જે એ ધારાને પરિપુર્ણ રાખતી હતી, અને એને સંસારસાગર સુધી પહોંચવામાં બલપ્રદાન કરતી હતી.

ઇતર દેશોના કવિઓ અને વિદ્વાનોએ પણ સ્ત્રીઆત્માના મહત્ત્વના પ્રભાવનો અનુભવ કર્યો છે, ને તેની બહુ પ્રશંસા કરી છે. એમણે નિશ્ચય કર્યો છે કે મનુષ્યોના જીવનની શોભા અથવા ઇશ્વરચરણોમાં પ્રેમ સ્ત્રીઓના પ્રતાપથી જ છે. સ્ત્રીઓના ગંભીર આત્મિક બળ વિના આ સંસાર કેવળ દુઃખસાગર જ બને છે. સંસારમાં જે પવિત્રતા, આનંદ અને શાંતિ જોઇએ છીએ, તેને માટે વિશેષે કરીને સ્ત્રીઓ જ ધન્યવાદને પાત્ર છે. ટુંકામાં કહીશું કે આ અસાર સંસારસાગરથી પાર ઉતરવા માટે સ્ત્રીઓની અખંડ શ્રદ્ધા, પૂર્ણ વિશ્વાસ, અને એનો નિર્મળ પ્રેમ જ એક માત્ર અદ્‌ભુત નૌકા છે કે જે મનુષ્ય જાતિ અને દેશને માટે મુક્તિની સાધક બની શકે છે.

આશા છે કે વિદ્વજ્જન સ્ત્રી આત્માની મહાનતાને સારી રીતે સમજીને સ્ત્રીજાતિની ઉન્નતિમાં તન, મન, ધન અર્પણ કરશે. સ્ત્રી જાતિની ઉન્નતિ જ દેશોન્નતિનુ પરમ સાધન છે.

કુમારી કૌમુદીબ્હેન ન. ત્રિવેદી.

---

## બાળલગ્ન.

---

આ બાબત ઘણી વાર લેખો આવેલા છે છતાં તે તરફ ધ્યાન અપાએલું ઝાઝું જોવામાં આવતું નથી. મારી નજરે એવા બે ચાર બનાવ દીઠામાં આવ્યા કે જેથી કરીને-મને- આજ એ વિષય લખવાને સ્ફુરણું થયું, તેથી આશા રાખું છું કે વાંચનાર બ્હેનો તથા ભાઇઓ આ બાબત ધ્યાનમાં લઇ તે માટે કંઇ પણ પગલાં ભરશે. તેમ થશે તો હું કૃતાર્થ થઇશ.

આજકાલ આપણા હિંદુ લોકોમાં બાળલગ્ન કરવાનો ઘણો જ ખરાબ અને હાનિકારક રિવાજ પડી ગયો છે. તેનો સુધારો થાય તો જ તેમની સંસારસ્થિતિનું સુખ અને ઉન્નતિનું દ્વાર ઉઘડશે. ઘરની શાંતિ વિના બીજા સુધારા વૃથા છે. સંસારસુખની સુધારણામાં બાળલગ્ન વિષે સુધારો

કરવો એ સર્વ સુખનું મૂળ છે. જે વખતે બાળકો કંઇ સમજતાં નથી તે વખતે સગાઇ કરી નાંખવી એ અન્યાય છે. પુરુષો કરતાં સ્ત્રીઓ આયુષ્યની બાબતમાં ઓછી છે તેનું કારણ બાળલગ્ન છે. સ્ત્રીઓને સોળ વર્ષે યુવાની આવે છે, અને પુરુષને ૨૦ વર્ષે આવે છે, એવો વૈદક શાસ્ત્રમાં નિયમ છે. જો પુરુષ યુવાન હોય અને સ્ત્રી નાનું બાળક હોય તો તે જોડું સુખી થતું નથી અને સ્ત્રી યુવાન હોય અને પુરુષ નાનો હોય તો પણ તે જોડું સુખી થતું નથી. આપણા લોકો બાળપણથી જ વેવાઇશાળ કરી બાળકના મનમાં જુદો જ ભાવ ઉત્પન્ન કરે છે. વર વહુની વાતો કરવાથી નિર્દોષ દિલમાં વિકાર ઉત્પન્ન થઇ પ્રથમથી થાય છે, જુવાની વહેલી આવે છે. અને શરીરનાં દરેક અવયવો પૂર્ણ રીતે ખીલી શકતાં નથી. તેથી ઘડપણ વહેલું આવે છે. આજ માબાપ છોકરાંને કહેશે કે બેટા તારે માટે વહુ કેવી લાવીશું? બ્હેન તારે પરણવું છે કે! વર કેવો લાવીશું? તું સાસરે જઇશ કે! તારે સાસરેથી આવેલું ઘરેણું બ્હેન પહેરશો કે? વગેરે વાક્યો બોલી નાનપણથી જ તેમના મનની વૃત્તિઓ સાસરા તરફ દોરે છે. સસરો કોણ? વહુ કોણ? વર કોણ? એવી વાતોનો એમના ચિત્તમાં ભાસ પડી જવાથી નાનપણથી જ તેમની નસોમાં વિકાર રૂપી રૂધિર વહે છે. બાળકોને આવી વાતોથી તદન અલગ્યાં જ રાખવાં જોઇએ કારણ કે તે વખતે વિદ્યાભ્યાસ અને નિર્દોષ રમત ગમત એ જ તેમનું કર્તવ્ય છે. સંસાર સંબંધી કંઇ પણ વાત ન જણાય ત્યારે જ બ્રહ્મચર્ય બરાબર પળાય. ત્યારે જ તેમનું અંતઃકરણ વિદ્યા અભ્યાસમાં જોઇએ તેટલું શક્તિમાન થાય. પરંતુ હાલતો સાત આઠ અને દસ દસ વર્ષનાં બાળકોમાં વરવહુના વિચાર યોજાઇ રહ્યા છે. તો પછી અફસોસ! સારૂં ફળ થવાની કે પરાક્રમ વડે દેશાદુન્નતિ વધવાની આશા ક્યાંથી! યોગ્ય ઉંમરે અને ત્યારે તેમના અભિપ્રાયથી વેવાઇશાળ લગ્નની સાથે જ થાય તો સારૂં: હાલ સુધરેલા દેશમાં તથા નાગર, ખત્રી, હીન્દુ વગેરે જાતિમાં લગ્ન સંબંધી સારો સુધારો થયો છે. આપણા પૂર્વજોમાં પણ તેવો જ રિવાજ હતો. પરંતુ હાલ તો સારા ઘરની કન્યા જતી રહેશે કે સારા ઘરનો વર જતો રહેશે એમ જાણી નાનપણથી જ તેમનાં લગ્ન કરી નાંખે છે. તેથી માબાપ રૂપ, ગુણ, આરોગ્યતા વગેરે કંઇ જોતાં નથી. અને અંતે દુઃખદાયક પરિણામ નીપજે છે. સારૂં સારૂં ખાવું પીવું ઓઢવું પહેરવું ને મહાલવું એટલા જ કારણથી નાના બાળકો લગ્ન વખતે હોંસ કરે છે. પરંતુ મોટપણે સમજણના પ્રસાદમાં આવી અન્યાય છે. કારણ કે વેવાઇશાળના જેવું બંધન એકે સારૂં નથી. તેનો તો

મુને જ છુટકો થાય છે. નીચ વર્ણમાં તો છેડો ફાડી આપ્યો એટલે બીજું ખોળી લે પરંતુ ઉત્તમ વર્ણથી તેવું બનતું નથી. પરંતુ અંધ માબાપ સારૂં નાનપણમાં કરી આખા જન્મારા સુધીનું સાલ ઉભું કરે છે. દેશની ચડતીમાં વિદ્યા અને કળાકૌશલ્ય વડે લક્ષ્મી મળે છે. અને પડતીમાં ચોર અને ઠગારાને લાભ મળે છે. તેમ આ છે.

બાળલગ્ન થવાથી ઘરમાં રાણીજી પધાર્યા કે ભાઇ સાહેબનું ભણવાનું બંધ થાય છે. અને ગુજરાન ચલાવવા માટે કંઇ ઉદ્યમ કરવો પડે છે. તેથી કામચલાઉ વિદ્યાને લીધે હલકી નોકરી કે ધંધો કરવો પડે છે, અને થોડા પગારમાં પરાણે ગુજરાન ચલાવી આખો જન્મારો ગરીબ અવસ્થામાં ગુજારવો પડે છે. અને શરીર પણ બગડે છે. અપરિપક્વ વયે લગ્ન થવાથી નિર્બળતા અને વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. તેમ જ સ્ત્રીઓને નબળાઇ થઇ આખરે ક્ષય થાય છે. આજકાલ ઘણા યુવાનો શરીર પુષ્ટ થવા સારૂ દવાઓની ખાખો ખાવા સારૂ વૈદને ત્યાં ધક્કા ખાય છે, એ કેવો અફસોસ ! યુવાનીમાં દુઃખ કેવો ? કજાતર કેવું ! નબળાઇ કેવી ! આ ઉપરથી જણાય છે કે બાળલગ્નથી પુરૂષ તથા સ્ત્રીઓની ક્ષીણતા છે. નબળા શરીરથી પ્રજા બળહીણ, હિમ્મત વિનાની તથા અનેક વ્યાધિથી ભરેલી ઉત્પન્ન થાય છે. અને આયુષ્ય અલ્પ થાય છે. તેથી દેશની પડતી આવે છે. ઘણા લોકો ખર્ચ થવાની હોળાને લીધે એક છોકરીને પરણાવતાં બીજીને પણ તેની સાથે નાની હોય છે છતાં પણ પરણાવી દે છે બાળલગ્નથી છોકરા ભણતા નથી એટલું જ નહિ પણ છોડીઓનું એ ભણતર બગડે છે. કારણ કે નાનપણથી સાસરે જવું પડે છે. ત્યાં ઘરધંધામાં તથા સંસારવહેવારમાં પડવાથી ભણવાનું રહી જાય છે. તેનાં માબાપની કદાચ ભણાવવાની મરજી હોય છે, તો પણ તેના સાસરા તરફથી મના થાય છે કે અમારે કંઇ તેની બાજરી ખાવી નથી. અમારે તો ઘરનું કામ કરશે એટલે થયું. આથી બિચારી છોડીનો ભવ બગડે છે, અને તે અભણ રહે છે. બાળપણમાં બુદ્ધિ કેળવાએલી, ગંભીર અને ક્ષમાશીલ હોતી નથી. તેથી નાદાન વયમાં પરણેલાં જોડાંનાં પેટ નાનાં હોવાથી સેજ કારણસર તકરાર થાય છે, આવો અણબનાવ ઘણા વખત સુધી ચાલે છે જેથી આખરે તેનું પરિણામ એ આવે છે કે કન્યાને કાઢી મુકે છે, અને તેનો ધણી બીજી ઓરી કરે છે. અને શોકનું સાલ થઇ તે બિચારીનો ભવ બગડે છે પુરુષના પણ બે બાયડીઓ થવાથી ભોગ જ મળે છે. એક બીજાનો ધર્મ શો છે, અન્યોઅન્ય કેમ વર્તવું, સાસુસસરા તથા દેરાણીજેઠાણી સાથે

નહિ. પરંતુ યોગ્ય ઉમ્મર થશે યોગ્ય વર જોઇ પરણાવશો તો તેઓ સુખી થઇ આરોગ્યવાન અને તંદુરસ્ત રહેવાથી લાંબા આયુષ્યવાળાં થશે.

સૌ. નર્મદા મોતીલાલ.

# સિદ્ધાર્થનો ગૃહત્યાગ.

" ઓ તાત ! પ્રિયા ! ઓ પુત્ર !
ઓ માત ! પ્રજા ! સુખસૂત્ર !
મુજ હૃદયપ્રીતિનાં અંગ તમે સઉ ! અંગ છો મ્હારાં,
જન-પશુ જગના કલ્યાણ્ યત્નપર હોમું અંગ સઉ મ્હારાં ! "

મહારાજા શુદ્ધોદને યુવરાજ સિદ્ધાર્થ અને એમની પત્ની યશોધરાને પ્રેમ અને સૌંદર્યપૂર્ણ વાતાવરણમાં રાખ્યાં હતાં એમને માટે ઘણા મહેલો હતા છતાં હાલમાં ' વિશ્રામભવન ' નામનો નવો મહેલ બંધાવ્યો હતો, જેની સુંદરતા આગળ દેવભવન પણ ઝંખવાય. આવા રમણીય મહેલમાં એની મનોરમા યશોધરા સાથે રહી ગૃહત્યાગના ખ્યાલો કુમાર વીસરી જશે એવી મહારાજાને સંપૂર્ણ શ્રદ્ધા હતી. અસિતની ભવિષ્યવાણી વારંવાર એમને હૈયે ચઢી આવતી. વળી પોતે સ્વપ્નમાં કુમારને સાધુના વેષમાં ગૃહ છોડી જતા જોયા હતા. એ બન્ને વાતનું સ્મરણ થતાં એમના હૃદયને અસંત પીડા થતી, આથી એમણે કુમારના બાગની આસપાસ જબરી દીવાલો ચણાવી લીધી અને જગાએ ચોકી પહેરો રાખ્યો અને એવો બંદોબસ્ત કર્યો કે મહારાજાના હુકમ વિના કુમારને એની બહાર જવા દેવા નહિ.

આ બધી સાવચેતી રાખ્યાથી મહારાજાને કુમાર માટેનો ભય કંઇક ઓછો થયો. વળી કુમારની સેવામાં રહેલા માણસોમાંથી કોઇ માંદું પડે તો તેને, કુમારને ખબર ન પડે એમ ચુપચુપ દૂર કરવાની પણ આજ્ઞા અપાઇ ગઇ.

આ બધાં કારણોથી થોડા વખત કુમાર બહારની દુનિયાના કલેશ, સંતાપ અને હાડમારીથી અજ્ઞાન રહી સૌન્દર્ય, પવિત્રતા અને કોમળતાની મૂર્તિરૂપ યશોધરાની સાથે આનંદ અને સુખમાં દિવસો વ્યતીત કરવા લાગ્યા.

જ્યારે યશોધરાએ પુત્રને જન્મ આપ્યો ત્યારે રાજાને અપાર આનંદ થયો. તેમને લાગ્યું કે પ્રેમના સબળ બંધને બંધાયાથી ગૃહત્યાગના વિચારને કુમાર તદ્દન ભૂલી જશે, હવે હું શાન્તિથી મરીશ, મ્હારૂં રાજ્ય મ્હારો કુમાર શોભાવશે, અને આદર્શ રાજા નીવડશે, " એવા હર્ષોદ્‌ગાર વારંવાર તેમના મોંમાંથી નીકળી જતા.

ત્યારે સિદ્ધાર્થની શી સ્થિતિ હતી ? તે સુખી હતો, તેની સ્ત્રી અને પુત્રપ્રતિ ત્હેનો અત્યંત પ્રેમ હતો, છતાં મધ્ય રાત્રિએ સ્વપ્નમાં તેમ જ જાગતાં તેમના હૃદયમાં પ્રશ્નો ઉઠી રહેતા કે, " જિંદગીના આ બધાં સુખો નિત્ય હોઇ શકે ? " " જગતના સર્વ મનુષ્યો હમારા જેટલાં સુખી હશે ? " " એ સહુ જોવા મ્હારે આ મહેલ છોડી જવું ન જોઇએ ? "

એક દિવસ પ્રેમના પિંજર બહાર જઇ કપિલવસ્તુમાં ફરી બધું જોવાનો તેણે નિશ્ચય કીધો. જ્યારે મહારાજાએ આ જાણ્યું ત્યારે ગામમાં દાંડી પીટાવી કે કુમાર ફરવા નીકળે ત્યારે રસ્તાઓને તથા ગૃહોને સુન્દર ધ્વજ, તોરણથી શણગારી દેવા અને કોઇ પણ વૃદ્ધ, બીમાર, અને મૃત્યુ પામેલાને કુમારની નજરે પડવા દેવા નહિ.

સ્ત્રીઓએ સુન્દર શણગાર સજી ગૃહોને તોરણોથી અને વાવટાઓથી શણગાર્યાં, આંગણે સાથીયા પુર્યા અને મંદિરોમાં પણ જાત જાતની શોભા થઇ રહી અને આખું નગર નંદનવન જેવું શોભી રહ્યું; સ્ત્રી પુરુષો અને બાળકો સુન્દર વસ્ત્રાલંકાર સજી યુવરાજની પધરામણીની વાટ જોતાં ઠેકાણે ઠેકાણે ઉભાં રહ્યાં.

કુમારનો વિશ્વાસુ સારથિ કુમારને ભાવિ રાજા તરીકે સન્માન આપતો રથમાં બેસાડી લઇ આવ્યો. જગતને સુન્દર સ્વરૂપમાં તેમ જ સુખી જોઇ કુમાર સંતોષ પામ્યા. તેમને લાગ્યું કે પોતે જેમ, સ્ત્રી, પુત્રના પ્રેમમાં અને વિવિધ વૈભવોમાં સુખી હતા તેમ જગત પણ સુખી છે.

તેમણે સારથિને કહ્યું, " રથ આગળ ચલાવ; જગત્ આવું સુખી હશે તે હું આજ સુધી ધારતો ન્હોતો. સુખનિમગ્ન લોકોને જોવા હજી ઇચ્છું છું. લોકો માત્ર મ્હને જોયાથી જ અને મ્હારી પ્રીતિ મેળવ્યાથી આટલો આનંદ પામે છે તો શા માટે એમને છોડી ચાલ્યા જવું ? "

આગળ ચાલતાં એમણે એક દીન વૃદ્ધ માણસને ધ્રુજતે પગે ચાલતો જોયો. કુમારનો રથ જોતાં પોતાના અશક્ત હાથોમાં ધરેલું ભિક્ષાપાત્ર આજીજી કરતી આંખોએ તેમની આગળ તેણે ધર્યું. એ બિચારા વૃદ્ધને

રાજાએ કાઢેલા હુકમની ખબર ન્હોતી. કુમારના રથની આગળ ત્હેને જોતાં લોકો એક સામટા બોલી ઉઠયા, "ચાલ્યો જા ! ચાલ્યો જા ! કુમાર ત્હને જોય ત્યાર પહેલાં ચાલ્યો જા, નહિ તો મહારાજાના ગુસ્સામાં આવી પડીશ."

પણ કુમારની નજર તેના ઉપર પડી ચૂકી હતી. તેણે પોતાના સારથિને કહ્યું. " એને કંઇક આપ." "અને ત્હમે પણ આ બિચારા અશક્તને મદદ કરો." લોકો તરફ જોઇ તેણે વધાર્યું. પછી સારથિને રથ ગૃહ તરફ લઇ જવાનું કહી બોલ્યા. " આવો દયાજનક દેખાવ મેં કદી પણ જોયો નથી. જ્યારે આપણે બધાં વૃદ્ધ થઇશું ત્યારે આપણી પણ આવી જ સ્થિતિ થશે ? અરેરે ! જે જિંદગીને હું સુખી અને સુન્દર ધારતો હતો તે મનુષ્ય જીંદગીની આ દશા !"

આ દયાજનક દેખાવની છાપ કુમારના કોમળ હૃદયમાં ઉંડી પડી રહી. અને એના એ વિચારથી એમનું વદન હંમેશાં શોકગ્રસ્ત રહેતું. એમની માનીની યશોધરા પણ એ શોકરેખા એમના વદનપરથી દૂર ન્હોતી કરી શકતી.

એ જ રાત્રિએ મહારાજાને વિચિત્ર સ્વપ્ન આવ્યું, જે સ્વપ્ને મહારાજાના હૃદયને ચિંતાતુર કરી દીધું. સ્વપ્નમાં એમણે એક મીનારાને ઉંચે ચઢતાં ચઢતાં છેક આકાશ સુધી ઉંચે ચઢતાં જોયો. એ મીનારાની ટોચે કુમારને જોયા. ત્યાંથી તે જાતજાતનાં રત્નો, દુનિયાને છેડેથી ધસડાઇ આવેલા લોકો તરફ ખોબા ભરી ભરીને વેરતા હતા; આ ગૂઢ સ્વપ્નનો અર્થ મહારાજા ઉકેલી ન શક્યા, અન એમને લાગ્યું કે આ સ્વપ્ન આવતી આફતનો આગાહી હતો. આથી એમણે વિદ્વાનોને એકઠા કરી સ્વપ્નનો અર્થ પૂછ્યો, પણ કોઇથી એનું તાત્પર્ય ન સમજાયું. આખરે એક સંન્યાસીએ આગળ આવી કહ્યું; " રાજા વ્યર્થ સંતાપ શા માટે કરે છે ? આ સ્વપ્ન ઉપરથી ત્હારો કુમાર સંસાર ત્યાગ કરશે, એમ સમજાય છે અને ઉપદેશ રૂપી રત્નો ચારે દિશાએ વેરી શાન્તિ અને સંતોષ ફેલાવશે; કુમારને મહેલમાં પુરી રાખવાનો યત્ન ન કરીશ, જગત્ એના ઉપદેશની વાટ જોઇ રહ્યું છે."

પુત્રહાનિના ભયથી મહારાજાએ કુમારના મહેલની આસપાસ વધારે બંદોબસ્ત રાખ્યો. છતાં વૃદ્ધને જોયા પછી દુનિયાને ખરા સ્વરુપમાં જોવાનો કુમારનો નિશ્ચય તેઓ ફેરવી શક્યા નહિ.

કુમારે એક દિવસ ગુપ્ત વેષે નગર જોઈ આવવાની માગણી કરી; મહારાજાએ પોતાની મરજી ઉપરાંત જવાની આજ્ઞા આપી. કુમાર પોતાના

વિશ્વાસુ સારથિ અને થોડા નોકરો સાથે સામાન્ય મનુષ્યને વેષે નીકળી પડ્યા. કામદારોને કામ કરતાં જોઇ તેમને સંતોષ થયો. રાજકુળમા ઉચ્ચ વૈભવોમાં મ્હાલતાં મનુષ્યો કરતાં એ લોકોનું જીવન તેને વધારે રસમય લાગ્યું. પણ આગળ ચાલતાં ભયંકર રોગથી પીડાતો એક રોગીને જોયો. તે દુખથી બૂમો પાડતો હતો; "અરેરે ! મ્હને કોઇ મ્હારાં ઝુપડાંમાં લઇ જાયકે ત્યાં હું નીરાંતે મરૂં." આ જોઇ કુમારનું દયાળુ હૃદય દ્રવી રહ્યું. જમીન પર બેસી જઇ કુમાર ત્હેનું માથું પોતાના ખોળામાં લઇ બોલ્યા, "અરેરે ! કેવો ભયાનક દેખાવ !" સારથિએ કહ્યું; મહારાજ, "ત્હમે આટલી સંભાળથી સેવા કરો છો જ્યાં ત્હમારે માટે પણ આવાં જ દુઃખો નિર્મા્યાં હશે." કુમારે પુછ્યું; શું ત્યારે દરેકે રોગ અને ચિંતામાં જ જીવન ગાળવાનું ?" રથને મહેલ તરફ વાળવાનું કહી તે મન સાથે વિચાર કરવા લાગ્યા, "મ્હારૂં અને મ્હારાં સંબધીઓનું જીવન કેવી રીતે સુખપુર્ણ થઈ શકે, ઘેર જઇ એ વિષે ચિંતન કરી દુઃખો દૂર કરવાના ઉપાયો શોધી કાઢું." આગળ ચાલતાં રસ્તામાં જે બીજો દેખાવ જોયો એથી તો એમનું અંતઃકરણ ધ્રુજી જ ઉઠ્યું. લોકો એક શબ આગળ બેસી કલ્પાંત કરતા હતા.

સારથિએ તેને સમજાવ્યું; "કુમાર, આ માણસ મરણ પામ્યો છે, અને તેથી લોકો કલ્પાંત કરે છે, દરેક મનુષ્યે મૃત્યુને વશ થવાનું છે પછી તે વૃદ્ધ હોય કે જુવાન હોય, ગરીબ હોય કે શ્રીમંત હોય."

"ઓ જગત્ ! ત્હને ત્હારા દુઃખોમાંથી હું શી રીતે મુક્ત કરૂં ?" કુમાર મનમાં બોલ્યા. "મનુષ્યને શેની જરૂર છે તે હવે હું સમજ્યો, હાં મ્હારી આંખો આગળનો પડદો ખસી ગયો છે, હવે હું બધું જોઇ શકું છું."

આગળ ચાલતાં એમને એક સંન્યાસી મળ્યો. ત્હનુ માથું અને પ ઉઘાડા હતા, હાથમાં દંડ અને એક ભિક્ષાપાત્ર પકડ્યાં હતાં અને કમ આસપાસ માત્ર એક વસ્ત્રનો કટકો વીંટાળ્યો હતો. જ્યાં ત્હેને સંતોષી અ ચિંતારહિત જોઇ કુમારે ત્હેને ત્હેનું કારણ પુછ્યું. સંન્યાસીએ જવા દીધો "હું મુક્તિના માર્ગની શોધ કરૂં છું ?" "હું પણ તેની શોધ નીકળી પડીશ !" કુમાર બબડ્યા અને એ જ ચિંતન કરતા કુમા પોતાને મહેલ આવી પહોચ્યા. મહેલમાં બધાં શાન્ત નિદ્રા લેતાં હત કુમારે યશોધરાને પણ નીરાંતે ઉંઘતાં જોઈ. એને છોડી જવાને ખ્ય કુમાર દુઃખી થતા ત્યાં, ઉભા હતા. ત્યાં યશોધરાએ ઉંઘમાં ઉંડો નિશ્વ નાખ્યો, કુમારે તેને જગાડી નિશ્વાસ નાખવાનું કારણ પુછ્યું.

યશોધરા બોલી; " મ્હેં સ્વપ્નમાં એક વૃષભને નગરમાંથી ન્હાસી આવતાં જોયો. ત્હેને કપાળે એક હીરો ઝગઝગતો હતો. મ્હારી પાસે એ દોડી આવ્યો. હું તેની ગરદનપર હાથ નાખવા ગઇ ત્યાં તે મ્હારી આગળથી સટકી ગયો. વળી ઇંદ્રના માનમાં ફરફરતી ધ્વજાને પડી જતાં જોઇ અને તેને બદલે રત્નથી ભરેલા વિચિત્ર અક્ષરોવાળો વાવટો જોયો. લોકો અંદર લખેલા અક્ષરો વાંચી આનંદ પામતા હતા. સુન્દર ફૂલોથી સહુ તેને વધાવતા હતા. એ બધું તો ઠીક હતું પણ પછીથી "વખત આવી પહોંચ્યો છે" એ શબ્દો મેં સાંભળ્યા. મેં આસપાસ જોયું તો ત્હમે હતા નહિં અને માત્ર ત્હમારાં વસ્ત્ર જ મ્હેં જોયાં. મ્હારા ચોટલામાં ખોસેલાં ફુલો, હાથનાં રત્નજડિત કંકણો એક પછી એક પડી ગયાં. છેવટે મ્હારા માથા પરનો મુકટ પણ પડી જઇ ભાંગી ગયો. ગાંડાની જેમ હું એ બધી વસ્તુઓ શોધવા લાગી. પાછો તે જ વૃષભના બરાડવાનો અવાજ મેં સાંભળ્યો. ઓ ! મ્હને આનો અર્થ સમજાવો, મ્હને, આ બાળકને અને ત્હમારી પ્રજાને કે જે બધાં ત્હમારે માટે પ્રાણ આપવા તૈયાર છીયે તેમને છોડી ચાલ્યા ન જાવ, માત્ર ધીરજનો એક જ શબ્દ કહો."

કુમારે નીચા નમી પ્રેમથી યશોધરાની આંખમાંનાં આંસુ લુછ્યાં, અને બોલ્યા, " મ્હારી યશોધરા હું ત્હને કેવી રીતે આશ્વાસન આપું ? કદાપિ ત્હારૂં સ્વપ્ન ખરી બીનાની આગાહી હોય એ સંભવિત છે છતાં પણ તું ખાત્રીથી માનજે કે ત્હારા પ્રત્યેનો મ્હારો પ્રેમ અખંડ જ છે. જગતને દુઃખમુક્ત કરવાની મ્હારી અભિલાષા તું જાણે છે, જ્યારે વખત આવશે ત્યારે મ્હારે ત્હને છોડી જવી પડશે. હું ત્હને સંપૂર્ણ પ્રેમથી ચાહું છું તેથી જ ત્હને છોડી જઇશ, હું જે કરૂં છું તે ત્હારા સુખ માટે જ કરૂં છું. ત્હારા પ્રત્યેના પ્રેમથી જ હું ભૂત માત્રનો પ્રેમ અનુભવુંછું; યશોધરા, શાન્ત થઇને નિદ્રા લે અને મ્હને શાન્તિથી વિચાર કરવા દે. " યશોધરા પ્રત્યેના આ તેના છેલ્લા ઉદ્ગારો હતા. તેને લાગ્યું કે તે વધારે ગોઠાશે તો યશોધરાનો સબળ પ્રેમ તેને જવા નહિ દે. યશોધરા અસ્વસ્થ ચિત્તે રોની રોની ઉંઘી ગઇ.

પૂર્ણિમાનો ચંદ્ર આકાશ અજવાળી રહ્યો હતો, તારાઓ ચમકી રહ્યા હતા, ત્હેને જોતાં કુમાર ઉભા રહ્યા. પવન મંદમંદ વાઇ ત્હેના કાનમાં કહી ગયો કે, "તૈયાર થા આજની જ રાત્રિ ત્હારા ગૃહત્યાગ માટે નિર્માણ થઇ છે. જગતને દુઃખમાંથી બચાવ, સમય આવી પહોંચ્યો છે. "

તેનું પ્રેમલ હૃદય તેની મીઠી યશોધરાને એક જ વખત જોવા તલસી રહ્યું, તેના દુધમલ બાળકને ચુંબન કરવા પછાડા મારી રહ્યું. પણ સિદ્ધાર્થ તેમ કરવા હીંમત ન કરી શક્યા. તેઓ જાગી ઉઠી કલ્પાંત કરે તો તેમને ત્યજી જવાં અશક્ય લાગ્યું.

સિદ્ધાર્થ પ્રેમ અને સન્માનથી યશોધરાના પગ આગળ જઇ નમ્યા. એ એના જન્મ જન્માંતરની સુખ દુઃખની સાચી ભાગિયણ હતી. તે તેના સામું આંસુભરી આંખે જોઈ રહ્યા. પછી ઓરડો છોડી ચાલ્યા ગયા સંસારત્યાગની પળ આવી પહોંચી હતી. તેને માટે પોતે તૈયાર પણ હતા છતાં આનંદ, પ્રેમ અને સૌન્દર્ય એ બધું તરછોડતાં ત્હેમનું હૃદય કચરાઇ જતું હતું.

પોતાના સારથિને જગાડતાં તે બોલ્યાઃ "મ્હારા વિશ્વાસુ મિત્ર! મ્હારો ઘોડો તૈયાર કર." સારથિએ પ્રશ્ન કર્યો, "રાત્રિએ સ્ત્રી, પુત્ર, પિતા અને રાજ્ય છોડી, કુમાર! ક્યાં જાવ છો?" "ઓ મ્હારા મિત્ર! મ્હને ના અટકાવ, જગત્ મ્હારી વાટ જોઇ રહ્યું છે, મ્હારે જવું જ જોઇએ!" કુમારે ગીરાશથી કહ્યું.

ઉંડો નિશ્વાસ નાંખતો સારથિ ઘોડો તૈયાર કરી લાવ્યો. એ વફાદાર પ્રાણી પોતાના સ્વામી સાથે જવા આતુર હતું.

જ્યારે વખત આવે છે ત્યારે પ્રભુ પોતાના સાચા સેવકો માટે માર્ગ ખુલ્લા કરી આપે છે. હમણાં પણ તેમ જ થયું. બધ દરવાજા સહેલાઇથી ખોલાયા. ચોકીદારો ગાઢ નિદ્રામાં પડયા હતા. કુમાર સિદ્ધાર્થ પોતાના ઘોડાની પીઠપર સ્વાર થઇ પોતાના સાચા સારથિ સાથે મહેલ છોડી ચાલ્યા ગયા. જગતને દુઃખમુક્ત કરવાના ઉપાયો શોધી ન શકે ત્યાં સુધી માત્ર એક ભમતા સાધુ થવાને, સ્ત્રી, પુત્ર, વૃદ્ધ અને રાજ્ય છોડી ચાલતા થયા તેની કોઇને ખબર ન પડી.

. આ મહાન્ ત્યાગ વખત આખું જગત્ નિદ્રાધીન હતું. માત્ર પૂર્ણિમાનો પ્રકાશિત ચંદ્ર તેને જોઇ રહ્યો, અને તારાઓ પણ પોતાની સંમતિ આપતા આકાશમાં ચમકી રહ્યા.*

લહરી.

# શ્રીમતી અબલા બોઝ.

## ( સર જગદીશચંદ્ર બોઝનાં સુશીલ પત્ની. )

---

એ પણ એક અન્યાય જ છે કે મહાન પુરુષોની પત્નીઓ ગમે તેવી હોય તો એ જોઇએ તેટલા પ્રકાશમાં આવી શકતી નથી. તેમના પતિઓનું તેજ એટલું સબળ હોય છે કે પત્નીઓનો પ્રકાશ ઝાંખો પડે છે. મોટામાં મોટા તત્ત્વવેત્તા હોય, સાયન્ટિસ્ટ હોય; રાજકીય નેતા હોય, કે મોટા ચિત્રકાર હોય તે તો એકડો ગણાય. તેને એ સ્થિતિએ લાવવામાં તેની શાન્ત સુશીલ, ધર્મપત્નીએ કેટલીએ મદદ કરી હોય પણ તેની સ્તુતિ જગત કદી કરતું નથી અને તેના ગુણો ઢંકેલા જ રહે છે. એ ખરૂં છે કે મહાન પુરુષોની સહચરી થવા માટે પત્નીમાં વિશાળ ગુણોની આવશ્યકતા છે. પરન્તુ વિજળીના પ્રકાશ આગળ ગેસના દીવા ઝાંખા જ રહેવાના. આપણા ઋષિગણોને આ બાબતનો ખ્યાલ હતો અને તેને લીધે પ્રાચીન સમયમાં ગુરુકુળો અને આશ્રમોમાં એવો સદાને માટે નિયમ કરવામાં આવતો કે જેટલું માન ઋષિઓને અને ગુરુઓને અપાય તેટલા જ માનનો અધિકાર ઋષિપત્ની અને ગુરુપત્નીઓને હોવો જોઇએ.

સર જગદીશચંદ્ર બોઝને અર્વાચીન સમયના મહાન ગુરુ તરીકે ગણવામાં આવે છે, પણ તેમના જેવા પુરુષને યોગ્ય આદર્શ પત્ની અને મહાન્ સન્નારી તરીકે તેમનાં સુશીલ પત્નીની સ્તુતિ એટલે અંશે જગત કરતું નથી. બાકી આજે ભારત વર્ષમાં આંગળીને વેઢે ગણાય એટલી અગ્રગણ્ય સ્ત્રીઓ છે, તેમાં લેડી બોસ ખરેજ પ્રથમ પંક્તિમાં આવી શકે. બંગાળામાં સંસારસુધારાના પ્રદેશમાં તેઓ સબળ સત્તા ધરાવે છે. અને ઘણી ત્યાંની પ્રવૃત્તિઓ તેમને લીધે સ્થપાઇ છે.

લેડી બોસ, તેમના સ્વભાવે કેળવણીએ અને કુટુંબના સંબંધને લીધે જે મહાન કાર્ય માટે તે નિર્માણ થયાં છે તેને ખરેજ અનુકૂળ છે. તેમના પિતા સ્વ. દુર્ગા મોહન દાસ બ્રાહ્મ સમાજના સુદૃઢ સભ્ય હતા, કલકત્તાના બંગીના વકીલ હતા, અને કન્યાકેળવણીના દૃઢ હિમાયતી હતા. કલકત્તાની બહુ જ પ્રખ્યાત થએલી શાળા જેની વ્યવસ્થા એટલી સારી થઇ કે પાછળથી તેની બેથ્યુન કૉલેજ થઇ તેને સ્થાપવામાં ઘણો આગળ પડતો ભાગ તેમણેજ લીધો હતો. તેમના પિતા માટે લેડી બોસને ઘણી જ લાગણી

હજી પણ છે. તેમનાં માતા તેમને બાળક મૂકીને ગુજરી ગયાં હતાં એટલે માતા અને પિતા બન્નેની ગરજ તેમના પિતાએ સારી હતી. તેથી તેમને માટે અત્યંત સ્નેહ અને માન તેમને કાયમછે. પોતાની પુત્રી અબલાને વિજ્ઞાનનું જ્ઞાન આપવાની તેમને હોંસ હતી. તેથી તેમને મદ્રાસની મેડીકલ કૉલેજમાં તેમણે ૪ વર્ષ મોકલ્યાં. પણ ત્યાંની હવા માફક આવી નહિં અને તાવ લાગુ પડ્યો. તેથી બહુ જ નાસીપાસ થઇને ઘેર પાછાં આવ્યાં. પણ જેટલું જ્ઞાન મળ્યું તેટલું તેમને ઉપયોગમાં આવ્યું. જુવાન સાયન્ટિસ્ટ જગદીશ બોઝ ઈંગ્લંડ અભ્યાસ કરીને તે જ વખતે પાછા આવ્યા. તેમની સાથે પરિચય કરવામાં એ જ્ઞાન સાધનભૂત થયું. જગદીશ બોસ તેમના કરતાં ૭ વર્ષે મોટા હતા. અને તેમની પસંદગીથી જ તેમનું લગ્ન તેની સાથે થયું. લેડી બોસનું વય તે વખતે ૨૨ વર્ષનું હતું. પિતાનું કુટુંબ તો ધનાઢ્ય હતું અને શ્રીમંતાઇની બધી ટેવો તેમને પડી હતી. પતિને માથે તો દેવું હતું. પણ સદ્ભાગ્યે આપણી સ્ત્રીઓના સ્વભાવ પ્રમાણે પતિના સુખદુઃખમાં ભાગ લેવો એ પ્રથમ ધર્મ માનીને પોતાની એશ આરામની ટેવો તેમણે બાજુ ઉપર મૂકી દીધી. પહેલાં થોડાં વર્ષ બહુ આપદાનાં ગયાં. ઘર ભાડું બહુ ખર્ચાય નહિં એટલે કૉલેજથી બહુ જ દૂર સસ્તા ભાડાના મકાનમાં રહ્યા. જેટલો વખત પતિ કૉલેજમાં શીખવવા જાય તેટલા વખત સારૂ એકલાં તેમને રહેવું પડતું તેથી જરા કંટાળાભરેલું લાગે. પણ રજાના દિવસોના સહવાસથી બધું ભૂલાઇ જવાતું. લાંબી રજામાં તક્ષિલા, નલંદ કાશ્મીર, આજંન્ટા, વિગેરે સ્થળો તેઓ જોવા જતાં અને આપણા દેશના ઇતિહાસનું પ્રત્યક્ષ નિરીક્ષણ કરતાં. દરરોજ સાંજરે પતિને ફરવા જવાને આગ્રહ કરે અને પહાડો ઉપર માઇલોના માઇલો પગે ચાલે. મુસાફરી દરમ્યાન અને ઘરમાં પતિના ખોરાકની બહુ જ સંભાળ લે. ઘરના બધા કામકાજની દેખરેખ રાખે. ઘરની ભોંય પથરાની તે દિવસમાં બે વાર રોજ ધોવડાવે ઘરની દરેક ચીજ વ્યવસ્થિત રાખે, પતિનું લક્ષ હમેશ વિજ્ઞાનના કોયડા ઉકેલવામાં એટલે કાંઇ કામ તેમને સોંપાય નહિ. મોટર ચલાવવા માટે તો એ તેમની મુનસફી ઉપર આધાર ના રખાય. પણ એક બાબતમાં તેમને બહુ જ ચોકસાઇ જોઇએ છે. તે એ કે પોતાનાં કપડાં હમેશ બહુ જ સ્વચ્છ અને સફાઇબંધ હોવાં જોઇએ. ઘણા લોકો કામમાં મશગુલ હોય તે જાતિ સફાઇ અને સ્વચ્છતા ઉપર જરા લક્ષ નથી આપતા. ગમે એવાં ગંદા જેમ તેમ કપડાં પહેરે છે. આસપાસ જોવાનો તેમને અવકાશ પણ હોતો નથી. પણ આ માણસનો તો રોજના વ્યવહારમાં પત્ની એ જ

એમની આંખ કાન અને હાથ છે. શરૂઆતમાં લેડી બોસને મુસાફરીનો બહુ જ કંટાળો હતો પણ પછી તો પતિની સાથે અનેક દેશોમાં તેમણે મુસાફરી કરી અને જગતનાં જૂદાં જૂદાં સ્ત્રીપુરુષોનો મેળાપ કર્યો. એમના જેટલી મુસાફરી ભાગ્યે જ કોઇ આપણા દેશની સ્ત્રીએ કરી હશે. યુરોપ, અમેરિકા જ્યાં ગયાં છે ત્યાં એમને ઘણા મિત્રો થયા છે.

એમને પોતાને સંતતિ કાંઇ નથી પણ ભાણેજ ભત્રીજાઓને પોતાના બાળક કરતાં વધારે કાળજીથી ઉછેરે છે. બ્રાહ્મ કન્યાશાળાનાં તે મંત્રી છે, તેમ જ નારીશિક્ષાસમિતિ તરફથી ચાલતી ૭ શાળાઓની વ્યવસ્થા તે કરે છે. એકંદર ૫૦૦ કન્યાઓ અને પુષ્કળ સ્ત્રીઓ અને માતાઓની કેળવણીની દેખરેખ તે રાખે છે.

બહુ જ બાળક ઉમરથી છોકરીઓને કેળવણી આપવાનો તેમણે દૃઢ નિશ્ચય કર્યો હતો. તેમણે અને તેમની બે ત્રણ બેનપણીઓએ મળીને એક વખત પ્રતિજ્ઞા લીધી હતી કે હંમેશા કસરત કરવી અને દેશની સેવા અર્થે જીવન ગાળવું. ઘણા વખત સુધી પોતાની સંસ્થાઓમાં સરકારના પૈસાની મદદ નહોતી લીધી પણ છેવટ એમને લાગ્યું કે એ પૈસો આપણોને આપણો ને આપણો જ છે. ત્યારે જે શાળામાં પોતે અને પોતાનાં બાંધુએ ૪૦,૦૦૦ રૂ. આપ્યા હતા તેમાં સરકારી ગ્રાન્ટ લેવા માંડી.

સ્વદેશી માટે તેમને ઘણો દૃઢ આગ્રહ છે. પોતાના ઘરમાં એક પણ વિદેશી ચીજ વાપરતાં નથી. રહેણી કરણી બધું આપણા રીવાજ પ્રમાણે છે. માત્ર સાયન્સના ઉપયોગની વસ્તુઓ પાશ્ચાત્ય.

સ્ત્રીઓના રાજકીય હક માટે તે સતત પ્રયત્ન કરે છે. અનેક પ્રવૃત્તિઓમાં તે ભાગ લે છે. હાલમાં તેમણે સેવાસદન અને વનિતા વિશ્રામ જેવી એક સંસ્થાનો આરંભ કર્યો છે. પોતાના પતિની સહધર્મચારિણી રહીને પોતાની પછાત રહી ગએલી ભગિનીઓની અત્યંત સેવા ને ઉન્નતી ચ્હાતાં છે.

આપણી બ્હેનોને તેમના જીવનમાંથી અનેક પ્રકારે શિક્ષણ મળે તેમછે.

વડોદરા. સૌ. શારદા મ્હેતા.

# મહાત્મા બુદ્ધ.

જગતમાં મહાન ધર્મપ્રવર્તકો થઇ ગયા છે તેમાં મહાત્મા બુદ્ધનું ઘણું ઉંચું સ્થાન છે. તેમનો ધર્મમત માનનારાની સંખ્યામાં કુલ દુનીયાની વસ્તીનો ઘણો મોટો ભાગ સમાય છે. તેમના જીવનવૃત્તાંત અનેક પુસ્તકોમાં અનેક લેખોમાં લખાયાં છે અને તે સંબંધે વ્યાખ્યાનો પણ થએલાં છે તથાપિ આ વાર્ષિકમાં કેટલાક મોટા ધર્મપ્રવર્તકોનાં ટુંક જીવન આલેખવાનો વિચાર કર્યો છે અને તે મુજબ પ્રથમ ચરિત્ર મહાત્મા બુદ્ધનું લેવામાં આવે છે.

ઇસ્વી સન પૂર્વે છસો વર્ષપર આર્યો પંજાબમાંથી ઉતરી ગંગા નદીને કિનારે આવી વસ્યા હતા. પોતે જેમને જીત્યા છે એવી અનાર્ય પ્રજા પ્રત્યે તેઓ તિરસ્કારથી જોતા. પોતાની આર્ય જાતિનું અભિમાન તેમનામાં વ્યાપી રહેલું હતું. તે સાથે જ તેમની અંદર માંહોમાંહે પણ ચઢતાં ઉતરતાં કુળોનું અભિમાન દઢ થઇ જવાથી કુલીન આર્યો સામાન્ય પ્રજાજનોને પોતાનાથી ઘણા ઉતરતા ગણતા. રાજવંશી આર્યો પોતાને ઉત્તમ માનતા. વળી ધર્મ ગુરુઓ પોતાનું ચઢીઆતાપણું દર્શાવતા. એ બને વર્ણો કારીગર અને વેપારી વર્ગને ઉતરતી ગણતી. આમ જાતિભેદનાં બંધનો સુદઢ થવા લાગ્યાં હતાં. વેદના કાળનું ભેદરહિત નિર્દોષ આનંદપૂર્ણ જીવન નષ્ટ થઇ ગયું હતું. અને તે કાળની પ્રકૃતિપૂજાને સ્થાને ઉતરતા પ્રકારના દેવોનું આરાધન શરૂ થઇ ગયું હતું. રાજકીય ઘટના પણ જુદા જુદા રાજાઓનાં નાનાં રાજ્યોમાં વહેંચાઇ ગઇ હતી અને એ રાજાઓ પ્રજાનાં હિત તરફ ખાસ લક્ષ આપતા નહોતા.

આવા સમયમાં ઇ. સ. પુર્વે પાંચમા સૈકામાં બનારસથી થોડે દૂર આવેલા કપિલ વસ્તુ નામે નગરમાં શુદ્ધોદન નામે રાજા રાજ્ય કરતો હતો. એની પ્રજા શાક્યના નામથી ઓળખાતી. રાજ્યમાં નદીનાં પાણીથી ખેતી સારી ચાલતી અને પડોશના રાજા સાથે સલાહ હતી. પડોશના રાજાની બે કન્યાઓ શુદ્ધોદન જોડે વરેલી હતી. રાજાની અડતાળીસ વરસની ઉમર થઇ ત્યાં સુધી તેને સંતાન નહોતું. તે પછી તેની મોટી રાણી મહામાયા ગર્ભવતી થઇ ને પ્રસવ માટે પિતાના રાજ્યમાં જવા નીકળી. મુકામ કરતે કરતે જતાં રસ્તામાં જ બુદ્ધનો જન્મ થયો. સિદ્ધાર્થ એનું નામ પાડ્યું હતું અને

વળી કુટુંબના ગૌતમ નામથી પણ તે ઓળખાતા. ઓગણીસ વર્ષની ઉમરે તેમનું લગ્ન પોતાના મામાની દીકરી યશોધરા વેરે થયું. તે પછી રાજ્ય-વૈભવનાં સંપુર્ણ સુખ ભોગવવામાં તેમનું જીવન વ્યતીત થવા લાગ્યું. એટલે સુધી કે તેમના સંબંધીઓએ રાજાને સંભળાવ્યું કે, આ પ્રમાણે રાજકુમાર મોજશોખમાં મચ્યા રહેશે તો અણધારી લડાઈ પ્રસંગે દેશનું રક્ષણ કોણ કરી શકશે. ગૌતમે આ વાત જાણતાં પોતાના પરાક્રમની ઝાંખી પ્રજા-જનને આપી.

આ પછીના સમયની વિશેષ માહિતી મળતી નથી. ગૌતમની ઉમર ત્રીસેકની થઇ તે વખતે દુઃખી મનુષ્યોને જોઇ તેમના હૃદયમાં ભારે મથન થયું, અને સારથિ સાથે ફરવા નીકળ્યા તે પ્રસંગ સુવિદિત છે. એ દરમી-યાન ગૌતમને ત્યાં પુત્રજન્મ થયો. આ બનાવથી પ્રજામાં સર્વત્ર આનંદ ફેલાયો. માત્ર ગૌતમને પોતાને કાંઇક જુદોજ અનુભવ થયો. જગતનાં દુઃખ જોઈ તેમનું મન વ્યાકુલ થએલું હતું, ધન, વૈભવ, રાજ્યપાટ સર્વ નકામાં છે અને ખરૂં સુખ એમાં નથી એમ એમનું મન સાક્ષાત્કાર કરતું હતું તેવામાં પુત્રજન્મથી તેમને લાગ્યું કે સંસારપાશનું નવું બંધન વળગ્યું. તે તોડવા માટે મુશ્કેલી વધશે. સંસાર અસાર છે, એ વાત વધારે ને વધારે એમના મનમાં ઘોળાવા લાગી અને પોતે અજ્ઞાન પામર છે એમ સમજવા લાગ્યું. આસપાસ દુઃખ પ્રવર્તી રહ્યું છે તેવા સંસારમાં પોતે રાજ્ય વૈભવનો સુખોપભોગ કરવો તેમને રૂચ્યો નહી. જ્ઞાન મેળવવાની અતિ તીવ્ર ઇચ્છા થઇ અને સંસારનો ખરો અનુભવ જાતે મેળવવા પોતે દૃઢ સંકલ્પ કર્યો. અને પુત્રવત્સલ માતપિતા, પ્રિય પત્ની, તથા પુત્ર અને અખુટ સમૃદ્ધિ એક ઝટકે ત્યાગ કરી એક રાત્રે આ વિશાળ દુનિયાની સપાટી પર એક ભિક્ષુક બની ઘરબાર વિનાના થઇ માત્ર પોતાના સાર-થિને સાથે રાખી નીકળી પડ્યા. ત્યાગનું એક જ્વલંત દૃષ્ટાંત હમેશને માટે મનુષ્યજાતિ સમક્ષ મૂક્યું.

સંસારમાં વ્યાપી રહેલાં દુઃખથી કાયર થઇ માત્ર ગૃહત્યાગ–સુખત્યાગ કરીને ગૌતમ અટકયા નહીં. એ દુઃખનો ઉપાય શોધવામાં અને ખરા સુખની પ્રાપ્તિ કરવામાં અને જગતને મહાન સત્યોનું દર્શન કરાવવામાં તેમણે અવશેષ જીવન કાઢ્યું. અને તેથીજ આજે અસંખ્ય લોકો તેમને ભગવાન બુદ્ધ તરીકે પુજે છે, તેમના આદેશને અનુસરે છે, અને તેમના અનુયાયી નહીં તેવા પણ હજારો મનુષ્ય, જગતની એક મહાન વ્યક્તિ તરીકે પુજ્ય-ભાવથી તેમના તરફ આદર ધરાવે છે.

ઘેરથી નીકળી આગળ જતાં મગધ દેશની રાજધાનીમાં ગૌતમ આવી પહોંચ્યા. તે પહેલાં તેમણે પોતાના સારથિને વિદાય કરી દીધો હતો. મગધની રાજધાની રાજગૃહમાં તેમણે બે બ્રાહ્મણો પાસે અભ્યાસ કરવા માંડ્યો. તેથી પણ તેમના મનને સંતોષ થયો નહીં, અને વિંધ્યાચલના અરણ્યમાં જઇ ૭ વર્ષ સુધી પાંચ સાત શિષ્યો સાથે જાતે અધ્યયન કરવા માંડ્યું, તથા ભૂખ્યા રહી દેહકષ્ટ કરવા માંડ્યું. આ દેહકષ્ટથી પોતે અત્યંત અશક્ત થઇ ગયા. તે પછી કાંઇક આહાર કરવાનો શરૂ કર્યો. જેથી તેમના શિષ્યો નારાજ થઇ તેમને છોડી ચાલ્યા ગયા. મોહથી મુક્ત થઇ અસંતુષ્ટ વૃત્તિથી ગૌતમે સર્વસ્વનો ત્યાગ કર્યો હતો. બીજા પાસે શિક્ષણ લેવાથી, એકાંતવાસમાં ધ્યાન અને અભ્યાસથી પણ તેમના મનનું સમાધાન થયું નહીં. એમ ફરતા ફરતા તે નદીને કિનારે આવી ચઢ્યા. સુજાતા નામની ગ્રામ્ય કન્યા પાસેથી અન્નગ્રહણ કરી એક વિશાળ વૃક્ષની નીચે આહાર કરવા બેઠા. ત્યાં ઘણો વખત બેસી આગળ શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા. આ વૃક્ષ બોધી સત્વ વૃક્ષના નામે આજ સુધી પ્રસિદ્ધ છે. એ વિચાર માળામાં એમને પોતાનું ગૃહ, રાજ્ય, કુટુંબ વૈભવ વગેરે વિવિધ સ્વરૂપમાં આકર્ષવા લાગ્યાં. એ સર્વને પરહરીને હજી એવી શાંતિ તેમણે મેળવી નહોતી કે પરમ સંતોષ થાય. તેમના મનનું મંથન હજી ચાલુ હતું, અને નિશ્ચિંતતા આવી નહોતી સત્ય માર્ગનું દર્શન થયું નહોતું. તેથી એક તરફ સંસારની કરૂણા અને અસારતા તથા બીજી તરફ પોતાના પૂર્વજીવનનાં સુખ વચ્ચે દારુણ યુદ્ધ ચાલી રહ્યું. અંતે તેમની ધર્મપરાયણતા બળવાન બની અને તેનો જય થયો. આ મંથન પછી ગૌતમના મનનું સમાધાન થયું. ચિત્તની નિશ્ચિંતતા તેમનામાં આવી અને તેઓ 'બુદ્ધ' એટલે જ્ઞાની બની અમુક નિર્ણયપર આવ્યા. હવે તેમને સંસારની લાલચોનું બળ અધિકતર સમજાયું. સત્યને સમજી તેને વળગી રહેવાની લગભગ અશક્યતા જેવી મુશ્કેલીનું ખરૂં ભાન થયું. પોતાના સરખી સ્થિતિના માણસો સિવાય બીજાને માટે લાલચો છતી કરણ જણાઇ અને પોતાના સરખા જ્ઞાન અને એકનિષ્ઠા વિનાના મનુષ્યો માટે પોતાના જેવો એક જ શાંતિ મેળવવાનો માર્ગ ઇષ્ટ ન જણાયો. પોતે જે દેહકષ્ટ ખમેલાં તેનો યશ સ્વીકાર્યો નહીં તેમ જ એવા તપનો કાંઇ લાભ નથી એમ તેઓ તે પછીથી માનવા લાગ્યા. મનુષ્યજાતિ પ્રત્યેનો સદ્ભાવ અને પ્રેમ એ તેમના જીવનનાં ચાલક બળ હતાં. તેને પરિણામે પોતાના સિદ્ધાન્તો જગતને સમજાવવા નિશ્ચય કર્યો.

આ સિધ્ધાન્તો મગધ દેશના બ્રાહ્મણ પોતાના ગુરુઓને પ્રદર્શિત કરવાનો

ગૌતમે વિચાર કર્યો. તેઓ મરણ પામેલા છે એમ જણાયું. અને તે પછી પોતાના પાંચ શિષ્યોને તેનો ઉપદેશ કરવા તે શિષ્યો ક્યાં હતા ત્યાં ગૌતમ બુદ્ધે પ્રયાણ કર્યું. રસ્તામાં તેઓ ક્યાં જાય છે એમ કોઇએ પૂછ્યું. તેના જવાબમાં બુધ્ધે જે જવાબ દીધો તે તેમના જીવનકાર્યનું દર્શન કરાવે છે. બુધ્ધે કહ્યું ' વાણારસી નગરીમાં જાઉં છું. ત્યાં જઇ સત્યનું રાજ્ય સ્થાપવાનો, અંધકારમાં ઘેરાએલાને પ્રકાશ દર્શાવવાનો તથા મનુષ્યોની આગળ અમરતાનાં દ્વાર ખુલ્લાં કરવાનો મારો ઉદ્દેશ છે." એ રીતે અંતે પોતે વણારસીમાં આવી પહોંચ્યા. આ સ્થળે બુધ્ધના સિધ્ધાંતોનું ટુંકામાં અવલોકન કરવાથી તેમની કાર્યદિશાપર વધારે પ્રકાશ પડશે. તેમના મતે જે કાંઇ દેહમય છે તે જડ હોઇ અંતવાળું છે, કારણ કે તેની અંદર નાશનાં બીજ સ્વભાવતઃ રહેલાં છે. મનુષ્ય જ્યાં સુધી દેહ વડે જડ જગત સાથે બંધાએલો છે ત્યાં સુધી તે દુઃખ, નાશ અને મૃત્યુને પાત્ર છે. જ્યાં સુધી તેનામાં અપવિત્ર કામનાઓ છે ત્યાં સુધી તેને અતૃપ્તિ અને અશાંતિ રહેવાની. દેહને કષ્ટ દઇ પોતાને શુધ્ધ કરવાનો પ્રયત્ન મિથ્યા છે. મનુષ્યના હૃદયની નૈતિક ભ્રષ્ટતા તેને આ જડ સ્થૂલ દેહ સાથે સાંકળી રાખી અને જડ જગત્ સાથેનો અધોગતિવાળો સંબંધ રખાવે છે. આવી ભ્રષ્ટતાવાળા મનુષ્ય કોઇ કોઇ સદ્વર્તનશાલી હોય તેથી તેનો કાંઇ ઉધ્ધાર થતો નથી. માત્ર તેથી તો કેટલોક વખત વધારે તે ટકી શકે. અને બીજે જન્મે કાંઇક ચઢતી સ્થિતિ મેળવે. જ્યારે તમામ ભ્રષ્ટતા અપવિત્રતા જડમૂળથી દૂર થાય ત્યારે જ આ જાતનાં અસ્તિત્વનાં બંધનમાંથી મનુષ્ય મુક્ત થાય અને એવી સ્થિતિને પહોંચે કે જ્યાંથી જન્મ મરણના ફેરા ટળી જાય. મોક્ષ સંબંધે આ બુદ્ધનો સિધ્ધાંત હતો. બૌધ્ધ મતનો મૂળ પાયો ચાર મહાન સત્યો ઉપર રચાએલો છે. (૧) જન્મ લેનારને દુઃખ તો સદા સાથે જ રહેલું છે. (૨) મનુષ્ય કે ઇતર પ્રાણી પૃથ્વીપર કે સ્વર્ગમાં જ્યાં હોય ત્યાં તેનું અસ્તિત્વ ઇચ્છા કે કામનાના પરિણામરૂપ હોય છે. (૩) આ ઇચ્છાનો નાશ થાય નહીં ત્યાં સુધી અસ્તિત્વનો નાશ થાય નહીં અને ત્યાં સુધી અસ્તિત્વનો પણ નાશ થવાનો નહીં. (૪) અને આ ઇચ્છાનો નાશ કરવા માટે નિર્વાણના ચાર માર્ગ દર્શાવેલા છે. તે સિવાય બીજો કોઇ ઇલાજ નથી. એ ચાર માર્ગ અથવા સાધનમાં પ્રથમ તે હૃદયની જાગૃતિ છે. એ જાગૃતિ ક્યારે થાય છે કે જ્યારે મનુષ્ય આ જીવનમાં દુઃખોનું રહસ્ય સમજે છે, તથા સંસારનાં સુખ જીવને ઉપાધિરૂપ છે એમ માને છે ત્યારે થાય છે. તે પછી બીજું પગથીઉં તે અપવિત્ર કામનાઓ અને દ્વેષનો ત્યાગ છે. તે પછી દુષ્ટ

વાસનાઓ, અજ્ઞાન, સંશય, અશ્રદ્ધા, અભિનિવેશના અને ક્રોધનો ત્યાગ કરવાનું છે. સર્વસામાન્ય પ્રેમ એ બૌદ્ધ મતનો આંતરિક સિદ્ધાંત છે. આટલી સિદ્ધિ મેળવ્યા પછી મનુષ્ય છેલ્લી શ્રેણીપર આવે છે. તેને અજ્ઞાન, વિકાર અને પાપનાં બંધનોમાંથી છૂટવાની જરૂર પડે છે, જેને અંતે તે જન્મમરણની દશાથી મુક્ત થાય છે. નિર્વાણ તેની સમીપ જ છે. આ દેહમાંથી છૂટતાં તે સર્વ પ્રકારનાં બંધનોમાંથી મુક્તિ મેળવે છે અને સદાની શાંતિ પ્રાપ્ત કરે છે—બુદ્ધના ઉપદેશનો આ સાર છે.

ગૌતમ બુદ્ધની આકૃતિ ભવ્ય અને અવાજ આકર્ષક હતો. તેમનામાં દૃઢ નિશ્ચય હતી અને પોતાના મનના વાસ્તવિકપણાપર તેમને પૂર્ણ શ્રદ્ધા હતી. બુધ્ધના પ્રથમના પાંચ શિષ્યો તેમના નવા મતના પ્રથમ અનુયાયીઓ બન્યા. તે પછી બીજા ત્રીસ આશરે માણસો શિષ્ય થયા અને એક બે સ્ત્રીઓએ પણ તેમની શિષ્યાઓ થવાનું સ્વીકાર્યું. ધર્મગુરૂમાં અસાધારણ ગુપ્ત શક્તિ રહેલી છે એવી માન્યતા બૌધ્ધ મતમાં નથી, તેમ જ સંસારત્યાગથી મોક્ષનો માર્ગ સરળ થઇ શાંતિ પ્રાપ્ત કરાય છે એ મત આગળ પડતો હોવા છતાં સંસારમાં રહેનારા ગૃહસ્થ પણ મોક્ષને પંથે જઈ શકે છે અને ઉત્તરોત્તર ઉન્નત જન્મ પામી સ્વકર્મથી પોતાની મુક્તિનાં સાધન મેળવી શકે છે એમ માનેલું છે.

કેટલાક શિષ્યોને પોતાના સિધ્ધાંતો બરાબર સમજાવ્યા પછી બુધ્ધે તેમને કહ્યું કે આપણને જે સત્યનું દર્શન થયું તે મનુષ્યજાતિમાં પ્રસારવા માટે સર્વેએ જુદી જુદી દિશામાં જઇ મનુષ્યમાત્રને તે સમજાવવા સતત પ્રયાસ કરવા. તે પછી દર વર્ષે વર્ષા ઋતુમાં મહાત્મા બુધ્ધ તેમના સર્વ શિષ્યોને એકઠા કરતા અને ચોમાસું પુરૂં થયે સહુ ઉપદેશના કાર્ય માટે ચાલ્યા જતા. મગધ દેશના બિંબિસાર રાજાએ બુધ્ધ ભગવાનને વેલુવન નામે વાડી જેમાં વાંસનાં પુષ્કળ ઝાડો હતાં તે ભેટ કરી. આ વાડીમાં દર વર્ષે ચાતુર્માસ ગાળવાનો બુધ્ધે નિયમ રાખ્યો હતો. યજ્ઞયાગમાં કાંઈ ફળ નથી એમ બુધ્ધના શિષ્યોએ ઉપદેશ કરવા માંડ્યો અને બુધ્ધે દર્શાવેલા નિર્વાણના માર્ગનું વિવરણ કરવામાં તે સર્વે પ્રવૃત્ત થયા.

રાજા શુધ્ધોદને ત્યારે જાણ્યું કે ગૌતમે અરણ્યવાસ તજ્યો છે અને ઉપદેશ કરતા તે ઠામ ઠામ ફરે છે ત્યારે પોતે મરતા પહેલાં પુત્રનું મુખ જોવાની તેમણે ઈચ્છા દર્શાવી. ગૌતમ કપિલવસ્તુ ગયા. ત્યાં શહેર બહાર ઉતર્યા તેમને મળવા તેમના પિતા તથા સંબંધીઓ આવ્યા. પરંતુ તેમણે તેમને સાધુને

ઉચિત માન આપ્યું નહીં. સામાન્ય રિવાજ મુજબ બીજે દિવસે ઘેર ભોજનનું નિમંત્રણ પણ ન કર્યું. આથી તેમને ગામમાં ભિક્ષા માગવા જવું પડ્યું. શુધ્ધોદનને આ ખબર સાંભળી દીલગીરી થઇ અને ઘેર ઘેર ભિક્ષા ન માગવાનું ગૌતમ બુધ્ધને કહ્યું, તેમને રાજમહેલમાં તેડી ગયા અને રાજપુત્રને ન છાજતું આવું વર્તન છોડી દેવા સમજાવ્યા. બુધ્ધને જ્ઞાન થયું હતું અને સંપત્તિ પરનો મોહ જતો રહ્યો હતો. તેમણે પોતાના વિચાર બાપ આગળ પ્રદર્શિત કર્યા. રાજમહેલમાં સહુ તેમને મળવા આવ્યાં હતાં પણ યશોધરા નહોતી. ગૌતમ તેની પાસે આવશે અને પોતાને માટે હજી કાંઈ સ્નેહવૃત્તિ તેમનામાં રહી હશે એમ તેણે ધાર્યું હતું. ગૌતમ બુધ્ધ યશોધરાને ત્યાં હાજર ન જોઇ સમજી ગયા કે હજી યશોધરા વાસનાઓથી મુક્ત નથી. પોતે ત્યાગી હતા તેથી સ્ત્રીનો સ્પર્શ વર્જ્ય હતો છતાં યશોધરાને મળવા ગયા. તેમને જોતાં જ યશોધરાથી ન રહેવાયું. તેમને ચરણે પડી તેણે અત્યંત રુદન કર્યું. રુદનથી હૃદય ભાર હલકો થયા પછી તેને ભાન થયું કે હવે તેની અને તેના પતિની વચ્ચે અલંઘનીય અંતર હતો. શુધ્ધોદને યશોધરા બુધ્ધના વૈરાગ પછી જે જે કરેલ વીતી તે વર્ણવ્યાં અને તેના અખંડ પ્રેમનું વર્ણન કર્યું. બુધ્ધે આ સાંભળીને તેને દૃષ્ટાંત સંભળાવ્યું. યશોધરા બૌધ્ધમતની માનનારી બની અને બુધ્ધના અવસાન પછી બુધ્ધના સ્થાપેલા સાધ્વીઓના મંડળમાં દાખલ થઇ. ગૌતમે પોતાના ઓરમાન ભાઇ નન્દને પોતાનો શિષ્ય બનાવ્યો યશોધરાએ પોતાનો પુત્ર રાહુલને ગૌતમ બુધ્ધ પાસે મોકલ્યો. તેને પણ સમજાવીને ગૌતમે પોતાના મઠમાં દાખલ કર્યો. આથી શુધ્ધોદનને ઘણો ખેદ થયો. બે પુત્ર અને એક પૌત્ર ત્રણે પોતાની પાસેથી ચાલી જવાથી તેના મનને ઘણી ગ્લાનિ થઇ.

બુધ્ધના એક શિષ્યે પોતાના ગામમાં જઇ ધર્મોપદેશ કરવાની આજ્ઞા માગી. બુધ્ધે તેને કહ્યું, 'ત્યાંના લોક તોફાની છે, તને કટુ વચન કહેશે તો શું કરીશ ?' તેણે કહ્યું 'હું તેમને ઉત્તર નહીં વાળું !' 'તને મારશે તો ?' 'તો સામું હું મારીશ નહીં.' 'તને મારી નાંખશે તો ?' શિષ્યે ઉત્તર દીધો, 'મૃત્યુ મને કાંઇ દુઃખરૂપ નથી. ઘણાક સંસારના મોહથી છૂટવા મૃત્યુ હાથે કરી માગે છે. હું મારા મૃત્યુને સમીપ તેડવા કે દૂર ખસેડવા એકે તરફ પ્રયત્ન કરવાનો નથી !' આ જવાબથી સંતુષ્ટ થઇ એ સાધુને ઉપદેશ કરવા જવાની પરવાનગી બુધ્ધે આપી.

ઘર છોડ્યા પછી પીસ્તાળીસ વર્ષ સુધી બુધ્ધે ભ્રમણ કરીને ધર્મસિધ્ધાંતનો ઉપદેશ કર્યો. વર્ષા ઋતુમાં પોતાના વિહારમાં આવી રહેવું અને

આટ્ટીના વખતમાં ગંગાના પ્રદેશમાં ભ્રમણ કરી ધર્મવિસ્તાર કરવો એ તેમનો કાર્ય ક્રમ હતો. બિંબિસાર પછી અજાતશત્રુ ગાદીએ આવ્યો. તેણે બુધ્ધના કામમાં વિક્ષેપ નાંખવા માંડયો. આ સમયમાં તેમના પિત્રાઇ ભાઇ આનંદ તેમના સહચારી હતા. તે સદા તેમની સાથે ફરતા અને તેમના અંતકાળ સુધી સમીપ હતા.

હવે બુધ્ધનું વય એંશી વર્ષનું થયું હતું એક ગામથી બીજે ગામ જતાં રસ્તામાં ગૌતમ બુધ્ધની પ્રકૃતિ અસ્વસ્થ બની. વચ્ચે નદી આવી તેમાં પોતે સ્નાન કર્યું. આ સ્નાન છેલ્લું જ થયું. તે પછી તેમણે આરામ લીધો અને આનંદ પાસે પીવાનું પાણી માગ્યું. તેમને લાગ્યું કે તેમનું અવસાન નજીક છે. છતાં ધીરે ધીરે આગળ ચાલ્યા અને કુશીનગર પાસે હિરણ્યવતી નદીને કિનારે જઇ પહોંચ્યા. આ તેમનું છેલ્લું વિશ્રામસ્થાન હતું. આનંદને પોતાની ઉત્તરક્રિયા સંબંધી વ્યવસ્થા કરવાની સૂચના આપી, તથા સંઘે તેમના મરણ પછી કેમ વર્તવું તે પણ સમજાવ્યું. આ સાંભળતાં આનંદનું હૈયું ભરાઇ આવ્યું અને ત્યાંથી ખસી જઇ તેણે રડવા માંડયું. ગૌતમે તેને પાસે બોલાવી સાંત્વન આપ્યું અને કહ્યું 'કે તું શોક કરીશ નહીં કેમકે આ દેહ મોડા વહેલો નાશ તો પામવાનો જ છે. એની અંદર જ પોતાના નાશની સામગ્રી ભરેલી છે. મારા પ્રિય શિષ્યો! આનંદે મારી સેવા એકનિષ્ઠાથી કરી છે. હવે કેમ વર્તવું તે પણ મેં એને કહ્યું છે. માટે તમે સર્વ એના કહ્યા પ્રમાણે ચાલજો. મને નિર્વાણ પ્રાપ્ત થયું છે અને મારે દર્શાવેલે માર્ગે ચાલશો તો તમે પણ તે પ્રાપ્ત કરશો હું તમારી પાસેથી જાઉં છું પણ મારાં વચનો અને મારા ઉપદેશોદ્વારા તમારી સમક્ષ જ છું એમ માનજો. તમને કાંઇ સંશય હોય તો મને પુછી લો.' કોઇએ ઉત્તર આપ્યો નહીં. થોડીવારે ફરીથી બુધ્ધે કહ્યું 'પ્રિયજનો! જેનાથી જીવન મળે છે તેજ તેના નાશનું કારણ છે એ સત્ય સતત ધ્યાનમાં રાખજો, કદી ભૂલશો નહીં.' આ તેમનાં છેલ્લાં વચન હતાં.

એક સમૃદ્ધિવાન રાજ્યનો અધિપતિ, સત્યની ખાતર, મનુષ્યજાતિના ઉધ્ધાર ખાતર, સર્વસ્વનો ત્યાગ કરી આખા જીવન દરમીયાન ત્યાગી તરીકે અહીં તહીં ફરી આત્મસમર્પણ કરે એ જગત્ સમક્ષ ચિરકાળને માટે અનન્ય ઉદાહરણ છે. સત્યના શોધન માટે તેમણે કરેલું મંથન તથા તેના પ્રસાર માટે કરેલા પ્રયત્ન સફળ થયા અને દુનીઆની વસતીનો ઘણો મોટો ભાગ તેમના ધર્મને સ્વીકારનાર થયો. જગતના એક મહાન ધર્મના સ્થાપક તેઓ થયા અને ત્યાગના અપ્રતિમ ચરિત્રના આદર્શરૂપ મનાયા છે

તેમના સિધ્ધાંતોમાં સંયમને અતિશય પ્રાધાન્ય આપેલું છે અને દેહની નશ્વરતાપર ભાર મૂકી સંસારની અસારતા પગલે પગલે જણાવી છે. એક સાચા સંયમી, ત્યાગી અને શુદ્ધ વર્તનવાળા મનુષ્યનો ઉપદેશ બીજો હોઇ શકે જ નહી. છતાં મનુષ્યજાતિ માટે તેમને અનહદ પ્રેમ હતો અને પોતાના શિષ્યોને પણ સર્વ પર પ્રેમ રાખવા તેઓ અંત સુધી ઉપદેશ કરતા.

( અંગ્રેજીને આધારે. ) સૌ. વિદ્યા રમણભાઈ નીલકંઠ.

---

# ઇસુખ્રિસ્તનું જીવન.

ઇસુખ્રિસ્ત, હઝરત મહમદ, શ્રી બુદ્ધદેવ શ્રી કૃષ્ણ વગેરે મુખ્ય ધર્મસ્થાપકો પરમાત્માના અવતાર અથવા પેગમ્બર હતા કે નહિં એ અતિ વાદગ્રસ્ત વિષયમાં ન ઉતરતાં આજ ઇસુખ્રિસ્તના પુણ્યજીવનમાંથી માનુષિક અંશો લેઇ, એ જીવન આપણને કેવી રીતે આદર્શરૂપ હતું એ બતાવવાનો પ્રયત્ન કરીશું.

આજના વ્યાખ્યાનમાં સરલતા ખાતર ઇસુના જીવનના નવ મુખ્ય ભાગ પાડીશું. (૧) ઇસુખ્રિસ્તનું કુટુમ્બજીવન. (૨) ધર્મસંસ્થાપક તરીકે મંદિરમાં જીવન. (૩) ભક્તિમય જીવન. (૪) દેશબન્ધુઓની સેવામાં ગાળેલું જીવન. (૫) ધર્મ અને સત્ય માટે વેઠેલું કષ્ટ. (૬) પરોપકારી જીવન. (૭) ધર્મોપદેશક તરીકેનું જીવન. (૮) ગુરુજીવન. અને (૯) ઇસુખ્રિસ્તના જીવનની અસર.

(૧) કુટુમ્બજીવન—કુટુમ્બના શ્રેય અને સ્નેહ અર્થે સમસ્તજીવન ગાળનાર પુર્વદેશવાસીઓને કુટુમ્બસ્નેહનો પ્રભાવ સમજાવવો પડે તેમ નથી. કુટુમ્બમાં દરેક મનુષ્યની સ્થિતિ ભાઇ, બ્હેન, પુત્ર, પુત્રી, માતા, પિતા વગેરે અનેક સમ્બન્ધમાં કેવલ અદૃષ્ટાધીન છે; મનુષ્યની ત્હેમાં કોઇ પ્રકારની સ્વતંત્રતા નથી, છતાં ભાંડુ પ્રત્યેનો સ્નેહ કેવો નૈસર્ગિક હોય છે ? અન્ય મનુષ્યો કરતાં ભાઇ અથવા બ્હેનને માટે વિશેષ લાગણી શા માટે ? એક જ કુટુમ્બમાં ઉછરેલાં અન્ય માબાપનાં બાલકો પ્રત્યે અને સગાં ભાઇ બ્હેન પ્રત્યેની લાગણીમાં તફાવત શા માટે ? આ લાગણીનું કારણ આપી શકાય તેમ નથી. એ ભાવનાનું પૃથક્કરણ કરવાનો વ્યર્થ પ્રયત્ન નહિં કરીએ. સંતાનો

---

* Imago Christi નામના અંગ્રેજી પુસ્તકને આધારે ૧૯૧૦ માં આ લેખ સાહિત્ય સભામાં નિબન્ધ રૂપે વંચાયો હતો.

પ્રત્યે માતપિતાની અને માતપિતાની સંતાનો પ્રત્યેની લાગણી મનુષ્ય અને પશુઓમાં સમાન છે; પરન્તુ કુટુમ્બસ્નેહ એ મનુષ્યત્વનું લક્ષણ છે, અને જ્યારે જ્યારે એ લાગણી નષ્ટ થાય છે ત્યારે ત્યારે મનુષ્યત્વમાંથી પશુત્વમાં અધોગતિ થાય છે એમ સમજવું. 'ભાઇ, બ્હેન !' એ શબ્દ કે'વા મોહક છે ! મોડી રાત્રે કોઈ આપણું બારણું ઠોકતું આવે, તે દશ હજાર માઇલ દૂરથી આવ્યું હોય, કદી પણ આપણે ત્હેને જોયું ન હોય પણ "ત્હમે મ્હને ન ઓળખ્યો ? હું ત્હમારો ભાઇ થાઉં !" એ ઉદ્‌ગાર સાથે આપણા મનમાં કે'વી લાગણી થાય છે ? દશ હજાર માઇલિનું અંતર નષ્ટ થાય છે; આપણા હૃદયના અન્તરમાં ત્હેને સ્થાન મળે છે. આ કુટુમ્બવત્સલતા એ દૈવી ગુણ છે અને મનુષ્યોના દૈવી ગુણોનું પૃથક્કરણ કરવાની ધૃષ્ટતા હજી વિજ્ઞાનશાસ્ત્રીઓએ કરી નથી.

કુટુમ્બસ્નેહની આવી લાગણી દૃઢ કરવાનો ઇસુખ્રિસ્તે ઘણો પ્રયત્ન કર્યો હતો. એમના કાળમાં બહુ જ સામાન્ય ક્ષુલ્લક કારણો માટે છૂટાછેડા કરવાનો રિવાજ હતો. ઇસુએ આ સ્હામે બહુ જ આગ્રહપુર્વક પ્રયત્ન કર્યો. લગ્નની સંસ્થા દૃઢ રહે—લગ્ન એ માત્ર કરાર ન બને એ એમનો દૃઢ આગ્રહપુર્વક મત હતો. ઈસુના આ સબળ પ્રયત્નથી આજ ખ્રિસ્તિ જનસમાજમાં લગ્ન કરતાં પહેલાં પુખ્ત વિચાર કરવાનો પ્રચાર અને લગ્ન થયા પછી એક સ્ત્રીની હયાતીમાં કોઇ પણ કારણસર અન્ય સ્ત્રીનું પાણિગ્રહણ ન કરવાનો રિવાજ પ્રચલિત છે.

બાલકો માટેનો ઇસુનો ઊંડો પ્રેમ સર્વવિદિત છે. આ એમની લાગણી પોતે ગૃહસ્થાશ્રમમાં ન હોવા છતાં છે એ એમના હૃદયની વધારે કોમળતા બતાવે છે. બાલકો માટે કેવળ સ્નેહની લાગણી પશુ અને મનુષ્યમાં સામાન્ય છે, પણ ત્હેમના ઐહિક, આમુષ્મિક શ્રેયને માટે અનેક પ્રકારના પ્રયત્ન કરવાની ઇચ્છા, બાલકના સરલ હૃદય માટે ભક્તિભાવ, 'બાલકોને મ્હારી પાસે આવતાં રોકો નહિ કારણ કે સ્વર્ગનું રાજ્ય એવાંઓનું જ છે,' એવી નિષ્કપટ નિર્દોષ બાલકના આત્મા માટે ઉચ્ચ લાગણીઓથી ત્હેણે બાલકોવાળા ગૃહને સ્વર્ગ બનાવી દીધું. આવા પ્રકારની લાગણી અન્ય ધર્મસંસ્થાપકોમાં જોવામાં આવતી નથી. ઇસુને પોતાના કુટુંબ માટેના સ્નેહ અને કુટુમ્બ પ્રત્યેના ધર્મની લાગણી માટે એક જ દૃષ્ટાંત બસ થશે. જે ક્ષણે વધસ્થંભ ઉપર એ મહાત્માનું શરીર અત્યન્ત કષ્ટ પામતું હતું, ખ્રિસ્તિ મત પ્રમાણે સકલ જગતના પાપનો ભાર તે ઝીલતો હતો, જે વખતે ચિત્ત કેવલ શાન્ત રાખી પરમાત્મામાં

સંયુક્ત રાખવાનો પ્રયત્ન ચાલતો હતો, તે વખતે હેના પરમ મિત્ર પ્રત્યે ઇસુના ઉદ્‌ગાર શા હતા ? " જ્હોન, ભાઇ, મ્હારી માતાને હને સોંપું છું, હેને કોઇ રીતનું કષ્ટ આવવા દેઇશ નહિ; હવે તું એનો પુત્ર અને એ હારી માતા ! "

પરન્તુ બાલક તે હમેશ બાલક જ નથી ઉમર લાયક થતાં હેને અમુક પ્રકારની સ્વતંત્રતા આપવી જોઇએ. અમુક ઉમર પછી માબાપનો હેને આજ્ઞા કરવાનો અધિકાર ઓછો થાય છે, એ માન્યતા ઇસુએ પોતાના જીવનમાં દેખાડી હતી ઇસુના જીવનનો ઉદ્દેશ પૂરેપુરો ન સમજવાથી મેરી અનેકવાર એને અંતરાય રૂપ થતી. ત્યારે સમજાવીને, અને કેટલીક વાર જરા કઠોરતાથી પણ એમણે તેને પોતાના ઉચ્ચ વ્રતમાં વચમાં આવવા દીધી નહોતી. એક પ્રસગે ઇસુ એક ઠેકાણે ઉપદેશ આપવામાં રોકાયલા હતા તે વખતે એમને કહેવામાં આવ્યું કે તમારી માતા વગેરે તમને મળવા ઇચ્છે છે. ઇસુએ જવાબ આપ્યો –"But who is my Mother and who are my Brethren? whosoever shall do the Will of God, the same is my brother, and sister, and mother." ( મ્હારી માતા કોણ ? મ્હારા ભાઇ કોણ ? ઇશ્વરની ઇચ્છા પ્રમાણે વર્તે તે મારા ભાઈ ને તે મારી માતા. ) માત પિતા તેમ જ શિક્ષકે આ વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે બાલકોને એવા પ્રકારની કેળવણી આપવાની હેમની ફરજ છે કે જેથી મ્હોટી ઉમરે તે કોઇની પણ સહાયતા વિના પોતાની મેળે જીવનયાત્રા સરલતાથી કરી શકે, અનેક મુશ્કેલીઓની સ્હામે સ્વબલથી ટકી શકે, અને ધર્મ અને નીતિના માર્ગમાંથી સ્ખલિત થાય નહિ. કયે વખતે બાલક આ સ્થિતિએ પ્હોંચે છે તે કહેવું મુશ્કેલ છે, પરન્તુ ગૃહ અને શાળા બન્નેની કેળવણીનુ અંતિમ લક્ષ્ય આ જ હોવું જોઇએ.

ધર્મના વિષયમાં પિતા પુત્ર વચ્ચે મતભેદ પડે–આ જમાનામાં એવા પ્રસંગોનો સંભવ અધિક છે–ત્યારે કેવા પ્રકારનું વર્તન રાખવું તે ઇસુએ પોતાના જીવનમાં બતાવ્યું છે. પોતાની ધર્મસમ્બન્ધી માન્યતા જૂદી હોય અને પિતા અથવા વડિલોની જૂદી હોય એવે પ્રસગે અનેક રીતે હૃદયમાં ખિન્નતા, વિષાદનો અનુભવ આ યુગના વિચારશીલ યુવકને થયા વિના નહિ રહ્યો હોય. અન્ય મનુષ્યોને સમજાવવાનું કામ જેટલું સ્હેલું છે તેટલું વડિલોને સમજાવવાનું સ્હેલું નથી. એક જ કુટુમ્બમાં મતભેદ સહન કરવાની ઉદારતા બહુ જ થોડા મનુષ્યો બતાવી શકે છે, એટલે

આવે પ્રસંગે ઉંચાં મન થઇ કુટુમ્બઅશાન્તિમાં ખ્લેલ પડે છે. આવું માનસિક કષ્ટ વેઠતા સેંકડો યુવકને ક્રાઇસ્તનું જીવન જોવાથી જણાશે કે હેની પણ એ જ પ્રકારની સ્થિતિ હતી. કયા મહા પુરુષને એ પ્રકારનું કષ્ટ નથી વેઠવું પડ્યું ?

ઇસુએ આ ગણત્રી પ્રથમથી જ કરી હતી. તે કહે છે,–"Think not that I am come to send peace on ear h, but a sword. For I am come to set a man at variance against his father, and the daughter against her mother, and the daughter-in-law against her mother-in-law. And a man's foes shall be those of his own household. (જગતમાં શાન્તિ સ્થાપવાને હું આવ્યો છું એમ ધારશો મા. મારાં વચનથી પુત્ર પિતાની વિરુદ્ધ પડશે, પુત્રિ માતાની વિરુદ્ધ પડશે, અને વહુ સાસુથી ભિન્ન મત ધરાવશે. એક ઘરનાં જ મનુષ્યો શત્રુ બનશે. ) અન્તરના અવાજને–ઇશ્વરદત્ત સદસત્‌વિવેકશક્તિને દરેક વખતે પ્રધાનપદ આપવું, એ ઉપર જગતના કોઇ મનુષ્યનો–કોઇ સત્તાનો હક નથી–એવો ઇસુનો ઉપદેશ હતો.

(૨) **ધર્મસંસ્થાપક તરીકે મંદિરમાં જીવન:**—ઇસુખ્રિસ્તે ધર્મ સ્થાપ્યો. દેવળની કે મંદિરની સ્થાપના કરી નથી. તે વખતનાં મંદિરોમાં જ એ ઉપદેશ કરતા, અને હેમાં જે અનિષ્ટ અંશો માલમ પડે તે નિડરપણે દૂર કરવા તે પ્રયત્ન કરતા. જ્યારથી ખ્રિસ્તિ church (મંદિર)ની સ્થાપના થઇ ત્યારથી હેની સાથે પ્રથમના અનિષ્ટ અંશો દાખલ થયા અને ઇસુના ધર્મમાં અને ખ્રિસ્તિ ધર્મમાં મહત્ત્વના ભેદો પડ્યા. જ્યાં જ્યાં ધર્મસંસ્થાપકોએ ધર્મની સામાન્ય જાગૃતિ–ધર્મનાં આવશ્યક અંગ અને ધર્મની ચરિત્ર અને જીવન ઉપર થતી અસર–જગાવવા અને તે વિશે ઉપદેશ કરવા ઉપરાંત ધર્મના બાહ્યસ્વરૂપ માટેનાં વિધાનો સ્થાપ્યાં છે, હેના નિયમો અને કાયદા કાનુનો ઘડ્યા છે, ત્યાં આવા જ પ્રકારનું ધર્મના વાસ્તવિક સ્વરૂપ વચ્ચે અને પ્રચલિત ધર્મ વચ્ચે અંતર પડી ગયું છે; અને એ અનાવશ્યક અંગો માટે જ અનેકવાર ઝઘડા, યુદ્ધો થયાં છે, લાખો નિર્દોષ માણસોનાં લોહી રેડાયાં છે.

ઇસુખ્રિસ્તનું સુપ્રસિદ્ધ વાક્ય છે કે, "I come to fulfil not to destroy" પરન્તુ તે સાથે તે વખતનાં મંદિરોમાં જે જે અનાચાર,

જડતા અને વ્યાપારી બુદ્ધિ પ્રસરી રહ્યાં હતાં, તે સ્હામે ઇસુએ તુમુલ યુદ્ધ કર્યું છે.

ઇશ્વરભક્તિ માટે યોજાયેલાં મંદિરો અને દેવળોની સ્થિતિ આવા પ્રકારની શાથી થાય છે તે જરા તપાસીએ. પ્રથમ તો દરેક ધર્મમાં મંદિરો મનુષ્યોની સામાજિક ઉપાસના માટે બંધાય છે. ધીમે ધીમે એમાં માનુષી અંગો દાખલ થાય છે ચમત્કારની કથાઓ, પૂજારીઓ અને પાદરીઓના સ્વાર્થ માટે યાજેલાં વિધાનો, પોતાનું સામ્રાજ્ય કાયમ રાખવા માટે અન્ય ધર્મો અને ધર્મમંદિરોની નિન્દા—વગેરે અંશો ઉમેરાતા જાય છે, બાહ્ય ક્રિયાને પ્રાધાન્ય અપાતું જાય છે, ધાર્મિકતાની જાહેર ખબરનાં ચિહ્નો વધતાં જાય છે અને અંતે આ સર્વ અંશો અસલની ઇશ્વરી પવિત્ર ભાવના સાથે સેળભેળ થઇ કયાં આવશ્યક અને કયાં અનાવશ્યક અંગો છે એની ભ્રમણા થઇ જાય છે.

આ રીતે જ સર્વ ધર્મમાં ધર્મનાં આન્તર સ્વરૂપ ભૂસાઇ જઇ બાહ્ય સ્વરૂપને માહાત્મ્ય આપવામાં આવે છે. આવા, મનુષ્યોએ યોજેલા—ઘુસાડી દીધેલા—અંશોને આવશ્યક, દૈવી અંશો, અંતઃકરણ પૂર્વક માની ઘણા ભાવિક જનો તે વિનાસ કોચે પરંપરાથી માનતા આવ્યા છે, અને એવા અંશો ન માનનારાને નાસ્તિક—ધર્મહીન ગણે છે.

ધર્મની આવી ગ્લાનિ થાય છે તે પ્રસંગે અને અધર્મનું જોર વધે છે ત્યારે કોઇ મહાપુરુષ જાગે છે. તે ધર્મમંદિરમાં પેઠેલો આ સડો નિડરપણે અને ખરેખરો કહાડે છે, તે વખતે ધર્મની અંધાધુંનીમાં માળા બાંધી બેઠેલા અનેક રૂઢિના દાસો—અજ્ઞાનમાં ડબકાં ખાતાં, અંધારામાં ફફડાટ કરતાં ઘુવડ, ચીબડીઓની માફક—અનેક ધર્માન્ધ મનુષ્યો બખાળા પાડે છે; પરન્તુ આવા મહાત્મા પુણ્ય કર્મ કરે છે એટલે તેમને કોઇનો ડર નથી હોતો, અને તેઓ અંતે ધર્મને ત્હેના અસલના દૈવી પાયા ઉપર મૂકે છે. આવા પુરુષો તે ધાર્મિક સુધારકો છે.

મહાત્મા ઇસુ આવા પ્રકારનો ધાર્મિક સુધારક હતો. એના વખતમાં પેલેસ્ટાઇનના ધર્મની સ્થિતિ આવા જ પ્રકારની હતી. મનુષ્ય આત્મામાં દૈવી ઝરો—પ્રભુમય અમૃતતત્ત્વ સુકાઇ જાય છે, જીવન શુષ્ક લાગે છે, ત્યારે તે ઝરણનો પરમનિધિ ઈશ્વર ત્હેની તરફ મનુષ્યનું મન સ્વાભાવિક રીતે જાય છે અને ત્યાંથી અમૃતનું પાન કરી હૃદયમાં અમૃતસિંચન કરી જીવનવ્યવહાર માટે નવું બળ મેળવી મનુષ્ય આત્મા પાછો વ્યવહારનાં

કાર્યોમાં લાગે છે. આનું નામ પ્રાર્થના છે–ઈશ્વરની માનસિક પુજા છે. પરન્તુ ઘણીવાર પુજાનું આ સ્વરૂપ ભૂલી જઇ એમ ધારવામાં આવે છે કે પ્રાર્થના અથવા પુજા તે આપણું ઈશ્વરને એક પ્રકારનું દેવું વાળવાનું છે, એક પ્રકારની રૈયતે રાજાને આપવાની ખંડણી છે. અને તેથી ઇશ્વર પ્રસન્ન થાય છે આથી પુજા અને પ્રાર્થના નિત્યવ્યવહારનાં કર્મ જેવાં યાંત્રિક કર્મ થઇ જાય છે. આવી માન્યતાને લીધે ધીમે ધીમે પુજાના વિધાનોના પ્રકાર વધતા જાય છે–પુજાના ઠાઠ વૈભવ વધે છે અને પછી પુજાની સામગ્રીઓની હરાજીઓ થાય છે–વેપાર ચાલે છે. અમુક પ્રકારનો પોશાક, જગા, વખત, વ્યક્તિ, સંગીત વગેરે અનુક્રમે આવશ્યક ગણાવા લાગે છે, અને આ રીતે પુજાની સ્થૂલ કાર્યોમાં ગણના થાય છે. પેલેસ્ટાઇનમાં ધર્મની આવી જ અધોગતિ થએલી ઈસુએ જોઈ અને યાત્રાનાં સ્થાનને માત્ર વ્હેપારીઓના લાભ માટે ભરાતા મેળાનાં સ્થાન થઇ ગયેલાં જોઇને અને ધર્મની સાથે એવા બીજા ગૌણ ઉદ્દેશોનો સમાવેશ થયેલો જોઇ તેણે ધર્મને સુધારવાનો અને નવો ધર્મ સ્થાપવાનો એમ બે પ્રયત્નો સાથે આદર્યા. પ્રચલિત ખ્રિસ્તિ ધર્મમાં ધર્મનાં ગૌણ–સત્યધર્મમાં અંતરાયરૂપ થતાં–અંગો કેટલે અંશે છે તે આજનો વિષય નથી, પરંતુ ઇસુએ સર્વ બાહ્યસ્વરૂપનો અનાદર કર્યો હતો તે નિર્વિવાદ છે.

**(૩) ઇસુનું ભક્તિમય જીવનઃ**–ઈસુના ભક્તિમય જીવન વિશે વિચાર કરતા પ્રથમ એમની પ્રાર્થના કરવાની પદ્ધતિ વિશે વિચાર કરવો જરૂરનો છે. મંદિરોમાં, દેવળોમાં, વગેરે જાહેર સ્થળોમાં ઘંટ વગાડીને, આરતિઓ ઉતારીને, બુમો પાડીને પ્રાર્થના, ભજન ઇત્યાદિ કરવાનો જે રિવાજ પેલેસ્ટાઇનમાં તે વખત હતો ત્હેની સ્હામે ઈસુએ પ્રથમ વાંધો ઉઠાવ્યો. પ્રાર્થના તે મનુષ્યાત્માની પરમાત્મા સાથે, હૃદય હૃદય સાથે આત્મા આત્મા વચ્ચેની નિખાલસ વાત છે–મન ખાલી કરવાનું છે; બાળકનું માતા પાસે પોતાનાં કાર્યોનું, મુશ્કેલીઓનું નિવેદન છે; એ પ્રાર્થનાનો હેતુ અને અર્થ જીસસે સમજાવ્યો. આ કારણથી જ તે પ્રાર્થના માટે સદા એકાંતવાસ પસંદ કરતા. આ સર્વ એકાંતવાસમાં ઉચ્ચગિરિશૃંગ ઉપર પ્રાર્થના કરવી ત્હેમને સહુથી વધારે પ્રિય હતી. સ્થૂલ જગતથી ઉંચે પર્વત ઉપર સ્થૂલ શરીરની સાથે મન પણ, આસપાસની ઉચ્ચતા, એકાન્ત, ગંભીર, મનોહર શાન્ત, ઉજ્જ્વળ પ્રતાપી દેખાવથી, ઉચ્ચ થાય છે–સૂક્ષ્મ વાતાવરણમાં વિહાર કરે છે અને પરમાત્માની અકલ લીલાનું ભાન પર્વતશૃંગ ઉપર આથી વધારે થાય છે.

ઇસુ ખ્રિસ્ત આવી રીતે એકાન્તમાં તેમ જ શિષ્યોની સાથે પ્રાર્થના કરતા. સામાજિક પ્રાર્થનાના અનેક લાભોનો એક લાભ એ થાય છે કે એક વ્યક્તિના હૃદયના ઉંડાણમાંથી નીકળતી પ્રાર્થના બીજી વ્યક્તિમાં તેજ, પ્રકાશ, ઉજ્જ્વલતા ઉત્પન્ન કરે છે–અગ્નિ પ્રદીપ્ત કરે છે, અને પોતાની સાથે બીજી અનેક વ્યક્તિઓના આત્માને સચેત બનાવી ઉન્નત સ્થિતિ પર લઇ જાય છે. હિન્દુસ્થાનના વર્તમાન ભક્ત બાબુ કેશવચન્દ્રસેનના મંડળમાંના બાબુ ત્રિલોકિનાથનાં ભજનો જેઓએ વાંચ્યાં હશે ત્હેમને વિદિત હશે કે એમનાં સર્વ શ્રેષ્ઠ ભજનો કેશવબાબુની અતીવ હૃદયભેદક પ્રાર્થનાનું શ્રવણ કરી તત્કાળ જ રચાયલાં છે.

જીવનમાં દરેક મહત્ત્વના અવસરે ઇસુ ખાસ પ્રાર્થના કરતા. પ્રાર્થનાથી એક નવા જ પ્રકારનું બળ આવે છે–શરીરમાં રુધિર કાંઇક વિશેષ વેગથી દોડે છે–એવી જાતના અનુભવથી થયેલી માન્યતાવાળાઓને આ પદ્ધતિ યોગ્ય જ લાગશે. જ્યારે જ્યારે કામનો બોજો ખાસ વિશેષ હોય, ત્યારે ઇસુ ખાસ કરીને વધારે પ્રાર્થના કરતા. આપણામાંના ઘણા "ઘણું કામ છે; પ્રાર્થના, પાઠપૂજા કરવાની ક્યાંથી ફુરસદ લાવીએ" એવો વિચાર કરીએ છીએ. ઇસુખ્રિસ્ત કહેતા કે કામ વધારે હોય તો પ્રાર્થનાની શાન્ત એકાગ્ર ચિત્તથી પરમાત્માના નામસ્મરણની વિશેષ આવશ્યકતા છે. એક મ્હોટા માણસ માટે કહેવાય છે કે તે એમ કહેતો કે મ્હારે એટલું બધું કામ છે કે મ્હને ઉતાવળ કરવી, રઘવાટ કરવો પાલવે એમ નથી. He was too busy to be i a hurry. ત્હેના કહેવાની મતલબ એ હતી કે ત્હેને એટલું બધું કામ હતું કે રઘવાટ અથવા ઉતાવળ કરે તો કાંઇ જ કામ થઇ શકે નહિં. સંસારવ્યવહારના કામમાં શાન્તિ અને ચિત્તની સ્વસ્થતા પ્રાર્થનાના અભ્યાસથી જેવી આવે છે તેવી બીજા કશાથી આવતી નથી.

When the dust of business so fills your room that it threatens to choke you, sprinkle it with the water of prayer, and then you can cleanse it out with comfort and expedition.

અર્થાત્ તમારા ઘરમાં જ્યારે કામકાજની ધૂળ બહુ ઉડી ગુંગળાવે ત્યારે પ્રાર્થનારૂપી જળ છાંટવાથી તે સાફ કરવાનું કામ સરળ અને ઝટ થશે.

લાલચ, પ્રલોભનો વગેરે વિનાશકારી, અને મનને અધોગતિએ લઇ જનારા પ્રસંગો આવે ત્યારે ઇસુ ખાસ પ્રાર્થના કરતા. ઇસુખ્રિસ્તના જીવનમાં

પ્રાર્થનાનો પરમ હૃદયભેદક પ્રસંગ તે 'ગેથસેમિન' આગળની ત્હેની પ્રાર્થના છે. જગતના કોઈ પણ મનુષ્યના મુખમાંથી આવા પ્રકારની અને આવે પ્રસંગે પ્રાર્થનાના ઉદ્‌ગાર નીકળ્યા નથી. અને ત્યાર પછી વધસ્થંભ ઉપર જે પરમશાન્તિ, અનુકરણીય ક્ષમાશીલતા ક્રાઇસ્ટને બતાવી છે તે આ પ્રસંગે કરેલી પ્રાર્થનાથી મળેલા બળથી જ છે એ નિઃસંશય છે. ક્રાઇસ્ટના જીવનનો અંત પણ પ્રાર્થનામાં જ આવ્યો. ત્હેના અવસાનના છેલ્લા શબ્દો પ્રાર્થનાના હતા. આપણામાંના સર્વના જીવનની છેલ્લી ઘડીઓ કેવા પ્રકારની જશે તે કોણ કહી શકે ? પરન્તુ પ્રતિદિન પ્રાર્થનાનો અભ્યાસ રાખ્યો હશે તો સ્વાભાવિક રીતે જ જીવનની અંત ક્ષણોએ પણ પ્રાર્થનાના ઉદ્‌ગાર થઈ જશે. અનેક ભક્તિમાન્ જીવોએ ક્રાઇસ્ટની માફક પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરતાં પ્રાણ સમર્પણ કર્યો છે. " પરમપિતા, અમારા આત્મા ત્હમારે ચરણે સોંપીએ છીએ "–એવા ઉદ્‌ગાર સાથે અનેક ભક્તોએ આ જીવનયાત્રા પૂરી કરી છે.

**(૪) દેશબન્ધુઓની સેવામાં ગાળેલું જીવન**—સામાન્ય રીતે પૂર્વના દેશોમાં મહાત્મા–મહર્ષિઓનાં જીવન એકાન્તમાં, જગતના કોલાહલથી દૂર, નિર્જનમાં, પ્રકૃતિની સંગતિમાં ગાળેલાં આપણે જાણીએ છીએ. આવા પ્રકારના જીવનથી બુદ્ધિને અને વિચારશક્તિને જે અનેક જાતની અસર થાય છે તેનો પૂર્ણ લાભ આપણા દેશને મળ્યો છે.-ઉપનિષદો અને વેદનાં સૂત્રોમાંની ગંભીરતા, અને ઊંડું તત્વજ્ઞાન તેઓ જો જગતના વ્યાવહારિક મનુષ્યોથી રચાયાં હોત તો કદાપિ આવી શકયાં ન હોત. આજના જમાનામાં અનેક વ્યવસાયી માણસ આવા, મનુષ્યની બુદ્ધિશક્તિનાં અદ્‌ભુત દૃષ્ટાન્તરૂપ ગ્રન્થો કરી શકે નહિં એ સ્વાભાવિક છે; પરંતુ એવા પ્રકારના જીવનની આવી અનેક રીતે ઉપયોગિતા છતાં અનાથ, દુઃખી, ધર્મહીન, નિર્ધન, અજ્ઞાન મનુષ્યના જીવનમાં આશા, આનન્દ, સાંત્વન, બળ, ઉત્પન્ન કરવા માટે મનુજ બન્ધુઓમાં રહી તેઓની સાથે જીવન ગાળનાર પારમાર્થિક જીવોનાં જીવનની ઉપયોગિતા કેટલેક અંશે વધારે છે. આપણા દેશમાં શ્રી બુદ્ધદેવ અને ત્હેમના અનુયાયીઓએ આવું જીવન શરૂ કર્યું અને જીસસ અને ત્હેમના શિષ્યોએ પણ એ જ પ્રકારના ઉચ્ચ જીવનનું દૃષ્ટાન્ત આપી લોકોને એવાં કાર્યોમાં પ્રેર્યાં. યુરોપ, અમેરિકાનાં ડાક્ટર બનાર્ડો જેવાં અનાથાશ્રમો અને સેવાશ્રમિઓનાં દવાનાં રૂતો આવાં આદર્શરૂપ જીવનની અસરનું જ પરિણામ છે.

જ્યુ એટલે યાહુદી લોકોને મન પ્રમાણે "saviour" તારણ કરનાર પરમાત્મા

ગજકુટુમ્બમાં અવતાર લેવાનો છે. ઈસુખ્રિસ્તનો જન્મ એક દરિદ્ર સુતારના કુટુમ્બમાં થયો તેમાં પણ પ્રભુનો એક ઉંડો શુભ સંકેત દૃષ્ટિગોચર થાય છે. ગરીબાઇ, દરિદ્રતા એ કોઇ રીતે શુભ કાર્યમાં અંતરાયરૂપ નથી, પ્રભુ દીનબન્ધુ છે એની સાબીતી આપવા માટે જ પરમાત્મા અનેકવાર ધર્મપ્રચારકો સામાન્ય જનોથી હીણાયલા વર્ગમાં જ ઉત્પન્ન કરે છે. મ્હેનતમજુરી કરી પ્રમાણિકપણે જીવન ગાળનાર કોઇપણ મનુષ્ય તિરસ્કારને કે અવગણનાને પાત્ર નથી એ ઉચ્ચ સિદ્ધાન્ત મજબૂત કરવાને, ગરીબાઇની મહત્તા જણાવવાને જ આવા પુરુષોનો જન્મ દરિદ્ર કુટુમ્બોમાં થાય છે.

પરન્તુ, જો કે દરેક જાતનો પ્રમાણિક ધંધો માનનીય છે છતાં બધા જ ધંધા સરખા માનનીય નથી. કેટલાક એવા ખાસ ધંધા છે કે જેથી મનુષ્ય બન્ધુઓના શ્રેયાર્થે પ્રત્યક્ષ રીતે પ્રયત્નો કરવાની સરલતા થઇ શકે છે. આવા કાંઇક ખ્યાલથી ઇસુએ પોતાનો કુટુમ્બનો સુતારનો ધંધો મૂકી ધર્મોપદેશકનો માર્ગ સ્વીકાર્યો.

જીન્દગીમાં દરેક મનુષ્યને જે જે કામ માટે નિર્માણ કર્યો હોય તે તે કામ યોગ્ય રીતે ન થાય તો ત્હેનુ જીવન વૃથા ગયું અને સામાન્ય વ્યવહારિક કામોની પણ જવાબદારી મનુષ્યને શિર ભારે છે. અને એવાં કામો માટે પણ ઇશ્વરને જવાબ દેવો પડશે એવો ક્રાઇસ્ટનો ઉપદેશ હતો.

બાઇબલમાની સુપ્રસિદ્ધ talents ની વાર્તા આ જ ઉદ્દેશથી ઇસુએ કહી હતી. એનું તાત્પર્ય એવું છે કે આપણે દરેકે, આપણને મળેલી બુદ્ધિશક્તિ અને અનુકૂળતાના પ્રમાણમાં કરેલા કામનો પુરો હિસાબ માલિકને આપવાનો છે, અર્થાત્ આપણને મળેલું ધન, વૈભવ, અધિકાર કે અનુકૂળતાનો ગેરઉપયોગ ન કરીએ એટલું જ માત્ર બસ નથી, પરન્તુ ને ગર્વનો બનતો સદ્‌ઉપયોગ ન કર્યો હોય તોપણ ઇશ્વરની નજરમાં આપણે દોષયુક્ત ઠરી ચૂક્યા. ઇસુ ખ્રિસ્તના આ ઉપદેશને લીધે જ પશ્ચિમની પ્રજામાં ફરજની ભાવના–sense of duty–આપણી પ્રજા કરતાં વધારે જોવામાં આવે છે.

**(૫) ધર્મ અને સત્ય માટે વેઠેલું કષ્ટ:**—એક વિદ્વાન લેખક કહે છે: "Work is but one half of life, suffering is the other." (કામ એ જીવનનો અડધો ભાગ છે. બાકીનો અડધો તે દુઃખ છે.) દરેક જીવનના આવા બરાબર સરખા પ્રમાણમાં બે ભાગ પડતા નથી, પરન્તુ જગતના ઇતિહાસમાં કોઇ પણ સ્થળે કષ્ટ વિના કાંઇ

પણ મહતકૃત્ય થયાનો દાખલો દૃષ્ટિગોચર થતો નથી. સુખના અસ્ખલિત પ્રવાહવાળી જીંદગી કોઇ વ્યક્તિની જતી નથી તે છતાં આપણે અનેકવાર કષ્ટોથી, મુશ્કેલીઓથી પાછા હઠી જઇએ છીએ, હાથમાં લીધેલું કામ છોડી દઇએ છીએ. દુઃખ એ જગતમાં સર્વ કોઇના અનુભવમાં મોડું વ્હેલું આવે જ છે. વિપત્તિ, મુશ્કેલી, દુઃખ, શોક—એ સર્વ જગતમાં ચાલતા સનાતન સામાન્ય નિયમો પ્રમાણે હોય છે જ.

" There is no flock, however watched and tended,
Bul one dead lamb is there;
There is no fireside however defended,
But ha  a vacant chair."

(ઘેટાનું કોઇપણ ટોળું એવું નથી કે ગમે તેવા જતન છતાં તેમાનું એકાદ ઘેટું મરી ગયું ન હોય. તેમ જ ગમે તેવા સુરક્ષિત ઘરમાં પણ એકાદ વ્યક્તિનુ સ્થાન ખાલી ન હોય એમ બનતું નથી. )

તો પછી સામાન્ય વ્યવહારનાં કાર્યો કેવી રીતે કરવાં એ શીખવુ જેટલું જરૂરનું છે તેટલું જ સંસારવ્યવહારમા આવતી મુશ્કેલીઓ અને કષ્ટોને કેમ નિવારણ કરવાં એ શીખવું પણ તેટલું જ અગત્યનું છે. આ પ્રસંગે કાંઇક અપ્રસ્તુત વાત કહેવાની રજા લઉં છું. આજ કાલ કેળવણીમાં, સરલતા, થોડા વખતમાં, થોડી મહેનતે ઘણું ગમ થાય એવી યોજનાઓ તરફ વિશેષ લક્ષ દોરાતું જોવામાં આવે છે. છોકરાંઓ ગમ્મત સાથે કેમ જ્ઞાન મેળવે, સામાન્ય વ્યવહારમા નિરુપયોગી એવા અઘરા ગણિતના કે એવા બીજા વિષયો કેમ દૂર કરી શકાય—વગેરે દૃષ્ટિબિન્દુથી કેળવણીના ક્રમની યોજના થતી જોવામાં આવે છે. છેક ન્હાનાં બાળકો માટે તો આ સર્વ રીતે યોગ્ય જ છે. ભણવું એ એક રમતનું જ અંગ છે એવી સમજણ-થી જ બાળકોને જ્ઞાન આપવાની શરૂઆત થવી જોઇએ; પરન્તુ જેમ જેમ બાળક મ્હોટું થતું જાય તેમ તેમ એ સમજણ દૂર થવી જોઇએ, જ્ઞાનનો માર્ગ સરલ નથી. જગતમાં અનેક પ્રકારની મુશ્કેલીઓ આવશે ત્હેની સ્હામે ટક્કર ઝીલવા મટેની કેળવણી શાળામાં જ મળવી જોઇએ. અને એટલા માટે જ કેળવણીના ક્રમમાં માત્ર સરલતા ઉપર જ લક્ષ રાખવું જોઇએ નહિ એવો મ્હારો નમ્ર અભિપ્રાય છે.

પરોપકારાર્થે જીવન અર્પણ કરનાર મહાત્માઓમાં ઇસુ જેવી મરણની યાતના વેઠનાર વિરલ જ નજરે પડશે, અને તે છતાં કેવી શાંતિ,

કેટલી ક્ષમા ! વધસ્થંભ ઉપર કંપારી છુટે એવી યાતના સહન કરતાં, દુશ્મનોના પ્રહાર, અપમાન, વગેરે સાંભળતાં શાંત ચિત્તથી એ મહાત્માએ પ્રાર્થના કરી: " પિતા, આ મનુષ્યો શું કરે છે તે તેઓ સમજતા નથી માટે તેઓના અપરાધ ક્ષમા કર !" ક્ષમાનું આવું ઉજ્જ્વલ દૃષ્ટાંત ભાગ્યે જ મળી આવશે. આવા ઘોર કષ્ટ સહન કરનારને આદર્શરૂપ ગણનાર પ્રજાજનો ગૃહ અને કુટુમ્બથી હજારો માઇલ દૂર જઇ–અજ્ઞાન વિકરાળ મનુષ્યોમાં જઇ–ધર્મ બોધ કરે, તેઓનાં સાંસારિક જીવન સુધારવાનો પ્રયત્ન કરે. પારકાને માટે પોતાની કોઇ પણ સુખાકારીની દરકાર ન કરી પરમુલકમાં મૃત્યુ પણ પામે એવાં હઝારો વીરરત્નો ઉત્પન્ન કરે એ આશ્ચર્યની વાત નથી." Bear thy cross and follow me." ( તારે માથે પડેલી વિપત્તિ વેઠી લે અને મારૂં અનુકરણ કર. ) એ મહાત્મા ઇસુનો ઉપદેશ યુરોપ અમેરિકાનાં પરોપકારી સ્ત્રી પુરુષો પોતાના જીવનમાં પુરેપુરો ઉતારી શક્યાં છે.

ઇસુખ્રિસ્તના જીવનમાં એક વિશેષતા છે. બીજાના સાંસારિક દુઃખમાં દિલાસો દેવો, તેમનાં દુઃખોમાં ભાગ લેવો અને તે દુઃખો નિવારણ કરવાને બનતો પ્રયત્ન કરવો એ પરમાર્થનું કામ છે જ. પરન્તુ બીજાં મનુષ્યોનાં પાપનો ભાર પોતાને માથે વ્હોરી લેવો, તેમનાં પાપથી ઉત્પન્ન થતી ગ્લાનિ પોતાને ઉત્પન્ન થવી અને એ સર્વના પાપની સજા બીજાંને બદલે પોતે સહન કરવી એ નવીન પ્રકારનો પરમાર્થ છે. એક મ્હોટા કુટુમ્બમાં બધાં જ માણસો પાપી હોય, બાપ વ્યસની અને લંપટ હોય, મા અનીતિમાં ડુબેલી હોય, છોકરાઓ ચોર, ગુન્હેગાર હોય, અનેકવાર જેલયાત્રા કરી આવ્યા હોય, છોકરીઓ નિરંકુશ જીવન ગાળી અનેક પ્રકારનાં લજ્જાસ્પદ કૃત્યો કરનારી હોય, તેવા કુટુમ્બમાં એક પવિત્ર, નિખાલસ, બુધ્ધિમાન, પ્રજ્ઞ, કોમળ લાગણીવાળી કન્યા કાંટામાં ઉગેલા કોમળ ગુલાબની પેઠે શોભતી હોય. આવી કન્યા કુટુમ્બની સર્વ નાલેસી, ગેરઆબરૂ અને પાપ પોતાને શિર સમજે છે. જગતના લોકની ટીકાના પ્રહારની કુટુમ્બનાં બીજાં જનો તો લેશ માત્ર દરકાર કરતાં નથી, પરન્તુ તે સર્વ પ્રહારો આ સુન્દરીના મર્મસ્થાનમાં પ્રવેશ કરે છે. આ રીતે આ કુટુમ્બના પાપનો ભાર માત્ર આ કોમલાંગી વહે છે. કુટુમ્બી જનોની ત્હેના પ્રત્યેની નિર્દયતા પણ તે ગુપ્ત રાખે છે. આવી સ્થિતિ ઇસુની માનવ કુટુમ્બમાં હતી. મનુષ્યબન્ધુઓનાં દુષ્કૃત્યોથી આ પવિત્ર મહાત્માના હૃદયને અત્યંત આઘાત થયો, પોતાનાં જ અપકૃત્યો જેટલું દુઃખ થયું અને તે સર્વનાં

પાપના નિવારણાર્થે તેમણે વધસ્થંભની યાતના સહન કરી. પારકાંનાં દુઃખ અને પાપ પોતાને માથે વ્હોરી લેનાર આવાં દૃષ્ટાન્તો જગતના ઇતિહાસમાં બીજાં નથી. પરમાત્માની ઇચ્છા ત્હેમને કષ્ટ વેઠાવવાની હતી તો ત્હેની ઇચ્છાને તે આનન્દથી તાબે થયા. "પ્રભુ ત્હમારી ઇચ્છા સદા પૂર્ણ થાઓ"–એ ખ્રિસ્તિ ધર્મના જીવનના પરમ સૂત્રના ઉપદેશનો, ઇસુખ્રિસ્તે પોતે અસહ્ય કષ્ટ વેઠી સાક્ષાત્કાર કરી આપ્યો. એ જ ઉજ્જ્વલ દૃષ્ટાન્ત લઇને "Bear thy cross and follow me" એ કાઇસ્ટનો પરમ ઉપદેશ ધ્યાનમાં લઇ, હજારો ખ્રિસ્તી સત્પુરુષો અને સન્નારીઓ આજ જીવનયાત્રાનાં અનેક પ્રકારનાં કષ્ટ શાંતિથી, દિવ્યાનન્દથી વેઠે છે અને પોતાનું અને આસપાસનાનું જીવન સાર્થક કરે છે.

**(૬) ઇસુનું પરોપકારી જીવન:**—ઇસુની પરોપકારની ભાવના ઈશ્વરને પ્રસન્ન કરવાના ઉદ્દેશથી કે મોક્ષ મેળવવાના ઉદ્દેશથી નહોતી, પરન્તુ મનુષ્યમાં દૈવી અંશ છે એમ તે માનતો તેથી હતી. પરમાત્મા માટેનો ત્હેનો પ્રેમ અને મનુજ બન્ધુઓ પ્રત્યેનો પ્રેમ તે એક જ હતા, બે ભિન્ન ભિન્ન લાગણીઓ ન્હોતી. મનુષ્યમાં તે ઇશ્વરનું દર્શન કરતો, મનુષ્યને ઇશ્વરનો અંશ માનતો, ઇશ્વરના પ્રેમનું સ્થાન માનતો; માટે મનુષ્ય ઉપર–સમસ્ત માનવબન્ધુ ઉપર ત્હેનો સમાન પ્રેમ હતો. પરોપકારની ઉત્કટ ઇચ્છા આવા પ્રકારની લાગણીથી થાય છે. મનુષ્ય માત્ર દિવ્યતાનાં અધિકારી છે, એટલે અલ્પમાં અલ્પ મનુષ્યની સેવા તે પ્રભુની સેવા છે એવી લાગણીથી જ પરોપકાર થઇ શકે છે. "In as much as ye did it unto the least of these, ye did it unto me." (હલકામાં હલકા મનુષ્ય પ્રત્યે કરેલી સેવા તે મારી જ સેવા છે•) એમ તે વારંવાર કહેતો. મનુજ બન્ધુઓ માટેની પ્રેમની ભાવના સર્વ ભક્તજનોમાં જોવામાં આવતી નથી. ભગવાનના ગુણનું સતત કીર્તન કરનાર, ભગવાનને જ પ્રસન્ન રાખવાનો પ્રયત્ન કરેછે. કેટલીકવાર મનુષ્યના પ્રયત્નો અને કષ્ટોનો પરિહાસ કરે છે, તેમને મિથ્યા શ્રમ ગણે છે અને તેથી ત્હેમનાં દુઃખો માટે બેદરકાર બને છે. પરન્તુ ઇસુનો પરમ ઉપદેશ એ હતો કે જે મનુષ્ય પોતાના બન્ધુઓની સેવા કરે છે તે જ પરમાત્માની પરમ સેવા કરે છે અને તે જ પરમાત્માના પ્રેમ અને કૃપાને પાત્ર થાય છે.

હાલના જમાનામાં પરમાર્થના દૃષ્ટિબિન્દુનું એક બીજું તત્ત્વ નજરે પડે છે. નાસ્તિક અથવા સંશયવાદિઓ પરમાત્માના અસ્તિત્વને ન સ્વીકારતા છતાં, પરલોક અને આત્માના અસ્તિત્વનો પણ અસ્વીકાર કરતા છતાં પરો-

પ્રકારમાં, મનુષ્યોના કષ્ટનિવારણાર્થે થતા પ્રયત્નોમાં મદદ કરે છે. એવા પરમાર્થની સંસ્થાઓ ચલાવે છે. આવા મનુષ્યો એટલું તો કબૂલ કરે છે કે ઇસુસ જેવા મહાત્માનાં ઉજ્જવલ દૃષ્ટાન્તોથી તેઓની પરમાર્થની બુદ્ધિ સતેજ થઇ છે, પરન્તુ તેઓનું કહેવું એવું છે કે મનુષ્યના જ્ઞાનની અને મનોબળની એવી સ્થિતિ આવી છે કે હવે પરમાત્મા અથવા પેગમ્બરોના આશરા સિવાય, કોઇની પણ પ્રીત્યર્થે નહિં પણ માત્ર મનુષ્યોનાં કષ્ટો નિવારણ કરવાના જ શુભ ઉદ્દેશથી પરોપકારની આવશ્યકતા છે અને પરોપકારની આવી સંસ્થાઓને કોઈ પણ ધર્મ કે મત સાથે સમ્બન્ધ રાખવાની હવે જરૂર નથી. આ દલીલોનો જરા સૂક્ષ્મ રીતે વિચાર કરવાની જરૂર છે. આવા પ્રકારનું પુણ્ય કર્મ થતુ હોય, કોઇ પણ રીતે જગતમાં પરમાર્થનાં કાર્યો થતાં હોય, તે થવા દેવાં એ સર્વ રીતે યોગ્ય છે. જગતમાં કષ્ટ, દુઃખ, પાપ એટલું બધું છે કે ત્હેના નિવારણ માટે જેટલા પ્રયત્નો થાય તેટલા ઓછા છે, અને તેટલા માટે અમુક જ પ્રકારે એવા પ્રયત્નો થવા જોઇએ અથવા અમુક જ સંસ્થાઓને કે મનુષ્યોને એવા પ્રકારના પ્રયત્નો કરવાનો હક છે એમ કહેવું નિરર્થક છે. કોઇ પણ ઉદ્દેશથી મનુષ્યો સ્વાર્થત્યાગ અને પરોપકારનું વ્રત સ્વીકારે એ સર્વ રીતે ઇષ્ટ જ છે; પરન્તુ એવી સંસ્થાઓથી લાંબો વખત એવા પ્રકારનાં કામ થઇ શકે કે નહિં એ શક પડતું છે. આનું કારણ તપાસીએ.

મનુષ્યોને એક બીજા સ્નેહની લાગણી એ એક સ્વાભાવિક વૃત્તિ છે અને તેથી ધર્મવિહીન મનુષ્યો પણ કોઇકવાર મનુષ્યોના સ્નેહાર્થે અદ્ભુત કૃત્યો કરે છે. પરન્તુ પરોપકાર, પરમાર્થ માટે મનુષ્યસ્નેહ કરતાં વધારે દૃઢ થએલી અને સામાન્ય લાગણી સ્હામે ટક્કર ઝીલવાની છે અને તે લાગણી તે સ્વાર્થ છે. સ્વાર્થની આ લાગણી મનુષ્યમાં એટલી જડ ઘાલી ને બેઠી છે કે ધર્મના બળવિના એ જડમૂળથી ઉખડી જાય એ અસંભવિત છે. ધાર્મિકતામાં—મનુષ્યમાં દિવ્યાંશ છે, મનુષ્યનો આત્મા અમર છે અને પરલોકમાં ત્હેની ઉત્તરોત્તર ઉન્નતિ છે એ ભાવનાઓમાં—જે બલ રહેલું છે તે બલ શ્રદ્ધાવિહીન નાસ્તિકમાં કદી આવી શકે નહિં અને એવા બળવિના એનાના પરમ સ્વાર્થ અને બીજાના હિતના યુદ્ધ વચ્ચે એના મનને ટકાવી રાખનાર કયું બળ છે? જો નાસ્તિક હાલ એમ કહે છે કે મનુષ્યોની જીંદગી એટલી ટુંકી છે કે તેટલા ટુંકા સમયમાં જેમ બને તેમ થોડાં દુઃખ પડે એવા પ્રયત્ન કરવા જોઇએ તે નાસ્તિક થોડા વખત પછી એમ પણ કહેશે કે મનુષ્યની જીંદગી ટુંકી છે તો એટલા થોડા કાળ

માટે પરતા દુઃખના નિવારણ માટે વૃથા પ્રયત્ન શા માટે? નાસ્તિકતા સાથેની પરોપકારની ભાવના યુરોપમાં પ્રથમ ફ્રેન્ચ રેવોલ્યુશન પહેલાના જમાનામાં શરૂ થઇ. મનુષ્યો તે વખતે એવા એક જમાનાની આગાહી કરતા હતા કે જ્યારે જગતમાં સ્વાર્થની ભાવના નષ્ટ થશે. બધે સલાહ શાન્તિ પસરશે અને જીવન ઉન્નત થશે. પરન્તુ ફ્રેન્ચ રેવોલ્યુશનના ઉત્પાદક લેખકોના કાર્યને અંતે કદી જગતમાં નહિ જણાયલો એવો પુનરૅરેઇનો જમાનો આવ્યો. સ્વાર્થની પરમ સીમા થઇ ગઇ. ફ્રેન્ચ રેવોલ્યુશને ઘણો કેર વર્તાવ્યો પણ ત્હેની સાથે એક વાત દૃઢ રીતે સિદ્ધ કરી આપી કે મનુષ્યોની સ્થિતિ સુધારવા માટે જોયતો પ્રેમ પરમાત્મામાં શ્રદ્ધા અને ધર્મ બળથી જ આવે છે, શુષ્ક નાસ્તિકવાદથી નહિ.

આટલા જ કારણથી, મનુષ્ય નિર્બલ જ છે અને નિર્બલ જ રહેશે એટલા જ માટે પરોપકારની ભાવના ધાર્મિકતાની, ઇશ્વરપરાયણતાની સાથે દૃઢ સંલગ્ન છે. આપણા દેશમાં અને અન્ય દેશમાં પરોપકારની સર્વદેશીય સામાન્ય સંસ્થાઓ કહાડતા આ વાત ખુબ લક્ષમાં રાખવા જેવી છે કે કોઇ પણ મતવાદિઓને બાધ ન આવે એવા ઉદ્દેશથી, ધર્મના, ઇશ્વરપરાયણતાના સર્વ અંશોથી વિમુખ રાખેલી કોઇ પરોપકારની સંસ્થા લાંબો વખત ટકી શકવાની નથી. રોમન કેથોલિક મઠોમાં અને બીજી ખ્રિસ્તી પરોપકારી સંસ્થાઓમાં જોઇશું તો માલુમ પડશે કે જીસસનાં જીવનનો આદર્શ જ એ સર્વ શુભ કાર્યોને ટકાવી રાખે છે. જીસસની પ્રીતિને અર્થે, પ્રભુ પ્રીત્યર્થે આ કામ થાય છે એવી ભાવનાથીજ sisters of charity (સેવાભગિનીઓ) અને જનરલ બુથની મહાન સંસ્થા પરમાર્થનાં કામ કરે છે. ધર્મનું આ તત્ત્વ ત્હેમાંથી લેઇ લ્યો તો ગંજીફાના બંગલાની માફક આખી સંસ્થા નીચે પડી જશે.

ઇસુખ્રિસ્ત પરોપકારનાં કામ બે રીતે કરતા (૧) ભૂખ્યા અનાથ મનુષ્યોને દાન કરીને (૨) માંદા રોગી મનુષ્યોની શુશ્રૂષા કરીને; અને આ કામ ત્હેણે ખાસ મહત્ત્વનું જાણ્યું હતું તે એટલા પરથી જણાય છે કે બીજા કોઇ કામમાં નહિ પણ આ જ કામમાં પોતાના શિષ્યોને તે સામીલ રાખતા. ત્હેમની પાસે વખતો વખત એવાં કામ કરાવતા અને તે સંબંધે સૂચના આપતા.

**ધર્મોપદેશક તરીકે જીવનઃ**—આખી જિન્દગીમાં એક બે વખત આપણે કોઇ ઉત્કૃષ્ટ વક્તાને સંભાળીયે તો આપણને જીવનપર્યંત ત્હેની

સ્મૃતિ રહે છે. આપણે કોઇ એવા ધર્મોપદેશકનું વ્યાખ્યાન સાંભળીયે કે જેણે આપણને ધર્મ નો નવો જ માર્ગ બતાવ્યો હોય, જીવનના મહા પ્રશ્નોનું કાંઇક અલૌકિક રીતે નિરાકરણ કર્યું હોય તો જીંદગી સુધી આપણા મગજ ઉપરથી ત્હેની છાપ ભુસાઇ જતી નથી. તો મહાત્મા ઇસુના વચનામૃતનું પાન કરનાર ધન્ય જીવોની કેવી સ્થિતિ થઇ હશે? Sermon on the mount (પર્વતપરનું વ્યાખ્યાન) પ્રથમ જ ઇસુના મુખમાંથી શ્રવણ કરનાર પેલેસ્ટાઇનની મહાભાગી પ્રજાના હૃદયમા કેવાં ઉંડાં આન્દોલનો થયાં હશે? ત્રીસ વરસ સુધી દેશની ધાર્મિક સ્થિતિનો અને પ્રચલિત ધર્મપુસ્તકોનો અભ્યાસ કરી ઇસુએ વ્યાખ્યાન કરવાનો આરંભ કર્યો. ત્હેનાં વ્યાખ્યાન સર્વ વર્ગના મનુષ્યોને અસર કરી શક્યાં હતાં. લોકોનાં ટોળાંને ટોળાં કામ ધંધો મકી વ્રન્દાવનની ગોપીઓ શ્રીકૃષ્ણની મોરલી પાછળ ઘેલી ગઇ હતી, તેમ ઇસુના વ્યાખ્યાન સાંભળવાને ઘેલાં થતાં હતાં. આ વ્યાખ્યાનોમાં આવું શું આકર્ષક તત્ત્વ હતું! યુરોપની પ્રાચીન પ્રજાઓનાં ચિત્રોમાં, વક્તાને મ્હોંમાંથી નીકળતી સુવર્ણની સાંકળો વડે લોકોને પોતાની તરફ ખેંચતો હોય એવી રીતે ચીતરવામા આવતો. ઇસુના વ્યાખ્યાનોમાં આવી સુવર્ણની સાંકળ કઇ હતી! તે વખતના જ્યુ લોકોના ધર્મગુરુઓનાં વ્યાખ્યાનો વિદ્વત્તાવાળાં હતાં અને એવા વિદ્વાનો ઘણા હતા; પરન્તુ ઇસુ, અનુભવથી નિરન્તર ધાર્મિક જીવનથી ઉત્પન્ન થતા ભક્તિભાવથી, પ્રભુના સહવાસથી થએલી પવિત્રતાથી, અન્ય મનુષ્યો કરતાં અનન્ત કોટિ ઉન્નત સ્થિતિએ પહોંચેલા ચારિત્ર્યના બળથી, વ્યાખ્યાન કરતો. "He spoke and taught with authority and not as the scribes." (તે જે કહેતો તે પોતાના જ અધિકારથી કહેતો પંડિતોની પેઠે નહિ) આ ત્હેની ખાસ વિશેષતા હતી. આપણા હાલના ધર્મોપદેશકો પણ લગભગ બધા બીજા ધર્માત્માઓનાં વચનો સમજાવે છે, તે ઉપર વ્યાખ્યાનો કરે છે. અત્યન્ત બુધ્ધિશક્તિથી ત્હેના પૂર્વ પક્ષ ઉત્તર પક્ષની પરીક્ષા કરે છે. પરન્તુ પોતાનો ધાર્મિક અનુભવ, પ્રભુ સાથેના માહત્મ્યની જીવન ઉપર જે ન્નતની અસર થાય તેવી દર્શાવી શકતા નથી અને એટલે અંશે એમનાં વ્યાખ્યાનો અસર કરી શકતાં નથી. બાબુ કેશવચંદ્રસેનનાં વ્યાખ્યાનો મોહમ્મદની પેઠે શ્રોતાજનોને મુગ્ધ કરતાં; સ્વામિ વિવેકાનન્દે શીકાગોમાં પોતાનાં ભાષણોથી પશ્ચિમના ધાર્મિક જનોને હિન્દુસ્તાનના ધર્મ અને તત્ત્વજ્ઞાન માટે સન્માનની વૃત્તિ ઉત્પન્ન કરાવી એ સર્વ એમની વિદ્વત્તા, ભાષાની છટા, વક્તૃત્વ ઇત્યાદિ ઉપરાંત પરબ્રહ્મના ગાઢ સહવાસથી પ્રદીપ્ત થએલા ભક્તિભાવ,

અને આકર્ષક શક્તિના બળથી વિશેષ હતું. They spoke as they had seen, they had experienced (તેઓ પોતે જોયેલી અને અનુભવેલી વાતો કહેતા) આટલાજ માટે મંદિરોમાં સમાજોમાં, દેવળોમાં કે મસીદોમાં વ્યાખ્યાન કરનાર ભાષ્યકારોની પદ્ધતિવાળાની જરૂર નથી. ન્યાય, વ્યાકરણ મીમાંસાના નિયમ પ્રમાણે સર્વ પક્ષની બુદ્ધિથી તુલના કરી અમુક પક્ષ સચોટ સાબીત કરનાર જેટલી અસર કરી શકે છે ત્હેના કરતાં શ્રોતાજનોનાં હૃદય પીગળાવનાર, પાપીનાં, દુ:ખીયોનાં જીવનના અંતિમ તલને સ્પર્શ કરી કઠોર હૃદયમાંથી પણ અશ્રુ પ્રગટાવનાર ભક્તજન વધારે ઊંડી ચિરસ્થાયી અસર કરે છે.

ઇસુનાં વ્યાખ્યાનોની એક બીજી વિશેષતા હતી. આ વિશેષતા પૂર્વના સર્વ દેશોમાં પ્રાચીન કાળમાં જોવામાં આવતી. પોતાનાં વ્યાખ્યાનોનો અર્થ સ્ફુટ કરવાને તે દૃષ્ટાન્તો, parables આપતો. આ દૃષ્ટાન્તો એવાં યોગ્ય, સામાન્ય મનુષ્યની સાદી જીંદગીમાંથી લેવામાં આવતાં કે તે તત્કાળ અસર કરતાં. આવાં દૃષ્ટાન્તોની ઐતિહાસિક કીમત પણ ઘણી છે. તે વખતના પેલેસ્ટાઇનના લોકનાં સાંસારિક જીવન, ત્હેમની રહેણી કરણી, પહેરવેશ વગેરે સર્વનો આદબદમાંનાં દૃષ્ટાન્તોથી ખ્યાલ આવે છે. વળી બીજી વાત એ લક્ષમાં રાખવાની છે કે શ્રોતાજનોમાંના સામાન્ય બુધ્ધિવાળાઓ ઉપર પ્રેમ લાવીને સીધે જ આવાં દૃષ્ટાન્તો લઇ ત્હેમને ધર્મના, ભક્તિના અઘરા પ્રશ્નો સમજાવવાનો ઇસુ પ્રયત્ન કરતો. જ્યારે કોઇ સત્ય શ્રોતાજનના મન ઉપર ઠસાવવા માગતા હોય તે વિશે વક્તાનો ઘણો આગ્રહ હોય, તેની પોતાની એ વિશેની સંપુર્ણ માન્યતા હોય, ત્યારે જ અનેક જાતના પ્રયત્નો કરી શ્રોતાજનોને પોતાના સિધ્ધાન્તો સમજાવવાનો પ્રયાસ થાય છે. માત્ર ઉપર ટપકે વિચાર કરનાર, પોતાના અભિપ્રાય માટે દૃઢ આગ્રહવિનાના માત્ર બોલવાની સફાઇવાળા વક્તાઓ કદી આવો પ્રયત્ન કરતા નથી.

પરન્તુ વ્યાખ્યાનની પધ્ધતિ કરતાં વ્યાખ્યાનના વિષયથી જ જીસસ લોકોનું આકર્ષણ કરી શકતો, અને આજ એ જ કારણથી લગભગ બે હજાર વર્ષ પછી પણ આપણને એ શબ્દો ઊંડી અસર કરી શકે છે. Prodigal son અને Lost sheep વગેરે દૃષ્ટાન્તોથી પાપીઓને પણ લાગતું કે જગજ્જનનીના શાન્તિક્રોડમાં ત્હેમને માટે પણ સ્થાન છે. પૃથ્વીપતિએ આપેલી જ્ઞાન મૂડી ગુમાવીને કુમાર્ગે યથેચ્છ ઉડાવી રાખનાર; સર્વ દુર્વિકારની રશ્મિ શિથિલ કરનાર; અનેકવાર પાપમાં પડનાર હતભાગી જીવને પણ ઇસુખ્રિસ્તના વચનામૃતથી સાંત્વન મળતું. પ્રભુ પતિતપાવન છે, પતિત

સ્થાપ્યું હતું. તે સમયે આરબ લોકોનો મૂર્તિપૂજક ધર્મ બધે પ્રવર્તે હતો અને તેમાં મનાએલાં પવિત્ર સ્થળોમાં મેળા ભરવામાં જ તે પ્રવૃત્તિનો મુખ્યત્વે સમાવેશ થતો હતો. ચાલતો આવેલો સંપ્રદાય ગણ સહુ એ મુજબ વર્તતા. તેઓ અનેક દેવોને આરાધતા. એ સર્વ દેવોનો દે અલ્લાહ ગણાતો અને તેના નામથી સર્વ કોલકરાર થતા. છતાં સામા પૂજામાં અલ્લાહ નહીં પણ ઉતરતા દેવોને સ્થાન મળતું. તે દેવો જુદી જુ ટોળીઓનાં મનવાંછિત પુરાં પડી શકતા એમ માનવામાં આવતું. ધર્મ માત્ર થોડો ઘણો અંશ રહ્યો હતો. બાકી આરબ પ્રજા દારૂ, શિકાર, જુગા અને ઇશ્કમાં મશગુલ રહેતી અને વેર રાખવામાં, ટંટા, લુંટફાટ કરવા તથા કીર્તિ મેળવવામાં પોતાનો સમય કાઢતી એમ તે વખતનાં કા પરથી જણાય છે. પોતાની આબરૂ તથા કુળાભિમાન ખાતર સારાં કા કરવા તે લોકો પ્રેરાતા પરંતુ ઇશ્વિરનું નામ તેમાં જણાતું નહીં તેમ તેની જરૂર પણ તેમને લાગતી નહીં. પોતાના બાહુબળ અને તલવા એટલા પર તેમને પુર્ણ શ્રદ્ધા હતી.

આ રીતે આરબોનો ધર્મ અધઃપતન પામ્યો હતો. થોડા વિચારશીલ માણસો સિવાય એ ધર્મને શુદ્ધ કરવાની જરૂરીઆત પ તેમને સમજાઇ નહોતી. એવા વિચારવંત મનુષ્યો મદીનામાં વધારે હત અનેક દેવોને બદલે એક અલ્લાહને તેઓ માનવા લાગ્યા હતા. મૂર્તિપુજા અવાસ્તવિકપણું તેમને જણાયું હતું. આ લોકો પોતાને 'હનીફ' કહેવડા વતા. એમના સમાગમમાં મહમદ આવ્યા. અને તેમના સિદ્ધાંતોને મહમ દના હૃદયમાં અનુકૂળ સ્થાન મળ્યું. એકાંતમાં બેસી આ સંબંધે તેમણે વધારેને વધારે વિચાર કરવા માંડ્યો તથા પોતાનું જીવન ત્યાગમય કરવ માંડ્યું. વિચારની દશામાંથી તેમને લાગ્યું કે એ સિદ્ધાંતો મનુષ્યમાંને સમજાવવાનો ઇશ્વરી આદેશ તેમને થયો છે અને અલ્લાહનો પેગામ જગ તને પહોંચાડવાની તેમની ફરજ છે. પોતાના હૃદયમાં જે વિચારોનું જ જામ્યું હતું તેના ટેકામાં હનીફના સિદ્ધાંતો આવી મળ્યા અને ધર્મપ્રવ ર્તનનું મહાન કાર્ય તેમણે ઘણા ઘણા વિચાર કર્યા પછી સત્ય પ્રાપ્ત કર આરંભ્યું. દંતકથા એવી છે કે એકાંતમાં પોતે જ્યાં મનન કરતા હતા ત્ય સ્વર્ગના ફીરસ્તાએ આવી તેમને ઇશ્વિરી સંદેશો દર્શાવ્યો. ત્યાંથી આવીને એ હકીકત તેમણે પોતાની પત્નીને વિદિત કરી. તેણે તે વાતને ટેક આપ્યો. આ પછી મહમદે પોતાની સ્ત્રી, અને બીજા કેટલાક સંબંધીઓને તેમ જ નોકરને પોતાના મતનાં અનુયાયી કર્યાં. એમ થોડા વખતમાં તે

# પેગંબર મહમદ.

જગતના મહાન ધર્મપ્રવતકોમાં પેગંબર મહમદનું સ્થાન ઉંચું છે. ચાલતા ધર્મમાં અપૂર્ણતા જણાવાથી અથવા કોઇવાર ધર્મહીનતા કે ધર્મભ્રષ્ટતા અતિશય થવાથી સત્યનું શોધન કરનાર મનુષ્યો નીપજે છે. અને પોતાને જે સત્યનું દર્શન થાય તે સત્ય જગતમાં પ્રવર્તાવવા તેઓ પ્રયાસ કરે છે. જે જે ધર્મ પ્રવર્તકો થયા તેમણે એજ કાર્ય કર્યું છે.

મુખ્યત્વે એશીઆમાં અને થોડે ઘણે અંશે આફ્રિકા તથા યુરોપમાં જે મુસલમાની ધર્મ પ્રસરેલો છે, તે આજથી તેરસો વર્ષપર બીલકુલ નહોતો. પેગંબર મહમદ ઇ. સ. ૬૨૨ ની સાલમાં મક્કેથી નાસીને મદીને ગયા તે સાલથી મુસલમાનો પોતાનું વરસ ગણે છે અને મહમદના જન્મ કરતાં તેમની એ હીજરા કરવાની એટલે જતા રહેવાની સાલ વધારે મહત્વની ગણાઇ છે. તે વખતે અરબસ્તાનમાં નાનાં નાનાં સ્વતંત્ર રાજ્યો હતાં અને જુદી જુદી કોમો ત્યાં વસતી હતી.

મહમદના બાપ તેમના જન્મ પહેલાં જ મરણ પામ્યા હતા અને તેમની માતા તેઓ બાળક હતા ત્યારે મૃત્યુ પામેલાં. તેથી મહમદ પોતાના દાદા પાસે અને દાદા મરણ પામ્યા ત્યારે કાકા પાસે રહેતા હતા. એ બંનેની સ્થિતિ ગરીબ હોવાથી તેમને નાનપણમાં ગરીબાઇનાં દુઃખ વેઠવાં પડેલાં. એટલી હકીકત તેમના બાળપણની મળી આવે છે.

જ્યારે તેઓ પચીસ વર્ષના થયા ત્યારે તેમના કાકાએ તેમને ખદીજા નામની શ્રીમંત વિધવા સ્ત્રીનો ત્યાં તેના ધંધાના કામકાજ માટે દાખલ કરાવ્યા. તે કામ માટે તેમને પેલેસ્ટાઇન, સીરીઆ વગેરે પ્રદેશોમાં મુસાફરી કરવી પડતી. એજ ખદીજા સાથે આગળ જતાં મહમદે લગ્ન કર્યું. હજરત મહમદ જાતે હોંશીઆર, આકૃતદાર ચહેરાવાળા અને ગૌર વર્ણના હતા. તેમનું લગ્ન તેમનાથી મોટી ઉમરની સ્ત્રી સાથે થએલું પણ તે લગ્ન પરત્વે તેઓ સુખી હતા. તેમને પરિવાર પણ મોટો હતો. તેમના બે પુત્રો નાનપણમાં ગુજરી ગએલા. તેમની ફાતિમા નામની છોકરી સુપ્રસિદ્ધ છે. તે અલા તાલીબના દીકરા અલી સાથે પરણી હતી.

લગ્ન પછી ધર્મને લગતા એક નવા મંડળના સમાગમમાં મહમદ આવ્યા. આ મંડળ મદીના, મક્કા અને તાઇફના વિચારવંત પુરુષોએ

સ્થાપ્યું હતું. તે સમયે આરબ લોકનો મૂર્તિપૂજક ધર્મ બધે પ્રવર્તેલો હતો અને તેમાં મનાએલાં પવિત્ર સ્થળોમાં મેળા ભરવામાં જ તેની પ્રવૃત્તિનો મુખ્યત્વે સમાવેશ થતો હતો. ચાલતો આવેલો સંપ્રદાય ગણી સહુ એ મુજબ વર્તતા. તેઓ અનેક દેવોને આરાધતા. એ સર્વ દેવોનો દેવ અલ્લાહ ગણાતો અને તેના નામથી સર્વ કોલકરાર થતા. છતાં સામાન્ય પૂજામાં અલ્લાહ નહીં પણ ઊતરતા દેવોને સ્થાન મળતું. તે દેવો જુદી જુદી ટોળીઓનાં મનવાંછિત પુરાં પાડી શકતા એમ માનવામાં આવતું. ધર્મનો માત્ર થોડો ઘણો અંશ રહ્યો હતો. બાકી આરબ પ્રજા દારૂ, શિકાર, જુગાર અને દરેકમાં મશગુલ રહેતી અને વેર રાખવામાં, ટંટા, લુંટફાટ કરવામાં તથા કીર્તિ મેળવવામાં પોતાનો સમય કાઢતી એમ તે વખતનાં કાવ્યો પરથી જણાય છે. પોતાની આબરૂ તથા કુળાભિમાન ખાતર સારાં કામ કરવા તે લોકો પ્રેરાતા પરંતુ ઈશ્વરનું નામ તેમાં જણાતું નહીં તેમ જ તેની જરૂર પણ તેમને લાગતી નહીં. પોતાના બાહુબળ અને તલવાર એટલા પર તેમને પુર્ણ શ્રદ્ધા હતી.

આ રીતે આરબોનો ધર્મ અધઃપતન પામ્યો હતો. થોડાક વિચારશીલ માણસો સિવાય એ ધર્મને શુદ્ધ કરવાની જરૂરીઆત પણ તેમને સમજાઇ નહોતી. એવા વિચારવંત મનુષ્યો મદીનામાં વધારે હતા. અનેક દેવોને બદલે એક અલ્લાહને તેઓ માનવા લાગ્યા હતા. મૂર્તિપૂજાનું અવાસ્તવિકપણું તેમને જણાયું હતુ. આ લોકો પોતાને 'હનીફ' કહેવડાવતા. એમના સમાગમમાં મહમદ આવ્યા. અને તેમના સિદ્ધાંતોને મહમદના હૃદયમાં અનુકૂળ સ્થાન મળ્યું. એકાંતમાં બેસી આ સંબંધે તેમણે વધારેને વધારે વિચાર કરવા માંડ્યો તથા પોતાનું જીવન ત્યાગમય કરવા માંડ્યું. વિચારની દશામાંથી તેમને લાગ્યું કે એ સિદ્ધાંતો મનુષ્યમાત્રને સમજાવવાનો ઈશ્વરી આદેશ તેમને થયો છે અને અલ્લાહનો પેગામ જગતને પહોંચાડવાની તેમની ફરજ છે. પોતાના હૃદયમાં જે વિચારોનું જગ બન્યું હતુ તેના ટેકામાં હનીફના સિદ્ધાંતો આવી મળ્યા અને ધર્મપ્રવર્તનનું મહાન કાર્ય તેમણે ખૂબ ખૂબ વિચાર કર્યા પછી મન્ય પ્રાપ્ત કરી આરંભ્યું. દંતકથા એવી છે કે એકાંતમાં પોતે જ્યાં મનન કરતા હતા ત્યાં સ્વર્ગના ફીરસ્તાએ આવી તેમને ઈશ્વરી સંદેશો દર્શાવ્યો. ત્યાંથી આવીને એ હકીકત તેમણે પોતાની પત્નીને વિદિત કરી. તેણે તે વાતને ટેકો આપ્યો. આ પછી મહમદે પોતાની સ્ત્રી, અને બીજા કેટલાક સંબંધીઓને તેમ જ નોકરને પોતાના મતનાં અનુયાયી કર્યાં. એમ થોડા વખતમાં તે

સર્વનું એક નાનું સરખું મંડળ થયું અને તેઓ એકઠાં થઇ ઈશ્વરની ભક્તિ કરવા લાગ્યાં. એક મિત્રનાં ઘરમાં પોતાના સિધ્ધાંતોનું તેમણે વિવેચન કરવાનું શરૂ કર્યું. શરૂઆતમાં એ સિધ્ધાંતનો ફેલાવો થયો નહીં. લોકની આવી બેદરકારીથી મહમદનો ધર્મ પ્રવર્તાવવાનો જુસ્સો તીવ્ર થયો, અને ચાલતા ધર્મ પર તેમના પ્રહાર તીક્ષ્ણ થવા લાગ્યા. મક્કાના લોકોને આ પસંદ ન પડ્યું. તેમણે મહમદના કાકાને મહમદને સમજાવવા કહ્યું. કાકાએ મહમદને કહ્યું. પણ મહમદે કહ્યું કે ગમે તે થાય પણ મરતા સુધી હું મારા સિધ્ધાન્તો છોડવાનો નથી. લાલચ કે ભય કશાથી મારી મનોવૃત્તિ બદલાવાના નથી. થોડો વખત શાંતિમાં ગયા પછી ફરીથી મક્કાવાસીઓ અને મહમદ વચ્ચે તકરારો ચાલવા માંડી. મક્કાના લોક મહમદ તરફ સખત અણગમો ધરાવતા અને તેથી ધર્મ-પ્રસારનું કામ ત્યાં બરોબર ચાલ્યું નહીં. એ અરસામાં પેગંબરની સ્ત્રી ખાદીજા તથા તેમના મુરબ્બી કાકા મરણ પામ્યા. હવે મક્કા છોડવાનો તેમણે નિશ્ચય કર્યો. ત્યાંથી નીકળી તાઇફ ગામમાં તે ગયા, પરંતુ ત્યાંના લોકે તેમને ત્યાંથી હાંકી કહાડ્યા. ત્યાંથી પાછા મક્કે જવાનો તેમણે વિચાર કર્યો. ખદીજાના મરણ પછી બે મહીને તેમણે ફરીથી લગ્ન કર્યું. મદીનાના કેટલાક માણસોએ મહમદના ધર્મોપદેશનો સ્વીકાર કર્યો અને તે પછી તેનો ફેલાવો થવા લાગ્યો. મક્કાવાસીઓએ મહમદના અનુયાયીઓને ઘણો ત્રાસ આપ્યો. તેથી તેમાંના ઘણા મક્કા છોડીને મદીને ગયા.

મહમદે હજી મક્કા છોડયું નહોતું. અને જ્યારે તેમની જીંદગી જોખમમાં આવી ત્યારે એકાએક મક્કાથી તેઓ મદીના નાસી ગયા. આ વખતથી મુસલમાની લોકની સાલ શરૂ થતી ગણાય છે. મદીને ગયા પછી તેમના ધર્મનો પ્રસાર એકદમ વધી ગયો. આ વખતે તેમણે આયશા નામની સ્ત્રી સાથે લગ્ન કર્યું. મદીનાનું સામાજિક તથા રાજકીય વાતાવરણ મહમદની સત્તા જામવા માટે સાનુકુળ થઇ પડ્યું. અને ત્યાં તેઓ સમર્થ પુરૂષની પદવી પામ્યા. લોકને ન્યાય આપવાનું કામ તેમણે માથે લીધું અને તેમાં ઘણી ફતેહ તેમને મળી. તેમની સત્તા તથા માન તેથી ઘણાં વધ્યાં. મિલ્કતની વ્યવસ્થા, સ્ત્રીઓના હક વગેરેમાં ચાલતા આવેલા કાનુનોમાં તેમણે ઘણો સુધારો કર્યો. અલ્લાહની બંદગી સાથે ગરીબોને ખેરાત કરવાનું પુણ્ય પણ એ વખતથી જ તેમના અનુયાયીઓમાં મનાયું. મહમદના અનુયાયીઓની એક ટોળી બની, અને ધર્મ તથા સામાજિક સંબંધોથી તેમનામાં ઐક્ય વધ્યું.

મુસલમાન ધર્મનું કાંઇક સ્વરૂપ હવે દર્શાવીશું. એ ધર્મના પાંચ મુખ્ય સિદ્ધાંતો છે (૧) પરમેશ્વરનું એકત્વ, (૨) નિમાઝની ફરજ, (૩) ખેરાત એટલે દાનનું મહત્ત્વ. (૪) રમઝાનના અપવાસ, (૫) મક્કાની હજ. મહમદે દર્શાવેલા ધર્મના આ સિદ્ધાંતો ઇસ્લામીઓ દીલોજાનથી સ્વીકારે છે અને ઇસ્લામને એક બીજાને જોડનાર ધર્મરૂપી સાંકળ માને છે. દરેક મુસલમાન વચ્ચે ભાઇચારો હોવો જોઇએ, એમ તેઓનો અભિપ્રાય છે. ધર્મના સાધન વડે સમાજને સુવ્યવસ્થિત કરવાનું કાર્ય ઇસ્લામે કર્યું હતું. મહમદના વખત પહેલાં ચાલી રહેલા ઝઘડા કંઇક અંશે નિયંત્રિત થયા હતા. ઇસ્લામની નજરમાં સર્વ ઇસ્લામીઓ સરખા છે એ ભાવનાની જાગૃતિ થઇ જેથી સમાધાનના માર્ગ નીકળવા લાગ્યા. જો કે તે પછી ઘણી લડાઇઓ ચાલુ હતી. તથાપિ એથી પણ વધારે અવ્યવસ્થા પહેલાં હતી એ તો નિર્વિવાદ છે.

ધર્મના બળથી ઉત્પન્ન થએલા ઐક્ય ઉપર રચાએલી રાજ્યવ્યવસ્થા એ મહમદે પ્રાપ્ત કરેલી મહાન સિદ્ધિ હતી. ધર્મ પરની શ્રદ્ધાને લીધે મુસલમાનોએ જે અદ્ભુત કાર્યો કર્યા છે તે જગતના ઇતિહાસમાં મશહૂર છે. અન્ય ધર્મીઓ સામે યુદ્ધ કરવામાં ઇસ્લામીઓએ આગળ પડી પોતાનું બળ વધાર્યું. મૂર્તિપૂજકોની સામે તલવારથી લડી ધર્મસંસ્થાપના કરવાનું કાર્ય મહમદ અને તેના અનુયાયીઓએ આદર્યું હતું. હવે ઇસ્લામીઓની પ્રતિષ્ઠા અરબસ્થાનમાં સ્થપાઇ હતી. તેઓની સંખ્યા મોટી નહોતી પણ તેમનો સંપ અને ધર્મબળ એવાં હતા કે જ્યાં ત્યાં તેમને ફતેહ મળતી. અરબસ્તાનના લોકો હવે તેમનું ગૌરવ સમજવા લાગ્યા અને ઘણા આરબોએ ઇસ્લામી ધર્મ સ્વીકાર્યો. મહમદે મક્કા છત્યું અને ત્યાંની મૂર્તિઓનું ખંડન કર્યું. જૂના ધર્મસ્થાનોનો નાશ કર્યો. માત્ર 'કાબા' ને રહેવા દીધું, જેને અદ્યાપિ મુસલમાનો પણ પવિત્ર સ્થળ તરીકે માને છે.

આરબોના જુના પંચાગમાં વરસની ગણતરી વગેરેમાં મહમદે નવો ફેરફાર દાખલ કર્યો અને બાર ચાંદ માસનું વરસ ગણવાનો રિવાજ ચાલુ કર્યો.

જેમ જેમ મહમદની કીર્તિ વધતી ગઇ તેમ તેમના ધર્મનો પ્રચાર થતો ગયો અને અરબસ્તાન પછી આસપાસના મુલકોમાં ધર્મ સ્થાપવા માટે મહમદને વિશેષ બોધ કરવા પડેલા. ઇસ્લામનું મૂળસ્વરૂપ, તેમાં રહેલું નૈતિક બળ એ જ તેના પ્રચારનું મુખ્ય સાધન થઇ પડ્યું. પણ મહમદને કેવળ તેથી સંતોષ ન થયો. પોતાનો ધર્મ એથી પણ વધારે વિસ્તા-

સ્થાને ગ્રીસ દેશ તરફ પ્રયાણ કરવાનો તેમણે ઇરાદો કર્યો. સઘળી તૈયારીઓ થઇ હતી પણ તેટલામાં ઇ. સ. ૬૩૨ માં તેમનો કાળ થયો.

ઇસ્લામીઓએ જગતના ઇતિહાસમાં મહાન ભાગ ભજવેલો છે. અને હજી પણ ઇસ્લામ એ ધાર્મિક તેમ જ રાજકીય બળ છે. તેના સંસ્થાપકમાં અસાધારણ પરાક્રમ હોવું જોઇએ, એ માન્ય કરવું જોઇએ. જડ ઘાલી બેઠેલા, સૈકાઓથી ચાલતા આવેલા સંપ્રદાયને મૂળમાંથી ઉખેડી નાંખી મૂર્તિ-પૂજા, અનેક દેવની ભાવના તથા અનેક વહેમોનું નિકંદન કરી શુધ્ધ માર્ગનું દર્શન કરાવનાર વ્યક્તિ અસામાન્ય શક્તિ ધરાવનાર હોય એમ સ્વાભાવિક રીતે માનવું પડે છે. મહમદ પેગંબર દુનીઆના મહા પુરુષોની ઉચ્ચ કોટિમાં આવે છે, અને જે શુદ્ધ માર્ગનું તેમને દર્શન થયું, જે શ્રદ્ધાની તેમને પ્રેરણા થઇ તે ગમે તે કષ્ટ સહીને પણ સર્વ સમક્ષ જાહેર કર્યા. તેમ જ ધર્મ ખાતર સર્વસ્વ સમર્પવાનું જે આત્મબળ તેમના જીવનમાં હતું, તે માટે કોઇ પણ અન્ય ધર્મના અનુયાયીઓને તેમને માટે પૂજ્યભાવ ઉત્પન્ન થાય જ. દુની-આમાં કોઇ પણ પ્રજા જો ધર્મપરની શ્રધ્ધામાં દૃઢ હોય તો તે ઇસ્લામીઓ છે. Faith એ ઇસ્લામીઓનું ખાસ લક્ષણ છે. બૌદ્ધ ધર્મે સંયમ તથા ત્યાગને પ્રાધાન્ય આપ્યું છે. ખ્રિસ્તી ધર્મમાં પ્રેમનું ઉંચુ સ્થાન તે ધર્મે બતાવ્યું છે અને મુસલમાનો ધર્મપરની શ્રધ્ધા માટે જાણીતા છે. ઝોરોસ્ટરના ધર્મમને સદાચારને અગ્રસ્થાન મળેલું છે. મનુષ્યાત્મા અને પરમાત્માના સંબંધ માટે મનુષ્ય જાતિ અનાદિ કાળથી હૃદયમંથન કરતી આવી છે અને કોઈ કોઇ કાળે પરમાત્મા શુધ્ધ માર્ગના પ્રદર્શક પેદા કરે છે, જેથી ધર્મનો સ્રોત અખંડ વહે છે.

મુસલમાની ધર્મનું પવિત્ર પુસ્તક તે 'કુરાન' છે. તે અરબી ભાષામાં લખાએલું છે. જ્યારે જ્યારે ધ્યાન અને યોગમાં સત્ય વાતો પેગંબરને જણાતી ત્યારે તે ઇશ્વરી પ્રેરણા ગણી એ ગ્રન્થમાં તેમણે નોંધેલી સચવાએલી છે. ×

સૌ. વિદ્યા રમણભાઈ નીલકંઠ.

---

× ઘણે અંશે અંગ્રેજી ઉપરથી.

જે બ્હેનો આ ઉચ્ચ શિક્ષણનો લાભ લેવા ઇચ્છતી હોય તેમણે પ્રથમ પ્રો. કર્વેના વિદ્યાપીઠની વર્નાક્યુલર ફાઇનલની પરીક્ષા માટે તૈયારી કરવી. પરીક્ષાના વિષયો એવા સરળ છે કે સામાન્ય બુધ્ધિવાળી પ્રત્યેક વિદ્યાર્થી ઘેર બેઠાં તેનો અભ્યાસ કરી શકશે. આ વિષેની વધુ વિગત માટે "વનિતા વિશ્રામ મહિલા વિદ્યાલય," ખાડીઆ અમદાવાદ, એ શીરનામે લખવું.

ભદ્ર પાસે. અમદાવાદ. તા. ૧૪-૩-૨૩ — મંત્રીઓ, ગુજરાત સ્ત્રીકેળવણી મંડળ.

---

# સૌ. પાર્વતીકુંવર સ્મારક
## સ્ત્રી હુન્નરકલા પ્રદર્શન.

---

સ્વ. રાવ સાહેબ મહીપતરામ રૂપરામના નામથી સહુ કોઈ પરિચિત છે. તેમનાં પત્ની પાર્વતીકુંવર જ્યારે સ્વર્ગવાસ પામ્યાં ત્યારે તેમનું સ્મારક રહે એવા હેતુથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને હસ્તક એક ફંડ આપવામાં આવ્યું હતું. તે ફંડના વ્યાજમાંથી સોસાઇટી તરફથી પુસ્તકો પ્રકટ કરવામાં આવ્યાં છે. સને ૧૯૧૦ માં ગુજરાત વ. સોસાઇટીના કાર્ય-કર્તાઓએ તે ફંડમાંથી સ્ત્રી હુન્નરકળાનું પ્રદર્શન ભરવાનો નિર્ણય કર્યો હતો. તે પરથી તે સાલમાં એવું એક પ્રદર્શન અમદાવાદમાં ભરવામાં આવેલું. અમદાવાદમાં માત્ર સ્ત્રીઓના કામનું પ્રદર્શન ભરાય એ પહેલ વહેલું હશે. તે પ્રદર્શનની યોજના ધાર્યા કરતાં પણ વિશેષ સફળ થઇ. ...ા ગુજરાતમાંથી જાત જાતની કારીગરીના નમુના આવ્યા હતા અને નમુનાની સંખ્યા પણ મોટી હતી. કલાની દૃષ્ટિએ કદાચ તે બહુ ઉંચા પ્રકારના ન કહેવાય તથાપિ ઘણી સ્ત્રીઓએ તે માટે ખાસ નમુના બનાવી તેમાં ઉત્સાહપુર્વક ભાગ લીધેલો એ નિર્વિવાદ છે.

તે પછી ૧૯૧૮ની સાલમાં અમદાવાદના મહિલા મંડળ તરફથી તેવું જ એક પ્રદર્શન ભરાયું હતું તેમાં બહારના નમુના કાંઇક ઓછા હતા; પરંતુ શહેરના નમુના પહેલા પ્રદર્શન કરતાં ઘણા ગરીબાના પ્રકારના હતા. સંખ્યા પણ સારી હતી. મહિલા મંડળમાં શીવણ વગેરેનો વર્ગ ચાલતો હતો તેનો લાભ લેનારાઓએ કેટલાક ઉત્તમ નમુનાઓ મુકયા હતા. પરચા-

કલાઓ સૌન્દર્યની ઉત્પાદક છે અને મનુષ્યની સૌન્દર્યની ભાવનાથી પ્રેરાએલી હોય છે, તેમ જ તે ભાવનાની પોષક પણ બને છે. પરમાત્માએ સૌન્દર્યની ભાવના મનુષ્યમાં સ્થાપી છે અને તેનો અવિર્ભાવ મોકળે હાથે સૃષ્ટિરચનામાં કર્યો છે. એ સૌન્દર્યનું પાન કરવું એ મનુષ્યજન્મનો એક ઉત્તમ લ્હાવો છે.

લલિત કલાઓ સ્ત્રીઓની પોતાની જ છે એમ કહીએ તો ચાલે. એ કલાઓ નો ઉત્કર્ષ સ્ત્રીઓ જ સુઘટિત રીતે કરી શકે. તે તરફ આપણી સ્ત્રીઓનું લક્ષ દોરવું આવશ્યક છે. આ જડ જગતના બીજા આનન્દો કરતા કલાના આવિર્ભાવથી ઉપજતો આનન્દ દિવ્ય અંશથી ભરપૂર છે. અને એ આનન્દ દિવ્યતાની ઝાંખી કરાવે છે. એવા ઉચ્ચ પ્રકારના આનંદનાં ભાગી થવાનુ જેમનાથી બને તેઓનુ જીવન ધન્ય છે. પ્રભુનો એ પ્રસાદ પામવામાં ગરીબ શ્રીમન્તનો ભેદ નથી રહેતો, આપણી સ્ત્રીઓ એવા આનન્દનો અસ્વાદ લે અને બીજાને લેવડાવે એ અભિલાષા છે.

સૌ. વિદ્યા રમણભાઈ નીલકંઠ.

---

# રાંધ્યા વગરનું ભોજન.

રસોઇની કળા તે માણસની જ છે. બીજાં પ્રાણીઓ વનસ્પતિ, અથવા માંસાહાર કરે છે તે એમને એમ જ ખાય છે. ખોરાકને શુદ્ધ કરી તેને વિવિધ પ્રકારે રાંધી તેમાં કળાનું તત્ત્વ દાખલ કરી બુદ્ધિનો ઉપયોગ કરવાનું કામ મનુષ્ય જ કરી શકે છે. માણસો પણ ઘણા પ્રાચીન જમાનામાં જેવી સ્થિતિમાં મળે તેવી સ્થિતિમાં ખોરાકનો આહાર કરતા અને જંગલી પ્રજાઓમાં રાંધણ કળા ઘણી જ પ્રાથમિક પાયરીએ છે. એક હજી પણ ઘઉંનાં છપ્પન પકવાન અને તેથી પણ વધારે વાનીઓ બનાવવાના હુન્નર માણસ જાણે છે. વિવિધ વાનીઓ બનાવી તેને લાંબા વખત સુધી રાખી મુકવાની રીત પણ તેણે શોધી છે, અને દેશ પરદેશ જ્યાં અમુક ચીજો ન મળે ત્યાં સુઘડાઇથી, ન બગડે તેમ તે મોકલવાના પ્રયોગ પણ સફળતાથી માણસોએ કર્યા છે. ટુંકામાં ખોરાકની જેટલી વિવિધતા થઇ શકે તેની પરિસીમાએ માણસ પહોંચ્યા છે એમ કહીએ તો ચાલે.

તેમ છતાં યુરોપના છેલ્લા યુદ્ધ વખતે લાખો માણસ માટે રસોઇ પકાવવાનો મહાન પ્રશ્ન ખડો થએલો. અને એટલા બધા માણસોને ગમે તે જગાએ, તન્દુરસ્તીને નુકસાન ન પહોંચે એવો પૌષ્ટિક ખોરાક પહોંચાડવાનું કામ જેવું તેવું નહોતું. લડાઇ દરમીયાન એ અપૂર્વ પ્રસંગે જાત જાતની તર્ક પ્રવૃત્તિઓ જગાડી હતી તે જ સમયે કોઇને ખ્યાલ થયો કે સામાજિક સુધારણા ( civilisation ) આટલી હદે પહોંચી તેથી તો કેટલીક બાબતમાં મનુષ્યજાતિ અસહાય બની ગઇ. પુરાતન જમાનામાં કાચી વનસ્પતિ, કાચું માંસ વગેરે માણસો ખાઇ શકતાં–પચાવી શકતાં અને વધારે તન્દુરસ્ત રહી શકતાં. તેને બદલે રાંધવાની, અને તેમાં વળી ભાત–ભાતનાં ભોજનની પીડા ક્યાં વહોરી! રાંધવાની ખટપટ વધી પડી અને પરિણામે તન્દુરસ્તી ઘટી, દાંત નબળા પડયા અને રાંધવામાં જરા પણ ઉણપ રહે તો આરોગ્ય બગડે એવી સ્થિતિએ હાથે કરીને આપણે આવી ગયા. આથી કેટલાક ચિંતકોના મનમાં મથન થવા લાગ્યું. મી. યુસ્ટેસ માઇલ્સ નામનો ચિંતક ( જેના લેખ પરથી આ લેખનું સૂચન થયું છે ) તે કહે છે કે ' અહો ! રાંધવાની કળા નાબૂદ થાય તો કેટલી બધી જંજાળ મટી જાય. રસોઇઆના મીજાજ કેવા ઉતરી જાય અને બૈરાનાં માન પણ ઘટે, વાસણ-કુસણ માંજવાની આપદા મોટે ભાગે ટળી જાય અને વખત અને માણસો બીજું કામ કરવા માટે ફાજલ પાડી શકાય ! '

એ તો સર્વ કોઇને કબુલ કરવું પડશે કે જીંદગીને ખાતર ખાનપાન છે, ખાનપાન ખાતર જીંદગી નથી. છતાં આપણે ખાનપાનને ખાતર જીંદગી હોય તેવી જીંદગી બનાવી દીધી છે. દરેક જણ દરેક ઉદ્યોગ, કામ, વ્યવસાય, જે કંઇ કરે તે પેટ ભરવા ખાતર જ કરે છે એવું થઇ ગયું છે. કારણ કે પેટ ભર્યા વગર ચાલે તેમ નથી અને તે માટે કામ પણ કરવું જ પડે. તે કામ માટે માણસનો તમામ સમય રોકાઇ જાય છે. ગરીબ વર્ગ માત્ર પેટ પુરતું મેળવવા માટે આખો દહાડો મજુરી કરે છે, શ્રીમંત વર્ગ વધારે પૈસા મેળવી વધારે ઉંચા પ્રકારનાં ભોજન જમે છે. ગરીબ વર્ગને તો લગભગ બધો વખત ઘરનાં તમામ માણસોને માત્ર પેટ પૂરતું મેળવવા વૈતરું કરવાનું હોય છે. તેમનાં ભોજન રાંધવા માટે તો જુજ વખત જ કાઢવામાં આવે છે.

મી૦ એર્ડ નામે ગૃહસ્થ માને છે કે માણસનો ખોરાક આ જમાનામાં પણ રાંધ્યા વગરનો બનાવી શકાય અને પોતાના સિદ્ધાંતના સમર્થ-

નમાં તે ઘણું લખે છે. આપણે જાણીએ છીએ કે મહાત્મા ગાંધી ફળ અને શીંગ ખાઈ ચલાવી શકે છે. આહાર સંબંધે મી. એર્ડના સિધ્ધાંત શા છે તે નીચેના ઉતારા પરથી સમજાશેઃ—

"રાંધેલો, પુષ્ટિનાં તત્ત્વોની જમાવટ કરેલો, આથેલો અને બીજી રીતે તૈયાર કરેલો ખોરાક હંમેશ વાપરવો એ રોગ માત્રનું મૂલગત કારણ છે. ખોરાકની અંદર જે જીવનપણું છે તે તેને બાફવાથી, શેકવાથી, તળવાથી રાસાયણિક ફેરફારો થઇ નાશ પામે છે. એટલે જે ખોરાક આપણે ખાઇએ છીએ તે ખરી રીતે જોતાં જીવરહિત છે. એમાંથી સ્વતઃ પેદા થતા ઝેરથી રોગની ઉત્પત્તિ થાય છે.

"આપણા દેશમાં (ઇગ્લાંડને ઉદ્દેશીને) સમસ્ત પ્રજાનું પોષણ થાય તેટલા જથામાં ફળ તથા વનસ્પતિઓ ઉગાડી શકાય, જેથી બહારથી તે આણવાની જરૂર ન રહે. હાલ છે તેથી વધારે વસતીને પણ પુરૂં પડે તેટલું તે ઉગાડી શકાય અને પ્રજાને પૂર્ણ તન્દુરસ્તીમાં રાખી શકાય. ગાયના દુધમાં જે તત્ત્વો છે તે તેના વનસ્પતિના આહારમાંથી આવે છે. આપણે પણ જે તત્ત્વ બાળપણમાં દુધથી મેળવતા તે મોટપણે પૃથ્વી પરની સજીવ વનસ્પતિ ખાઇને મેળવી શકીએ.

" મન અને શરીરનું સંપુર્ણ સમતોલપણુ એટલે કદી થાક ન લાગવો કદી ખાઉધરાન થવું, હંમેશ કામ કરવાની યોગ્યતા હોવી અને સંજોગોને અનુકૂલ થવાની શક્તિ હોવી એ છે. અર્થાત્ ગમે તે કામ કરવાને તૈયાર હોવું, ગમે ત્યાં, ગમે તેની જોડે, ગમે તે જગાએ, ગમે તેવી ઋતુમાં જવાની શકિત, ગમે ત્યાં સુઇ શકવું, ગમે તે ખાઇ શકવું અને ગમે તે પહેરી શકવું—એ સર્વ હોય તે ખરૂં સમતોલપણું છે. આત્માનું સમતોલપણું તે ગમે તે સ્થિતિ પ્રાપ્ત થાય તેમાં શાંતિ અને એકચિત્ત રહેવું તથા જડ વસ્તુથી કેવળ સ્વતંત્રતા, જગતકર્તા સાથે પ્રત્યક્ષ યોગ અને જીવનપર પરિપુર્ણ શ્રધ્ધા તથા મૃત્યુ માટે નિર્ભયતા એ છે.

"ત્યારે, સવારના પહોરમાં ઉઠીને જે ઝેરનો પ્યાલો દરરોજ આપણે સૌથી પહલો પીએ છીએ તે છોડી દેવો અને તેને બદલે ફળ ખાવાં. તે પછી જમવા ને બદલે કાચી ખાઈ શકાય તેવી ભાજી, (સેલેડ) ફળથી ચલાવવું. આ વસ્તુથી સંતાપ થાય છે એટલું જ નહીં પણ તે પુષ્ટિકારક પણ છે. ને પછી જેને 'લંચ' કહેવામાં આવે છે ને તો મુકી દઇએ તો કાંઇ જ અડચણ પડે તેમ નથી આથી આપણું આરોગ્ય સારૂં રહેશે એ

વાત નિઃસંશય છે. અને આપણા મનથી પણ શું સુખી નહીં થઈએ ? કેટલા બધા ડાક્ટરો છુટા થશે, કેટલી બધી રસોઇ કરનારીઓ અને રસોઇઆ લડાઇમાં ઉપયોગી સેવા બજાવશે ? ( લડાઇ દરમીઆન આ હકીકત પ્રથમ-પ્રગટ કરેલી. )

"આ ખોરાકપર મને બીલકુલ રુચિ નથી કારણ કે, કમનશીબે ફળ અને સારાં શાકભાજી ખાવાની મેં દરકાર રાખેલી જ નહીં. પણ લડાઇનો વખત અને તે વખતે કરવી જોઇતી કરકસરની જરૂરીઆતથી મને ભાવતો ખોરાક ન ખાવાનું બળ હાલ મેળવી શકાય છે. સવારમાં નાસ્તા તરીકે હું એક કેળું ખાઉં છું. બપોરે લંચ કે ભોજન જે કહો તે વખત સેલેડની ભાજી અને ફળથી ચલાવું છું. ટેવ પડવાથી આગળ જતાં આ મુશ્કેલી ઓછી લાગે છે અને ટમાટા, નારંગી, કેળાં અને સફરજનના આહારથી બહુ ખુશીથી રહી શકાય છે."

કોઇ નવો સિધ્ધાંત આપણી આગળ આવે ત્યારે તેની પુર્ણ પરીક્ષા કરવી જોઇએ. તેની શાસ્ત્રીય સારાસારતા તપાસવા ઉપરાંત વ્યવહારમાં તે કેવાં પરિણામ ઉપજાવશે એ પણ વિચારવું જોઇએ. ખોરાકમાં માત્ર ફળ અને કાચી શાકભાજી એ યોજના શક્ય છે કે નહીં અને જો શક્ય બને તો જનસમાજ માટે ઇષ્ટ છે કે નહીં તે બે પ્રશ્નોના જવાબ પર તેનું નિરાકરણ થઇ શકે. એ યોજના શક્ય છે એમ ઘણાનું માનવું છે. અને તે જો સર્વત્ર સ્વીકારાયતો ઇષ્ટ પણ છે કારણકે તેથી વખત, પઇસા અને મહેનતનો બચાવ થાય તેમ છે. તે યોજનાથી ખેતીવાડી બાગબાની વગેરેને ઉત્તેજન મળે તેમ છે. અને માંસાહારનો ત્યાગ થાય તો તે દયાપૂર્ણ તથા સ્વચ્છ, છે એ નિર્વિવાદ છે. હવે તપાસવાનું એ રહ્યું કે શરીર-સુખાકારીને તે અનુકૂલ આવે તેમ છે કે નહીં. આ મોટો સવાલ છે.

ઘણા દાક્તરોનો મત એવો છે કે દુનીઆમાં ભુખમરાથી માણસો મરે છે તેટલાં જ અતિ આહારથી મરે છે. કદાચ આ અતિશયોક્તિ હશે. તથાપિ એટલું તો ખરું જ છે કે સામાન્ય રીતે માણસો જોઇએ તે કરતાં વધારે જથામાં અને વધારે Carbo-hydrates વાળા (સ્ટાર્ચ એટલે મીઠાસ વગેરે )વાળા પદાર્થો ખાયછે. તે ઓછા થાય, એકાદ વખતનું ભોજન બીલકુલ ઓછું થાય તો નુકસાન નથી બલ્કે ફાયદો છે. મી૦ એર્ડની યોજનામાં આ બધું આવી જાય છે તે ઉપરાંત ફળોમાં આવતું પાણી, સજ્જ સોડા, સોલ્ટ, અને બીજા ક્ષારો બહુ ગુણકારી નીવડે છે.

પરંતુ ખોરાકનાં બીજા તત્ત્વો જે જરૂરીઆતનાં મનાય છે તે તેમાં પુરતાં આવે છે કે નહીં ને વિચારવાનું છે. આપણા હિંદ દેશમાં મગફળી અથવા ભોંયસીંગ કહેવાય છે ને ખોરાકમાં જોઇતું ચરબીનું તૈલિક તત્ત્વ બહુ સારી રીતે પુરૂં પાડી શકે છે એ ધ્યાનમાં લેવા જેવું છે. બીજાં સર્વ એ જાતનાં સુકાં ફળો જેવાં કે બદામ, અખોડ, પીસ્તાં વગેરે તે જ કામ કરે છે પણ તે સહુમાં મગફળી ઘણીજ સસ્તી છે.

આ સ્થળે એક વાત લક્ષમાં રાખવાની છે. કેટલાક ખોરાકના પ્રકાર રોગનિવારણ માટે ઘણા ફાયદાકારક હોય છે, તેટલે દરજ્જે કાયમના ખોરાક તરીકે તેની કીમત નથી હોતી. માટે કામચલાઉ ખોરાક અને કાયમના આહારનો ભેદ પાડવો જોઈએ છીએ. દુધનો ખોરાક કે અપવાસ અમુક રોગ મટાડવામાં ઘણા ફાયદાકારક હોય પણ તે ખોરાક લઇ કે અપવાસ કરી હંમેશ ન જીવાય. તે રીતે જો મી૦ એર્ડની આહાર-પદ્ધતિથી ઘણાકના રોગ ગયા હોય તો તે ઉપરથી એકદમ એવું અનુમાન ન બાંધી શકાય કે એ આહાર સર્વસામાન્ય બની શકે.

કાચા, વગર રાંધેલા ખોરાકનો સર્વત્ર પ્રચાર થાય તો પઇસા, વખત, પરતંત્રતા કંટાળો, નોકરોનો ત્રાસ (જે આજકાલ અત્યંત છે) તે સર્વનો બચાવ થાય એમા તો કાંઇ સંશય જ નથી. હવે, તેથી તન્દુરસ્તી પર કેવી અસર થાય એના પ્રયોગો સાજાં માણસો પર લાંબા વખત સુધી અજમાવી જોવા જોઇએ.

મૂળા, કાંદા જેવી કાચી વનસ્પતિઓ ગુણકારી છે એ તો સર્વ જાણે છે. ફળ મેવો પણ શરીરને ઘણાં તત્ત્વો પૂરા પાડે છે. શાકભાજીઓ-ના રસ કાઢી ન નાંખતા તે સહિત તે લેવાય તો પાચનક્રિયાને ઘણો જ આરામ મળે તથા કોઠાને સાફ થવાની સુગમતા થાય. વળી લોહીનાં રાતા રક્તકણોનો મમદ વધારવામાં 'ઓક્ઝીજન' વાયુની જરૂર પડે છે તે પણ પુરતા જથામાં તેમાંથી મળે તેમ છે. મી. એર્ડ પોતે આવો ખોરાક ખાઈને જ ચલાવે છે અને જે પદ્ધતિ તેમણે બીજાને માટે યોગ્ય દર્શાવી છે તે પોતાના અનુભવ પછી જ બહાર પાડી છે, અને તેમ કરવામાં કાંઇ સ્વાર્થનો હેતુ હોય એમ જણાતું નથી.

હવે એ આહારની વિરુદ્ધ જણાતી વાતોનું ન્યસન કરવું ઘટે છે. પ્રથમ તો ઉપર ઉતારેલા દાખલામાં ગાય કાચી વનસ્પતિ ખાઇને પોષણ મેળવે છે એ દૃષ્ટાંત મનુષ્યને લાગુ પાડવામાં કાંઇ અર્થ નથી. માણસની

ઉપર ખોરાકની ભિન્નતાનો આધાર રહે છે એ વાત લક્ષબહાર જવી જોઈએ નહીં, તેમ જ એકના એક માણસને, વખતના તથા પરિસ્થિતિના ફેરફાર સાથે આહારનો ફેરફાર કરવાની પણ જરૂર પડે છે.

તો પણ ખોરાકની જુદી જુદી વસ્તુઓ સંખ્યાબંધ માણસોના પર અજમાવી જોવાથી કાંઈક વધારે જાણવાનું મળે એ નિઃસંશય છે. ચાલતી આવેલી પ્રથા બદલવી જ નહીં એવો ઘણાકનો આગ્રહ હોય છે; તે જ પ્રમાણે કાંઈક નવું કોઈએ લખ્યું કે કહ્યું કે તે પકડી લેવું, તેનો અમલ કરવો, અને ઘરનાં સહુપર તેનો અનુચિત આગ્રહથી અમલ કરાવવો એવા પણ ઘણા હોય છે. આવા પ્રશ્નો સબંધે તેની નવીનતાથી તણાઈ જવું ન જોઈએ. કાંઈક વિચાર પુર્વક, અક્કલમાં બેસતી યોજના હોય તો ધીરે ધીરે અમલમાં મુકવા પ્રયત્ન કરવો જોઈએ.

આ સર્વ હકીકત પરથી એટલું તો ફલિત થાય છે કે ખોરાકને સ્વાદિષ્ટ બનાવવા પર આપણે જેટલું ધ્યાન આપીએ છીએ તેટલું તેનું જે મુખ્ય કાર્ય છે–શરીર સંવર્ધનનું અને શરીર રક્ષણનું–તે બાબત પર ધ્યાન આપતાં નથી. રસોઈની કળામાં પ્રવીણ સ્ત્રીઓ ભાતભાતના રસોઈના પ્રકાર બનાવવામાં દક્ષતા અને નિપુણતા ધરાવે છે અને તે શોખ વધારી તે કળાને પરિપુર્ણતાએ પહોંચાડે છે તે તેમને માટે માન ભર્યું છે. પોતાનાં કુટુંબીજનને ખોરાક સારો અને રુચિકર જમાડવા માટે ખાસ કાળજી રાખવાની મોટી ફરજ ગૃહિણીની છે. અગર તો જાતે રાંધે અથવા રસોઈ કરનાર હોય તો તેને સૂચના આપે અને જાતે દેખરેખ રાખે. પણ ઘરનાં સર્વને સ્વચ્છ અને ભાવતું ભોજન જમાડવામાં જે મહાન સંતોષ રહ્યો છે તે અનુભવીઓ જ જાણે છે. પણ એટલેથી જ ગૃહિણીની ફરજની પર્યાપ્તિ થતી નથી. ઘરનાં દરેકને શું ભાવે છે એટલી જ દરકાર રાખી તેમને મનને ભાવતું રાંધી રંધાવી આપવું એટલેથી 'બસ નથી'. કારણ એથી તો ઘરનાંની જીભને માત્ર રસીઅણ બનાવી આરોગ્યને હાનિ પહોંચે તેવે રસ્તે લઈ જવાય છે. અને એકવાર સ્વાદની રુચિને ઉત્તેજિત કરી તેને ટેવ પાડી એટલે પછી જરા પણ સાદું ભોજન રુચવાનું નહીં. અને એવું બનતું સરસ રાંધનારાંના ઘરના પુરુષો તો જમતા વખત લગભગ tyrant—જુલમગાર બની જાય છે. આજ આ તીખું ઓછું છે ને આ પાતળું છે, આ મોળું છે ને આ ખારું છે એમ બબડાટ કરનાર બની જાય છે. જેમ સારું ખાય તેમ રુચ વધારે તેજ બને છે. આમ જેવાની



પાર્વતીકુંવર સ્મારક પ્રદર્શન. વડોદરા રાજ્યના નમુના

મતલબ એવો નથી કે જેવુંતેવું જાડું પોતળું, રસહીન, સ્વાદહીન, ટાઢું, કાચું–પાકું જમાડવું. પણ સ્વાદની ઇન્દ્રિને સંયમમાં પણ રાખવાની જરૂર છે. સારો પૌષ્ટિક ખોરાક ખાવા ખવડાવવા તરફ પણ દુર્લક્ષ ન કરવું. દરેક ગૃહિણીને પોતાના કુટુંબીઓમાંથી કોને કયાં તત્ત્વોની જરૂર છે એનું જ્ઞાન હોવું જોઇએ તે માટે ખોરાકના પદાર્થમાં કયાં તત્ત્વો રહેલાં છે તેની ખાસ માહિતી જોઈએ અને તે પછી જેને જેવો ઘટે તેવો ખોરાક આપવાની કાળજી રાખવી જોઈએ. કારણકે તેમ ન થાય તો ખોરાક પોતાનું કાર્ય કરી શકતો નથી, અને પરિણામે રોગ અને કાંતો જોઈએ તે કરતાં વધારે કે કાંતો જોઈએ તે કરતાં ઓછો ખોરાક અપાય છે. રસોઇ તે રસાયન છે અને રસોઇના પદાર્થની રાસાયનિક પરીક્ષા પ્રત્યેક ગૃહિણીને હોવી આવશ્યક છે.

જેમ પ્રત્યેક ગૃહિણીને કુટુંબીઓ માટે વધારેમાં વધારે યોગ્ય ભોજન-વ્યવસ્થા કરવાની ફરજ છે તેમ તે ફરજમાં જે સરલતા થઇ શકતી હોય તો તેમાં સહાયતા કરવી એ કુટુંબીઓની ફરજ છે. સ્ત્રીએ જેટલું અને તેટલું કરી આપવું એં સ્વીકાર્યા પછી પુરુષોએ આના વગર ચાલે નહીં, પેલું તો કદી ન ખવાય, એવી ચટ બનતા સુધી ન રાખવી જોઇએ. એક સ્ત્રી માંદી–કંથાંણુ મંદવાડમાં–હતી. તેનો ધણી, બીજાના હાથનું ભાવે નહિ તેથી તેની પાસે પથારી આગળ રાંધવાની સામગ્રી અણાવી રંધાવી જમતો. એ ખરૂં બનેલું છે. ફરજની પણ કોઇ હદ હોય. 'કુકર' જેવી વ્યવસ્થાઓ ઘણા પુરુષો ના પસંદ કરતા હશે. રસોઇ કરીને જમાડે માટે તો પઇસા ખરચી પરણ્યા હોય તે આવું સહન શેના કરે.

ઉપર કહ્યું તેવું રાંધ્યા વગરનું ભોજન તો માણસની તંદુરસ્તી માટે પુરતું છે એ સિદ્ધ કરવાનું છે પણ જેટલી વખત જમવું જરૂરનું છે તેટલી વખત રાંધેલું ન જમાય તો તો ખુશીથી ચાલે. તેથી પણ વખત ને મહેનતનો બચાવ થાય જ. કદાચ પઇસાનો પણ થાય. પણ તો પછી પેલી રસીયણ છભનું શું થાય. અહીં સ્વીકારવું જોઇએ કે સ્ત્રીઓને પણ ખાવાનો શોખ ઓછો નથી હોતો તેથી તેઓ પણ તેવું સાદું માદું ભોજન કદાચ ન પસંદ કરે. ફરીથી ભાર દઇને કહેવાનું કે રસોઇ કરીને અગર કરાવીને કુટુંબીઓને જમાડવાં એ ભારે જવાબદારીભરેલી ફરજ ગૃહિણીની છે જ અને તેમાંથી છટકી જવાનો આ લેખનો હેતુ નથી. તંદુરસ્તી, વખત, પઇસા, અને નોકરોથી સ્વતંત્રતા એ સર્વ લાભ થતો હોય તો આ બાબત વિચારવા જેવી તો છે જ.

સૌ. વિદ્યા રમણભાઈ નીલકંઠ.

# એક ભિક્ષા.

એક ગામમાં અનીતિમાન જીવન ગાળનાર એક સ્ત્રી રહેતી હતી. ગામનાં વયોવૃદ્ધ સ્ત્રીપુરુષો તેને ધિક્કારતાં અને એમ માનતાં કે એના સમાગમથી ઉછરતા યુવાનો અને યુવતીઓ અવળે માર્ગે જાય છે, અને પોતાનાં જીવનનો દુરુપયોગ કરે છે.

એ ગામના બધા માણસોએ ભેગા થઇને નિશ્ચય કર્યો કે ગમે તે રીતે, પાપમય જીવન ગાળનાર પેલી સ્ત્રીને, ગામની બહાર કાઢી મુકવી. સૌથી પ્હેલાં તો એમણે એ સ્ત્રીને એ ગામ છોડીને બીજે સ્થળે જવાની વિનંતિ કરી. પણ તેમ કરતાં જ્યારે એણે ગણકાર્યું નહિ ત્યારે લોકોએ એને ધમકી આપી કે તું અહિંથી નહિ જાય તો અમે તને બલાત્કારે કાઢી મકીશું. પેલી સ્ત્રી જબરી હતી, અને જાણતી હતી કે એના પોતાના ઘરમાંથી કાઢી મકવાની કોઇની હિંમત ચાલવાની નથી. એટલે એણે લોકોની ધમકી ઉપર જરાએ ધ્યાન આપ્યું નહિ.

ગામના લોકો પેલી સ્ત્રીથી બહુ કટાળી ગયા હતા અને ગમે તે રીતે એનો અંત લાવવા ઇચ્છતા હતા. છેવટે એમણે એમ ધાર્યું કે એ સ્ત્રીનું ઘર રાત્રે બાળી નાંખવું એટલે એ પીડા પૂરી થાય.

નિરાધાર એકલી રહેતી સ્ત્રીનું ઘર બાળતાં ક્યા માણસનું હૃદય કંપ્યા વગર રહે ? લોકોએ ધાર્યું કે સંત કબીર જેવા પુરુષ ગામની પાસે જ રહે છે તો, આવું સખ્ખત પગલું લેતાં પ્હેલાં, એ બાબતમાં એમની સલાહ લેવી.

તેઓ કબીર પાસે ગયા અને સઘળી વાત તેમને જણાવી. કબીરે થોડો વિચાર કર્યા પછી કહ્યું કે આજ તમે બધા એમનેએમ પાછા જાવ. અને કાલનો દિવસ ખાલી જવાદો, પછી પરમ દિવસે તમને યોગ્ય લાગે તો એ દુષ્ટ સ્ત્રીનું ઘર બાળી નાંખજો.

બીજે દિવસે સ્હવાર પડી એટલે કબીરજી પોતાનું ભિક્ષાપાત્ર લઇને ભિક્ષા માંગવા નીકળ્યા. ઘણા દિવસથી કબીરે ભિક્ષા માંગવા જવાનું છોડી દીધું હતું, એટલે એના શિષ્યોને ગુરુદેવનું આ વર્તન જોઇને નવાઇ લાગી મુગાં મુગાં એમણે સૌએ પણ પોતાનાં ભિક્ષાપાત્ર લીધાં અને ગુરુદેવની પાછળ ચાલવા માંડયું. કબીરે તેમને સૌને પાછા મોકલ્યા.

કબીરજીએ શેરીએ શેરીએ ફરવા માંડયું. ફરતે ફરતે છેવટે પેલી સ્ત્રીના ઘર આગળ તે આવીને ઉભા રહ્યા. સંત કબીરને આજે પોતાને આંગણે ઉભેલા જોઇ એ બાઇના આશ્ચર્યનો પાર ના રહ્યો. એકદમ થોડો લોટ લઇને તે એટલે આવી અને કહ્યું "લો મહારાજ." કબીરે ભિક્ષાપાત્ર ઉંધું કરી દીધું અને કહ્યું કે "એ નહિ જોઇએ." પેલી સ્ત્રી અંદર જઇને થોડા પૈસા લઇ આવી અને કહ્યું કે "આ પૈસા તો સ્વીકારો." કબીરે હસતે મ્હોંએ જવાબ દીધો-"બ્હેન મારે એની જરૂર નથી. લાંબા સમયથી મને એનો મોહ ઉતરી ગયો છે." પેલી સ્ત્રી ગુંચવાઇ. પછી અંદર જઇ પોતાનાં કિંમતી કપડાં લઇ આવી અને સંતની આગળ ધર્યાં. ગંભીર વદને કબીરે કહ્યું-"હું તારાં કપડાંને શું કરૂં ?" એની મુંઝવણનો પાર ના રહ્યો. એણે ગળામાંથી મોતીની માળા ઉતારી, હાથમાંથી હીરાનાં કંકણ કાઢયાં, આંગળીઓ ઉપરથી ઝગઝગતી વીંટીઓ ઉતારી અને પગનાં ઝાંઝર છોડયાં અને બધું સાધુની આગળ ધર્યું અને બોલી "કબીરજી હવે તો પ્રસન્ન થાવ!" કબીરે હસતાં હસતાં કહ્યું કે "ભલભલા કુબેરનું બધું દ્રવ્ય મારી આગળ તું ઠાલવે તો એ મારે એ શા ખપનું ? હું ધનનો ભુખ્યો નથી." ગળગળે કંઠે તે બોલી "મહારાજ કૃપા કરીને કહો કે આપ શું લેવા આવ્યા છો, કસોટીની હવે તો હદ થઇ."

કબીરે ધીમેથી કહ્યું, "આ સર્વ ધન પાછું લઇ લે. મારે તો માત્ર એક જ વસ્તુ જોઈએ છીએ અને તે તારા જીવનનું કલંક. માત્ર તારા એ દૂષણની જ હું યાચના કરવા આવ્યો છું. એટલું તું આપી દઇશ તો હું મારૂં અહોભાગ્ય માનીશ. અને મારૂં જીવન સાર્થક થયું એમ મને લાગશે.

આંખમાં આંસુ સાથે તે બોલી, "કબીરજી! મારાથી સ્હમજાતું નથી કે હું મારૂં એ કલંક તમને શી રીતે આપું?" કબીરે શાંત ચિત્તથી જવાબ દીધો; "બ્હેન તું ગભરાઇશ- નહિ. જેમ સાપ પોતાની કાંચળી શરીર પરથી ઉતારી નાંખે છે તેમ તારૂં કલંક તારા જીવન પરથી ઉતારી મને આપી દે"

તે ઓટલાનાં પગથીયાં નીચે આવી અને, "લ્યો મહારાજ," એમ રડતે રડતે બોલતાં કબીરને ચરણે પડી અને કબીરનાં ચરણ પોતાનાં આંસુથી ધોયાં.

અનેક ભક્તોએ નિર્મલ જલથી કબીરનાં ચરણકમલ ધોયાં હતાં પણ આજે એક પતિત સ્ત્રીના ખરા પશ્ચાત્તાપનાં આંસુથી એના પગને

જેવું સુખ વર્ણ્યું તેવું કદીએ પ્હેલાં એણે અનુભવ્યું ન હતું.

કબીરે પેલી સ્ત્રીનો હાથ લઇને એને ઉભી કરી અને કહ્યું-"ભગવતિ હવે બસ કરો, બહુ થયું." તેણે ઉત્તર દીધો-"કબીરજી આજે પતિતને તમે પાવન કરો છે હવે એને તમારી સાથે લઇ જાવ"

કબીરની સાથે પેલી સ્ત્રી ગઇ. એ એની શિષ્યા બની અને બહુ ભાવથી એની સેવા કરવા મંડી. હવે તે અચળ શ્રદ્ધાથી ઇશ્વરની ભક્તિ કરતી અને ઘણું પવિત્ર અને ધાર્મિક જીવન ગાળતી.

કબીરની એક દૃઢ ભક્ત તરીકે જગતમાં પોતાને જાણીતી કરી એ મૃત્યુના દ્વારમાંથી અજ્ઞાત પ્રદેશમાં ચાલી ગઇ. × /

સૌદામિની નીલકંઠ

---

# સ્ત્રી કેળવણીના આંકડા.

---

મુંબાઇ ઇલાકાના કેળવણી ખાતાના નિવેદન (૧૯૨૦-૨૧) માં કન્યા તથા સ્ત્રીકેળવણીનું પ્રકરણ છે તેમાં કેટલીક જાણવા જેવી હકીકત છે, તે નીચે બતાવી છે.

કન્યાકેળવણીનુ પ્રમાણ.

આખા ઇલાકાની સ્ત્રી જાતિની સંખ્યામાંથી ૨.૧ ટકા જેટલી કન્યાઓ કેળવણી લે છે. યૂરોપના ઘણાખરા દેશોમાં આશરે ૧૫ ટકા કેળવણી લે છે, એટલે આપણે કેટલા પછાત છીએ તેનું પ્રમાણ જણાઇ આવશે; પણ આપણા ઇલાકાના જુદા જુદા ભાગમાં જે પ્રમાણ છે તેમાં ગુજરાતને શરમાવા જેવું નથી.

| | |
|---|---|
| મુંબઇ વિભાગ. | ૧.૯ ટકા |
| ઉત્તર ,, | ૩.૪ ,, |
| મધ્ય ,, | ૧.૫ ,, |
| દક્ષિણ ,, | ૧.૮ ,, |
| સિંધ ,, | ૧.૯ ,, |

---

× એક સાંભળેલી વાર્તા ઉપરથી.

## ઉચ્ચ પ્રાથમિક વર્ગો.

પ્રાથમિક કેળવણી વિષે ખાસ અગત્યની બાબત એવી છે કે ઘણી જ થોડી સંખ્યા ઉંચાં ધોરણોમાં અભ્યાસ કરે છે. હાલમાં ૧૬૭૪૫૯ કન્યાઓ પ્રાથમિક શાળાઓમાં અભ્યાસ કરે છે તેમાંથી માત્ર ૩ ટકા જેટલી ઉંચાં ધોરણો એટલે પાંચમાથી સાતમા ધોરણોમાં શીખે છે. જ્યાં સુધી દરેક કન્યા ઉચ્ચ પ્રાથમિકમાં આવે નહીં ત્યાં સુધી કેળવણીની અસર થઈ શકે નહીં. આપણી છોકરીઓ બાર વર્ષની થઈને નિશાળો છોડી દે છે અને બાર વર્ષ સુધીમાં જે અભ્યાસ થાય છે તે સારા શિક્ષકોના અભાવે એટલો નકામો હોય છે કે સરકાર–પ્રજાના પૈસા વ્યર્થ ખર્ચાય છે.

મોટી ઉમરની સ્ત્રીઓની કેળવણીના નિવેદનના પેરા ૮૯ માં જોઇ શકાશે કે જે સંસ્થાઓના નામ આપ્યાં છે તેમાં ગુજરાતની એક પણ સંસ્થા નથી. સરકાર પૈસા ખર્ચે છે તેનો ઉપયોગ કરી લેવો એ હુન્નર ગુજરાતીઓને આવડતો નથી. ગુજરાતના દરેકે દરેક ગામમાં આવા વર્ગો કાઢી શકાય અને સરકાર તરફથી મદદ મેળવી લેવાય. એવા વર્ગોમાં નીચે બતાવેલા વિષયોનું જ્ઞાન આપવાની યોજના થઈ શકે છે. શિવણ, ભરત કામ, અકસ્માત વખતે ઇલાજ, આરોગ્ય જ્ઞાન, ગૃહવ્યવસ્થા, રાંધવાનું, અંગ્રેજી ભાષા, સ્વભાષા, સંગીત, નર્સીંગ, વિગેરે.

આ ખાતાનાં વધારાના નિવેદનના ૫૫ માં પાના ઉપર સ્ત્રીઓ માટે ઔદ્યોગિક શાળાઓની હકીકત આપી છે. તેમાં ૧૪ સંસ્થાઓને વાર્ષિક રૂ. ૧૮૧૧૫ની મદદ કેળવણીખાતા તરફથી મળે છે. માત્ર એક જ સંસ્થા ગુજરાતની છે અને તે મીશનરી ચલાવે છે.

આ હકીકત ઉપરથી અનુમાન એવું કરી શકાય કે સરકારની મદદથી આવી સંસ્થાઓ કાઢી શકાય છે એવી માહિતી જ આપણા લોકોને નથી. કેટલીક સંસ્થાઓ ચાલે છે તે પણ મદદ લેતી નથી. જો કે ખાતા તરફથી કાંઈપણ કનડગત થતી નથી. પરણેલી છોકરીઓ તથા મોટી ઉમરની સ્ત્રીઓ માટે ઘરઉપયોગી વિષયોના જ્ઞાનના પ્રચાર માટે દરેકે દરેક ગામ–વલસાડ સુરત, બારડોલી, ભરૂચ, અંકલેશ્વર, જંબુસર, નડીઆદ, ખેડા, વિરમગામ શા માટે આવા વર્ગો ન કાઢે ?

સુ.

# ધી ન્યુ પ્રિન્ટીંગ વર્ક્સ

૧૧૫ રીચીરોડ,

અમદાવાદ.

અમારે ત્યાં દરેક જાતનું છાપ-
વાનું જૉબ કામ સુંદર રંગબેરંગી
ઉંચા પ્રકારની શાહીથી રાકમ-
સર કરી આપવામાં આવે છે.
માસીકો તેમજ ચોપડીઓ છપા-
વનાર માટે સગવડતા સારી છે.

सन्तुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।

यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥

# આપણો સમાજ.

હું નથી ધારતો કે મારા દેશબંધુઓ જેઓ સમાજની અંદર રહેલા છે તેઓને ચારે બાજુએથી વધારે પ્રાણશક્તિના પ્રબળ વેગનો અનુભવ થતો હોય! આપણા સામાજિક જીવનમાં ઉંચા ઓવારાંઓ આવી રહેલા છે; તે ઓવારાઓને સુંદર પગથીઆંની નીસરણી પણ છે. તેનાં ભૂરાં-કાળાં-પાણીપર પુરાણાં વૃક્ષોની છાયા પડે છે. તે વૃક્ષોની છાયાંમાંથી કોયલ પોતાના મધુર ટહુકા કરી રહેલી છે! પણ એ બધું છતાંએ આપણો સમાજ બંધીઆર પાણીની જગો જેવો છે. તેમાં પ્રવાહનું વહેણ ક્યાં છે?. તેમાં મોજાંઓ ક્યાં થાય છે? સમુદ્રમાંથી ભરતી તેમાં ક્યારે આવે છે?

—(રવીન્દ્રનાથ ટાગોરનાં સંસ્મરણો.)



# નિવેદન.

મહિલામિત્રનું ત્રીજું પુસ્તક વાંચક વર્ગ સમક્ષ રજુ કરતાં અમને આનંદ થાય છે. આ વાર્ષિક સ્ત્રી જાતિની ઉપયોગી સેવા બજાવે એ હેતુથી પ્રતિવર્ષ પ્રકટ થાય છે. આ અંકને પ્રકટ થતાં ઘણો વિલંબ થયો છે અને તે કારણથી અમારાં માનવંતા લેખકોને પોતાનાં લખાણ બહાર પડેલાં જોવા માટે ઘણી રાહ જોવી પડી છે તેમની ક્ષમા માગીએ છીએ. આ અંક મોડો પ્રકટ કરી શકયાં છીએ તેનાં કેટલાંક અનિવાર્ય કારણો હતાં તે સર્વે ન દર્શાવતાં તે ખાતે વાંચક વર્ગને તે દરગુજર કરવા વિનંતી કરીએ છીએ.

આ અંકમાં વિવિધ પ્રકારનાં લેખો મૂકવા પ્રયત્ન કર્યો છે. તેમ જ મહિલામિત્રના ઉત્કર્ષમાં રસ લેતા ઉત્સાહી બંધુઓ સાથે મળી આ પત્ર વધારે ઉપયોગી કરવા માટે તેમની સલાહ અને સૂચનાઓ માગી હતી. તેને પરિણામે આ અંકમાં માહિતી વિભાગ મૂકવામાં આવ્યો છે, જે ગુજરાતી સાહિત્યના સ્ત્રીવિભાગમાં નવીન દિશામાં પ્રયાસ છે અને તે આવકાર લાયક લેખાશે એવી ઉમેદ છે. એ માહિતી વિભાગમાં આપેલી બાબતોનો આ પ્રથમ પ્રયત્ન હોઇ તે ઘણે અંશે અપૂર્ણ હોવા સંભવ છે. વાંચનારાં તરફથી તેની અંદર પુષ્કળ સૂચનાઓ અને ઉમેરો આવે એમ અમે ઇચ્છીએ છીએ. એ વિભાગને જેમ બને તેમ ખીલવવા માટે તથા અન્ય લેખો માટે ગુજરાતી સાહિત્યરસિકો તેમ જ સ્ત્રી વર્ગના હિતેચ્છુઓને અમારું સાદર આમંત્રણ છે.

હાલ સ્ત્રીઓ માટેના સાહિત્યમાં દિનપર દિન ઉમેરો થતો જાય છે. એ સર્વેના દૃષ્ટિ બિન્દુ જુદાં જુદાં હોઇ સર્વેને આપણાં સાહિત્યમાં સ્થાન છે. સ્ત્રી વર્ગની સેવા સાહિત્યદ્વારા અનેકવિધ થઈ શકે તેમ છે. તેઓની રાજકીય, સામાજિક, ધાર્મિક, નૈતિક, માનસિક, શારીરિક વગેરે ઉન્નતિ

કરવાના મહાન સાધનરૂપ તેમને માટે રચાતું સાહિત્ય થાય એ નિઃસંશય છે. શહેરમાં વસનારી સ્ત્રીઓ ગયાં વીસ વર્ષ કરતાં ઘણી બાબતોમાં આગળ વધી છે. પરન્તુ હજી તેમનામાં જોઇએ તેટલી પ્રગતિ નથી, તેમ ગામડામાં વસનારી સ્ત્રીઓ કેવળ પછાત છે. તેમના ઉદ્ધાર અર્થે તો હજી ઘણું કામ કરવાનું છે. તેમને માટે શિક્ષણનાં દ્વાર ઉઘડે, તેમનું શિક્ષણ વિસ્તાર પામતું જાય ત્યારે જ સાહિત્ય મારફતે તેમની ઉન્નતિ સાધી શકાય. હજી આપણા દેશમાં નિરક્ષર સ્ત્રીઓની સંખ્યા અતિશય મોટી છે માટે જેઓને કાંઇક સેવા કરવાની ઇચ્છા હોય તેઓ પોતાના ગામ કે લત્તામાં પોતાની નિરક્ષર બહેનોને વાંચવા લખવાનું શિક્ષણ આપવા માટે યોજના કરે કરાવે એ સ્ત્રી વર્ગની ઉન્નતિના પ્રથમ પગથીઆરૂપ છે. નિશાળો કાઢવી, તેમને વ્યવસ્થિત રીતે ચલાવવી એ મોટા ખરચ અને ભારે જવાબદારીનું કામ છે. પરન્તુ ઘરમાં નાના વર્ગો ચલાવવા, અક્ષરજ્ઞાન આપવું, ચાલુ બનાવોની માહિતી આપવી એ દરેક સુશિક્ષિત બહેન ગમે એવા નાના ગામડામાં વસતી હોય તે કરી શકે તેમ છે. તેથી સર્વ બહેનો પોતાના જ્ઞાનનો લાભ બીજાને આપવા તત્પર થાય એવું અમે તેમને સૂચન કરીએ છીએ. જ્યાં સુધી નિરક્ષરતા દૂર નહીં થાય ત્યાં સુધી દેશની ઉન્નતિની આશા મિથ્યા છે. શિક્ષણ અથવા કેળવણી એ લગભગ તમામ અનિષ્ટોનો નિવારક ઉપાય છે એમ સર્વાનુમતે સિદ્ધ થયું છે.

આ અંકના સર્વ લેખકોનો સામટો ઉપકાર માનીએ છીએ. તે ઉપરાંત લેખો મોકલી આપવા માટે પ્રો. બળવંતરાય ઠાકોરનો આ સ્થળે ઉપકાર માનવો ઘટે છે. તેમણે અમારા આ કાર્ય પ્રત્યે ઘણી સહાનુભૂતિ દર્શાવી છે તે માટે ખાસ આભારી છીએ. તેમના સરખા સાહિત્યમાં અગ્રસ્થાન પામેલા સદ્‌ગૃહસ્થ અમારા કાર્યની કદર કરે એ અમને ઉત્સાહ પ્રેરનારૂં છે કારણ કે સાહિત્યની દૃષ્ટિએ ઉચ્ચ સ્થાને સ્થપાય એવું અમારા પત્રમાં ઘણું પ્રાપ્ત થઇ શકતું નથી. ઉપયોગ અને વ્યવહારિક દૃષ્ટિએ અમારો સંભાર એકત્ર થઇ શકે છે. તેથી સાહિત્યપ્રેમીઓ આ કાર્યને સહાયતા કરે એ અમે અમારૂં ભાગ્ય સમજીએ છીએ.

મહિલામિત્ર માટે ચિત્રોની માગણી કરી હતી. અમદાવાદની લાલશંકર મહિલાપાઠશાળામાં ચિત્રકલાનો વિષય ઐચ્છિક વિષય તરીકે શીખવાય છે. તેમાં વિદ્યાર્થી બહેન કાન્તા દ્વારકાદાસ ઠાકોરનું સૃષ્ટિસૌન્દ-

પદ્યનું દશ્ય અમને મળ્યું છે જે એક સ્ત્રીની કૃતિ તરીકે અત્રે પ્રકટ કરતાં અમને આનંદ થાય છે.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી આ પત્ર નીકળે છે. તે દ્વારા ગુજરાતી સ્ત્રીઓ માટે યત્કિંચિત અમને કાંઇ કરવાની આ તક મળે છે તે માટે તે સંસ્થાનાં ઋણી છીએ. પ્રતિવર્ષ આ શુભ કાર્યની પ્રગતિ થાય અને લેખક તથા વાંચક વર્ગની સહાનુભૂતિથી આ વાર્ષિક એક આદર્શભૂત પત્રની કોટિએ પહોંચે એ અભિલાષા છે.

અમદાવાદ.
એપ્રીલ ૧૯૨૫.

સૌ. વિદ્યા રમણભાઇ નીલકંઠ.
સૌ. શારદા મહેતા.

સંપાદકો.

# મહિલા મિત્ર (વાર્ષિક)

૧૯૨૫.

## અનુક્રમણિકા.

## માહિતી વિભાગ.








# સ્ત્રી-ધર્મ.

---

ભવિષ્યમાં જે મહાન યુદ્ધ થવાનું છે તેનો પહેલો મોરચો આજે સર કરી લેવો છે એ વાત સ્ત્રીઓએ પણ સમજી લેવી જોઇએ. સંસારમાં એટલી બધી નીચતા છે કે કોઇ કોઇ વખત મનુષ્યને એવો સિદ્ધાંત પકડવો પડે છે કે જે ઉચ્ચ હોતો નથી અને તેને પોતાની મનુષ્યતાનો પરિચય આપવાને લડવું પડે છે. એવા વખતે સ્ત્રીઓએ એમાં સામેલ થવું જોઇએ, નહીં તો તેઓ તેને નીચે પાડી નાખશે. એ વાત સમજ્યા પછી સ્ત્રીઓનું કર્તવ્ય મહત્ત્વ પૂર્ણ બની જાય છે. અને તે તેઓની સામે, આવીને ઉભું રહે છે. મનુષ્ય બહુધા સન્માર્ગના સંકીર્ણ કિનારાપર આવીને વિચલિત થઇ જાય છે, તે વખતે સ્ત્રી જ તેને નિશ્ચય પર લાવે છે. જો પતિ તરફ તેનું શુદ્ધચરિત્ર હશે તો તે તેને પોતાના ગુણોથી અલંકૃત કરશે, અને જો નીચ હશે તો પતિને નીચે પાડી નાખશે.જ્યારે બન્નેના આત્માઓ એક જેવા જ થઇ જાય છે અને બન્ને ઉચ્ચ પ્રકૃતિનાં હોય છે ત્યારે સંસારમાં તેઓનું એવું તેજ છવાઇ જાય છે કે આપણને પરમાત્માના અસ્તિત્વ ઉપર પૂરેપૂરો વિશ્વાસ બેસી જાય છે. એનાથી આપણને એવો પણ—જે આજ સુધી ન થયો હોય

*પોતાના દેશ આયર્લૅંડને સ્વતંત્ર બનાવતાં બ્રિટિશ સરકારનાં કારાગૃહમાં ચુમ્મોતેર દિવસ સુધી અન્નજળનો ત્યાગ કરી પ્રાણત્યાગ કરનાર પ્રસિદ્ધ આત્મત્યાગી વીર ટેરેન્સ મેક્સ્વિનીએ લખેલા "Principles of freedom." નામના પુસ્તકના એક પ્રકરણનું ભાષાંતર.

તો-વિશ્વાસ બેસી જાય છે કે તેઓનું આશ્ચર્યમય જીવન અનાદિ કાળથી અનંતકાળ સુધી મંગળમય અને સુન્દર છે; એનાથી આપણને માલુમ પડે છે કે પતિ અને પત્નીના આશ્ચર્યપૂર્ણ સંબંધની ઉત્પત્તિ અને ભવિષ્ય એ શું છે? એકનું રહેવું બીજાને માટે અત્યન્ત આવશ્યક છે. જો એક બીજાથી જુદું રહે છે, અથવા જો તેઓ સંપસંપીને રહેતાં નથી તો જીવનની રમણીકતાનો અને તેની જ્યોતિની પૂર્ણતાનો અનુભવ એમાંથી એક પણ કરી શકતું નથી. દરેક પુરુષ અને સ્ત્રીએ એ બાબત સારી રીતે સમજી લેવી જોઇએ, અને તેમણે એ પણ જાણી લેવું જોઇએ કે કોણ જાણે કયે વખતે, સત્યના બળપર નહીં પણ પોતાના કર્મચારિયોના બળ પર શાસન કરનારો કોઇ ન્હાનો મોટો અધિકારી આપણામાંથી કોઇને પણ દબાવી દેશે. આપણા ઉપર એવા જ શાસકોનું રાજ્ય છે. આપણા કેટલાયે ભાઇઓ ભોગવિલાસમાં દિવસો વ્યતીત કરે છે અને શાસકોની હામાં હા મેળવી દે છે. માણસો મનુષ્ય બનીને તંગ હાલતમાં રહી શકતા નથી તે તો બેકાર રહીને મઝા ઉડાવવા માગે છે. એવા માણસોને માટે બરનાર્ડ શૉએ યોગ્ય જ કહ્યું છે કે:—"તેઓના આત્મા ગુલામ છે." જો આપણે વીરતાપૂર્ણ ભવિષ્યને માટે તૈયારી કરવી હોય તો આપણે એવી ખુશામદઓની સાથે લડવું પડશે. જો આપણે આપણા રાષ્ટ્રની ગુલામીને નસાડવા માગતા હોઇએ તો પ્રથમ પ્રત્યેક વ્યક્તિની ખુશામદની આદતને છોડાવવી પડશે. ભાવિ યુદ્ધને માટે એ જ આપણું શિક્ષણક્ષેત્ર છે. આપણી લલનાઓએ પણ એ વાત હૃદયમાં ઠસાવવી જોઇએ. અને એવી મહિલાઓએ તો અવશ્ય એ વાત હૃદયંગમ કરી લેવી જોઇએ કે જેઓ આનંદપૂર્ણ ઘૃણિત જીવનના કરતાં આત્મસન્માનની સાથે ભુખે મરવાનું પસન્દ કરે છે. એટલા માટે સર્વ કાર્યકર્તાઓને રાષ્ટ્રીય ભાવોથી પૂર્ણ સમજીને અમે કહીએ છીએ કેઃ— "જો તમારા હાથમાં સ્ત્રી-કેળવણીનું કાર્ય હોય તો તેઓને જણાવો કે ગુલામીના ભાવથી ભરેલા આત્માવાળા મનુષ્યનો તેઓ તિરસ્કાર કરે, અને તેઓની એવાં હૃદયથી હાર્દિક ઘૃણા કરે કે જે એવા આત્માઓનું મૃત્યુજ છે."

(૨)

હું આપણી વીર સ્ત્રીઓને માટે કાંઇક લખવા ઇચ્છું છું. જ્યારે આપણે કોઇ મહાન્ કાર્યને માટે આપણને અથવા બીજાને ઉત્સાહિત કરવા માગીએ છીએ ત્યારે એવી વીરાંગનાઓનું અને એવા વીર પુરુષોનું

આપણે ,ઉદાહરણ આપીએ છીએ કે જેઓએ મુશ્કેલીઓ વેઠી છે, જેઓ શરાતનથી યુદ્ધમાં પડયાં છે અને જેઓ સામી છાતીએ લડાઈનાં મેદાનમાં ખપી ગયાં છે. એવાં મનુષ્યો જ આપણે માટે જીવનને ધન્ય કરનારી મિલ્કત મૂકી ગયાં છે. એ આપણે માટે ઓછી ,શરમની વાત નથી કે, આપણે આપણા વીર પુરુષોનો ઇતિહાસ ઓછો જાણીએ છીએ. એનાથી પણ અધિક શરમની વાત તો એ છે કે, આપણે આપણી વીરાંગનાઓને માટે કાંઈ પણ જાણતા નથી. અને જો કદી આપણે કોઇનું મહિમા–કીર્તન કરીએ છીએ તો તેનાથી આપણો બરાબર ઘાટ બેસતો નથી. xxx આપણાં જીવનપર કવિતાએ પ્રભાવ નાખી મૂકયો છે. દેશભક્તિના હિતમાં એ પ્રભાવ ઠીક નથી. આપણે કોઇના સર્વનાશની કથા સાંભળીએ છીએ ત્યારે દયાથી પીગળી જઈએ છીએ, અને આપણે પોતાને માટે અને સર્વને માટે આપણામાં સહાનુભૂતિ ઉછળી આવે છે. ભાવની લહરોમાં વહીને આપણે આપણી નસોને ઢીલી કરી નાખીએ છીએ. એ કરુણા આપણને દુર્બળ કરી નાખનારી છે. એનાથી માલુમ પડે છે કે લોહીની અન્દર ઉછળતો ગરમાટ નથી, આપણાં જીવનપર આપણો અધિકાર નથી, અને આપણામાં એવો દૃઢ નિશ્ચય નથી કે, ધ્વજને પકડીને એક સ્થાનમાં મચ્યા રહીએ અને યુદ્ધને સમાપ્ત કરીએ. હવે એવો સમય આવ્યો છે કે જે પેઢીએ સમસ્ત કયુરાનની કીર્તિનાં ગીતો સર્વત્ર સાંભળ્યાં હતાં, તે આજે તેનાથી પણ અધિક વીર તથા સુન્દર આદર્શવાળી ટોનની ધર્મપત્નીનાં ગુણગાન કરે છે.

(૩)

જ્યારે આપણે સ્ત્રીઓના વિશેષતા–પ્રદર્શક ગુણો પર વિચાર કરીએ છીએ ત્યારે સૌજન્ય, કોમળતા, સહાનુભૂતિ તથા કરુણાના ભાવો ધ્યાનમાં આવે છે. અને જ્યારે કોઈ સ્ત્રીમાં એ ગુણ પોતાનો, ગાઢ રંગ બેસાડે છે એને તેની સાથે સહનશીલતા, સાહસ, અને વીરતાના મનુષ્યોચિત ગુણો હોય છે, ત્યારે તે સ્ત્રીને વીરાંગના સમજવામાં આવે છે. આયરિશ નેતા ટોનની પત્ની એવી જ હતી. અમે તેની પ્રશંસા નિર્ભય થઈને કરી શકીએ છીએ. તેની દરેક પ્રકારની પરીક્ષા થઈ ચૂકી હતી અને તેમાં તે તદ્દન સત્યવાદી જ નીવડી હતી. પોતાના પતિની ભક્તિ કરીને અને તેને સ્વદેશનાં કાર્યમાં ઉત્સાહ આપીને તેણે જે કામ કર્યું છે તેની મહાન્ પ્રશંસા થવી જોઇએ. જો કે તેનો પતિ માર્યો ગયો હતો, અને તેને પતિના પ્રેમ અને

તેના ઉત્સાહપૂર્ણ જીવનથી વંચિત રાખવામાં આવી હતી, તોપણ તેની સત્યતાએ લોકોને આશ્ચર્યમાં નાંખી દીધા હતા.

એવો પ્રશ્ન ઉભો થઈ શકે છે કે "ટોનની જીવિત અવસ્થામાં તેની પત્નીનો તેના પ્રત્યે પ્રગાઢ પ્રેમ હતો અને તેને લીધેજ તે પતિવ્રતા રહી હતી." પણ નહીં; તેના પ્રારંભિક જીવનમાં દયાભાવ મુખ્ય હતો; પણ પછી જ્યારે તેના ઉપર દુઃખ પડયું ત્યારે તેણે એવા ધૈર્યનો પરિચય કરાવ્યો કે જેનાથી તેની ખરેખરી મહત્તા ચમકવા લાગી. જે પ્રેમથી તેઓ બન્ને-પતિપત્ની-બન્ધાયાં હતાં તે સાધારણ નહોતો. એ બંન્નેનાં જીવનચરિત્રો વાંચવાથી તે સ્પષ્ટ અને સુન્દર રીતે માલુમ પડે છે. ટોન ધીર, સંગઠન કર્તા, જબરજસ્ત લડવૈયો, દૂરદર્શી, વિચાર કરનારો, અદમ્ય, ઉત્સાહી અને જન્મથી જ નેતા હતો. પ્રેમમાં મગ્ન થયેલાં બાળકોની માફક તે પ્રેમભર્યા હૃદયથી પોતાની પત્નીને લખે છે કેઃ—"મને સદા તમારૂં અને બાલકોનું જ ધ્યાન રહે છે." એ પત્રનું છેવટ એવું છે કેઃ— "મારા તરફથી વારંવાર બાલકોને ચુમ્બન કરજો. હે જીવનધન અને પ્રાણપ્રિયે! ભગવાન તમોને સદા સુખી રાખો." એ આશ્ચર્યની વાત નથી કે, જ્યારે પોતાના કાર્યના આરંભમાં ટોન પ્રચારકાર્યને માટે અમેરિકાથી ફ્રાન્સ જવાની તૈયારી કરી રહ્યો હતો, તે વખતે પણ તેને પોતાનાં અસહાય બાલબચ્ચાંની યાદ આવવાથી કષ્ટ થઇ રહ્યું હતું. તેને એવો ખ્યાલ આવતો હતો કે "આ સંકટમાં મારી સ્ત્રી શું કરશે? તે રડતાં રડતાં મને બાલ બચ્ચાંની હકીકત સંભળાવશે? મારી પ્રતિજ્ઞાની વાત કરશે? મને પ્રેમની યાદ દેવડાવી ગદ્‌ગદ્ કંઠથી એમ કહેશે કે "દેશનું કામ મૂકી દ્યો." સાંભળો. એવા સંકટના સમયમાં પોતાની સ્ત્રીની ધીરતા માટે ટોન શું લખે છે? તે લખે છે કેઃ—"મારી પ્રતિષ્ઠા અને હિતને માટે મારી સ્ત્રીનાં સાહસ અને ઉત્સાહ લેશ માત્ર પણ ઘટયાં નહોતાં તેણે મને કહ્યું કે;—"તમે તમારી પ્રતિજ્ઞા પર મંડયા રહો અને દેશ પ્રત્યેનો તમારો ધર્મ બજાવો. તમારી ગેરહાજરીમાં ઘરનું સર્વ કામકાજ હું સંભાળીશ. દેશનાં કામ વખતે બાલબચ્ચાંની તથા મારી કિંચિત્ પણ ચિન્તા ના કરો. જે પરમાત્માએ વખત કવખતે આશ્ચર્યજનક રીતે અમારૂં રક્ષણ કર્યું છે તે અમને આ દુઃખમાં ભુલી જશે નહીં." સાચી સ્ત્રીની આ અચુક વાણી છે. જે વખતે તે ટોનને વિદાય કરે છે તે વખતે તેનું શરીર કમ્પે છે પરંતુ આંખોમાંથી એવી જ્યોતિ નીકળે છે કે જેનાથી મનુષ્ય પણ લજ્જિત થઇ જાય. એ જ્યોતિને તેના અદ્વિતીય પતિ ટોન

સિવાય અન્ય કોઈ પણ જોઇ શક્યું નહોતું. એ સ્ત્રીની અટલ ધીરતાની અગ્નિ-પરીક્ષા એવા ભીષણ ભવિષ્યમાં લેવામાં આવી હતી કે જ્યારે દેશનું કામ નષ્ટ ભ્રષ્ટ થઈ ગયું હતું અને ડેનને પોતાનો પ્રાણ અર્પણ કરીને તેનું પ્રાયશ્ચિત્ત કરવું પડયું હતું. જ્યારે ડેનનો અન્તિમ સમય આવ્યો અને તેના ભાગ્યનો નિર્ણય થઇ ગયો ત્યારે તેણે પોતાની સ્ત્રીને પત્ર લખ્યો હતો. ડેનની વીરતાનું એનાથી ઓજસ્વી પ્રમાણપત્ર અન્ય કોઇ પણ હોઇ શકે નહીં. ડેને લખ્યું કેઃ—"હે પ્રાણપ્યારી! હવે વિદાય આપો. આ પત્ર સમ્પૂર્ણ કરવો એ મારે માટે અસંભવિત થઈ ગયું છે. મેરીને મારાવતી પ્રેમ કરજો અને સર્વથી અધિક એ વાત યાદ રાખજો કે બાલબચ્ચાંનાં માતા અને પિતા તમે જ છો. મારા તરફના તમારા પ્રેમનું પાકું પ્રમાણ તમે એ બાલબચ્ચાનાં શિક્ષણને માટે તમારૂં પોતાનું રક્ષણ કરીને જ આપી શકો છો. શક્તિમાન પ્રભુ તમો સર્વનું ભલું કરો!" કેવો સુન્દર પત્ર છે. જે વાત એમાં લખવામાં આવી છે તેનાથી વધુ બળ એ વાત પર છે કે જે કહેવામાં આવી નથી. સ્ત્રીને માટે રડવું નહી અને પોતાનું દુઃખ ગણવું નહીં. એ પત્રમાં જ એક સ્થળે ડેને લખ્યું છે કેઃ—"તમારે અને બાલકોને માટે હૃદયમાં જે ભાવો ઉત્પન્ન થઇ રહ્યા છે તેને શબ્દો પ્રકટ કરી શકતા નથી. એટલા માટે હું એવો પ્રયત્ન કરીશ નહીં. કોઇ પણ પ્રકારનાં દુઃખો માટે રડવું એ મારી અને તમારી વીરતાને બટ્ટો લગાડે છે." એટલા માટે જ ડેનની પત્ની પોતાનાં કષ્ટમય જીવનમાં દારુણ પરીક્ષાની સામે શાન્ત ચિત્તથી થઇ હતી. ડેનનો પોતાની પત્ની તરફનો પૂર્ણ વિશ્વાસ બતાવે છે કે તે વીરાંગના પતિની આજ્ઞાઓનું કેવા પ્રકારે પૂરેપૂરૂં પાલન કરતી હતી. ડેનનાં મરણ પછીનું તેની પત્નીનું જીવન દરેક જગ્યાએ સાક્ષી આપે છે કે તેણીએ પતિની આબરૂ જરા પણ ખંડિત થવા દીધી નહોતી. ડેનનો પુત્ર જે પિતાના મરણ સમયે માત્ર બાલક હતો તેણે પોતાની જુવાનીમાં પોતાની સ્મૃતિઓ લખી છે તેમાં એક સ્થળે તે પોતાની માતાની સીધી અને સાદી પ્રશંસા કરે છે. જુઓ, એમાં કેવું ઓજસ્ ભરેલું છે! તે લખે છે કેઃ—"મારી બચેલી માએ મારૂં પાલણ પોષણ મારા પિતાના સર્વ ભાવો અને સિદ્ધાંતોને અનુસાર જ કર્યું છે." માતાની પ્રશંસાને માટે એટલા શબ્દો પૂરતા છે. આગળ સાંભળો. "શ્રીમતી ડેન સંતાનની સેવામાં પોતાને પણ ભૂલી ગઇ હતી અને ગર્વ સાથે તેણે પોતાની તથા પોતાની સંતતિની સ્વતંત્રતાનું પૂરેપૂરૂં ધ્યાન રાખ્યું હતું. ફ્રાન્સના

એક સેનાપતિની સ્ત્રી હતી, તેની સહાયતાનો સ્વીકાર કર્યો નહોતો તો પણ ફ્રાન્સના સપૂતોએ તેનું સન્માન કર્યું હતું.

ટોનનાં મૃત્યુ પછી એક વર્ષ પછી લૂસ્યાં બોનાપાર્ટે ફ્રાન્સની રાષ્ટ્રીય સભામાં એક ઓજસ્વી ભાષણ આપ્યું હતું. તેમાં શ્રીમતી ટોનની પ્રશંસા કરતાં તેણે કહ્યું હતું કેઃ—"જો ટોનની સેવા તમારા ભાવોને ઉત્તેજિત કરવાને માટે પુરતી ન હોય તો હું એવી ઉચ્ચ વિચારવાળી સ્ત્રીના સ્વતંત્ર વિચાર તથા દૃઢતાનો ઉલ્લેખ કરીશ કે જે પોતાના પતિની તથા પોતાના દેશબંધુઓની કબર પર આયર્લૅંડની મુક્તિની લાલસા પોતાનાં આંસુઓ સાથે વહેવડાવી રહી છે. તેના ચ્હેરા પરના દુઃખના ભાવો સાથે આયરિશ તેજ કેવી રીતે ચમકી રહ્યું છે તે તમોને બતાવવાને હું ઇચ્છું છું. તે સ્પાર્ટાની* એવી રમણીઓની યાદ દેવડાવે છે કે જેઓ પોતાના દેશબંધુઓ યુદ્ધક્ષેત્રમાંથી જ્યારે પાછા ફરતા ત્યારે તેઓને અને સૈન્યને ઉત્સુકતાભરી દૃષ્ટિથી જોવા દોડી જતી અને જ્યારે તેઓને પોતાનો પતિ, પુત્ર અને ભાઈ સ્વર્ગે સંચર્યા છે એ[illegible] કહેવાતું ત્યારે તેઓ કહેતી કે 'તેઓએ પોતાના દેશને માટે [illegible] ગયા છે; તેઓ પ્રજાતંત્રને માટે મરી ગયા છે." જ્યારે [illegible]રંભમાં ટોન[illegible]નું ખૂન થયું અને નેપોલિયન બોનાપાર્ટ સ[illegible]ર્યારી કરી રહ્યો હતો, તે[illegible] દેશવટામાં શ્રીમતી

પોતાના પતિને કેવી વીરતા સાથે બાલકોની જવાબદારી લેવાનું વચન આપ્યું હતું, અને પોતાનાં ઘોર કષ્ટોના દિવસોમાં પણ તેને પોતાના વચનનું કેવી રીતે અક્ષરશઃ પાલન કરવું પડયું હતું. તે સત્યપર દૃઢ રહી હતી, તેની શકિત અને ભક્તિની તો ઉપમા જ આપી શકાતી નથી. તેના બે પુત્રો રોગથી કાળના ગ્રાસ બન્યા હતા અને બચેલા પુત્રને રાત દિવસના શુશ્રુષાથી તે યમરાજાને ઘેરથી પાછો લાવી હતી. એ છોકરાને તેણે ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપ્યું હતું અને પ્રેમપૂર્ણ ગર્વ સાથે તેને સૈનિકના કાર્યમાં જોડયો હતો.

એકવાર કોઇ નીચ હૃદયના પુરુષે ઇશારતથી ટોનની ધર્મપત્નીને કહ્યું કેઃ—"તમે રૂપિયા માગવા મારી પાસે આવ્યાં છો." તે વખતે તેનાં હૃદયમાંથી વીરોચિત અભિમાનના એવા શબ્દો નીકળ્યા કેઃ—"આટલાં સંકટો સહ્યાં પણ બીજાની આગળ હાથ લંબાવવાનું કદી પણ હું શીખી નથી." પોતાનાં સર્વ કષ્ટોમાં તે તેજસ્વી, સાહસી, શિષ્ટાચારી અને પોતાનાં કર્તવ્ય તરફ સદા જાગ્રત રહેતી હતી. વિકટ સમય આવવા છતાં પણ તે પોતાનાં કર્તવ્યથી ચ્યુત ન થઇ; તેણે પોતાનો ધર્મ પૂરેપૂરો બજાવ્યો. વર્ષો પછી જ્યારે તે પોતાના પુત્રને સૈન્યમાં નોકરીએ મોકલે છે ત્યારે એવી રીતે કમ્પતી તે તેને વિદાય કરે છે કે, જેવી રીતે કેટલાંયે વર્ષો પહેલાં પોતાના પતિને આશ્વાસન આપીને દેશ પ્રત્યેનો ધર્મ પાળવા તેણે તેને મોકલ્યો હતો. આજે તે પોતાના એકના એક પુત્રથી જુદી પડે છે. તેનું હૃદય તેના શબ્દોમાં જ જુઓઃ–"આજ સુધી મને પોતાને એ વિચારવાનો વખત પણ મળ્યો નહોતો કે મારો વિલિયમ મારો છે. મારો એ એકનો એક પુત્ર છે. હું એ વિચાર કર્યા કરતી હતી કે ટોનનો પુત્ર મને સોંપવામાં આવ્યો છે. પરન્તુ વિદાય કરતી વખતે પ્રકૃતિએ પોતાનું જોર જણાવ્યું. હું એક ખેતરમાં બેસી ગઇ. મારી સામે સફેદ, અને લાંબી સડક હતી. હું સડક પર પુત્રો જ પુત્રો દેખતી હતી. મારી વિચાર શકિત લુપ્ત થઇ ગઇ હતી. એ વખતે મને એમ જણાતું હતું કે જાણે જીવનભરની સર્વ યંત્રણાઓ એકી વખતે મારા ઉપર તુટી પડી છે અને મને ઘેરીને તે ઉભી રહી છે. મને તે વખતે એક જબરજસ્ત ઇચ્છા થઇ આવી. અને તે ઇચ્છા સદાને માટે આંખો બન્ધ કરી દેવાની હતી. હું એ જ સ્થિતિમાં કેટલોક વખત રહી; મને ઘેર પાછા ફરવાનું પણ સૂઝતું નહોતું. એટલામાં એક નાનું પક્ષી મારી પાસેની ઝાડીમાંથી ઉડયું અને મારા શિર ઉપર ગોળાકારે ભમવા લાગ્યું.

ઓહ ! હવામાં તે કેવું સુન્દર અને પ્રફુલ્લિત કરનારૂં ગાન ગાઇ રહ્યું હતું ? તેના અવાજે મને શાન્તિ આપી અને બેભાનપણામાંથી જગાડી. મારા હૃદયમાંથી ધ્વનિ નીકળ્યો કે "એને તારા પતિ કોને તારી પાસે મોકલ્યું છે." એટલે હું મારા નિર્જન ઘેર પાછી ચાલી આવી." એ દશ્ય આપણાં હૃદયને મીણ બનાવી દે છે. કેવી પતિવ્રતા સ્ત્રી તે હતી. તાપમાં તદ્દન એકલી માથું નમાવીને ઘાસપર બેઠી છે. પક્ષીનું ગાન સાંભળતાં તે સમજે છે કે પતિએ મીઠું આશ્વાસન આપવાને એને મારી પાસે મોકલ્યું છે. એવી સ્ત્રીને જોઇને બળ ક્ષીણ થઇ જાય એવા ભાવો આપણામાં ઉત્પન્ન થતા નથી. પણ આપણને માતૃભૂમિ અને તેના નિવાસિયોને માટે અભિમાન ઉત્પન્ન થાય છે; આપણા વિચાર દૃઢ અને નિશ્ચિત બની જાય છે; આપણાં હૃદય કાર્યક્ષેત્રમાં અવતીર્ણ થવાનો પોકાર કરે છે; અને આપણે રડતી સૂરતનાં નથી પણ આપણું લોહી સ્વદેશનું હિત કરવાને માટે ઉછાળા મારી રહ્યું છે એમ આપણને જણાય છે.

સ્ત્રી—ધર્મનું એ વીરતાપૂર્ણ ઉદાહરણ આપણે આપણી સ્ત્રીઓની આગળ જ નહીં પણ આપણા પુરુષોની સામે પણ રાખવું જોઇએ. વાચકોને એથી જણાશે કે સ્વદેશભક્તિ હૃદયના કોમળ ભાવોનો નાશ કરતી નથી પણ ઉલટી તેને જગાડે છે અને વિસ્તૃત કરે છે. આપણને એવું વિચારવાનો અભ્યાસ પડી ગયો છે કે સિપાઇઓમાં પ્રેમ અને કરુણાના ભાવો હોતા નથી. આપણે એમ જાણીએ છીએ કે, એ ગુણ એની દૃઢતા નષ્ટ કરી નાખશે અને એનું કામ ચાર ગણું વધારી દેશે. પરન્તુ આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે, મનુષ્યોચિત ગુણોનો અભાવ આપણાં સર્વ કાર્યોને નિરર્થક કરી દે છે. જ્યાં સુધી આપણે શાણા થતા નથી અને આપણી રગેરગમાં કવિતાનો રસ વ્હેતો નથી ત્યાં સુધી તો આપણે કોઈ પણ સિદ્ધાંત પ્રમાણે કામ કરવાને તૈયાર રહીએ છીએ; પરન્તુ જ્યારે પ્રકૃતિ આપણા ઉપર પોતાનું રાજ્ય ચલાવે છે. ત્યારે ચુસ્ત સિદ્ધાંતવાદી પણ કામને વશમાં રાખી શકતો નથી. આપણે એ વાત યાદ રાખવી જોઇએ અને મનુષ્ય બનવું જોઇએ. આપણે શબ્દોથી નહીં પણ કાર્યથી કહી રહ્યા છીએ કેઃ—"આયર્લાંડને માટે કૃપા કરીને ગદ્દસંસારની જાળમાં ફસાશો નહીં." એ દૃષ્ટિથી તો આપણે એમ પણ કહી શકીએ છીએ કેઃ—"આયર્લાંડને માટે કૃપા કરીને આપણી રગોમાંના

રક્ત પ્રવાહને રોકી દો." એમ થવું અસંભવિત છે. અને કદાચિત સંભવિત હોય તો એ વાત ઘૃણિત છે. સ્ત્રીઓ અને પુરુષોને તો ખભાથી ખભું મેળવીને પોતાનાં જીવનમાં મહત્ત્વપૂર્ણ અને સ્વચ્છ ધર્મનું પાલન કરવું પડે છે. એ ધર્મની જગ્યાએ એવું પ્રકૃતિવિરુદ્ધ જીવન વ્યતીત કરવું જેમાં ન તો તપોવનના એકાંતવાસનો આનન્દ મળે કે ન તો સંસારમાં પણ આપણે કાંઇક કરી શકીએ, તે અત્યંત વિકટ અને ખરાબ છે.

આપણું સૌભાગ્ય છે કે રોનની સ્ત્રી આયર્લૅંડમાં પેદા થઇ હતી. એ ઉદાહરણથી કોઇ પણ સ્ત્રી શીખી શકે છે કે બહાદૂરમાં બહાદૂર માણસની ટક્કર શું નથી કરી શકતી? માણસે એ દષ્ટાંતથી ચેતી જવું જોઇએ કે સ્ત્રી અને પુત્ર ભલે કષ્ટ ભોગવે પણ તેઓને ગુલામ અને કાયર બનાવવાં એ પાપ છે. સંસારમાં એવાં નિષ્કપટ હૃદયનાં માણસો પણ વર્તમાન છે કે જે પોતે પોતાની દેહથી સર્વ કષ્ટો સહન કરવાને તૈયાર હોય છે, પણ તે પોતાનાં કુટુમ્બિઓનાં કષ્ટ જોઇ શકતાં નથી. તેના પરિવારનો સ્નેહ તેને જકડી લે છે અને પતન તરફ ઘસડી જાય છે. એવું કદી પણ ન થવું જોઈએ. જો કર્તવ્યનું પાલન કરવામાં પુત્ર અને કલત્ર-પર આપત્તિ આવવાનો અન્દેશો હોય, અને એટલા માટે જ જો કર્તવ્યોને એક બાજુ મૂકી દેવાં પડે તો સ્ત્રી ધર્મપત્ની નહીં પણ ભારરૂપ બની જાય છે, સન્તાન પતિત જીવ બની જાય છે અને તે ત્રિશંકુની માફક અધર લટકી રહે છે. તે પોતાનું માથું ઉંચું કરી શકતો નથી અને પ્રભુ તથા મનુષ્ય પ્રત્યેક તરફનું પોતાનું કર્તવ્ય બજાવવાને માટે પણ અયોગ્ય બની જાય છે.

પોતાનાં પ્રેમીઓની અગ્નિ-પરીક્ષા થઇ રહી હોય ત્યારે તેથી માણસે ગભરાવું જાઇએ નહીં. તેણે શક્તિભર એવા બનવાનો પ્રયત્ન કરવો જોઇએ કે તેઓ પરીક્ષામાં પાકા ઉતરી જાય. ત્યાર પછી સત્યનો મહિમા અને સત્યાગ્રહી સ્વભાવની સત્યતાના ભરોસા પર પોતાનાં પ્રેમીઓના વિજયને છોડી દેવો જોઈએ. પરિણામમાં એવાં માણસને તથા એવાં પ્રેમીઓને એવો બદલો મળે છે કે જેનો તેને સ્વપ્નમાં પણ ખ્યાલ હોતો નથી.

સાંભળો, જે યુદ્ધમાં આટલી પરીક્ષા લેવામાં આવે છે તે તેના જીવનમાં એવા નવા અને સ્વચ્છ ભાવોને લાવશે કે, જેનો સમાજના સમાગમમાં તેને આજ સુધી પત્તો પણ લાગ્યો નહીં હોય; તેનાથી તેને અધિક સહાનુભૂતિ, પારકાનાં દુઃખોનો અનુભવ, વિનય અને શક્તિ પ્રાપ્ત થશે. એ

પરીક્ષાથી જીવનના નવા પડદાઓ ઉઘડશે અને સમાજને માટે હૃદયમાં ઉદાર વિચારો પેદા થશે. સારાંશ કે, એ યંત્રણામય પરીક્ષા દ્વારા જ જીવનમાં જ્ઞાન, કરુણા અને વીરતાના અપૂર્વ મિશ્રણનો આનંદ મળે છે; અને એવું જીવન પછી એમાં કેટલાયે દોષ, લડાઈઓ, ઝગડાઓ અને યાતનાઓ કેમ ન હોય તો પણ તે સદા શ્રેષ્ઠ અને મનોહર છે.

અલથાણા:
પોસ્ટ: સુરત. } અમ્બેલાલ સવરામભાઇ દેસાઈ.

---

# × દેવ—વાણી.

નિદ્રા દેવીને ખોળે બાળક સુતું હતું. પાસે બેસી તેની માતા રડતી હતી, તેના હૃદય-દેવ અકળાએલા સાંઢ સમા વાવાઝોડે ઉછળતા સાગરમાં સંગ્રામે ખેલતા હતા.

વાવાઝોડું વધ્યું, માછીઓનાં ઝુંપડાં સુધી પાણી ચઢયાં અને માતા રડી, મારા સ્વામી; મારા નાથ ! પાછા આવો. તેની માળાના મણુકા એક પછી એક સરતા હતા. બાળક ઉંઘતું અને માતાના ઘુંટણે નમેલા વદન સામે મલકાતું.

માતા બોલી, મારા વ્હાલા બાળ ! તારી નિદ્રાને અજવાળતાં આ આશચિહ્નો હું વધાવી લઉં છું કેમકે હું, જાણું છું કે દેવો તારી સાથે પિતત માનવ કર્ણે અસ્પષ્ટ એવી ગોષ્ટિ કરે છે.

અને આમ દેવો તારી આસપાસ વીંટળાઈ તારી રક્ષા કરે છે ત્યારે ઓ મારા પ્રિય ! મારી સાથે તું પણ તારા મૃદુ હાથ જોડ અને વિનવ કે તેઓ તારા પિતાની રક્ષા કરે.

કેમકે મને ખબર છે કે દેવો તારા સમક્ષ કાંઇક બોલે છે.

વ્હાણું વાયું.....................................

અને ઉષાના નાથ સાથે નેહભીની પ્રિયાએ નિજ નાથને જોયા. તેના પ્રેરિત બાળકના પિતાને જોતાં તે દર્શનઘેલી ખુબ રડી.

દોઆ દેતે દિલે બાળકને તેણે ખુબ ચુમ્યું અને લાડનાં અંગોળ કરાવ્યાં; કહ્યું કે હું જાણતી હતી કે દેવો તારા કાનમાં કંઇક કહી રહ્યા હતા.

---

દીનેન.

---

× અંગ્રેજી પરથી.

# અપ્રકાશ કિરણનો દિવ્ય પ્રકાશ.*

પ્રો. જગદીશચંદ્ર બોઝે વનસ્પતિશાસ્ત્રમાં જે અપૂર્વ શોધ કર્યો છે, તેની થોડી ઘણી માહિતી હવે ઘણાખરા લોકોને થએલી છે. પણ તેની જ તાલીમથી તૈયાર થએલ, અને કેટલીક બાબતમાં તેને માટે આગ્રહ ધરનારા બાબૂ પ્રફુલ્લ કુમુદ મુકરજીના અપૂર્વ શોધની દેશમાં ખ્યાતિ થવી જોઈએ તેટલી થઈ નથી. તેનું એક કારણ એ કે, બાબૂ પ્રફુલ્લ કુમુદે પોતાના શોધની ઉપપત્તિ અને તે વિષયના પ્રયોગ સંબંધે ઈંગ્રેજીમાં અથવા બંગાળીમાં પણ પુસ્તક લખ્યું નથી. બીજું એ કે એ શોધ પ્રસિદ્ધિમાં આવે એવી તેની પોતાની જ ઇચ્છા હવે રહી નથી. 'શોધ અપૂર્વ અને ક્રાંતિકારક તો ખરો; પણ તેથી જગતનું એકંદર રીતે નુકસાન થશે માટે તે આપણી સાથે જ ભસ્મીભૂત થાય એ વધારે સારૂં' એવી તેની કલ્પના-એટલે ભૂલ ભરેલી કલ્પના છે. અને તેથી તેણે પોતાની ગુરુ કિલ્લી આજસુધી કોઈને બતાવેલી નથી. હિંદુસ્તાનમાંના બીજા સૂક્ષ્મ શોધોનું જેવું થયું તેવું જ આ શોધનું પણ થશે, એવું લક્ષણ દેખાય છે. પણ તેનો ઉપાય નહીં! તેનો શોધ કેવા પ્રકારનો હતો અને તે જગતને નુકસાનકારક થશે એમ તેને કેમ લાગે છે, એ આગળના તેના એક બંગાળી શિષ્ય તરફથી આ લેખકને પત્રદ્વારા ખબર પડી છે. એ પત્રના આધારે જ અહીં તેનું જે વર્ણન કરેલું છે, તે વાંચકોને બોધપ્રદ થશે એવી આશા છે.

પ્રથમ એ કહેવું જોઇએ કે, બાબૂ પ્રફુલ્લ કુમુદ એ એક સારા શ્રીમંત જમીનદાર હતા, અને તેનું બુદ્ધિચાંચલ્ય તથા કલ્પનાશક્તિ તીવ્ર હતાં. અને વિશેષ એ કે શ્રીમંત હોવા છતાં તેનામાં જ્ઞાનલાલસા ખૂબ હતી. તેથી પણ વિશેષ એ કે-તેનો સ્વભાવ સુશીલ અને પરોપકારી હતો. બી. એ. થયા પછી તે પ્રો. જગદીશચંદ્ર બોઝના પ્રેમાળ અને સ્ફુર્તિદાયક સહવાસનો અને શિક્ષણનો અનુભવ લેવા લાગ્યા. કેટલાંક વર્ષો આ નિરુપમ સાત્વિક સુખનો સ્વાદ લીધા પછી, પ્રફુલ્લ કુમુદના મનમાં આવ્યું કે આપણે આપણા ગુરુ પ્રમાણે કંઈ વિશિષ્ટ શોધ કરવાના કામમાં, આપણું ધનસર્વસ્વ, બુદ્ધિસર્વસ્વ, અને આયુસર્વસ્વનો ભોગ આપવો.

---

*પ્રો. વામનરાવ મલ્હાર જોશીના नवपुष्पकरण्डक નામે ટુંકી વાર્તાઓના મરાઠી પુસ્તકમાંથી એક વાર્તાનો અનુવાદ.

પ્રો. બોઝને પોતાના શોધના કામમાં પ્રફુલ્લ કુમુદ આવશ્યક થયેલા હોવાથી, તેણે ' મારી ખાતર પણ હજી બીજાં થોડાં વર્ષ મારી પાસે રહો," એમ કહ્યું અને પ્રફુલ્લ કુમુદે એ કબૂલ કર્યું. પરંતુ થોડાએક માસમાં તેના પરિપકવ મગજમાં એક વિલક્ષણ શોધની કલ્પના આવી. અને તે થોડી મુદતમાં એવી પ્રબળ થઇ કે, તેને બીજું કંઇ જ સૂઝે નહીં એવી સ્થિતિ તેનીથઈ ગઇ. ઘરમાં, બહાર, જાગતાંને ઉંઘતાં બસ્સ શોધનો જ વિચાર. મદનબાણથી કામી થએલા નાયકની સ્થિતિનું કોઈ કાવ્યમાં અથવા નાટકમાં જેવું વર્ણન કરેલું હોય ને, તેવી તેની સ્થિતિ થઇ. મિત્રમંડળ ગાંડો થઇ ગયો છે કે શું એમ સમજી ચેષ્ટા કરવા લાગ્યું. તે પોતાની સ્ત્રી તરફ દુર્લક્ષ કરવા લાગ્યો તેથી પ્રથમ તો તેને કંઇ જુદી જ શંકા આવી. તે ખૂબ રીસાણી, પણ આ ગૃહસ્થને શોધ શિવાય બીજું ત્રીજું કંઇ જ સૂઝતું ન હોવાથી. તેણીના રીસાવાનો કંઇ જ ઉપયોગ થયો નહીં પણ તેથી તો ઉલટો, આ માનિની ગૃહિણીનો સંતાપ ઓર વધારે પ્રજ્જ્વલિત થયો. શું કરૂં અને શું ન કરૂં એવું તેને થવા લાગ્યું. પ્રો. બોઝે પણ પ્રફુલ્લ બાબુ તરફ સહાનુભૂતિ દેખાડી નહીં. ' તમારી કલ્પના બરાબર છે; પણ અવ્યવહાર્ય છે. એટલુંજ,' એવી રીતે પ્રેમાળ ભાવે પણ કંઇક તિરસ્કારથી કહીને પ્રો. બોઝે પ્રફુલ્લ કુમુદને રસ્તે પાડયો. પરંતુ તેનો નાદ કેમે કરી છૂટયો નહીં. અને છેવટે નાઇલાજ સમજીને, બોઝે, "આપના શોધનું કામ ઘેર બેસીને સ્વસ્થપણે અને એકાગ્રતાથી જોતા રહેશો તો ઠીક પડશે." એવી સૂચના કરી.

એવી રીતે સારી ફુરસદ મળ્યા પછી અને ચોવીશે કલાક પોતાના થયા પછી, પ્રફુલ્લ બાબુએ પોતાના ઘરની રસાયનિક પ્રયોગશાળા ઘણી જ વિશાળ બનાવી, અને તેને લઇને ઘરબાર ફના ફાતીયા થઇ ગયું. પત્નીનાં કંઇ જર જવાહીરનું પણ, કાચના વાસણોમાં, નલિકાયંત્રોમાં અને એસીડોમાં રૂપાંતર થઈ ગયું. તેની સ્ત્રીને પોતાનો ધણી છેક જ ગાંડો થઇ ગયેલો લાગવા માંડયો; અને દાગીના ગયા ત્યારથી તો તે શત્રુ સમાન જ ભાસવા માંડયો. પણ તે બીચારી શું કરી શકે!

અશિક્ષિત તથા ઐહિક વિલાસવૃત્તિવાળી સ્ત્રીની તો નહીં જ, પણ પોતાના સુશિક્ષિત તથા રસિક મિત્રોની સહાનુભૂતિ તો મળશે જ એવી સમજણથી પ્રફુલ્લે તેઓની સાથે થોડો કાળ મળતી રાશ રાખી; પણ તેઓએ પણ આ અવ્યાવહારિક નાદ તેને છોડી દેવાનું કહ્યું. પરંતુ

આપણા ગુરુ પ્રમાણે શોધ કરીને આપણા દેશનું નામ દુનિઆમાં આપણે પણ માન મરતબાવાળું કરીયે; એવી સાત્વિક મહત્ત્વાકાંક્ષા તેનામાં તે વખતે બહુ જ બળવાન હોવાથી, આખું જગત ઉલટી ગયું અને ખાવા ધાયું તો પણ તેણે પોતાનો નાદ છોડયો નહીં; અને પરમેશ્વરે પણ તેનો વધારે અંત લીધો નહીં.

વીજળીની મદદથી પદાર્થોના રંગો એકદમ કેવા બદલી શકાય છે, તે સંબંધે વીજળીશાસ્ત્રીઓ વાકેફ છે. વ્યાવહારિક પ્રયોગથી જ નહીં, તાત્ત્વિક ઉપપત્તિની દૃષ્ટિથી પણ આ ઉપરથી પ્રફુલ્લના વિચાર ક્રાંતિકારક થઇ ગયા. ઈંગ્રેજીમાં જેને "ક્ષ" કિરણો (X Rays) કહે છે, તેની મદદથી ભીંતની પછવાડે શું ચાલે છે તે દેખી શકાય છે; પેટીમાં શું છે એ ઢાંકણું ઉઘાડયા શિવાય જોઇ શકાય છે; પેટમાં સોય કયાં અટકી રહી છે, રોગ કયાં છે એ સમજી શકાય છે. "રૌંજન" નામના શાસ્ત્રીએ શોધેલા આ ક્રાંતિકારક શોધ કરતાં પણ પ્રફુલ્લ બાબુનો શોધ વધારે મહત્ત્વનો તથા જગતને હલમલાવી મૂકનાર હતો. "ક્ષ" કિરણોને તેના શોધકના નામ ઉપરથી 'રૌંજન' કિરણો પણ કહે છે. તેવી રીતે પ્રફુલ્લ બાબુનાં કિરણોને "પ્રફુલ્લ કિરણો" કહેવામાં હરકત નહીં. "ક્ષ" કિરણોના યોગથી સામાન્ય દૃષ્ટિને અદૃશ્ય હોનારી વસ્તુ જોઇ શકાય છે. "પ્રફુલ્લ કિરણો"ની મદદથી કોઇ પણ ચીજ સામાન્ય દૃષ્ટિને અદૃશ્ય થાય છે એટલે આ કિરણોનું કાર્ય 'રૌંજન'થી ઉલટું છે. "રૌંજન કિરણો" અદૃશ્યદર્શક છે. "પ્રફુલ્લ કિરણો" અદૃશ્યકારક છે. આ બીજાં કિરણોનો પ્રકાશ વિશિષ્ટ પ્રકારની તથા સ્થિતિની વીજળીથી એકાદ વસ્તુ ઉપર પ્રસર્યો કે તુર્ત તે વસ્તુ—નિર્જીવ અથવા સજીવ અદૃશ્ય થાય છે. સ્ત્રીઓ, છોકરાંઓ, તથા પુરુષો ઉપર પ્રયોગ કરી જોયો તો તે પણ અદૃશ્ય થઈ ગયાં. એટલે કે તેઓ નાશ પામ્યાં નહીં, પણ જ્યાંને ત્યાં હોવા છતાં પણ સામાન્ય મનુષ્ય જોઇ ન શકે તેવાં તે થઇ ગયાં!

બાબુ પ્રફુલ્લ કુસુદે Berkeley's Theory of Vision (બાર્કલીનું થીઅરી આફ વિઝન) નામનું પુસ્તક વાંચ્યું ત્યારથી તેની એવી ખાત્રી થઇ હતી કે, રંગ એ વસ્તુમાં વાસ્તવિક નથી હોતો, પણ તે જોનારની દૃષ્ટિ, તેનું સ્થાન, તેના ઉપર સૂર્યનાં કિરણો કેટલી ડીગ્રીનો ખૂણો કરીને પડે છે, તેની આસપાસ કેવી ચીજો હોય છે, વગેરે બાબતો લઇને રંગ

બદલાય છે. " પાની તેરા રંગ કૈસા ? તો જીસમે મીલા વૈસા." પાણીનું જ શા માટે, સર્વ વસ્તુની સ્થિતિ આવી જ છે. પદાર્થવિજ્ઞાન શાસ્ત્રનાં આધુનિક તત્ત્વો સુદ્ધાં એમ જ કહે છે, કે એકાદી વસ્તુનો રંગ એટલે તે વસ્તુમાં કાંઇ સ્વતંત્ર તત્ત્વ છે એમ નહીં; પણ તેના ઉપર આવી પડનારાં અનેક અને અનેકવિધ કિરણો પૈકી જેનું તે વસ્તુથી શોષણ થઇ શકતું નથી એટલે કે જે તે વસ્તુમાં લીન થઇ શકતાં નથી, તે કિરણોનો રંગ એ વસ્તુને ચઢે છે. આંબા લીલા હોય છે, તેનો અર્થ આંબા ઉપર જે કિરણો પડે છે તેમાંથી લીલાં શિવાય ઇતર કિરણોના અંશો આંબામાં લીન થાય છે. લીલાપણું વાસ્તવિક રીતે આંબામાં નથી, અર્થાત્ બહારનાં કિરણોમાં છે.

આ વાતમાં બાબુ પ્રફુલ્લ કુમુદ વિચાર કરવા લાગ્યા પછી તેને એવી કલ્પના સૂઝી કે, વસ્તુ ઉપર પડનારાં સર્વ પ્રકારનાં કિરણો શોષી લઇને, આત્માધીન અથવા આત્મલીન કરવાની શક્તિ જ તે વસ્તુમાં કોઇ પણ કારણથી પ્રાપ્ત થઈ, તો તે વસ્તુમાં કોઇ પણ પ્રકારનો રંગ હોઈ શકનાર નહીં, એટલે કે તે અદૃશ્ય થઇ જવી જ જોઇયે.

સૂર્યકિરણોનું પૃથક્કરણ કરીને તેમાંથી સાત સાત રંગ બતાવવાનો પ્રયોગ, અથવા સાત રંગના કાગળોના ટુકડા કમળ જેવી આકૃતિ વાળાં પુંઠાં ઉપર ચોડીને તેને ફરફરાટ ગોળ ફેરવવાથી ઉત્પન્ન થતો ધોળો રંગ કરી બતાવવાનો પ્રયોગ પુષ્કળ વાંચનારાઓએ જોયો હશે. હાથ ચાલાકીથી, વસ્તુને નજર સામે જ ગેબ કરી દેવાનો ખેલ ઘણા માણસોએ જોયેલો હશે. પણ હાથ ચાલાકીથી તો નહીં પરંતુ શાસ્ત્રીય પદ્ધતિથી એકાદી વસ્તુ-બોલતાં ચાલતાં માણસ પણ અદૃશ્ય કરી બતાવવાનો પ્રયોગ બાબુ પ્રફુલ્લ કુમુદે કરી બતાવ્યો. તે બદલ આશ્ચર્ય થયા વગરનું કોણ રહેવાનું ? આ શોધનું જ્ઞાન થયા પછી યોગી લોકો એકદમ ગુપ્ત કેવી રીતે થાય છે. તથા કોઈ ન જાણી શકે તેમ વિશિષ્ટ સ્થળોમાં કેવી રીતે વિચરે છે, તેની પણ કલ્પના થઇ શકશે.

ઓક્સીજન, હાઇડ્રોજન વગેરે વાયુ અદૃશ્ય જ હોય છે. ત્યારે વસ્તુ કહી માટે તેને રંગ હોવો જ જોઇએ એ કલ્પના ખોટી ઠરે છે. ત્યારે એ, દર્શનાતીતત્વ રંગ શોષી લેવાની વિશિષ્ટ શક્તિ ઉપર અવલંબીને રહેલું હોવું જોઇએ. વીજળીના યોગથી વર્ણશોષક શક્તિમાં ફરક પડે છે, એ પ્રયોગથી સિદ્ધ થઈ શકે છે.

ત્રાંબાનો વાળ જેવો બારીક તાર વીજળી શરૂ થયા પછી તુર્ત કેવો બદલાઈ જાય છે, એ વાત વીજળીનો દીવો ઝબક કરતો સમજાવે છે. વીજળીના પણ બે પ્રકાર છે. એ બે પ્રકારનો યોગ્ય પ્રમાણમાં જ અને યુક્તિથી ઉપયોગ કરી જોવાથી, કોઇ પણ વસ્તુ દૃષ્ટિથી અગોચર થઇ શકશે, એવી પ્રફુલ્લબાબુની કલ્પના હતી. અને તે અનેક પ્રયોગ પછી ખરી ઠરી.

પ્રકાશ એટલે શું? એ વિષયમાં આધુનિક પદાર્થ વિજ્ઞાનશાસ્ત્ર જાણનારાઓએ જે નિર્ણય ઠરાવેલો છે. તે પણ આ બાબત સમજવાને માટે સારૂં જોર આપી શકે તેમ છે. 'ઇથર' નામની અતિ સૂક્ષ્મ હવા કરતાં પણ પાતળી અને સર્વગામી વસ્તુ જગતમાં બધે પ્રસરેલી છે. તેનામાં વિશિષ્ટ પ્રકારના તરંગો અથવા લહરી ઉત્પન્ન થાય કે વિશિષ્ટ પ્રકારના રંગો દેખાય છે. એવો તે જાણનારાઓનો મત છે. લહરી લહરીમાં અંતર અને તેના વેગ ઉપરથી એકાદ વસ્તુનો રંગ ઠરે છે. દર સેકન્ડે અમુક લાખ મૈલ વેગ હોય તો તે લહરીથી અમુક રંગ નિષ્પન્ન થાય છેઃ આવા પ્રકારનો નિશ્ચિત નિયમ પણ શાસ્ત્ર જાણનારાઓએ પ્રયોગ ઉપરથી ઠરાવેલો છે. ત્યારે ગણિત શાસ્ત્રથી જ એ સિદ્ધ થાય છે કે, 'ઇથર' ની લહરીનો વેગ અમુક પ્રમાણનો કરવાથી પ્રકાશ અથવા રંગ બીલકુલ દેખાવાનો નહીં. આવા પ્રકારની ઇથર-લહરી આપણાથી કૃત્રિમ રીતે વિજળીની મદદથી ઉત્પન્ન કરી શકાય એમ પ્રફુલ્લ બાબુ કહેતા. હાલમાં જે દોરડાં વગરના યંત્રથી તાર મોકલવામાં આવે છે. તે વિશિષ્ટ વેગથી ઇથર લહરી ઉત્પન્ન કરીને તે દ્વારા મોકલાવાય છે તે તે હવે પુષ્કળ લોકોથી જાણીતું થયું છે. ત્યારે વીજળીની મદદથી "અપ્રકાશ" ની લહરી ઉત્પન્ન કરતાં આવડે એટલે એકાદ વસ્તુ અ-પ્રકાશ અથવા અદૃશ્ય કરવી અશક્ય નહીં, એ ઉઘાડું જ છે.

આવી આવી વિચારસરણીથી પ્રેરાઇને પ્રફુલ્લ કુમુદે ચાર વરસ સુધી ઘરબાર સ્ત્રી, છોકરાં, કોઇના તરફ જરા પણ ન જોતાં, એકાગ્રતાથી, પ્રથમ બોઝની પ્રયોગશાળામાં, અને પછી પોતાની ખાનગી પ્રયોગ શાળામાં પ્રયોગ કર્યો. પણ કાંઇ પણ કરતાં યશ મળે નહીં. તો પણ તેણે હતાશ થયા વગર પોતાના પ્રયોગો ચાલુ જ રાખ્યા. તેની સ્ત્રીએ આ નાદ અથવા તેના મત પ્રમાણે આ ગાંડપણ, છોડી દેવા સંબંધે સારી પેઠે કહી જોયું, પણ વ્યર્થ. પ્રફુલ્લ કુમુદને સ્ત્રીની સાથે બે શબ્દ બોલવાનું અથવા તેના ચાર શબ્દ સ્વસ્થ મનથી સાંભળવાનું પણ સુઝતું નહોતું, સારે

શકવાના નહીં. લોકો આપણી પાસે સાચું બોલતા નથી, જે તે વ્યવહારમાં વારાંગના પ્રમાણે ઔપચારિક હાસ્ય, આનંદ, અભિનંદન, આદર-સત્કાર ઇત્યાદિ વ્યક્ત કરે છે, એ વિષયમાં વિશેષ વૈષમ્ય દેખાતું નથી. કૃત્રિમતા, ઢોંગ, કપટ ઇત્યાદિકનાં સુખકર અને મોહકારક વાદળાં સત્ય સ્વરૂપી પ્રખર સૂર્યની આડે નહોત તો જગતમાં સંતાપજ્વાલાનો હાહાકાર મચી રહ્યો હોત. કપટી સ્ત્રીઓનાં પાપાત્મક ચરિત્રો અને એવી જ રીતે પુરુષોનાં પણ એવા જ પ્રકારનાં ચરિત્રો ન જણાયાં ટકી રહ્યાં હોય છે, તે પ્રમાણે જો તે ન હોત તો સર્વ ભૂમિ ખૂની લોહીથી લાલ થઈ ગઈ હોત. દરેક માણસ જો દરેક વખત સાચું બોલવા માંડે તો એક ઘડી પણ જોડા ઉડ્યા શિવાય જનાર નહીં. સંસારમાંથી માયા જે દિવસે જશે, તે દિવસે પ્રલયકાળ નજીક આવ્યો છે એમ સમજવું. સંસારમાં માયા છે માટે તેમાં હાસ્ય છે, આરામ છે, આનંદ છે. માયાના અભાવથી ખૂન અને મારામારી પણ થવાનાં, અથવા પરબ્રહ્મનું નિઃશ્રેયસ સુખ પણ મળે. પણ એ બીજું સુખ મળવું મુશ્કેલ છે માટે તે માયા જ ભલી, એમ જ સામાન્ય માણસ બોલવાનાં.

પણ આ વિષયાંતર પૂરું કરતાં કરતાં ખૂબ લંબાણ થયું. બાકી પ્રફુલ્લ કુમુદને 'અપ્રકાશ કિરણો' નો શોધ કરવાની પ્રબળ ઇચ્છા કેમ થઈ, તેનું આપણે વિવેચન કરતા હતા. આ નાદથી અથવા ગાંડપણની ધૂનમાં તેણે પોતાની ઇસ્ટેટ રસાયન શાળામાંના સ્ટવની જ્વાળાઓમાં અને ઍસીડમાં નાખીને તેની રાખ કરી નાંખી એ ઉપર કહેલું જ છે. બધા માણસો તેને ગાંડામાં ખપાવવા લાગ્યા. તેને ગાંડાની હૉસ્પિટલમાં મોકલવાનું ખાસ તેની સ્ત્રીના મનમાં એક દિવસ આવ્યું હતું; પણ કોણ જાણે શું થયું કે તે બેત તેમ જ રહી; અને એ આ દેશ ઉપર ઈશ્વરનો મોટો ઉપકાર જ એમ સમજવું જોઈએ. કારણ કે, આ બેત પડી રહ્યા પછી એક વર્ષની અંદર જ 'અપ્રકાશ કિરણો'નો શોધ જગતમાં પ્રકાશિત કરવાનો વખત આવ્યો. અને પ્રફુલ્લ કુમુદ '**क्लेशः फलेन हि पुनर्नवतां विधत्ते**' એ ન્યાયથી પ્રથમ જ પ્રફુલ્લ કુમુદ પ્રમાણે શોભવા લાગ્યો, અને પોતાની કીર્તિના સુવાસ વડે જગતને આનંદ આપવા લાગ્યો.

આ અપૂર્વ શોધથી જગતમાં આજ કેટલોક અનર્થ અને હાહાકાર થયો! પણ તેનું વર્ણન આગળ ઉપર પ્રસંગ આવે ત્યારે જ કર્યું સારું.

વીજળીની મદદથી "અપ્રકાશ કિરણો" જોઇએ ત્યારે ઉત્પન્ન કરતાં આવડયા પછી, વીજળી જેમાં ભરી રાખી હોય, એવા પ્રકારની સારી, જલદી તઇયાર થઈ શકે તેવી સુંદર વસ્તુ કેવી રીતે બનાવી શકાય, તે બાબતમાં પ્રફુલ બાબુનું ચિત્ત પરોવાયું. વરાળની શક્તિની તાત્ત્વિક કલ્પના મનમાં આવ્યા પછી તેને ઇંજીનમાં પૂરીને લગામમાં લાવતાં સુધી વચ્ચે કેટલાએ દિવસો જેવી રીતે ગયેલા, તેવી રીતે આ શોધની બાબતમાં પણ થયું. પણ એમ કરતે કરતે આખરે કોઈ પણ વસ્તુને અથવા માણસને જોઇએ ત્યારે અદશ્ય કરનારી 'અપ્રકાશ વીંટી' તેણે પોતાની અતુલ કલ્પનાના સામર્થ્યવડે અને કલ્પકતાથી શોધી કહાડી. ખડીયાને, કાગળને, કુતરાંને. મીંદડાંને પ્રયોગ ખાતર વીંટી બાંધી જોયા પછી, તે અદશ્ય થયેલાં અનેકવાર જોઇને પ્રફુલ્લ બાબુને જે આનંદ થયો હશે તેની યથાર્થ કલ્પના જેના હાથે એકાદ મોટું કામ થયું હશે તેને જ બરાબર આવવાની.

પ્રફુલ્લ બાબુ પણ આનંદથી એટલા ફુલી ગયા કે, કાંઇ પૂછવુંજ નહીં. અનેક દિવસો પછી અથવા વર્ષો પછી સ્ત્રીની સાથે સ્વસ્થ પણે અને આનંદિત ચહેરે તે દિવસે જ્યારે તે બોલવા લાગ્યા, ત્યારે તેમની સ્ત્રીને પ્રથમ એમ લાગ્યું કે, તેનું ગાંડપણ આજે ખૂબ વધી ગયું છે કે શું. પણ પતિએ "અપ્રકાશ વીંટી"નો ઘરમાંની વસ્તુઓ ઉપર જ્યારે પ્રયોગ કરી બતાવ્યો. ત્યારે તેણીને જે આશ્ચર્ય અને આનંદ થએલ, તેની યથાર્થ કલ્પના પ્રફુલ્લ બાબુને પણ તે વખતે આવવી શક્ય નહોતી.

. આ શોધની વાત હાં હાં કરતાં કલકત્તા શહેરમાં પ્રસરી ગઈ. વીંટીની કીંમત પ્રફુલ્લ બાબુએ ફક્ત એક રૂપીઓ જ રાખી હતી. કારણ કે પૈસા મેળવવા એ ધ્યેય ક્યારેય પણ તેમનું ન હોતું. તેણે ગીલીટ કરેલી દશ લાખ વીંટીઓ પ્રયોગ માટે આણેલી હતી, તેમાંના નવ લાખ પ્રયોગ કરવામાં જ ફોકટ ગઇ. અને એક લાખ શીલકમાં હતી. આ એક લાખ વીંટીઓ એક દિવસમાં જ ખલાસ થઇ ગઇ. કારણ કે અદશ્ય થઇને ગમે ત્યાં અને ગમે તેવી રીતે વિહાર કરવાની ઇચ્છા કોને ન હોય !

પણ આ શોધથી એ શહેરમાં અત્યંત અનર્થ થવા માંડયો. પ્રફુલ્લ બાબુને ઘેર લોકોનાં જે ઝુંડનાં ઝુંડ આવે તેઓ "અપ્રકાશ વીંટી" પહેરીને અવિચાર પણે ચાલવા માંડે. તેથી થયું શું કે, પુષ્કળ લોકો મોટર નીચે અને ઘોડાગાડી નીચે કચરાઈ મૂવાં. કેટલાંકના

સાઇકલ નીચે પગ મરડાણા અને કેટલાંક માણસો, રસ્તામાં જતાં આવતાં માણસો સાથે અથડાઇ પડવાથી, તે માણસોનાં તથા તેમનાં પોતાનાં માથાં રંગાણાં. ઠેક ઠેકાણે લોહીની નદીઓ અને ચંપાઇ ગયેલા અવયવો જોઈને, ખૂનનો વારંવાર અનુભવ હોય તેવા પોલીસો પણ આશ્ચર્યચકિત થઇ ગયા.

નાટકશાળામાં, નિશાળોમાં, હોટેલોમાં મીઠાઈવાળાની દુકાનોમાં, વેશ્યાવાડામાં, રાજકીય સભામાં, એમ દરેક ઠેકાણે આ ક્રાંતિકારક શોધથી ધાંધલ મચી ગઇ.

હૉટેલોમાં, રસ્તામાં અદશ્ય થઇને આવેલી વૃદ્ધ વૈષ્ણવ—મરજાદી બાઇઓની એટલી ગર્દી થઇ કે તે હૉટલના માલીકે હૉટેલનાં અંદરનાં બાર બંધ કર્યાં. અને અદશ્ય થઇને આવેલાં લોકોને દશ્ય થયા શીવાય અંદર અવાય જ નહીં એમ કર્યું. 'અપ્રકાશ વીંટી' ની વાત શેહેરમાં પ્રસરી ત્યારપછી ત્રણ કલાકની અંદર જ હોટેલોમાં લોકોનાં ઝુંડનાં ઝુંડ આવવા લાગ્યાં, પણ તેમાંય તે ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે, તે દુકાનો ઉપર સૌથી પહેલી સ્વારી પડદાવાળી, નવેણે રહેનારી, અને મરજાદી બાઇઓની હતી. પાછળથી કથાકાર પુરાણીઓ આવ્યા. તેમાં એક વેદમાર્તંડ હતા, અને બીજા એક ગીતામાંના સાત્વિક, રાજસ અને તામસી આહાર ઉપર કથામાં પ્રવચન ચલાવેલું હોવા છતાં હોટેલમાંના તામસી ખોરાકની મીઠું, મરચું લગાડીને ખૂબ જ ખબર લેતા હતા. વૃદ્ધ સ્ત્રીઓને દુકાનમાં જવા દીધી કે તુર્ત જ કોઇ દેખી ન શકે એ હેતુથી તેઓ વીંટીની કળ દબાવીને અદશ્ય થતી હતી. પણ તુર્ત જ તેઓને ત્યાં કેટલાએ સનાતનીઓના અવાજ સંભળાવા લાગ્યા અને પછી ધીમે ધીમે એક પછી એક એમ દરેકે 'અપ્રકાશ કિરણો'ના બુરખો ફાડી નાંખવા માંડ્યો. વૃદ્ધ સ્ત્રીઓને આ દુકાનના રીતરીવાજની ખબર ન હોવાથી કોની પાસે શું માગવું એ પહેલાં તો ધ્યાનમાં જ આવે નહીં; પણ એક વાચાળ પુરાણી હોટેલમાંના પર્દાનામાંનાં રીમજાં હોટેલમાં જ—પોતાના નવેણીયા ઘરમાં નહીં—ખાતા બેઠા હતા તેણે તે બાઈઓની બધી અડચણ દૂર કરી. ઇંગ્લીશ શીખેલી અથવા શીખતી હોય તેવી બાઇઓ અને છોકરીઓ પણ ત્યાં 'અપ્રકાશ વીંટી' લઇને આવી હતી; પણ તેઓ આ કામમાં જરા પાછળ પડી ગઇ હતી. આ ભણેલી સ્ત્રીઓની વાંસો-વાંસ જે ટોળું આવ્યું તેમાં ઘણાં છોકરાંઓ હતાં. કોઇએ તપાસ કરી

હોત તો તેને માલમ પડયું હોત કે, જે ઓડીંગમાં અને ઘરમાં નવેણુ વગેરેના જે અતિ આકરા નિયમો પાળવામાં આવે છે, તેમાંનાં ઘણાંખરાં આ છોકરાંઓ હતાં.

સભાગૃહની મજા આ કરતાં જૂદી જ હતી. એક રાજકીય સભામાં તે દિવસે વીંટીવાળા સરકારી નોકરોએ એટલી ગર્દી કરી કે, ગુંગળાઇને મરવાનો જ વખત આવ્યો. પણ પ્લેટફોર્મ ઉપરના સોએક લોકો અને નીચેના હજારેક લોકો એટલા જ ફક્ત દશ્ય હતા. એમણે પણ 'અપ્રકાશ વીંટી 'ઓ સાથે આણી હતી. અને તે એવી ઇચ્છાથી કે, વક્તાનું ભાષણ નીરસ થવા માંડયું, અથવા ખૂબ લંબાણું, તો અદશ્ય થઇને ત્યાંથી પસાર થઇ શકાય. અને તેવો જ પ્રસંગ તે જ દિવસે એક ઠેકાણે આવ્યો. વક્તાના ભાષણનો સાંજે ૬ વાગ્યે પ્રારંભ થયો, અને નવ વાગ્યે ખલાસ થયું ! તે વખતે સભામાં પ્લેટફોર્મ ઉપર સોમાંથી ફક્ત દસ જણા જ સીલકમાં હશે. એ લોકો પણ કેમ રહ્યા એમ પૂછો તો, અધ્યક્ષ વિદ્વાન, એટલે પ્રસિદ્ધિ પામેલા ગૃહસ્થ હતા. તેનું ભાષણ સાંભળવાની સંધિ ઘણા દિવસે આવેલી હોવાથી તે જવા દેવાની તેઓની ઈચ્છા નહોતી. વક્તાનું ભાષણ થયા પછી આ થોડા માણસોએ એટલા આનંદથી, ઉત્સાહથી, અને ખૂબ જોરથી તાળીઓનો ગડગડાટ કર્યો કે, વક્તાને સારૂં લાગ્યું કે ખરાબ લાગ્યું, એ કંઇ કહી શકાય નહીં. તે પછી અધ્યક્ષનું ભાષણ શરૂ થયું. ઘેરથી પુષ્કળ તૈયારી કરીને યોજી રાખેલા સર્વ વિચાર શ્રોતાઓને સંભળાવવાનો તેનો નિશ્ચય થએલો હોવાથી, તેનું ભાષણ દશ વાગ્યા તોપણ પૂરૂં થયું નહીં. આખરે પૂરૂં થયું ત્યારે તેને વક્તા પ્રમાણે તાળીઓનો ગડગડાટ મળ્યો નહીં. કારણ કે, સેક્રેટરી શીવાય ત્યાં બીજું કોઇ હાજર જ નહોતું !

પ્લેટફોર્મ ઉપરના પ્રતિષ્ઠિત લોકોએ અને તે દિવસના વક્તાએ પણ " અપ્રકાશ વીંટી " નો ઉપયોગ કરીને ઘરનો જ રસ્તો લીધો હતો. સેક્રેટરીએ, અધ્યક્ષે ઉત્તમ કાર્ય કર્યા બદલ ખૂબ લાંબો લાંબો આભાર માન્યો, અને તે જગ્યાના માલીકનો પણ તે જગ્યા આપ્યા બદલ તે એ પ્રમાણે જ આભાર માનવાનો હતો, એટલામાં ટેબલ ઉપરના વૉલશીટમાંની ભીણબત્તી ઠરી ગઇ, અને તેણે અધ્યક્ષની ખુરસી તરફ જોયું તો ત્યાં કોઈ જ નથી એમ તેને લાગ્યું.

બીજી એક સભામાં એવી જ મજા થઇ. એક પ્રાગતિક પક્ષના ગૃહસ્થ રાષ્ટ્રીય ગૃહસ્થ ઉપર તૂટી પડયા, અને બોલ્યા કે "આ જહાલ લોકો રાષ્ટ્રઘાતકી છે. એઓ સ્વાર્થસાધુ છે. તેઓને રાષ્ટ્ર કરતાં પોતાનું માન વધારે છે. એ લોકોને ફસાવીને તેઓના પૈસા ઉડાવે છેઃ" આવી રીતે શરૂ કરેલું ભાષણ છેવટે એટલી હદ સુધી વધી ગયું અને તેના જ પક્ષમાંના એક શાણા ગૃહસ્થને એટલી રીસ ચડી કે 'ગણી ગણીને જોડા મારવા, એવી ઇચ્છા થઇ, પણ પ્રતિષ્ઠિતપણાને લીધે એ કેમ કરી શકાય. એટલામાં 'અપ્રકાશ વીંટી' સાથે આણી છે એમ તેને યાદ આવ્યું, અને તેણે પગનું ખાસડું કહાડીને વક્તાના ગાલ રંગી નાંખ્યા. અધ્યક્ષથી શું થયું એ સમજી શકાયું નહીં; પણ ભાષણકર્તાને લોહીલોહાણ સ્થિતિમાં પ્લેટફોર્મ ઉપર પડેલા જોઇને તેણે સ્વયંસેવક મારફત તેને ડોકટરને ત્યાં મોકલાવ્યો. અને સભાના કામની શરૂઆત કરી.

હવે રાષ્ટ્રીય પક્ષમાંથી એક જવલદ દેશાભિમાની ગૃહસ્થ બોલવા ઉઠયા. અને તેણે પ્રસ્તુત વિષય છોડી દઇને સામાજિક સુધારક લોકોનો તે રાજસભામાં ઉદ્ધાર કર્યો. અને "એ લોકો પોતાના કામવિકારની પ્રેરણાથી જ સુધારાનુ બંડ ઉઠાવે છે," ઇત્યાદિ અનર્ગલ પ્રલાપ તે કરવા લાગ્યા. એ જોઇને જુવાનીઆઓમાંથી એક રાષ્ટ્રીય ગૃહસ્થનો પિત્તો ઉછળ્યો અને તેણે 'અપ્રકાશ વીંટી' ની કળ દબાવી અને અદ્રશ્ય થઇને તે વક્તાને પ્લેટફોર્મ ઉપરથી નીચે ફેંકી દીધો.

આથી સભામાં હાહાકાર થઇ રહ્યો. જેઓને 'અપ્રકાશ વીંટી'ની વાતની ખબર નહોતી, તેને આંહીં કાંઇક ભૂતાવળનો પ્રકાર છે, એમ લાગ્યું. અને તેઓ ગભરાઇને નાઠા ગયા. બાકીનાને ખરા પ્રકારનું અનુમાન થઇ શકે તેમ હતું. છતાં ચોક્કસ માણસ પકડી શકાય તેમ પણ નહોતું. અમારા વક્તાને તમારામાંનાએ જ કોઇએ ઇજા કરી, એવી રીતે મવાલ અને જહાલ પક્ષના લોકો સામસામા એક બીજાને કહેવા લાગ્યા. અને સભામાં એક સરખી ગડબડ મચી રહી. આખરે પોલીસોએ વચ્ચે પડીને કેટલાકને દરકા લગાવ્યા, ત્યારે સાર્વજનિક શાંતતાનું રક્ષણ કર્યું એમ તેઓના મનમાં સમાધાન થયું.

"અપ્રકાશ વીંટી" ની બીજી તરફ એક ગલીમાં જે સૂક્ષ્મ ગફાઓ તેમાં રક્તપાત તો નહોતો, પણ નૈતિક અધઃપાત વધારે હતો. લોકો જોશે, એ બીક હવે નહિ હોવાથી કેટલાએ 'પ્રતિષ્ઠિત' ગૃહસ્થોએ વેશ્યાઓની મેડીના દાદરા ગડવા માંડયા. કેટલીક

વેશ્યાઓની નાની ખોલીઓ તે દિવસે ચિક્કાર ભરાઇ ગઇ. ખોલીમાં દાખલ થતાં વાર જ પોતા ઉપરથી ' અપ્રકાશ વીંટી ' રૂપી બુરખાઓ કહાડી નાંખવામાં આવતા. પણ તેઓની વાંસોવાંસ તેઓની સંશયખોર સ્ત્રીઓ વીંટી પહેરીને ત્યાં જ આવી હતી, કે જેઓને પોતાના પતિના ઢંગની ખબર હતી. તેમણે પણ જ્યારે પોતાની વીંટી રૂપી બુરખાઓ કહાડી નાંખ્યા અને એક બીજાને ઓળખ્યાં ત્યારે પુરુષો શરમના માર્યા બેહોશ થઇ ગયા. અને બીજી જ પળે ત્યાંથી તેઓએ રસ્તો માપ્યો.

એક વેશ્યાની છોકરી પોતાના હલકા ધંધાથી કંટાળી ગઈ હતી. તેની મા તેને ' આ આપણો પરંપરાગત ધર્મ છે ' એમ કહેતી; પણ તે છોકરીને આ ધંધો બીલકુલ પસંદ નહોતો, પણ માની વિરુદ્ધ થવાનું નૈતિક ધૈર્ય તેનામાં બીલકુલ ન હોતું. મા મરી જવા પછી તેણે નિશ્ચય કર્યો કે હવે આ ધંધો છોડી દેવો. પણ આગળ ઉપર કેવો અને કઇ રીતે વ્યવહાર ચાલે ! એ ભીતિથી તેના મનની ગડભાંગ થતાં થતાંમાં ' અપ્રકાશવીંટી ' નો શોધ જાહેરમાં આવ્યો. તે દિવસે સંધ્યાકાળે સ્નાન કરીને રામપંચાયતન પાસે પોતે એકલી પૂજા કરતી બેઠી હતી, " હે રામ તેં અનેક પાપિણીના ઉદ્ધાર કર્યા છે. તું હવે મારો ઉદ્ધાર કરીશ કે ! આજથી હું પાપાચરણ છોડી દેવાની છું. આ નિશ્ચય કાયમ રહે તે માટે તારે મને સહાયતા આપવી જોઇએ. મને સ્વપ્નમાં નહીં તો ક્યારેય પણ દર્શન દે, એટલે મારૂં મન પ્રસન્ન થશે, અને નિશ્ચય દૃઢ થશે." એવા પ્રકારની પ્રાર્થના કરીને તેણીએ દેવ આગળનું તીર્થ લીધું અને બંન્ને આંખે લગાડયું, અને આંખો પાછી ઉઘાડીને જુવે છે તો તેને એક સ્વામીની ભવ્ય મૂર્તિ ચાખડીઓ પહેરેલી, ભગવાં વસ્ત્રો ધારણ કરેલી, એમનીનાં દર્શન થયાં. તેને થયું કે પ્રત્યક્ષ રામચંદ્રજીએ આપણને દર્શન દીધાં છે. તે એબાકળી ઉઠી અને ખોળો પાથરીને તે મૂર્તિની ગંધઅક્ષતથી પૂજા કરવા મંડી. એ જોઇને સ્વામી બોલ્યા " હે સ્ત્રી હું પૂજા કરાવવા આંહીં આવ્યો નથી. " પણ તે પશ્ચાત્તાપથી દગ્ધ થએલી યુવતીએ ભક્તિપૂર્વક પૂજા કરીને નિરાંજન લીધું ત્યારે સ્વામી ઓશિઆળા થઇ ગયા અને કંઈ પણ ન બોલતાં મેડી ઉપરથી ઉતરી પડીને, ' અપ્રકાશ વીંટી ' ની સહાયતાથી અદશ્ય થઇ ગયા, અને પોતાના મઠનો માર્ગ લીધો.

આ વીંટીનો પ્રભાવ લોકોના બોલવા ચાલવા ઉપર જે થયો તે કહે પાર આવે તેમ નથી. ટિટેકટીવ લોકોએ આ વીંટીઓ ખરીદેલી હોવાથી

કોઇ પણ જગ્યાએ રાજકીય વાત કરી શકવાની સગવડ જ રહી નહિ. આસપાસના લોકોની ટીકા કરીયે તોય તેઓ ' અપ્રકાશ વીંટી ' પહેરીને આડખે પડખે ઉભાં ન હોય એમ કેમ કહી શકાય ! આ બીકથી ભાષણમાંથી લોકનિંદાનું અંગ તો છેક જ ગયું. સંભાષણરૂપી ફળમાંથી લોક નિંદાનો રસ છેક જ ગળી પડવા પછી કોરી છાલો અને ઠળીયા તો કોને ગમનાર ! કોઇને કોઈની સાથે કાંઈ બોલવાનો ઉત્સાહ જ રહ્યો નહીં. નોકર શેઠની નિંદા કરવા લાગે કે, શેઠ કદાચિત વીટીની કળ દબાવીને પોતાનું દશ્ય સ્વરૂપ એકદમ પ્રગટ કરે. એવી જ બીકથી લોકનાયકની, મિત્રોની, ગુરુની શિષ્યની, ઓળખીતા, અથવા અજાણ્યા માણસની કોઇની. કાંઇ નિંદા કરવાની સોઇ જ રહી નહીં. તેથી ઘણાંખરાંને મન પોતાનાં મોહોડાં શીવી લીધાં જેવાં જ થઇ ગયાં.

રાત્રે વરવહુની વાતો પણ રોજના પ્રમાણે ખુલ્લા દિલથી થતી અટકી. વહુને વ્હેમ આવે કે એકાદી શોકય વીંટી પહેરીને ઓરડામાં આવીને બેઠી હશે. અને વરને એમ થાય કે વીંટીની મદદથી પોતાની વહુએ એકાદ યારને ઘરમાં આણીને સંતાડી મૂકયો હશે.

રાત્રે નાટકશાળામાં કંઇ જૂદા જ પ્રકારની ગમ્મત થઇ. સ્ત્રીઓની જગ્યા તે દિવસે એકદમ બધી ભરાઇ ગઈ; પણ ઓરચેસ્ટ્રામાં બેઠેલા અને ગેલેરી ઉપરના પુરુષોએ દુરબીનો લાંબો ટુંકો કરીને તે તરફ ખુબ જોયું. પણ એક પણ સ્ત્રી દેખાય તો સોગન. એ જોઇને અનેક શોખીન ગૃહસ્થોએ ક્રોધથી દુરબીનો ફોડી નાંખ્યા. જે સંસારમાં સ્ત્રીઓ નહીં, જે નાટકમાં સ્ત્રીનું પાત્ર નહીં, જે નાટકશાળામાં સ્ત્રીઓ નહીં, તે સંસાર કેવો, તે નાટક કેવું, અને તે નાટકશાળા કેવી ! એમ કહીને કેટલાક લોકો નાટક જોવાનું છોડીને ત્યાંથી ચાલતા થયા. પણ નાટકશાળામાં તેથી લોકોની સંખ્યા રોજ કરતાં કંઇ કમી થઇ નહીં. કારણ કે ' અપ્રકાશ વીંટી, ' પહેરીને કેટલાય માણસો તે દિવસે ખુદાબખસ રીતે અંદર ઘૂસ્યા હતા. કેટલાય ગૃહસ્થોએ પોતાના ઘરની સ્ત્રીઓને પુરુષોની ખુરશી ઉપર પોતાની પાસે જ બેસાડી હતી. પણ હલકટ લોકોની નજરથી તેને ત્રાસ ન થાય માટે સ્ત્રીઓની આંગળીમાં વીંટી પહેરાવી હતી. પણ તેથી એવું થયું કે, એક મુંછો સુદ્ધાં મુંડીને ચકચકીત હજામત કરેલો વૃદ્ધ, પણ, ધીંગો ને બેશરમ પુરુષ ' અપ્રકાશ વીંટી ' પહેરીને ત્યાં આવ્યો હતો, તેણે આાં ખુરશી ઉપર કોઇ બેઠેલું નથી, એમ જાણીને એક ચૌદ પંદર

વર્ષની મુગ્ધ બાલિકાના ખોળામાં પોતે બેસી ગયો. તેથી તે મુગ્ધાએ ગભરાઇને ચીચીયારી પાડી, અને તે જીવ જવાની સ્થિતિમાં આવી પડી.

આવી રીતે આપણા શોધથી અનર્થ થાય એવી પ્રફુલ્લ બાબુને કલ્પના પણ નહોતી. પણ તેને જ્યારે આવા પ્રકારની હજારો આપત્તિઓની બીજે દિવસે ખબર પડી, ત્યારે તેને એમ થવા લાગ્યું કે, આપણી વીંટીઓ વેચવાનું કામ બંધ કરવું કે કેમ ? લોકો શું કહેશે, એ વિચારોના છળથી અને દાસત્વથી લોકોને-પુરુષોને અને સ્ત્રીઓને પણ છોડાવવાનો આપણને યશ મળશે એમ તેને લાગતું હતું. પણ આપણી વીંટીના યોગથી ઉલટું જ પરિણામ આવે છે એ જોઇને તેના કોમળ હૃદયને અતિશય દુઃખ થયું.

પણ તેના નશીબમાં તેનાથી પણ અધિક દુઃખ જોવાનું હતું. 'અપ્રકાશ વીંટી' નો શોધ થયા પછી એક મહિનાની અંદર જ, દિલ્લીમાં બૉમ્બનો પ્રચંડ સ્ફોટ થયો. તેથી આ વીંટીનો તથા બૉમ્બનો કંઇ પણ સંબંધ હોવો જોઇએ, એવી કેટલાક પોલીસખાતાવાળાને સૂચના સુજી. બસ, થયું. પ્રફુલ્લ કુમુદને એક કલાકની અંદર જ પોલીસથાણા ઉપર લઇ જવામાં આવ્યો. કોને કોને વીંટીઓ વેચી છે. તેનાં નામ નિશાનનો પ્રફુલ્લ બાબુથી ચોકકસ ઉત્તર દઇ શકાયો નહીં. તેથી તે પોલીસ લોકોના મગજમાંનો સંશય વધારે દૃઢ થયો. નરમાશ ભરેલી રીતે સમજાવવાથી પ્રફુલ્લ બાબુ કાંઇ કબુલ થયા નહીં ત્યારે સમજાવવાના બીજા ઘણા ખરા સંસ્કારોનો તેને યથાવિધિ અનુભવ મળી ગયો. છેવટે જરા થોભો, થોભો, બધું કહી દઉં છું, એમ કહીને તેણે વખત માગી લીધો, અને સંધિ સાધીને ખીસ્સામાંની એક વીંટીની કળ દબાવી, અદૃશ્ય થઇને ત્યાંથી તે પસાર થઈ ગયા.

ઘેર આવીને જૂવે છે તો, વીંટી માટે આંગણામાં સ્ત્રીઓની, છોકરીઓની, છોકરાઓની, મોટા માણસોની, બુઢ્ઢા બુઢ્ઢીની, સુધારક-ઉદ્ધારકની, સુશિક્ષિત-અશિક્ષિતની, સાહેબોની-મડમોની સખત ગર્દી જામેલી. પણ વીંટીના વ્યાપારથી લોકોનું અને આપણું પણ હિત કરતાં અહિત વધારે થશે, એ બે દિવસના અનુભવ ઉપરથી સારી રીતે સમજાઇ ગયેલું હોવાથી, તેણે પોતાની સ્ત્રીના કાનમાં છાની વાત કહી અને પોતે કયાં જનાર અને કયાં રહેવાના છે તેની માહિતી દઇને પોલીસના તેમ જ ઘરાકના ત્રાસમાંથી મુકત થવા માટે નામ ઠામ બદલીને કયાંક ગુપ્ત થઈ ગયા તે હજી પણ ગુપ્ત જ છે. *

બચુભાઇ રૂઘનાથજી મૂળાણી.

# વીર માતાનાં હાલરડાં.

૧

સુઇજા સુઇ મારા મોંઘેરા વીર
તુને દેખી મારે હૈડે ધીર.
હાથથી ગયું ફરી કરશે હાથ,
વેરી વસમા સામે ભીડી બાથ.
બાપનાં ઉંડાં લેશે વેર,
ખોયલ ભોં પાછી આણશે ઘેર.
સુઇ જા, બાપુ, હજી તારે છે વાર
રણમાં ખેલવા ખાંડાની ધાર.
સિંઘના તે તો સિંઘ જ થાય,
એ નૈં કોઇની રહેએ દબાય.
વાવડો[1] આ મર[2] ઝપટું કરે,
ના મુજ બાપલો એથી ડરે;
મર ને કડાકા આભે થાય,
નૈં મુજ વીર જરા ગભરાય;
સુઇ જા સુઇ મુજ કેસરી વીર.
હરખે ઝુલાવે જનેતા ધીર.

૨

ભાઇ મારો છે તરવારિયો,
મલક[3] બધો મારા ભાઇનો બિગો.
ભાઇ તો હાથમાં બરછી ધરે,
વેરીને સામો ઉછળી ઘા કરે.
ભાઇ મારો તો ચડશે ઘોડે,-
વાંસે ટોળી ભાઇબંધની દોડે.
મારતે ઘોડે ભાઈ રણમાં ધસે,
ઉભી માતાનાં કાળજ હસે,
માથે નવઘરૂં[4] ને કડે[5] કટાર,
હાથમાં ભાલો ભાઈ ઘોડે ટટાર,

૧ વાયુ. ૨ ભલે. ૩ મુલક. ૪ મંદીલ. ૫ કટિ ઉપર.

ફરકે મુઠ્ઠુંની પાતળ દોર,
મરકતો[1] મોંએ, રૂડો અંગમરોડઃ
ન્યાળી ન્યાળી માનાં કાળજ ઠસે,
એની છબી ના હૈયેથી ખસે.
હમણાં તું ભાઇ સુઇ જા, સુઇ,
ઓરો ઓરો[2] આવે દી તુજ ભાઈ.
વીરની મા હાલા વ્હાલા, કરે,
સામી જોતી જોતી વાતું કરે.

૩

મરને શિયાળવાં લાળી કરે,
વાઘ ભલે રાને ઘુરકી મરે;
રેવાડું તોય ન ફરકે, વીર,
જોતાં તુને માને હૈયે ધીર.
તું કરશે વેરી પાંશરા,
તું ધ્રુજવશે બાધી[3] ધરા.
ભરશે ભાલો તારો આકાશ,
હરશે તું વેરી હૈડાની આશ.
તેગ તારી નૈં મ્યાને રહે,
માર ! માર ! કરતી માથાં લહે.
ગાંડા ઘોડા પર ગાંડો અસવાર
કોણ ઝીલે એ બરછીની ધાર.
વાઘફાળ કો મેંગળ[4] ઝીલે,
જોઇ બાપલો કાળજ ખીલે.
સુઈ જા સુઇ, મારા રણુના રાજા,
છે હજી આગળ કામો[5] ઝાઝા.

૪

નીંદરડી કર, રે નીંદરડી કર,
હમણાં તો, વાલમા, નીંદરડી કર.
તારા બાપુ છે ગઢ[6]માં ગયા,
માંડી[7] પર છે સ્વાર જ થયા.

આવશે મારણ મોંઘેરાં કરી,
લાવશે લૂંટું એ દૂરની ખરી.
ચારણ માગણ ભાટભેળટા[1]
લાડુ આરોગશે પામશે મતા[2]
ઘોળશે અમલું[3] શેર શેર રોજ,
રાત દી ઉડશે બમણી મોજ.
બેસશે ઠાકોર બની ઠણી,
બક્ષીશું દેશે સૌને ઘણી.
ભાઇબંધુ[4]ને ઘોબા ભરી
પાશે અમલ હોંસે હોંસે કરી.
ડાયરા[5] મધ્ય તુને, ભા, લૈ,
ચપટીના તાલથી રમતું કહૈ,
તુને રીઝવશે તારા બાપ,
આવશે કાલ સંવારે આપ.
નીંદરડી કર; રે નીંદરડી કર,
હમણાં તો, વાલમા, નીંદરડી કર.

કવિઃ હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદી.

( સંપાદક વલ્કલ )

# સોબત તેવી અસર.

---

આજે બપોરે બાર વાગે બી. એ. નું પરિણામ જણાવાનું હતું. પાણીના રેલાની માફક નવનીત બપોરના બે વાગે તારની રાહ જોતો હતો. વખત વખતનું કામ કર્યે જતો હતો. સુમારે ચારનો અમલ થયો પરંતુ તારખાતાની સાયકલની ઘંટડીનો અવાજ સંભળાયો નહિ. મનુષ્ય માત્રને કંઇ પણ વસ્તુ મળવાની હોય અને તે જ્યારે પ્રાપ્ત નથી થતી ત્યારે તેનું મન જેમ ખાટું થઇ જાય છે તે જ પ્રમાણે નવનીતનું મુખારવિંદ જે બપોરના પ્રફુલિત લાગતું હતું તે જ મોઢા ઉપર તે સમયે ગ્લાનિ ફેલાઇ

૧ બ્રાહ્મણ- ૨ દાનદક્ષિણામાં. ૩ કસુંબો, ગૌરવાર્થે બહુવચન. ૪ ભાઈબંધનું બહુવચન. ૫ મંડળ; દરબાર.

ગઇ. નવનીત બધી પરિક્ષામાં પાસ થતો હતો તેથી તેના પાસ થવાની આશા સગાંવ્હાલાંઓને તેમ જ સ્નેહી વર્ગને હતી. રાતના આઠ થયા એટલે તેના પાસ થવાની આશા સર્વેએ છોડી. ઘરમાં સર્વત્ર દિલગીરી છવાઇ. પિતા તથા ભાગનીના આગ્રહથી નવનીત નામનું જ ખાવા બેઠો. બે ત્રણ મીનીટમાં જમીને ઉઠી ગયો. પ્રિય વાંચક ! આશા જ્યારે નિરાશામાં ફેરવાઈ જાય છે ત્યારે તે વખતે જમવાનું કયાંથી ભાવે ? નવનીત જમીને ઉઠયા બાદ કોઇની સાથે વાત કર્યા વિના પોતાની રૂમમાં સુવાને બહાને ચાલી ગયો; ભવિષ્યમાં શું કરવું તે વિષે વિચાર કરવા લાગ્યો. અભ્યાસ તરફ, નાપાસ થવાથી તિરસ્કાર છુટયો. રાતના એક સુધી વિચારમાં ગાળ્યા બાદ છેવટે એવા નિશ્ચય ઉપર આવ્યો કે હાલ તરત એક મહિનો ભરૂચમાં ગાળવો અને પછી મુંબાઇ જઇને કોઇ સારી ફર્મમાં નોકરી કરવી. બે વાગે નવનીતની આંખ મળી.

નવનીતના પિતા ભગવાનલાલ તલાટી હતા. તેમને પગાર રૂપીયા ૨૦ મળતો હતો. તે વખતે હાલના જેવી સખ્ત મોંઘવારી નહોતી તેથી ઘરનો નિભાવ સારી રીતે ચાલતો હતો. ૫૭ વર્ષની ઉમ્મરે તેઓએ પેન્શન લીધું. પેન્શન માત્ર દશ રૂપીયા જ મળતું હતું તેમને સંતતિમાં નવનીત તથા સુશીલા. ભગવાનલાલની પત્ની લાડકોર બન્ને છોકરાંઓને ન્હાનાં મુકીને મૃત્યુ પામી હતી. તેણીના મૃત્યુબાદ ઘરનો બોજો ભગવાનલાલ ઉપર આવી પડયો હતો. સુજ્ઞ પિતાએ નમાયાં બાળકોને માતાની ખોટ જણાવા દીધી ન્હોતી. નવનીતને સાત વર્ષની ઉમ્મરે નિશાળે મુકવામાં આવ્યો. નવનીતની સ્મરણ શકિત સારી હતી તેથી તે પ્રતિ વર્ષે પાસ થવા લાગ્યો, અને ધીમે ધીમે બી, એ. સુધી પહોંચ્યો. નવનીત બી. એ. ની પરીક્ષામાં નપાસ થયો તે જ અરસામાં ૧૬ વર્ષની કુંવારી સુશીલાને એકદમ ન્યુમોનીઆ લાગુ પડયો અને ત્રણ દિવસની સખ્ત માંદગી ભોગવી પિતાની વ્હાલસોઇ પુત્રી માતાને ભેટવા ચાલી ગઇ; સુશીલાના મૃત્યુ બાદ ભગવાનલાલ કથળી ગયા અને વૃદ્ધાવસ્થામાં તેમને સુખ આપનાર હોય તો તે માત્ર નવનીત જ.

\+ + + + + + + +

એક દહાડો નવનીત તથા ભગવાનલાલ ચાંદનીમાં જમ્યા બાદ અગાશીમાં બેઠા હતા. ભગવાનલાલે નવનીતનો ગભ જાણવાને વાસ્તે પૂછયું, “કેમ ભાઇ, ત્હારી કોલેજને ખુલવાને માત્ર એક જ અઠવાડીયું બાકી

રહ્યું તેથી આ વર્ષે અમદાવાદની કાલેજમાં કે મુંબાઇની કાલેજમાં જવા વિચાર છે? જે વિચાર તેં કર્યો હોય તે તું મ્હને વગર ખેંચાયે જણાવ."

નવનીત—બાપાજી ખરૂં, પુછાવો તો મ્હારે અગાડી અભ્યાસ કરવાનો વિચાર જ નથી. આ એક જ પરિક્ષામાં નપાસ થવાથી હું ઘણો નાશીપાશ થઇ ગયો છું; હાલ તરત તો હું મુંબાઇ જઇશ અને ત્યાં કોઈ સારી પેઢીમાં નોકરી કરીશ.

ભગવાનલાલ—દરેક જગ્યાએ વગવશીલાવાળાઓનું થાય છે. આપણને તેવી કંઇ ઓળખાણ નથી એટલે મુંબાઈ જેવા મ્હોટા શહેરમાં નોકરી મેળવતાં ત્હને બહુ મુશીબતો નડશે.

નવનીત—બાપાજી તેવું કંઈ નથી. જે માણસનું નશીબ તેજ કરતું હોય છે તો બીજા વસીલાઓ પણ ફાવી જાય છે, અને વગવાળાઓ હાથ ઘસતા રહી જાય છે. માકુયાચાનો શાન્તિલાલ મુંબાઇમાં બેનેટ વિલીયમની કંપનીમાં સેક્રેટરી છે અને તેને મ્હોટા માણસોની સાથે ઓળખાણ છે તેથી તેની લાગવગથી મ્હને નોકરી મળવા સંભવ છે. તમે મુંબાઇ જવા રજા આપો તો મ્હારો વિચાર સોમવારે રાતના અહીંથી નીકળવાનો છે.

ભગવાનલાલ— ત્હને મુંબાઇ મોકલવાને કોઇપણ જાતની મ્હને હરકત નથી. હવે સરકારી નોકરીમાં પહેલાંની માફક આગળ વધવાનું ક્ષેત્ર રહ્યું નથી. સર સીફારસ, ખુશામત, દાંભિકપણું. અને ઘડીએને પળે અસત્ય બોલનાર હમણાંની નોકરીમાં ફાવે છે. આપણા લોકો સરલ હૃદયના, સત્યમાર્ગે ચાલનારા તેમ જ હાજી હા કરનારા નહિ તેથી હમણાના આપણી ન્યાતના કેટલાક બંધુઓ જે સરકારી નોકરી કરે છે તે ફાવી શકતા નથી. અમારા વખતના અંગ્રેજ અમલદારો સત્યને ચાહનારા હતા અને ખુશામત કે ડોળથી અંજાઇ ન્હોતા જતા; પરંતુ ખરૂં કામ કરનાર તથા સત્યમાર્ગને વળગી રહેનારાઓની યોગ્ય કદર કરતા અને વખત આવે સારૂં પ્રમોશન આપવાનું પણ ચુકતા નહિ. ખાનગી નોકરીમાં આપણા ગુજરાતમાં ક્ષેત્ર બહુ ઓછું છે; પરંતુ મુંબાઇ જેવા વિશાળ શહેરમાં એક નિષ્ઠાથી નોકરી કરનાર પ્રમાણિક તથા સત્ય માર્ગને વળગી રહેનાર આગળ પર સારી રીતે

વધી શકે છે. મણીયા મામાના બચુનો દાખલો લે. એણે મુંબાઇમાં નોકરીની શરૂઆત રૂ ૨૦ ની કરી હતી અને પંદર વર્ષની નોકરી દરમ્યાન રૂ. ૭૦૦ મળે છે. આ બધું તેની એક નિષ્ઠા તથા પ્રમાણિકપણાને લીધે જ છે. મુંબાઇ જેવા મ્હોટા શહેરમાં એક બીજી બાબત ખાસ ધ્યાનમાં રાખવાની છે તે એ કે શેર બજાર, મહાલક્ષ્મી કે પુનાની શરતોમાં કોઇ દિવસ જવું નહિ તેમ જ વાયદાના શેરો લીધા કે દીધાનો ધંધો કરવો નહિ. મુંબાઇમાં સટ્ટો અનેક રીતનો ચાલે છે. તેમાં શેરનો, સુનાનો, અળસીનો તથા રૂનો સટ્ટો ઘણા સાધારણ સ્થિતિના કરે છે. શરૂઆતમાં કદાચ બસો પાંચસો મળે છે તેથી હરખાઇ જઇને ધમધોકાર સટ્ટો કરે છે અને એક વખત હજાર બારસો મુકે છે. તે પૈસા પાછા મેળવવાને વાસ્તે હાર્યો જુગારી બમણું રમે તેમ આંખ મીંચીને સટ્ટો કરે છે અને પછી માથે હાથ મુકી રડે છે. માટે ભાઇ તું આ બધાથી અલગ રહેજે અને મ્હારી શીખામણ તું યાદ રાખજે.

નવનીત મુંબાઇ જવાને ઘણો ઉત્સુક હતો. જે દિવસો જતા તે તેને એક વર્ષ જેવા મ્હોટા દેખાવા લાગ્યા. આખરે જવાનો દિવસ આવી પહોંચ્યો. સગાવ્હાલાંને મળી તથા વૃદ્ધ પિતાની આશિષ લઇ નવનીતે મુંબાઇ તરફ પ્રયાણ કર્યું. નવનીતે મુકામ શાન્તિલાલને ત્યાં રાખ્યો. શાન્તિલાલની પત્ની સૂર્યકાન્તા સારા સ્વભાવની અને બધાની સાથે મળતાવડી હતી. દમ્પતી વચ્ચેની ગાઢ પ્રીતિની પ્રસાદી ન્હાનો વીરેન્દ્ર ઘરમાં કલ્લોલ કરી બધાંને આનંદ આપતો હતો. શાન્તિલાલે પોતાની લાગવગથી એક સારી મીલની ઑફીસમાં ૬૦ રૂપીઆના પગારથી નવનીતને નોકરીમાં રખાવ્યો. નવનીતને શરૂઆતમાં સારો પગાર મળ્યો જાણી ભગવાનલાલ ખુશી થયા અને કાગળ લખી શાન્તિલાલનો ઉપકાર માન્યો.

\+ + + + + + + +

દિવસો ધીમે ધીમે પસાર થવા લાગ્યા. નવનીતનું મન નોકરીમાં ચોંટયું ખરૂં. તેનું કામ જોઇને તેના સાહેબે તેનો પગાર વધારી બીજે વર્ષે ૯૦) રૂપીઆ કરી આપ્યો. હાલના સમયમાં મુંબાઇનીવાસીઓને જે કાંઈ મળે છે તેના ઉપર સંતોષ નહિ રાખતાં શેરબજાર અને ઘોડાની શરતોમાં પૈસા રોકે છે. તેમાં કમાય છે તેમ જ ખુવે પણ છે. તે જ પ્રમાણે નવનીત મહાલક્ષ્મી પુના વગેરે સ્થળોએ ઘોડાની શરતોમાં જવા લાગ્યો અને વૃદ્ધ પિતાની શીખામણ એક વર્ષમાં ભુલી ગયો. ધીમે ધીમે તેને

નીતના જે દોસ્તો છે તે કોઇ સારા નથી. તેઓ જ નવનીતને ખોટે રસ્તે દોરે છે; જ્યારે તેઓ તેને પાયમાલ કરશે ત્યારે જ તેઓ રહેશે. આ બધી હકીકત જાણ્યા પછી ભગવાનલાલ ઘણા દીલગીર થયા અને કહ્યું—"શાન્તિ હું નહોતો જાણતો કે નવનીત મ્હને મ્હારી વૃદ્ધાવસ્થાએ આટલું બધું દુઃખ ઉત્પન્ન કરાવશે. ગમે તેમ યુક્તિ કરી નવનીતને એ ધંધામાંથી મુક્ત થાય તેવું તું કર. જો તે કંઇ ઉંધું ચતું કરી બેસશે તો મ્હારા નામને બટ્ટો લગાડશે."

શાન્તિલાલ—ચાચા મ્હારાથી જેટલું બન્યું તેટલું હું કરી ચુકયો છું; જ્યારે મ્હારી પાસે કંઇ પણ ચાવી ન રહી ત્યારે જ હું તમારી પાસે આવ્યો છું.

ભગવાનલાલ—શાન્તિ તું આજે રાતના મેલમાં મુંબાઇ પાછો જા. હું ત્યાં આવત પણ મ્હારી અપંગ અવસ્થાને લીધે મ્હારાથી મુંબાઇના દાદરો ચડી શકાશે નહિ. હું ત્હને એક કાગળ લખી આપું છું તે તું નવનીતને આપજે અને તેની શું અસર થાય છે તે મ્હને લખી જણાવજે.

શાન્તિલાલ બીજે દિવસે સાત વાગે મુંબાઇ આવી પહોંચ્યો. નવ વાગે તે નવનીતને મળવા ગયો. નવનીતે રૂમ જુદી રાખ્યા પછી તે કોઇ દિવસ રૂમ તરફ ફરકયો પણ ન્હોતો અને આજે શાન્તિલાલને આવેલો જોઇને તે ગભરાયો. શાન્તિલાલે નવનીતને ભરૂચનો કાગળ આપ્યો. કાગળ વાંચી રહ્યા પછી શાન્તિલાલે તેના ચ્હેરા સામું જોયું તો માલમ પડયું કે ભાઇને આ કાગળની પણ અસર થઇ નહિ તેથી પુછયું–" કેમ ભાઇ મ્હારે ચાચાને શું જવાબ લખવો?"

નવનીત–હજુ મ્હેં કંઇ વિચાર કર્યો નથી. હું આજે રાતના બાપાજીને કાગળ લખીશ અને જે વિચાર થશે તે તેમને લખી જણાવીશ,"

શાન્તિલાલને ઉડતો જવાબ મળ્યાથી તે સમજી ગયો અને કહ્યું–" વારૂ ત્યારે તું રાતના કાગળ લખવાનું ભુલતો નહિ. મ્હારે ઓફીસે જવાનો વખત થયો છે તેથી હું જાઉંછું.

નવનીત–હા ભાઇ આવજે કાગળ વિષે તું બેફીકર રહેજે. હું જરૂર આજે રાતના લખીશ."

શાન્તિલાલે ઘેર જઇને ભગવાનલાલને ભરૂચ કાગળ લખ્યો કે નવનીત એમને એમ પાંસરો થાય તેમ નથી. એ તો જ્યારે ખતા ખાશે ત્યારે ઠેકાણે આવશે. જ્યાં સુધી તે પોતે નહિ સમજે ત્યાં સુધી આપણે જેટલા પ્રયત્નો કરશું તે બધા વ્યર્થ છે. શાન્તિલાલનો કાગળ વાંચી તેમને ઘણો ઉદ્વેગ થયો પણ જ્યાં પોતાના પુત્રનો વાંક ત્યાં બીજા કોને કહે મનમાં બધું સમજી બેશી રહ્યા.

× × × × ×

ઉપલા બનાવને દોઢ વર્ષ થઇ ગયું. બધા દિવસો માણસના એક સરખા જતા નથી; તેમ નવનીતનું પણ થયું. નવનીતથી ઉતાવળમાં શેરના ધંધામાં ગંભીર ભુલ થઇ ગઇ અને તે ભુલને પરિણામે લગભગ ૨૫૦૦૦) રૂપીઆની ખોટ ગઇ. આ વખતે નવનીતને શાન્તિલાલના શબ્દો યાદ આવ્યા અને તે પસ્તાવો કરવા લાગ્યો. તેની પાસે દશહજાર રૂપીઆ હતા પરંતુ બાકી પંદરહજાર કયાંથી લાવવા તેની વીમાસણમાં તે પડયો. મુકરર કરેલે દિવસે જો પૈસા ન ભરે તો બજારમાં આબરૂ જાય. તેથી લાચારીયે તે તેના જુના દોસ્ત શાન્તિ પાસે ગયો. નવનીતને આવેલો જોઇ શાન્તિલાલ તથા તેની પત્ની સૂર્યકાન્તાને તે નવાઇ લાગી નહિ પરંતુ બધું રહસ્ય તેઓ સમજી ગયાં. નવનીતે બધી વાત શાન્તિલાલને કહી. શાન્તિલાલે કહ્યું–"નવનીત મ્હેં ત્હારૂં ભવિષ્ય આગળથી ભાખી રાખ્યું હતું, મ્હેં ત્હને કેટલી કેટલી શીખામણો આપી અને ન કહેવાય તે શબ્દો પણ કહ્યા હતા. પરંતુ તે વખતે ત્હારી ગ્રહદશા નબળી હતી તેથી તે શીખામણો તે સાંભળી ન સાંભળી કરીને કાઢી નાંખી. અત્યારે ત્હારા ભાગીદારો તેમ જ ત્હારા હિતેશ્રીઓ કે જેઓ તને ઉંધે રસ્તે દોરવતા હતા તેઓ કયાં ગયા ? નવનીત ત્હને આખરે તેઓએ ફસાવ્યો અને બધો ટોપલાનો ભાર ત્હારે માથે મુકી છ પાંચ કરી ગયા વધારે શું કહું !"

નવનીત શાન્તિલાલનું બોલવું સાંભળી રડી પડયો. ગમે તેવાં પાષાણ-હૃદયના માણસોને દયા આવે તો પછી શાન્તિલાલ જેવા સરલ હૃદયનાને દયા ન આવે તે કેમ બને ? નવનીતનું કલ્પાંત જોઇ શાન્તિલાલ તથા સૂર્યકાન્તાને દયા આવી અને તેમણે તેને ધીરજ આપી શાંત પાડયો. સાંજના શાન્તિલાલ પૈસાની સગવડ કરી આવ્યો અને નવનીતની સાથે જઇ પૈસા ભરી આવ્યો. નવનીત શાન્તિલાલનો ઉપકાર માનવાનો હતો.

પરંતુ શાન્તિલાલે અટકાવ્યો અને કહ્યું–" નવનીત મ્હેં જે કંઇ કર્યું છે તે કંઇ ત્હારા ઉપર ઉપકાર કરવાની ઇચ્છાએ નહિ પણ એક મિત્ર તરીકેની ગરજ સારી છે.

× × × × × + ×

નવનીતને ઠોકર વાગવાથી તે સુધરી ગયો, અને શેર સટ્ટા તેમ જ સરત આદિમાં ઝંપલાવાનું ભુલી ગયો. સ્વદેશી માલ શીવાય બીજો કોઇ પણ માલ વાપરવો નહિ એવું તેણે વ્રત લીધું. નવીત વનિતાવિશ્રામ, હોમરૂલ લીગ, વીગેરે લોકોપયોગી કામોમાં ઉમંગથી ભાગ લેવા લાગ્યો. ભગવાનલાલ નવનીતને સુધરી ગએલો જોઇ ઘણા ખુશી થયા અને ગઇ ગુજરી ભુલી ગયા.

જ્યારે જયારે શેરબજાર, રેસીઝ વીગેરે બાબતો ઉપર વાતો નીકળતી ત્યારે નવનીત કહેતો હતો–" કોઇપણ ડાહ્યા માણસે શેરબજારના સટ્ટામાં કે સરતના મેદાનમાં પડવું નહિ. એવા છંદમાં પડેલા ઘણા બીજાને સંડોવવાસારૂ આપણા મિત્રો થઇ આવે છે પણ તેવાની સોબતથી હંમેશાં અલગ રહેવું. "

કેશવ–આશ્રમ, મુંબાઇ. } ચીમનલાલ માધવલાલ ઠાકોર.

## રામરાજ્યાભિષેક અને વનવાસ.

લોકના રામનો આજે યૌવરાજ્યાભિષેક છે,
વસે આનંદ સર્વત્ર, સીતાને ત્યાં વિશેષ છે. ૧

હર્ષના સૌ પ્રસંગો એ, દેવની કરણા જ છે,
માનતાં, વર્તતાં સીતા, સીતાની ગળહૃસિ એ. ૨

હર્ષસ્થ પેઠાં પ્રભુ–મંદિરે તે,
ધ્યાનસ્થ થયાં બે ઘડીમાં પછી તે.
પ્રત્યક્ષ હૈયે જગનાથ થાતાં,
આનંદ આનંદ રમી રહ્યો ત્હાં. ૩

સીતાના મ્હેલમાં આજે, માણસો ઉભરાય છે,
હસે છે સર્વનાં હૈયાં, હર્ષનો અવતાર છે. ૪

રચે છે હુલ્લાસે પરિજન બધાં સ્વસ્તિક રૂડા,
ગુંથે છે કો બીજાં, સુરભિ ફુલની એઉ રચના.
કરે છે તૈયારી કુશળ જન સૌ તોરણ તણી,
દીસે છે જ્યાં ત્યાં સૌ સમય-રૂચતી કાર્ય-સરણી. ૫

ન જાણે જાનકી નાથ
પ્રભાતે શું થવાનું છે.
કયાંથી તો જાનકી જાણે,
ઘડીમાં શું થવાનું છે. ૬

સીતાના શુભ મ્હેલમાં દ્દઢ થઇ શ્રીરામ આવ્યા ખરા,
કિંતુ કાંઇ ન બોલતાં નયનને નીચાં નમાવી ઉભા.
છૂટયો સ્વેદ બધે, વિવર્ણ, બનતાં, મોઢુંય ઝાંખુ પડયું,
અંતઃશોક વિરોધવા બહુ મથ્યા કિંતુ ન ચાલી શકયું. ૭

સીતાને કેમ કે'વાશે, ભીરૂને, પ્રેમરૂપને,
ફકત એ કારણે ખિન્ન, મુદ્રા શ્રી રામની બને. ૮

જોતાં વેંત જ વ્યાકુલેંદ્રિય બધી શ્રીરામની ખેદથી
પામ્યાં ક્ષોભ અથાગ અંતર વિષે સ્નેહાર્તની સ્નેહિની. ૯

"શું છે નાથ ! પ્રભુ શું છે ? શો છે આ ખેદ આપને ?
શોક—સંતપ્ત પૂછે છે, સીતા શ્રી રામને હવે. ૧૦

મુહૂર્ત આજે અભિષેકનું છે,
નક્ષત્ર પુષ્યે ગુરુ ચંદ્રમા છે.
આનંદ આનંદ બધું રટે છે,
ત્યાં શોક આવો પ્રભુ શું ઘટે છે ? ૧૧

નથી ધરાયું કયમ છત્ર માથે ?
ન નાખતું ચામર કોઇ આજે ?
બંદી જનો કયાં સઘળા ગયા છે ?
કોઇ નથી સેવક કેમ સાથે ? ૧૨

પાળા પગે અત્ર સુધી પધાર્યા ?
હાથી અને માવત કેમ નાવ્યા ?
જોડેલ ચચ્ચાર મહાશ્વ જેને
ક્યાં છે ત્હમારો રથ ભવ્ય આજે. ૧૩

દહીં અને માક્ષિક શુભ નીરે
તીર્થસ્થળોના કળશો ભરીને
બોલાવતા બ્રાહ્મણ કેમ આજ
નથી તમોને ગ્રહ-શાંતિ કાજ ?" ૧૪

વચન વિનયવાળાં ઉચ્ચર્યાં આટલા જ્હાં,
દડ દડ દડ ચાલી અશ્રુની ઉષ્ણ ધારા.
હૃદય મંહિ ઘુંટાયો શ્વાસ ઝાઝો સીતાને
કશું નવ પછી બોલી ત્યાં શક્યાં રામને એ. ૧૫

કરીને એકઠું ધૈર્ય, શમાવી શોકવહ્નિને,
ધર્મયોગી મહાન્ રામ, સીતાને હળવે કહે. ૧૬

"તાતની એમ આજ્ઞા છે, જે મ્હારે વનમાં જવું,
રહેવું ચૌદ વર્ષો ત્યાં, કારણો અત્ર હું કહું. ૧૭

કૈકેયી માતને તાતે, આપ્યાં વરદાન બે,
પ્રસંગ દાન સિદ્ધિનો, આવ્યો તે આજની ક્ષણે. ૧૮

સત્યપ્રતિજ્ઞ મમ તાત સદા પ્રશસ્ત,
કૈકેયીના ઋણ વિષે ચિરકાલ બદ્ધ.
'આપીશ' એમ વચનો નીકળ્યાં મુખે જે,
પ્રાણાર્પણે પણ પળે વચને પિતા તે. ૧૯

માગી લીધાં ઉભય વચનો આજ કૈકેયીએ એ,
પોતાના કો અધમ જનના દુષ્ટ બોધે ભમીને.
સીતા મ્હારે વનમહિં જવું આજ તેથી પડે છે,
મ્હારે સ્થાને ભરત કરશે રાજ્ય એવું ઠર્યું છે. ૨૦

ન લોપું તાત-આજ્ઞા હું, સ્વપ્ને જનકનંદિનિ !
તાતની સત્ય નિષ્ઠાને, નિરવદ્ય કરું બધી. ૨૧

તજી હું તાતની આજ્ઞા, ન ઇચ્છું જીવવા પ્રિયે !
વશ માબાપને રે'વું, સર્વથા પુત્રધર્મ એ. ૨૨

પ્રત્યક્ષ દેવ-નિજ માત પિતા ગુરુને,
સંતુષ્ટ જે નવ કરે વચને રહીને.
ક્યાંથી અલક્ષ્ય પરમેશ્વરને કરે તે,
સંતુષ્ટ, દુષ્કર ઉપાસનના પ્રકારે ? ૨૩

માબાપની પરમ ભક્તિવડે પમાય
ત્રૈલોક્યના સકલ દેવ તણા પ્રસાદ;
ધર્માર્થ કામ સહુ શ્રેષ્ઠ પમાય તેથી
આરાધના અવર છે ન પવિત્ર એવી. ૨૪

આવ્યો છું હું જનકતનયા, જાઉં છું એમ કે'વા,
મ્હારી ચિંતા કશી ન કરવી એટલું ખાસ કે'વા.
મ્હારી શ્લાઘા ભરતનિકટે બોલવી એ જરીના,
ઋદ્ધિવાળા સહન ન કરે પારકાની પ્રશંસા. ૨૫

રે'વું તારે અનુકુળ સદા ખેદ ચિંતા તજીને,
રાજા એ છે ભરત હમણાં વાત એ સંસ્મરીને.
છે એ ન્હાનો દિયર તુજનો વાત સાચી બધી એ
અત્યારે એ પણ નૃપતિ છે, બાળ-રાજા નથી એ. ૨૬

મ્હારી આજ્ઞા હૃદય ધરજે સર્વથા સુપ્રસન્ન,
હું એ જાઉં શિરપર ધરી તાતઆજ્ઞા અરણ્ય,
સાધ્વી સીતે ઉચિત સઘળાં રાખજે અન્નપાન,
સાદાં મિષ્ટાં શુચિ હૃદયમાં, છે પ્રભુના વિરામ. ૨૭

વ્હેલાં ઉઠી પ્રતિદિન કરી દેવપૂજા સમાપ્ત,
જાજે સીતા વિનય વદને વંદવા તાત-પાદ.
ભાળું એનું હૃદય રડશે હું અહીંથી જવાથી.
સેવા સીતા પરમ કરજે સર્વદા ધ્યાન રાખી. ૨૮

વૃદ્ધાવસ્થા, પરમ નબળું તાતનું છે શરીર,
ચિંતા એની પ્રતિપળ મને ચિત્તમાં છે વિશેષ.
શાંતિ એને ઉર મહિં રહે કેમ એ શોધી કાઢી,
સેવા સીતા સરસ કરજે, સર્વદા ધ્યાન રાખી. ૨૯

મ્હારે માથે પ્રબળ મમતા રાખનારી જણેતા
છે કૌશલ્યા વિમળ-વહતી સ્નેહની શુભ ગંગા,
એણે વેઠ્યાં કંઈ કંઈ વતો આપણી કાજ સીતા
એને થાશે અધિક સઉથી ખેદને દુઃખ ચિંતા. ૩૦

કીધી એણે જીવન-તપમાં દુર્બળી દેહ-યષ્ટિ
સહાશે તે અધિકતર સંતાપ હૈયે થવાથી,
એની પાસે નિશદિન રહી શ્રેષ્ઠ સન્માન આપી,
સેવા સીતા સરસ કરજે, સર્વદા ધ્યાન રાખી, ૩૧

સુમિત્રા માત કૈકેયી, રાજી જેમ રહે સદા,
વર્તવું તેમની સાથે રાખીને કુળની પ્રથા; ૩૨

કૈકેયી માતનું તેમાં, ખાસ સન્માન રાખવું,
ન લાગે તેમને ઓછું, એટલું યાદ રાખવું. ૩૩

કૌશલ્યા આપણી માતા, ને બીજાં ઓરમાન છે,
ન એવો રાખશો ભેદ, મ્હારે સર્વે સમાન છે. ૩૪

શત્રુઘ્ન ને ભરત પ્રાણ થકી મ્હને છે
વ્હાલા નિરંતર વધુ મુજ બંધુઓ એ.
સંભાળજો ઉભય પુત્ર સમાન જાણી
એને તમે જનની માફક હેત આણી. ૩૫

ભરતનું નહિ વિપ્રિય વાંચ્છવું,
ભરતનું સહુ શ્રેય જ ઇચ્છવું,
ભરત કેવળ રાજ્યપતિ નથી,
ભરત છે કુળનોય હવે પતિ. ૩૬

સેવા જો સર્વથા થાય, શીલથી ને પ્રયત્નથી,
પ્રસન્ન થાય તો રાજા, પ્રકોપે વિપરીતથી. ૩૭

નથી કદી કર્યો ના તમે મ્હને જો,
હજી સુધી કોઇ સમે પ્રિયા પછી તો,
સજ્જવી નહિ જીભ 'ના' કહીને,
કુળરીતિ ધર્મ સ્વભાવ સંસ્મરીને. ૩૮

જયંતિલાલ ચકુભાઇ ભટ્ટ.

# સોયકામ ઉપર વિશેષ ધ્યાન આપવાની જરૂરિઆત.

વિદ્યા અને હુન્નર એ બન્ને મનુષ્ય માત્રને ઉપયોગી છે. પણ તે બંનેમાં વિદ્યાવાન મનુષ્યને તેના આશ્રયદાતા અથવા કદરદાન ગ્રાહક ન મળે તો કોઇ પ્રસંગે ક્ષુધાનું સંકષ્ટ સહન કરવાનો વિકટ પ્રસંગ સહજમાં આવી પડે છે; પરંતુ હુન્નરવાળાં મનુષ્યો જ્યાં જાય ત્યાં જલદીથી તેમના ગ્રાહકો મળી આવતાં તેઓ પોતાનું ગુજરાન ચલાવવાને ભાગ્યશાળી નીવડે છે. વિદ્યાવાળાં માણસોને ઘણે ભાગે પોતાનો ધંધો શોધવા જવાની ફરજ પડે છે. અને હુન્નરવાળાં માણસોને તેમ કરવાની જરૂર ન પડતાં લોકો આપો આપ-પોતે જ તેનું ઘર શોધતા જાય છે, અને કામ કરાવી તેમની મહેનત આપે છે. એ રીતે વિદ્યા કરતાં હુન્નરવાળાં માણસો વધારે સુખી થાય છે. પણ સૌથી વધારે ઉત્તમ અને વાસ્તવિક તો એ છે કે જેઓ સદ્‌વિદ્યા શીખવાની સાથે સારા હુન્નર પણ શીખેલાં છે તેઓ વધારે માન અને આનંદથી સંતોષકારક રીતે પોતાનું અને પોતાના કુટુમ્બનું ગુજરાન ચલાવે છે.

આપણા પ્રાંતમાં કન્યાશાળાઓ સ્થાપન થયા પછી શાણી સરકારે અને કેળવણીખાતાના અનુભવી અને ડાહ્યા અધિકારીઓએ કન્યાઓને લખવા વાંચવા વગેરેનું કામ શીખવવા ઉપરાન્ત બહુ ડહાપણથી તે સાથે " સોયકામ " શીખવવાની ગોઠવણ ઘણાં વરસથી દાખલ કરેલી છે, પણ લખવાને દિલગીરી ઉપજે છે કે જેટલે દરજ્જે આ વિષયમાં કન્યાઓ સફળ થવા આપણે આશા રાખીએ તેટલે દરજ્જે તેઓ આ ઉપયોગી વિષયમાં ફતેહમંદ જણાતી નથી, અને વાર્ષિક પરીક્ષા સમયે જો સર્વ સ્થળે વધારે તપાસવામાં આવે તો સામાન્ય માર્કથી પાસ થવા જેટલું જ તેઓ શીખે છે.*

આ સ્ત્રી-ઉપયોગી મહત્ત્વના વિષયમાં તેઓ જે કાંઇ થોડું શીખે છે તેટલા અધુરા શિક્ષણથી ભવિષ્યમાં તેમની અને તેમના કુટુમ્બની

* આ વાત સર્વેને સરખી રીતે લાગુ પડે નહિં કારણકે કેટલીએક કન્યાશાળાઓ એટલી ઉત્તમ પ્રકારે ચાલે છે કે તેમનું સ્વચ્છ સોયકામ વગેરે જોઇ હરકોઇ પ્રેક્ષક પોતાનો આનંદ અને સંતોષ બતાવે છે.

ઉન્નતિ થતી નથી. અને અનુભવ આગળ વધારવામાં ન આવે તો કદાચ થોડું શીખેલી હોય તે પણ ધીમે ધીમે ભુલતી જાય છે અને શીખેલાં તથા નહીં શીખેલાં એ બંને સરખાં જ થઇ રહે છે.

ઉપર જણાવ્યું તેમ કેળવણીખાતાના સમજુ અને વિદ્વાન અધિકારીઓએ ઘણાં વરસથી ધોરણોમાં આ "સોયકામ" નો ઉપયોગી વિષય દાખલ કરેલો છે છતાં પણ કન્યાઓ આ કામમાં જોઇએ તેવી કુશળ જણાતી નથી તો તેનાં શાં શાં કારણો છે તે ઉપર જરા નજર કરવાની જરૂર જણાય છે.

૧ કન્યાઓને શીખવા જેવું ખરૂં કામ તો ઉપરનાં ધોરણ—૪-૫ અને છટ્ઠામાં જણાય છે. છટ્ઠું ધોરણ શીખવાનો લાભ તો બહુ જ થોડી કન્યાઓ લે છે કારણ કે મોટાં શહેરોની કેળવાયેલી ઉચ્ચ જ્ઞાતિઓ સિવાય બાકી સર્વત્ર હાનિકારક બાળલગ્ન અને રજોદર્શન પ્રાપ્ત થતાં પહેલાં સાસરે વળાવવાનો અનિષ્ટ રીવાજ ઘણા ભાગમાંથી હજુ જોઇએ તેવો કમી થયો નથી તે સર્વને જાણીતી વાત છે. હવે ધોરણ ૪—૫ શીખનારી કન્યાઓ કાંઇક વયમાં આવેલી હોવાથી તેઓ અનેક પ્રકારનાં ગૃહ-કાર્યોમાં રોકાએલી રહેવાથી શાળામાં તેમની હાજરી અનિયમિત હોવાને કારણે તેઓ જોઇએ તેવું સારૂં ધ્યાન આપતી નથી, અને બરાબર શીખતી નથી.

૨ કન્યાઓ હમણાં આખા વરસમાં શીવણનું એકાદ કપડું તૈયાર કરી સોય કામનો જે કાંઇ જુજ અનુભવ મેળવે છે તેમાં વિશેષ અનુભવ મેળવવા શાળામાં સોયકામ અને ભરત-ગુંથણમાં ખર્ચ કરવા જેટલી વિશેષ રકમની મદદ ઘણેખરે ઠેકાણે હોતી જ નથી. સોયકામના કંટીજંટની રકમ ઘણી જુજ હોય છે, અને શીખનાર કન્યાઓની સંખ્યા વિશેષ, અને તેમાં કપડાં વગેરેની મોંઘવારીને લીધે કન્યાઓને સોયકામ વગેરેનો વિશેષ અનુભવ કરાવવા બની શકતું નથી.×

૩ હાલમાં અમદાવાદ, નડિયાદ, સુરત, ભરુચ વગેરે સ્થળે મ્હોટી સંસ્થાઓમાં ખાસ સોયકામ અને ભરત-ગુંથણમાં ઘણી પ્રવીણ પારસી કે ખ્રિસ્તી બ્હેનો વગેરેને મોટે પગારે એ વિષય શીખવવા માટે રાખવામાં આવેલાં જોવામાં અને સાંભળવામાં આવે છે. પણ તે

× જ્યાં નાણાંની તંગી હોય, તેવે સ્થળે અનુભવી અને બુદ્ધિમાન શિક્ષિકા કન્યાઓને તેમના ઘરનું કપડું મંગાવી શીખવે છે અને એ રીતે કન્યાઓને શીવણ કામમાં તૈયાર કરે છે.

સિવાયનાં ઘણેખરે સ્થળે કન્યાશાળાઓમાં હવે તો શિક્ષિકાઓ જ પોતપોતાના વર્ગમાં આ વિષય શીખવે છે હવે જ્યાં કન્યાશાળા આબાદ હોય અને એકાદ ઉપ-શિક્ષિકા ટ્રેઇન્ડ હોય કે ન પણ હોય તેવે સ્થળે માત્ર એક જ મુખ્ય શિક્ષિકા બધા વર્ગો ઉપર સોયકામ વગેરેની દેખરેખ રાખે એ કેટલું મુસ્કેલી ભરેલું કામ છે એ વિષે લખવા કરતાં સુજ્ઞ વાચક બન્ધુ અને ભગિનીઓએ વિચાર કરી લેવાનો છે.

હમણાંની કેટલીએક ટ્રેઇન્ડ શિક્ષિકાઓ વિષે બોલવું કે લખવું મને ઠીક જણાતું નથી, પણ પ્રથમથી તે સર્વ બહેનોની ક્ષમા માગી મારા જાણવા પ્રમાણે સત્ય કહેવામાં આવે તો ઘણીખરી ટ્રેઈન્ડ બહેનો સોય કામમાં સુંદર બખીઆ મારવા સિવાય વેતરવાના અને ભરત-ગુંથણના વિષયોમાં ખ્રિસ્તિ અને પારસી-બહેનો જેવી બહુ કુશળ જણાતી નથી. એક ટ્રેઇન્ડ શિક્ષિકાએ ચોળી પહેરી હતી, તેમાં કરચલી પડેલી હતી અને ચોળીના કડકા તેના માપ પ્રમાણે નહોતા. વેતર્યાના કામમાં ખામી જણાતાં મેં તેમને પૂછ્યું કે બ્હેન! આ ચોળી કોણે શીવી હતી? તુર્ત જ જવાબ મળ્યો કે-એ ચોળી મેં વેતરી છે અને મારી જ શીવેલી છે. મેં મારા લાંબા અનુભવમાં ઘણી જગાએ જોયું છે કે ટ્રેઇન્ડ શિક્ષિકા બહેનોમાં હજુ કેટલીએકને તાલાંવાળી અને પાછળના કાપવાળી ચોળી, પોલકાં, ઝબલાં અને બાળકોની ચોઈીઓ વગેરે જોઇએ તેવાં વેતરતાં અને શીવતાં આવડતાં નથી. તો પછી તેઓને છોકરાઓ (અથવા પુરુષ વર્ગ)નાં ખમીસ તો આવડે જ ક્યાંથી? અને આવાં અધુરા જ્ઞાનવાળી બહેનો પોતાની શિષ્યાઓને કેવી રીતે શીખવી શકે? અને પોતાના કુટુમ્બને પણ કેવે પ્રકારે લાભ આપી શકે? એ આપણે વિચારી લેવાનું છે.

પોતાના જાતિ ઉમંગ સિવાય કોઇ પણ બહેન આ કામમાં હોંશિયાર થઇ શકતી નથી. કેટલીએક શિક્ષિકાઓના કુટુમ્બમાં તેમની માતાઓ અથવા પિતા-ભ્રાતા કે પતિ કેળવાએલા હોયને નવાં નવાં કામ શીખવવાને હોંશિલા હોય છે તેમના જ કુટુંબની અથવા તેવા સારા કુટુંબની સોબતમાં રહેનારી બહેનો શીવના વગેરેના હુન્નરમાં જોઇએ તેવી ચાલાક અને નિપુણ હોય છે.

૪ મોટી આબાદ કન્યાશાળાઓમાં સીંગર કંપનીના (હાથના અથવા પગના) સંચા આપવાની જરૂર જણાય છે. દેશની હાલની પરિસ્થિતિનો વિચાર કરતાં હવે તે સમય છેક નજીકમાં આવેલો લાગે છે. મહાત્મા

ગાંધીજીના રાષ્ટ્રીય શિક્ષણના અગ્રેસરોએ અને સ્ત્રીકેળવણી મંડળનાં ઉત્સાહી વિદ્વાનોએ, હવે આ વિષય ઉપર વિશેષ ધ્યાન આપવા જેવું છે. ત્યારે હવે કન્યાઓને સોયકામમાં વિશેષ કુશળ બનાવવા શું કરવું જોઇએ ?

૫ ઉપરનાં ધોરણોમાં વિશેષ હાજરી રાખી સોયકામ અને ભરત-ગુંથણમાં વિશેષ કુશળતા બતાવનાર બહેનોને ખાસ-ઇનામો-આપવાની ગોઠવણ થવી જોઇએ.

૬ હાલમાં કન્યાશાળાઓમાં જે કંટીજંટ રકમ મળે છે તેમાંનો અમુક ભાગ-સોયકામ અને ભરત-ગુંથણના કામમાં વપરાય છે. પ્રથમના કરતાં હાલમાં કાપડના ભાવ તેજ છે. તેમ જ ભરત-ગુંથણના સામાન (દોરાની આંટીઓ વગેરે) ઘણા મોંઘા ભાવે વેચાય છે. પહેલાં બીજા ધોરણથી કન્યાઓને સોય કામ શીખવવામાં આવતું હતું પણ હાલનાં નવાં ધોરણોમાં પહેલા ધોરણથી જ કન્યાઓને સોય દોરો આપી થોડું થોડું શીખવવાની શરૂઆત કરવાની છે. વગેરે કારણોને લીધે જોઇએ તેવી સારી રકમ મળ્યા સિવાય આ કામમાં સુધારો-વધારો થઇ શકે નહિં તે સ્પષ્ટ સમજી શકાય તેમ છે. તો તમામ કન્યાશાળાઓના હાલના કંટીજંટમાં (તેમાં શીખનારની સંખ્યા અને સ્થિતિના પ્રમાણમાં) લગભગ બેવડો વધારો કરવાની જરૂર જેવું જણાય છે.

૭ જૂના સમયમાં કેટલીએક જગાએ ઉપરીઓ તરફથી છોકરાઓના જે હેડમાસ્તરો તે વખતની સેકન્ડ ગ્રેડ (તે હાલની વર્નાક્યુલર ફાઇનલ) પરીક્ષામાં જે પ્રમાણે વિદ્યાર્થીઓ પાસ કરાવે તે પ્રમાણે તેમને વિદ્યાર્થી દીઠ અમુક રૂપિઆનાં રોકડ ઇનામો આપવામાં આવતાં હતાં અને તેમની લાયકાત વિશેષ ગણવામાં આવતી હતી. એ જ રીતે હમણાં પોતાની શાળામાં ઉત્તમ પ્રકારનું સોય કામ શીખવનાર મુખ્ય શિક્ષિકા બહેનને વિશેષ લાયકાતવાળાં ગણવાની સાથે તેમને ચાલુ પગાર ઉપરાન્ત ખાસ કેસ તરીકે કાંઇક વિશેષ એલાવન્સ (અથવા ઇનામ) આપવામાં આવે તો તેથી પણ આ મહત્ત્વના વિષયને લાભ થવા આશા રહે છે, અને લાયક સ્ત્રી-શિક્ષકોને આથી કાંઇક ઉત્તેજન પણ મળશે.

૮ અનેક કારણોથી હાલમાં દેશમાં સર્વત્ર ભારે મોંઘવારી ચાલે છે તેવા વિકટ પ્રસંગમાં સ્ત્રીઓએ અનેક પ્રકારના ગૃહ-ઉદ્યોગે શીખવાની

અતિ જરૂર છે. બધા ગૃહ-ઉદ્યોગમાં " સોય કામ " એ વધારે સગવડતાવાળો ઉપયોગી હુન્નર છે. ભરત-ગુંથણકામ આપણને જેટલે દરજ્જે ઉપયોગી છે તેના કરતાં હાલના સંજોગમાં " સોય કામ " સર્વેને વધારે ઉપયોગી જણાય છે. હાલમાં એક સાદા પોલકાની શીલાઇ આઠ આના ગણાય છે પણ તે ગરમ કે રેશમી હોય તો એક રૂપિઓ માગે છે. ફેન્સી પોલકાની સીલાઇ માટે તો કાંઇ કહી શકાય તેમ નથી, કારણકે તેને અનેક રીતે સુંદર બનાવવામાં કસર રાખવામાં આવતી નથી. પણ કદાચ તેની વધારે કિંમત ન ગણીએ તોપણ મ્હોટાં શહેરોમાં તેની શીલાઈ હાલમાં રૂપિઆ બે ત્રણથી કમી લેતા નથી ઇત્યાદિ કારણોને લીધે હાલના સમયમાં સોયકામનો હુન્નર શીખવા-શીખવવા તરફ મ્હોટી વયની બહેનોએ વધારે ધ્યાન આપવું એ પસંદ કરવા જેવું છે.

જેઓને કપડાં વેતરવાની પુરેપુરી સમજણ સાથે સોયકામ સારૂં આવડે તેઓએ આગળ વધીને સીવવાના સંચાએ કામ કરતાં શીખવું જોઇએ. હવે મોટાં શહેરની ઘણીખરી કન્યાશાળાઓમાં શીવવાના સંચા દાખલ થઇ ગયા છે.' હારમોનીઅમ ' એ સંગીતના આનંદમાં વૃદ્ધિ કરનાર છે. પણ તે આનંદ મ્હોટાં સુખી કુટુંબોના ભાગ્યમાં સર્જીત છે. હાલમાં દેશની સ્થિતિ જોઇએ તેવી સંતોષકારક એને સુખી નથી. હાલના સંજોગોમાં ગૃહ-મન્દિરની ભવિષ્યની દેવીઓને સંસારમાં સુખી કરવા સોયકામના હુન્નરમાં વિશેષ આગળ વધારવાની જરૂર છે. અને તે પ્રમાણે વેળાસર થવા કન્યાઓને તથા તેમની કેળવાએલી અને ઉમંગી મુખ્ય શિક્ષિકાઓ વગેરેને ( શીવવાનો સંચો શીખવનારને ખાસ-વધારાના એલાવન્સતરીકે ) યોગ્ય ઉત્તેજન આપવાની વિશેષ જરૂર જણાય છે. અમને ઉમેદ છે કે નવી લોકલબોર્ડ તથા દેશી રાજ્યના મહારાજા સાહેબ અને તેમના વિદ્વાન્ મંત્રીઓ તથા સ્ત્રીકેળવણી મંડળનાં વ્યવસ્થાપકો અને નામદાર બ્રિટિશ મહારાજ્યના શાણા અને અનુભવી વિદ્વાન્ વડા અધિકારીએ સોય કામના હસ્તશિક્ષણને ઉદારતાથી ખીલવવા વિશેષ ધ્યાન આપવા-અપાવવા બનતો યત્ન કરવાની તસ્દી લેવા કૃપા કરશે તો એક પ્રકારની દેશસેવા બજાવવા ઉપરાન્ત તરુણ બહેનોની મ્હોટી શુભાશિષ મેળવવા ભાગ્યવંત થશે. **મસ્તુ.**

સૌ. કૃષ્ણાગૌરી હિરાલાલ રાવળઃ હેઃ મિ. લુણાવાડા.

# સ્ત્રીધર્મ.

## ખાસ નવરાત્રીમાં ગાવા માટે ગરબી.

## પતિને તે જ પ્રિયા.

( સારૂં સારૂં રે સુરત શહેર મુંબઇ અલબેલી–એ રાગ. )

સખીં પતિ હરખે એમ વર્તે પતિને તે જ પ્રિયા;
સખીં પતિ વશ થાયે જેથી એવી આ જ ક્રિયા.
ધર્મ પોતાનો ખરો પાળની પતિને ધ્યાનમાં ધારીરે;
પ્રેમસ્વરૂપ એ મ્હારા સમજીને પ્રેમામૃત પાનારી૦ પતિ. ૧
પતિ નામના જાપ જપીને હૃદયે હરખી વર્તેરે;
નિત્ય નેહથી પ્રભુનું ને પતિ–પૂજન પ્રેમે કરતી૦ પતિ. ૨
સ્વર્ગગતિ એ સ્ત્રીની જાણો પ્રભાતે વહેલી ઉઠેરે;
પ્રાતઃસ્મરણ કરીને પ્રભુનું પતિનું મુખડું નિરખે૦ પતિ. ૩
શૌચ ક્રિયા સઘળી પરવારે પતિના પહેલાં નિત્યેરે;
ઘરનાં કાર્યો ધ્યાન દઇને સારી રીતે કરતી૦ પતિ. ૪
પાત્ર રસોડું શુદ્ધ કરીને ઘી ધાન્ય રસ તેલરે;
ખર્ચ ખુટણનું દ્રવ્ય તપાસી કરે ખર્ચ વિચારી૦ પતિ. ૫
પ્રાતઃસ્નાન કરીને પ્રેમે સસરા સાસુને નમતીરે;
માતપિતા પતિ વડિલ થકી જે મળ્યાં વસ્ત્રને ધરતી૦ પતિ. ૬
મનવાણીને કર્મે કરીને આજ્ઞા પતિની પાળેરે;
પતિના હિતમાં મિત્ર બનીને છાયારૂપે ચાલે૦ પતિ. ૭
પાકવિધિથી પાક બનાવી સસરા સાસુ પતિનેરે;
તર્પી પતિની આશિષ લઇને પ્રેમે પોતે જમતી૦ પતિ. ૮
જમ્યા પછીથી બાકી રહેલાં કામકાજને ખોળીરે;
હર્ષથકી પૂર્ણ કરે છે સાયંપ્રાતઃકાળ૦ પતિ. ૯
અવસર મળતાં સદ્ગ્રંથોને વાંચે નિત્યે પ્રેમેરે;
રજની વેળે પોઢયા પતિને પ્રેમ થકી રીઝાવે૦ પતિ. ૧૦
નિદ્રાધીન પતિને જોઇને પોતે નિદ્રા લેતીરે;
પતિના જાગતા પહેલાં જાગી નિત્ય નિયમને સજતી૦ પતિ. ૧૧
વિદેશમાં પતિ હોય કદાપિ સાદે વેશે રહેતીરે;
સૌભાગ્યતણાં ચિન્હોને પ્રેમે અવશ્ય પોતે ધરતી૦ પતિ. ૧૨

નિત્ય પતિનું ધ્યાન ધરીને હિતમાં પ્રીતિ ધરતીરે;
રમત પારકે ઘેર જવાનું હાસ્ય વળી પરહરતી૦ પતિ. ૧૩

સુશીલં ભૂષણં પરં એ અલંકાર અભાવેરે;
પતિનેજ ભૂષણ માનીને મેળાવડા ન જોતી. પતિ. ૧૪

દેવતીર્થ ગુરુ ધર્મ પતિને નિશ્ચય મનથી માનેરે;
સર્વ જગતમાં સૌથી મ્હારો સ્વામી અતિશે શ્રેષ્ઠ૦ પતિ. ૧૫

સ્વામી સુખમાં સુખ છે મારૂં મનમાં એવું માનીરે;
સુખ કે દુઃખમાં ભાગ લઇને પતિ પ્રીતિ રહે ધારી૦ પતિ. ૧૬

કહે શાસ્ત્રો જે પતિ વિરહને મદ્ય અને દુઃસંગરે;
ગમે તેમનું શયન અટનને ત્યજે પરગૃહવાસ૦ પતિ. ૧૭

એવી સ્ત્રી જે સંતતિ માટે ભાગ્યશાળી કહેવાયરે;
લક્ષ્મી થકી જે નથી ન્યૂન કૈં ઘરના દીપક જેવી૦ પતિ. ૧૮

પતિ ઇચ્છા વિણુ યજ્ઞવ્રતાદિક સતીએ નહિ આચરવાંરે
પતિ આજ્ઞાથી યજ્ઞવ્રતાદિ કરીને સ્વર્ગે જાય૦ પતિ. ૧૯

જે નારી પતિનું સુખ ઇચ્છે જન્મે બીજે જન્મરે;
મૃત જીવત પતિનું સાધ્વી સ્ત્રી ખોટું કદી નવ કરે૦ પતિ. ૨૦

દેહવાણીને મને કરીને રખાય આ વર્તનરે;
સત્કીર્તિ જગમાં સ્વામીનું સુખ પરત્ર પમાય૦ પતિ. ૨૧

સુકન્યા સીતા સાવિત્રી વળી અનસૂયા દેવીરે;
કીર્તિ જેની જગમાં જામી પતિને પ્રેમે સેવી૦ પતિ. ૨૨

ઇચ્છા પતિસુખ મુક્તિ કેરી જેના મન હોયરે;
વાસુદેવ પતિ પ્રેમ ધરીને મનવાંછિત સુખ હોય૦ પતિ. ૨૩

શાસ્ત્રી વાસુદેવ જયેષ્ઠારામ શર્મા. મુ. ઉમરેઠ.

---

સૂચનાઃ—નવરાત્રીમાં ગવાતા ગરબાઓમાં, મુખ્યત્વે કરીને સ્ત્રીઓને માટે આ ગરબો યોજવામાં આવ્યો છે; અને જનસમાજની આ ગરબા પ્રત્યે અભિરુચિ થાય અને સ્ત્રીઓમાં છૂટથી લ્હાણી તરીકે વહેંચાય અને સ્ત્રીઓ ગાઈ તેનો અમલ કરે એવી લેખક ઇચ્છા રાખે છે. આ ગરબીમાં તંત્રી તરફથી અહીં યથોચિત થોડો ફેર કર્યો છે.

# તતૂડાનો અવાજ.

શિષ્યોની મંડળી વચ્ચે ગુરુ બેઠા છે. વાદવિવાદ ચાલી રહ્યા છે. વચ્ચે વચ્ચે ગુરુજી પાત્ર જોઇ બોધ આપતા જાય છે. આમ ગુરુ શિષ્યોનો સંવાદ ચાલી રહ્યો છે. ત્યાં થઇને એક ગણિકા જતી હતી. ગણિકાને જોઇને મહાત્માને કંઇક અણગમો આવ્યો એટલે તેમણે મોં ફેરવી નાખ્યું.

ગણિકા આ વાત સમજીને ઉભી રહી અને પેલા સાધુ તરફ જોઇ તેણે કહ્યું, " મહારાજ, તમે મોં ફેરવી નાખ્યું તે હું સમજી છું પણ હું એટલું જ તમને કહું છું કે મરની વખતે બધું સંભાળજો. "

શિષ્યોને ગણિકાના બોલવામાં કાંઈક રહસ્ય હોય એમ લાગ્યું તેમણે ગુરુને પૂછ્યું, " આ નીચ વૃત્તિની સ્ત્રીને આટલું બધું જ્ઞાન ક્યાંથી હશે ?" ગુરુજીએ ફક્ત ટૂંકો જ જવાબ દીધો, પૂર્વ જન્મનો જેવો સંસ્કાર."

ગુરુજીના શરીરને આજે ઠીક નથી. તેઓ મૃગચર્મ ઉપર કામળી બીછાવી સુતા છે. શિષ્યો ગુરુજીની સેવા કરી રહ્યા છે. કેટલાક શિષ્યો ગુરુજીની આસપાસ વિંટાઇને પડનો બોલ ઝીલવાને તત્પર થઈ રહ્યા છે.

આજે તો ગુરુજી છેક બેસાન જેવા થઇ ગયા છે. હવે જીવ જવાને થોડી જ વાર છે. ત્યાં એક ઢેડનું તતૂડું ફુંકાયું. ગુરુજીને કાને તે અવાજ પડયો. એમણે છેલ્લો શ્વાસ લીધો, અને આંખ મીંચાઇ.

રાજાના ઢેડને ઘેર આજે ઉત્સવ થઈ રહ્યા છે. ગામમાં સાકર વહેંચાઈ રહી છે. પચાસે વર્ષે તેને ઘેર છોકરો આવ્યો હતો. ઢેડના હરખનો તો પાર નથી. લોકોએ પણ 'છોકરો આવ્યો તે બહુ સારૂ થયું' એમ કહેવા માંડયું.

ગુરુજી ઢેડનું તતૂડું સાંભળતાં મરણ પામ્યા; તેથી આ ઢેડને ઘેર એમને અવતરવું પડયું; પરંતુ પૂર્વ જન્મના સંસ્કારથી આ વખતે તેમને ગયા જન્મની સ્મૃતિ રહી હતી. ઢેડને ઘેર જન્મ લેવો પડયો તેથી એ બહુ પસ્તાવા લાગ્યા. ન્હાનું બાળક તો કેમે કર્યું ધાવતું નથી. બાધા આખડીઓ અને દોરા ધાગા કરતાં થોડો ઘણો ફેર પડયો. પણ આ કારમું બાળક તો આ ખોળીઆમાંથી શી રીતે જીવ છૂટો થાય તેનો જ વિચાર કરી રહ્યું હતું.

વિચાર કરતાં પાંચ વર્ષ વહી ગયાં. કાંઇ પણ ઉપાય ના સૂઝયો. છેવટે તેણે અપવાસ કરી પ્રાણત્યાગ કરવાનો વિચાર કર્યો. તે દિવસથી તે પાંચ વર્ષના છોકરાએ ખાવાનું છોડી દીધું.

ઢેડ તો બહુ દુ:ખી થવા લાગ્યો. "પાંચ વરસનો છોકરો ખાતો નથી તો એને કોઈની નજર તો નહીં લાગી હોય?" ઢેડે છોકરાની નજર બાંધી કેટલી કેટલી બાધાઓ રાખી પણ છોકરો ખાતો ન થયો.

એક દિવસ પેલો ઢેડ ગણિકાના ઘર આગળ કચરો વાળવા ગયો હતો. ત્યાં ગણિકાએ છોકરાની ખબર પૂછી. ઢેડે કહ્યું, "બા, છોકરો તો ખાતો નથી." એટલે ગણિકાએ છોકરાને પોતાને ત્યાં લાવવાનું કહ્યું.

ઢેડ છોકરાને લઇને થોડીક વારમાં આવ્યો. ગણિકાએ છોકરાને એક ઓરડામાં મૂકાવ્યો, અને પછી બારણાં બંધ કરાવી દીધાં. ગણિકા પેલા છોકરાને જળ છાંટી કહેવા લાગી, "મહાત્માજી, જાગો. એમ અપવાસ કર્યે કાંઇ વળવાનું નથી. અને કદાચ જીવ જશે તો ઉલટી આત્મહત્યા થશે; અને ફરીથી જન્મ લેવો પડશે. પ્રારબ્ધ કર્મ ભોગવ્યા વગર છૂટકો નથી. માટે અહિં ઢેડના ખોળીઆમાં રહી ઈશ્વર-સ્મરણ કર્યા કરો. તે દહાડે મારે મોં જોઈ કચવાતા હતા તો હવે ઢેડનો અવતાર શેં ભોગવશો? મારે યે આ તમારા જેવો જ જન્મ ભોગવવાનો છે. જાવ, હવે ઘેર જઇને ખાઓ. પ્રભુ કરશે તો આ આપણો છેલ્લો અવતાર છે. વીસ વરસ થતાં પ્રભુના ધામમાં જવાનું છે માટે સન્તજી, આનંદથી દિવસ ગાળો—" ગણિકાએ બારણાં ઉઘાડી નાખ્યાં. ઢેડને છોકરો સોંપી દીધો. છોકરો તો હવે ખાઇ પીને ઉછરવા લાગ્યો. દિવસ ઉપર દિવસ જવા લાગ્યા.

આજે છોકરાને વીસ વર્ષ પૂરાં થયાં છે. એને પ્રભુના ધામમાં જવાની ઘડી આવી પહોંચી છે. છોકરાને દેહત્યાગ કરવાનો હતો, તેમાં વળી આજે એના બાપને કોઇની કાણે પરગામ જવાનું થયું. રાજાની દેવડીએ સૂવાનો આજે એનો વારો હતો. બાપ છોકરાને તે કામ સોંપી ગામ ગયો.

છોકરો તતડું લઇ રાજાની દેવડીએ રાત ગાળવા ગયો. ત્યાં સૂતો સૂતો એ વિચાર કરવા લાગ્યો—"હવે મારો આત્મા આજે ઉડું ઉડું કરી રહ્યો છે. પણ આ રાજાનું શું થશે? હું એને શો માર્ગ બતાવું જે મારો ઋણાનુબંધ પુરો થાય."

પહેલો પહોર થયો. પેલા છોકરાએ તતૂડું ફૂંક્યું અને પછી બોલવા લાગ્યો—"જનમ દુઃખી જરા દુઃખી દુઃખં દુઃખં દુઃખં પુનઃ પુનઃ હે રાજા જાગ્ય રે જાગ્ય." વચમાં વચમાં સાંભળેલા ગાયનની એકાદ લીટી એ ગાવા માંડયો—" સંસાર સમજી લે શાણા મુસાફરખાનું." પેલો છોકરો તો પછી ઉંઘી ગયો.

રાજાને આજે બરાબર ઉંઘ આવતી નહોતી. તે પાસાં ફેરવ્યા કરતો હતો. અત્યારે તતૂડાનો અવાજ અને તે સાથે વળી કોઇ બોધનું વચન

સંભળાય છે એ શું હશે ? તે વિચારવા લાગ્યો. થોડી વાર વાટ જોઇ. હવે શું થાય છે તે સાંભળવાને એ કાન માંડી રહ્યો.

બીજે પહોર થયો. પેલા છોકરાએ તતૂડું ફુંક્યું અને લલકાર્યું, "ક્યું સો રહા મુસાફીર, બીતી હય રૈન સારી "– આ લીટી ઉલટાવી ઉલટાવીને તે ગાવા મંડ્યો. રાજાએ આ શબ્દો સાંભળ્યા અને આખી રાત જાગવાનો નિશ્ચય કર્યો.

ત્રીજે પહોરે છોકરો પાછો જાગ્યો અને અને તતૂડું ફુંક્યું. રાજાએ બીજું ભજન ફરીથી સાંભળ્યું. "એ......શા સુખે સુતો, સંભારને શ્રી હરિ, શઠ થઇ શું સુતો સોડ તાણી. " ઢેડને ત્યાં ભજન કરવા જનાર મહેતાજીનું પ્રભાતીયું એણે શરૂ કર્યું.

ચોથે પહોરે છોકરો ફરીથી જાગ્યો અને તતૂડું ફુંક્યું. હવે મળસ્કું થયું હતું. એણે ખુલ્લે સ્વરે ગાવા માંડ્યું, " તારો અવસર એળે જાય રે, જંજાળી જીવડા ! તારૂં ખેતર હરણાં ખાય રે, જંજાળી જીવડા—"

સવાર પડતાં છોકરાની નોકરી પૂરી થઇ. તે પોતાને ઘેર ગયો. તેનો બાપ અત્યારે ગામથી આવેલો હતો. અહિં રાજાને તો આ શીખામણના શબ્દો બાણુ જેવા વાગ્યા. તે ઉઠીને તરત નાહી ધોઇ આંખો મીંચી ભ્રમિત થઈ ગયો હોય એમ બેસી રહ્યો. રાણી અને પ્રધાન બધાં મળી રાજાને સમજાવવા લાગ્યાં અને પૂછવા લાગ્યાં કે, રાજાને શું થયું! રાજા એક જ જવાબ આપવા લાગ્યો કે " જેણે મને કાલે રાત્રે બોધ કર્યો તે મારા ગુરુને બોલાવો. "

પ્રધાને કહ્યું, " રાજાજી, આપને સ્વપ્નું તો નથી આવ્યું? રાત્રે એવો બોધ તે કોણે આપ્યો ? બીજી કાંઇ નિશાની આપો તો કોઇ માણુસ ખોળાય પણુ ખરો. "

રાજાએ તતૂડાનો અવાજ સાંભળ્યો હતો તે વાત પ્રધાનને કહી. રાતમાં સાંભળેલા ભજનની ટૂંકો થોડીક બોલી બતાવી. પ્રધાને જાણ્યું કે તતૂડું તો ઢેડ જ ફુંકે તેથી દેવડી ઉપર બેસનારનાં જ એ ભજન હશે એમ એને લાગ્યું. તેણે તપાસ કરાવ્યો કે ક્યા ઢેડનો વારો ગઇ કાલ આવ્યો હતો. તપાસ કરતાં પેલા ઢેડનું નામ ખબર પડ્યું. તરત જ પ્રધાને પોળીઆ સાથે સુખપાલ મોકલી.

પેલો ઢેડ તો રાજાનું તેડું જોઇ ગભરાઇ જ ગયો. પોતાના એકના એક છોકરાને રાજાજી શું કરશે? નોકરીમાં તો એની કાંઇ ભૂલ નહીં થઇ હોય ? તે રાજાના માણુસોને વિનવવા લાગ્યો, " બાઇ એને લઇ જઇશું

કરવો છે ? એની ભૂલ થઇ તો એના વતીનો હું આવું. મને શિક્ષા કરો એને નહીં. ' આંધળા કેરી લાકડી, હું દુબળીનું ધન, ' જેવો એ મારો એકનો એક છોકરો છે."

સીપાઇઓને જેટલી વાતની ખબર હતી તેટલી વાત કહી ઢેડને સમજાવ્યો કે, ત્યાં તેના છોકરાને બહુ માન મળશે ને કશું બ્હીવા જેવું નથી. એટલે ઢેડે છોકરાને મોકલ્યો. છોકરો સુખપાલમાં બેસી દરબાર આગળ આવ્યો.

રાજા આસન ઉપરથી ઉઠી પેલા છોકરા તરફ ગયો, અને તેને નમસ્કાર કરી બોલ્યો, " હે ગુરુજી, મારો અપરાધ ક્ષમા કરો. હું અત્યાર સુધી ઉંધ્યા જ કરતો હતો. હવે હું જાગ્યો છું. મ્હારી શંકાઓનું હવે તમે સમાધાન કરો. પહેલાં તો મને એ વિચાર આવે છે કે આપ જેવાને આ ઢેડને ત્યાં શાથી જન્મ લેવો પડયો ? "

ઢેડે કહ્યું, " હે રાજા, આપણા ગામની પેલી ગણિકા છે તેને તું બોલાવ. મારો, તારો અને એનો પૂર્વજન્મનો ઋણ સંબંધ છે અને આપણો સાથે જ ઉદ્ધાર છે."

ગણિકાના આવ્યા પછી ઢેડે ફરીથી બોલવાનું શરૂ કર્યું. " ઓ રાજા, પૂર્વજન્મમાં પણ તું રાજા હતો અને આ તારી કુંવરી હતી. અને હું ગુરુ હતો. રાજકુમારીને નૃત્યનો ઘણો શોખ હતો. અંત સમયે તેને તેની જ સ્મૃતિ રહી અને ગણિકાનો અવતાર આવ્યો. મને એ શિષ્યા ઘણી જ વહાલી હતી તેથી તેટલો જ અણગમો આ જન્મે થયો હતો. ગુરુ તરીકેની મારી ફરજ અધુરી રહી અને અંતકાળે "**मरणे या मतिः सा गतिः।**" કહે છે તેમ ઢેડના તતૂડાનો અવાજ મારે કાને પડયો ને મેં દેહ છોડી. ગઇ કાલે મેં તતૂડું ફૂંકી લીધું અને ભજનમાં રાત ગાળી. હવે આપણો સંબંધ પંખીના મેળા જેવો હતો તે પૂરો થયો છે. આ માટીના માળખામાંથી આપણા જીવહંસ હવે છૂટા થઇ ઉડી જશેને—"

એ આમ બોલે છે એટલામાં ત્યાં એકાએક મ્હોટો કડાકો થયો; બધાંયે ભયનાં માર્યા આંખો મીચી દીધી. પછી આંખ ધીમે રહીને ઉઘાડીને જુવે છે તો પાસે અદ્ધર એક વિમાન હવામાં ઉભું છે. ત્રણે જણ એમાં બેઠાં છે. આતે સ્વપ્નું કે સાચું એમ સૌ વિચાર કરતાં ઉંચે જોઈ રહ્યાં છે.

સૌ. ચૈતન્યબાળા મજમુદાર.

સ્વ. ચંદુલાલ ધીરજરામ વૈદ્યકૃત

## બાલકને સ્વાગત.

પતિપત્નીની પ્રેમગ્રંથીને
દઢતર કરનારાં બાળક હે !
અવતરજે માનવ મંદિરિયે
પ્રકાશ મંદિરના !

પ્રેમપુષ્પ ! તું માટે ઘેલાં
પ્રાણ પાથરે તુજ પારણીયે,
હાલરડાં ગાયે હૈડાનાં
માતતાત ભેળાં !

રૂદન ખરેખર રાજ્યદંડ તવ,
એ સત્તાને અધીન રહેતાં,
ચુંબન લેતાં, ખંડણી ભરતાં,
માતતાત ઘેલાં !

આંખે ઓપે નર પ્રભુનાં,
મરકલડાં નંદનવન ઝરણાં !
અવતરજે માનવ મંદિરિયે
પ્રકાશ પૃથ્વીના !

સંપાદક—વેણીલાલ ગીરધરલાલ ભટ્ટ.

—•—

# વચનામૃતો.

એક ખેડુત વાવેતર કરવાને ખેતરમાં જતો હતો.

જતાં જતાં બીની પોટલીમાંથી કેટલાંક બી રસ્તામાં પડી ગયાં. આકાશમાં ઉડતાં પક્ષીઓ તે બી ઉપાડી ગયાં.

આગળ જતાં ત્યાં એક ટેકરી આવી. ત્યાં થોડાં બી પડી ગયાં. તે ઉગ્યાં ન ઉગ્યાં ત્યાં તો સૂર્યના તાપથી અને પાણીની તંગીને લીધે સુકાઇ ગયાં.

ખેતરની વાડમાં કેટલાંક બી પડયાં. વરસાદ આવ્યો અને કાંટા ભેગાં તે પણ ઉગી નીકળ્યાં પરંતુ છોડવા મોટાં થતાં પહેલાં તો વાડ તેમના ઉપર ફરી વળી અને તે બીચારાં ફસાઇને કરમાઇ ગયાં.

ખેતરની ફળદ્રુપ જમીનમાં જેટલાં બી પડયાં એટલામાંથી સારો પાક થયો અને ખેડુતની મહેનત બર આવી.

* * *

એક પુરાણી વચનામૃત વાંચતો હતો.

રસ્તે જતાં વટેમાર્ગુના કાન ઉપર કેટલાક શબ્દો અથડાયા પરંતુ તેની અસર લાગે તે પહેલાં તો પાપી સેતાન આવી તે શબ્દને ભુસી ગયો.

શ્રોતાજનોમાંથી કેટલાંકે હર્ષથી સર્વે વચનામૃતો સાંભળ્યાં પણ જ્ઞાનના અભાવને લીધે તેની કાંઈ અસર તેમના ઉપર થઇ નહિ.

કેટલાંકે હર્ષથી સાંભળ્યાં અને તે પ્રમાણે તેમનું વર્તન સુધાર્યું; પરંતુ તેની અસર ઘર કરે તે પહેલાં તો તેઓ બીચારા દુનીયાની જંજાળમાં પાછાં સપડાઇ ગયાં અને તેની લાલચમાં એવાં તો લપટાઇ ગયાં કે ફરી છુટી શકયાં જ નહિ.

બાકી રહેલાંઓએ વચનામૃતોનું શ્રવણ હર્ષથી એક ચિત્તે કર્યું અને તે પ્રમાણે પોતાની જીંદગી સુધારી આ વિકટ સંસાર સાગર તરી ગયાં.*

કૃષ્ણલાલ. એસ. ઠાકોર.

---

* બાઇબલના આધારે.

# માટલી અથવા લોટા ઘુમાવવાનો ગરબો.

બ્રાહ્મણો વગેરે કેટલીએક જ્ઞાતિઓમાં સ્ત્રીઓનાં શ્રીમંત તથા દીકરાઓની જનોઇ વગેરે શુભ પ્રસંગે પોતાને ત્યાં "માતા" (અથવા "જાગ") વળાવતાં માટલીઓ ઘુમાવવાનું ગીત હાવ-ભાવ સાથે ગાવામાં આવતું હતું. અને ગુજરાતમાં હજુ પણ કોઈ કોઈ સ્થળે તે ગવાય છે.

આજથી લગભગ અગાડ વર્ષ ઉપર લુણાવાડા સ્ટેટના મંત્રી પદે સુપ્રસિદ્ધ સુધારક રા. બ. હરગોવિન્દદાસ દ્વારકાંદાસ કાંટાવાળા હતા. તે પ્રસંગે રેવાકાંઠા એજન્સિના મહેરબાન પોલીટીકલ એજંટ સાહેબ લુણાવાડે પધારી લેડી રે કન્યાશાળામાં ઇનામ વહેંચવા પધારવાના હતા. એટલે નવીન ગીત-ગરબા, સંવાદ વગેરેની તૈયારીઓ ચાલતાં કન્યાકેળવણીના કાર્યમાં ઉત્સાહી રા. બ. કાંટાવાળા સાહેબે તે પ્રસંગે (તા. ૧૫-૨-૧૯૦૬) કન્યાશાળાની બાળાઓને લોટા સાથે ગાવાતા જૂના ગીતની ઢબે નવીન ગીત બનાવી આપ્યું. તેને હમણાં લાંબો સમય થયો છે તોપણ લોટા સાથે ગાવાનાં જે થોડાંએક ગીતો હમણાં ચાલે છે, ત્હેમાં આ ગીતથી એક નવીન વધારો થાય છે. કન્યાઓને માટે સાદી, અને સરલ ભાષામાં રચેલું આ સુબોધક ગીત પ્રકટ થવાથી તે કન્યાશાળાની ઉત્સાહી શિક્ષકા બ્હેનોને ઉપયોગી થઇ પડશે એવી ઉમેદથી આ નીચે જૂના-દેશી ગીતની ચાર લીટી આપવાની સાથે નવીન ગીત આપવામાં આવ્યું છે.

ગરબો.

મારૂં સોનાનુંરે બેડીલું, ગોવાળીઆરે લોલ.
મારી રૂપલા ઉઢાણી, ગોવાળીઆરે લોલ.
અમે સાતાંની સહિયરો, ગોવાળીઆરે લોલ.
અમે સરોવર પાણી ગ્યાંતાં, ગોવાળીઆરે લોલ.

એ રાહ.

બેની ચાલો ઝટ આજ, પાણી કાજેરે લોલ.
લાવો લાવો રૂડો સાજ, પાણી કાજેરે લોલ.
મેલો બેડું રૂડું માથે, પાણી કાજેરે લોલ.
દોરી ઉઢાણી લો સાથે, પાણી કાજેરે લોલ.
પહેરો ચોળા અને ચીર, પાણી કાજેરે લોલ.
લાવો ન્હાવાં ધોવા નીર, પાણી કાજેરે લોલ.

કૂવા કાંઠે લો સંભાળ, પાણી કાજેરે લોલ.
ખેંચો ઘડા સર્વે બાળ, પાણી કાજેરે લોલ. ૨
આંટી આવે તો પડાય, પાણી કાજેરે લોલ.
જાગે ઘડો જો ભરાય, પાણી કાજેરે લોલ.
બેડું માથે લેઈ ચાલો, પાણી કાજેરે લોલ.
વાતે જાય વેળ ઠાલો, પાણી કાજેરે લોલ. ૩
ધારો બેડા ભણી ધ્યાન, પાણી કાજેરે લોલ.
જેથી થાય નહીં જાન, પાણી કાજેરે લોલ.
બેડું મેલી ચાલો રમવા, પાણી કાજેરે લોલ.
નાહી ધોઇ જાઓ જમવા, પાણી કાજેરે લોલ. ૪
પછી પાટી પુસ્તક લાવો, ભણવા કાજેરે લોલ.
વેળાસર નિશાળે આવો, ભણવા કાજેરે લોલ.
શીખો પાઠ ધ્યાન ધારી, ભણવા કાજેરે લોલ.
નીત વિદ્યા પામો સારી, ભણવા કાજેરે લોલ. ૫

સૌ. કૃષ્ણાગૌરી હિરાલાલ રાવળ. લુણાવાડા.

---

# ભણેલી સ્ત્રી.

ભણેલી સ્ત્રી એ કોઇ વિચિત્ર પ્રાણી છે, સામાન્ય જનસમૂહથી જુદી છે, એવી માન્યતા માત્ર અશિક્ષિત નહિ પણ સુશિક્ષિત વર્ગોમાં પણ છે એ ખરેખર ખેદજનક છે. દેશમાં જ્યારે સ્ત્રીકેળવણીની આટલી બધી અગત્ય છે તે જ વખતે કેળવાયલા વર્ગો પણ ભણેલી સ્ત્રીઓની નિંદા કરે ત્યારે ઉન્નતિની આશા કેમ રખાય? માસિકોમાં નવલ કથાઓમાં, નાટકોમાં ભણેલી સ્ત્રીને ઉતારી પાડવાના પ્રયત્નો થાય ત્યારે જનસમાજ ઉપર શી છાપ પડે?

ભણેલી સ્ત્રી વિષે જાત જાતની કલ્પનાઓ ચાલે છે. ઘણા એમ ધારે છે કે ભણેલી સ્ત્રી માત્ર વિલાયતી ફૅશનના અનુકરણમાં કાળ વ્યતીત કરે છે. પણ મુંબાઇ જેવાં શહેરની ઉંચી કેળવણી પામેલી સ્ત્રીઓ કે કૉલેજોમાં ભણતી કન્યાઓ જોતાં નજરે પડશે કે તેઓ પોષાકમાં બહુ સાદી હોય છે. અલબત્ત અજ્ઞાન સ્ત્રીઓ પેઠે એ લોકો ઉડતા વાળ સાથે, ગમે તેમ પહેરેલાં કપડામાં કે અસ્વચ્છ તો નહિ જ હોય. પણ સુઘડતા એ

ફેશન નથી. સુઘડતા તો મનુષ્ય માત્રમાં અને ખાસ કરીને સ્ત્રીમાં તો હોવી જ જોઇએ. શિક્ષિત મનુષ્ય અશિક્ષિત કરતાં વધારે સુઘડ હોય જ. મને યાદ છે કે ઘણાં વર્ષ ઉપર એક કાઠીઆવાડી પુરુષ પહેલ વહેલો અમદાવાદ આવ્યો ત્યારે એક સભામાં તેણે એક ગુજરાતી સ્ત્રી ગ્રૅજ્યુએટને જોઇને કહ્યું હતું કે "આ......બ્હેન હોય એમ મનાતું નથી. અમારા કાઠીયાવાડમાં તો એમને વિષે એમ કહેવાય છે કે એ તો ઉંચી એડીનાં બૂટ, ફેશનેબલ કપડાં ને ચરમા સિવાય બ્હાર પગ મૂકતાં નથી અને આખો વખત અંગ્રેજીમાંજ વાતો કરે છે." આવી માન્યતા સામાન્ય રીતે ભણેલી સ્ત્રીઓ માટે અત્યારે પણ ચાલે છે. મોટાં શહેરોમાં બે ચાર અંગ્રેજી ચોપડીઓ શીખીને ભણેલી હોવાનાં ડાળ કરતી, વાતમાં મોટા (કે ખોટા) અંગ્રેજી શબ્દો વાપરતી ઘણી સ્ત્રીઓ નજરે પડે છે. આવી સ્ત્રીઓ ફેશનમાં રચી પચી રહે છે અને નાહક ભણતરને લાંછન લગાડે છે. જનસમુદ ભણેલી સ્ત્રી વિષેનો અભિપ્રાય ઉંચી કેળવણી લીધેલી સુશીલ સ્ત્રીઓ ઉપરથી નહિ પણ આવી દગલા બાજ અર્ધ દગ્ધ સ્ત્રીઓ ઉપરથી બાંધે છે. થોડું ભણેલી સ્ત્રી આવી ફૅશનેબલ હોય તો વધારે ભણેલી તો વધારે હોય એમ માની લે છે. પરિસ્થિતિ આથી ઉલટી છે એ આંખે જોવા છતાં કોઇ મનમાં ઠસાવવા પ્રયત્ન કરતું નથી.

ભણેલી સ્ત્રીને ઘરનું કામકાજ ન આવડે, એ તો માત્ર પુસ્તકો જ વાંચી જાણે એ માન્યતા તો સર્વસામાન્ય છે. આવી માન્યતા રાખનારાએ કદિ ભણેલી સ્ત્રીઓના સંસારમાં નજર કરી જોઈ છે? એમની સાથે પૂર્ણ પરિચયમાં આવ્યા સિવાય આવો અભિપ્રાય બાંધી દેવા એ કેટલું અયોગ્ય છે? બાલ્યાવસ્થામાં ઘણો સમય વિદ્યોપાર્જનમાં ગયો હોય એટલે બીજી સ્ત્રીઓ કરતાં એમને કદાચ કામ કરવાના પ્રસંગ થોડા મળ્યા હોય એ સ્વાભાવિક છે. પણ વિદ્યા ગૃહકાર્યની વિરોધી છે એમ શામાટે માની લેવું? ભણેલી કે અભણ પણ શ્રીમંત કુટુંબની સ્ત્રીઓને ઘરકામ કે રસોઇ આવડતાં નથી એવું સાધારણ રીતે જોવામાં આવે છે. અને તેમાં કાંઇ નવાઇ જેવું નથી જ. જેને જે કામ કરવાનો પ્રસંગ મળ્યો ન હોય તે તેને ન જ આવડી શકે. વળી ધારો કે ભણેલી સ્ત્રી અભણ સ્ત્રીઓ જેટલી ચતુરાઇ કે ઝડપથી ઘરનું કામ કરી શકતી ન હોય તો એમાં બહુ મહત્વનું શું છે! ભણેલો પુરુષ અભણ મેટે મજુરનું કે પટાવાળાનું કામ કરી શકે છે? ના પણ એનિ આત્મવિકાસ કે બુદ્ધિબળની જરૂર જણાતી જ નથી એ ગમે તેવી સુશિક્ષિત કે બુદ્ધિમતી હોય પણ તેની કસોટી ચુલો સળગાવી શકે તો જ થાય અજાણ

પુરુષને જરા ઓછા પગારની નોકરી લેતાં પણ શરમ લાગે—જેમ ડીગ્રી વધારે તેમ જનસમાજમાં તેની પાયરી પણ ઉંચી. પણ સ્ત્રી તો ભલે મહાપંડિતા કે સીનીયર રેંગલર હોય પણ સાવરણી ઝાલે ત્યારે જ તેનો જન્મારો સાર્થક થાય!

ભણેલી સ્ત્રી પતિને સુખી ન કરી શકે, તે તો પોતાના હકો માટે નિરંતર લડત ચલાવે, એવી માન્યતા પણ કેટલાકની છે. આ બાબતમાં પણ એનો એ જ પ્રશ્ન પૂછી શકાય કે ભણેલી સ્ત્રીના સંસારમાં ઉંડા ઉતરી કોણે જોયું છે? ભણેલી સ્ત્રીઓના કયા પતિઓએ પોતાના પ્રત્યે અયોગ્ય કે અસભ્ય વર્તનની ફરિયાદ કરી? સામાન્ય સ્ત્રીઓ પણ ન ચલાવી લે એવા પતિને નિભાવતી તેનું માન રાખતી ભણેલી સ્ત્રીઓ નજરે પડે છે. વળી ભાષણો કે લેખોમાં સ્ત્રીઓના સામાન્ય હક માટે લડત ચલાવતી સ્ત્રીઓ પોતાના પતિ સામે બંડ ઉઠાવતી જ હશે, એમ શા માટે માની લેવું? પોતે સ્વતંત્રતાનો આસ્વાદ લીધો હોય એટલે પોતાની બીજી બ્હેનોને સ્વાતંત્ર્ય સુખની અધિકારી કરવા પ્રયત્ન કરતી હશે અને તે માટે જ એ લડત ચલાવતી હશે એમ કેમ ન માનવું? વળી ધારો કે કેળવાયલી સ્ત્રી પતિનું અધમ દાસત્વ સ્વીકારવા રાજી ન હોય તેમાં ખોટું શું છે? શિક્ષિત પુરુષ પોતાના રાજા પાસેથી, પોતાના શેઠ પાસેથી; સ્વાતંત્ર્યની—સ્વમાનરક્ષણની આકાંક્ષા રાખે તો તે ઇષ્ટ ગણાય, એવો પુરુષ સર્વત્ર માન પામે—આદર્શ તરીકે મૂકાય. પણ શિક્ષિત સ્ત્રી જો ઘરમાં પણ સ્હેજ સ્વાતંત્ર્યની ઇચ્છા કરે તો તે ઉદ્ધત, ઉચ્છૃંખલ, બંડખોર ગણાય.

વળી કેટલાકની માન્યતા એવી છે કે ભણેલી સ્ત્રી અહોરાત્ર—ઘરમાં કે બ્હાર જેની તેની જોડે સાહિત્ય વિષયક ચર્ચા જ ચલાવે છે! આ હાસ્યાસ્પદ માન્યતા ક્યાંથી ઉત્પન્ન થઇ તે તો સમજી શકાતું નથી. પણ એવી માન્યતા રાખનાર એટલો પણ વિચાર નહિ કરતા હોય કે ભણેલો પુરુષ જેટલો સંસાર વ્યવહારમાં રહે છે તેટલી જ સ્ત્રી રહે છે. સંસારનાં બીજાં કાર્યોપર પણ તે બન્નેને લક્ષ આપવું પડે છે. જો ભણેલી સ્ત્રી રાત દિવસ આમ ચર્ચાઓ જ કર્યા કરતી હોય તો ખરેખર તે કુટુંબને, સગાંવ્હાલાંને મિત્રોને કંટાળા રૂપ જ થઇ પડે. તેને પોતાને જ પોતાનું જીવન નીરસ થઇ પડે. ભણેલી સ્ત્રીને સ્વાભાવિક રીતે સાહિત્યમાં રસ હોય અને પ્રસંગોપાત તેની ચર્ચા પણ કરે જ. પણ તે ઉપરથી માની લેવું કે તેને ચર્ચા સિવાય જીવનમાં બીજો કાંઇ હેતુ જ નથી, સામાન્ય વ્યાવહારિક બાબતોનો તે ક્ષણભર પણ વિચાર કરતી નથી એ કેટલી મૂર્ખતા છે? કેટલીક સ્હેજ સાજ

ભણેલી સ્ત્રીઓ કદાચ પ્રસંગ સમજ્યા વિના ચર્ચા કરતી હોય તો તે ઉપરથી સર્વ શિક્ષિત સ્ત્રીઓ ઉપર એ આરોપ મૂકવો એ બહુ જ અન્યાય છે. અર્ધ શિક્ષિત સ્ત્રીઓને પોતાના યત્કિંચિત્ જ્ઞાનનો આડંબર કરવાનું બહુ મન હોય છે. રખેને પોતાને કોઇ અભણમાં ગણી કહાડે એવી ભીતિ હોય છે. અને તેથી જ જ્યાં ત્યાં પોતાની છાપ પાડવા મિથ્યા પ્રયત્ન કરે છે. પણ ભર્તૃહરિના શબ્દો ભૂલવા ન જોઇએ કે અલ્પજ્ઞ મનુષ્ય જ પોતાને સર્વજ્ઞ સમજે છે. અને સુશિક્ષિત મનુષ્ય પોતાને અલ્પજ્ઞ સમજે છે. કારણ કે ઘણું શીખવાથી જ તેને ખબર પડે છે કે જ્ઞાનસમુદ્ર કેટલો વિશાળ છે અને પોતે તેમાંથી કેટલું થોડું મેળવી શકે છે.

કેટલાક લેખકોને એવી ટેવ હોય છે કે ગમે તે બ્હાને આપણી ભણેલી સ્ત્રીઓની ઝાટકણી કહાડવી. પછી વિષય તુર્કસ્તાનનું નવું રાજતંત્ર, અમેરિકાની કોઇ પરિષદ્ કે જાપાનનો ધરતીકંપ—ગમે તે હોય. ગમે તે દેશની સાધ્વી સ્ત્રી શોધી કહાડી તેની સરખામણીમાં આપણી ભણેલી સ્ત્રીઓને ઉતારી પાડવા તેઓ પ્રયત્ન કરે છે. આટલો બધો ભણેલી સ્ત્રીઓ પ્રત્યે દ્વેષ શા માટે? ભણેલી સ્ત્રીઓ દેશમાં ગણીગાંઠી છે. તે પોતાને માર્ગે જાય છે. કોઇની વચમાં આવતી નથી. એમનું દૃષ્ટાંત લઈ બીજી સ્ત્રીઓએ પોતાના સંસાર બગાડયા હોય એવું પણ જાણ્યામાં નથી. તો પછી જ્યાં ત્યાં તેમને ઉતારી પાડવાનું કારણ શું? અર્ધદગ્ધ સ્ત્રીઓથી સમાજને ઘણું નુકશાન થાય છે એમ લાગતું હોય તો સ્ત્રીઓને સારૂં શિક્ષણ આપો. પણ ભણેલી સ્ત્રીની નિંદા કરી કેળવણીનો વિરોધ કરવાથી ઉન્નતિ અટકે જ અને પરિણામે હાનિ—સમસ્ત દેશને જ થાય.

કેળવાયલી સ્ત્રીઓ પ્રત્યેના દ્વેષનું ઉંડામાં ઉંડુ કારણ તો પુરુષોની તેમનામાં જાણે અજાણે રહેલી ઇર્ષ્યા જ છે, એમ લાગે છે. બીજાં સર્વ બ્હાનાં જ છે. સ્ત્રીઓ ભણે, જે જે વાતો પુરુષો જાણે તે બધી સમજી શકે તો પછી પુરુષની શ્રેષ્ઠતા ક્યાં રહે? શિક્ષિત મનુષ્ય યોગ્ય સ્વતંત્રતા પ્રાપ્ત કરે જ. અને સ્ત્રીઓ શિક્ષણ મેળવી સ્વતંત્ર થાય તો પછી બિચારા પુરુષોને શો આશરો? પુરુષોની ભાવના સમજી શકાય તેવી છે. પચાસ વર્ષથી મળેલી મજુરો ઉપરની સત્તા મીલ માલેકોથી નથી તજી શકાતી; દોઢસો વર્ષથી મળેલી હિંદ ઉપરની સત્તા પરદેશી રાજ્યકર્તાઓથી નથી તજી શકાતી તો સર્જનકાળથી મળેલી સ્ત્રીઓ પરની સત્તા પુરુષોથી ન તજી શકાય તેમાં આશ્ચર્યજનક કશું નથી!

સૌ. સરોજિની મ્હેતા.

# +આમંત્રણ.

" Hark ! they whisper ! Angels say,
Sister spirit, come away. "

Pope.

તે દેવભુમિ માં આવજો.
આવજો જ્યાં વિશ્વનાં તોફાન ના,
આત્મા તણાં જ્યાં વસ્ત્ર બદલાતાં નહિ,
દુઃખ દર્દની ભેદક ચીસો સંભળાય ના,
ત્યાં દેવભૂમિમાં આવજો.

ભય પાપને જ્યાં સ્થાન ના.
આવજો જ્યાં પ્રેમને શાંતિ મળે,
નિર્મળ નિરંતર નેહનાં ઝરણાં વહે.
મધમધ અનિલે પુષ્પના પરિમલ ઉડે,
ત્યાં પુષ્પભુમિમાં આવજો.

ઉજ્જવળ અને ઉન્નત સહુ.
આવજો જ્યાં જનધારી શોભતા,
પ્રત્યેક જગ-ઉદ્યાનથી પુષ્પો ગુંથ્યાં,
દર્શન થકી તમ જીવને શાંતિ મળે,
તે દેવભૂમિમાં આવજો.

એકાંત જીવન ગાળતાં
આવજો માતા અહીં દેખી ઠરે;
જેણે હીંચોળ્યાં બાળપણ તમ સ્નેહથી
સુરગંગ આરે પુનઃ નિજ સંભાળશે !
ત્યાં સ્નેહ-ભૂમિમાં આવજો.

---

+ Mrs. Hemansના એક કાવ્ય પરથી.

એકલાં મુકી ગયાં,
આવજો વ્હાલાં તણાં દર્શન થશે,
વાણી પરિચિત પ્રેમની જ્યાં સુણશો,
બહુ કાળથી જુદાં પડયાં જ્યાં ભેટશે
ત્યાં પુણ્ય-ભૂમિમાં આવજો.

રડતાં ફરો આધાર ના
આવજો તોફાન સૌ પૂરાં હવે.
પિતા જુએ જ્યાં વાટ નિજ તનુજની,
આંસુ ખુટયાં તમ નેનમાં અવધિ હવે,
ત્યાં પિતૃ-ભૂમિમાં આવજો.

ત્યાં અવિચળ ધામમાં
આવજો. કાળનાં સ્મરણો ન જ્યાં,
સર્વત્ર ફરકે જયપતાકા આવજો.
પ્રેમ ફરકે, અંત નિરાશા ન જ્યાં
ઓ જીવ! તુજ માલિકનાં દર્શન થશે
ત્યાં દેવ-ભૂમિમાં આવજો.

દીનેન.

# સંસ્કૃત સાહિત્યની કવયિત્રીઓ.

પ્રતિભાને જાતિ વિશેષની અપેક્ષા નથી. કાવ્ય—પ્રતિભાનો સંબંધ આત્મા સાથે છે. સ્ત્રી યા પુરુષ ભેદનું તેને કંઇ કામ નથી. પુરુષ કદી એવો દાવો કરે કે, કવિતાના જેવી સુંદર લલિત કળાનો અંકુર તેના જ હૃદયમાં ઉત્પન્ન થઇ સુંદર શબ્દાવલી રૂપે બહાર લસે છે, તો તેનું આમ કહેવું જુઠું જ જાણવું. ખરી વાત તો એ છે કે કવિતા, સંગીત અને ચિત્રકળા વગેરે મધુર અને હૃદયહારી કળાઓનું બીજ નારીઓના નાજુક અને વિલાસી હૃદયમાંથી જ સ્ફુરે છે, પુરુષોના કઠોર હૃદયમાંથી નહિ. હાલે આગળ વધેલા યુરોપી સંસારમાંનાં ઉદાહરણો બાજુએ રાખી નવીન કેળવણી પામેલ હિંદી સંસારમાંના ઉદાહરણો લઇએ તો તેમાં પણ સ્ત્રીઓની પ્રતિભા કંઇ ઓછી માલુમ નથી પડતી. આજ મર્યાદિત કેળવણીમાં જ્યારે સ્ત્રીઓની પ્રતિભા ઝળકી રહેલી જોવામાં આવે છે ત્યારે જ્યારે ભારતમાં સાર્વજનિક કેળવણી હતી ત્યારે સ્ત્રી કવયિત્રીઓ થઇ હોય એમાં નવાઈ પામવા જેવું શું છે?

સૌથી પ્રાચીનમાં પ્રાચીન ગ્રંથ ઋગ્વેદમાં કેટલાએ ઋચાઓ સ્ત્રી કવિયોની બનાવેલી છે. સ્ત્રીઓની બનાવેલી ઋચાઓ વિચારથી તેમ જ કવિતાની બનાવટથી પુરુષોની કૃતિથી જરાએ ઉતરતી નથી. વેદ પછી બૌદ્ધિક શક્તિનો કાળ આવ્યો અને ઉપનિષદો વગેરે રચાયાં. આમાં પણ મૈત્રેયી અને ગાર્ગી જેવી ઉચ્ચતમ બુદ્ધિશાળી સ્ત્રીઓ થઈ. ગણિત જેવા શુષ્ક વિષયમાં ભાસ્કરાચાર્યની પુત્રી લીલાવતીએ, અને દર્શન શાસ્ત્રોના તાર્કિક ગૂઢ જ્ઞાનના વાદવિવાદોમાં મંડનમિશ્રની સ્ત્રી સરસ્વતીએ નામના મેળવેલી છે. બૌદ્ધ અને જૈન કાળમાં પણ ઉચ્ચ પ્રતિભાવાળી સ્ત્રીઓ તે તે સાહિત્યને શોભાવી ગઈ છે, તો પછી લલિતકળા જેવા ક્ષેત્રમાં સ્ત્રીઓની ખોટ પડે એવું બને જ કેમ?

સંસ્કૃતના પૂર્ણ બહારના વખતમાં ઘણી સ્ત્રી કવિઓ થઇ હશે એમાં તો શંકા નહિ જ, પરંતુ ઘણી જ થોડીનાં નામ સાહિત્યમાં સંગૃહીત થયાં છે. સ્ત્રી કવિઓએ લખેલું એક અખંડ કાવ્ય હાલ ઉપલબ્ધ નથી, પણ તેમના રસાલંકારથી પૂર્ણ કેટલાક શ્લોક કોઇ કોઇ વિદ્વાનોએ પોતાના ગ્રંથેમાં ઉદાહરણ તરીકે ઉતારેલા મળી આવે છે. આવા જે છુટક શ્લોક મળી આવે છે તે તેમની ઉંચા પ્રકારની કાવ્યશક્તિની સાખ આપે છે. કેટલીક કવયિત્રીઓના તો બહુ જુજ શ્લોક કહિં-કહિં ઉતારેલા જણાયા છે

આવી ઉત્તમ પ્રતિભાવાળી સ્ત્રીઓને લગતી કંઇ જ હકીકત સાહિત્યમાં નોંધાયેલી નથી. કંઇક તો નામ માત્રે જ ઓળખાતી રહેલી છે, અને તે નામને માટે પણ કહિં ઝઘડો-મતભેદ છે. 'વિજ્જકા' નામની કવયિત્રીનું નામ ઘણાં ઉદાહરણોમાં જોવામાં આવે છે. એની કવિતા બહુ પ્રતિભાશાળી અને રસિક છે. એની રચનાની મધુરિમા એવી તો સરસ છે કે તે વાંચતાં જ હૃદય ઉલ્લાસથી ભરાઇ જાય છે. વિજ્જકાનું પણ કોઇ અખંડ કાવ્ય કે લેખ મળ્યાં નથી, એ દુઃખની વાત છે. જુદા જુદા કાવ્યરત્નોના સંગ્રહોમાં અને અલંકારનાં પુસ્તકોમાં એનાં પદ્ય ઉદ્ધૃત થયેલાં જ કાળના સપાટા સામે બચી ગયેલાં છે. આ પ્રતિભાશાળી કવિ બાઇના જીવનની તો કંઇ જ રૂપરેખા મળતી નથી. અજ્ઞાન કાળના અભેદ્ય અંધકારમાં તે તો કહિંએ અદૃશ્ય થઇ ગયેલ છે. એનું નામ પણ હેરફેર લખાયલું મળી આવે છે. કોઇએ વિજ્જકા, કોઇએ વિજ્જતકા અને કોઇએ વિદ્યા એમ એનો નામ નિર્દેશ કરેલો છે. કાવ્યાદર્શના મંગળાચરણમાં ઉદ્ધૃત કરેલો વિજ્જકાનો શ્લોક છે.

नीलोत्पलदलश्यामां, विज्जकां मामजानता।
वृथैव दंडिना प्रोक्तं, सर्वशुक्ला सरस्वती॥

"કાળા કમળના દળ જેવી શ્યામ હું વિજ્જકાને નહિ ઓળખતા હોવાથી જ દંડી કવિએ અમસ્તી સરસ્વતીને 'સર્વશુક્લા' કહી છે." આ ઉપરથી જણાય છે કે દંડી કવિના પછી વિજ્જકા થયેલી છે, અને મમ્મટાદિ બીજા આલંકારિકોએ ઉદ્ધૃત કરેલાં એનાં પદ્ય ઉપરથી એમ કહી શકાય તેમ છે કે, એ ઘણું કરીને નવમા શતકમાં થઈ હશે. અલંકારના ગ્રંથોમાં ઉદાહરણ તરીકે એના શ્લોકો લેવાયા છે તે જ એની વિદ્વત્તા અને કાવ્યાસ્વારસ્ય દેખાડે છે. તે પોતે પોતાને શ્યામવર્ણની વર્ણવે છે એટલે કેટલાક વિદ્વાનોનું એમ કહેવું છે કે, 'કાર્ણાટી' ને નામે જે કવયિત્રી પ્રસિદ્ધ છે તે એ જ વિજ્જકા; અને કાર્ણાટી તે એક જણીનાં જ બે નામ છે. બીજું નામ દેશવાચક છે, એટલું જ. વળી એમ પણ કહેવામાં આવે છે કે, બીજા પુલકેશી રાજાના વડા કુંવર ચંદ્રાદિત્યની રાણી જેનું મોટું નામ 'વિજયભટ્ટારિકા' હતું તે વિજ્જકા છે. જો આ છેલ્લું અનુમાન માનીએ તો વિજ્જકાનો સમય બે એક શતક પહેલાં એટલે ઇ. સ. ૬૬૦ ની લગભગ આવે. વિજયભટ્ટારિકાના સમયના કેટલાક સંસ્કૃત લેખ મળી આવે છે. ચંદ્રાદિત્ય આખા મહારાષ્ટ્રનો રાજા હતો અને કર્ણાટક એના

રાજ્યની હદમાં આવી જાય છે એટલે વિજ્જલટ્ટારિકા 'કાર્ણાટિ' કહેવાઇ હોય તે સંભવિત છે. આપણે ઉતારેલા શ્લોકમાં વિજ્જકાએ પોતે સરસ્વતીરૂપ હોવાનું જણાવ્યું છે અને રાજશેખરે પણ વિજ્જકાને 'सरस्वतीव कार्णाटी' એમ કહેલું છે. આ અનુમાન તેના પોતાના લેખથી એટલે કે દંડી પછી થયાના તેના પોતાના ઉદ્‌ગારથી જણાય છે. એટલે તે સાતમી આઠમી સદીમાં નહિ પરંતુ નવમી સદીમાં થઇ હશે. આ સિવાય બીજું કંઇજ વિજ્જકા સંબંધી જાણવામાં આવેલું નથી. વિજ્જકાની કવિતાનું માત્ર એકાદ ઉદાહરણ આપીએઃ—

कवेरभिप्रायमशब्दगोचरं ।
स्फुरन्तमार्द्रेषु पदेषु केवलम् ॥
वदद्भिरंगैः कृतरोमविक्रियै ।
र्जनस्यतूष्णीभवतोऽयमंजलिः ॥

શબ્દોથી નહિ પરંતુ આર્દ્ર પદોથી જે વાંચનારને રસ ઉત્પન્ન કરી માણસને મૌન બનાવી દે છે તે કવિને હું અંજલિ આપું છું. અન્યોક્તિ દ્વારા પણ તેણે બહુ રસિક ઉક્તિઓ વાપરી છે. વિજ્જકાના પદ્યો વિદ્વાનો અને કવિઓએ અંતઃકરણથી વખાણેલાં છે. એની કાવ્યપ્રતિભા સારા કવિને છક્કડ મારે એવી હતી અને તેણે જ એને સરસ્વતીની ઉપમા અપાવી છે.

આલંકારિકોએ જેનાં વખાણ કરેલાં મળી આવે એવી બીજી એક કવયિત્રી તે 'સુભદ્રા' છે. આનાં પદ્ય એટલાં બધાં મળી આવેલાં નથી, તેમ કોઇ કાવ્ય કે લેખ પણ ઉપલબ્ધ નથી છતાં રસિકોનું ધ્યાન ખેંચાય એવી કવિતા તેણે કરેલી હોવી જોઇએ. આ વિદુષી બાઇઓનાં પદ્ય ઉદ્ધૃત કરતાં કોઈએ કોઇ ગ્રંથનું નામ દીધું નથી એટલે એવું અનુમાન થાય છે કે, તેઓએ કોઇ ખાસ ગ્રંથ લખ્યા નહિ હોય પરંતુ વખતો વખત કવિતાના ઉભરા આવતાં છુટક પદ્યો બનાવ્યાં હશે. સુભદ્રાનાં કાવ્યો–પદ્યો રાજશેખરના સમયની આસપાસ વિદ્વાનો અનેકવિઓમાં બહુ માન પામેલાં હોય એમ લાગે છે. સુભદ્રાના કવિતાચાતુર્યનાં વખાણ કરતાં રાજશેખર પોતે કહે છે કેઃ—

पार्थस्य मनसि स्थानं लेभे खलु सुभद्रया ।
कवीनां च वचोवृत्तिचातुर्येण सुभद्रया॥

સુભદ્રાએ જેમ અર્જુનના મનમાં વાસ કર્યો હતો તેમ સુભદ્રાએ પણ વાણીની ચતુરાઇને લીધે કવિઓનાં મનમાં સ્થાન લીધું હતું. આ કવયિત્રી દશમા શતકમાં થઇ ગએલી મનાય છે.

ફલ્ગુહસ્તિની નામની એક ત્રીજી કવયિત્રીની કવિતા પણ બહુ સુંદર છે. એનાં પદ્યો ઝાઝાં મળ્યાં નથી. કહિંકજ કોઇએ એકાદ બે પદ્ય આપ્યાં છે. પરંતુ સ્થાલીપુલાક ન્યાયે-વિદ્વાનોએ તેને એક પ્રતિભાશાલી કવયિત્રીમાં ગણી છે, અને ખરેખર તેનાં કાવ્યો મનોહારી હશે જ એમાં શંકા નથી. નીચેના પદ્ય ઉપરથી તેની કવિતાશક્તિ પરખાઇ આવે છેઃ—

त्रिनयनजटावल्लीपुष्पं मनोभवकार्मुकं ।
ग्रहकिसलयं संध्यानारीनितंबनखक्षतम् ॥
तिमिरभिदुरं व्योम्नःशृंगं निशावदनस्मितं ।
प्रतिपदि नवस्येन्दोर्विंबं सुखोदयमस्तु वः ॥

મે.રિકા નામે એક ચોથી સ્ત્રી કવિ પણ એક ઠેકાણે ગણાઇ છે. એની કવિતા ઓતપ્રોત શૃંગાર રસથી ભરેલી છે. એનો સમય કે એનું વૃતાંત કંઈ ઉપલબ્ધ નથી. પાંચમી ઇન્દુલેખાનું એક પદ્ય વલ્લભદેવ કવિએ ઉદ્ધૃત કરેલું છે. એની રચના અને ભાવ પણ સારા છે. છઠ્ઠી મારૂલા નામે સ્ત્રી કવિ સંસ્કૃત સાહિત્યમાં ઉલ્લેખાય છે. એની રચના સુન્દર અને રસભરી છે. એની રચનાનો આ નમૂનો વાંચવા યોગ્ય છેઃ—

પતિ—कृशा केनासि त्वं ?
પત્ની...... ...............प्रकृतिरियमंगस्य ननु मे ।
પતિ—मलाधूम्रा कस्मात् ?
પત્ની .....................गुरुजनगृहे पाचकतमा ।
પતિ—स्मरस्यस्मान् कच्चिन्
પત્ની......................नहि नहि नहीत्येवमगमत् ।
પતિ—स्मरोत्कंपं बाला मम हृदि निपत्य प्ररुदिता ॥

સાતમી શિલાભટ્ટારિકા નામે સ્ત્રી કવિ પણ થયેલી છે. સાહિત્યમાં કવયિત્રીઓનાં નામ આપ્યાં છે એટલે એમ માનવાનું નથી કે કવચિત્ કોઇક જ સ્ત્રી ભણતી, વિદ્વષી થતી કે કવિ બનતી. પણ અનેક સ્ત્રીઓ ભણતી અને સારી વિદ્વત્તા પ્રાપ્ત કરતી હતી. અલબત, હિંદુ સંસારની રચના એવી છે કે, સામાન્ય વર્ગની સ્ત્રીઓને ભણવાનો અવકાશ મળતો જ નથી અને જેઓ અવકાશ કાઢી શકે છે, તેઓ તો અલબત, અસલથી ભણતી જ. આમાં પણ ઘણીક તો રાજરાણીઓ છે અને બીજી કદાપિ મોટા રાજશ્રિત પંડિતોની પત્નીઓ હશે એમ અનુમાન કરવું ખોટું નથી.

મ૦ ૯૦ ભ૦

---

# સ્ત્રીઓને મળવા જોઇતા હક.

હિંદુસ્તાનમાં સ્ત્રીઓને કંઈ હક નથી, તેઓ ગુલામ જેવી છે, વગેરે વગેરે તેમની અધમાવસ્થા બતાવા માટે યુરોપમાં લખાય છે, પણ છેક તેવું નથી. આર્યોની જાહોજલાલી અને સંસ્કૃતિના સમયમાં તેઓ પુષ્કળ છુટ ભોગવતી હતી અને અત્યારે પણ ઉચ્ચ વર્ણોમાં અને સુખી ગૃહોમાં તેઓ સુખકર સ્વતંત્રતા ભોગવે છે. અલબત રૂઢ અધિકાર ભેદે સ્ત્રીપુરુષની છુટમાં તફાવત તો હોય જ. હિંદુસ્તાનમાં વળી ગુજરાત તો સ્ત્રીઓની છુટને માટે સૌથી પહેલે નંબરે આવે છે. સ્ત્રીઓને સુખ અને સ્વાતંત્ર્ય છે, પરંતુ તે મર્યાદિત છે. જમાનો બદલાયો તે સાથે એમાં ફેરફાર થવાની જરૂર છે, અને કેટલાક વધારે હક તેઓને આપવાનો વખત આવી લાગ્યો છે.

કેળવાયલી સ્ત્રીઓએ આખી દુનિયા પર લગભગ બધે જ ઠેકાણે પોતાના હક માટે લડત શરૂ કરેલી છે. કેટલેક ઠેકાણે તેમને પુરુષ જેટલા જ હક આપવા માંડયા છે. અહિં હિંદુસ્તાનમાં પણ એ લડત શરૂ થઇ છે. મુંબાઇમાં તેની ઝાંખી થઇ છે. ભણવામાં, નોકરીચાકરી કરવામાં, જાહેર હિલચાલોમાં અને વરણીવાળી સંસ્થાઓમાં તેમનો સ્વતંત્ર મત કબુલ રાખવામાં આવતો જાય છે. આપણી ધારાસભાઓમાં વખતો વખત તેમના હકઇલાકામાં સુધારા થાય એવા ખરડાઓ આવે છે. જો કે એ ખરડાઓ હાલ તો મોટે ભાગે ઉડી જાય છે તોપણ ભવિષ્યને માટે સારી આશા આપનારા છે એમ તો કહેવાય જ.

ઘણીવાર એમ બને છે કે, સુધારવા જેવી નાની નાની બાબતો રહી જાય છે, અને મોટી—પણ ઓછી અગત્યની અથવા જનસમાજમાં થોડી જ ઉપયોગી બાબતો આગળ આવી મોટું રૂપ લે છે. કોર્ટમાં વકીલાત કરવાની, કોરપોરેશન કે કૌંસિલમાં બેસવાની વગેરે બાબતો માટે સ્ત્રીઓ અને સુધરેલા ઉદાર વિચારના પુરુષો મોટી લડત ઉઠાવે છે; જ્યારે મિલકત સંબંધી, વારસા સંબંધી, પરણેતરપણાના હક ભોગવવા—લેવા સંબંધી વગેરે નાની નાની બાબતોમાં સ્ત્રીઓને બીલકુલ હક નથી, તે બાબતો સ્ત્રીઓ અને પુરુષોના લક્ષ બહાર જ રહી જાય છે, આ નાની જેવી લાગતી બાબતો હિંદુ સંસારમાં સ્ત્રીઓને કેવી મુશ્કેલીઓમાં રાખે છે, કેવી વિપત્તિઓ પાડે છે અને કેવી ખુનામરકી કરાવરાવે છે, તે વિચારવા જેવું છે.

એક મહેની, કારકુની કરનારી, કે જાતમહેનતથી આજીવિકા કરનારી સ્ત્રી કોઈ પેઢીએ કે કોઇ બેંકે પોતાના પૈસા મુકવા જાય તો ત્યાં તેના પતિના નામથી તેનું વ્યક્તિત્વ માગવામાં આવે છે. પતિ કાઢી મુકે ભરણ-પોષણ કરે નહિ અને ભરણપોષણ કરવાને નામે સાથે રાખે તો તેની કમાઇ ખાઇ જાય કે ઉડાડી મુકે છતાં સ્ત્રીથી કંઇ થાય નહિ ને તેની જાતકમાઇની મિલકત રોકતાં પણ તેનું વ્યક્તિત્વ ન સ્વીકારાય, એ શું સ્ત્રીઓને માટે નાની સુની મુશ્કેલી છે ? એક હુગમખોર રોગી પુરુષ પોતાના વ્યક્તિત્વ ઉપર પોતાના પૈસા ગમે ત્યાં રોકી શકે અને એક સ્ત્રી તેમ કરી શકે નહિ, એ શું ન્યાય છે ? આવી બાબતમાં સ્ત્રીને પણ પુરુષ જેટલો જ હક હોવો જોઇએ. તેની જાત ઉપર તેનું પિતાણુ રાખવું જોઇએ. આવા નાના બનાવ ઘણા બને છે. સ્ત્રી પોતાની ખાનગી મિલકત ક્યાંહિ રાખી શકતી નથી, અને રાખી હોય છે તો તે, તેણીએ આપવા માગેલ વ્યક્તિને મળતી નથી પણ તેના નિર્ભણ પતિને હાથ જાય છે. પતિ સ્ત્રીને મુફલક ખાવાનું ને રહેવાનું આપે, મિલકતમાંથી કંઈ આપે નહિ," અરે મિલકત ઉપર સ્ત્રીનો હક કાયદો એ સ્વીકારે નહિ ત્યાં સ્ત્રીત્વની ગણના કયાં રહી ! સ્ત્રીઓ પુરુષોના જેટલી જ છુટથી પોતાની ખાનગી મિલકત રાખી શકે અને પોતાને રૂચે તે પ્રમાણે તેની વ્યવસ્થા કરી શકે એવો એને હક હોવો જોઇએ.

એક આઠ દશ રૂપિયા કમાનાર માણસ એક વિધવાની એકની એક છોકરી સાથે પરણેલો. મા મરી ગઇ એટલે બાઇ પાંચેક હજારનું સર્વસ્વ લઇ આવી. એકલીને નામે કે તેની મિલકતની સારી વ્યવસ્થા કરે એવા

બીજા સગાના નામે મુકાય નહિ તેથી ધણીના પિતાને રૂપિયા રોકયા. ત્રણ બાળકો મુકી ચોથી સુવાવડે બાઈ મરી ગઇ. બાઇના કાકાના દીકરા અને બાળકોનું હિત જુએ એવા સગાનું કંઇ ચાલ્યું નહિ ને નાંણાં ધણીને મળ્યાં. તે ફરી પરણ્યો. જુનીને નવીનાં છોકરાં ટોલ્લા ખાતાં ઉછરવા લાગ્યાં અને બાઇની મિલકત રદે દદે થઇ ગઇ. માની–મોસાળની મિલકત છતાં છોકરાં કંગાલ સ્થિતિમાં ઉછર્યાં ને કંગાલ જ રહ્યાં. આવા કેસ કંઇ એક બે નહિ પણ હિંદુ સંસારમાં હજારો બને છે, માટે સ્ત્રીઓને પોતાની ખાનગી મિલકત પોતાના વ્યક્તિત્વે રોકવાની અને તેની વ્યવસ્થા કરવાની છુટ હોવી જ જોઇએ.

ગૃહસ્થ માબાપની છોકરી હોય, ને ગરીબમાં ગરીબ કુટુંબમાં પરણી હોય; માબાપ મરી જાય ને ભાઇ ભોજાઇઓ ગાડી ઘોડે ફરે અને બહેન અનવસ્ત્ર માટે ટળવળે પણ બાપની મિલકતમાંથી તેને કંઇ મળે નહિ. છોકરીનું તો કંઈ વ્યક્તિત્વ જ નહિ, આ શું, આર્યોની સારી વ્યવસ્થા છે? પારસાના કાયદાનાં તો આથી એ નઠારાં પરિણામ આવેલાં જોવા જાણવામાં આવે છે. શ્રીમંત બાપની છોકરી–વૈભવમાં ઉછરેલી બિચારી હાલહાલ કરે અને રાંડીરાંડ ભોજાઇ એનાં પિયેરિયાંને ખવરાવે; વળી માતા–મિલકત જમા કરનારની ધણીઆણી વેગળી રહી જાય છે અને રાંડેલી વહુ તાગડધિન્નાં કરે છે. આથી વારસાને લગતા કાયદામાં પણ સ્ત્રીઓને કંઇક રાહિયત મળે એવા સુધારા કરાવવા જરૂરના છે.

લગ્નના હક ભોગવવા સંબંધી કાયદામાં તો ખાસ સુધારા થવાની જરૂર છે. આવા પ્રસંગો, લોકમર્યાદાની હદ ઓળંગી ગયેલાં હોય એવાં જ દંપતીમાં આવે છે. કાંતો સ્ત્રીને પતિ સાથે, કાંતો પતિને સ્ત્રી સાથે એવો અણબનાવ થાય છે કે લોકમર્યાદાને વેગળી મુકી કે કંટાળી તેઓ એક બીજાથી જુદાં પડે છે. આગળ પાછળના લોકો એમના કુસંપ–અણબનાવને વધારી આપે છે અને મમત ઉપર ચઢી મોટે ભાગે પુરુષ પોતાની સ્ત્રીને કબજે લેવાને કાયદાનો આશ્રય લે છે. કાયદો બિચારો તેઓ વચ્ચે કેવા પ્રબળ ખુની દ્વેષ ઉત્પન્ન થયેલો છે તે લક્ષમાં લેવાની તસ્દી લેતો નથી અને શબ્દને બાઝી ચાલનાર કાયદાનું એ કર્તવ્ય પણ ગણાતું નથી. કેટલીક નહિ પુરવાર થાય એવી બાબતો તેમાં સેળભેળ થયેલી હોય છે અને લગભગ દરેકે દરેક કેસમાં સામાન્ય સભ્યતા કહો કે લોકલાજ કહો તેની લીધે ને સાહીમાં–સ્ટેટમેન્ટમાં આવતી નથી અને કાયદો સ્ત્રીને પતિને

ઘેર જવાની ફરજ પાડે છે. પ્રેમ મારી મચરડીને થતો નથી; પ્રેમ કાયદાને અને ઈશ્વરના કાયદાને પણ ગાંઠતો નથી તો પછી માનવ કાયદાનું શું ગજું! કાયદાએ ફરજ પાડેલાં વહુ વર એકઠાં થાય છે અને કોર્ટમાંથી નિકળતાં નિકળતાં જ કાંતો તેઓમાં મારામારી ને કાંતો ઝરકા ઝરકી થાય છે અથવા થોડા વખતમાં વિષાદિ પ્રયોગથી એકાદનું મરણ નિપજે છે. આ બાબત ગયે વર્ષે જ કાયદા કૌંસિલમાં ડૉ. ગૌર લાવ્યા હતા પરંતુ હિંદુ તેમ જ મુસલમાન સભ્યોની બહુમતી બીજી તરફ જતાં તે ખરડો રદ ગયો હતો. આ કબજાને લગતા કાયદાને લીધે કાંતો પુરુષ કે કાંતો સ્ત્રી એકાદ જણ બળિયાના બે ભાગવાળી કહેનીનો ભોગ બની કાંતો સબડે છે, અને કાંતો કમોતે મરી જાય છે.

આમાં સ્ત્રીના વ્યક્તિત્વને તો કચરી જ નાંખ્યું છે. ગાય ભેંશ, અરે જડ વસ્તુની માફક મનુષ્યનો કબજો હોય જ નહિ. જો આમ હોય તો પછી મનુષ્યસ્વાતંત્ર્ય રહ્યું જ કયાં? સ્ત્રી શું માણસ નથી? તેને શું પોતાનું વ્યકિતત્વ નથી? તે શું વેચી શકાય એવી જડ વસ્તુ કે મુંગું પ્રાણી છે? સ્ત્રી શું પોતાના તનમનની એ માલીક નહિ! નજરમાં આવે તેમ તે નાંખી દેવાય અને કબજે પણ લઈ શકાય! સ્ત્રીનું માણસપણું જ નહિ. પુરુષ જ એક માણસ–જાલમ કે ગમે તેમ હક-સત્તાથી પોતાની ઇચ્છામાં આવે તેમ વર્તે અને સ્ત્રી એક તુચ્છ વસ્તુ કે ગુલામડીની પેઠે તેના તોરમાં સબડે કે પ્રાણ આપે. સ્ત્રીઓના આપઘાતની સંખ્યા ઉપર વિચાર કરતાં હૃદય દ્રવી જાય તેમ છે. માણસ જ્યારે કોઇ પ્રકારે પોતાની મુસ્કેલીમાંથી છુટવાને નિરુપાય થઇ જાય છે ત્યારે જ આત્મઘાત કરે છે; માટે આ કાયદામાં સત્વર સુધારો કરાવવો જોઇએ છીએ. સમાન હકની વાતો કરતા પહેલાં મનુષ્ય જાતને માટે સર્વસાધારણ જે વ્યકિતત્વનો હક તે પહેલાં આગળ આણવો જોઇએ.

આગળ ચાલતાં છોકરાંનો પ્રશ્ન આવે છે. આમાં પણ પુરુષને સર્વાધિકાર આપેલો છે. એક માતા કે જેના રુધિરથી બાળકનો પિંડ બંધાય છે, જેના દુધથી તેનું પોષણ થાય છે, જેના ઉછેર પાછળ માતા પોતાના પ્રાણ પાથરી દે છે, તે માતાથી બાળકાને કોર્ટ ઝુંટી લઇ નિર્ઘૃણ બાપને સોંપાવે છે, તેનો વાલી બનાવે છે અને તેના ઉપર સત્તા ચલાવનાર બનાવે છે, એ શું પરંપરાથી ચાલી આવતો, સ્ત્રીના હક લુંટનારો કાયદો ન કહેવાય? પશુસૃષ્ટિ તરફ નજર કરતાં પણ જણાય છે કે જ્યાંને ત્યાં ગાદા જ

બચ્ચાંનું પરિપાલન અને સંગોપન કરે છે. બચ્ચાં હમેશ તેને ચહાય છે અને માદા જેટલી બચ્ચાંને ચહાય છે તેટલું નર ચહાતો નથી. આધાન સમય પછી થનાર પ્રજા સંબંધી નર બીલકુલ કાળજી રહિત રહે છે. જ્યારે માદા ગર્ભને જન્મ આપે છે ને ઉછેરે છે. પણ પંખીમાં કહિંક માદાની સાથે નર પણ બાળસંગોપનમાં સાથે હોય છે, પણ જ્યારે ભય આવી પડે છે ત્યારે નર નાસી જાય છે ને માદા પોતાના પ્રાણ આપતા લગી બચ્ચાંને સંભાળે છે. આપણામાં વળી કહેવત પણ છે કે, માના રેંટિયામાં બાળક ઉછરે છે અને બાપના રાજવૈભવમાં એ સબડે છે, મરી જાય છે કે દુઃખી થાય છે. જ્યારે ખુલ્લું આમ છે ત્યારે બાળકોનું વાલીપણું શા માટે સ્રીને ન હોવું જોઇએ ? કુદરત તો સર્વત્ર એ જ બતાવે છે કે માતા છે તે બચ્ચાંની વાલી, હિત કરનારી અને સર્વ હકની અધિકારિણી છે.

દુનિયા પરની દરેક પ્રજામાં બળિયાના બે ભાગને ન્યાયે સંસારી કાયદા ઘડાયેલા છે. પુરુષોએ પોતાની સત્તા બધે ઠેકાણે ઉપર રાખી છે આમ સ્વસત્તા ઉપર રાખવા જતાં પુરુષોએ સ્રીઓના વ્યક્તિત્વને કહીં સ્વીકાર્યું જ નથી. ધર્મ અને ધર્મને લગતી કથાવાર્તાઓમાં પણ પુરુષો પોતાની સત્તાની જ છાપ પડે એવું લખતા આવેલા છે અને પોતાની સત્તાથી તેમણે સ્રી જાતને સ્વાતંત્ર્યમાં ઉછરવા જ દીધી નથી. તેને વ્યક્તિ-સ્વાતંત્ર્ય શું તેનું ભાન જ થાય નહિ એવી અણઘડ રાખવા સાથે, તે પોતાની જાતે બીજાને અધીન રહે એવી છે એવું જ સમજ્યા કરે એવી રાખવાનો પુરુષોએ યત્ન કરેલો છે. સ્રી શરીરે અશક્ત છે, તેનું મન નબળું છે, તેની બુદ્ધિ પાનીએ છે, વગેરે અનેક રીતે તેને પુરુષથી ઉતરતી કહેવામાં આવે અને વારંવાર તેમ જ ઠેકઠેકાણે એમ જ ઉચ્ચારાતું અને વર્તાતું જોઇ સ્રી જાતિ પણ પોતાના સ્વરૂપને ભૂલી જઇ પોતાને તનમનથી નિર્બળ માનવા લાગી. જેમ બીજી વસ્તુઓ પુરુષને ભોગ્ય-ભોજ્ય છે તેમ પોતે પણ ભોગ્ય છે, દાસી છે, તેના પગની રજ છે અને પુરુષની સેવા, અને ભોગ માટે જ તેનું જીવન છે એમ તે માને છે. આ માન્યતાનાં વળાં ને વળાં ચઢી જવાથી સ્રીઓ પોતાને એક સ્વતંત્ર વ્યક્તિ તરીકે તદ્દન ભુલી જ ગયેલી છે. મનુષ્યને જેવું શીખવ્યા કરીએ તેવું તે થાય. સ્રીએ તો પતિની ચિતામાં બળી મરવું જોઇએ, ન બળે તો તેને પરાણે પણ પુરુષો બાળી મુકે, આ શિક્ષણ જમાનાઓ લગી ચાલતાં સ્રીનો એવો સ્વભાવ જ થઈ ગયો કે તેને પતિ મરતાં બળી મરવાનું 'સત' ચઢવા લાગ્યું. પ્રથમ બળજબરે અને તે

પછી બ્રિટિશ રાજ્યે એ રીત બંધ કરી ત્યારે હવે કેમ સ્ત્રીઓને 'સત' ચઢતું નથી. જાપાનમાં 'આત્મઘાત' કરવાનું જ ધતિંગ ચાલતું ને લોક આત્મઘાતથી મરી જવામાં સાર્થક્ય માનતા. માનું માથું કાપી નાખનાર માતૃઘાતી પરશુરામને આપણાં પુરાણોએ ઇશ્વરાવતાર ઠેરવી બેસાડ્યા ને એમ ઠસાવ્યું કે પિતાની ઇચ્છાએ માનું પણ માથું કાપી નાંખવું એ બાળકનું પરમ કર્તવ્ય છે. મા તુચ્છ કંઇ નહિ ને બાપ જ સર્વસ્વ એ પુરુષસત્તાને સર્વોપરી ઠરાવવાનું જ સ્વાર્થી શિક્ષણ જ કહેવાય. હાલના જ્ઞાનોદયમાં પુરુષોની આ ધૂર્તતા સ્ત્રીઓથી સમજાવા માંડી છે, તેમ સ્વતંત્ર વિચારના વિદ્વાન પુરુષો પણ સ્ત્રીવ્યક્તિત્વને સ્વીકારવા લાગ્યા છે.

હિંદુસ્તાનમાં મતાધિકાર અને વકીલાત કરવા જેવા મોટા હક મેળવતા પહેલાં સંસારમાં હિંદી સ્ત્રીઓની ઉપર આવા આવા જે પ્રતબંધો અને પ્રતિબંધો છે તે પ્રથમ દૂર કરવા કરાવવાની જરૂર છે. સ્ત્રી જાતિને માટે આપણામાં કેટલી લાગણી છે તે સંસારના ઉંડાણમાં ઉતરી જોવાનું છે. ગાડીઘોડે ફરનારાં અને ઉંચી કેળવણી લઇ આગળ આવેલાં ગુણીભર કુટુંબો સિવાય કાં શહેરોમાં કે કાં ગામડાઓમાં સ્ત્રીઓ તેમ જ પુરુષો અજ્ઞાનમાં ગોથાં ખાધા જ કરે છે ને એમની જમાનાઓ થયાં જે પ્રવૃત્તિ, રીતભાત અને રહેણી કરણી પડેલી છે તેમાં તેઓ સબડયા કરે છે. કેળવણીનો ઉજેશ સંસારની ઉંડી ગલીકુચીઓમાં હજી પહોંચ્યો નથી ધર્મને નામે, સ્વાર્થી લોકો નવીને સારી વાત તેમની આગળ જતાં તરત જ તોડી પાડે છે. ધર્મગુરુઓ અને બ્રાહ્મણોના હાથમાં જ બહુધા જનમંડળ હોય છે. હિંદમાં જ નહિ પરંતુ બીજા દેશોમાં પણ ધર્મગુરુઓ જ જનમંડળને દોરવે છે આ લોકો પોતાની આજીવિકાના આધારરૂપ લોકોમાં ચાલતી રૂઢીઓ, પછી તે ગમે તેવી હોય તો પણ તેને ફેરવવાની સામે થાય છે.

ધર્મ અને ચાલુ રીતરિવાજે આંને પુરુષના બેલણા જેવી માનેલી છે. એટલે સંસારમાં પુરુષોનો હાથ જ હમેશ ઉંચો રહેલો છે. જો કંઈ પણ સ્વતંત્રતાનો હક સ્ત્રીઓની પાસે હોય તો તે તેમણે પોતે જ પોતાના બળથી પ્રાપ્ત કરેલાં છે. પુરુષોએ આપેલાં નથી. અત્યારે જ્યારે કેળવણીનો ઉજેશ કેટલેક ઠેકાણે સારો પડેલો છે ત્યાં પણ સ્ત્રીઓની માથાતોડ મહેનત વગર રાજીખુશીથી પુરુષો તેમને કંઇ આપતા નથી, માટે સ્ત્રીઓએ જ 'આપ સમાન બળ નહી અને મેઘ સમાન જળ નહિ,' એ લોકસત્યને

પોતાની નજર સામે રાખી પોતાની જાતિના ઉદ્ધારને માટે ચાલુ વિશ્વાસ અને ભારે યત્ન કરતાં રહેવાની જરૂર છે.

નબળાઇ, કમજોરી અને કમઅક્કલ વગેરે બાબતો ખાલી જ તેમનાપર ઠોકી બેસાડેલી છે. જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે સ્ત્રીઓને અવસર મળી આવ્યા છે, ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે સ્ત્રીઓએ ઉપલા આરોપોને ખોટા પાડી બતાવ્યા છે. દરેક દેશનો ઇતિહાસ આની સાખ પુરે છે. વળી હમણાં જ્યારે સ્ત્રીપુરુષને સરખી કેળવણી આપવામાં આવે છે ત્યારે પણ જ્યાં જ્યાં સ્ત્રીઓને જોગ મળી આવે છે ત્યાં ત્યાં તેઓ પુરુષો-અરે પુરુષો મોંમાં આંગળીઓ ઘાલે એવી બાહોશીથી પોતાની ફરજ બજાવી દેખાડે છે; અર્થાત્ સ્ત્રીઓ અને પુરુષો એક મગની બે ફાડની જેમ સર્વ શક્તિએ સમાન જ છે. જાત મહેનતના, લડાઇ-હથિયાર વાપરવાના અને પુરુષને બરના બીજા કામકાજમાં પણ અવકાશ મળતાં સ્ત્રીઓ કદી પછાત પડતી નથી; માટે સંસારમાં, રાજ્યમાં ને બીજી બધીએ જીવનની પ્રવૃત્તિઓમાં સ્ત્રીઓને પુરુષોની સમાન-સરખા હક મળવા જોઇએ. આ હક તેમને વગર પ્રયત્ને મળે એમ માનવું તદ્દન ભૂલ ભરેલું જ જાણવું. સ્ત્રીઓએ પોતે પોતાના હક અધિકારને માટે ચાલુ લડત લડવી જ જોઇએ.



# કલ્પના.

## ગઝલ.

રમે ઉર આંગણે આવી કયહીંથી પંખી આ પ્યારૂં !
રમે—નાચે—નચાવે સંગમાં આ ઉર કાં મારૂં !
ભરી કુદરતતણા રંગે અહા શી પાંખડી એની !
દિસે મૃદુ હોય શી બળથી ભરેલી પાંખડી એની !
દિસે ફુલડાં થકી સુકુમાર કાયા તોય ક્યાં ઉડે !
નરમ એ પાંખપર સુતા ઉંચે કંઈ માનવી ઉડે !
ચળકતી આંખ સૂરજ ચંદ્રનાં તેજે ભરેલી શા !
તિમિરને ભેદની પ્રકટાવતી જ્યોતિ મધુરી શી !
મઢયા શા અંગમાં આછા ઝબૂકે તારલા પેલા !
થતા વિદ્યુત સમા ચમકાર એને ખલકેશે શા !
દિસે નાજુક પરંતુ પિંજરે પૂરી શકાયે ના.
પકડવા દોડનાં થાકો—કદિ પ્હોંચી શકાશે ના.
દિસે ન્હાનું પરંતુ વિશ્વ આખાને સમાવે છે !
ઉડે આકાશમાં—આકાશ પણ એમાં સમાયે છે !
ઉષાના રંગ ને સંધ્યા તણી વાયુ લહર જેવું !
સમુદ્રે વીચીઓ ઉછળે તરલ છે પંખીડું એવું !
સુણયું બુલબુલ સુણી કોયલ સુણી છે બંસરી મીઠી !
ન મારા પંખીડા જેવી કદંઇ વાણી મીઠી દીઠી !

તા. ૧૨-૩-૨૪
નવાબગંજ.
કાનપુર.

હરીલાલ મૂળશંકર મૂલાણી.

---

# બાળસાહિત્ય.

બાલકો એક કોઇપણ પ્રજાની મહાન્ સંપત્તિ છે, અને તેની સર્વ પ્રકારની ઉન્નતિ માટે યત્ન કરવો એ પ્રજાના નેતાઓનું લક્ષ્યબિન્દુ હોવું જોઇએ. બાલકોને-ભવિષ્યની પ્રજાને ઉન્નત કરવાનો એક માર્ગ તેમની આગળ તેમને ઉપયોગી, ઉત્કર્ષક સાહિત્ય રજુ કરવું એ છે. આ વિષયની મહત્તા છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના નેતાઓએ સારી રીતે જણાવી છે, એ ખરેખર અભિનંદનને પાત્ર છે. બાલસાહિત્યની ખીલવણી માટે તેઓએ જે કમિટી નીમી છે, તેમની સૂચનાઓ મુજબ ભવિષ્યમાં કંઈ કામ થશે એવી આપણે આશા રાખી શકીશું.

પોતાના અભ્યાસના વખત સિવાયના સમયમાં, બાલકોની માનસિક શક્તિઓ ખીલે, જગતમાં પોતાને કરવાનાં કામ કરવાનું બળ તેમનામાં આવે તે માટે તેમને આનંદ મળે, તે સાથે તેમને જ્ઞાન મળે તેવાં પુસ્તકો પ્રગટ થવાની જરૂર છે.

યુરોપ, અમેરિકામાં અનેક સ્થળથી, અનેક પ્રકાશકો તરફથી, શિક્ષણને લગતાં ખાતાં તરફથી, બાલવાચનમાળા પ્રગટ થાય છે, બાલકોને વાંચવા જેવું ઘણું સરસ સાહિત્ય બહાર પડે છે. કોઇપણ અંગ્રેજી પ્રકાશકનું લિસ્ટ આપણે જોઇશું તો તે ઉપરથી આ બિના આપણાથી જોઇ શકાશે. આપણે ત્યાં બાલકો માટે કોઇ વર્તમાન પત્ર છે? આપણે ત્યાં બાલકો માટે કોઇ સારૂં માસિક છે? આપણે ત્યાં બાલકોને વિવિધ પ્રકારનું જ્ઞાન અને વિનોદ મળે એવાં પુસ્તક છે? ઇંગ્લાંડમાં "ચિલ્ડ્રન્સ ન્યુસ્પેપર," જેવું વર્તમાનપત્ર, "માયમેગેઝિન" જેવું માસિક અને અનેક બાલોપયોગી પુસ્તકો પ્રગટ થાય છે.

હમણાં, હમણાં બાલકોને ઉપયોગી સાહિત્ય પુરૂં પાડવા તરફ વિદ્વાનોની વૃત્તિ દોરાઇ છે. પણ કાંઇક અમુક ધોરણથી, વિચારપૂર્વક સાહિત્ય પરિષદ્‌ની કમિટી તરફથી અગર ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી સંસ્થા તરફથી આ દિશામાં પગલાં ભરવામાં આવશે તો તે વિશેષ ઉપયોગી થઇ પડશે.

એક બગીચો ખીલવવાને માટે આપણે અનેક પ્રકારના પ્રયાસ કરીયે છીએ. સારાં કુંડાંમાં અનુકુળ માટી ખાતર આદિ નાંખીએ છીએ, છોડ નાંખીએ છીએ, પાણી પાઇએ છીએ, જૂદી જૂદી રીતે દેખરેખ રાખીએ

છીએ, તે જ મુજબ બાલકોરૂપી બગીચો ખીલવવા માટે અનેક સાહિત્ય રચવાં જોઇએ અને તેમાં પુસ્તકો, પત્રો આદિ સાહિત્ય મુખ્ય છે.

હાલ જમાનો બદલાયો છે, લોકોની વાચનની વૃત્તિ અભિવૃદ્ધિ પામતી જાય છે. કુટુમ્બમાં પુસ્તકો જ્યાં ત્યાં માલમ પડે છે. બાલકો જે તે પુસ્તકો વાંચવાને દોરાય છે, તેને બદલે બાલકોએ તો અમુક પુસ્તક વાંચવાં જોઇએ, અને તેવાં અમુક પુસ્તક જ તેમને વાંચવા મળવાં જોઇએ એ વાત કુટુમ્બના વડીલોએ ધ્યાનમાં રાખવા જેવી છે.

કુટુમ્બના વડીલોએ, ક્લબો અને એવી બીજી રોકાણુની બાબતોનો કેટલોક ભોગ આપીને પણ પોતાનાં બાલકોનાં વાંચનના વિષયોમાં રસ લેવો જોઇએ અને તેમની સાથે જ કેટલુંક વાંચન કરવું જોઇએ.

બાલકો તંદુરસ્ત બને, પોતાની ભવિષ્યની ફરજો બરાબર સમજે, પોતાના દેશ તરફનું, ગામ તરફનું, કુટુમ્બ તરફનું, પડોશીઓ તરફનું, કર્તવ્ય સમજે, બાલકો પ્રત્યેની ફરજો યથાયોગ્ય રીતે અદા કરતાં જાણે, જગતની જૂદી જૂદી ચીજો અને પ્રવૃત્તિઓનું તેમને જ્ઞાન મળતું રહે એવાં પુસ્તક, એવું સાહિત્ય, કુટુમ્બના વડીલોએ તેમના હાથમાં મૂકવું જોઇએ.

બાલકોને નિશાળે મૂકયાં એટલેથી જ માત પિતા અગર વડીલોનું કર્તવ્ય સમાપ્ત થતું નથી.

બાલકોનું સાહિત્ય રચવામાં માત્ર જ્ઞાન ઠાંસી ઠાંસીને, તેઓ જીરવી ન શકે એવી સ્થિતિમાં ભરવાથી કાંઈ લાભ થશે નહિ.

તેમનાં વાંચવાનો વિષય ન્હાનો તેમ પુસ્તકો પણ નાનાં જોઇએ. તેઓ કંટાળે તેવા, તેમ તેટલા લાંબા લેખ તથા પુસ્તકો જોઇએ નહિ.

બાલકો માટેના લેખ તથા પુસ્તકો માટેની ભાષા હાલના વિદ્વાનોની નહિ, પણ કવિ દલપતરામની ભાષા જેવી જોઇએ. તે સાદા પણ સચોટ અસરકારક શબ્દોમાં લખાવી જોઇએ. વિદ્વાનોમાં ખપવા માટે હાલ કેટલાક લોકો અઘરા સંસ્કૃત અને બીજી ભાષાના શબ્દો ભરે છે તેથી ભાષા અઘરી બની સમજવી મુશ્કેલ થઈ પડે છે. બાલકો માટેનું સાહિત્ય સરલ ભાષામાં લખવાની ખાસ જરૂર છે ને તેવી તજવીજ થવી જોઇએ. ગુજરાત સાહિત્ય સભા, બન્ધુસમાજના સભ્યો, રા. ચન્દ્રશંકર, રા. હિંમતલાલ અંજારીઆ, રા. હીરાલાલ પારેખ, સૌ. શારદાબ્હેન અને ભગિની સમાજની આ વિષયમાં ઉંડી લાગણી છે અને એવાં અનેક સજ્જન આ વિષયમાં અભિરૂચિ ધરાવતાં થશે તો આ પ્રકારના સાહિત્યની ન્યૂનતા ઓછી થઇ જશે.

કૌમુદી ભોગીન્દ્રરાવ દીવેટીઆ.

# વસન્તલીલા.

રાસ.

વન કુંજ ને નિકુંજે,
રસલીન, પુષ્પ પુંજે,
ભ્રૃંગવૃંદ ગુંજે આનન્દથીઃ
સમીર શીત મંદ મંદ મ્હાલતો સ્વચ્છન્દથીઃ વન૦

નવરંગી નવપલ્લવે તરુવર શા સોહાય!
સ્મિતભર મનહર ફુલડે યૌવનમદ છલકાયઃ—
પાથરે સુવાસ મંજરી મધુર મ્હેકતી,
પ્રમત્ત શી બની પ્રફુલ્લ પુષ્પના પરાગથી,
વસન્તગીત કોકિલા લલિત કૂજતીઃ વન૦

પંખીડાં કલરવ કરી કુદરતલીલા ગાય,
ઉત્સવનો ઉછરંગ શું ઉરથકી ઉભરાયઃ
ઝુલાવતા લતા વિહંગ ઝૂલાવતા ઉમંગથી,
મયૂરવૃંદ નાચતા કલા કરી વિનોદથી.
જોઇ રમ્યતા ભરાય ઉર મોદથીઃ વન૦

હિંમતલાલ જગન્નાથ પંચોળી.
( સરકારી હાઇસ્કૂલ, સુરત. )

---

# વિયોગી–પ્રિયતમ.

મમ જીવનના પ્રિયતમ ! તમે સંભારજો આ દાસાને,
વીસારશો નહિં કીંકરી જે રટણુ તમ નિશદિન કરે;
આ જીવનને અર્પી દીધું છે, સ્વામી ! તમ ચરણે સદા,
આ કિંકરીને તારજો સંસારમાંથી સર્વદા.

મમ હૃદયપંખીડું, પ્રભુ ! તમ પ્રેમવિણુ તલસી રહ્યું,
સેવા તમારી નિત્ય કરી જાપો તમારા જપી રહ્યું.
સ્થૂલ શરીર છો જુદું રહ્યું, તેની મને ચિન્તા નથી,
પણુ જીવનને મ્હેં અર્પીયું તમ ચરણુમાં પ્રીતે કરી.

વિસરી નથી, વિસરીશ નહિં તમ પ્રેમ મીઠો ક્ષણુ કદી.
પૂજું છું હું સર્વસ્વથી પ્રિય મૂર્તિને હૃદયે ધરી;
આ રંક દાસી આત્મવીણુ બીજી શી ભેટ કરી શકે ?
તેને તમારા જીગરમાં ગ્રહજો પ્રીતમ ! સંભારીને.

દુનિયાં તણા વૈભવ બધા તમ પ્રેમવિણુ કંટક દીસે,
જ્યાં પ્રેમ સાચો હોય ત્યાં સહુ દુઃખ પણુ સુખ લાગશે.

સ્વ. સૌ. બઈઆગૌરી માતરીયા.

# ગુજરાતી પત્ર પ્રદર્શન.×

અમદાવાદ શહેરમાં પત્રકારોની પરિષદ્ ભરવાનો વિચાર કર્યો તે સાથે પત્રોનું પ્રદર્શન ભરવાની યોજના કરી છે તે યથાયોગ્ય થયું છે. આ નવીન દિશાની પ્રવૃત્તિ ખરેખર સત્કારને પાત્ર છે. સર્વ પત્રકારો તરફથી આ પ્રદર્શનમાં નમુનાઓ આવ્યા હશે એવી આશા રાખું છું. સર્વ પ્રદર્શનો ભરવાનો જે હેતુ રાખે છે તે આ પ્રદર્શનમાં પણ છે. આપણામાંનાં ઘણાં-ખરાં એ સર્વ પત્રોથી પરિચિત હોઈશું તથાપિ કેટલાંક પત્રો કેટલાંકને અને કેટલાંક બીજાને અપરિચિત હશે તેમ જ જેમને પરિચિત હોય તેમને પણ સર્વની સાથે એકી વખતે તુલના કરવાની તક મળે. તે ઉપરાંત સમગ્ર પ્રજાનું ધ્યાન-આ વિષયમાં તો વાંચનાર જગતનું ધ્યાન-ખેંચવાનો આ જમાનાનો આ એક માર્ગ છે. બીજાં પ્રદર્શનો થવાનાં હોય ત્યારે કારીગરો કલાવિધાયકો તેને માટે ખાસ પરિશ્રમ લઇ વિશિષ્ટતાવાળી કૃતિઓ તૈયાર કરે છે, જે નમુના અસામાન્ય હોઇ કારીગરો કેટલી ઉચ્ચ કોટીએ કામ કરી શકે છે તેનો ખ્યાલ આવે છે. વર્તમાનપત્રો અને માસિકો કાંઇ પ્રદર્શનમાં મૂકવાના ખાસ હેતુથી રચી શકાતાં નથી. તથાપિ તેમાંના કેટલાંક વિશિષ્ટ અંકો કાઢે છે, તેમની તે કૃતિઓ યોગ્ય સંજોગોમાં કેટલે દરજ્જે ચઢીઆતી થઇ શકે તેના નમુનારૂપ બને છે. એ બધું છતાં પત્રોના મામુલી અંકો પણ જાત જાતનાં દિગ્દર્શન કરાવે છે. અને તેમનો એકત્ર સંગ્રહ નમુનારૂપે કોઇ સ્થાને જળવાય તો આગળના જમાનામાં ઐતિહાસિક દૃષ્ટિએ પણ કીંમતી બને તેમ છે.

એક તરફથી વિચાર કરતાં એમ લાગે છે કે એવું પ્રદર્શન ભરવા જેટલી સંખ્યા અને વિવિધતા ગુજરાતી પત્રોમાં છે ? તે સાથે એમ પણ જોઇએ છીએ કે હાલમાં અનેકાનેક નવાં પત્રો નીકળે છે અને કદાચ આપણા પ્રાંતની શક્તિ કરતાં તે વધારે પડતાં થઇ પડવાથી તેમ જ બીજાં અનેકાનેક કારણોથી તેઓ ચિરંજીવ થાય કે નહી તે પણ સંશય પડતું છે. વર્તમાનપત્રો અને માસિકોમાં સૃષ્ટિક્રમના સામાન્ય નિયમ મુજબ Survival of fittest—યોગ્યતા મુજબ ચિરંજીવતા આને એમ હમેશ બનતું નથી. કદાપિ ઘણાં જ નમાલાં અને વધારે ઉચ્ચ કોટિનાં પત્રો ટુંકો વખત ચાલે અને સાધારણ પ્રતિનાં દીર્ઘકાળ ટકે એમ બનવા વધારે સંભવ છે. છેક

× તા. ૧-૧૧-૨૪ ના રોજ પત્ર પ્રદર્શનના આરંભ સમયે વાંચેલું.

ઉભરતા પ્રકારનાં પત્રોનાં યોજકોની સાધન સામગ્રી પૂરી થતાં વાર નથી લાગતી અને વાંચનાર પણ કંટાળી જાય છે. કાંઇ પણ વિચાર કર્યા વગર તેના પ્રવર્તકોએ તે કાર્ય આદરેલું હોય એટલે સ્વભાવિક રીતે થોડા વખતમાં આટોપી લેવું પડે. બહુ ઉચ્ચ પ્રતનાં પત્રોનો વાંચકવર્ગ પરિમિત, થોડાં જ તેની કદર કરનારાં હોય, અને તેથી પણ થોડાં તે માટે પૈસા ખરચી શકે તેવાં હોય. એટલે તેવાં પત્રોનો નિભાવ એ હજી આપણા દેશને માટે મુશ્કેલ કાર્ય છે તે વાત તેમના પ્રયોજકોને સુવિદિત છે. આપણા દેશમાં તેમ જ અન્ય દેશોમાં પણ પત્રો-ઘણા ફેલાવાવાળાં વર્તમાન પત્રો પણ ઘણા દ્રવ્યવ્યય વગર ચાલી શકતાં નથી અને એકંદરે journalism એ ધંધા તરીકે કમાણીનું સાધન ભાગ્યે જ બને છે. સરસ્વતી દેવીના સેવકો, દેશની સર્વ પ્રકારની ઉન્નતિના કાર્યમાં રસ લેનાર હિતેચ્છુઓ પેરે પોતાનો ધર્મ માનીને આ કાર્ય ઘણુંખરૂ કરે છે આવા અંતરાયો છતાં, આપણો દેશ જ્યાં નિરક્ષર માણસોની ઘણી મોટી સંખ્યા છે ત્યાં પણ આટલાં પત્રો નીકળે છે, નીભે છે અને ઉત્સાહી જનો નવાં નવાં પત્ર કાઢે છે એ આ જમાનાનું શુભ ચિહ્ન છે. પ્રમાણિક હેતુથી, પોતાને બીજા પત્રોમાં યથાયોગ્યતા ન જણાય તે ઉણપ પૂરી પાડવાના પ્રયાસ તરીકે, વિવિધ દૃષ્ટિબિન્દુથી નવાં નવાં પત્રો જન્મે એ દેશજનોનાં હૃદયોના મંથનનું બાહ્ય ચિહ્ન છે-અને સામાન્ય વર્ગના ગમે તેટલા બડબડાટ છતાં, એ પ્રયોજકોની પ્રવૃત્તિ ચાલવાની જ. અલબત્ત જેમના પૈસાવડે કાર્ય કરવાનું હોય તેમને તે રૂચિકર ન હોય તો તેઓ પાસેથી નાણાં લેવા દુરાગ્રહ ન કરવો જોઇએ. તેવાઓ નાણાં આપે એવી આશા પ્રયોજકે ન રાખવી અને તેવા નાણાં આપનારએ નાણાં ન આપવાં એ વાજબી છે. પરંતુ નવાં પત્રો ન નીકળે એવી ઇચ્છા રાખવી યોગ્ય નથી તેમ તે સફળ થાય એ સંભવ પણ નથી. જગતમાં ઘણા Experiments યાને પ્રયોગો નિષ્ફળ જાય છે. કુદરતમાં પણ જમાનાભરના નિષ્ફળ પ્રયોગો ચાલે છે. તે જ મુજબ પત્રકારોના પ્રયોગો પણ ઘણા અફળ જવાના એને તેમાંના કોઇ સફળતા પ્રાપ્ત કરવાના પત્રકારનો હેતુ પ્રમાણિક હોય એ પત્રકારોને જોવાનું છે; તેમનામાં જે કાય ઉપાડયું હોય તે ઠેઠ પહોંચાડવાની શક્તિ છે કે નહીં તે પણ પોતે વિચારવાનું છે. તેમ જ જાહેર પ્રજાના મહા મહેનતે કમાએલાં નાંણાંનો દુરુપયોગ ન થાય તે વાત ખાસ લક્ષમાં રાખવાની છે. જે વિશ્વાસ અને શ્રદ્ધાથી પ્રજા તેમને ગમે તેવી નાની રકમ પણ આપે છે તે માત્ર પોતાના ફાંકા hobbies-તુરંગને સંતોષવા નથી આપતી, પરંતુ ઉપયોગી કાર્યને સહાયતા

કરવા અને સાથે સાથે પોતાને વાંચવાનો લાભ મળે એવા ઇરાદાથી આપે છે. માટે પત્રકારોને પોતાની ભારે જવાબદારી ધ્યાનમાં હોવી જોઇએ.

આજકાલ પરિષદો અને પ્રદર્શનોનો જમાનો છે. અને એ જમાનાના વહેણ સાથે વહેવું એ પણ અનિવાર્ય છે. એ સર્વના પ્રયોજકો શુભ બુદ્ધિથી કામ કરતા જ હશે. આવાં demonstrations થી ધારે તેટલો નહીં તો થોડો ઘણો ફાયદો–ખાસ કરીને લોકમત કેળવવામાં થાય એ સંભવિત છે. તેમાં નાણાંનો વ્યય થાય છે તે જો લક્ષમાં ન લઇએ તો તેથી નુકશાન કે હાનિ તો નથી જ. પ્રજાસમૂહના ભિન્ન ભિન્ન શોખ કેળવવામાં આવાં પ્રદર્શનો સહાયભૂત થાય છે એ નિર્વિવાદ છે. અને તેની કીમત રૂ. આ. પા. માં થઇ શકે નહીં. હુન્નર કળાનાં પ્રદર્શનોથી હુન્નર કળાને ઉત્તેજન મળે છે અને, હુન્નર કળા ખીલવાથી પ્રદર્શનો ભરવાની વૃત્તિ સતેજ થાય છે એમ એ અન્યોન્યાશ્રયે છે. તે જ મુજબ પત્રોનાં પ્રદર્શનથી ભિન્ન ભિન્ન પત્રોના ગુણ દોષ તાદશ થાય છે અને પત્રકારોના કાર્યને પરોક્ષ રીતે ઉત્તેજન મળે છે, તે જ સાથે પત્રોની સંખ્યા અને સ્થિતિ વધે ત્યારેજ પ્રદર્શન ભરવાની પ્રવૃત્તિ થાય.

ગુજરાતી સાહિત્યમાં વર્તમાન પત્રો અને ખાસ કરીને માસિકોનો હિસ્સો દિનપર દિન વધતો જાય છે. પુસ્તકોની ગતિની જોડે જોડે માસિકોની પણ ગતિ વધતી જાય છે અને એ વેગ સાથે વિશાળતા અને ઉંડાણ વધે તથા વાંચક વર્ગની સહાનુભૂતિ દિનપર દિન વધે એ ઇષ્ટ છે. પ્રજાની ઉન્નતિ સાથે જ પ્રજાના સાહિત્યની ઉન્નતિ સંકળાએલી છે. ગુર્જર સાહિત્ય માટે ઉજળું ભવિષ્ય છે એમ માનનાર આશાવાદીઓના વર્ગમાં હું પોતે છું. એ ભવિષ્ય ઘડનાર આજના સાહિત્યસેવકો જ છે. પુરાણ વડ વૃક્ષ સરખી સુદૃઢ અને સર્વ માન્ય સંસ્થાઓ તરફ આદરભાવ રાખીને સાથે સાથે નવ કુસુમિત નાજુક પણ સુંદર વલ્લરીઓનો સત્કાર કરી સમભાવ દર્શાવવો એ સર્વ જનસમાજના હિતેચ્છુઓનો ધર્મ છે. પત્રકારો પ્રજાવર્ગના જ્ઞાનને પોષનાર, તેમની રસવૃત્તિને ખીલવનાર અને ઉચ્ચ ભાવનાને પ્રેરનાર છે. પ્રજાવર્ગને ઉંચા આદર્શ તરફ લઇ જવામાં પત્રકારો અનેક રીતે સહાયભૂત થઈ શકે છે, અને એવા પવિત્ર કાર્યના પ્રયોજકો પોતાની પવિત્ર ફરજનું યથાયોગ્ય પાલન કરે, પરસ્પર સ્નેહભાવનું સંબંધન કરે અને પત્રના ચાલકો અને વાંચકોનું સહકારીપણું વધે એવા હેતુથી યોજેલાં આ પ્રદર્શન અને પરિષદ્ તે હેતુ સફળ કરો એવી મારી પ્રાર્થના છે.

સન્નારીઓ અને સજ્જનો મેં જે બે બોલ તમારી આગળ મૂકયા છે તેમાં આપ સરખા પ્રતિષ્ઠિત મંડળ આગળ કહેવા જેવું નવીન કાંઇ નથી. આ પ્રદર્શનના કાર્યકર્તાઓએ મારા તરફના સદ્‌ભાવને લઇને આજની જવાબદારીભરી ફરજ મારે માથે નાંખી છે. મારા વિવેચનમાં અપૂર્ણતા તો છે જ. તે તરફ દુર્લક્ષ કરવા આપ સહુને હું વિનંતી કરૂં છું. આપણી પ્રજાની પ્રગતિના સર્વ યોગ્ય પ્રયાસોમાં મારી સંપૂર્ણ દીલસોજી છે તે અને સાહિત્ય તરફની મારી શુભેચ્છાઓ દર્શાવવાનો તેમ જ સાહિત્ય માટે તન અને ધનથી અવિશ્રાન્ત પ્રયત્ન કરનારાઓ તરફ પૂજ્ય ભાવ પ્રદર્શિત કરવાનો આ સુપ્રસંગ પ્રાપ્ત થયો છે તે માટે આભાર દર્શાવવાની આ તક લઉં છું.

સૌ. વિદ્યા રમણભાઇ નીલકંઠ.



સને ૧૮૫૫-૫૬ માં અમદાવાદમાં મોટા પાયા પર નૉર્મલ સ્કૂલ સ્થાપવા માટે શહેરના આગેવાન ગૃહસ્થોમાં ઉઘરાણું કરવમાં આવ્યું અને સરકારે પણ પોતાની તરફનો હિસ્સો આપી ઘીકાંટે શેઠ ડાહ્યાભાઈની વાડીમાં પ્રથમ નૉર્મલ સ્કૂલ સ્થાપી. આ સંસ્થા સ્થાપવામાં અત્રેની સરકારી હાઈસ્કૂલના હેડમાસ્તર મિ. કર્ટિસે ઘણોજ પરિશ્રમ લીધો હતો, અને શેઠ મગનભાઈ કરમચંદે તથા શેઠાણી હરકુંવરબાઈએ સારો ફાળો આપ્યો હતો.

આપણા પ્રાંતમાં સર ટી. સી. હોપ એજ્યુકેશન ઇન્સપેક્ટર નીમાતાં તેમણે સરકારી વાંચનમાળા અને બીજા વિષયોને લગતાં પુસ્તકો રચાવવાનું શરૂ કર્યું, અને શિક્ષણપદ્ધતિનો વિશેષ અભ્યાસ કરવા તથા પશ્ચિમના દેશોમાં શાળાઓની વ્યવસ્થાનો જાતે અભ્યાસ કરવાના હેતુથી સને ૧૮૬૦ માં રા. સા. મહીપતરામ જેઓ તે વખતે ધોળકા અને ધંધુકાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હતા, તેમને વિલાયત મોકલ્યા. સને ૧૮૬૧ માં મહીપતરામ વિલાયતથી પાછા આવ્યા અને તેમને તે નૉર્મલ ક્લાસના હેડમાસ્તર નીમવામાં આવ્યા. આ સંસ્થાનું નામ તે વખતથી ટ્રેનિંગ સ્કૂલ રાખવામાં આવ્યું.

દિનપ્રતિદિન કેળવણીનો વિકાસ થવા માંડ્યો અને સને ૧૮૬૮-માં શેઠ પ્રેમચંદ રાયચંદની સખાવતથી પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ સ્થાપવામાં આવી.*

છોકરાઓ માટેની પ્રાથમિક, માધ્યમિક અને કૉલેજની કેળવણીની વ્યવસ્થાનો સંક્ષિપ્ત ઇતિહાસ આપણે ઉપર જોયો. હવે કન્યાકેળવણી માટેની વ્યવસ્થાનો ઇતિહાસ ટૂંકમાં જોઈએ.

આપણા પ્રાંતમાં ઊંચી ગુજરાતી કોમોમાં કન્યાઓને સાધારણ વાંચવા લખવાનું શિક્ષણ ઘરમાં ઘણા જુના વખતથી આપવામાં આવતું હતું. પ્રાચીન કાળમાં શાસ્ત્રો અને કળાનો અભ્યાસ કરેલી સુશિક્ષિત સ્ત્રીઓનાં નામ જાણીતાં છે, પરન્તુ કન્યાઓને કેળવણી આપવા માટે છોકરાઓના જેવાં બુદ્ધસમયની ધર્મસંસ્થાઓ, સિવાયનાં, ગુરુકુળો અગર વિદ્યાલયો હોવાના ચોકસ પુરાવા જાણવામાં નથી. મધ્યકાલીન હિન્દમાં તો પ્રાચીન કાળ જેવી સુશિક્ષિત કન્યાઓ કે સ્ત્રીઓ ભાગ્યે જ જોવામાં આવે છે.

---

* આટલી હકીકત સને ૧૯૧૩ ના શાળાપત્રનાં પૃ. ૪૩૫-૪૩૭ માંથી લીધી છે.

છેલ્લાં હજાર વર્ષ દરમિઆન આપણા સમાજના મૂળ બંધારણમાં અનેક પ્રકારના ફેરફાર થયા અને પરિણામે સ્ત્રીઓની કેળવણી–સુવ્યવસ્થિત શિક્ષણ–છેક નાબુદ થઇ. પચાસ વર્ષ ઉપર આપણા પ્રાંતમાં, આપણા સમાજમાં સ્ત્રીઓમાં લગભગ બધે જ નિરક્ષતા હતી એમ કહીએ તો છેક ખોટું ગણાય નહિ.

આવી સ્થિતિમાં કન્યા કેળવણીનું કામ શરૂ કરવામાં આવ્યું. અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની સ્થાપના તે માત્ર ગુજરાતી સાહિત્યના ઉદ્ધારની સંસ્થાની સ્થાપનાજ ન હતી. સોસાઇટીદ્વારા કેળવણી અને સમાજ સુધારાના પ્રયત્નોને પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે અનેક પ્રકારે જીવન, ઉત્સાહ અને ઉત્તેજન મળ્યાં છે. આપણા શહેરમાં સખાવતે બહાદુર શેઠાણી હરકુંવરબાઇના ઉદાર આશ્રયથી પ્રથમ કન્યાશાળા શરૂ કરવામાં આવી અને તેની વ્યવસ્થાનું કામ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને સોંપવામાં આવ્યું. આ પછી કેટલેક વર્ષે રાયપુરમાં શેઠ મગનભાઇ કન્યાશાળા ઉઘાડવામાં આવી. આ બંને કન્યાશાળાઓમાં આપણા સમાજમાં ઉચ્ચ ગણાતી કોમોની કન્યાઓ અભ્યાસ કરવા લાગી.

દેશના સમાજમાં સ્ત્રીઓનું સ્થાન, સમાજમાં તેમની પ્રતિષ્ઠા અને તેમની સર્વ નૈસર્ગિક શક્તિઓને ખીલવવાની જે તક સમાજ તરફથી તેમને આપવામાં આવી હોય તે ઉપર કોઇ પણ દેશના સમાજની ઉન્નતિનો મુખ્ય આધાર રહેલો છે. જે સમાજમાં સ્ત્રીઓને શિક્ષણ અને કેળવણીની અનુકૂળતા ન હોય, જેમાં તેમને પોતાની સર્વ કુદરતી શક્તિઓને ખીલવવા માટે યોગ્ય સાધન ન હોય, એટલું જ નહિ, પણ જે સમાજનાં કેટલાંક બંધારણ અને રૂઢિઓ એવી હોય કે જેથી એ પ્રકારની ખીલવણીના માર્ગમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે અવરોધ થાય, તે સમાજની ઉન્નતિ તેટલે દરજ્જે ઓછી થાય એ નિઃસંશય છે. આપણા સમાજના કેટલાક રિવાજોને લીધે, જો કે કેટલીક કોમોની કેટલીક કન્યાઓ કન્યાશાળામાં જતી હતી, છતાં લગભગ દસ વર્ષની ઉમરે તેમનું શિક્ષણ સમાપ્ત થતું. આને લીધે થોડું લખવા વાંચવા ઉપરાંત વિશેષ શિક્ષણ નિશાળોમાં કન્યાઓને મળતું નહિ.

રા. સા. મહીપતરામ ટ્રેનિંગકૉલેજમાં નીમાયા કે તરત જ ઇગ્લંડના એમના વસવાટ,દરમિઆન થએલા અનુભવને પરિણામે એમની દૃષ્ટિ વિશાળ

થએલી હોવાથી, તેમણે કન્યાઓના વિશેષ શિક્ષણની વ્યવસ્થા કરવાનું કામ હાથમાં લીધું. તેમની સૂચનાથી શેઠ મગનભાઈ કરમચંદની મોટી દીકરી બાઇ સમરથ તરફથી એવી ઇચ્છા પ્રદર્શિત કરવામાં આવી કે મોટી ઉંમરની કન્યાઓ આગળ જતાં શિક્ષકાઓ થાય તેમને માસિક સ્કૉલરશિપનું ઉત્તેજન આપવું અને એ રીતે શિક્ષિકાવર્ગ શરૂ કરવો. આ માગણી સ્વીકારવામાં આવી, એને તેમાં બીજાં સખી સ્ત્રી પુરુષોની આર્થિક મદદ મળી.

આ જ વખતમાં શહેરની મ્યુનિસિપાલિટિ તરફથી પણ–રા. સા. મહીપતરામના ખાસ પ્રયાસથી–મોટી ઉમર સુધી કન્યાઓને શિક્ષણ લેવામાં ઉત્તેજન અર્થે, તેમ જ શિક્ષિકા વર્ગ શરૂ કરવા સ્કૉલરશિપ આપવા માટે, દર માસે રૂ. ૫૦ ની રકમ મંજુર કરવામાં આવી; આ વખતે મગનભાઇ કન્યાશાળામાં રા. રા. વિઠ્ઠલદાસ ધનજીભાઈ હેડ માસ્તર તરીકે નિમાયા હતા. વિઠ્ઠલદાસ રા. સા. મહીપતરામના માનીતા શિષ્ય હતા અને તેમના વિચારના ઊંડા સંસ્કાર તેમના ઉપર પડેલા હતા. લોકોને દાખલો બેસાડવાને, તેમ જ શુભ કાર્ય કોઇ પણ રીતે જાગ્રત રાખવાના ઉચ્ચ હેતુથી પ્રેરાઈ, મોટી ઉમરની કન્યાઓના આ વર્ગમાં બહારથી કોઈ કન્યા ન આવે ત્યાં સુધી, પોતાના કુટુંબની અને મિત્રના ઘરની કન્યાઓ તથા સ્ત્રીઓને તે વર્ગમાં મોકલવાનો દૃઢ નિશ્ચય તેમણે કર્યો. આ ઠરાવ અનુસાર પ્રથમ વર્ષે શરૂઆતના વર્ગમાં રા. સા. મહીપતરામનાં પત્ની, રા. લાલશંકરનાં પત્ની અને રા. વિઠ્ઠલદાસનાં પત્નીથી આ શરૂઆત થઈ. પોતાના પતિ અને પતિના મિત્ર પાસે શિક્ષણ લેતાં થતા સ્વાભાવિક સંકોચને લીધે લાંબો ઘુમટો કાઢીને અથવા નીચું જોઈને આ સન્નારીઓ વર્ગમાં શિક્ષણ લેતી, તેનો રા. વિઠ્ઠલદાસ બહુ રમુજી હેવાલ આપે છે. કન્યાકેળવણી માટે લોકાપવાદનો ભય ન રાખતાં, આ ત્રણ સન્નારીઓએ જે હિંમતથી શરૂઆત કરી અને ભવિષ્યની સ્ત્રીશિક્ષકાઓનો માર્ગ સુલભ કરી આપ્યો તેને માટે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે. જાડું હિંમત, પોતાના નિશ્ચયને દૃઢતાથી વળગી રહેવાનો આગ્રહ, લોકસેવાની ઉન્નત ભાવના અને સમાજસુધારાના આદર્શો લોકમાં પ્રચલિત કરવાનો સૌથી સાચો અને યોગ્ય માર્ગ–પોતાના સિદ્ધાંતો પોતે જ પોતાના જીવનવ્યવહારમાં અમલમાં મૂકી બતાવવા–એ સર્વ માટે તે વખતના સુધારકના આ અગ્રણીઓને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે.

આવા પ્રકારની વૃત્તિ હાલ, પચાસ વર્ષ પછી પણ, આપણા 'સુધારકો' માંથી કેટલામાં જોવામાં આવે છે? દેશસેવા અને સમાજસેવાની સંસ્થાઓના સ્થાપકો અને ચાલકોમાંથી પોતાના કુટુંબી જનોને તે કામમાં સૌથી પહેલા પ્રેરનારા કેટલા નીકળે છે?

આ વર્ગથી 'ફીમેલ નૉર્મલ ક્લાસ' ની શરૂઆત થઇ. આ વર્ગમાં શિક્ષક થવાની લાયકાત મેળવનારાં ઉપરાંત છઠ્ઠું ધોરણ અને તેથી આગળ અભ્યાસ કરતી–નોકરીને અગર ધંધાને માટે નહિ, પરંતુ જ્ઞાન-પ્રાપ્તિને માટે–બીજી કેટલીક કન્યાઓ પણ હતી. ધીમે ધીમે આ વર્ગમાં લગભગ ત્રીસ કન્યાઓ થઇ. પ્રત્યેક વિદ્યાર્થીને ત્રણ થી ૭ રૂપીઆ સુધીની સ્કૉલરશિપ આપવામાં આવતી હતી.

સ્ત્રીઓ માટેની ટ્રેનિંગ કૉલેજનો ઇતિહાસ એ એક દૃષ્ટિથી આપણા પ્રાંતનો પાછલી અર્ધી સદીનો સમાજસુધારણાના પ્રયાસોનો ઇતિહાસ છે. જે અરસામાં રા. સા. મહીપતરામ ટ્રેનિંગ કૉલેજમાં પ્રિન્સિપલ નીમાયા તે જ અરસામાં, વિલાયતથી આપણા દેશની સામાજિક સ્થિતિ અને ખાસ કરીને સ્ત્રીઓની સામાજિક સ્થિતિનો અભ્યાસ કરવા માટે મીસ મેરી કાર્પેન્ટર નામે સન્નારી અત્રે આવ્યાં, હિન્દુસ્તાનમાં જુદાં જુદાં શહેરોમાં તેઓ ફર્યાં અને અનેક આગેવાન પુરુષોની મુલાકાત લીધી. મીસ કાર્પેન્ટર વિલાયતનાં એક અતિ ધાર્મિક, સુશિક્ષિત, વિદ્વાન અને પ્રતિષ્ઠિત કુટુંબમાં જન્મ્યાં હતાં. લોકસેવાનું તેમને શિક્ષણ આપવા-માં આવ્યું હતું, અને ઊંડા ધાર્મિક ભાવથી આ દેશની અજ્ઞાન અને અશિક્ષિત પોતાની ભગિનિઓની ઉન્નતિ કરવાનો પ્રયત્ન કરવાનું કાર્ય તેમણે માથે લીધું.

મગનભાઇ કન્યાશાળામાં વાચન લેખન ઉપરાંત સીવણ અને ભરત શિખવવાની વ્યવસ્થા કરવામાં આવી અને તેને માટે મિસિસ વેનરાઇટ (Mrs. Wainright) નામનાં અંગ્રેજ બાઇ તે શાળામાં શિક્ષિકા તરીકે રાખવામાં આવ્યાં. તે શાળાના શિક્ષકોમાં અંગ્રેજ શિક્ષક તરીકે એ બાઇનું નામ સૌથી પહેલું જોવામાં આવે છે. એ બાઇ માત્ર સીવણ અને ભરત ગુંથણ શિખવતાં. તેમણે થોડા વખત પછી પોતાના જગાનું રાજી-નામું આપ્યું. મિસ મેરી કાર્પેન્ટરે અત્રે આવીને ફીમેલ નૉર્મલ ક્લાસની યોજના કરી અને એમની ખાસ ભલામણથી મિસ ચેમ્બરલેન નામનાં

બાઇને ફીમેલ નૉર્મલ ક્લાસનાં મુખ્ય અધ્યાપિકા તરીકે નીમવામાં આવ્યાં. સ્ત્રીશિક્ષકો માટેની સંસ્થા જે વર્ગથી શરૂ કરવામાં આવી તેનાં પ્રથમ લેડી સુપરિન્ટેન્ડન્ટ તરીકે આ રીતે મિસ ચેમ્બરલેન ગણી શકાય.

ફીમેલ નોર્મલ સ્કૂલની શરૂઆત સને ૧૮૭૦ માં થઇ. થોડા વખત પછી એ સંસ્થાને "ફીમેલ ટ્રેનિગ સ્કૂલ' નામ આપવામાં આવ્યું. ફીમેલ ટ્રેનિંગ સ્કૂલ એ નામ લગભગ સને ૧૮૭૧ થી વાપરેલું જોવામાં આવે છે. "ફીમેલ ટ્રેનિંગ કોલેજ" એ નામ સને ૧૮૭૪ ના અરસામાં પહેલ વહેલું વાપરેલું જણાય છે. ફીમેલ ટ્રેનિંગ કોલેજ માત્ર ૭ વિદ્યાર્થીઓથી શરૂ કરવામાં આવી. તે વખતે કોલેજના હેડ માસ્તર તરીક રા. રા. રેવાશંકર અંબારામ ભટ હતા, અને લેડી સુપરિન્ટેન્ડન્ટ તરીકે મિસ મીચલ હતાં. આ રીતે હાલની ફીમેલ ટ્રેનિંગ કાલેજની શરૂઆત સને ૧૮૭૪ માં મિસ મીચલ અને રા. રા. રેવાશંકરને હાથે કરવામાં આવી. તે શાળા તે વખતે મગનભાઇની કન્યાશાળાના મકાનમાંથી ખસેડી સાંકડીશેરીમાં લાખા પટેલની પોળને મુનશીજીના ડેલાને નામે ઓળખાતા મકાનમાં શરૂ કરવામાં આવી હતી. આ સંસ્થા શરૂ કરનાર હેડમાસ્તર રા. રેવાશંકર તેમ જ લેડી સુપરિન્ટેન્ડન્ટ મિસ મીચલ અને ફીમેલ નોર્મલ ક્લાસના પહેલા હેડમાસ્તર રા. વિઠ્ઠલદાસ સુભાગ્યે હાલ હયાત છે; એ પણ આ પ્રસંગે શુભ સુયોગ માનવો જોઇએ

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના ચાલકોના શુભ પ્રયાસથી અને સંસારસુધારાસમાજના ઉત્સાહી નેતાઓના સતત ઉદ્યોગથી આપણા શહેરમાં કન્યાકેળવણી તરફ લોકોનું લક્ષ દિનપ્રતિદિન વધારે ખેંચાતું ગયું. શહેરના આગેવાન ધનિકોની વૃત્તિ કન્યાકેળવણીના ઉત્તેજન અર્થે ધન વાપરવાની થતી ગઇ અને તેને પરિણામે આપણા શહેરના સુપ્રસિદ્ધ આગેવાન શેઠ બહેચરદાસ લશ્કરીએ પોતાની પુત્રી મહાલક્ષ્મીના સ્મરણાર્થે ફીમેલ ટ્રેનિંગ કૉલેજ માટે મકાન બાંધવા સારી રકમની બક્ષીસ કરી. તેને પરિણામે સને ૧૮૭૪ ના ઑગસ્ટ માસની બાવીસમી તારીખે મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કૉલેજના મકાનનો પાયો નાખવામાં આવ્યો.

સ્ત્રીશિક્ષકો તૈયાર કરવા માટેની સંસ્થા, આપણે ઉપર જોયું તે પ્રમાણે, સને ૧૮૭૧ માં શરૂ થઇ. પરંતુ મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજનો પાયો સને ૧૮૭૪ માં નાખવામાં આવેલો હોવાથી એ સંસ્થાનો સુવર્ણ-

મહોત્સવ ૧૯૨૪માં જ ગણાય, અને ઑગસ્ટ માસની બારીસમી તારીખે તેને બરાબર પચાસ વર્ષ પુરાં થયાં છે.

રા. બહેચરદાસ લશ્કરીને આ પરોપકારી કામમાં પ્રેરણા કરવાનું અને માર્ગદર્શક્તું કાર્ય રા. સા. મહીપતરામ તથા સરદાર રા. બ. ભોળાનાથ સારાભાઈએ કર્યું હતું; ગુજરાતની સમાજિક તથા ધાર્મિક ઉન્નતિની છેલ્લાં પચાસ વર્ષની સર્વ પ્રવૃત્તિઓ તેમના જ ઉત્સાહ, આગેવાની અને પ્રેરણાને લીધે થએલી છે. એ સંસ્થાનું મકાન બંધાવવા માટે આપણે રા. બ. બહેચરદાસ લશ્કરીના ઘણા આભારી છીએ તેની સાથે આપણે રા. સા. મહીપતરામ તથા રા. બ. ભોળાનાથ સારાભાઇનો આભાર માનવાનું ભૂલવું જોઇએ નહિ.

મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજનો પાયો નંખાયા પછી થોડા માસમાં મિસ બીચક્ર એ સંસ્થાથી છુટાં થયાં અને તેમણે સુરતના તે વખતના એસિસ્ટન્ટ કલેક્ટર મિ. લિલિ (જેઓ પાછળથી આપણા પ્રાંતના કમિશનર સર ફ્રેડરિક લિલિ તરીકે જાણીતા છે) સાથે લગ્ન કર્યું. ત્યાર પછી શાળાનાં લેડી સુપરિન્ટેન્ડન્ટ તરીકે મિસ કોલેટ આવ્યાં.

મિસ કોલેટના કારકીર્દી દરમિઆન સને ૧૮૭૫ ની બારમી જુલાઇને દિવસે મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ નવા મકાનમાં લાવવામાં આવી.

મિસ કોલેટના વખતમાં આ સંસ્થાની ઘણી ઉન્નતિ થઇ. શહેરમાંની મોટી ઉમ્મરની ઘણી કન્યાઓ ત્યાં શિક્ષણ માટે આવવા લાગી. ધીમે ધીમે કન્યાઓને અંગ્રેજી શિખવવાની સગવડ કરી આપવાની માગણી કન્યાઓનાં માતાપિતા તરફથી કરવામાં આવી. તેને પરિણામે એક બે વર્ષના અરસામાં એ સંસ્થામાં અંગ્રેજીનું શિક્ષણ શરુ કરવામાં આવ્યું. અંગ્રેજી શિક્ષણ શરૂ થયું, તે પછી કોલેજનાં લેડી સુપરિન્ટેન્ડન્ટ મિસ સોરાબજી હતાં. એમનું કુટુંબ ઘણું સુશિક્ષિત હતું. એમનાં એક બ્હેન મિસ મેરી સોરાબજી પણ મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજમાં લેડી સુપરિન્ટેન્ડન્ટ તરીકે નીમાયાં હતાં. તેમનાં બીજા બેન મિસ કોર્નીલિઆ સોરાબજી ઘણાં વર્ષ ઉપર ગુજરાત કોલેજમાં અંગ્રેજીનાં લેક્ચરર નીમાયાં હતાં.

રા. સા. મહીપતરામ ટ્રેનિંગ કોલેજનાં પ્રિન્સિપલ તરીકે હતા ત્યાં સુધી ફીમેલ ટ્રેનિંગ કોલેજની સર્વ વ્યવસ્થામાં તેઓ ઘણી મદદ કરતા અને જ્યારે જ્યારે કાંઇ પણ મુશ્કેલીનો પ્રશ્ન ઊભો થતો ત્યારે પ્રાંતના અને ઇલાકાના ઉપરી અમલદારો પણ લેડી સુપરિન્ટેન્ડન્ટને રા. સા. મહીપત-

રામની સલાહ લઇ તે પ્રમાણે વર્તવાની સૂચના આપતા. એ સંસ્થામાં હાલનાં લેડી સુપરિન્ટેન્ડન્ટ મિસ ચથને બાદ કરતાં, સૌથી લાંબી મુદત સુધી મિસિસ મેકફીએ લેડી સુપરિન્ટેન્ડન્ટ તરીકે કામ કરેલું છે. એમનાજ વખતમાં એ સંસ્થામાંથી પહેલ વહેલી ત્રણ બાળાઓ (બે હિન્દુ અને એક પારસી) યુનિવર્સિટિની મેટ્રિક્યુલેશન પરીક્ષામાં પસાર થઇ.

ગુજરાતમાં તે અગાઉ કોઇ કન્યા મેટ્રિક્યુલેશનમાં પસાર થઇ હતી નહિ. ઉત્તરોત્તર એ સંસ્થામાં શિક્ષકો અને વિદ્યાર્થીઓની વૃદ્ધિ થતી ગઇ અને ચાર વર્ષ ઉપર કન્યાઓ માટેની હાઇસ્કૂલ અને ટ્રેનિંગ કોલેજ એ બે સંસ્થાઓ જુદી પાડવામાં આવી. આ વર્ષમાં એ બંને સંસ્થાઓ પાછી એકત્ર કરવામાં આવી છે.

આ પ્રમાણે આ સંસ્થાનો સંક્ષિપ્ત ઇતિહાસ છે. છેલ્લાં વીસ વર્ષ દરમિઆન એ સંસ્થામાં શિક્ષણ લીધેલી અનેક કન્યાઓએ ઉચ્ચ શિક્ષણ મેળવ્યું છે. લગભગ પંદરેક સ્ત્રીઓ ગ્રેજ્યુએટો થઇ છે, અને લગભગ હજારેક સ્ત્રીશિક્ષિકાઓએ એ સંસ્થામાં કેળવણી લઇ, ગામડાંઓમાં કન્યા કેળવણીનો પ્રચાર કરવામાં મદદ કરી છે. પચાસ વર્ષની કારકીર્દીમાં એ સંસ્થા તરફથી ઘણું, સારૂં કામ થયું છે એ નિઃસંશય છે, અને ગુજરાતની સામાજિક પ્રગતિમાં એ સંસ્થાએ જે ફાળો આપ્યો છે તે માટે સમસ્ત ગુજરાતે તેને અભિનન્દન અને આભારની લાગણી દર્શાવવાની ફરજ છે.

આપણા દેશની ઉન્નતિનો મુખ્ય આધાર 'સ્ત્રીશિક્ષણ અને સમાજમાં સ્ત્રીઓની પ્રતિષ્ઠા એ ઉપર રહેલો છે. એ સત્ય તરફ દેશજનોનું વધારે ને વધારે લક્ષ રહે, અને આ સંસ્થા જેવી બીજી અનેક સંસ્થાઓ નીકળે, તથા સ્ત્રીઓને ઉચ્ચ શિક્ષણનો લાભ લેવાની અનુકૂળતા વિશેષ પ્રમાણમાં થાય; તેમ જ કેળવાએલા સુશિક્ષિત સ્ત્રીઓ ગૃહ, સમાજ અને દેશને ઉત્તરોત્તર સંસ્કારી, સુખી અને ઉન્નત બનાવવાના કાર્યમાં પ્રવૃત્ત થાય, તથા આ સંસ્થાની દિનપ્રતિદિન વૃદ્ધિ થઇ તેની શતસંવત્સરી ઉજવવાને પ્રસંગે કન્યાકેળવણીનો એટલા મોટા વિસ્તારમાં પ્રચાર થાય કે દેશમાં એક પણ અભણ કન્યા રહે નહિ એવી સ્થિતિ પરમાત્મા પ્રાપ્ત કરાવે એવી તેની અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે.

ભરૂચ.
તા. ૩૦-૧-૨૫ } ગટુલાલ ગોપીલાલ ધ્રુ.

# સ્ત્રીલેખિકાઓ.*

સંપાદકઃ—ડાહ્યાભાઈ લક્ષ્મણભાઇ પટેલ.

અરવિન્દા. અરવિંદા શિવભાઇ બાપુભાઇ કુર્કોળ. એમનો જન્મ અમદાવાદમાં સંવત્ ૧૯૪૩ ના માગશર સુદ ૪ ને દિને થયો હતો. તેમણે ગુજરાતી કેળવણી મગનભાઇ કન્યાશાળામાં લીધી હતી. તેમનું લગ્ન સ્વ. શિવભાઇ બાપુભાઇ સાથે સંવત્ ૧૯૫૯ માં થયું હતું. તેમના પરિચયથી તેમનું લક્ષ સાહિત્ય તરફ ગયું હતું તેઓ પ્રસંગોપાત સુન્દરીસુબોધમાં લેખ લખતાં અને તેમણે વાર્તાલહરી નામનું પુસ્તક તૈયાર કર્યું છે. તેઓ સંવત્ ૧૯૭૩ માં વિધવા થયાં.

ઊર્મિલા. સ્વ. ઊર્મિલા દયારામ ગિદુમલ. રા. રા. નરસિંહરાવ ભોળાનાથનાં પુત્રી. એમનો જન્મ ૧૮૮૬ માં અમદાવાદમાં થયો હતો. તેઓએ ગુજરાતી અને અંગ્રેજી કેળવણી મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કૉલેજમાં લીધી હતી. પ્રોફેસર એથનના હિરૂર ઑફ ધ ડૉનનું, ઉષાનન્દિની નામથી બહુ સુન્દર અને સંસ્કારી ભાષાન્તર તેમણે કર્યું છે. તે ઉપરાંત મિસિસ 'સત્યનાથનકૃત વાર્તાનું કમલિની નામથી ભાષાન્તર કર્યું છે. સન ૧૯૧૩ માં તેમનું લગ્ન મિ. દયારામ ગિદુમલ સાથે થયું હતું. મુંબાઇ સેવાસદનમાં તેમણે પ્રશંસાપાત્ર કાર્ય કર્યું હતું અને બાંદરામાં સેવાસદન સ્થાપી ત્યાં વખાણવા લાયક સેવા અર્પણ કરી હતી. ભરત ગુંથણ અને ચિત્રકલામાં તેઓ નિપુણ હતાં. સન ૧૯૧૩ ના ડિસેમ્બર માસની ૧૭ મી તારીખે તેમનું મૃત્યું થયું.

ઊર્મિલા. ઊર્મિલા ભાસ્કર બટુકરામ મહેતા. દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલનાં પૌત્રી. તેમનો જન્મ અમદાવાદમાં સને ૧૮૮૯ ના સપ્ટેમ્બર માસની ૧ લી તારીખે થયો હતો. તેમણે અંગ્રેજી છટ્ટા ધોરણ

*સ્ત્રીલેખિકાઓના જેમ બને તેમ વધારે વૃત્તાન્ત મેળવવા તથા એકઠા કરવાને પ્રયાસ કરવામાં આવ્યો છે; છતાં બધા જ આવવા જોઇતા વૃત્તાન્ત આ સંગ્રહમાં આવ્યા નથી. આશા છે કે આમાં નહિ આવેલા વૃત્તાન્ત લેખક બ્હેનો તથા તેમનાં સંબંધીઓ હવે પછી મોકલી આપવા તસ્દી લેશે તો તે આવતે વર્ષે ઉમેરી લેવામાં આવશે.

સુધી મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કૉલેજમાં, મૅટ્રિક ક્લાસનો મુંબાઇ એલેકઝાન્ડ્રા હાઇસ્કૂલમાં અને બિ. એ. સુધી એલ્ફિન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કર્યો. તેઓ મુંબાઇ યુનિવર્સિટીનાં ગ્રેજ્યુએટ છે અને ઇંગ્લાંડમાં જઇ સ્ત્રીઓ માટેની કિંગ્સ કૉલેજમાં ગૃહોપયોગી વિજ્ઞાનનો-તેમણે અભ્યાસ કર્યો છે. તેઓ માસિકોમાં લેખ લખે છે અને ગુણસુંદરીના સહતંત્રી તરીકે વખતો વખત કામ કરે છે. તેઓએ રાજકોટ ફિમેલ ટ્રેનિંગ કૉલેજનાં પ્રિન્સિપાલ તરીકે કેટલોક વખત કામ કર્યું છે. તેમનું લગ્ન રા. રા. ભાસ્કર બટુકરામ મહેતા સાથે થયું છે.

**કેશવબા.** કેશવબા વિનાયકરાવ અનંતરાય મેઢ. એમનો જન્મ સંવત્ ૧૯૨૩ ના જેઠ વદ ૮ ને દિવસે અમદાવાદમાં બાપુભાઇ દયાશંકર ધ્રુવ (રા. આનંદશંકરના પિતા) ને ત્યાં થયો હતો. અમદાવાદની રાયપુરની મગનભાઇ કન્યાશાળામાં તેમણે ગુજરાતી પાંચમા ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો અને થોડું અંગ્રેજીનું જ્ઞાન પણ મેળવ્યું હતું. પિતામહ ભોળાનાથ સારાભાઇના ઘરમાં ઉછરેલાં હોવાથી સંગીત, ભરત, ગુંથણ અને શીવણનું તેમને સારૂં જ્ઞાન હતું. પાકશાસ્ત્રનું તેમનું જ્ઞાન અસાધારણ હતું અને સ્નેહીઓની સૂચનાથી તેમણે પાકશાસ્ત્ર નામનું પુસ્તક તૈયાર કર્યું હતું. સંવત્ ૧૯૩૬ માં તેમનું લગ્ન રા. રા. વિનાયકરાય અનંતરાય મેંઢ સાથે થયું હતું. સંવત્ ૧૯૬૧ નાં આસો શુદ ૭ ને દિવસે તેમનું મરણ થયું.

**કુંકુબાઈ.** કંકુબાઇ મોતીલાલ લાલભાઇ. એમનો જન્મ સંવત્ ૧૯૧૨ ના ફાગણ વદ ૧ ને દિવસે નર્મદાતીરે ઉંધરીયા ગામમાં થયો હતો. તેમણે તેમનો ગુજરાતી વિદ્યાભ્યાસ રાયપુર મગનભાઇ કન્યાશાળામાં કર્યો હતો. અંગ્રેજીનું પણ સારૂં જ્ઞાન તેમણે સંપાદન કર્યું હતું. સેન્ડફર્ડ અને મર્ટન એ અંગ્રેજી પુસ્તકનું તેઓએ ભાષાન્તર કર્યું છે અને **સરસ્વતી મહાત્મ્ય** નામનું પુસ્તક કથાશ્રવણ ઉપરથી લખ્યું છે. તેમનું લગ્ન ૧૯૨૨ માં કચ્છના દિવાન રા. બા. મોતીલાલ લાલભાઇ સાથે થયું હતું. સંવત્ ૧૯૪૨ માં તેઓએ દેહત્યાગ કર્યો હતો.

**કૃષ્ણાગૌરી.** કૃષ્ણાગૌરી હીરાલાલ રાવળ. એમનો જન્મ ઇ. સ. ૧૯૭૧ ના માર્ચ માસની ૨૩ મી તારીખે થયો હતો. શરૂઆતની કેળવણી તેઓએ ઘેર લીધી હતી અને ક્રમે ક્રમે તેઓ ફિમેલ ટ્રેનિંગ કૉલેજમાં

દાખલ થઇ ટ્રેન્ડ શિક્ષક તરીકે પાસ થયાં હતાં. "સદ્‌ગુણી હેમંતકુમારી"નાં લેખક તરીકે તેમનું નામ જાણીતું છે. તેઓ લુણાવાડા કન્યાશાળામાં મુખ્ય શિક્ષક છે. તેમનું લગ્ન ઇ. સ. ૧૮૮૩ માં રા. રા. હીરાલાલ વિહારામ રાવળ સાથે થયું હતું. તેઓ માસિકો અને વર્તમાનપત્રોમાં લેખો લખે છે.

ગોદાવરી. ગોદાવરી રણછોડદાસ માધવજી પ્રેમજી. તેમના પિતાનું નામ ત્રિભુવન જાદવજી છે. ત્રિભુવન તનયાના નામથી તેઓ "સુંદરી, સુબોધ" "કપોળમિત્ર" આદિ પત્રોમાં લેખ લખતાં. અદ્વૈતાનંદિનિ એ નામથી તેમનાં કાવ્યોનો સંગ્રહ બહાર પાડવામાં આવ્યો છે.

ગૌરીબાઇ. તેઓ નાગર હતાં અને ઇ. સ. ૧૭૫૯ ના અરસામાં તેમનો જન્મ ડુંગરપુરમાં થયો હતો. તેઓ પાંચ વર્ષની ઉમ્મરે પરણ્યાં હતાં અને પરણ્યા પછી ૮ મે દિવસે વિધવા થયાં હતાં. લેખન અને વાચન તેઓ ઘેર શીખ્યાં હતાં. ભાગવત અને ગીતાનાં તેઓ સારાં અભ્યાસી હતાં. તેમણે વૈરાગ્ય, નીતિ અને બ્રહ્મજ્ઞાનનાં પદો લખ્યાં છે. સંવત્ ૧૮૭૯ ના ચૈત્ર માસની શુદ ૯ ને દિવસે તેમણે યમુના તટે સમાધિ લગાવી દેહત્યાગ કર્યો. સન ૧૮૮૨ માં શ્રી વડનગરાભ્યન્તર નાગર શુભેચ્છક સભાએ તેમનાં પદો પ્રકટ કર્યાં છે.

ચિમનાબાઇ. ના. મહારાણી ચિમનાબાઇ સાહેબ ગાયકવાડ. તેઓને મરાઠી, ગુજરાતી અને અંગ્રેજીનું સારું જ્ઞાન છે. હિંદીજીવનમાં સ્ત્રીઓનું સ્થાન એ નામનું અંગ્રેજી પુસ્તક તેઓએ લખ્યું છે. સ્ત્રીઓની પ્રતિષ્ઠા અને ઉત્કર્ષ માટે તેઓ સતત પ્રયાસ કરે છે. ઇ. સ. ૧૮૮૫ માં તેમનું લગ્ન શ્રીમન્ત મહારાજા સયાજીરાવ ગાયકવાડ સાથે થયું હતું.

જમનાબાઇ. સ્વ. જમનાબાઇ નગીનદાસ ભક્તિદાસ શેઠ. તેમનો જન્મ સન ૧૮૬૨ માં જાણીતા શેઠ તાપીદાસ વરજદાસના કુટુમ્બમાં થયો હતો. તેમણે મુંબાઇમાં ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સ્થાપના કરી હતી અને સ્ત્રીઓ અને સામાન્ય જનસમાજના સંકટ નિવારણ માટે તેઓ હરહમેશ યત્ન કરતાં. દુષ્કાળના સમયમાં સંકટ વેઠી પ્રવાસ કરી ગુજરાતની તેમણે સારી સેવા ઉઠાવેલી છે. તેમણે અનેક પત્રિકાઓ લખી છે અને તેમનાં વિવિધ જગાએ છપાયલાં ભાષણો વાંચવા જેવાં છે. તેઓનું મૃત્યુ સને ૧૯૧૬ ની સાલમાં થયું હતું.

જરબાનુ. જરબાનુ મહેરવાનજી કોઠાવાલા. એમનો જન્મ ૧૮૭૮ ના નવેમ્બર માસની ૧૮ મી તારીખે એડનમાં થયો હતો. પૂનાની કૉન્વેન્ટ સ્કૂલમાં તેમણે કેળવણી લીધી છે. તેઓનો અભ્યાસ મૅટ્રિક સુધી છે. તેમણે એકંદર ૧૧ પુસ્તક લખ્યાં છે. ૧ આગલા જમાનાનો ફિલસુફ ૨ ખોરશેદ અથવા જ્ઞાનની સરસાઇ, ૩ શાહુ અકબરનો જમાનો ૪ સુરજમહાલની શેઠાણી ૫ અકબરની દરબારમાં ઓલમાઓ. ૬ પ્રિવિલેજ ઑફ એ કાઉન્સેલ (The Privilege of a Counsel) ૭ ઈડનના બાગની રાણી ૮ નામાંકિત નારીઓ ૯ ત્રણ પ્રેલ બ્હેનો ૧૦ મોટે ઘેરની માણેક. ૧૧ સતયુગની શોધ. સન ૧૯૦૦ માં તેમનું લગ્ન શેઠ મહેરવાનજી હીરજીભાઇ કોઠાવાળા સાથે થયું છે. માસિક વગેરેમાં તેઓ હાલ પણ લેખ લખે છે. ૧૯૧૧-૧૨ ના દુષ્કાળ વખતે તેઓએ પંચમહાલમાં કેટલ કિચન ખોલ્યું હતું અને ૨૦૦૦, ૨૫૦૦ ગાય અને બીજાં ઢોરને બચાવ્યાં હતાં.

જસબા. જસબા ભગવાનલાલ દુર્કાળ. એમનો જન્મ સંવત ૧૯૧૭ ના ભાદરવા સુદ ૮ ને દિવસે કાસરામાં થયો હતો. કાસરા સ્કૂલના કન્યાઓ માટેના વર્ગમાં તેમણે ગુજરાતી ચોથી ચોપડી સુધી અભ્યાસ કર્યો હતો. શ્રવણ, વાચન અને સત્સંગથી તેમણે જ્ઞાનમાં ઘણો વધારો કરેલો છે. તેમણે પોતાનાં ભજન સ્તવનોદિ હરિયશગીત એ નામથી છપાવેલાં છે. સંવત્ ૧૯૨૮ માં તેમનું લગ્ન અમદાવાદમાં સ્વ. રાં. રા. ભગવાનલાલ ગોપાળરાય દુર્કાલ સાથે થયું હતું. તેઓ હાલ પણ પોતાનો સઘળો સમય ધાર્મિક પ્રવૃત્તિઓમાં ગાળે છે.

જ્યોત્સ્ના. જ્યોત્સ્ના વિનોદભાઇ મહેતા. રા. બ. રમણભાઇ મહીપતરામ તથા સૌ. વિદ્યાબ્હેનનાં પુત્રી. એમનો જન્મ અમદાવાદમાં ૧૮૯૭ ના જુન માસની ૧ લી તારીખે થયો હતો. મુંબાઇ યુનિવર્સિટીનાં તેઓ ગ્રેજ્યુએટ છે. તેઓએ બધી કેળવણી અમદાવાદમાં જ લીધી છે. સન ૧૯૨૨ માં તેમનું લગ્ન સુરત નિવાસી સ્વ. મારકંડરાવ નંદશંકર તુલજાશંકરના પુત્ર સાથે થયું. "સુન્દરીસુબોધ," "યુગધર્મ," "મહિલામિત્ર" અને "ગુણસુંદરી" માસિકનાં તેઓ લેખક છે. "ગુણસુંદરી" નાં માસિક તંત્રી તરીકે તેમણે કામ કરેલું છે.

દીવાળીબાઇ. તેઓનો જન્મ ઇ. સ. ૧૭૮૦ ની આજુબાજુમાં થયો હશે. તેઓ ડભોઇનાં રહીશ હતાં, તેઓ વિધવા હતાં. ૧૭૯૧ ના

વર્ષમાં તેમના પિતા તેમને એક રામભક્ત સાધુની પાસે મૂકી આવ્યા હતા. તેમણે રામાયણનો સારો અભ્યાસ કર્યો હતો. રાતદહાડો તેઓ રામના ગુણ ગાતાં. રામજન્મ, રામબાળલીલા, રામ વિવાહ, રામ રાજ્યાભિષેક વગેરે પ્રસંગોને લગતાં પદ તેમણે સરલ ભાષામાં લખ્યાં છે. તેમનો મરણ સમય ચોક્કસ જણાતો નથી.

**દીપકબા.** દીપકબા હીંમતભાઇ પી. દેસાઈ. એમનો જન્મ સન ૧૮૮૬ ના ઑગસ્ટ માસની તા. ૧૫ મીએ તેમના પિતા દિ. બ. મણિભાઇ જશભાઇને ત્યાં પેટલાદમાં થયો. ગુજરાતી, વડોદરા કન્યાશાળામાં અને અંગ્રેજી, થર્ડ સ્ટેન્ડર્ડ સુધી મુંબાઇમાં એલેકઝાન્ડ્રા નેટિવ ઇન્સ્ટિટ્યુશન અને થોડોક વખત વડોદરા કમ્પની શાળામાં તેઓ શીખ્યાં. ૧૮૯૩ માં તેમનું લગ્ન રા. હિમ્મતલાલ પરભુલાલ વકીલ સાથે થયું. તેઓએ **સ્તવન મંજરી** નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. બીજો કાવ્યસંગ્રહ તેમના તરફથી બહાર પડનાર છે. સંગીતનું ઉત્તમ શિક્ષણ તેમણે મેળવ્યું છે. કીડીયાંના ઉત્તમ ભરતકામ માટે વડોદરા પ્રદર્શનમાં તેમને સુવર્ણચંદ્રક મળ્યો છે. "ગુણસુંદરી" વગેરે માસિકોમાં પણ તેઓ લેખ લખે છે.

**ધનદાગૌરી.** એમનો જન્મ ૧૮૫૨ માં થયો હતો. નાની વયે તેઓ વિધવા થયાં હતાં. તેમણે ઘર આગળ અભ્યાસ કર્યો હતો. તેમણે **શાંતિ-શિયળ નાટક, ભદ્રવિજય નાટક** તથા **અધ્યાત્મનિબંધમાળા**, નામનાં પુસ્તક લખ્યાં છે. શ્રી શ્રેયઃ સાધક અધિકારી વર્ગના સદુપદેશશ્રેણી વિભાગમાં તેમના કેટલાક લેખ પ્રકટ થયેલા છે.

**નાની બ્હેન.** નાની બ્હેન ઉર્ફે શિવગૌરી ગજ્જર તેમનો જન્મ સન ૧૮૫૮ માં સુરતમાં થયો હતો. તેઓએ ગુજરાતી કેળવણી લીધી છે સત્તર વર્ષની વયે વિધવા થતાં સામાજિક સેવાનાં કાર્યમાં તેઓ જોડાયાં અને બાઇગૌરીની સાથે રહી સુરતમાં વનિતા વિશ્રામની સ્થાપના કરી. મુંબાઇના વનિતા વિશ્રામનાં પણ તેઓ સ્થાપક છે. તેઓ છુટા છવાયા લેખ લખે છે.

**નંદકુંવરબા.** મહારાણી નંદકુંવરબા, ગોંડળ. તેમનો જન્મ ૧૮૬૭ માં ધરમપુરના મહારાણા નારણદેવજીને ત્યાં થયો હતો. તેઓ અંગ્રેજી અને ગુજરાતી સારૂં જાણે છે. ઈંગ્લાંડનો પ્રવાસ તેમણે કરેલો છે. **ગોમંડળ પરિક્રમ** નામનું પુસ્તક તેઓએ લખ્યું છે રાજકોટમાં મળેલી ત્રીજી ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના સત્કાર મંડળનાં તેઓ પ્રમુખ હતાં.

પ્રમિલા. પ્રમિલા (ઇન્દિરા) ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયા. એમનો જન્મ અમદાવાદમાં સંવત્ ૧૯૪૩ ના ફાગણ સુદ ૩ ને દિને થયો હતો. તેમણે તેમની કેળવણી મગનભાઇ કન્યાશાળામાં લીધી હતી. તેમનું લગ્ન સંવત્ ૧૯૫૭ માં સ્વ. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટિયા સાથે થયું હતું. તેમણે તેમના પરિચયથી સાહિત્યનું જ્ઞાન સંપાદન કર્યું હતું. અને તેઓ સુન્દરીસુબોધ અને અન્ય માસિકોમાં લેખ લખતાં અને તમણે વાર્તા-લહરી નામનું પુસ્તક તૈયાર કર્યું છે. તેઓ સંવત્ ૧૯૭૩ માં વિધવા થયાં.

પદ્માવતી. પદ્માવતી પ્રાણલાલ વ્રજરાય દેસાઇ એમનો જન્મ સુરત-માં વાડીફળીયામાં સંવત્ ૧૯૪૮ માં સરકારી વકીલ રણછોડદાસ નાનાભાઇ ને ત્યાં થયો હતો. ગુજરાતી કેળવણી તેમણે ગોધરા અને અમદાવાદમાં લીધી હતી. ૧૪ વર્ષની ઉમ્મરે તેમનું લગ્ન અમદાવાદમાં સ્વ. પ્રાણલાલ વ્રજરાય દેસાઇ સાથે થયું અને સત્તરમા વર્ષમાં વિધવા થયાં, પતિના સમાગમથી તેમ સાહજિક ધાર્મિક વૃત્તિઓથી સ્ત્રીઓના ઉત્કર્ષ તરફ તેમનું લક્ષ ખેંચાયું અને અમદાવાદમાં વનિતાવિશ્રામનાં શિક્ષક તરીકે તેમ બીજી રીતે તેઓએ સારી સહાયતા કરી. પાછળથી તેઓ અમદાવાદની મહિલા પાઠ-શાળામાં દાખલ થયાં અને કર્વે યુનિવર્સિટિની ગૃહિતાગમાની પદવીનેલગતી છેવટની પરીક્ષામાં પાસ થયાં. "સુન્દરીસુબોધ" આદિ માસિકમાં તેમણે અનેક લેખ લખ્યા છે. હાલ પણ તેઓ વનિતાવિશ્રામ આદિ સંસ્થાઓને ધાર્મિક વૃત્તિથી તેમનાં કામકાજમાં સહાયતા કરે છે.

પ્રસન્નગૌરી. પ્રસન્નગૌરી છગનલાલ રાવળ. તેમનો જન્મ દહેગામ તાલુકાના વડવાસા ગામમાં સંવત્ ૧૯૩૯ ના પોસ સુદી પુર્ણિમાએ થયો હતો. તેમણે છોટાઉદેપુર અને સુંદરરામપુર કન્યાશાળામાં અને અમદાવાદ ફિમેલ ટ્રેનિંગ કોલેજમાં અભ્યાસ કર્યો હતો અને જૂદી જૂદી જગાએ હેડમિસ્ટ્રેસ હતાં. "બાલોપચાર" નામનું પુસ્તક તેમણે રચ્યું છે. સન ૧૯૨૦ ના ઓગસ્ટ માસની ૩૧ મી તારીખે તેમનું મૃત્યુ થયું હતું.

પ્રસન્નગૌરી. પ્રસન્નગૌરી સુન્દરરામ મહેતા. એમણે હરિનારાયણ આપ્ટેની ઉષઃકાલ નવલકથાનો ગુજરાતીમાં અનુવાદ કર્યો છે. તેઓ સુરતનાં વતની હતાં. સન ૧૯૨૨ માં તેઓ સ્વર્ગવાસી થયાં.

પ્રેમલીલા. પ્રેમલીલા સુમન્ત મહેતા. ડૉ. સુમન્ત બટુકરામ અને સૌ. શારદા બ્હેનનાં પુત્રી. તેમનો જન્મ અમદાવાદમાં સન ૧૯૦૩ ના

સપ્ટેમ્બર માસની ૭ મી તારીખે થયો હતો. તે મુંબાઇ યુનિવર્સિટીમાં બિ. એસ. સી. પદવી ધારણ કરનાર પ્રથમ ગુજરાતી બ્હેન છે. તે પદ તેમણે સન ૧૯૨૪ માં મેળવ્યું. મુકુલ વાર્તા સંગ્રહમાં તેમ અન્ય પત્રોનાં તેઓ લેખક છે. અને " ગુણસુંદરી ", નાં માસિક તંત્રી તરીકે તેમણે કામ કર્યું છે.

**પ્રિયમતી.** પ્રિયમતી બ્હુસુખરામ એન. શુક્લ. એમનો જન્મ સુરતમાં ઇ. સ. ૧૮૯૩ માં શ્રાવણ સુદ પાંચમે થયો હતો. તેઓએ ગુલાબદાસ ભાઇદાસ કન્યાશાળામાં ગુજરાતી સાત ચોપડી સુધી કેળવણી લીધી. સાધારણ ઇંગ્લિશનો અભ્યાસ તેમણે જાતે કર્યો છે. ઇ. સ. ૧૯૦૫ માં તેમનું લગ્ન બ્હુસુખરામ એન. શુકલ સાથે થયું હતું. તેઓએ થોડો વખત " ચેતન " નાં તંત્રી તરીકે કામ કર્યું છે; તેમ જ " સુન્દરી સુબોધ, " " સાહિત્ય, " " ગુજરાત " અને બીજાં પત્રોમાં લેખ લખ્યા છે. ઇન્દિરા અને જ્યારે સૂર્યોદય થશે એ નામનાં પુસ્તકો તેમણે મરાઠી ઉપરથી લખ્યાં છે. તેઓ કવિતા પણ લખે છે. હાલ તેઓ સુરત મહિલા વિદ્યાલયનાં ઓનરરી શિક્ષિકા છે.

**બાઇઆઇ.** મિસ બાઇઆઇ પાલમકોટ. શાળાનો અભ્યાસ તેમણે મુંબાઇની બંગાલી સ્કૂલમાં કર્યો હતો અને કલાનું પૂરૂં શિક્ષણ સર જમશેદજી જીજીભાઇ આર્ટ સ્કૂલમાં લીધું હતું. લગભગ ૨૩ વર્ષથી તેઓ જાહેરપત્રોમાં લેખ લખે છે અને હાલ, સુપ્રસિદ્ધ સચિત્ર માસિક **હિંદી** ચાઇકનાં તેઓ માલિક અને તંત્રી છે. મુંબાઇના જાહેર જીવનમાં તેઓ ભાગ લે છે અને તેઓ સારાં વક્તા છે. ભરતકામ, સંગીત અને ચિત્રકલામાં આ ઇલાકામાં તેમની બરાબરી કરે તેવાં થોડાં જ હશે. તેમના કામની નિપુણતા માટે જૂદાં જૂદાં પ્રદર્શનોમાં તેમને સોના રૂપાના ચાંદ, ઇનામો, પ્રમાણપત્ર આદિ મળ્યાં છે. પોતાની કોમનાં હિતનાં કાર્યોમાં પણ તેઓ રસથી ભાગ લે છે.

**બાળગૌરી.** બાળગૌરી હરસુખરાય. એમનો જન્મ સુરતમાં ઇ. સ. ૧૮૫૬ ની સાલમાં થયો હતો. તેમણે ગુજરાતી કેળવણી અમદાવાદની કન્યાશાળામાં લીધી હતી. ચૌદ વર્ષની વયે તેમનું લગ્ન રા. હરસુખરાય સાથે કર્યું હતું. થોડા વખત પછી હરસુખરાય મરણ પામ્યા હતા. **બોધમાળા, પતિવ્રતા ધર્મ, પ્રશ્નોત્તરમાળા,** વગેરે પુસ્તકો તેમણે લખેલાં છે. તેમણે નાની બ્હેન ગજરની સાથે રહી સંવત ૧૯૬૩ માં સુરતમાં **વનિતાવિશ્રામની** સ્થાપના કરી છે.

બાનુ. મિસ બાનુ બમનજી.એઓ વિલાસ નામના સિકંદરાબાદથી પ્રકટ થતા માસિકનાં તંત્રી છે. મર્હુમ દેશભક્ત દાદાભાઇની યાદગિરી માટે તેઓએ વખાણવા લાયક યત્ન કર્યા છે.

બાળાબ્હેન. બાળા બ્હેન ગોપીલાલ ધ્રુવ. સ્વ. સરદાર રાવ બહાદુર ભોળાનાથ સારાભાઇનાં પુત્રી. તેમનો જન્મ સંવત્ ૧૯૧૪ ના મહા શુદ ૩ ને દિવસે થયો હતો. તેમણે ગુજરાતી ૬ ઠ્ઠી ચોપડીનો અને અંગ્રેજી બીજી ચોપડી સુધીનો અભ્યાસ કર્યો હતો. તેમનું લગ્ન રા. રા. ગોપીલાલ મણિલાલ સાથે થયું હતું. સ્વ. બાળા બ્હેનને ગુજરાતી વાચનનો ઘણો શોખ હતો. વડનગરા નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીતનો તેમનો સંગ્રહ લોકપ્રિય થયો છે. તેઓ સંવત્ ૧૯૭૪ ના જેઠ શુદ ૮ ને દિવસે મૃત્યુ પામ્યાં.

ભીખાઇજી. ભીખાઇજી ભીમજીભાઇ પાલમકોટ. એમનો જન્મ મુંબાઇમાં થયો હતો. તેમણે મેટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ કરી છે. તેઓ ભરતગુંથણ કળામાં અને સંગીતમાં અસાધારણ પ્રવીણ છે અને તે વિષયમાં અનેક રીતે તેમણે બહુમાન મેળવ્યું છે તેમના ભાઇ અમેરિકા અને યૂરોપ ગયા ત્યારે માસિક મજાહ પત્ર તેમણે ચલાવ્યું હતું, નિર્દય નણંદ, ઇન્સાફની આરસી, સહનશીલ સુંદરી, વિચારી વનિતા વગેરે પુસ્તકો તેમણે લખ્યાં છે.

મધુરિકા. મધુરિકા પ્રિયમુખરામ મહેતા. એમનો જન્મ સુરતમાં ૧૮૯૧ માં થયો હતો શાળાનું શિક્ષણ એમણે લીધું નહોતું પણ સંસ્કારી કુટુમ્બમાં ઘેર રહીને ગુજરાતી લખતાં વાંચતાં તેઓ શીખ્યાં હતાં. પાછળથી અંગ્રેજી અને સંસ્કૃતનો અભ્યાસ સુરત વનિતાવિશ્રામમાં તેઓએ કર્યો હતો. તેઓએ "સુન્દરીસુબોધ"માં લહરીની સંજ્ઞાથી કાવ્યો લખ્યાં છે. તેમનું લગ્ન ૧૯૦૦ માં ડો. પ્રિયમુખરામ કૃષ્ણમુખરામ મહેતા સાથે થયું હતું. સન ૧૯૦૯ માં વિધવા થયા બાદ તેઓ સુરત મહિલા વિદ્યાલયનાં શિક્ષક તરીકે અને બીજાં સમાજ સેવાનાં કાર્ય કરે છે.

મહેરબાનુ. મહેરબાનુ ફિરોજશાહ એડનવાળા. એમનો જન્મ ઇ. સ. ૧૮૭૩ ના જુલાઇ માસની ૨૯ મી તારીખે સુરતમાં થયો હતો. મુંબાઇની બંગાળીની જરથોસ્તી છોકરીઓની શાળામાં ગુજરાતી અને પૂનાની કોન્વેન્ટ સ્કૂલમાં અંગ્રેજીનો અભ્યાસ તેઓએ કર્યો છે. ૧ કોરડોવા શહેરનું મોતી ૨ શાહજાદી ઝીના ૩ દયાચંદનો કિલ્લો

૪ અહેવાલે અશો જરતોસ્ત ૫ નામાંકિત નારીઓ, ૬ સુબોધ માળા ૭ કાળા મહેલની રૂપસુંદરી ૮ હમત, હખ્ખ, હવરેસ્ત આ આઠ પુસ્તક તેમણે લખ્યાં છે. ઇ. સ. ૧૯૦૪ માં તેમનું લગ્ન શેઠ ફિરોજશાહ મંચેરજી એડનવાળા સાથે થયું છે. સંવત ૧૯૫૬ ના મહાન દુષ્કાળ વખતે સંકટ નિવારણના કામમાં તેમણે સ્તુત્ય સહાયતા કરી હતી. તેઓ હાલ પણ માસિકો, અઠવાડિક અને દૈનિક પત્રોમાં ઉપયોગી લેખો લખે છે તેઓ અમદાવાદમાં હતાં ત્યારે "સરસ્વતી" નામનું માસિક પ્રકટ કરતાં.

મંગળાગૌરી. મંગળાગૌરી ચુનીલાલ હરિલાલ સેતલવાડ. એમનો જન્મ સંવત ૧૯૨૯ ના આસો વદ ૧૦ ને દિને ભરૂચમાં થયો હતો. ગુજરાતીનો ૬ઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ તેઓએ કર્યો છે. વાતચીત અને સાધારણ લખવા જેટલું અંગ્રેજી પણ તેઓ જાણે છે. મોતીના પડદા કેમ બનાવવા તે વિષે તેઓએ એક ઉપયોગી પુસ્તક લખ્યું છે. સંવત ૧૯૪૦ માં તેમનું લગ્ન રા. રા. (હાલ રા. બ.) ચુનીલાલ હરિલાલ સેતલવાડ સાથે થયું હતું. સ્ત્રીઓના ઉત્કર્ષ માટે તેમને અત્યંત લાગણી છે. ભરૂચમાં તેમના નામની લાયબ્રેરી છે. તેઓએ ઇંગ્લાંડનો પ્રવાસ કર્યો છે.

મીરાંબાઇ. એમનો જન્મ ઇ. સ. ૧૪૦૦ ની આજુબાજુમાં છે. સ્વ. ગોવર્ધનરામ એમનો જન્મ ઇ. સ. ૧૪૦૩ માં થયાનું જણાવે છે. તેઓ મારવાડના જેમલ રાઠોડનાં પુત્રી હતાં અને મેવાડના રાણાનાં રાણી હતાં. તેઓ ગુજરાતી નહિ છતાં, ગુજરાત કાઠિયાવાડનો તેમને પરિચય હોવાથી તેઓ ગુજરાતીમાં રસિક પદ, ભજન લખી શકયાં છે. શ્રી કૃષ્ણનાં તેઓ મહા ઉપાસક હતાં. તેમનું મરણ સન ૧૪૭૦ ના અરસામાં થયેલું જણાવવામાં આવે છે. તેઓએ શૃંગાર અને ભક્તિને લગતી કવિતા લખી છે.

રાધાબાઈ. રાધાબાઇ. તેઓ દક્ષિણી બ્રાહ્મણ હતાં. તેમનો જન્મ ચોક્કસ કયારે થયો હતો તે કોઇના જાણવામાં નથી. તેણે કૃષ્ણબાળલીલા કૃષ્ણવિવાહ, કંસવધ વગેરે વિષે કવિતા લખી છે. તેઓ, મરાઠી ગુજરાતી મિશ્ર લખતાં તેમનું મરણ ૧૮૫૭ ની આજુ બાજુમાં થયું હતું.

લવંગિકા. લવંગિકા પ્રિયંવદ નટવરરાય મહેતા. રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાનાં પુત્રી. એમનો જન્મ અમદાવાદમાં સન ૧૮૯૯ નાં સપ્ટેમ્બરની ૧૫ મી તારીખે થયો હતો. તેઓ મુંબાઇ યુનિવર્સિટિના

ગ્રેજ્યુએટ છે. મેટ્રિક સુધી બાંદરાની સેંટ જોસેફ્સ કૉન્વેન્ટ સ્કૂલ, અને બિ. એ. સુધીનો એલ્ફિન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કર્યો હતો. સન ૧૯૨૦ના મે માસની ૨૫ મી તારીખે તેમનાં લગ્ન રા. રા. પ્રિયંવદ નટવરરાય મહેતા સાથે થયું હતું, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી તેમણે "સ્ટોરિઝ ફ્રૉમ ગ્રીક ટ્રેજેડિ" એ પુસ્તકનું ભાષાન્તર કર્યું છે. માસિકોમાં પણ તેઓ લેખ લખે છે.

**વસન્તબા.** સ્વ. વસન્તબા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા. એમનો જન્મ સંવત્ ૧૯૪૦ ના વૈશાખ વદ બીજને દિવસે થયો હતો. શાળાના શિક્ષણનો લાભ તેઓ બહુ લાંબો સમય લઇ શકયાં નહોતાં પરન્તુ તેમના પિતા રા. રા. છગનલાલ હરિલાલ પંડયાના પુસ્તકાલયમાંના ગ્રંથો વાંચી તેમણે વિવિધજ્ઞાન સંપાદન કર્યું હતું અને રા. ચન્દ્રશંકરના સહવાસથી તે જ્ઞાનમાં અભિવૃદ્ધિ થઇ હતી. **નિર્ગુણલક્ષ્મી અને સદ્‌ગુણ લક્ષ્મી** તથા અન્ય લેખો એ પુસ્તકનાં તેઓ કર્તા છે. સંવત્ ૧૯૭૨ ના શ્રાવણ વદ ૮ ને દિવસે તેઓ મૃત્યુ પામ્યાં હતાં.

**વિજયાલક્ષ્મી.** સ્વ. વિજયાલક્ષ્મી હર્ષદરાય ત્રિવેદી એમનો જન્મ સંવત્ ૧૯૪૫ ના વૈશાખ સુદ ૩ જને દિવસે થયો હતો. તેમણે લગભગ બધી કેળવણી ઘેર જ લીધી હતી. ગુજરાતી ઉપરાંત તેઓ થોડું અંગ્રેજી અને સંસ્કૃત પણ જાણતાં. ૧૯૫૭ માં તેમનું લગ્ન રા. હર્ષદરાય વિઠ્ઠલદાસ ત્રિવેદી સાથે થયું હતું. લેખનની શરૂઆત તેમણે "**સુન્દરી સુબોધ**" થી કરી હતી અને કવિતા અને વાર્તાઓ લખનાં. **વસન્ત, બુદ્ધિપ્રકાશ, સાહિત્ય** વગેરે માસિકોમાં પણ તેમના લેખ પ્રકટ થયા છે. ૧૯૧૩ના સપ્ટેમ્બર માસની ૧ લી તારીખે તેમનું મૃત્યુ થયું.

**વિદ્યાબ્હેન.** વિદ્યાબ્હેન રમણભાઇ મહીપતરામ નીલકંઠ. એમનો જન્મ અમદાવાદમાં સરદારબહાદુર ભોળાનાથ સારાભાઇ તે ત્યાં સન ૧૮૭૬ માં થયો હતો. તેઓએ બધી જ કેળવણી અમદાવાદમાં લીધી છે અને ગુજરાતી સ્ત્રીસમાજમાં તેઓ પહેલાં ગ્રેજ્યુએટ છે. તેમણે **સુબોધહાસિની, હિન્દુસ્થાનના સામાજિક જીવનમાં સ્ત્રીનું સ્થાન** એ પુસ્તકો અને **જ્ઞાનસુધા, સુન્દરીસુબોધ વસન્ત** આદિ માસિક અને વર્તમાન પત્રોમાં લેખ લખ્યા છે અને લખે છે. ગુજરાતમાં વખતો વખત પડેલા દુષ્કાળોમાં સંકટ નિવારણ માટે તેમણે પ્રશંસાપાત્ર યત્ન કર્યો છે. સ્ત્રીહિતને લગતા સર્વ પ્રશ્નોમાં તેઓ હમેશાં અગ્રભાગ લે છે. અન્ય જાહેર

પ્રવૃત્તિઓમાં પણ જ્યારે જ્યારે તેમની સહાયતાની માગણી કરવામાં આવે છે ત્યારે અંગત પરિશ્રમ ઉઠાવીને પણ, દરેક કામ પોતાનું જ હોય એમ ગણી કાંઇ પણ આડંબર વિના તેઓ પોતાથી બનતી સર્વ મદદ આપે છે. તેમનું લગ્ન ૧૮૮૯ માં રા. બ. રમણભાઇ સાથે થયું છે.

**વિમળાગૌરી.** વિમળાગૌરી મોતીલાલ સેતલવાડ. એમનો જન્મ સંવત્ ૧૯૪૫ ના ભાદરવા સુદ ૧૧ ને દિને વડોદરામાં તેમના માતામહ દિ.બા અંબાલાલ સાકરલાલને ત્યાં થયો હતો. અમદાવાદ મહાલક્ષ્મી ટ્રેનિંગકોલેજમાં અંગ્રેજી ચોથા ધોરણ સુધી અભ્યાસ કરી પાછળથી ખાનગી રીતે વધાર્યો હતો. ગુલામગિરિનો ગજબ એ નામનું પુસ્તક "અંકલ ટોમ્સ કેબિન" Uncle Tom's cabin નામના પુસ્તકના અનુવાદ રૂપે લખ્યું છે. તે ઉપરાંત ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી માટે આઇવેન્હો નામના વાર્તાના અંગ્રેજી પુસ્તકનું તેમ જ સ્વ. રોમેશ ચન્દ્ર દત્તના એન્સ્યંટઇંડિયા (Ancient India) એ પુસ્તકનું પણ તેમણે ભાષાંતર કર્યું છે. ઇ.સ. ૧૯૦૭ માં તેમનું લગ્ન રા. રા. મોતીલાલ ચિમનલાલ સેતલવાડ સાથે થયું છે. તેઓએ ઇંગ્લાંડ ફ્રાન્સ સ્વીટઝરલૅન્ડ આદિ દેશોનો પ્રવાસ કર્યો છે.

**શારદાબ્હેન.** શારદાબ્હેન સુમન્ત મહેતા. એમનો જન્મ સન ૧૮૮૨માં અમદાવાદમાં સરદાર બહાદુર ભોળાનાથ સારાભાઇને ત્યાં થયો હતો. તેઓએ બધી જ કેળવણી અમદાવાદમાં લીધી હતી. અને ગુજરાતમાં સન ૧૯૦૧ માં સૌ. વિદ્યાબ્હેન રમણભાઈની સાથે પહેલાં ગ્રેજ્યુએટ થયાં હતાં. સન ૧૮૯૮ માં તેમનું લગ્ન ડૉ. સુમન્ત બટુકરામ મહેતા સાથે થયું છે. તેમણે સુબાહાસિની, પુરાણોની બાલબોધક વાર્તાઓ અને બાળકોનું ગૃહશિક્ષણ, ફ્લોરેન્સ નાઇટીંગેલનું જીવનચરિત્ર, હિંદુસ્થાનના સામાજિક જીવનમાં સ્ત્રીનું સ્થાન વગેરે પુસ્તકો લખ્યાં છે, અને વર્તમાન પત્રો અને માસિકોમાં લેખ લખે છે. સ્ત્રીકેળવણી અને સ્ત્રીસુધારણાનાં કામોમાં, પાઠશાળા, વનિતાવિશ્રામ જેવી સંસ્થાઓમાં તેમણે અનેક સેવાઓ અર્પણ કરી છે.

**સમજુબા.** સમજુબા ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ. સન ૧૮૮૯ના ડીસેમ્બર માસની ૨૬મી તારીખે તેમનો જન્મ પેટલાદ તાલુકાના મહેલાવ ગામમાં થયો હતો. તેમની કેળવણી ગુજરાતી ૬ ઠા ધોરણ સુધીની છે.

તેઓ માસિક અને સામાયિક પત્રોમાં લેખો લખે છે ૧૯૦૩ માં તેમનું લગ્ન રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ સાથે થયું.

**સરોજિની.** સરોજિની નાનકભાઇ મહેતા. રા. બ. રમણભાઇ મહીપતરામ તથા સૌ. વિદ્યાબ્હેનનાં પુત્રી. તેમનો જન્મ અમદાવાદમાં સન ૧૮૯૯ ના નવેમ્બર માસની ૧૨ મી તારીખે થયો હતો તેઓ મુંબાઇ યુનિવર્સિટીનાં ગ્રેજ્યુએટ છે. સન ૧૯૧૯ માં તેમનું લગ્ન સ્વ. ડૉ. બટુકરામના પુત્ર સાથે થયું. તેઓ વસન્ત, યુગધર્મ, ગુજરાત, નવચેતન, ગુણસુન્દરી વગેરે માસિકમાં છુટક લેખો લખે છે. " ગુણસુન્દરી " નાં માસિક તંત્રી તરીકે તેમણે કામ કર્યું છે. હાલ તેઓ મહિલા વિદ્યાલયનાં અધિષ્ઠાત્રી છે. તેઓએ યુરોપનો પ્રવાસ કર્યો છે.

**સુમતિ.** સુમતિ ભુપતરાવ મહેતા. તેમના પિતા રા. લલ્લુભાઇ સામળદાસ મહેતા. તેમનો જન્મ સંવત્ ૧૯૪૬ ના વૈશાખ વદ ૩ ને દિને થયો હતો. તેમનો ગુજરાતી અને અંગ્રેજીનો અભ્યાસ સારો હોવા ઉપરાંત સંસ્કૃતનું પણ તેમને થોડું જ્ઞાન હતું. તેમણે અનેક પુસ્તક લખ્યાં છે. તેમાં શાન્તિદા, મધુરી, અરવિંદકુમાર, કાવ્યઝરણાં, સદ્‌ગુણી સ્ત્રીઓ, સુરેશ ને યશોધરા અને સદ્‌ગુણીસ્ત્રીઓ મુખ્ય છે. તેઓ એક સંસ્કારી લેખક અને કવિ હતાં. સંવત્ ૧૯૭૭ ના અષાડ સુદ ૧૩ ને દિને તેઓનું મૃત્યુ થયું હતું.

**સૌદામિની.** સૌદામિની ગગનભાઇ મહેતા. રા. બ. રમણભાઇ મહીપતરામ અને સૌ. વિદ્યાબ્હેનનાં પુત્રી. તેમનો જન્મ સન ૧૯૦૩ ના નવેમ્બર માસની ૧૮ મી તારીખે અમદાવાદમાં થયો હતો. તેઓએ સઘળી કેળવણી અમદાવાદમાં જ લીધી છે અને તેઓ મુંબાઇ યુનિવર્સિટીનાં ગ્રેજ્યુએટ છે. તેમનું લગ્ન રા. રા. લલ્લુભાઈ સામળદાસ મહેતાના પુત્ર સાથે ૧૯૨૪ ની સાલમાં થયું. સુકુલવાર્તા સંગ્રહમાં તેમ મહિલામિત્ર અને બીજાં પત્રોમાં તેઓએ લેખ લખેલા છે.

**હરિસુખગૌરી.** હરિસુખગૌરી વામનરામ કપિલરામ. તેમનો જન્મ સુરતમાં સન ૧૮૬૫ માં થયો હતો. તેમને ગુજરાતી અને અંગ્રેજીનું સારું જ્ઞાન છે. તેમણે સતી સીમંતિની, ધર્મગુપ્ત, લગ્ન, હરેન્દ્ર વિરહ વગેરે પુસ્તકો લખી પ્રસિદ્ધ કર્યાં છે. તેમનું લગ્ન રા. વામનરામ કપિલરામ સાથે થયું છે.

# સ્ત્રી ઉપયોગી વાચન માટે માર્ગદર્શક થાય એવાં ખાસ ચૂંટી કાઢેલાં ૨૫૦ પુસ્તકોની યાદી. તેમાં ચર્ચેલા વિષયની નોંધ.

તૈયાર કરનાર.

નવલરામ જગન્નાથ ત્રિવેદી.

## નવલકથા અને વાર્તા.

પુસ્તક. કર્તા કીંમત

૧ સરસ્વતીચંદ્ર ભાગ ૧ થી ૪. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી ભા. ૧–૨–૩–૪ ગુજરાતી ભાષાની સર્વોત્તમ નવલકથા. પહેલો ભાગ રાજખટપટ, બીજો કુટુંબકથા, ત્રીજો દેશીરાજ્યના પ્રશ્નો અને ચોથો દેશપ્રેમી વિદ્વાનની દેશોદયની ચિંતાઓ દર્શાવે છે. રૂ. ૧૨–૧૨

૨ પાટણની પ્રભુતા–કનૈયાલાલ માણેકલાલ મુનશી. ૨–૮
સિદ્ધરાજની બાલ્યાવસ્થામાં મીનળદેવી રાજ્યમાતા તરીકે ગુજરાતનું રાજ્ય ચલાવતી હતી તે સમયની ઐતિહાસિક નવલકથા.

૩ ગુજરાતનો નાથ. કનૈયાલાલ માણેકલાલ મુનશી. ૪–૯
પાટણની પ્રભુતાનું અનુસંધાન. તેમાં ગુજરાતના નાથ સિદ્ધરાજ ના સમયના બનાવો સિવાય કાક અને મંજરીનાં કલ્પિત પાત્રોના તથા રાણકદેવી અને રાખેંગારના પ્રેમ પ્રસંગો વર્ણવ્યા છે.

૪ વેરની વસુલાત. કનૈયાલાલ માણેકલાલ મુનશી. ૩–૮
સામાજીક નવલકથા. તેમાં પ્રેમમાં નિરાશા પામેલી તનમન તથા દેશભક્તિથી ઉભરાતા અનંતાનંદ અને જગત કિશોરના જીવન-પ્રસંગો ઉત્તમ રીતે ચીતર્યાં છે.

૫ કોનો વાંક ? કનૈયાલાલ માણેકલાલ મુનશી. ૩–૮
વિધવાઓનો પ્રશ્ન ચર્ચતી સામાજીક નવલકથા.

૬ મારી કમળા અને બીજી વાતો. કનૈયાલાલ માણેકલાલ મુનશી. ૧–૮
સામાજીક પ્રશ્નો ચર્ચતી ટુંકી વાર્તાઓનો સંગ્રહ.

૭ કરણઘેલો. નંદશંકર તુલજાશંકર મહેતા. ૨–૮
ગુજરાતના છેલ્લા રજપુત રાજા કરણના સમયની ઐતિહાસિક નવલકથા.

૮ કુંવારી કન્યા. કવિ ભવાનીશંકર નરસિંહરામ ૧-૪
અણગમતા લગ્ન સામે થઇ કુંવારી રહેલ કન્યાની જીવનકથા.

૯ બે બહેનો. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા. ૧-૦
સુધરેલ પતિને પરણી સુખી જીવન ગાળતી તથા અભણ અને જૂના વિચારના પતિને પરણી દુઃખી થતી બે બહેનોની કહાણી.

૧૦ આનંદાશ્રમ. નારાયણ વિસનજી ઠક્કુર ૧-૪
બંગાળી નવલકથાકાર બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાયના "આનંદમઠ" નું ભાષાન્તર. હેસ્ટીંગના સમયમાં બાવાઓએ કરેલ બંડની વાત પર તેની રચના થઈ છે. તેમાં **वंदेमातरम्**નું પ્રસિદ્ધ ગીત આવે છે.

૧૧ પદ્મિની. નારાયણ વિસનજી ઠક્કુર. ૨-૦
અલ્લાઉદ્દીન ખીલજીની ચિત્તોડની ચડાઇ તથા ચિત્તોડના રાણા ભીમસિંહની અત્યંત સ્વરૂપવતી સ્ત્રી પદ્મિનીનું ભસ્મીભૂત થવું એ પ્રસંગો વર્ણવતી ઐતિહાસિક નવલકથા

૧૨ ઉષાકાન્ત. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆ. ૨-૦
રસાયન શાસ્ત્રના અભ્યાસની મહત્તા તથા ગરીબોની સેવાકરવાનો ધર્મ સમજાવતી સામાજીક નવલકથા.

૧૩ કાઉન્ટ ટોલ્સ્ટોયની ટુંકી વાર્તાઓ. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીઆ.
મહાન રશીઅન વિચારક અને લેખકની સામાજીક વાર્તાઓનું દેશકાલાનુ રૂપ રૂપાંતર.

૧૪ અરેબીયન નાઇટસ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ. ૫-૦
અદ્‌ભૂત રસપૂર્ણ વાતોનો ખજાનો. (ભાષાંતર)

૧૫ કથા સરિત્ સાગર ભાગ-૧-૨. ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ. ૬-૦
વાર્તાઓના સંગ્રહના સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર.

૧૬ ગંગા, એક ગુર્જર વાર્તા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ. ૧-૮
શીવાજીના સુરતની લુંટનો સમય ચીતરતી નવલકથા.

૧૭ હિન્દ અને બ્રીટાનીઆ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ. ૨-૮
હિન્દુસ્તાનની દુર્દશા સંબંધે હિંદદેવી અને બ્રિટાનીઆ વચ્ચે સંવાદ.

૧૮ બાલા. રામમોહનરાય જશવંતરાય દેસાઇ. ૧-૪
ગામડાંઓની તથા સ્ત્રીઓની સેવાની મહત્તા તથા અગત્ય દર્શાવતી સામાજીક નવલકથા.

૧૯ યોગિની. રામમોહનરાય જ. દેસાઈ. ૧–૪
સાધ્વી પત્નીનો જીવનસુવાસ તથા હિંદુ સંસારના રાગદ્વેષ અને દુઃખો દર્શાવતી સામાજીક નવલકથા.

૨૦ રસીલી વાર્તાઓ. ભાગ–૧–૨. રા. જ. દેસાઈ. ૨–૦
વિવિધ સામાજીક પ્રશ્નો ચર્ચતી ટુંકી વાર્તાઓ.

૨૧ ગુલાબસિંહ. મણિલાલ નભુભાઈ દ્વિવેદી. ૨–૦
યોગીની શક્તિ તથા પ્રેમની અદ્ભૂત કથા.

૨૨ ગુલી ગરીબ. કેખુશરો નવરોજી કાબરાજી. ૩–૦
અનેક મુશ્કેલીઓમાંથી મોટા કુટુંબ સાથે પસાર થતી ગરીબ વિધવાનું જીવન ચીતરતી, અંગ્રેજીના આધારે લખાયેલી પારસી નવલકથા.

૨૩ સુધાહાસિની. સૌ. વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ. તથા સૌ. શારદાગૌરી સુમંત મહેતા. ૧–૪
વિધવા વિવાહની હિમાયત કરતી સામાજીક નવલકથા.

૨૪ નવાયુગની વાતો. ભા. ૧–૨ અમૃતલાલ સુંદરજી પઢીઆર ૦–૧૦
સામાજીક વિષયોપર લખાયેલી ટુંકી વાર્તાઓ.

૨૫ રત્નગ્રંથી. ચતુર્ભુજ માણેકેશ્વર ભટ્ટ. ૦–૮
પૈસા મેળવવા માટે પરદેશ ગમન કરવાની અગત્ય દર્શાવતી તથા પતિપત્નીનો પ્રેમ ચિતરતી ટુંકી વાર્તાઓનો સંગ્રહ.

૨૬ ગુજરાતની જૂની વાર્તાઓ. મણિલાલ છબારામ ભટ્ટ. ૩–૦
રજપુતાણીઓનો પ્રેમ તથા શૌર્ય દર્શાવતી ટુંકી કથાઓ.

૨૭ સુરુચી અથવા સુખી સંસાર. મદનલાલ લલ્લુભાઇ મુનસફ. ૦–૧૨
વહેમ ત્યાગથી મળતાં ગૃહજીવનનાં સુખ વર્ણવતી કથા.

૨૮ નંદનવનનો નાશ. છગનલાલ નારાયણ મેશ્રી. ૨–૦
હિંદુસ્તાનના બગીચા જેવા અયોધ્યાના રાજ્યને કંપની સરકારના નોકરોએ કેવી રીતે પાયમાલ કર્યું તેનો ચિતાર આપતી ઐતિહાસિક નવલકથા.

૨૯ સોમનાથનું શિવલિંગ. ચુનીલાલ વર્ધમાન શાહ. ૧–૪
મહમુદ ગીઝનવીએ ૧૦૨૪ માં સોમનાથની લુંટ કરી તે સમયની ઐતિહાસિક નવલકથા.

૩૦ વિક્રમની વીસમી સદી. સટ્ટાવાળા મોતીલાલ ત્રિભોવનદાસ. ૫–૦
આધુનિક જમાનાની ખામીઓ દર્શાવતી સામાજીક નવલકથા.

૩૧ અલક્ષ્યજ્યોતિ. સુમિત્ર. (બન્ધુસમાજ) ૧-૮
આત્મલગ્નના વિષયપર લખાયેલી સામાજીક નવલકથા.

૩૨ નિર્ગુણ લક્ષ્મી અને સદ્‌ગુણ લક્ષ્મી. વસંતબા પંડ્યા. ૦-૧૦
ગુણવાન અને ગુણહીન બ્હેનોનાં જીવન વચ્ચે રહેલો તફાવત દર્શાવતી વાર્તા. પુસ્તકમાં તે સિવાય કેટલાક પ્રકીર્ણ લેખો પણ છે.

૩૩ બાદશાહ અને બીરબલ. સુવિચાર દર્શક મંડળી. ૨-૮
ચાતરી દર્શાવતી અને રમુજ ઉત્પન્ન કરતી ટુંકી ટુંકી વાર્તાઓ.

૩૪ મારી વીસ વાર્તાઓ. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ. ૨-૦
સામાજીક પ્રશ્નો સચોટ ચર્ચતી ટુંકી વાર્તાઓ.

૩૫ યોગિની કુમારી. છોટાલાલ જીવનલાલ. ૧-૪
ઉન્નત જીવન ગાળવાનો ઉપદેશ કરતી આધ્યાત્મિક નવલકથા.

૩૬ હાસ્યમંદિર. રમણભાઇ મહીપતરામ નીલકંઠ.
તથા સૌ. વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ. ૨-૦
હાસ્યરસ સંબંધે લેખ અને રમુજી વાતો તથા સંવાદોનો સંગ્રહ.

૩૭ સૌરાષ્ટ્રની રસધાર ભા. ૧-૨. સૌરાષ્ટ્ર કાર્યાલય. ૨-૮
કાઠીયાવાડના વીરો તથા વીરાંગનાઓના જીવનપ્રસંગો.

૩૮ બ્રહ્મચારિણી. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. ૧-૮
સમાજસેવાનો ધર્મ સમજાવતી રસિક નવલકથા.

૩૯ દેવી અન્નપુર્ણા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા ૧-૮
સમાજ સેવિકા સન્નારીનું જીવન આલેખતી નવલકથા.

૪૦ શરત્ બાબુની ત્રણ વાતો. મહાદેવ હરિભાઇ દેસાઇ. ૦-૧૦
સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતે માતૃત્વની લાગણીની પ્રબલતા તથા મહત્તા દર્શાવતી ત્રણ વાર્તાઓ.

૪૧ સ્ત્રીઓ અને સમાજસેવા. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆ. ૦-૮
સ્ત્રીઓ માટે સમાજસેવાની અગત્ય દર્શાવતી ટુંકી વાર્તાઓ.

૪૨ મૃદુલા. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆ. ૦-૮
હિંદુ, મુસલમાન, પારશી ઐક્ય દર્શાવતી નવલકથા.

૪૩ ટુંકી વાર્તાઓ ભાગ ૨-જો. સસ્તુંસાહિત્ય વર્ધક કાર્યાલય. ૦-૧૨
ગૃહજીવનના પ્રશ્નો ચર્ચતી ટુંકી વાર્તાઓનો સંગ્રહ.
કેતકમાળા અને બોધવચન. ગણેશજી જેઠાભાઇ. ૦-૧૨
પ્રચલિત કહેવતોનાં મૂળ દર્શાવતી વાર્તાઓનો સંગ્રહ.

૪૫ રણજીત કૃતિ સંગ્રહ. રણજીતરામ વાવાભાઇ. ૨–૮
સાહેબરામ નામની અપૂર્ણ નવલકથા, કેટલીક સામાજીક પ્રશ્નોપર લખાયેલી ટુંકી વાર્તાઓ તથા નાટકોનો સંગ્રહ.

૪૬ રમાસુંદરી. મહાશંકર ઇન્દ્રજી દવે. ૨–૮
અજ્ઞાન સ્ત્રીઓ સ્વાર્થાંધ થઇ કેવી રીતે કુટુંબની પાયમાલી કરે છે તેનો ચિતાર આપતી સામાજીક નવલકથા.

૪૭ રૂપનગરની રાજકુંવરી. નારાયણ હેમચંદ્ર. ૨–૦
રજપુત વીરાંગનાનો પ્રેમ તથા શૌર્ય દર્શાવતી ઔરંગઝેબના કાળની ઐતિહાસિક નવલકથા.

૪૮ મૂરખરાજ. મોહનદાસ કરમચંદ ગાંધી. ૦–૮
સત્યાગ્રહ અને અસહકારનો પ્રભાવ દર્શાવતી કથા.

૪૯ શેરલોકહોમ્સનાં સાહસ કર્મો. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા ૨–૦
અંગ્રેજીમાં લખાયેલ પ્રસિદ્ધ ડીટેકટીવ વાર્તાઓ.

૫૦ કાદંબરી. છગનલાલ હરિલાલ પંડયા. ૨–૧૨
બાણભટ્ટના પ્રસિદ્ધ સંસ્કૃત ગ્રંથનું સુંદર ભાષાંતર. સંસ્કૃત ભાષામાં આની તોલે આવે એવું એ જાતનું બીજું એકે પુસ્તક નથી. મૂળની અલંકારની ખુબીઓ ભાષાંતરમાં સફળતાથી ઉતારી છે.

૫૧ વિવેકી વિજયા. શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.
સંસારનાં અનેક દુઃખો શાન્તિથી અને હિમ્મતથી સહન કરતી આદર્શરૂપ આર્ય અબળાની બોધક વાર્તા.

૫૨ વિપિન. રાજેન્દ્ર સોમનારાયણ દલાલ. ૨–૦
રાજખટપટ અને સંસાર ચિત્ર આપતી સરસ્વતીચંદ્રની ઢબપર લખાયેલી નવલકથા.

૫૩ સ્નેહગીતા. કલ્યાણરાય નથુભાઇ જોશી. ૧–૪
વિદુષી સન્નારીના જીવનવૃત્તાંત.

૫૪ ભોજ અને કાળીદાસ એન. એમ. ત્રિપાઠીની કંપની. ૪–૦
કાવ્યગમતકૃતિ વાળી ટુંકી વાતો.

૫૫ ઉષા. ન્હાનાલાલ દલપતરામ કવિ. ૧–૮
વાક્યે વાક્યે અવનવા અલંકારોથી ભરેલ દૈવી દાંપત્ય પ્રેમકથાનો પૂર્વાર્ધ.

૫૬ દિવ્યજ્યોતિ. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી. ૧-૮
આર્ય સંસારને અનુકૂળ પડે તેવી રીતે પ્રેમલગ્નની હિમાયત કરતી સાંસારિક નવલકથા.

૫૭ અયામા. અમીરમીયાં હમુદુમીયાં ફારૂકી. ૦-૧૦
મુસલમાની સાંસારિક રીતરિવાજ આલેખતું ઉર્દુ પરથી લખેલું પુસ્તક.

૫૮ કથામંજરી ભાગ ૧-૨. જીવનલાલ અમરશી મહેતા. ૫-૦
જુદા જુદા પ્રસિદ્ધ લેખકોએ લખેલ સુબોધક વાર્તાઓનો સંગ્રહ.

૫૯ ચાંદબીબી. પેસ્તનજી જમશેદજી. ૨-૦
અકબરની સામે બાહુદુરીથી લડનાર મુસલમાન વીરાંગનાનું ચરિત્ર આલેખતી ઐતિહાસિક નવલકથા.

૬૦ રજની. સાહિત્યપરિષદ ભંડોળ કમીટી. ૦-૧૫
બંકીમ બાબુના બંગાળીપરથી લખેલી એક અંધ યુવતિની કરુણ કથા.

૬૧ ટાગોરની ટુંકી વાર્તાઓ. રત્નેશ્વર ભ. વકીલ. ૨-૮
મનુષ્ય હૃદયના ભાવોનો આબેહુબ ચિતાર આપતી ટુંકી વાતોનો સંગ્રહ.

૬૨ વાર્તા લહરી. શ્રી. અરવિંદ અને પ્રમીલા. ૧-૦
જુદા જુદા લેખકોએ લખેલી ટુંકી વાર્તાઓનો સંગ્રહ. તેમાં સ્ત્રી-પુરુષના હૃદયની લાગણીઓ તથા વૃત્તિઓનાં સુંદર ચિત્રો આલેખાયલાં છે.

૬૩ એક દેવીનો આત્મવૃત્તાંત. મણિશંકર રત્નજી ભટ્ટ.
ગેટેકૃત વીલ્હેલ્મ મીસ્ટરના એક પ્રકરણનું ભાષાંતરઃ એક વિલક્ષણ બાલિકાના ઉપાધિઓથી દૂર રહેવાના યત્નનું તથા માનુષી ઉચ્ચત્વ પ્રાપ્ત કરવાના પ્રશસ્ય આગ્રહનું વૃત્તાંત.

૬૪ વહુ ઠકરાણી. જેઠાલાલ દેવશંકર દવે. ૧-૮
કવિવર રવીન્દ્રનાથ ટાગોરની સૌ ઉપયોગી બોધક અને રસિક નવલકથાનું ભાષાંતર.

૬૫ હું સુરલા અને મિત્રમંડળ. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા. ૨-૦
વિનોદાત્મક પ્રસંગોનો સંગ્રહ.

૬૬ હાસ્યકથામંજરી. જીવનલાલ અમરશી મહેતા. ૨-૦
હાસ્યજનક વાર્તાઓ તથા લેખોનો સંગ્રહ.

૬૭ ભારતલોકકથા ભાગ ૧-૨. ગુજરાતી પ્રેસ-મુંબાઇ. ૧-૮
પ્રેમ તથા શૌર્યનાં અદ્ભુત દૃષ્ટાંતો પૂરાં પાડતી ઐતિહાસિક વાતોનો સંગ્રહ.

૬૮ મુરખો. ગુજરાતી પ્રેસ. ૦-૬
મુરખાનાં પેટ પકડીને હસાવે તેવાં પરાક્રમો (!) નું વૃત્તાંત.

## નાટક.

૧. અભિજ્ઞાન શકુંતલા. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક. ૨-૮
મહાકવિ કાળીદાસના પ્રસિદ્ધ સંસ્કૃત નાટકનું ભાષાંતર.

૨ અમરસત્ર નાટક. ડોલતરામ કૃપારામ પંડ્યા. ૦-૧૨
પતિવ્રતાનો પ્રભાવ દર્શાવતું નાટક.

૩ ઇન્દુકુમાર. ન્હાનાલાલ દલપતરામ કવિ. ૧-૮
લગ્નના પ્રશ્નની સૂક્ષ્મ મીમાંસા કરતું ભાવપ્રધાન નાટક.

૪ ઉત્તરરામ ચરિત. મણિલાલ નભુભાઈ દ્વિવેદી. ૧-૮
સીતારામનો અદ્ભુત પવિત્ર પ્રેમ વર્ણવતું કરુણ રસપૂર્ણ નાટક.

૫ કાન્તા. મણિલાલ નભુભાઇ દ્વિવેદી. ૦-૧૨
ગુજરાતના રાજા જયશિખરીના સમયની સતીનું ચરિત્ર દર્શાવતું કરુણાન્ત નાટક

૬ જયા અને જયન્ત. ન્હાનાલાલ દલપતરામ કવિ. ૧-૪
આત્મલગ્નનો આદર્શ રજુ કરતું વિવિધ રસપૂર્ણ નાટક.

૭ મિથ્યાભિમાન નાટક. દલપતરામ ડાહ્યાભાઇ કવિ. ૦-૬
મિથ્યાભિમાની રતાંધળા જીવરામ ભટ્ટની અંતે થતી દુર્દશા દર્શાવતું ચાતુરી અને રમુજથી ભરપુર નાટક.

૮ રાઇનો પર્વત. રમણભાઈ મહીપતરામ નીલકંઠ. ૧-૮
વિધવાવિવાહ અને સ્ત્રીજાતિની ઉન્નતિના પ્રશ્નો ચર્ચતું સર્વાંગ સુંદર નાટક.

૯ લલિતા દુઃખ દર્શક. રણછોડભાઇ ઉદયરામ. ૦-૮
ગુણના કજોડાથી દુઃખી થઇ કમોતે મરતી બાલાનું જીવન ચીતરતું કરુણાન્ત નાટક.

૧૦ સીતા. ચુનીલાલ મુળજીભાઇ ત્રિપાઠી. ૦-૧૨
પ્રસિદ્ધ બંગાળી નાટકકાર દ્વિજેન્દ્રલાલ રૉયના સીતાના ચારિત્ર્યની વિશુદ્ધિ તથા બળ દર્શાવતા બંગાળી નાટકનું ભાષાંતર.

૧૫ રાષ્ટ્રગીત. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. ૧-૦
દેશભક્તિનાં ગીતોનો વિસ્તીર્ણ સંગ્રહ.

૧૬ લોકગીત. રણજીતરામ વાવાભાઈ. ૦-૧૦
ગુજરાતી લોકગીતોનો સંગ્રહ: સ્વ. રણજીતરામના આ વિષયપરના બે નિબંધો તથા કાકા કાલેલકરે લખેલ "આસ્વાદ" સાથે.

૧૭ ગુજરાતી ગીતાવળી. ભવાનીશંકર નરસિંહરામ. ૦-૮
તેમાં બાળગીતો તથા ઉખાણાઓનો સારો સંગ્રહ છે.

૧૮ પ્રેમાનંદની પ્રસાદી. ભાનુસુખરામ નિર્ગુણરામ-મહેતા. ૧-૮
પ્રેમાનંદનાં કાવ્યો તથા નાટકોમાંથી રસમય ચુંટણી ઉપયોગી ટીકા સાથે.

૧૯ સંગીત મંજરી. હિમ્મતલાલ ગણેશજી અંજારીઆ. ૧-૮
નાટકમાં ગવાતાં ઉત્તમ ગાયનોનો જાણીતા સંગ્રાહકે કરેલો સંગ્રહ.

૨૦ વેનચરિત્ર. દલપતરામ ડાહ્યાભાઈ કવિ. ૦-૬
વિધવાઓના પુનર્લગ્ન કરવાના ચાલને ટેકો આપનારૂં વિવિધ રસયુક્ત કાવ્ય.

૨૧ નૂપુરઝંકાર. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ. ૧—૦
નરસિંહરાવનાં કાવ્યો.

૨૨ માંગલિક ગીતાવલી. દલપતરામ ડાહ્યાભાઈ કવિ. ૦-૬
લગ્ન, જનોઇ, સીમંત વગેરે શુભ પ્રસંગોએ ગાવાનાં ગીતોનો સંગ્રહ.

## જીવન ચરિત્ર.

૧ ઝાંસીની રાણી. મણિલાલ છબારામ ભટ્ટ. ૩—૦
૧૮૫૭ ના બળવા સમયે બહાદુરીથી લડનાર વીરાંગનાનું દિલ ઉશ્કેરનારૂં જીવન.

૨ અમારા જીવનમાંની કેટલીક યાદગિરીઓ. સરસ્વતી મડગાંવકર. ૧-૧૨
સ્વ. રમાબાઇ રાનડે કૃત તેમના સ્વર્ગસ્થ પતિ મહાન દેશ ભક્ત મહર્ષિ મહાદેવ ગોવિંદ રાનડેના ગૃહજીવનનો તાદશ ચિતાર આપતા પુસ્તકનું ભાષાંતર.

૩ કુમારી કાર્પેન્ટરનું જીવન ચરિત્ર. દેવરામ શિવરામ. ૦—૩
હિંદવાસી મહિલાઓની પરમ શુભેચ્છક અંગ્રેજ બાઈના પરોપકારપરાયણ જીવનનું વૃત્તાંત. પૃ. ૧૪૪

૪. મહાજન મંડળ. પટેલ મગનલાલ નરોત્તમદાસ. ૧૦—૦
હિન્દના મહા પુરુષોનાં જીવન વૃત્તાંતોનો વ્યાપક સંગ્રહ.

૫ પાર્વતી કુંવર આખ્યાન. મહીપતરામ રૂપરામ નીલકંઠ. ૦–૩
પતિપરાયણ સન્નારીનું બોધક ચરિત્ર. પૃ. ૬૦

૬ બુકર ટી વોશીંગ્ટન. ગોવર્ધનદાસ કહાનદાસ. ૧—૨
અમેરિકાવાસી હબશીઓનો ઉદ્ધાર કરનાર સ્વાશ્રયી મહાન્ નરનું જીવન ચરિત્ર.

૭ ભારતનાં સ્ત્રી રત્નો. ભાગ ૧–૨–૩ શિવપ્રસાદ દલપતરામ. ૧–૧૪
પ્રાચીન કાલથી તે આજ સુધીમાં હિંદુસ્તાનમાં થઇ ગયેલ મહાન સ્ત્રીઓનાં ચરિત્રોનો વિશાળ સંગ્રહ.

૮ ભારતની દેવીઓ. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. ૦—૧૫
ભગવતી દેવી અને અઘોર કામિની એ બે પવિત્ર સન્નારીઓનાં જીવનવૃત્તાંતો.

૯ મિસ ફ્લોરેન્સ નાઇટીંગેલનું જીવન ચરિત્ર. શારદાગૌરી મહેતા. ૦–૪
ઘાયલ સીપાઇઓ તથા માંદાઓની માવજત કરનાર અંગ્રેજ સેવાભગિનીનું અનુકરણીય જીવનવૃત્તાંત પૃ. ૧૦૪

૧૦ મોહનદાસ કરમચંદ ગાંધીનું જન્મ વૃત્તાંત. પ્રાણજીવનદાસ મહેતા. ૨–૦
મહાત્માજીના અંગ્રેજ મિત્ર ડોકે લખેલ પુસ્તકનું ભાષાંતર.

૧૧ નંદશંકર જીવન ચરિત્ર. વિનાયક નંદશંકર મહેતા. ૧–૦
"સુધારા" ના યુગના સૂરતનું સુંદર ચિત્ર આપતું ગુજરાતના નવલકથાકારનું જીવન ચરિત્ર.

૧૨ લીલાવતી જીવનકલા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી. ૦—૧૨
ગુજરાતના પ્રથમ શ્રેણિના વિદ્વાને લખેલ પોતાની સુપુત્રીના સ્વાર્થત્યાગમય અને ઉચ્ચ જીવનનું ધડો લેવા જોગ વૃત્તાંત.

૧૩ મારો જેલનો અનુભવ. મોહનદાસ કરમચંદ ગાંધી. ૦—૮
મહાત્મા ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં ભોગવેલ જેલનાં સંકટો તથા તે દ્વારા મેળવેલ અનુભવોનો જાણવા લાયક હેવાલ.

૧૪ સચિત્ર સાક્ષરમાળા. જયસુખરાય પુ. જોશીપુરા. ૨–૦
ગુજરાતના પ્રાચીન કાળથી આજ સુધીના-મૃત તેમ જ વિદ્યમાન વિદ્વાનોનાં સચિત્ર જીવન વૃત્તાંત.

૧૫ ગુર્જર અગ્રેસર ચિત્રાવલી. કેશવલાલ હરિવિઠ્ઠલદાસ. ૪–૦
દલપત યુગના મહાન ગુજરાતીઓનાં સચિત્ર જીવનવૃત્તાંતોનો સંગ્રહ.

૧૬ બુદ્ધ ચરિત્ર. મણિલાલ નથુભાઇ દોશી. ૦—૧૦
બૌદ્ધ ધર્મના સ્થાપક, વિષ્ણુના નવમા અવતાર, દયા અને પ્રેમની મૂર્તિ ભગવાન્ બુદ્ધનું જીવન ચરિત્ર તથા તેમનો અમૂલ્ય ઉપદેશ.

૧૭ સ્વામી વિવેકાનંદ જીવન ચરિત્ર. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. ૨–૦
હિંદુ ધર્મની કીર્તિ અમેરિકા પહોંચાડનાર દેશભક્ત સ્વામીજીનું દરેક સ્વધર્માભિમાની હિંદુએ વાંચવા લાયક ચરિત્ર.

૧૮ બેન્જામીન ફ્રાંકલીન. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઇ. ૧-૦
સ્વપરાક્રમથી મહાન પદ મેળવનાર પ્રસિદ્ધ અમેરિકન પુરૂષનું ધડો લેવા જોગ જીવનવૃત્તાંત. પૃષ્ટ ૩૫૨

૧૯ નેપોલીયન બોનાપાર્ટ. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. ૩–૦
યૂરોપખંડને ધ્રુજાવનાર મહાન વીર પુરૂષનું જીવન ચરિત્ર.

૨૦. સતી સુતી. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.
ભરૂચના દેસાઇ કુટુંબની પતિપરાયણ સતી સન્નારીનું જીવનવૃત્તાંત.

૨૧ જોન ઓફ આર્ક. હાસમ હીરજી ચારણીઆ. ૦–૧૦
ફ્રાંસની વીર કન્યાની બહાદુરી તથા દેશભક્તિનું વૃત્તાંત.

## આરોગ્ય–વૈદક.

૧ ઘર વૈદું. જટાશંકર લીલાધર. ૬–૦
દરદોનાં લક્ષણો, પથ્ય, ઉપાયો, આરોગ્યરક્ષણ, સૂતિકા સંરક્ષણ, બાળઉછેર, જાણીતાં ઔષધો બનાવવાની રીત, ઔષધિ દ્રવ્યોના ગુણો વગેરે હમેશની ઉપયોગી બાબતોનો વિસ્તીર્ણ સંગ્રહ.

૨ સારી સંતતિ. જટાશંકર લીલાધર. ૧–૮
બ્રહ્મચર્યનો મહિમા, સગર્ભાવસ્થાની માવજતની, બાળ ઉછેર વગેરે ઉપયોગી વિષયોની માહિતી.

૩ ધાત્રી શિક્ષા. જટાશંકર લીલાધર. ૨–૪
પ્રસવ પહેલાં, તે દરમ્યાન તથા પછીની સ્ત્રીઓની માવજત વિષે જાણવા લાયક હકીકત.

૪ રોગી પરિચર્યા. જટાશંકર લીલાધર.
માંદાંની માવજત, માંદાં માટે બનાવવાની વાનીઓ, જુદા જુદા રોગોની સારવાર વગેરે વિષયોની માહિતી.

૫ અકસ્માત અને તેના તાત્કાલિક ઉપાય. ધનજીભાઇ હોરમસજી. ૦–૧૨

પાણીમાં ડૂબવું, ઝેર ખાવું, હાડકાંઓનું ભાંગવું; મૂર્છા આવી વગેરે અકસ્માત બનાવો સમયે રાખવાની સાવચેતી તથા કરવાના ઉપાયોનું વર્ણન.

૬ બાળઉછેર,. બાળરક્ષણ. મીસીસ જી. કે. ઉપાધ્યાય. ૦–૭
બાળકને કેવી રીતે ધવડાવવું, ન્હવડાવવું, ખવાડવું, તેનાં લુગડાં કેવાં જોઇએ વગેરે વગેરે વિષયોનું વિવેચન.

૭ સગર્ભા સંરક્ષણ. દેવશંકર મોતીરામ. ૧–૮
સ્ત્રીઓએ સગર્ભાવસ્થા દરમ્યાન રાખવાની સંભાળ, ગર્ભવતી સ્ત્રીને થતા ઉપદ્રવોના ઉપાયો, પ્રસૂતિકાળની માવજત વગેરે વિષયોનો સમાવેશ આ અતિ ઉપયોગી ગ્રંથમાં કરવામાં આવ્યો છે.

૮ સ્ત્રીઓનો વૈદ્ય ભાગ–૧–૨. જટાશંકર લીલાધર. ૧–૧૨
પ્રદર, આર્તવના રોગો, નિર્બલતા, સુવારોગ વગેરે સ્ત્રીઓના રોગોનાં કારણો, લક્ષણો તથા ઉપાયો.

૯ આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન. મોહનદાસ કરમચંદ ગાંધી. ૦–૬
હવા, પાણી, ખોરાક, કસરત, બ્રહ્મચર્ય, કુદરતી ઉપાયો વગેરે બાબતો વિષે મહાત્માજીના અનુભવના ઉદ્ગાર.

૧૦ દીર્ઘાયુષી શીરીતે થવાય ? ગોવિન્દભાઇ હાથીભાઇ દેસાઇ. ૧–૦
તન અને મનની આરોગ્યતા સંબંધી બોધવચન: ડાક્ટર હોલના અંગ્રેજી પુસ્તક ઉપરથી.

૧૧ વિદ્યાર્થીનો સાચો મિત્ર. છોટાલાલ જીવનલાલ. ૦–૮
આરોગ્ય સાચવવાના કુદરતી ઉપાયોનું સચોટ અને સરળ ભાષામાં આ પુસ્તકમાં, કહેવામાં આવ્યું છે.

૧૨ વહુને શિખામણ. રવિશંકર અંજારીયા. ૧–૮
સ્ત્રીના જીવન સંબંધે જરૂરી માહીતી.

૧૩ સ્ત્રી–શાસ્ત્ર. એન. એમ. ત્રિપાઠીની કંપની. ૨–૮
સ્ત્રીની જાતિને લગતી અનેક ઉપયોગી વિગતો.

૧૪ ગૃહવ્યવસ્થા અને આરોગ્ય વિદ્યા. ડા. ત્રિભોવનદાસ મોતીચંદ શાહ. ૧–૦
તંદુરસ્તી કેવી રીતે જાળવવી તથા મંદવાડમાંથી તે કેવી રીતે પાછી મેળવવી તે સમજાવવાની કોશીશ આ પુસ્તકમાં કરવામાં આવી છે.

૧૫ ભવદંપતીને શિખામણ. ચુનીલાલ વર્ધમાન શાહ. ૧–૮
જેમાં ઋતુસ્રાવ, લગ્નવીર્ય, ગર્ભસંચાર, વિહારનો અતિયોગ વગેરે ઉપયોગી બાબતોની માહિતી બે સ્ત્રીઓના સંવાદ રૂપે આપવામાં આવેલ છે.

૧૬ બાળકોનો વૈદ્ય. ગુજરાત આયુર્વેદિક ફાર્મસી. ૨-૦
બાળકોનાં દરદોના ઘરગતુ ઉપાયો.

૧૭ ખાનપાન. ગુજરાત આયુર્વેદિક ફાર્મસી. ૨-૦
ખોરાકના પદાર્થોના ગુણદોષોનું વિગતવાર વર્ણન.

૧૮ નિર્બળતા. જટાશંકર લીલાધર ત્રિવેદી. ૦-૬
નબળાઇનાં કારણો, લક્ષણો તથા ઉપાયોનું વર્ણન.

## કલા, વિજ્ઞાન અને સામાન્ય જ્ઞાન.

૧ ઘરમાં વપરાતી ચીજોનું રસાયણ. નીલકંઠરાય ડાહ્યાભાઇ છત્રપતિ. ૦-૪
રાંધવું વગેરે દરરોજની ક્રિયામાં રહેલ રસાયણ શાસ્ત્રના સિદ્ધાંતો સરળતાથી સમજાવવાનો સફળ પ્રયત્ન.

૨ ગૃહવ્યવસ્થા. નીલકંઠરાય છત્રપતિ.
રહેઠાણ, ફરસ, રસોઇ, કપડાં વગેરે વિષયો સંબંધી સ્ત્રીઓને ખાસ જાણવા લાયક વર્ણન.

૩ ગુંથણકળા. ડાક્ટર ખોરશેદબાઈ પેસ્તનજી. ૫-૦
રૂમાલ, મોજાં, ઝભલાં વગેરે ગુંથવાની સંપૂર્ણ માહિતી આપતું પુસ્તક.

૪ મોતીનાં પડદા. મંગળાગૌરી ચુનીલાલ સેતલવાડ. ૩-૦
મોતીના જુદી જુદી જાતનાં તોરણો અને પડદાઓ કેવી રીતે બનાવવાં તેનું વર્ણન.

૫ જાદુકપટ પ્રકાશ. ઇચ્છાશંકર અમથારામ ભાગ૧-૩. ૭-૮
જાદુગરો, ભુવા, માતાની સુંદડી કાઢનાર બ્રાહ્મણો, મદારી વગેરે માણસોના ભરમ ખુલ્લા કરી દેખાડનારું ગમ્મત અને જ્ઞાન આપતું પુસ્તક.

૬ નારી શિક્ષા ભાગ. ૧-૨ કૃષ્ણરાવ ભોળાનાથ દીવેટીઆ.
ભાગ ૧. ૦-૧૦ ભાગ ૨. ૦-૧૨
વિજ્ઞાનના સામાન્ય સિદ્ધાંતો સરળતાથી અને રસપૂર્વક સમજાવનાર ગ્રંથ.

૭ સ્ત્રીઓની રંગભૂમિ. મણિલાલ છબારામ ભટ્ટ. ૧-૮
સંવાદ તથા વાતોના સ્વરૂપમાં વિજ્ઞાનના સિદ્ધાંતો સમજાવતું પુસ્તક.

૮ વિદ્યાકલાચિંતામણી. હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી. ૦-૮
વિજ્ઞાનના મહત્ત્વના સિદ્ધાંતો સરળતાથી સમજાવતું સચિત્ર પુસ્તક.

૯ વેતરવા તથા સીવવાની કળા. શિરીનબાઇ ફરામજી. ૨-૦
સ્ત્રીઉપયોગી કળા વિષે ખરી મદદ કરનાર પુસ્તક.

૧૦ પાકશાસ્ત્ર. ગં. સ્વ. લલિતાગૌરી શામરાવ તથા
ગં. સ્વ. વિમળાગૌરી મગનલાલ. ૩–૦
આ પુસ્તકમાં જુદી જુદી જાતની લગભગ ૩૦૦ વાનીઓ બનાવવાની રીત, રસોઇને લગતી બીજી કેટલીક ઉપયોગી માહીતિ સાથે આપવામાં આવેલ છે.

૧૧ સામાન્યજ્ઞાન પ્રશ્નમાળા છગનલાલ હરિદાસ મોદી.
તથા ઉત્તરો.
હંમેશના ઉપયોગની અનેક બાબતો વિષે માહીતિ.

૧૨ પ્રાણીવર્ણન ભાગ ૧ થી ૩. બળવંતરામ મહાદેવરામ મહેતા. ૧–૦
જનાવરો કેવાં છે, તેમના સ્વભાવ, તેઓ શી રીતે ગુજરાન કરે છે, અને દુનીઆમાં તેમનો શો ખપ છે, તેનું સચિત્ર વર્ણન.

૧૩ જ્યોતિર્વિલાસ. ગુજરાતી પ્રેસ.
પૂર્વ તથા પશ્ચિમની ખગોળવિદ્યાને સરળતાપૂર્વક તથા રસભરી રીતે વર્ણવતું પુસ્તક.

૧૪ બાળાજ્ઞાનમાળા. હુરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા.
પુસ્તક ૧–૨–૩.
સ્ત્રીઓને ઉપયોગી વિષયોનું જ્ઞાન આપતી વાંચનમાળા.

૧૫ ઘરનું નામું. વિઠ્ઠલ મોરારજી સોમાણી. ૦–૪
ઘરનું નામું રાખવાના ફાયદા, તેની રીતો તથા તેના નમુના દર્શાવતું પુસ્તક.

૧૬ ગૃહવ્યવસ્થા. ગંગાશંકર વૈષ્ણવ. ૦–૧૨
કપડાં, ખોરાક, ઘર, માંદાની માવજત વગેરે વિષયોની સંવાદના રૂપમાં માહીતિ.

૧૭ કળાવિલાસ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ. ૦–૮
તેમાં ૧૦૦૧ કળાઓ બતાવી છે, જેના જાણવાથી સંસારમાં ઠગાવાનો ભય રહેતો નથી.

૧૮ હિંદુસ્થાની સંગીતપદ્ધતિ: ભાલચંદ્ર સીતારામ સુકથનકર.
ભાગ ૧.
હિંદુસ્થાની સંગીત પદ્ધતિના સિદ્ધાંતોનું વ્યવસ્થિતરૂપે કરેલું નિરૂપણ.

૧૯ સંગીત પ્રકાશ. પ્રભાત દેવજી.
સંગીતના શિક્ષણમાં ઉપયોગી ગ્રંથ.

૨૦ સંગીત રત્નાકર. વાડીલાલ પંડિત.
સંગીતશાસ્ત્રના પ્રસિદ્ધ સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર.

## નિબંધ.

૧ - નિવૃત્તિ વિનોદ. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી. ૧-૪
ટુંકા નિબંધોનો સંગ્રહ.

૨ એમર્સનના નિબંધો. નરભેશંકર પ્રાણજીવન દવે. ૨-૮
મહાન અમેરીકન લેખકના અંગ્રેજી નિબંધોનું ભાષાંતર.

૩ બેકનના નિબંધો.
પ્રસિદ્ધ અંગ્રેજી ગ્રંથકારના પુસ્તકનું ભાષાંતર.

૪ મોન્તેનના નિબંધો. જયસુખરાય પુ. જોષીપુરા.
ફ્રાંસના શ્રેષ્ઠ નિબંધકારના જનપ્રિય પુસ્તકનું ભાષાંતર.

૫ સંસાર સુધારો. હરગોવિંદદાસ કાંટાવાળા. ૨-૪
બાળલગ્ન, પુનર્લગ્ન, જ્ઞાતિબંધન વગેરે સંસારસુધારાના પ્રશ્નોનીચર્ચા.

૬ દેશીકારીગરીને ઉત્તેજન. હરગોવિંદદાસ કાંટાવાળા.
ભાગ ૧-૨ ૦-૧૦
દેશીકારીગીરીની અધમ સ્થિતિ તથા તે સુધારવાના ઉપાયો વિષે જુસ્સાદાર ભાષામાં લખાયેલ પુસ્તક.

૭ બાલવિલાસ. મણિલાલ નભુભાઇ. ૧-૪
સ્ત્રીઓપયોગી ટુંકા જીવનવૃત્તાંતો તથા નિબંધોનો સંગ્રહ.

૮ નર્મગદ્ય [જૂનું] નર્મદાશંકર લાલશંકર કવિ. ૨-૮
કવિ નર્મદાશંકરનાં ગદ્ય લખાણો-મુખ્યત્વે નિબંધો-નો સંગ્રહ.

૯ સુદર્શન ગદ્યાવલી. મણિલાલ નભુભાઇ દ્વિવેદી. ૫-૦
સ્વ. મણિલાલે "સુદર્શન" માસિકમાં લખેલ લેખોનો સંગ્રહ.

૧૦ અબલાહિતદર્પણ. મીસીસ જી. કે. ઉપાધ્યાય. ૦-૫
સ્ત્રીઓની અધમ સ્થિતિ તથા તે સુધારવાના ઉપાયોનું સૂચન.

૧૧ જીવનનો આદર્શ. છોટાભાઇ રેવાભાઇ પટેલ.
સુપ્રસિદ્ધ વિદ્વાનલેખક લેકીકૃત Map of life. નું ભાષાંતર. તેમાં મનુષ્યજીવન કેવી રીતે સુખમય બનાવવું અને માણસે કેવી રીતે વર્તવું તે વિષે લખવામાં આવ્યું છે.

૧૨. પ્રેમ, પ્રેમને, પ્રેમ. અમૃતલાલ સુંદરજી પઢીયાર. ૧-૦
પ્રેમનો મહિમા, ખરો પ્રેમનો મહિમા કેવો હોય, પ્રેમની અદ્ભુત આનંદમય સ્થિતિ વગેરે વિષયોનું લાગણીભરી ભાષામાં વર્ણન.

૧૩ બંકીમ નિબંધમાળા. ભાગ ૧-૨. જગજીવનદાસ કાળીદાસ. ૦-૧૪
બંગાળી વિદ્વાન બંકીમચંદ્રના વિનોદાત્મક નિબંધોનો સંગ્રહ.

૧૪ કર્તવ્ય. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી. ૧-૮
જાણીતા અંગ્રેજ વિદ્વાન સ્માઇલ્સના પુસ્તક Dutyનું ભાષાંતર.

૧૫ ચારિત્ર. મણિલાલ નભુભાઇ દ્વિવેદી. ૧-૪
સ્માઇલ્સના પુસ્તક Character નું સ્થલકાલાનુરૂપ રૂપાંતર.

૧૬ સ્ત્રીઓની પરાધીનતા. જીવાભાઇ રેવાભાઈ પટેલ. ૦-૮
મીલના અંગ્રેજી પુસ્તકનું ભાષાંતર. સ્ત્રીઓને પુરુષોના જેટલા હક્ક મળવા જોઇએ તે આ પુસ્તકનો વિષય છે.

## નીતિ અને ધર્મ.

૧ નીતિશિક્ષણ. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ. ૦-૧૨
સત્ય, પ્રેમ, ન્યાય વગેરે નૈતિક ગુણો દર્શાવતાં દૃષ્ટાન્તોની કુશળ ગુંથણી. નીતિના સિદ્ધાંતો સરળ ભાષામાં કરેલ વિવેચન સાથે આ પુસ્તકમાં જોવામાં આવે છે.

૨ ધર્મવર્ણન. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ. ૧-૪
હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તિ વગેરે ધર્મો વિષે જાણવા જોગ માહિતિ. પૃષ્ટ ૩૨૦.

૩ હિંદુ વેદ ધર્મ. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ. ૨-૪
વેદ, પુરાણ, ઉપનિષદ વગેરે ગ્રંથો, વલ્લભાચાર્ય, બ્રહ્મસમાજ વગેરે પંથો—એ સર્વ વિષે આ પુસ્તકમાં નિષ્પક્ષપાત રીતે માહિતી આપવામાં આવી છે. પૃષ્ટ. ૩૨૨.

૪ ચંદ્રકાન્ત ભા. ૧-૩ ઇચ્છારામ સૂર્યરામ. ૮-૪
વેદાન્તના સિદ્ધાન્તોને રોચક દૃષ્ટાંતોથી સરળતાથી સમજાવનાર લોકપ્રિય પુસ્તક.

૫ જ્ઞાનેશ્વરી ગીતા. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. ૨-૦
ગીતાના તત્ત્વજ્ઞાનને સરળતાથી વિસ્તારપૂર્વક સમજાવનાર પ્રસિદ્ધ મરાઠી પુસ્તકનું ભાષાંતર.

૬ શ્રીમદ્ ભાગવત ભાષાંતર. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. ૨-૦
અઢાર પુરાણોમાંના સૌથી વધારે લોકપ્રિય પુરાણનું ભાષાંતર. તેમાં વિષ્ણુની અવતારલીલા વર્ણવી છે.

૭ સિદ્ધાન્તસાર. મણિલાલ નભુભાઈ દ્વિવેદી. ૩-૦
સર્વ ધર્મનું નિરીક્ષણ કરી તેમાંથી ઉત્તમ ધર્મ કયો છે તે આ ગ્રન્થના વિદ્વાન કર્તાએ યુક્તિથી દર્શાવ્યું છે. પૃષ્ટ ૪૮૦

૮ હિન્દુસ્તાનના દેવો. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી. ૪-૦
હિન્દુસ્તાનના દેવોનાં સ્વરૂપ, લક્ષણ, ઇતિહાસ વગેરે ઉપયોગી માહિતીનો સંચય.

૯ કૃષ્ણ ચરિત્ર. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. ૧-૮
બંગાળીમાં બંકીમચંદ્રે ઐતિહાસિક દષ્ટિથી લખેલ કૃષ્ણના જીવન વિષેના પુસ્તકનું ભાષાંતર.

૧૦ સ્વર્ગનું વિમાન. અમૃતલાલ સુંદરજી પઢીઆર. ૧-૪
ધાર્મિક સિદ્ધાંતોને સરળ દષ્ટાંતોથી સમજાવવાનો પ્રયાસ આ પુસ્તકમાં કરવામાં આવ્યો છે.

૧૧ પરમહંસ રામકૃષ્ણનાં બોધવચન. ઇશ્વિરદાસ કચ્છારામ.
બંગાળામાં હિંદુ ધર્મને ફરીથી જીવતો કરનાર, સ્વામી વિવેકાનંદના ગુરુનાં તત્ત્વજ્ઞાનથી ભરપૂર વચનામૃત.

૧૨ સ્વામી રામતીર્થ. ભાગ ૧ થી ૯. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.
સ્વામી રામતીર્થ એમ. એ. હિંદુસ્તાનમાં તથા હિંદુસ્તાન બહાર યુરોપ, અમેરિકા, જાપાન, ઇજીપ્ત વગેરે સ્થળે તેમની વિદ્વત્તા તથા સાધુતા માટે અતિમાન પામ્યા હતા. તેમનાં ભાષણો, લેખો તથા પત્રોનો, જીવન ચરિત્ર સાથે, વિસ્તૃત સંગ્રહ.

૧૩ સ્વામી વિવેકાનંદ ભાગ ૧ થી ૫. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.
હિંદુસ્તાનના ભણેલા માણસોમાં સ્વધર્મ પ્રત્યે પ્રેમ તથા માન ઉત્પન્ન કરાવનાર દેશભક્ત સ્વામીના ચેતનપ્રદ લેખો ભાષણો તથા પત્રોનો સંગ્રહ.

૧૪ મહાભારતની નીતિકથાઓ. મગનલાલ હરિકૃષ્ણ મહેતા. ૧-૮
એક પ્રસિદ્ધ બંગાળી પુસ્તકનું ભાષાંતર. નીતિકથાનો મહાસાગર ભારત ન વાંચી શકે તે સૌએ આ પુસ્તક તો અવશ્ય વાંચવું જોઇએ.

૧૫ હિંદુ ધર્મની બાળપોથી. જીવણલાલ અમરશી મહેતા. ૩-૮
લાલા બૈજનાથના હિંદી પુસ્તકનું ભાષાંતર. તેમાં ધર્મ અને તેના પ્રવર્તકો, વર્ણાશ્રમ વ્યવસ્થા, સંસ્કાર, આચાર, ઇશ્વર, મોક્ષ, સંપ્રદાયો વગેરે ઉપયોગી બાબતોનો સમાવેશ કર્યો છે.

૧૬ તુલસીકૃત રામાયણ. પુરુષોત્તમ ગીગાભાઈ શાહ ભાવનગર.
પ્રખ્યાત હિંદી ગ્રંથ્રનિમ્નગ તથા વિસ્તૃત ગુજરાતી ટીકાવાળી આવૃત્તિ.

# ઇતિહાસ, ભૂગોળ અને પ્રવાસ વર્ણન.

૧ ગુજરાત સર્વસંગ્રહ. નર્મદાશંકર લાલશંકર કવિ. ૫–૦
સરકારી ગેઝેટીયર ઉપરથી લખેલ ગુજરાત પ્રાંતના ઇતિહાસ તથા ભૂગોળ વિષે વિસ્તૃત માહિતી આપતો ગ્રંથ.

૨ જાપાન. વિઠ્ઠલદાસ ધનજીભાઇ પટેલ. ૧–૦
એશીયાના સૌથી આગળ પડતા આ દેશ વિષે જાણવા જોગ માહિતી આપતું પુસ્તક.

૩ મેવાડની જાહોજલાલી. વિઠ્ઠલદાસ ધનજીભાઇ. ૦–૧૨
ઉદેપુર અથવા મેવાડના રાજ્યના શૂરવીર રાણાઓ તથા તેમની વીર પત્નીઓનાં અદ્ભુત પરાક્રમોના હેવાલનું પુસ્તક.

૪ રત્નમાળ. દલપતરામ કવિ. ૧–૦
ગુજરાતના રાજવંશો વિષે ભાટોના ચોપડાઓમાંથી મળી આવેલ ઐતિહાસિક હેવાલોનો રસમય સંગ્રહ.

૫ રાસમાળા ભાગ ૧–૨. રણછોડભાઇ ઉદયરામ. ૭–૦
અલેકઝાંડર ફૌર્બ્સ સાહેબે ગુજરાતના ઇતિહાસનું અનેક સાધનોદ્વારા અંગ્રેજી પુસ્તક તૈયાર કરેલું તેનું ભાષાંતર.

૬ અમેરિકાનો પ્રવાસ. સ્વામી સત્યદેવજી ૦–૮
સ્વામીજી અભ્યાસ માટે અમેરિકા ગયા હતા ત્યાં તેમણે પોતાનું ખર્ચ જાત કમાઇથી કેવી રીતે ચલાવ્યું તેનું તથા અમેરિકાની અનેક જાણવા જોગ બાબતોનું વર્ણન આ પુસ્તકમાં છે.

૭ કાશ્મીરનો પ્રવાસ. કલાપી. ૦–૮
પૃથ્વીપરના નંદનવન જેવા આ દેશમાં, કુદરતનું બારીક નિરીક્ષણ કરનાર ઉત્તમ પ્રતિના કવિએ પ્રવાસ કરેલો તેનું સુંદર વર્ણન.

૮ મોદીખાનાથી માર્સેલ્સ. જહાંગીર બહેરામજી મર્ઝબાન.
ભાગ ૧–૨.
ગમ્મતની સાથે જ્ઞાન આપતું યુરોપના પ્રવાસનું વાંચવા લાયક વર્ણન.

૯ દરીયાપારના દેશોની વાર્તા. ગણપતરામ અનુપરામ. ૨–૦
રસિક ઢબે ભૂગોળનું જ્ઞાન આપતું પુસ્તક.

૧૦ કૈલાસ માનસ સરોવર દર્શન. ગિરજાશંકર ભગવાનજી અંબેકા. ૨–૦
મરાઠીમાં સ્વામી હંસે હિમાલયના પ્રવાસનું બારીક નિરીક્ષણવાળું અને ઇશ્વરપર અનન્ય શ્રદ્ધા દર્શાવતું પુસ્તક લખ્યું છે તેનું ભાષાંતર.

૧૧ હિમાલયનો પ્રવાસ. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર. ૦-૧૨
" કાકા " ના નામથી જાણીતા થયેલ આ બહુશ્રુત દેશપ્રેમી દક્ષિણી સજ્જનનું આ આનંદદાયક અને વિચારપૂર્ણ પુસ્તક શુદ્ધ, સરળ અને સુંદર ગુજરાતીમાં લખાયું છે.

૧૨ પૂર્વ રંગ. દત્તાત્રેય કાલેલકર અને નરહરિ પરિખ. ૧-૦
હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસનું દિગ્દર્શન.

૧૩ આર્યોના તહેવારોનો ઇતિહાસ. ઋગ્વેદી. ૩-૮
હિંદુઓના જુદા જુદા તહેવારોની ઉત્પત્તિ, તે પાળવાની વિધિ વગેરે બાબતોનું વર્ણન કરતું અત્યંત શ્રમ લઇ તૈયાર કરેલું પુસ્તક.

૧૪ પ્રાચીન ભરતખંડનો મહિમા. નારાયણ હેમચંદ્ર. ૦-૮
પ્રાચીન ભરતખંડે પોતાની કીર્તિ કેવી રીતે ફેલાવી હતી, અને બીજી જાતોપર તેણે કેવો ઉપકાર કર્યો છે તેનું વર્ણન.

૧૫ બર્નીયરનો પ્રવાસ. મણિલાલ છબારામ. ૧-૦
ઇ. સ. ૧૬૫૬ થી ૧૬૬૮ સુધી મોગલના રાજ્યમાં એક ફ્રેંચ વિદ્વાને કરેલી હિંદુસ્તાનની મુસાફરીનો હેવાલ.

૧૬ હિંદુસ્તાનની તીર્થયાત્રા. જેઠાલાલ દેવશંકર દવે. ૭-૦
હિંદુ, જૈન અને મુસલમાનોનાં હિંદુસ્તાનમાં આવેલાં સર્વ તીર્થો, ત્યાં જવાના રસ્તા, ત્યાંનાં જોવા લાયક તથા દર્શન કરવા યોગ્ય સ્થળો વગેરે યાત્રાળુઓને ઉપયોગી માહીતિનો સંગ્રહ.

૧૭ ગોમંડળ પરિક્રમ. શ્રીં. નંદકુવરબા. ૫-૦
ગોંડલનાં રાણી સાહેબે કરેલ પૃથ્વી પ્રદક્ષિણાનો તેમણે જાતે લખેલ રસિક, અને બોધક હેવાલ.

## અર્થશાસ્ત્રને લગતાં અને રાજકીય પુસ્તકો.

૧ અર્થશાસ્ત્રની વાતો. ચીમનલાલ હરિલાલ સેતલવાડ. તથા મદનલાલ લલ્લુભાઈ મુન્સફ. ૧-૮
અર્થશાસ્ત્રના સિદ્ધાંતો સમજાવનારી ટુંકી વાર્તાઓ.

૨ અર્થશાસ્ત્ર. અંબાલાલ સાકરલાલ. ૧-૦
પ્રસિદ્ધ અંગ્રેજ લેખક મીલના અર્થશાસ્ત્રના પુસ્તકનું ભાષાંતર.

૩ અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વો. ચીમનલાલ હરિલાલ સેતલવાડ. ૧-૪
અર્થશાસ્ત્રના સિદ્ધાંતો સરળતાથી સમજાવતું પુસ્તક.

૪ બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી. ભાગ ૧-૨. ૧-૧૨
કંપની સરકારના અમલમાં કેવી રીતે હિંદ પાયમાલ થયું તેનો ઇતિહાસ.

૫ અસહકાર. યુગધર્મ કાર્યાલય. ૩-૦
મહાત્મા ગાંધીજીના અસહકારની હિલચાલને અંગે નવજીવન તથા બીજે લખાયેલ લેખોનો સંગ્રહ.

૬ હિંદ સ્વરાજ્ય. મોહનદાસ કરમચંદ ગાંધી. ૦-૮
હિંદુસ્તાન કેવી રીતે સ્વરાજ્ય મેળવી શકે તે વિષે મહાત્માજીએ આફ્રિકામાં હતા તે સમયે લખેલ પુસ્તક.

૭ હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસનો ઇતિહાસ. જ. ના. વર્મા અને ભાનુચંદ. ૫-૦
હિંદી રાષ્ટ્રીય મહાસભાએ શરૂઆતથી અત્યાર સુધીમાં હિંદને મુક્તિ અપાવવા માટે કરેલા પ્રયાસોનું દિગ્દર્શન.

૮ આટલું તો જાણજો. નરહરિ પરીખ.
રાષ્ટ્રીય પ્રશ્નો વિષે માહિતી આપતા લેખો.

૯ સ્વાતંત્ર્ય. મલ્હાર ભીખાજી બેલસરે. ૧-૦
સુપ્રસિદ્ધ તત્ત્વવેત્તા મિલકૃત *Liberty* નું ભાષાંતર. તેમાં ઇતિહાસ, નીતિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન અને વ્યવહારજ્ઞાનનો જાણે ભંડાર ભરેલો છે.

## માનસશાસ્ત્ર, બાળસ્વભાવ અને બાળશિક્ષણ.

૧ માનસશાસ્ત્ર. હરસિદ્ધભાઈ વજુભાઇ દીવેટીયા. ૧-૦
પ્રોફેસર જેમ્સના અંગ્રેજી પુસ્તકપરથી સાર રૂપે તૈયાર કરેલ આ અનુવાદ ગુજરાતી સાહિત્યમાં તદ્દન નવીન વિષય રજુ કરે છે. પૃષ્ઠ ૨૪૩

૨ કેળવણી. બુલાખીદાસ ગંગાદાસ દેશાઇ. ૧-૦
ઓગણીસમી સદીના મહાન ફીલસૂફ હર્બર્ટ સ્પેન્સરના પુસ્તકનું ભાષાંતર- માનસિક, નૈતિક તથા શારીરિક કેળવણી વિષે ઉપયોગી ચર્ચા.

૩ બાળકનું ગૃહશિક્ષણ. સૌ. શારદા સુમન્ત મહેતા.
બાળકોને ઘરમાં આપવાની નીતિ, બુદ્ધિ, શરીર અને ધર્મની કેળવણીનું વર્ણન.

૪ બાળશિક્ષણ. મીસીસ જી. કે. ઉપાધ્યાય. ૦-૮
નાનાં બાળકોના શિક્ષણ વિષે અનુભવી શિક્ષકોએ લખેલ ઉપયોગી પુસ્તક.

૫ શિક્ષણનો ઇતિહાસ. મણિશંકર રતનજી ભટ્ટ. ૩-૦
આ વિષયપર ગુજરાતી ભાષામાં લખાયેલ પ્રમાણ-ભૂત પુસ્તક.

૬ બાળવાર્તા. ગિરજાશંકર ભગવાનજી બધેકા ભાગ ૧-૨-૩ ૧-૮
બાળકોને કહેવા જેવી આપણા દેશમાં પ્રચલિત વાતોનો મૂળની જ ભાષામાં લખેલો સંગ્રહ.

૭ ટચુકડીઓ વાતો. હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા. ૩-૧૨
બાળકોને કહેવા લાયક વાતોનો સંગ્રહ.

૮ શિશુસદ્બોધમાળા. વ્રજલાલ પુરૂષોત્તમ મહેતા. ૧-૪
મહાભારત, રામાયણ અને પુરાણોમાંથી આર્ય રીતિ, નીતિ અને ધર્મની પસંદ કરેલી, બાળકોને કહેવા લાયક વાતોનો સંગ્રહ.

૯ મોંટેસરી શિક્ષણ પદ્ધતિ. છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી. ૨-૦
ઇટાલીયન બાઇ મોંટેસરીએ નાનાં બાળકોને કેળવવાની નવીન પદ્ધતિ શરૂ કરી છે તેના સિદ્ધાંતો.

## પરચુરણ.

૧ કહેવત સંગ્રહ. આશારામ દલીચંદ શાહ. ૨-૦
ગુજરાતી કહેવતોનો વિસ્તીર્ણ સંગ્રહ.

૨ સામાજિક સેવાના સન્માર્ગ. ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ પટેલ.
અજ્ઞાન દુઃખી ભાઇ બહેનો માટે જીવન અર્પણ કરવાનો ધર્મ સમજાવતું પુસ્તક. અંગ્રેજી પરથી લખેલું.

૩ કમલાના પત્રો. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક.
કમલાએ તેના પતિ પ્રત્યે લખેલા, હિંદુ સંસારના વિવિધ રંગોનું દર્શન ચતુરાઇથી કરાવતા, પત્રો.

૪ ગૃહસ્થાશ્રમ.
ગૃહસ્થાશ્રમના ધર્મો ઉત્તમ પ્રકારે કેમ બજાવી શકાય તે સમજાવવાનો પ્રયત્ન તેમાં કરવામાં આવ્યો છે.

૫ પ્રવાસીના પત્રો. કેશવ હ. શેઠ. ૧-૪
સમાજસેવકની ભાવનાઓ આલેખતા બોધપૂર્ણ પત્રોનો સંગ્રહ.

૬ સ્ત્રીઓનું સ્વર્ગ. અમૃતલાલ સુંદરજી પઢીયાર. ૧-૮
તેમાં સ્ત્રીઓનાં કર્તવ્યો સાદી ભાષામાં સચોટ રીતે સમજાવવામાં આવ્યાં છે.

૭ સ્વર્ગની સુંદરીઓ. અમૃતલાલ સુંદરજી પઢીયાર ૧-૮
તેમાં સ્ત્રીજીવનનો ઉદ્દેશ સુંદર રીતે સમજાવ્યો છે.

૮ સંસારમાં સ્વર્ગ. અમૃતલાલ સુંદરજી પઢીયાર. ૧-૮
કેવી રીતે વર્તવાથી સંસારમાં સુખ મેળવી શકાય તેનું અસરકારક ભાષામાં કરેલું વર્ણન.

૯ સાચું સ્વર્ગ. અમૃતલાલ સુંદરજી પઢીયાર. ૧-૮
ગરીબ દેશબંધુઓની સેવા કરવી તેમાં જ ખરું સુખ રહેલું છે એવું આ પુસ્તક શીખવે છે.

૧૦ સ્ત્રીઓને સંદેશ. દેવકીબાઇ વેદ. ૧-૮
મુંબાઇના ગુજરાતી હિંદુસ્ત્રીમંડળમાં જાણીતા વિદ્વાનોએ આપેલ ભાષણોનો સંગ્રહ.

૧૧ સંવાદમાલા. જીવણલાલ અમરશી મહેતા. ૨-૮
જુદા જુદા લેખકોએ લખેલ ઉત્તમ પ્રતિના ૩૬ સંવાદોનો સચિત્ર સંગ્રહ.

૧૨ હિંદુસ્તાનના સામાજીક જીવનમાં સ્ત્રીનું સ્થાન. સૌ. વિદ્યાગૌરી નીલકંઠ તથા સૌ. શારદાગૌરી મહેતા. ૧-૦
વડોદરાનાં મહારાણી ચીમનાબાઇએ લખેલ અંગ્રેજી પુસ્તકનું ભાષાંતર. તેમાં આપણા દેશની સ્ત્રીઓ પોતાના નિર્વાહ માટે કેવા કેવા ઉદ્યમ કરી શકે તેનું માર્ગસૂચન પશ્ચિમના દેશોના અનુભવપરથી કર્યું છે.

૧૩ જુવાની જાળવવાના ઉપાય. અમૃતલાલ સુંદરજી પઢીયાર. ૧-૮
કેવા ઉપાયોથી સ્ત્રીઓ પોતાનું યૌવન જાળવી શકે, લાંબા કાલ સુધી ટકાવી રાખી શકે-તેનું દિગ્દર્શન.

૧૪ મહાત્મા ગાંધીની વિચારસૃષ્ટિ મથુરાદાસ ત્રીકમજી. ૨-૧૨
અસહકારની હીલચાલ શરૂ થઇ તે પહેલાંના મહાત્માજીના લેખો તથા ભાષણોનો સંગ્રહ.

૧૫ લેખો તથા ભાષણો. અંબાલાલ સાકરલાલ દેશાઈ. ૨-૦
દી. બા. અંબાલાલના સામાજિક, રાજકીય, આર્થિક, સાહિત્ય વિષયક તથા આરોગ્ય સંબંધી લેખો તથા ભાષણોનો સંગ્રહ. પૃષ્ઠ ૭૨+૨૭૫.

# ગુજરાતનાં સ્ત્રીરત્નો.

Wherever a noble deed is wrought
Whenever is spoken a noble thought,
Our hearts, in glad surprise
To higher levels rise.

Longfellow.

## મહારાણી શ્રી ચીમનાબાઇ ગાયકવાડ.

દેવાસનાં રાજકુંવરી અને વડોદરાના શ્રીમંત મહારાજા શ્રી સર સયાજીરાવ બહાદુરનાં પત્ની અ. સૌ. મહારાણી શ્રી ચીમનાબાઈ સાહેબનું ચરિત્ર સ્ત્રી જાતિની ઉન્નતિ થાય એવાં કામોથી ભરપુર છે. મરાઠા રાજકુટુંબોમાં ચાલતી સામાન્ય કન્યાકેળવણી મહારાણીશ્રીને તેમના પિયેરમાં મળી હતી, પણ સન ૧૮૮૫ માં વડોદરે આવ્યા પછી તેમને અંગ્રેજી અને ગુજરાતી ભાષાઓનો અભ્યાસ કરવાની જરૂર પડી અને પોતે જન્મથી જ ચંચળ અને બુદ્ધિશાળી હોવાથી બન્ને ભાષાઓ સપાટાબંધ શીખી ગયાં. નામદાર મહારાજા સાથે તે પછી યુરોપનો પ્રવાસ કરતાં અંગ્રેજી ઉપર તો એક અંગ્રેજ બાનુને પણ ટક્કર મારે એવો કાબુ તેમણે મેળવ્યો. મહારાણી વિક્ટોરિયાની મુલાકાતમાં તેમણે એવી સભ્યતા, અને વિવેકભરી છટાદાર ભાષા વગેરે બતાવ્યાં કે મહારાણી ખુશ ખુશ થઈ ગયાં. તેમની હોશિયારીથી પ્રસન્ન થઇ તેમણે એમને 'ક્રાઉન ઑફ ઇન્ડિયા' નો ખિતાબ આપ્યો.

યુરોપખંડના બધા દેશોની મુસાફરી કર્યા પછી તેઓ અમેરિકા અને જાપાન વગેરે દેશોમાં પણ જઇ આવ્યાં. જ્યાં જ્યાં તેઓ ગયાં ત્યાં ત્યાં સ્ત્રીની હાલત અને કેળવણી વગેરે કેવાં છે, તે ધ્યાનથી જોતાં અને તે તે પ્રજાઓ અથવા સરકારો તરફથી સ્ત્રીઓની ઉન્નતિ માટે કેવાં પગલાં ભરાયાં છે અને ભરાય છે, તેની માહિથી મેળવતાં. મહારાણી શ્રી ચીમનાબાઈ સાહેબે પોતે જોયેલી અને અનુભવેલી પરદેશી સ્ત્રીઓની સ્થિતિ અને હિંદુસ્તાનની સ્ત્રીઓની સ્થિતિનો બરોબર ખ્યાલ રાખી Position of women in Indian Life નામે એક પુસ્તક લખી કાઢયું. સ્ત્રીઓમાં કેળવણીનો વધારો કરવા તરફ જ નહિ પરંતુ અજ્ઞાન અને લાજને લીધે હિંદુ સ્ત્રીઓ જે દુઃખ દરદો સહન કરે છે તેનો દેશને અનુકૂળ

આવતો ઉપચાર કેમ કરવો તે તરફ પણ મહારાણી ચીમનાબાઇ સાહેબે કાળજી બતાવી છે. પોતાના રાજ્યમાં તેમ જ હિંદનાં નાનાં મોટાં બીજાં શહેરો વગેરેમાં સ્ત્રી છોકરાંની સારવાર માટે કેવાં પગલાં ભરાયેલાં છે અને ભવિષ્યમાં કેવાં પગલાં ભરાય તો ગરીબ તવંગર સૌ લાભ લઇ શકે, તે બાબત પણ તેમણે પરદેશમાં લીધેલા અનુભવથી વખતો વખત એવી સંસ્થાઓની મુલાકાતોમાં અને ભાષણોમાં જણાવેલું છે.

રાજવંશીઓને બહાર પડયા વગર ગરીબની સ્થિતિનો ખ્યાલ ભાગ્યે જ આવે છે. મહારાણી ચીમનાબાઇ સાહેબે ને ગોંડળનાં મહારાણી નંદકુંવરબાએ બહાર પડી ગરીબોની સ્થિતિ અવલોકી છે અને તેમની હાલત સુધારવાને તેમણે પોતાથી બનતું કર્યું છે. મહારાણી ચીમનાબાઈ સાહેબે ગરીબ અનાથ વિધવાઓનાં દુઃખ દુર કરવા વડોદરામાં 'અનાથ મહિલાશ્રમ' ઉઘાડવાની હિલચાલ કરી છે. વળી સુવાવડ અને બાળસંગોપનને માટે પણ તેમણે વડોદરાની પ્રજાને બની શકતી મદદ આપાવી સ્ત્રી જાતિનાં દુઃખદરદો દૂર કરવા સંબંધી પોતાની લાગણી બતાવી આપી છે.

સ્ત્રીઓનાં દુઃખદરદો અને સાંસારિક વિડંબનાઓ વગેરે દૂર કરવાનો સૌથી સારામાં સારો ઉપાય કેળવણી છે અને તે તરફ ના. મહારાજા અને મહારાણી હમેશ લક્ષ રાખતાં રહે છે. કેળવણીના સાર્વત્રિક પ્રસાર માટે ફરજિયાત કેળવણી હોવી જોઇએ, જે પશ્ચિમ હિંદુસ્તાનમાં તો સૌથી પહેલાં વડોદરા રાજ્યે જ અમલમાં મૂકી છે. વૈવાહિક વિષયોમાં પણ વડોદરા રાજ્ય સૌથી આગળ પગલાં ભરી બતાવ્યાં છે; આવી બધી, સ્ત્રીની ઉન્નતિ કરનારી, સ્ત્રીઓમાં જ્ઞાનનો બહોળો ફેલાવો થાય એવી સંસ્થાઓ–શાળાઓ અને લાયબ્રેરીઓ વગેરે સ્થાપવાની, અને કાયદાથી વૈવાહિક સંબંધ સુધરે એવી યોજનાઓ વાળી હિલચાલો વડોદરાનાં સુશિક્ષિત અને દેશપરદેશના અનુભવવાળાં રાજવંશી, ગૃહરાજ્ય ચલાવવામાં ઉપયોગી થઇ પડે એવા હુન્નર કળાઓ અને આવડો શિખવવા તરફ મહારાણી ઘણી કાળજી બતાવતાં રહે છે. સ્ત્રીઓને હાથે થયેલી વસ્તુઓનાં, ચિત્રકળાનાં અને બીજાં રમત ગમતનાં સાધનવાળાં પ્રદર્શનો ભરાવવાં એને જાહેરમાં લાવવી તથા ઉત્તેજિત કરવી એ મહારાણીને બહુ જ પ્રિય પ્રવૃત્તિ છે. કલકત્તામાં પ્રદર્શન ખુલ્લું મૂકતાં તેમણે પોતાના ભાષણમાં સ્ત્રીઓની ઉન્નતિને માટે એવા ઉપયુક્ત વિચારો અને કાર્યસાધક ભલામણો રજુ કર્યાં હતી કે જેથી બંગાળની બાનુઓ અને કેળવાયેલો વર્ગ, તેમના સ્ત્રીઓની ઉન્નતિ માટેના ઉંડા અભ્યાસ માટે ચકિત થઇ ગયો હતો.

સ્ત્રીકેળવણી અને સંસારસુધારા માટે મહારાણીશ્રીના વિચાર પ્રગતિ કારક હોવા છતાં પણ તે, સંરક્ષક નીતિએ જેમ જેમ લોકજ્ઞાનમાં આગળ વધતા જાયતેમ તેમ ધીરેથી વધારો કરવાનાં હિમાયતી છે. પોતે પડદાની વિરુદ્ધ હોવા છતાં તેને પ્રસંગ જોઇ જોઇને જ દૂર રાખે છે. મધ્યમસરના ક્રમળ ને ધીરા માર્ગે પ્રગતિ વધારે સારી થાય છે એવો એમનો અનુભવ એમના વિચારોમાં કેટલીક વાર વ્યક્ત થયો છે. આવા સારા, ઉંડા અને સ્ત્રીઓની ઉન્નતિ કરવા તરફ ઝોકવાળા એમના વિચારો અને ઉંડા જ્ઞાન માટે આપણે અહિં જ નહિ પરંતુ યુરોપ અને અમેરિકામાં વર્તમાન-પત્રોમાં તેમનાં પુષ્કળ વખાણ થયલાં છે.

પોતે જ્ઞાન લેતા રહેવું અને પોતાને પ્રાપ્ત થયેલા જ્ઞાનનો જનસમાજને લાભ આપવો, એ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે અને જો કે, આવી કર્તવ્ય-પરાયણતા રાજકુટુંબોમાં દુર્લભ હોય છે, છતાં મહારાણી શ્રી ચીમનાબાઇ સાહેબમાં તે કર્તવ્યપરાયણતા પરાકાષ્ટાએ પહોંચેલી છે અને સતત તેઓ મરાઠી, ગુજરાતી અને અંગ્રેજી નવનવાં પુસ્તકોનો અભ્યાસ અને વાચન રાખે છે. સ્ત્રીઓને માટે મહારાણીએ ઘણું કર્યું છે તેમ છતાં જમાનાના અજ્ઞાન પડોથી દટાઇ ગયેલી હિંદુ સ્ત્રીઓ માટે હજી ઘણું ઘણું કરવાનું બાકી છે, જે કરવાને મહારાણી શ્રી ચીમનાબાઇ સાહેબ જેવાં સુશિક્ષિત અને અનુભવી મહારાણી, સ્ત્રી જાતિના ઉદ્ધાર માટે ઘણું જીવો એજ અમારી અંતિમ અભિલાષા છે.

---

## સ્વ. રાણી નંદકુંવરબા.

કાઠિયાવાડમાં આવેલા ગોંડળનાં ઠકરાણી સ્વ. નંદકુંવરબા, પડદે રહેનારી રજપુત રાજસ્ત્રીઓમાં એક સુધારક, રજપુત સ્ત્રીઓમાં કેળવણીનો પ્રસાર અને વિશાળ જ્ઞાનનો ઉદય થયેલો જોવાને ઇંતેજાર, અને સ્ત્રી-ઉન્નતિ કારક વિચારોનાં પોષક ક્ષત્રિયાણી હતાં. ધર્મપુરમાં એમનો જન્મ સન ૧૮૬૭ ની સાલમાં થયો હતો. પિતાને ઘેર તેમને સાધારણ ગુજરાતી કેળવણી મળી હતી. પરંતુ પરણીને ગોંડલ આવ્યા પછી પતિના ઉચ્ચ સંસ્કારો અને આગળ વધવાના વિચારોએ તેમને ગુજરાતી અને અંગ્રેજીનો અભ્યાસ વધારવાને ઉત્તેજ્યાં હતાં. પોતાને સત્ય લાગે તે માર્ગે જવાને તેઓ જરા પણ ડરતાં નહિં. ક્ષત્રિયાણીને શોભે એવી આ નિડરતાને લીધે જ તેઓ ના. ઠાકોર સાહેબ સાથે વિલાયત જવાને તૈયાર થયાં હતાં અને રજપુતોમાં તથા રાજવંશોમાં જમાનાઓ થયાં જડ ઘાલી રહેલો પડદાનો રિવાજ તેમણે દૂર કરી નાંખ્યો હતો. લોકની ચકચારથી તેઓ જરાપણ ડરતાં કે પાછાં પડનાં નાહ.

ના. ઠાકોર સાહેબ સાથે, કાઠિયાવાડમાંથી વિલાયત જનાર તેઓ પહેલાં જ ક્ષત્રિયાણી હતાં. ઇંગ્લાંડમાં રહી તેમણે પોતાના અંગ્રેજી અભ્યાસમાં પુષ્કળ વધારો કર્યો. ઇંગ્લાંડ જોઇને તેઓ પાછા આવ્યાં નહિ પરંતુ દુનિયાની મુસાફરી તરફ મન દોડાવ્યું. યુરોપના મુખ્ય મુખ્ય દેશો જોઇ તેઓ પૃથ્વી પ્રદક્ષિણાએ નિકળ્યાં અને અમેરિકા, ઓસ્ટ્રેલિયા, ચીન ને જાપાનના મુલકો જોયા. પોતાની પૃથ્વી પ્રદક્ષિણાનો લોકને લાભ મળે એટલા માટે સ્વદેશ આવી ગુજરાતી ભાષામાં તેમણે 'ગોમંડળ પરિક્રમ' નામનું પ્રવાસ પુસ્તક લખ્યું. ગોમંડળ પહેલાં વિલાયતના પ્રવાસનાં કેટલાંક પુસ્તક બહાર પડેલાં હતાં તેથી તેમણે જુદી જ માહિતી આપી. દેશદેશાવર ફરવાથી માણસ ઘણું જોઇ અને શીખી શકે છે. પ્રવાસ પણ જ્ઞાનાભિવૃદ્ધિનું એક ઉત્તમ પગલું છે અને પ્રવાસનાં પુસ્તકોનું વાચન માણસને જ્ઞાનની સાથે ગમત આપવા ઉપરાંત પ્રવાસ કરવાને પણ ઉત્તેજન આપે છે. કાળજતાં પ્રવાસમાં પુસ્તકો ઇતિહાસ લખનારાઓને પણ કિમતી સાધન સમાન થઇ પડે છે.

જેમ પરદેશ ફરવાથી મનુષ્યને જ્ઞાન મળે છે, તેમ જાહેરમાં આવવાથી પણ લોકાનુભવનું ઉત્તમ શિક્ષણ મળે છે. આ માનનીયતાએ જ સ્વ. રાણી નંદકુંવરબાએ પડદો કાઢી નાંખી જાહેરમાં આવવાનું પસંદ કર્યું હતું. પડદાને લીધે સ્ત્રીનું વ્યક્તિત્વ અંધારામાં રહે છે. દુનિયા કેવી છે તે પડદે રહેનારીઓના જાણવા કે સમજવામાં આવતું નથી. લોકવ્યવહાર, રીતરિવાજ, અને ગરીબ તવંગરની શું પીડાઓ અને કેવા વૈભવ હોય છે, તે, તેઓ જાણી શકતી નથી, એટલે સ્ત્રી કે, જે ગૃહસંસારની પ્રધાન ચાલક છે તે બિલકુલ અજ્ઞાત 'કુવામાંની દેડકી' થઇ રહે છે. નંદકુંવરબા સાહેબથી પડદાની આ ખામીઓ કેળવણી લેતાં વાંત સમનાઇ ગઇ હતીઃ ઘર આગળ ભણેલા અને જાહેર શાળામાં ભણેલા વિદ્યાર્થી વચ્ચે જે તફાવત રહે છે તેથી ઘણો જ મોટો તફાવત પડદે ભણેલી અને જાહેરમાં આવી દુનિયામાંથી દુનિયાંદારીનું જ્ઞાન પામેલી બાઇમાં જોવામાં આવે છે. રજપુતાણીઓ અને રાજકુમારિકાઓને પડદામાંથી છુટ આપવામાં આવે તો તેઓ પૌરાણિક ક્ષત્રિયાણીઓની પંક્તિએ ચઢી શકે એમ તેઓ માનતાં હતાં અને પોતે જે સત્ય માનતાં હતાં તે જાહેરમાં સૌને સમજાવતાં પણ હતાં.

રાજકુંવરને કેળવણી આપવા તેને ઇંગ્લાંડ મુકવાને તેઓ બીજીવાર વિલાયત ગયાં હતાં. આ વખતે રૂશિયાના મરહુમ ઝારનો મૉરકોમાં

અભિષેક થવાનો હતો તેથી રાણી નંદકુંવરબા મૉસ્કો ગયાં હતાં ને રશિયન રાજવંશીઓની રીતભાત, ધાર્મિક ક્રિયા અને વૈભવ વગેરેની માહિતી મેળવી આવ્યાં હતાં.

રાણી નંદકુવરબા, જુના વિચારવાળાઓને મોટાં સુધારક અને નવા વિચારોમાં આગળ વધી ગયેલાં લાગતાં હતાં પરંતુ તેઓ હિંદુ ધર્મનાં હિમાયતી હતાં અને હિંદુ દેવદેવીઓ ઉપરની તેમની શ્રદ્ધામાં જરાએ ફેર પડયો ન હતો. દેવી—અંબા ઉપર તેમને પુષ્કળ શ્રદ્ધા હતી. હિંદુ સંસારમાં જે નઠારાં-દેશ કાળને પ્રતિકૂલ તત્ત્વ અજ્ઞાન કાળમાં દાખલ થઇ ગયેલાં છે તેનાં જ તેઓ વિદ્વેષી હતાં. સારાં અનુભવથી સિદ્ધ થયેલાં અને અનેકાનેક પરધર્મીઓનાં આક્રમણ છતાં ચાલુ રહેલાં હિંદુ ધર્મ અને સંસારનાં તત્ત્વો સામે તેમને અપ્રીતિ તો નહિ પરંતુ બહુ જ ભાવ હતો. ધર્મ જ પ્રજાને ધરી રાખનારું તત્ત્વ છે એમ તેઓ સમજતાં હતાં. ધર્મ ઉપરની તેમની આવી અચળ શ્રદ્ધાની સાખ તેમણે કરેલો લક્ષચંડી યજ્ઞ આપણને આપે છે.

તેઓ ગુજરાતી સાહિત્યના પણ બડાં અભ્યાસી હતા. સાહિત્યમાં તેઓ બહુ સારો રસ લેતાં અને લાયક લખાણોને ઉત્તેજન પણ આપતાં. રાજકોટ ખાતે ભરાયેલી સાહિત્ય પરિષદના મહેમાનોને આવકાર આપતાં તેમણે સાહિત્ય પ્રતિનો પોતાનો પ્રેમ દર્શાવી આપેલો છે. છેવટ આપણે સખેદ જણાવીશું કે, આવી સત્ય અને કેળવણીને ચહાનાર, ધર્માળુ, આસ્થાવાન અને સદ્‌ગુણી નિડર રજપુતાણી રાણીના મરણથી ગુજરાતને ખરેખર ખોટ ગઇ છે, છતાં એમનાં ઉમદા કામો અને ચરિત્ર કાઠિયાવાડ અને ગુજરાતની ક્ષત્રિયાણીઓને ઉત્તેજન લેવા યોગ્ય હોવાથી યશઃકાયથી તેઓ આપણી વચ્ચે જીવંત છે, એમ જાણવું અને તેમના ચરિતમાંથી ઉચ્ચ ને ઉન્નતિપ્રેરક તત્ત્વ ગ્રહણ કરવાં એ આપણી ફરજ છે; સાથે એમ કહેવું પણ ખોટું નથી જ કે, હાલ જે રાજવંશી બાનુઓ અને રાજકુંવરીઓ કેળવણી લે છે અને સ્વજાતિના ઉત્કર્ષ માટે મહેનત કરે છે તે રાણી નંદકુંવરબાના ઉજ્જવળ ચરિત્રને જ આભારી છે.

---

ગં. સ્વ. જમનાબાઈ નકકાઇ.

ગુજરાતમાં ખાસ કરીને મુંબાઇ જેવા વૈભવી અને મોજી શહેરમાં સ્ત્રીવર્ગમાં લોકસેવા કરવાની અને જાહેરમાં આવી સ્ત્રી જાતિની ઉન્નતિના

કાર્યમાં આગળ પડવાની વૃત્તિ જાગ્રત કરવા માટે જાણીતાં થએલાં આ પરોપકારી બાઇનો જન્મ મોઢ વણિક નાતના શેઠ તાપીદાસ વરજદાસના ખાનદાનમાં સંવત્ ૧૯૧૮ ની સાલમાં થયો હતો. જમનાબાઇના પિતાનું નામ તુલસીદાસ અને માતાનું નામ મણિકુંવર હતું. ગૃહસ્થ કુટુંબને યોગ્ય લાડકોડમાં આ બાઈ ઉછર્યાં હતાં. તેમના જમાનાને બર ગુજરાતી કેળવણી તેમને મળી હતી. ગૃહ કેળવણી તેમનાં ફોઇ, જે ઘરનું નાવ ચલાવતાં હતાં તેમને હાથે મળી હતી. પરણેલી જિંદગીમાં પ્રવેશ કરતાં ફોઇએ આપેલી તાલીમ તેમને બહુ ઉપયોગી થઇ પડી હતી. ઉપવર થતાં જ સુરતના વતની નગીનદાસ ભક્તિદાસ સાથે તેમને પરણાવવામાં આવ્યાં હતાં. સુરત સાસરામાં સાસુ સાવકાં ને ચાકર નફર પણ ન હતાં. જમનાબાઇને ઘરનું તમામ કામકાજ હાથે જ કરવું પડતું હતું. ગૃહસ્થાઇમાં ઉછરેલાં હોવા છતાં કામ કરી તેઓએ 'કામ કર્યાં તેણે કામણ કર્યાં,' એ લોકોક્તિ પ્રમાણે સગાં અને અડોસીપડોસીની શાબાશી મેળવી ગૃહિણી પદ પ્રાપ્ત કર્યું. નગીનદાસ મેટ્રીક થયા પછી મુંબાઇ ભણવા ગયા ને જમનાબાઇને આખા કુટુંબ અને ઘરનો ભાર પોતાને એકલે હાથે લેવો પડયો.

નગીનદાસની શરૂઆતની નોકરી અને જુવાનીમાં જમનાબાઇને ઘરકામની જંજાળમાંથી વખત મળતો નહિ, પરંતુ ગૃહસ્થાશ્રમની સ્થિરતા અને સુખ સાથે અવકાશ મળતો ગયો તેમ તેમ જમનાબાઇએ પોતાના જ્ઞાનમાં વધારો થાય તેવા વાચન તરફ મન લગાડયું. મનુષ્ય પોતાના ખરેખરા મનથી જે બાબત પાછળ લાગે છે તે બાબત ગમે તેવી કઠણ હોય તો પણ પાર પડાય છે. જમનાબાઇ જો કે પોતાને વધારે કેળવણી મળેલી ન હતી તો પણ ખાનગી વાચનથી જ્ઞાનનો સારો સંચય કરી શકયાં.

જમનાબાઇનો ગૃહસ્થાશ્રમ વખત જતાં બીજી રીતે સુખી નિવડયો પણ સંતાન સંબંધી દુઃખ રહ્યું. તેમને દસબાર બાળક થયાં પરંતુ તે જીવ્યાં નહિ. સ્ત્રીઓને સંતાન માટે સાધારણ રીતે બહુ લાગે છે, પણ જમનાબાઇએ તો 'ઇશ્વરઇચ્છા' માની મન વાળ્યું, અને ૧૯૦૩ ની સાલમાં મુંબઇમાં સ્ત્રીઓની ઉન્નતિ માટે એક મંડળ સ્થાપ્યું, તેનું પ્રમુખપદ તેમને આપવામાં આવ્યું. મિ. નગીનદાસે એ પદને શોભાવવાનું તેમને ઉત્તેજન આપ્યું અને ખરેખર જમનાબાઇએ સધવા તેમ જ વિધવા અવસ્થામાં પણ તે સ્થાન પર ચાલુ રહી ઘલાકાનાં મોટાં નાનાં સૌની શાબાશી મેળવી. સ્ત્રી કેળવણી અને સ્ત્રીજાતિના હિતનાં બીજાં કામ ચાલતાં હતાં એટલામાં

સન ૧૯૧૧-૧૨ માં દુકાળ પડયો. ગુજરાતનાં ગામડાંમાં અને રેલવેથી દૂરના પ્રદેશમાં ઘણું સંકટ ફેલાયાના સમાચાર મુંબઇ પહોંચ્યા. મુગાં પ્રાણીઓ અને અન્નવસ્ત્ર વગરનાં માણસોની સેવા બજાવવાનો આ સમય જમનાબાઇએ મદદ આપવાનું ફંડ ઉભું કરી પકડી લીધો. રૂપિયા અને કપડાં વગેરે મળી આવ્યું. ગરીબોના રોટલામાંથી પણ તે વહેંચનારા અર્ધ-ભૂખ્યા ઘણું કાઢી ખાય છે, એમ વર્તમાનપત્રોમાંનાં વખતો વખતનાં વાચનથી મિસિસ સક્કાઇ જાણીતાં હતાં. તેમણે જાતે ગરીબોનાં ઝુંપડાંની મુલાકાત લઇ તેમને મદદ પહોંચાડવાનો વિચાર કર્યો. ઉનાળાના સખત તાપતડકામાં તે કેટલીક તેમના જેવી સેવાવૃત્તિ વાળી બહેનોને લઇ ગુજરાત અને કાઠિયાવાડ તરફ નિકળી પડયાં. ગરીબોને તેમને ઝુંપડે જઇ જમનાબાઇએ આશ્વાસન આપ્યું અને મુગાં ઢોરને બની શકે તેવી ઘાસની પણ ગોઠવણ કરી અપાવી. જમનાબાઇના આ પરોપકારી કાર્યે મુંબાઇમાં તેમ જ બહાર ઘણી અસર ઉપજાવી. મોટા માણસો અને અધિકારીઓ સુદ્ધાંએ તેમને ' સીસ્ટર ઓફ્ મર્સી 'નું નામ આપ્યું. અલબત, સેવાધર્મ બજાવવામાં અને બીજાઓમાં સેવાવૃત્તિની લાગણી જાગ્રત કરવામાં જમનાબાઇએ, બહાર પડયાની પોતાની ટુંકી કારકીર્દીમાં જે કરી બતાવ્યુ છે. તે સ્ત્રીઓએ શિક્ષા લેવા જેવું જ કાર્ય છે, એમ હરકોઇ કબુલ કરશે.

મિ. નગીનદાસ સક્કાઇનું મરણ થતાં જમનાબાઇ પ્રતિ આખા દેશમાં દિલસોજી ઉભરાઇ હતી. આગળ જણાવી ગયા તેમ વિધવાવસ્થા પ્રાપ્ત થયા છતાં મિસિસ જમનાબાઇએ પોતાની સંસ્થાનું કામ જેવી ને તેવી જ રીતે ચાલુ રાખ્યું હતું. તેમણે પોતાના ચરિતથી, ઉછરતા સ્ત્રી વર્ગને, સ્ત્રીઓ મન પર લે તો લોક અને દેશને કેટલી ઉપયોગી થઇ પડે છે, તેને દાખલો આપ્યો છે અને આપણે ઇચ્છીએ છીએ કે, ગુજરાતની સ્ત્રીઓમાં તેમણે જે ઉત્સાહ રેડયો છે તે જેવા ને તેવા જ વેગે ચાલુ વહ્યા કરશે.

## શિવગૌરી (નાની બહેન) ગજ્જર.

અનાથ દુઃખી અબળાઓ અને ઉંચી વર્ણની વિધવાઓને આશ્રય અને કેળવણી આપવા તથા સ્ત્રી જાતિની બધી રીતે ઉન્નતિ કરવા તરફ લાગણીથી કામ કરનાર બાનુઓમાં પ્રો. ગજ્જરનાં બહેન શિવગૌરીનું નામ પણ જાણીતું છે. સુરતના ગજ્જર ખાનદાનમાં સન્ ૧૮૫૮ એટલે બળવાના વખતમાં એમનો જન્મ થયો હતો. એ સમયને યોગ્ય સાધારણ

ગુજરાતી લખતાં વાંચતાં તે શીખ્યાં હતાં. સત્તર વર્ષની બાળ વયે વિધવા થતાં અને પ્રો. ગજ્જર જેવા વિદ્વાન અને ખંતી ભાઈની સાથે રહેતાં નાની બહેનને પોતાના જ્ઞાનમાં વધારો કરવાનો અવકાશ મળ્યો. સુરતમાં બાઈજીગૌરી જેવાં નગર સંસ્કારી બાઇની સાથે મળી તેમને સ્ત્રી જાતિની ઉન્નતિ અને સેવા કરવાની વૃત્તિ થઇ આવી. સંવત્ ૧૯૬૩ માં બીજી બહેનો અને ઉત્તેજન આપનારા સદ્‌ગૃહસ્થોના આશ્રયથી તેમણે સુરતમાં 'વનિતાવિશ્રામ'ની સ્થાપના કરી અને ગામ પરગામ ફરી તેના નિભાવનાં સાધન ઉભાં કર્યાં. નાની બહેન ગજ્જર - તેમના બહુમાન્ય બંધુને પગલે ચાલનાર ખંતીલાં બાઇ છે અને એ ખંતીલાપણાએ જ ઉક્ત સંસ્થાને ઉભી રાખવા સાથે બીજાં ગામો અને શહેરોમાંની તેવી સંસ્થાઓનાં પ્રવર્તાવનારને નિભાવ ઉભો કરવાનાં બળ આપ્યાં છે. નાની બહેન લખે છે કે 'મેં કંઇ નોંધને યોગ્ય કામ કર્યાં નથી.' આ એમનો વિવેક એમનું નિરભિમાનપણું બતાવે છે, પણ આપણે તો એમનું નિરભિમાનપણું એમના ફંડ માટેના ભ્રમણથી જ ગણવા-માનવાનું છે. નિરભિમાની હોય તેનાથી જ ફંડ જમા કરી શકાય છે. એક સુખી કુટુંબની વિધવા, લોક-દીન અનાથ અબળાઓને-માટે-પારકા માટે ગૃહસ્થોને આંગણે જઇ યાચના કરે, એ પરોપકાર વૃત્તિને માટે કંઇ ઓછું સ્તુતિપાત્ર નથી. સુશિક્ષિત સારા ઘરની વિધવાઓ જો નાની બહેન ગજ્જરની માફક અનાથ વિધવાઓના કલ્યાણ માટે ભેખ લે તો વિધવાઓના સંકટ અને દુઃખની જે ફરિયાદો દિશાઓ ગજવી રહેલી છે, તે જરૂર નાબુદ થાય. સ્ત્રીઓ અને તેમાં પણ ખાસ વિધવાઓનો તો એ ધર્મ જ છે કે, પોતાની દુઃખી બહેનોની બાંય ઝાલી, તેમને અજ્ઞાનમાંથી અને સંકટમાંથી બચાવી લેવી. શિવગૌરીએ પોતાના નામ પ્રમાણે-કલ્યાણનો માર્ગ લઇ જે પરિશ્રમ લીધો છે, લે છે અને જે દાખલો બેસાડયો છે તે, આ જમાનાને યોગ્ય જ છે.

**સ્વ. સૌ. બાળા બહેન.**

कुले प्रसूतिः प्रथमस्य वेधसः ।

અમદાવાદના સુપ્રસિદ્ધ વડનગરા નાગર ગૃહસ્થ સરદારશ્રી ભોળાનાથ સારાભાઇનું કુટુંબ કવિતા અને સાહિત્યની પારંપારીય ગંગવાણી છે એટલે તેમને ઘેર જન્મેલાં બાળા બહેન સાહિત્ય ને ઉંચી કેળવણીને ચઢાનાર હતાં એમ કહેવું, એ મોરપિચ્છમાં રંગ પુરવા જવા જેવું છે. બાળા બહેન પોતે સુશિક્ષિત હતાં એટલું જ નહિ પરંતુ તેમણે, ગુજરાતમાં જ્યારે કોઇ હિમ્મત કરી શકતું ન હતું, ત્યારે જમાનાને યોગ્ય ઉંચી કેળવણી

પોતાનાં બાળકો=બાળકીને આપી, ઉંચા ને જમાનાને યોગ્ય જ્ઞાનનો માર્ગ લોકને ઉઘાડી આપ્યો, એ એમના ચરિત્રને નોંધને યોગ્ય બનાવવાને બસ છે. ગુજરાત અને નાગર કુટુંબોમાંથી તેમની જ બે પુત્રીઓ યુનિવરસીટીની કેળવણી લઇ પહેલવહેલી બી. એ. થયેલી છે. વળી કન્યાઓ લેવાદેવાની જે સાંકડી મર્યાદા હતી તેને બહોળી બનાવવામાં પણ તેમણે જ આગેવાની લીધી છે. કન્યાઓને ઉંચી–પુરુષોની કોટિની કેળવણી આપવાની અને વૈવાહિક મર્યાદા વિસ્તૃત કરવાની તેમની નિડરતાને એટલા જ માટે ધન્યવાદ ઘટે છે કે તેમણે એ માર્ગો ઉઘાડી નાગર તેમ જ ઇતર નાતોને સ્ત્રી ઉન્નતિ માટે પ્રેર્યા છે.

નાગર વગેરે કોમોમાં જો કે કેળવણી અને ધર્મ મૂળથી હતાં તોપણ નવા જમાનાને યોગ્ય કેળવણી અને ધર્મમાં ઘટિત ફેરફાર થવાની જરૂર હતી. અંગ્રેજી કેળવણીમાંથી સદસદ્ વિવેક બુદ્ધિ ખિલતાં જ, બંગાળ અને મહારાષ્ટ્રને સાંપ્રદાયિક ધર્મોનું ધતિંગ ધ્યાનમાં આવ્યું અને આપણા અસલ વેદ અને ઉપનિષદના ધર્મ ઉપર લક્ષ ગયું. આમાંથી પ્રાર્થના સમાજ અને એક ઇશ્વિરની ભક્તિનો ખ્યાલ આવ્યો. ભલેલા આગેવાન બંગાળીઓ અને મહારાષ્ટ્રીઓએ એ રસ્તો ચલાવ્યો અને અમદાવાદમાં બાળા બહેનના પિતા સરદાર ભોળાનાથ ભાઇ અને રા. સા. મહીપતરામે પ્રાર્થનાસમાજ સ્થાપી તેની પ્રવૃત્તિ ચલાવી. સુશિક્ષિત કુટુંબો તરત જ આ .. તન સત્યને માર્ગે વળ્યાં. આમાં સ્ત્રી વર્ગે જે ભાગ લીધો તેમાં બાળા બહેન અને તેમનું કુટુંબ પણ મોખરે રહ્યાં. આ ધાર્મિક સંસ્કરણમાં પણ બાળા બહેને જીવતા લગી અચળ શ્રદ્ધા રાખી પોતાને પ્રસંગ મળતાં એ સનાતન સત્ય સમજાવવા શ્રમ લીધો, એમનું ઘર એકેશ્વરની સ્તુતિઓથી નિરંતર ગાજી રહેતું હતું.

વિવાહાદિક માંગલિક અવસરો ઉપર નાગર અને બીજી નાતોમાં ગવાતાં ગીત અજ્ઞાનને લીધે, એટલાં બધાં અશુદ્ધ થઇ ગયાં હતાં કે સંસ્કારી સાંભળનારને અણગમો. થાય. બાળા બહેનનું આ ગીતો તરફ ધ્યાન ખેંચાતાં પોતે તે એકઠાં કરી પોતે દરેક સારી રીતે ગાઇ જાણનાર હોવાથી રાગ ઢાળમાં અને શુદ્ધિમાં મુકી તે બહાર પાડયાં. આ બાળા બહેનની ગીતાવલી એટલી બધી લોકપ્રિય થઇ કે તેની આવૃત્તિઓ નીકળવા લાગી.

..સંસાર શકટ ચલાવવામાં અને ગૃહરાજ્યનો વહીવટ કરવામાં પણ તે સર્વ રીતે ફતેહમંદ નિવડેલાં છે. ગૃહસ્થ વૈભવી પિતાને ઘેર ઉછરેલાં

હોવા છતાં એમણે પોતાનો સાધારણ સંસાર એવી ગૃહકાર્યકુશળતાથી ચલાવ્યો છે જેને માટે એમનાં સગાં અને સહવાસી મુક્તકંઠે વખાણ જ કરે. પોતે જેવાં સુશીલ, સદ્‌ગુણી અને સુશિક્ષિત બાનુ હતાં તેવું ઉમદા કુટુંબ તેમની આસપાસ બંધાઈ ગયું હતું અને આવાં સારાં સગાં સંબંધી અને સહવાસીઓના આનંદી મંડળથી પુર્ણ સંતુષ્ટ થઈ એમણે પોતાના જીવનને એકેશ્વર ભક્તિમાં જોડી મુક્તિ મેળવી છે.

## શ્રીમતી કસ્તૂરબા ગાંધી.

હિંદુસ્તાનમાં જ નહિ પરંતુ યુરોપ, અમેરિકા અને જાપાન સુદ્ધાં પૂર્વ પશ્ચિમ દિગંતોમાં હાલ જેનું ચરિત્ર ચર્ચાઇ રહેલું છે એવા મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીનાં પત્ની શ્રીમતી કસ્તૂરબાના ચરિત્રનો કંઇ ખ્યાલ ન આપીએ તો આ નોંધ અધુરી જ કહેવાય. શ્રીમતી કસ્તૂરબા પોરબંદરમાં જન્મ્યાં હતાં. કાઠિયાવાડમાં સ્ત્રીકેળવણી તેમના જન્મ વખતે બહુ જ થોડી પ્રસરેલી હતી એટલે જો કે થોડા ગુજરાતી અભ્યાસ ઉપરાંત તેમને કંઇ વિશેષ જ્ઞાન મળેલું નહતું પરંતુ દુનિયાંપર હાકલ પાડી રહેલા ગાંધીજીના સહવાસથી અને તેમની સાથે આફ્રિકા વગેરે દેશોમાં ફરવાથી એમને ઘણો અનુભવ અને જ્ઞાન પ્રાપ્ત થયેલાં છે. બાવીસ તેવીસ વર્ષની ઉમ્મરે તે કાળાં પાણી ઓલંગી બહાર ગયાં હતાં અને દક્ષિણ આફ્રિકાની દુઃખી, જુલમી અને વૈભવી પ્રવૃત્તિઓમાં ગાંધીજી સાથે રહી તેમણે દુઃખ અને જુલમ સહેવા ઉપરાંત વૈભવ પણ ખુબ ભોગવ્યો હતો. ગાંધીજીના જીવનમાંનાં જુદાં જુદાં વળાંમાં તો સર્વદા સ્વામીને અભિમત રહેતાં અને જો કે તેઓ રંગભૂમિઓ ગજાની શક્યાં નથી તોપણ રંગભૂમિઓ ઉપર પોતાના મતના જે ખેલ ભજવાતા હોય તેમાં પૂર્ણ માહિત રહી પોતાની સાથવાળાંને ઉત્તેજન આપતાં હતાં. લોક અને દેશસેવા બજાવતાં હલકામાં હલકાં કામમાં પ્રવૃત્ત થતાં પણ તે જરાએ શરમાતાં કે સુગાતાં નથી.

આફ્રિકાથી હિંદ આવ્યા પછી ગાંધીજીએ જે રાજકીય હિલચાલ ઉપાડી છે તેમાં પણ શ્રીમતી કસ્તૂરબાએ બહુ સારો ને આગળ પડતો ભાગ લીધો છે. વળી જ્યારે ગાંધીજી બે વર્ષ કેદમાં ગયા ત્યારે તેમનું ભ્રમણનું કામ ચલાવવામાં અને ઝુંડો ફરકતો રાખવામાં તેમણે કચાશ રાખી નથી.

Sister of Mercy—દયાની બહેન–એટલે દુઃખી અને માંદાની માવજત કરવાનું કામ–આમાં તો શ્રીમતી કસ્તૂરબા એક્કો છે, કારણ કે, બોર લડાઇ અને બીજા પ્રસંગો ઉપર એમને એ બાબત સારો અનુભવ

થયેલો છે. ગાંધીજીના છેલ્લા મંદવાડમાં તેમણે જે સારવાર કરવા માંડી હતી તે જોઇ અનુભવી નર્સો પણ આશ્ચર્ય પામી હતી.

રાજદ્વારી, સ્ત્રી કેળવણીની કે લોકસેવાની દરેક હિલચાલમાં હવે તો તેઓ અનુભવી થઇ ગયાં છે અને તે સર્વેમાં સ્ત્રીઓને ઉત્સાહ આપતાં પોતે પણ ઉત્સાહથી ભાગ લે છે. નોંધને યોગ્ય ગુણોમાં એમનો પતિની વૃત્તિએ વૃત્તિનો ગુણ સૌથી મોટા અને બોધ લેવા જેવો છે. ધર્મ, સંસાર-વ્યવહાર, કેળવણી અને જાહેર પ્રવૃત્તિઓમાં એમના અને ગાંધીજીના સ્વભાવમાં તેમ જ સંસ્કારમાં મોટો તફાવત હોવો જોઇએ, તેમ છતાં 'જેમ વાળો તેમની રે' એ હિંદી આર્ય સ્ત્રીઓની નીતિને એ સર્વદા અનુસર-નાં જ રહેલાં છે. મહાત્માજીની રાતે રાત અને દહાડે દહાડો; અલબત સ્ત્રીઓને માટે આર્યોએ ઘડેલી આ નીતિ જ એકંદરે ઉત્તમ છે, કારણ કે એથી સંસારમાં સુખ અને સંપ જ પીલું લાલિત્ય વધે છે. બન્ને દંપતી પોતાને પસંદ પડતી પણ સન્નિષ્ઠાવાળી લોકહિતની હિલચાલોમાં પોતાનાં તન, મન અને ધનથી કામ કરે છે અને એમની ખંત બીજાઓને અનુકરણીય છે એમ તો કહ્યા વગર ચાલતું જ નથી; એમની દેશને હિતકારક પ્રવૃત્તિ ઇશ્વર લાંબો કાળ ચલાવો, એજ.

## સ્વ. સૌ. સુમતિ બહેન.

ભાવનગરના નાગર ગૃહસ્થ ખાનદાન દિવાન સામળદાસ ભાઇનાં પૌત્રી અને હાલના રા. લલ્લુભાઇનાં પુત્રી સ્વ. સૌ. સુમતિ બહેને સાહિ-ત્યમાં પોતાની કૃતિઓથી ગુજરાતની જ્ઞાનવિષયે સારી સેવા બજાવી છે. એમણે ગુજરાતી, કંઇક અંગ્રેજી અને સંસ્કૃત ભાષાનો પણ અભ્યાસ કર્યો હતો અને જો કે ભરજુવાન વયે તેઓ પરલોક સિધાવી ગયાં છે તોપણ આ લોકમાં સાક્ષરતા રૂપી યશઃકાય મુકતાં ગયાં છે, જેથી એમના જીવનની આટલી નોંધ માટે પ્રેરણા થયા વગર રહેતી નથી. સરદાર ભોળાનાથ ભાઇનાં તે પાત્રી હતાં એટલે બન્ને કુટુંબોના સંસ્કાર તેમના પર પડેલા હતા, કવિતા અને ગદ્ય લખાણમાં તેમના ઉચ્ચ સંસ્કારની છાપ તે વાંચનારને તરત દેખાઇ આવે છે. શુદ્ધ અને સંસ્કારી ગદ્ય સાથે પિંગળનું સારૂં જ્ઞાન હોવાથી તે નિર્દોષ કવિતા પણ કરી જાણતાં હતાં. 'સુંદરી સુબોધ' અને બીજાં માસિકોમાં તેઓ વારંવાર સ્વતંત્ર લેખો અને નિબંધો લખી મોકલતાં હતાં. એમણે વાર્તા-નાં, કાવ્યનાં અને નાટકનાં કેટલાંક નાનાં નાનાં પુસ્તક જાતે પણ બહાર પાડેલાં છે.

તેમની ધર્મ ઉપર સારી શ્રદ્ધા હતી, તેમ ધર્મ કિંવા સંપ્રદાય ચલાવનારાઓમાં મોટી વિદ્વત્તા અને લોકાનુરંજની વાણીનો પ્રતાપ પણ હોય છે, એમ તેઓ માનતાં હતાં. ગુજરાતમાં જાણીતા થયેલા ધાર્મિક વ્યાખ્યાનો કરનાર શ. અનંતપ્રસાદજીના સહવાસમાંથી એમને ધર્મ સંબંધી ઘણું જ્ઞાન મળ્યું હતું. એમ જાણવામાં છે કે, સૌ. સુમતિ બહેને રામાનુજ સ્વામીનું ચરિત્ર લખવા માંડેલું અપૂર્ણ જ પડયું છે.

ખાનદાન કુટુંબનાં બાળકોની શરીર સંપત્તિને લગતી નિર્બળતા, અશક્તિ અને નાજુકતા સૌ. સુમતિ બહેનને પણ દુર્ભાગ્યે આવી મળી હતી. એવી નાજુક પ્રકૃતિ છતાં પણ અભ્યાસનો અને વાંચવા લખવાનો તેમને એવો અનુરાગ લાગેલો હતો કે આરોગ્યની દરકાર રાખ્યા વગર પણ તે જ્ઞાનસંચય પાછળ મચ્યાં રહેતાં હતાં. એમનાં લખાણોમાં આ પરિશ્રમે મેળવેલા ઉંચા જ્ઞાનની માર્મિકતા સ્થળે સ્થળ દેખા દે છે. તેઓ શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કહ્યું છે તેમ વાઙ્મયને પણ તપ માનતાં હતાં અને એ ધ્યેય સાધવામાં આરોગ્યની કંઈ કિમ્મત આંકતાં નહિ. અલબત, બધી વસ્તુઓ નશ્વર છે પરંતુ જ્ઞાન અવિનાશી અને અખંડ છે અને તેની જ્યોત કદી પણ ઓલાતી નથી. સુમતિ બહેનનું આ મંતવ્ય તેમણે જ્ઞાનની આપ લે કરવામાં સાર્થક કરેલું જ આપણે કહીશું. જ્ઞાનથી બીજું કંઇ આ દુનિયામાં ઉત્તમ અને પ્રાપ્ત કરવા જેવું નથી. અ. સૌ. સુમતિ બહેન ગુજરાતના વાઙ્મયમાં અત્યારે અમર જ છે ને અમર જ રહેશે.

**અ. સૌ. સ્વ. વિજ્યાલક્ષ્મી હર્ષદરાય ત્રિવેદી.**

વડોદરાના માજી એકાઉંટંટ જનરલ રા. રા. પીતાંબર જેઠાભાઇને ત્યાં સંવત ૧૯૪૫ ની અખાત્રીજને દિવસે સ્વ. વિજ્યાલક્ષ્મીનો જન્મ થયો હતો. પિતાના કુટુંબમાં બીજી બહેન વગેરે નહિ હોવાથી વિજ્યાલક્ષ્મી તેમના ભાઇઓ ભેગાં રમતાં ને ભણતાં ઉછર્યાં હતાં. તેમને છેક બાળક મુકીને તેમનાં માતા ગુજરી ગયાં હતાં અને તેઓ સાત આઠ વર્ષનાં થયાં એટલામાં તેમના પિતાએ પણ સ્વર્ગવાસ કર્યો હતો. કુટુંબમાં સુખ વૈભવ હોવા છતાં વિજ્યાલક્ષ્મી આમ નાનપણથી જ માતા પિતાની સંભાળ વગરનાં થઇ પડયાં હતાં, એટલે ગુજરાતી અભ્યાસ તો તેઓએ ભાઇઓ સાથે કર્યો. પણ ભાઇઓ અંગ્રેજી નિશાળે જતાં, વિજયાલક્ષ્મીને સ્ત્રીઓને આગળ ઉપયોગી થઈ પડે એવા ઘરકામમાં અને રસોઇમાં જોડવામાં આવ્યાં. નાજુક પણ ચંચળ સ્વભાવની બાળાએ તેમાં થોડા જ વખતમાં પ્રાવીણ્ય મેળવ્યું. વિજ્યાલક્ષ્મીને અભ્યાસનો અને લખવા વાંચવાનો અંત-

ર્ગત ઉમળકો હતો તેથી તેઓ પોતાને મળતો વખત ગુજરાતી ભાષાનાં પુસ્તકો વાંચવામાં અને કંઇ ને કંઈ કવિતા કે ગદ્ય લખવામાં ગાળવા લાગ્યાં. થોડાંજ વર્ષોમાં તેમણે ઘણું વાંચી નાંખ્યું.

તેર ચૌદ વર્ષની ઉમ્મરે તેમને ભાવનગરના વકીલ રા. વિઠ્ઠલદાસ ગિરિજાશંકરના પુત્ર મિ. હર્ષદરાય સાથે પરણાવવામાં આવ્યાં. ચતુર અને ચાલાક વહુએ અહિં સર્વેનાં મન જીતી લીધાં અને આખા ઘરનો બોજ પોતાને માથે ઉઠાવી લીધો. મિ. હર્ષદરાય અભ્યાસ માટે મુંબાઇ ગયા એટલે તો વિજ્યાલક્ષ્મીને વાંચવા અને અભ્યાસ કરવામાં પુષ્કળ વખત મળવા માંડયો. આ વખતે પણ તેમણે કવિતા અને ગદ્ય લખવાનું ચાલુ રાખ્યું. ' સુંદરી સુબોધ ' અને બીજાં જાણીતાં માસિકોમાં તેમની કવિતાઓ અને લેખો આવવા માંડયા. એમનાં ગદ્ય પદ્યે તરત જ રસિક વાચકોનું ધ્યાન ખેંચ્યું. લખવા અને કવિતા કરવાની શક્તિને ઈશ્વરદત્ત શક્તિ કહેલી છે તે વિજ્યાલક્ષ્મીના લેખોથી સ્પષ્ટ થાય છે, કારણ કે, તેમને પોતાની મેળે વાંચ્યા ઉપરાંત કંઇ ઉદાર અને ઉંચી કેળવણી મળેલી ન હતી. અંગ્રેજીનો અભ્યાસ કરવાનો તેમણે પ્રયત્ન કર્યો હતો પરંતુ વ્યવસાયી જીવનમાં ખાસ કરીને સ્ત્રીઓથી એવા અભ્યાસ થઇ શકતા નથી. તેમ એમનાથી પણ સંસ્કૃત કે અંગ્રેજીનો અભ્યાસ થઇ શકયો નહિ. માત્ર કુટુંબનાં વિદ્વાન મંડળથી જે લાભ પ્રાપ્ત થયો તે જ. આમ છતાં વાચનમાં તેઓ એવાં તો ખચીત હતાં કે જે કંઇ વાંચે તે સમજીને જ વાંચે. આ ટેવથી સંસ્કૃત અને અંગ્રેજીમાંના સારા સારા વિચારો અને ટુચકાં તેમને આવડી ગયાં હતાં. પ્રો. કાથવટે કહેતા કે, જેને હજાર શ્લોક મોઢે આવડે તેને અરધ ઉપરાંત સંસ્કૃત આવડયું કહેવાય. વિજ્યાલક્ષ્મીનું સંસ્કૃત જ્ઞાન, આ પ્રમાણે ધાર્મિક શ્લોકાના મુખપાઠનું હતું.

સૌ. સ્વ. વિજ્યાલક્ષ્મીએ ઘણી કવિતાઓ અને પુષ્કળ ગદ્ય લખેલું છે, અને મારા જાણવામાં છે તે પ્રમાણે એમનું ગદ્યપદ્ય છાપવાનો વિચાર પણ ચાલે છે. એ ગદ્યપદ્ય બહાર પડશે ત્યારે એમની પ્રતિભાનું સારૂં તોલન થશે. તે રસિક, પ્રેમવાળાં અને સ્ત્રીઓની ઉન્નતિનાં કાર્યોને આગળ વધારવાને ઉત્સુક હતાં પરંતુ ચોવીસ વર્ષ જેટલી જુવાન વયે જ સંવત્ ૧૯૬૯ માં તેમનો પરલોકવાસ થવાથી ગુજરાતે પોતાની એક બાહોશ સ્ત્રીલેખિકા ગુમાવેલી કહેવાશે. તેઓ પોતાની પાછળ બે ત્રણ સંતાન મૂકી ગયા છે.

મણિલાલ છબારામ.

# સ્ત્રી ઉપયોગી ગૂજરાતી પત્રો.

ગૂજરાતી ભાષામાં પાંચ માસિકપત્રો સ્ત્રીહિતાર્થે પ્રકટ થાય છે. સ્ત્રીબોધ, સુન્દરીસુબોધ, વનિતાવિજ્ઞાન, મહિલાભૂષણ, અને ગુણસુન્દરી. આ ઉપરાન્ત, સ્ત્રીમિત્ર, વનિતા વિનોદ, દંપતી મિત્ર અને દંપતી હિતેચ્છુ, આદિ બીજાં કેટલાંક પત્રો પણ આવાજ ઉદ્દેશથી થોડો વધુ વખત પ્રકટ થયેલાં; પરન્તુ તે હાલ બન્ધ પડેલાં છે. ભાવનગરમાં સ્ત્રી સુખદર્પણ નામનું માસિક પત્ર પ્રકાશિત થતું હતું, ત્હેને હવે પછી સ્ત્રી ઉપયોગી વાર્ષિક ગ્રન્થમાલાના રૂપમાં ફેરવી નાખવાનો વિચાર ત્હેના સંપાદક જણાવે છે.

ગૂજરાતમાં સ્ત્રીઓના હિત, ત્હેમની કેળવણી તથા ત્હેમના ઉત્કર્ષને માટે આટલાંજ પત્રો પ્રયાસ કરે છે, એમ અમારું માનવું નથી; વીસમી સદીનાં આ પ્હેલાં પચીસ વર્ષમાં, ખાસ કરીને કેળવણીના પ્રદેશમાં, સ્ત્રીઓની પ્રગતિ એવી તો સુન્દર રીતે જામી રહી છે કે ત્હેના આરંભકાળની વસ્તુસ્થિતિનું જેને સ્મરણ છે ત્હેને તો ખરેખર બહુ આનન્દની સાથે આશ્ચર્ય થયા વિના રહે તેમ નથી. જ્યાં સ્ત્રીઓનાં જૂજ લખાણો પ્રાપ્ત કરતાં, સ્ત્રીઓ માટે પ્રકટ થતાં પત્રોના તંત્રીઓને પણ, ઘણી મુશ્કેલીઓ નડતી અને સ્ત્રી લેખના ખાસ અંકોનાં લખાણો તો પુરુષલેખકોની સહાયથી જ તૈયાર થતાં એવા આક્ષેપો નિરન્તર સાંભળ્યાં કરવા પડતા; તેજ સ્થળે અત્યારે ઘણાં ખરાં ગુજરાતી, પત્રોમાં સ્ત્રી લેખોનું ચાલુ પ્રકાશન નિહાળાય છે, એટલુંજ નહિં પણ કટલાંક સન્માનિત પત્રોનાં તંત્રોનાં તંત્રી મંડળમાં પણ વિદૂષી બ્હેનોને અગ્રસ્થાન અપાતું જોઇએ છીએ.

પરન્તુ આ લેખનો હેતુ માત્ર સ્ત્રીહિતાર્થે ચાલુ પ્રયત્નો કરી રહેલ અને સ્ત્રી કેળવણી તથા સ્ત્રી ઉન્નતિ માટે પ્રકટ થતાં પત્રોના ઇતિહાસનું યત્કિંચિત્ અવલોકન કરવું એટલોજ છે.

**સ્ત્રી બોધઃ**

( તંત્રીઓઃ બ્હેન શ્રી પૂતળીબાઇ કાબ્રાજી તથા શ્રીયુત કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ બી. એ. એલ. એલ. બી; મંત્રી શ્રીયુત જીવનલાલ અમરશી મ્હેતા. ( ડેમિ આઠપેજી ૭૨ પૃષ્ઠ. ) વસંત અંક તથા બે પુસ્તકો ગ્રાહકોને ભેટ મળે છે વાર્ષિક લવાજમ રૂ. ૩-૪-૦ સરનામું મંત્રી સ્ત્રીબોધ; પીરમશાહરોડ; અમદાવાદ.

ગુજરાતી ભાષાનાં જૂનાં પ્રસિદ્ધ પત્રોમાં સ્ત્રીબોધ જાણીતું છે. ગુજરાતમાં સ્ત્રી કેળવણીના પ્રચાર અને સંસાર સુધારાની પ્રગતિ અર્થે, ૧૮૫૭ ના જાન્યુઆરી માસમાં, તે કાળના આગેવાન સુધારકો અને વિદ્વાનો, જેવા કે શ્રી કરસનદાસ મૂળજી, સર મંગળદાસ નથુભાઇ, ન્યાયમૂર્તિ ન્હાનાભાઇ હરિદાસ તથા શેઠ ડોસાભાઇ ફ્રેરામજી કામા, આદિ સજ્જનો તરફથી ત્હેનું પ્રકાશન શરૂ થયું હતું, અને તે સમયમાં કાગળ અને છાપખાનાની ઘણી મોંઘવારી હોવા છતાં ત્હેનું કદ મ્હોટું રાખ્યું હતું તથા એવા લોકહિતાર્થી પત્રનો બ્હોળો ફેલાવો થાય તેમજ સાધારણ સ્થિતિના વાંચનારને પણ ત્હેનો લાભ મળી શકે એ હેતુથી, ત્હેનું વાર્ષિક લવાજમ માત્ર રૂ. ૧ રાખવામાં આવ્યું હતું, આ સત્કાર્યમાં મદદ તરીકે શેઠ ડોસાભાઇ કામાએ બે વર્ષ સુધી, દરસાલ. રૂા ૧૨૦૦ (બારસો) ની મદદ આપી હતી અને તે સમયના અનેક શ્રીમન્તો તથા સાક્ષરોની ઉદાર સહાય મેળવવા આ પત્ર ભાગ્યશાળી થયું હતું.

સ્ત્રીબોધની શરૂઆત લગભગથી ( એટલે ૧૯૬૩ થી ) શેઠ કેખુશરો નવરોજજી કાબરાજીએ ત્હેનું તંત્રીપદ સ્વીકાર્યું અને ૧૯૦૪ માં ત્હેમનું અવસાન થયું ત્યાં સુધી તે કાર્ય ત્હેમણે ઉત્સાહ અને મમતાથી ચાલુ રાખ્યું હતું. ૧૯૦૩ માં દફતર આશકારા છાપખાનાના માલીકો, જેઓ ઘણા વખતથી સ્ત્રીબોધની વહીવટી વ્યવસ્થાનું કામ કરતા આવ્યા હતા, તેઓને તે કર્તવ્યમાંથી મુક્ત થવાની સ્થિતિ પ્રાપ્ત થઇ. ત્યારે પણ શેઠ કાબરાજીએ આ પત્ર તરફની અસાધારણ પ્રીતિને લીધે કેટલી વધારાની કાર્યધુરા પોતાના ઉપર લઇને સ્ત્રીબોધના પ્રકાશનનું કામ ચાલુ રાખ્યું હતું.

શેઠ કેખુશરોના મરણ પછી આ માસિકનું તંત્ર ત્હેમનાં પુત્રી શ્રીમતી શિરીન બાઇએ ઉપાડી લીધું હતું અને તે પછી રા. રા. કેશવપ્રસાદ દેસાઇ તથા બ્હેન સૌ. વિમળાગૌરી સેતલવાડને તે સોંપવામાં આવ્યું હતું; હાલમાં રા. રા. કેશવપ્રસાદની સાથે શ્રીમતી પૂતળીબાઇ કાબરાજી સ્ત્રીબોધનાં તંત્રીપદે નિયુક્ત છે અને ત્હેની વહીવટી વ્યવસ્થા રા. રા. જીવનલાલ અમરશી મ્હેતાના જેવા ઉદ્યોગી અને ઉત્સાહી પ્રકાશકને સોંપાઇ છે, એ પણ આ પત્રને હિતકારક જ છે. સ્ત્રીબોધના તંત્રીપદને અંગે જેમ વિવિધ શુભ ફેરફારો જોવામાં આવે છે, તેમ ત્હેના કદ સ્વરૂપ તથા વિષયાવલીમાં પણ અનેક પ્રકારની આશાજનક નવીનતા અને આકર્ષકતા નિહાળાય છે. કદ પ્રથમના કરતાં હાલ ન્હાનું લાગે છે.

પરન્તુ હિન્દુ ગૃહ સંસારનાં જીવનની સાથે ત્હેનો વધારે નિકટ સંબન્ધ તથા આપણાં સ્ત્રીજીવનના મહા પ્રશ્નોના ઉકેલ અર્થે સરસ અને ચાલુ યત્નો પણ ત્હેમાં વધારે જોવામાં આવે છે. અને આ ઉપરાન્ત, સ્ત્રીબોધનો " બાલક " વિભાગ તો એ પત્રના નવીન સ્વરૂપની એક સુન્દર, સત્કાર લાયક ઉપયોગી વિશેષતા છે, એ નિર્વિવાદ છે.

સ્ત્રીબોધ ત્હેની શરૂઆતથી જ સુપ્રસિદ્ધ ગુજરાતી લેખકોનાં ઉત્તમ લખાણો પામતું આવ્યું છે, અને શેઠ કાબરાજી કૃત અનેક રસીલી, સાંસારિક નવલકથાઓના અનુવાદો પ્રકટ કરવા ઉપરાન્ત, ત્હેણે સામાજિક સુધારો સાહિત્ય, તથા વિદ્યા–હુન્નર–કળાને લગતા ઉપયોગી લેખો વડે ગુજરાતી સાહિત્ય ભંડોળમાં સારો વધારો કર્યો છે. ૧૯૦૮ માં પ્રકટ થયેલ સ્ત્રીબોધની જ્યૂબીલીનો સ્મારક અંક જોતાં સહજ સમજાય છે કે આ પત્રે, ત્હેની લાંબી જિન્દગીમાં, ગુજરાતી પ્રજાની કેવી યાદગાર સેવા કીધી હતી અને ત્હેના તંત્રીમંડળ તથા લેખકમંડળને કેવા મહાન્ ગુજરાતીઓએ શોભાવ્યું હતું.

ઘણો વખત આ પત્ર સચિત્ર હતું. હાલમાં ત્હેમાં ચિત્રો જોવામાં આવતાં નથી. પરન્તુ તેથી સ્ત્રીબોધની ઉપયોગીતામાં કાંઇ ન્યૂનતા જણાતી નથી. ત્હેના વિષયોની સરળ, સચોટ, નિર્મળ શૈલી તથા સ્ત્રીકેળવણી અને અને સ્ત્રીઉન્નતિ અર્થે રજુ થતી ત્હેની ઉપયોગી લેખમાળા, એ ત્હેની સવિશેષ ઉત્તમતા છે. આ વૃદ્ધ પણ નવચેતનથી ભરપૂર પત્રની સત્સેવાનો લાભ ગૂજરાતને લાંબા કાળ મળે એ પ્રાર્થના છે.

**સુન્દરી સુબોધઃ**

[ પ્રકાશક અને તંત્રીઃ રામમોહનરાય જસવંતરાય દેસાઈ. (આદ્ય સંપાદકઃ શ્રી બન્ધુસમાજ, અમદાવાદ.) રૉયલ આઠ પેજી ૮૦ પૃ.ઠ. વાર્ષિક લવાજમ-રૂ. ૪-૦-૦ (ખાસ અંકો તથા ભેટનું પુસ્તક ગ્રાહકોને મળે છે.) સરનામુંઃ સુન્દરીસુબોધ મન્દિર, અમદાવાદ. ]

સાહિત્ય અને સમાજની સેવાવૃત્તિથી પ્રેરાઇ, શ્રી બન્ધુસમાજે ૧૯૦૩ ના સપ્ટેમ્બરમાં આ પત્રને જન્મ આપ્યો હતો. ત્હેના પ્રથમ પ્રકાશન સમયે, ગૂજરાતમાં સ્ત્રીઓને માટે એક સ્ત્રીબોધ માસિક જ હતું. અને તે એક પારસી વિદ્વાનના તંત્રીત્વમાં હોવાથી તથા વિશેષ કરીને હિન્દુ વિચારકો તથા લેખકોની સાથેનો ત્હેનો પરિચય તે સમયે ઓછો થઇ ગયેલો જણાયાથી, સ્વાભાવિક રીતે, હિન્દુસંસારના અનેક ગૂંચવણભરેલા સવાલોના ઉકેલ તરફ દૃષ્ટિ રાખીને કામ કરતા, આવા એક પત્રની ઘણી

જરૂર પણ હતી. તેથી આરંભથી જ સુન્દરીસુબોધને ઉદાર સત્કાર મળ્યો અને ત્હેનું પરિણામ ત્હેના શુભ વિકાસમાં આવ્યું.

સ્ત્રીબોધની પેઠે શરૂઆતમાં, આ માસિક પણ ( ટપાલ ખર્ચ બાદ કરતાં ) રૂ. ૧માં ગ્રાહકોને આપવામાં આવતું હતું અને દરવર્ષ એક પુસ્તક ભેટ તરીકે હજી સુધી અપાય છે. ૧૯૧૦ ના ઑક્ટોબર માસમાં, સુન્દરીસુબોધની વ્યવસ્થાને અંગે વધતી જતી જવાબદારી તથા બન્ધુસમાજના સભ્યોની અન્યક્ષેત્રોમાં વધતી જતી પ્રવૃત્તિને લઇને, ત્હેનું તંત્રીત્વ આ લેખકને સોંપવામાં આવ્યું હતું અને હજી પણ તે કર્તવ્ય 'ત્હેનું' જ છે.

સુન્દરીસુબોધના જન્મકાળથી ત્હેના વિષયોની વિવિધતા એ ત્હેની આકર્ષક વિશેષતા હતી. આ ઉપરાન્ત, જેવી રીતે સ્ત્રીબોધ પત્રે ચાલુ સાંસારિક નવલકથાઓના અનુવાદો આપીને આપણા સાહિત્યને શણગાર્યું છે, તેમ ટૂંકી ( સંપૂર્ણ ) વાર્તાઓની ખીલવટ, જે અત્યારે આપણાં પત્રોમાં સર્વત્ર દીસે છે, તે ઘણે અંશે સુન્દરીસુબોધદ્વારા જ આરંભ ( અથવા, આરંભ નહિં તો પુરજોસ ) પામી. વળી, સ્ત્રીલેખોની અભિવૃદ્ધિ પ્રીતિપૂર્વક કરવાનો યશ જે આ પત્રને આપવામાં આવે છે તે પણ વાજબી જ છે. અર્થ અને સમયના મ્હોટા ભોગે, શ્રી બન્ધુસમાજે ગૂજરાતમાં સ્ત્રીકેળવણી અને સંસારસુધારાની પ્રગતિ માટે આવું એક બહુ ઉપયોગી સાધન ઉભું કર્યું છે, તે માટે તો જરૂર આપણું સાહિત્ય તે મંડળનું હમ્મેશ ઋણી રહેવાનું, એમાં શક નથી.

આ લેખકના તંત્રીત્વમાં આવ્યા પછી, સુન્દરીસુબોધે વિવિધ સુન્દર તેમજ શોકજનક ફેરફાર અનુભવ્યા છે. ૧૯૧૪ માં આ માસિકને ૧૦૦ પાનાંનું કરવામાં આવ્યું અને તે પછી થોડા જ સમયમાં તે સચિત્ર પણ થયું; પરન્તુ ત્હેની મૂળ આવૃત્તિ ૩૨ પાનાંની તો ત્હેની સાથે કાયમ જ હતી. અર્થાત્—આ પત્રની બે જૂદી જૂદી આવૃત્તિઓ—એક ન્હાની અને એક મ્હોટી—પ્રકટ થવા લાગી. આમ થયાથી ત્હેની સેવાશક્તિમાં અને લોકપ્રિયતામાં સારો વધારો થયો. છતાં, એટલું સ્વીકારવું પડશે કે સુન્દરીસુબોધના ચોતરફથી થતા સપ્રેમ સત્કારનું એક મ્હોટું કારણ ત્હેના " સ્ત્રીલેખ્ક્ત ખાસ અંકો " હતા.

" કહેવાની જરૂર નથી કે ૧૯૧૧ માં, સુન્દરીસુબોધનો પ્હેલો ( બમણો મ્હોટો ) સ્ત્રીલેખનો ખાસ અંક બ્હાર પાડવામાં આવ્યો, તે તૈયાર કરવા માટે યોગ્ય સ્ત્રીલેખ મેળવવામાં ઘણી જ મુશ્કેલીઓ નડી હતી. પરન્તુ એ

અંક વડે જે ન્હાની શરૂઆત થઇ, તે ઉત્સાહી, યુવાન લેખિકાઓની મમતાળુ સહાયથી ચાલુ રહી અને ધીમે ધીમે ઘણા મ્હોટા કદના, વિદૂષી અથવા સાહિત્ય પ્રિય બ્હેનોની સુન્દર લેખાવલીથી સુહાતા, ખાસ અંકોમાં અદ્દભુત વિકાસ પામી, સુન્દરીસુબોધના આ સ્ત્રીલેખના અંકોની અસર ભગિની ભાષાઓનાં પત્રો ઉપર પણ થયા વિના રહી નહિં અને મરાઠી ભાષાના આગેવાન માસિક મનોરંજન તથા હિન્દી ભાષાના તે સમયના આગેવાન માસિક નવજીવનમાં પણ ત્હેવા પ્રકારના પ્રયાસો કરવાની પ્રેરણા થઇ હતી. ગુલશન માસિકના હિન્દુ લેખિકાઓનાં લખાણુવાળા તથા પારસી લેખિકાઓનાં લખાણવાળા ખાસ અંકો, તે પણ એ આન્દોલનનું જ પરિણામ હતા.

પરન્તુ સુન્દરીસુબોધની અસાધારણ સફળતા લાંબો સમય ચાલી શકી નહિં ! દુર્ભાગ્યે આ લેખકની ચાલુ ( અને કેટલીક વખત, ગંભીર ) માંદગીને લઇને ત્હેનાથી પત્રની વ્યવસ્થા તરફ યોગ્ય લક્ષ અપાયું નહિં અને બીજા પણ એવા અનેક અન્તરાય નડયા કે સુન્દરીસુબોધ મૃતપ્રાય સ્થિતિમાં આવી ગયું દેખાયું. એને પુનર્ચેતન આપવાની નવીન યોજના ચાલુ વર્ષમાં અમલમાં આવી જશે અને જે નૂતનસ્વરૂપમાં ત્હેને પ્રકાશિત કરવું નિર્ધાર્યું છે તે, આશા છે કે, ત્હેની મૂળ લોકપ્રિયતા જાળવી રાખશે. અનેક ન્યૂનતાઓ અને ઘણી અનિયમિતા છતાં સુન્દરીસુબોધની સેવાની ઉપયોગીતા હજી પણ સ્વીકારાય છે, એ જ એની કૃતકૃતા છે.

નવો અંક પ્રકટ થશે ત્યારે એ પત્રનું ઓગણીસમું વર્ષ શરૂ થશે.

**વનિતા વિજ્ઞાનઃ**

( તંત્રી અને પ્રકાશકઃ બ્હેનો શ્રી બાજીગૌરી દોલતરાય મુનશી તથા શ્રી શિવગૌરી કલ્યાણભાઇ ગજ્જર. ( ડેમી બાર પેજી ૧૬ પૃષ્ઠ ) વાર્ષિક લવાજમઃ રૂ. ૧-૮-૦. ( સાર્વજનિક સંસ્થાઓને તે વિનામૂલ્યે આપવામાં આવે છે ) સરનામું-વ્યવસ્થાપક, વનિતાવિશ્રામ, સુરત. ]

પૂજ્ય બ્હેનો ગં. સ્વ. બાજીગૌરી મુનશી તથા ગં. સ્વ. શિવગૌરી ગજ્જર તરફથી સુન્દરીસુબોધના જન્મકાળમાં એક બહુ ઉપયોગી, ઉત્કર્ષક અને અનાથ અબલાઓને આશીર્વાદસમાન પ્રવૃત્તિ આરંભાઇ હતી, જે હાલ સર્વત્ર વનિતાવિશ્રામ એ નામથી સુપ્રસિદ્ધ છે. દેશપ્રેમી સંસારસુધારક શ્રી બ્હેરામજી મલબારીએ સેવાસદન નામની સંસ્થા આવા જ સ્તુત્ય હેતુથી મુંબાઇમાં શરૂ કરી હતી, ત્હેની સીધી અસરનું પણ સ્વતંત્ર આ વનિતાવિશ્રામ પરિણામ હતું. અને ત્હેને અંગે વનિતા-

વિજ્ઞાન નામનું માસિકપત્ર ઉક્ત બ્હેનોના તંત્રીત્વમાં ૧૯૦૯ ના અરસાથી પ્રકટ થવા લાગ્યું. આજ સોળ વર્ષથી આ માસિક બે બ્હેનો તરફથી પ્રકટ થતું ચાલુ છે અને બહુધા તે સ્ત્રી લેખકાદ્વારા સ્ત્રીઓને ઉપયોગના વિષયોનું પ્રકાશન તથા વિલોકન કર્યે જાય છે.

સુન્દરીસુબોધ તરફથી સ્ત્રીલેખકોનો યોગ્ય સત્કાર થયો તથા નવીન લેખિકાઓને સારૂં ઉત્તેજન મળ્યું, એ ખરૂં છે; પરન્તુ લેખક બ્હેનોની વધતી જતી જાગ્રતિ અને ચેતનાનું દેખીતું એક શુભ પરિણામ વનિતાવિજ્ઞાન થયું. કારણ કે સ્ત્રીલેખકોની બહુ છૂટ નહિં, એ સમયમાં સ્ત્રીઓ તરફથી એક પત્રના તંત્રીપદનો સ્વીકાર થઈ તે સારી રીતે ચલાવાય, એ કાંઇ સ્હેલું કામ ન્હોતું. અને આ પત્રદ્વારા વનિતાવિશ્રામના જેવી સત્પ્રવૃત્તિને પણ પોષણ મળતું ગયું; એટલે ઘણી રીતે તે આવકાર લાયક થઇ પડયું છે.

વનિતાવિજ્ઞાન વિશેષ કરીને સ્ત્રીકેળવણી અને સ્ત્રીઓની સાંસારિક તથા ધાર્મિક પ્રવૃત્તિને અંગે એક સંરક્ષક તત્ત્વરૂપ સાધન બન્યું છે અને વિધવાજીવનના ઉદ્ધાર અર્થે-ચાલુ પ્રથાઓનો વિરોધ નહિં કરતાં ત્હેને ધાર્મિક તથા લોકોપકારક વલણ આપી, સન્તોષમય કરવા સતત પ્રયાસ કરે છે. અમે ત્હેને દીર્ઘાયુષ ઇચ્છીએ છીએ. (ત્હેનું હાલ ૧૬ મું પુસ્તક ચાલે છે.)

મહિલા ભૂષણ:

[ તંત્રી અને પ્રકાશકઃ બ્હેન શ્રી રૂક્મિણી, શા. સા. હીરાચંદ મોતીચંદની વિધવા. ઉપતંત્રીઃ બ્હેનશ્રી કમળાબ્હેન દેવચંદ. (રોયલ આઠ પેજી ૨૪ પૃષ્ઠ.) પૂંઠા ઉપર ચિત્ર આપવામાં આવે છે. વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦. સરનામું- જૈન વનિતાવિશ્રામ, ગોપીપુરા, સુરત. ]

આ પત્રનો જન્મ, સુરતના શ્રી જૈન વનિતા વિશ્રામને અંગે, "શ્રાવિકાસુબોધ" એ નામથી પાંચ વર્ષ ઉપર થયો હતો. પરન્તુ ત્હેની સાર્વજનિક ઉપયોગીતા વધે એ હેતુથી, બે વર્ષથી મહિલા ભૂષણ એ નામથી ત્હેને પ્રકટ કરવામાં આવે છે. પૂજ્ય બ્હેન ગં. સ્વ. રૂક્મિણી બ્હેન* જેવાં યુવાન અને ઉત્સાહી સન્નારી ત્હેનાં તંત્રી અને વ્યવસ્થાપક છે. અને ચાલુ

* આ લેખ છાપખાનામાં જતી વખતે આ સંસ્કારી બ્હેનના અકાળઅવસાનના દુઃખદ સમાચાર મળ્યા છે. પ્રભુ એમના અમર આત્મતત્ત્વને પરમ શાન્તિ અર્પો.

શ. જ.

વર્ષમાં, પોતાની અનેકવિધ પ્રવૃત્તિમાં સહાય મળે તથા તંત્રીત્વની ગંભીર જવાબદારીના અનુભવ લઈ ને પોતાની સાથે એક બીજી આશાજનક બ્હેન તૈયાર થાય, એ હેતુથી બ્હેન ગં. સ્વ. કમળાબ્હેનને ઉપતંત્રી નીમ્યાં છે.

સ્ત્રીઓને હાથે જ અને સ્ત્રીઓને માટે જ, જે કાર્ય વનિતા વિજ્ઞાન કરતું આવ્યું છે, ત્હેમાં મહિલા ભૂષણ સારો વધારો કરે છે, એમાં કહેવા જેવું નથી. ઉદ્દેશ તો વનિતા વિજ્ઞાનના જેવા જ છે, છતાં આ પત્રમા વિષયની વિવિધતા વધારે છે, પરન્તુ ત્હેની સાથે એમ પણ સ્વીકારવુ જોઇશે કે વનિતા વિજ્ઞાનની પેઠે માત્ર સ્ત્રીઓનાં જ લખાણ પ્રકટ કરવાનો ત્હેનો કાર્યક્રમ નહિં હોવાથી મહિલાભૂષણને વધારે છૂટથી લેખકોની મદદ મળી શકે એમ પણ છે. આ પત્રની સેવાઓ લાંબો કાળ ચાલુ રહો એ પ્રાર્થના છે, આ પત્રનું પાંચમું પુસ્તક ચાલે છે.

ગુણ સુન્દરીઃ

[ તંત્રીઓઃ શ્રીયુત જયકૃષ્ણ નાગરદાસ વર્મા, બી.એ. એલએલ. બી, એમ. એસ. સી. ઇકોન. ( લંડન ) તથા શ્રીયુત હીરાલાલ હરજીવન ગણાત્રા, બી.એ., એલ. એલ બી., સોલીસીટર, હાઇકોર્ટ.-વ્યવસ્થાપક શ્રીયુત ચુનીલાલ કુબેરદાસ શાહ ( રૉયલ આઠપેજી ૬૦ પૃષ્ઠ ). સચિત્ર. લવાજમ-રૂ. ૪-૦-૦. ૪. ખાસ અંકો આપવામા આવે છે અને જુદા જુદા અંકો વિદૂષી બ્હેનોના તંત્રીત્વમાં પ્રકટ થાય છે. સરનામું ગુણસુન્દરી કાર્યાલય. ૫૧, ચોથી ખેતવાડી, મુંબાઈ. ]

ગુજરાતી સ્ત્રીઓને માટે એક ઉંચી પંક્તિના માસિક પત્ર,—ગુણ સુન્દરીનો પ્હેલો અંક ૧૯૨૩ ના સપ્ટેમ્બરમાં પ્રગટ થયો હતો, પરન્તુ ત્હેની દોઢેક વર્ષની કારકીર્દીમાં ત્હેણે પોતાની ઉપયોગીતા, રસપ્રિયતા અને નવચેતનાં બહુ સારી રીતે પ્રસ્થાપિત કર્યા છે. આ માસિકના સંચાલકોનો ઉદ્દેશ એમ છે કે " સ્ત્રીઓનું માસિક બને તેટલું સ્ત્રીઓને જ હાથે ચાલે તો વધારે ઠીક કહેવાય. " સ્ત્રીઓને માટે અને સ્ત્રીઓ વડે કાર્ય કરવાની જે ઇચ્છા અને પદ્ધતિ કેટલેક અંશે સુન્દરીસુબોધ તથા સ્ત્રીબોધ તરફથી આરંભ પામી હતી અને વનિતાવિજ્ઞાન તથા મહિલા ભૂષણે જેનું સમર્થન કીધું છે, ત્હેનો આગ્રહપૂર્વક સ્વીકાર કરીને આ પત્રના સંપાદકોએ પોતાના માસિકના જૂદા જૂદા અંકો જૂદી જૂદી વિદૂષી બ્હેનોના તંત્રીત્વમાં પ્રકટ કર્યા છે; એટલું જ નહિં પણ ત્હેના બે ચાલુ મહત્ત્વના વિષયો

જેમાં જગતનો ઓદીસયાલનો અહેવાલ આપ્યાં કરે છે, તે. તેઓએ લેખક બહેનોની કલમથી જ લખાય એમ વ્યવસ્થા કરી છે. અને હાલના તંત્રીઓ, અને તંત્રીપદની સંપૂર્ણ જવાબદારી વિદુષી બહેનોને સોંપી, પોતે માત્ર વ્યવસ્થાનું કાર્ય પોતાની પાસે રાખશે, એમ ઈચ્છા જણાવે છે.

આ માસિકપત્ર શરૂઆતથી જ સચિત્ર છે. અને તેમાં આવતાં ચિત્રો તેમ જ લેખો ઘણુંખરું મનોહર અને ઉપયોગી હોય છે

મુંબાઈના ગુજરાતી હિન્દુસ્ત્રીમંડળના સુપ્રસિદ્ધ પત્ર સ્ત્રીહિતોપદેશનું રૂપાન્તર થઈ ગુણસુન્દરી જન્મ પામ્યું છે. સ્ત્રીહિતોપદેશ એક બહુ ઉત્તમ સામયિકપત્ર હતું અને સ્વ. શ્રી જમના બ્હેન સક્કઈના તંત્રીત્વમાં એ પ્રકટ થતું હતું, ત્યારથી તે સર્વત્ર આદરપાત્ર થયું હતું. પરન્તુ ગુણસુન્દરીની વિષયવિશાળતા તથા લોકોપયોગીતા તેથી પણ અધિક છે અને હાલના ઉત્સાહથી તે ચલાવવામાં આવશે તો તેનું ભવિષ્ય બહુ ઉજ્જવળ છે, એમ માનીએ છીએ. આ સુન્દર માસિકને અમે દીર્ઘાયુષ્ય ઈચ્છીએ છીએ. હાલ તેનું બીજું વર્ષ ચાલે છે.

રમણીકરાય જસવંતરાય.

"બુદ્ધિપ્રકાશ" નો વધારો (સપ્ટેમ્બર ૧૯૨૬)

# મહિલા મિત્ર

વાર્ષિક

વર્ષ ચોથું સન ૧૯૨૬



સંપાદક
સૌ. વિદ્યા રમણભાઇ નીલકંઠ બી. એ.
સૌ. શારદા મહેતા બી. એ.

પ્રકાશક
ગુ. વ. સોસાઇટી

अद्वैतं सुखदुःखयोरनुगुणं सर्वास्ववस्थासु यद्
विश्रामो हृदयस्य यत्र जरसा यस्मिन्नहार्यो रसः ।
कालेनावरणात्ययात् परिणते यत् स्नेहसारे स्थितम्
भद्रं तस्य सुमानुषस्य कथमप्येकं हि तत्प्राप्यते ॥

# મહિલામિત્ર.

(વાર્ષિક.)

પુસ્તક ૪ શું સને ૧૯૨૬.

સંપાદક.

સૌ. વિદ્યા રમણભાઇ નીલકંઠ બી. એ.

સૌ. શારદા મહેતા. બી. એ.

અમદાવાદ.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી પ્રસિદ્ધ કર્યું.

મૂલ્ય બાર આના.

# નિવેદન.

આ વાર્ષિકનો પ્રસ્તુત અંક વાચક વર્ગ સમક્ષ રજુ કરવાની રજા લઈએ છીએ. ગઈ સાલ એમાં માહિતી વિભાગ દાખલ કરેલો તે વિભાગ કાયમનો છે અને તેમાં ઉત્તરોત્તર સુધારા વધારા કરવાની ધારણા મુજબ આ અંકમાં કંઈક ઉમેરા અને ફેરફાર કરવામાં આવ્યા છે. એ માહિતી વાચક વર્ગ તરફથી અમને વિશેષ વિશેષ મળતી જાય એવી અપેક્ષા છે. અને એ વિભાગ ભવિષ્યમાં ઉપયોગી સાધન થઈ પડે એવી આશા અમે રાખીએ છીએ. વાચકોનો સહકાર એ જ આ વાર્ષિકના આ અંગના ઉત્કર્ષનું મુખ્ય સાધન છે. આંમાં આપેલી માહિતી સિવાય અન્ય બાબતો જે કાયમનું સ્વરૂપ આપવા યોગ્ય હોય તેવી દાખલ કરવા અમે ઉત્કંઠિત છીએ. જે કોઇ ભાઈ બહેન તે અમને મોકલી આપશે તેનાં આભારી થઇશું.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો, સ્ત્રીઓમાં જ્ઞાનપ્રચારનો આ પ્રયાસ દિનપરદિન વધારે લોકપ્રિય કરવાનો અમારો ઉદ્દેશ છે. ગુર્જર સાહિત્યનો વિવિધ અવનવો ફાલ છેલ્લાં કેટલાંક વર્ષોમાં આવ્યો છે. સંગીનતા અથવા શિષ્ટતમ સાહિત્યના દૃષ્ટિબિન્દુથી તે સર્વ ઉચ્ચ કક્ષાએ નહીં પહોંચ્યો હોય. તથાપિ લોકપ્રિયતા, વિવિધતા, આકર્ષકતા, રસિકતા અને વિસ્તારમાં એ ફાલ ગુજરાતનું ગૌરવ વધારનાર છે. એ વિવિધ લેખકોમાંના ઉત્સાહી લેખકોને અમારી સવિનય વિનંતિ છે કે તેમના લેખોનો થોડો ઘણો ભાગ—વર્ષે દિવસે એક લેખ—અમારે માટે ફાજલ પાડે. સ્ત્રીઓને જ્ઞાનનો સંભાર પુરો પાડવા ઉપરાંત તેમના જીવનમાં રસ રેડે, તેમનાં કલાન્ત હૃદયોને ઉલ્લાસિત કરે, તેમને આનંદ આપવાનું સાધન બને, વાસ્તવિકતા સાથે ભાવનામય જગતનો આસ્વાદ આપે—ટુંકામાં તેમનાં સુખ દુઃખનું સાથી બને એવું વાંચન તેમની સમક્ષ રજુ કરવા સર્વ લેખક લેખિકાઓ સહાયતા કરે એવી તેમને નમ્ર યાચના છે.

એક વર્ષમાં સ્ત્રીઓની પ્રગતિની શી નોંધ લેવાય? છતાં સ્ત્રી વર્ગ આગળ ધપતો જાય છે, તેમનામાં જાગૃતિ આવી છે, તેઓ પોતાનાં કામો માટે એકત્રિત થઇ છુટક છુટક પ્રયત્નો કરે છે, તેમનું સ્વમાન તેમને સમ-

જાવા લાગ્યું છે અને તેઓ પોતાનું હિત કેટલે અંશે સમજતી થઇ છે એનાં વર્ષ દરમીયાન અનેક દૃષ્ટાંતો બન્યાં છે. તેઓ શિક્ષણ પામી આસપાસના જગતની માહીતી મેળવતાં થયાં છે તેનુંજ આ સર્વ પરિણામ છે એ નિઃસંશય છે. શિક્ષણનો પ્રચાર અનક્ષર વર્ગમાં જેમ જેમ થતો જશે તેમ માત્ર શહેરનીજ નહીં પણ ગામડાંની સ્ત્રીઓ પણ સ્વજાતિના ઉદ્ધારનાં સાધનો સમજતી અને વાપરતી થશે. આપણા સમાજમાં અનેક અનિષ્ટતાઓ જડમૂળથી દૃઢ થઇ રહેલી છે તે દૂર કરવામાં સ્ત્રીવર્ગની સહાયતા વિના પુરુષોના પ્રયત્ન ઘણું થોડું કરી શકે તેમ છે. બાળલગ્ન, લગ્ન તેમ જ મરણ પ્રસંગોના અઘટિત ખર્ચો, વિધવાઓની દુઃખજનક દશા, પ્રજાની શારીરિક અવનતિ, વગેરેને નિર્મૂળ કરવા માટે સ્ત્રીઓ જ્યારે કટિબદ્ધ થશે ત્યારેજ સિદ્ધિ મળશે. હાલ તો તે સર્વની અનિષ્ટતા તેમને સમજાવવાની જ છે અને તે પછી પ્રસંગે વ્યવહારમાં ચાલતા રીવાજને છોડવાની હિંમત તેમનામાં આણવાની છે. રૂઢિનું સામ્રાજ્ય એટલું સબળ છે અને તેના બંધનમાં આપણે એટલાં સખત જકડાએલાં છીએ કે તેમાંથી કેટલીક બાબતોમાં તો આપણે કદી પણ મુક્ત થઈશું કે નહિ તે શંકાસ્પદ લાગે છે. રૂઢિની સામે કોઈ દલીલ નથી,, તેની સામે કોઇ પ્રમાણ નથી; તેનાથી કોઇ મોટું નથી, ઇષ્ટાનિષ્ટ તેની આગળ તુચ્છ છે. ટુંકામાં તેના સામ્રાજ્યમાં કોઇને હાલવા ચાલવાની મકદૂર નથી. તેને માન આપનાર, પૂજનાર હોઈ તેના જબરદસ્ત ગઢને ઓથે, હિંદનો સ્ત્રી વર્ગ પોતાની ઘણીખરી પ્રવૃત્તિઓ ચલાવી રહ્યો છે. તેમની આગળ વિશાળ જગતનું વાંચનદ્વારા દિગ્દર્શન કરાવવું, બુદ્ધિમની છતાં તેઓ બુદ્ધિને ન વાપરવામાં મહત્ત્વ માનનાર હોવાથી તેમની આગળ બુદ્ધિની મહત્તા અને ન્યાયની તુલના રજુ કરવી એજ આ ગઢ તોડવાનાં સાધન છે. વિવિધતા ભર્યાં સબળ લખાણો આ કાર્ય કરવા સમર્થ છે એ સર્વ દેશના ઇતિહાસે સિદ્ધ કર્યું છે અને આપણે ત્યાં પણ તે પ્રત્યક્ષ થતું જાય છે. તે સામગ્રી તૈયાર કરવામાં સર્વ દેશપ્રેમીઓની સહાયતાની જરૂર છે.

તે ઉપરાંત તેઓને અનુકૂળતાએ, કુટુંબનું કાર્ય કરતાં વધે તે વખતમાં શહેરી તરીકેના જીવનનાં ભાગી કરવાં જોઇએ. તેઓ બહાર ન નીકળે ઘરની ચાર દિવાલોમાં પુરાઇ રહે તો એમની દૃષ્ટિમર્યાદા સંકુચિત જ રહેવાની. જેમ પુરુષો દ્રવ્યોપાર્જન અને ઉદ્યમમાં પ્રવૃત્ત રહેવા છતાં જાહેર જીવનમાં ભાગ લઇ શકે છે તેમ સ્ત્રીઓ ગૃહકાર્ય કરવા સાથે થોડે ઘણે અંશે જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લઇ શકે. બધાં નહીં તો ઘણાં તો લઇ શકે જ.

અને જેટલાં લઇ શકે તેમાંનાં જુજ તે ભાગ લે છે એ ઇષ્ટ નથી. પોતાની ફુરસદનો વખત સુયોગ્ય રીતે વાપરતાં શીખવાની આપણી પ્રજાને હજી ઘણી જરૂર છે. આપણી સ્ત્રીઓને થોડી ઘણી નવરાશ તો મળતી જ હશે. તેનો કેવો ઉપયોગ થાય છે તે આપણાથી અજાણ્યું નથી. ગુજરાતી સ્ત્રીઓ કરતાં દક્ષિણી સ્ત્રીઓ પોતાનું જ્ઞાન વધારવા ઈંતેજાર છે એમ કેટલેક ઠેકાણે જોવામાં આવ્યું છે. આ સર્વવ્યાપી સત્ય છે એમ કહેવાનો આશય નથી. તથાપિ મુંબાઇમાં તેમ જ અન્ય સ્થળે મોટી ઉમરની સ્ત્રીઓ માટે શિક્ષણ, શીવણ, ઉદ્યોગ વગેરેના વર્ગોને ગુજરાતીઓમાં નિષ્ફળતા મળી છે અને દક્ષિણી બહેનો તેનો લાભ લેવામાં આગળ પડી છે. શું ગુજરાતમાં આપણી બહેનો એવી કેળવાઈ ગઇ છે કે તેમને હવે કેળવણીનાં સાધનની જરૂર નથી? ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ ગઈ સાલ અમદાવાદમાં આવો એક વર્ગ ખોલેલો પણ તેનો લાભ ન લેવાવાથી સખેદ બંધ કરવો પડેલો. આતો માત્ર એક જ દૃષ્ટાંત છે.

હિંદની સ્ત્રીઓ જગતમાં પોતાનું શ્રેષ્ઠ પદ પામે, તેમનાં જીવન ઉજ્જવલ થાય અને દેશના ગૌરવમાં તેઓ વધારો કરે એ અભિલાષા સાથે અત્રે વિરમીએ છીએ.

અમદાવાદ.
સપ્ટેમ્બર ૧૯૨૬.

સૌ. વિદ્યા રમણભાઈ.
સૌ. શારદા મહેતા.
સંપાદકો.



# મહિલા મિત્ર—પુસ્તક ચોથું.

## અનુક્રમણિકા.

## માહિતી વિભાગ.








## આત્મ જાગૃતિ.

(પદ.)

(વ્રજની વાત કોને કહીએ ગોવાળાયે ઘેલાં કીધાંરે. —એ રાગ.)

અંતરના દેવને જગાડો,
આનંદ ઉર વાધે ઘણોરે.
એને રસસાગરે રમાડો,
આનંદ ઉર વાધે ઘણોરે.
બ્રહ્મચર્યસરીતણાં સુખહસ્ત ધારી,
અદ્ભુત આંખડી ઉઘાડો. આનંદ૦
સત્યતા સમી રસોઇ સર્વ થકી સારી,
જાગૃતિથી એને જમાડો. આનંદ૦
ઐક્યતાના સૂર મનમંદિરે ગજાવી,
હેરત એ આત્માને પમાડો. આનંદ૦
સુંદર શણગાર શાંતિપાકના સજાવી,
દેખીને રીઝો રસ લાડો. આનંદ૦
શુદ્ધ સ્નેહના ખૂબ શ્રેષ્ઠ સૂર સાધી,
ઉંઘમાંથી એને ઉઠાડો. આનંદ૦
નેહ નામ આત્મનોંધપોથીઓમાં નોંધી,
મીઠાં વાજીંત્ર સૌ વગાડો. આનંદ૦
સુંદર સ્વરૂપ એને બ્રહ્મબાલ જાણી.
સ્વચ્છ બની એને શોભાડો. આનંદ૦

મંગળદાસ ચતુર્ભુજ કવિ.

# અમરગીને પંથે.

ધીમે ધીમે, પણ પુરતી શ્રદ્ધાથી હું આગળ અને આગળ વધ્યો જતો હતો. હું એકલો જ હતો એમ ન હતું; મારી સાથે એક બીજું ઠીક ઠીક કહેવાય એવું ટોળું ચાલ્યું આવતું હતું.

મારી સાથના ટોળાની માફક બીજાં ટોળાં પણ પોતાને માર્ગે પોતાની બુદ્ધિ અનુસાર ધીમેથી કે ઝડપથી વધ્યાં જતાં હતાં.

વાત એ હતી કે આ સૌ ટોળાંઓ પોતાના જીવનના કોઈક ક્ષેત્રમાં આગળ ધપાવ્યાં જતાં હતાં.

બીજાં ટોળાંઓ પોતપોતાના ક્ષેત્રની દિશામાં વિખેરાઇ ગયાં: અને હું અને મારૂં ટોળું અમારા ક્ષેત્રમાં વધ્યાં જતાં હતાં.

તેટલાં દૂર દૂરના ઉડાણમાંથી એક દૃશ્ય અમારી નજરે પડ્યું.

વાંસપર ઉભું કરેલું તે એક પાટીયું હતું.

તે પર એક જ શબ્દ લખાયો હતો.

" કીર્તિ. "

પાટીયાંવાળું મથક હજી તો ઘણું દૂર હતું. તેટલામાં જ મારી સાથવાળાઓ પા ભાગ હર્ષથી અને પોણો ભાગ અભિમાનથી કૂદવા મંડ્યા.

મને પણ આનંદની કાંઇક ઊર્મિઓ આવી; પણ હું કૂદકા મારતો ન કેમકે મને મારા ક્ષેત્રના બિકટ માર્ગની ખબર હતી.

મારી ઊર્મિઓને હૃદયમાં જ સમાવી, નાચતા કૂદતા આગળ વધતા મારા સાથીઓને મેં ઉંચે દમે પૂછ્યું:—

" શી વાત છે ? નાચો કૂદો છો શા માટે ? "

તેઓ બે પળ મારૂં મ્હોં જોઇ રહ્યા; પછી હસીને બોલ્યા:

" સાવ મૂર્ખો લાગે છે. પેલું પાટીયું તો જો ! "

મારા મ્હોંપર સ્મિત હાસ્ય ફરક્યું; મારા હાસ્યનો અર્થ પ્રભુ જ માત્ર જાણે છે.

તેટલાં પાટીયાંવાળું મથક આવી પહોંચ્યું; મ્હોંપર પેલા જ હાસ્ય સાથે હું આગો વધ્યો અને સાથીઓને પૂછ્યું.

" હવે ? ..."

"હવે શું ?" ઉભું રહી ગયલું તેઓનું બોલ્યું, "સાવ મૂર્ખો લાગે છે."

સ્મિતરૂપે ફરકતું મારા મ્હોં પરનું હાસ્ય હવે ખુલ્લી રીતે દયા અને તિરસ્કારનાં ચિહ્નો દેખાડવા લાગ્યું.

હું આગળ વધ્યો; થોડેક ગયો હઈશ તેટલાં પાછળથી બુમ આવી.

"ક્યાં જાઓ છો ?"

હું પાછો વળ્યો અને જોરથી બોલ્યો:

"સાવ મૂર્ખો લાગો છો."

પણ મારો આ માર્ગ વધારે બિકટ હતો; એ માર્ગે જનાર વટેમાર્ગુ પ્રબળ ભાવિ લખાવી લાવ્યો હશે એમ હું માનું છું.

નહિં તો એ માર્ગે જવાનું તેને સૂઝે જ કેમ ?

કીર્તિસ્તંભ આગળ હું આવ્યો ત્યારે મને દૂરના માર્ગના બિકટપણા સિવાય બીજું કાંઇ દેખાતું ન હતું; પણ હવે જેમ જેમ હું તે કઠણ માર્ગ ધીમે ધીમે કાપતો જતો હતો તેમ તેમ મારા હૃદયમાં રમી રહેલું આશાનું કિરણ પ્રકાશવા લાગ્યું.

દૂર દૂરનું ઝાંખું કાળું ધાબું હમણાં એક પાટીયાંના રૂપમાં દેખાતું હતું.

તે પર લખાયું હતું—

"અમરગીની હદ અહીં ખલાસ થાય છે."

હજી મારે લાંબો માર્ગ કાપવાનો હતો; તેટલામાં પછવાડેથી ફુંકતા પવને થોડાંક ધીમા શબ્દો મારા કાન સાથે અથડાવ્યા:

"ક્યાં જાઓ છો ?"

હું પાછો ફર્યો અને જોરથી બુમ પાડી.

"અમરગીને પંથે."

પેસ્તનજી માણેકજી કલ્યાણીવાળા

# અનાર્ય.

(૧)

"નિરંજન! માને છે કે નહિ?"

"નહિ! મા! હું ખરૂં કહું છું કે હું નથી પરણવાનો."

"કેમ?"

"તે પુછવાનો ત્હને શો અધિકાર છે?"

"નિરંજન! ત્હારા પિતાની ગેરહાજરીમાં હું ત્હને કંઇ કહી શકું નહિ? કેવી ગાંડી ગાંડી વાતો કરે છે?"

"બસ, મા! હું ત્હને કહી દઉં છું કે હું નથી પરણવાનો, નથી પરણવાનો, નથી પરણવાનો! વધુ રકઝક કર નહિ."

"પણ, કહેતો ખરો કે કેમ નથી પરણવાનો?"

"બસ, તે કન્યા મ્હને ગમતી નથી."

"કેમ નથી ગમતી? શું તે ત્હારા કરતાં મ્હોટી છે! બાલિક છે! અજ્ઞાન છે! કાણી છે! શું છે?"

"તે તો કંઇ નથી પણ જરાક શામળી છે."

"શામળી! નિરંજન શામળી એટલે આપણે તજી દેવી! નિરંજન! બાળાઓ જ્યારે "અચકો મચકો" ઉપાડે છે ત્યારે શું 'નથી' કહેતી કે 'કાળી કામણગારી, રાજ!'? નિરંજન! આનો અર્થ શું? ભલેને રૂપ જરા શ્યામ રહ્યું પણ ચરિત્ર તો ઉજ્જવલ છે ને?"

"મા, તે તો ગમે તેમ હોય. પણ, મ્હારી તો એક જ વાત, નથી પરણવાનો!"

"અરે, નિરંજન! તું સ્હમજેછ કે નહિ! શું કન્યા કુંભારના ઘરનું હાલ્લું છે કે એક મુકી બીજું લઇ આવીયે? ચાલ, ડાહ્યો થઇ જા. તે ગાંડું ત્હારા મનમાંથી કાઢી નાખ!"

"મા, હાલ્લું કે બાલ્લું, હું કંઇ સ્હમજું નહિ. મ્હારી તો એકજ વાત કે નથી પરણવાનો, તે નથીજ પરણવાનો."

"પણ, ત્હારે પરણવું જ જોશે."

"નહિ જ પરણું."

"અમે ત્હને બળાત્કારે પરણાવીશું."

"તો પરણી રહ્યા બાદ પરણનારી દુઃખી થશે."

"તે તો તેનાં નસીબ. નિરંજન! ત્હને ખબર છે કે અમારૂં નાક કપાય!"

(૨)

નિરંજન અઢાર વર્ષનો યુવાન હતો. રસિક હતો. તેણે પોતાનો અભ્યાસ બી. એ. સુધી લંબાવવાનો વિચાર કર્યો હતો. બી. એ. પસાર થયા બાદ બાર-એટ-લૉની પરીક્ષા આપવા એક ગૃહસ્થની સાથે વિલાયત જવાનો તેનો વિચાર હતો. વિચાર પ્રમાણે ગૃહસ્થ પણ હાજર હતો. માત્ર બી. એ. થવું તેટલી જ વાર હતી. પણ બી. એ. કયાં દૂર હતુ? માત્ર બે વર્ષની જ વાર હતી. તેથી પસાર થવા માટે તે પોતાનું બનતું કરતો. અભ્યાસ વધુ અને વધુ ત્વરાથી તૈયાર કરતો હતો. દિવસો યે જલ્દી પસાર થવા લાગ્યા. નિરંજનની વિચારનૌકા તર્કસાગરમાં ઝોલાં ખાવા લાગી. તેની દષ્ટિસમક્ષ વિલાયતની ગોરી ચામડી જ નાચી રહી હતી. ત્યાંનું કોઈક ગોરૂં ગુલગુલ પોતાની સાથે લાવવાની તેની દૃઢ ઇચ્છા હતી. પણ તે ઇચ્છા હજી સુધી તેણે કોઈનેય જણાવી ન હતી. માત્ર કલ્પનાસૃષ્ટિમાં તે અનેક પુતળાંઓ રચતો અને પાછાં ભૂંસી નાખતો. આ વિલાયત ગયો, આ બી. એ. પસાર થયો, વગેરે ધૂનો તેના મસ્તિષ્કમાં પ્રવેશ કરવા લાગી.

પણ મનુષ્ય ધારે છે શું અને બને છે શું! નિરંજનનો પિતા અચાનક જ ગુજરી ગયો. પોતાનો અભ્યાસ હવે છોડી દેવો પડશે એવું નિરંજનને લાગ્યું. અને બન્યું યે તેમજ! થોડા દહાડામાં તો તેના કાકાનું પત્ર આવ્યું. તેમાં જલ્દી અભ્યાસ છોડી ચાલ્યા આવવાનું લખ્યું હતું. પોતાનો અભ્યાસ છોડવો પડશે—વિલાયત નહિ જ જવાય—એવું ધારી નિરંજન ક્રોધાવિષ્ટ થયો; પણ વડીલની પાસે શું કરી શકે? હજી તો પિતાંના દાબમાં ઉછર્યો હતો તેથી કાકા સ્હામો જવાબ દેવાનીયે તેની હિંમત ચાલી નહિ. પોતાની ઇચ્છા વિરુદ્ધ સામાન તૈયાર કરી, કોલેજને છેલ્લા સલામ કરી નિરંજન નિકળી ચૂકયો. ઘેર જઈ તે ક્રોધથી ધૂંધવાતો—કંપાતો—અવાક્ બની ઉભો રહ્યો. પોતાના પિતા પાછળ રડયેયે નહિ. સફેદ ફેંટાઓ પહેરી બેસી રહેલાં સગાંઓ ખસીયાણાં પડી ગયાં. સામાન ગોઠવી જ્યાં અંદર જાય છે ત્યાં તો તેની વિધવા માતા અશ્રુઓ સારતી બેઠી હતી. નિરંજનને જોઈ તે કલ્પાન્ત

"કેમ, કેટલી વાર છે ? હું આવ્યો છું, હો." પૂર્વે કદિ નહિ અને આજ જ નિરંજને નિર્મળાને આટલી શાન્તિથી પૂછ્યું. નિર્મળા રસોડામાંથી બહાર આવી. નિરંજનને હાથ પગ ધોવા પાણીનો લોટો આપી, તેનાં વસ્ત્રો ખીંટીપર ટાંગી. "પાંચ મીનીટની વાર છે, જરા બેસો તો," કહી રસોડામાં ચાલી ગઇ.

"કંઇ હરકત નહિ, બેઠો છું, પણ જરા તાકીદ રાખજો, મ્હારે પાછું બહાર જવું છે." કહી નિરંજન આરામાસન પર બેસી સીગરેટ સળગાવી ધૂમ્રના ગોટેગોટા કાઢવા લાગ્યો. થોડીવારમાં તો રસોઇ તૈયાર થઈ ગઇ અને નિરંજન જમી, કપડાં પહેરી સાહેબને બંગલે ગયો. ત્યાં આડીઅવળી વાતો કર્યા બાદ ક્યારે જવાનું છે તે પૂછી લીધું. પંદર દહાડામાં જવાનું નક્કી થયું. સાહેબનું અને વહુજીનું થોડું માખણ લઇ નિરંજને સાહેબના લાલજીઓને રમાડયા અને મોડી રાત્રે રજા લઇ નિરંજન ઘેર આવ્યો. ઘેર આવ્યો ત્યારે બારેક વાગ્યા હતા છતાંય નિરંજનની રાહ જોતી નિર્મળા બેસી રહી હતી. નિરંજન આવ્યો અને ધુમ્રની વાદળી છોડતાં બોલ્યો, "કેમ હજી સૂતાં નથી ?"

"ના, આપ ન્હોતા આવ્યા તેથી ન સૂતી."

"પણ, હું તો બહાર ગયો હતો—સાહેબને ત્યાં ગયો હતો."

"અત્યારે કેમ ગયા હતા." તે પૂછવાનું નિર્મળાને મન થયું પણ ઠીક હોય તો સવળું ઉતરે નહિ તો વળી ગુસ્સે થઇ જાય તેવી ધાસ્તી લાગી તેથી શાંત જ રહી.

નિરંજન કપડાં ઉતારી બેઠો. સીગારેટ સળગાવી, વિલાયતમાં કેમ વર્તવું તેની જાણે અત્યારથીજ પ્રેક્ટીસ ન પાડતો હોય તેમ સીગારેટ મોઢામાં જ રાખી બોલવા લાગ્યો, "ત્હમે જાણીને ખુશી થશો કે—" નિર્મળાને ધાસ્તી લાગી કે નિરંજને કદાચ દારૂ બારૂ પીધો હશે. પરંતુ આ તો તેનો પતિ ! કદાપિ નહિ અને આજ જ તેની સાથે આટલી બધી શાંતિથી વાત કરે તે તો તેના 'ઘડી જીવતરમાં ઘડી એક સુખની હતી.' આવી અમૂલ્ય દુર્લભ પળ વચમાં બોલી ગુમાવવી એ તેને યોગ્ય લાગ્યું નહિ. તેથી તેણે મૌનવ્રત અવલંબ્યું. નિરંજન તો મોઢામાંથી ધૂમ્રના ગોટેગોટા કાઢી બોલવા જ લાગ્યો:

"ત્હમે જાણીને ખુશી થશો કે આજરોજ આપણા માનવંતા સાહેબે પોતાની મુલાકાતનું અપૂર્વ માન મ્હને આપ્યું હતું. વિલાયતની ઓફીસપર

હેડક્વાર્ટર તરીકે કોને મોકલવો તે વિષે સાહેબ વિચાર કરતા હતા ત્યાં તો મ્હેં તેમને નમ્ર અરજ કરી અને સાહેબે મહેરબાનીની રાહે અનુમતિયે આપી દીધી. ડીયર, જુવાનેસાહેબનો આપણા પરનો આ ઉપકાર કંઇ જેવો તેવો નથી. છેલ્લાં બે વીક્સમાં હું રવાનાયે થઇ જઇશ. સૃષ્ટિના સ્વર્ગસમા તે દેશનાં દર્શન કરી હું પાવન થઇશ એટલું જ નહિ પણ દેવસમા ત્યાંના ઉમરાવોનાયે દર્શનનો લ્હાવો લઇશ. ત્યાંથી પાંચેક વર્ષે હું જ્યારે હિન્દ પાછો ફરીશ ત્યારે ડીયર, આપણને ગુજરાનની કશીયે ચિન્તા રહેશે નહિ. વળી આવીશ ત્યારે ત્હારા માટે ત્યાંના નોવેલ્ટીઓને સારો જેવો ખજાનોયે હું લાવીશ. બસ, હમણાં તો જવું એ જ નિશ્ચય; ત્હારેયે મ્હારી સફર સફળ થાય તેવું ઇચ્છવું જોઇએ."

નિરંજન તો પૂર આનન્દમાંજ વાતો કરતો હતો. પણ નિર્મળાને તેની પરદેશગમનની વાત સાંભળી કેટલીયે અનિષ્ટ શંકાઓ ઉદ્ભવી.

દૂરનો પ્રદેશ! ક્યાં હિન્દના પ્રેમની પ્રતિમા સમા, નિષ્કપટ, સત્યવક્તા શ્રદ્ધાવાદી મનુષ્યો! ક્યાં સ્વાર્થની મૂર્તિસમા, કુટિલરાજનીતિથી ભરેલા, કપટી યૂરોપના ઉમરાવો! હિન્દનું 'સૃષ્ટિના સ્વર્ગ' નું દુર્લભ સ્થાન યૂરોપ જેવા અનાર્યોના પ્રદેશને પોતાનો નિરંજન આપે તે તેનાથી સખાયું નહિ. પણ પોતાના પ્રિયતમના પ્રયાણ સમયે અનિષ્ટ ચિન્તવું તે તેને યોગ્ય લાગ્યું નહિ. બહારથી સ્ફટિકની પુતળા સમી ત્યાંની કુટિલ રમણીઓના સહવાસમાં નિરંજનની પવિત્રતા ભ્રષ્ટ–કલુષિત–થશે તેવી સબળ શંકા નિર્મળાને ઉદ્ભવી. નિર્મળા દલીલોથી નિરંજનના મતનું ખંડન કરે છતાંય તે જવાનો હતો તે તો જવાનો જ. તે તો પૂરેપૂરો હઠયોગી જ હતો, તેની સાથે વાદવિવાદ કરવાથીયે પોતાનો પ્રયાસ સફળ તો નહિ જ થાય તેવી તેને ખાત્રી હોવા છતાંય એક વખત તો તેને સ્હમજાવવાનું શરૂ કર્યું, "આપ જાઓ તો આપની ઇચ્છા. પણ મ્હારૂં હૃદય તેમાં 'હા' ભણતું નથી. ત્યાંના અનાર્ય લોકોનો સહવાસ આપ જેવાના ચારિત્ર્યને ભ્રષ્ટ કરશે. આપ–"

નિર્મળા હજી તો બોલતી હતી ત્યાં તો નિરંજન ક્રોધથી ધુંધવાતો બોલી ઉઠયો,

"અનાર્ય! નિર્મળા! અનાર્ય તો તું છે! દેવસમા ત્યાંના પવિત્ર આર્યોને અનાર્ય કહેતાં તું લાજતી નથી? અગ્નિ, વિદ્યુત્, સૂર્ય–જેને ત્હમે દેવાંશ માનો છો–તેને કામગીરીમાં જોડનાર તો ત્યાંના પવિત્ર આર્યો જ છે. કયા ત્હારા બાપે અગ્નિથી નૌકાઓ અને લોહરથો ચલવવાનું શીખ્યું હતું?

વિદ્યુતને પકડી, કયા ત્હારા હિન્દીએ–થોડી જ પલોમાં દૂરદૂરના સંદેશાઓ અપાવ્યા હતા? ફોટોગ્રાફીની મદદથી મનુષ્યની આબેહૂબ આકૃતિ કાગળ પર ઉતારવાનું સાહસ કયા ત્હારા હિન્દી આર્યે કર્યું હતું? નિર્મળા! તું તો મૂર્ખી થઇ છે! વળી ધર્મના પુંછડા સમી ત્હેં શું વાંચ્યું નથી કે ઇન્દ્રે કાત્યાયની નામની કોઈક દેવીની સ્તુતિ કરતાં કહ્યું કે, "*विद्या समस्तास्तवदेवि भेदा स्त्रियः समस्ता सकला जगत्सु।*" (વિદ્યા બધીને સહુ ભેદ તું છો, સર્વે સ્ત્રિયોમાં તુજ અંશ છે, મા!) પણ, નિર્મળા! તું જાણે છે કે આ દેવીના અંશ સ્વરૂપ સ્ત્રીયો કઇ? એ તો યૂરોપની જ દેવાંશી રમણીઓ! જો તેવું ન હોય તો નિર્મળા! તે રમણીઓના શરીર પર જેવું દિવ્ય તેજ દેખવામાં આવે છે તેવું હિન્દી સ્ત્રીયોના શરીર પર કેમ નથી દેખાતું? નિષ્કલંક ચન્દ્રિકા સમું તે રમણીઓનું ઉજ્જવલ ચારિત્ર્ય અને હૃદય જોઇ તેમની ચામડીયે ઉજ્જવલ જ બની છે. અરે નિર્મળા! ત્હારા જેવી સુન્દર હિન્દી સ્ત્રિઓને દેખી ભૂતોયે ભાગી જાય, જ્યારે તેમને નિરખતાં દેવોયે વધુ સમય નિરખવા અધીરા બને!"

"વળી નિર્મળા! પ્રેમનાં ઝરણાં તો ત્યાં જ વહે છે! ખુશનુમા સ્હાંજે યુવાન પતિપત્ની, અન્યોન્યના હાથ ઝાલી, નર્મ, સ્મિતભરી ગોષ્ટિ કરતાં જતાં હોય ત્યારે શું ખરા સુખનો લ્હાવો નથી મળતો? તેવા પવિત્ર દેશોને, ઓ નિર્મળા! અનાર્ય કહેતાં તો તું પોતે જ ત્હારા અનાર્યત્વનું દર્શન કરાવે છે!"

નિરંજનનો અપરાધ ન હતો. તેના શિરપર સાડા સાતવર્ષની પનોતી ચોટી હતી. તેની બુદ્ધિ બહેર મારી ગઇ હતી. પોતાનું પ્રત્યેક કાર્ય તે સાચું જ સ્હમજતો. નિર્મળાએ ઘણુંય કહ્યું પણ તેના અમૃત તુલ્ય શબ્દો વિપરીતબુદ્ધિ નિરંજનને રૂચ્યા નહિ. માત્ર ગાલિપ્રદાન કરી તેણે તેનો તિરસ્કાર જ કર્યો.

નિર્મળા કશોયે પ્રત્યુત્તર આપ્યા વિના શય્યામાં એક પડખે સુઇ ગઇ. રડી રડી શય્યાને ભીંજવી દીધી. તેના પીયરનું સગું કોઇ રહ્યું ન હતું તેથી શય્યાને જ માતા ગણી, તેની પાસે રડી પોતાનું હૃદય ઠાલવ્યું. નિરંજન પણ નિર્મળાના વિરોધથી ધુંધવાતો પડ્યો રહ્યો.

પંદર દિવસ તો સાગરની લહરી માફક વહી ગયા. વિલાયત જવાનો દિવસ આવી પહોંચ્યો. નિર્મળાએ નિરંજનને ઘણોય સ્હમજાવ્યો પણ, "અનાર્ય અબળા, તું મ્હને શીખામણ આપનાર કોણ? ત્હારે તો મ્હારા ગયા પછીયે મઝા જ છે ને? કાઢવાનું મન તો ઘણુંય છે અને ઉપરથી ચરિત્ર

દાખવે છે ?" કહી નિરંજને તેનો તિરસ્કાર કર્યો.

મિત્રોને, સંબંધીઓને અને સાહેબને Farewell કરી નિરંજન ઉપડી ગયો.

લોકલાજને લીધે નિર્મળાના ગુજરાન ઇત્યાદિની વ્યવસ્થા નિરંજન કરી ગયો હતો.

(૩)

"નિરંજન! ત્હમે પરણેલા છો કે?"

"ના, મ્હારી વ્હાલી લીલી! લગ્નનાં તો મ્હને સ્વપ્નાંયે નથી આવતાં લીલી! લગ્ન કરવાં અને તેયે ઓર્થોડોક્સ હિન્દુ સોસાયટીમાં? ડીયર! અમારાં લગ્નો કરતાં તો ઢીંગલા ઢીંગલીઓ વધારે સારી રીતે પરણે છે. તેમના સંસારમાં તો ચેતનના અભાવે હજીયે સુખ હોય છે. અમારે તો વહુ મ્હોટો ઘૂમટો તાણીને બેસે. વડીલોની હાજરીમાં તો મોહુંયે બહાર ન કઢાય!"

"એ તો ઠીક, પણ, વ્હાલી લીલી! જેવો પ્રેમ ત્હમારે અંહી દેખવામાં આવે છે તેના તો પડછાયાયે હિન્દમાં નથી દેખાતા! ધણી હોય મોજીલો, ત્યારે ધણીયાણી શરમાળ-મૂર્ખ!"

"લીલી! સંધ્યાનાં સુવર્ણ રશ્મિ સાગરની શીતલ લહરીયો પર જ્યારે નૃત્ય કરતાં હોય ત્યારે તો, ઓ મ્હારી લીલી! ધણીયાણી તે સ્વર્ગીય સુખનો આસ્વાદ લેવાને બદલે રાંધણીયામાં ભરાઇ ધૂમાડે આંખ્યો ફોડતી હોય! વળી, જો ધણી પોતાની સાથે ફરવા આવવાનો આગ્રહ કરે તો તો જાણે શરમને જ વરેલી હોય અને પરપુરુષની સાથે ફરવાનું ન હોય તેમ ઝટ છણકો કરી ના પાડી દે. ઓ લીલી! કહેની, અમારા સંસારમાં સ્વર્ગ શી રીતે ઉતરે?"

"ત્યારે નિરંજન! ત્હમે સત્ય કહો છો કે ત્હમે પરણેલા નથી?"

"ઓ લીલી! હજીયે શું ત્હને વિશ્વાસ નથી આવતો? હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે હું અદ્યાપિ અવિવાહિત છું."

"પણ, ત્હમે તો હિન્દુ સોસાયટી સિવાય બીજે ક્યાંય લગ્ન ન કરી શકો, કેમ?"

"થાય, શરમને સીમાડો બતાવ્યેથી."

"પણ ધરમનો બાધ તો આવે ને!"

"હા, પણ સાચા પ્રેમ માટે તો તેનેયે તિલાંજલિ આપી શકું."

"હજી ત્હમે ક્યાં સુધી કુંવારા રહેશો ?"

"જ્યાં સુધી 'ભૂમિપર સ્વર્ગ ઉતારે' તેવી સહચરી ન મળે ત્યાં સુધી."

"ત્યારે, મ્હારા વ્હાલા નિરંજન! ત્હમે મ્હારા માટે શરમને અને ધરમને તિલાંજલિ ન આપી શકો ?"

"આપી શકું. મ્હારી વ્હાલી લીલીને માટે તો જાનનીયે કુરબાની કરવી હોય તો તેય કરી શકું. પણ, લીલી! શું તું મ્હને ચાહે છે ?"

"હા, હા, નિરંજન! હું ત્હમને ચાહું છું."

"ખરા જિગરથી ?"

"તે તો હાથીના ચાવવાના અને દેખાડવાના દાંત બનાવવાનું ધોરણ તો ત્હમારા હિન્દમાં રહ્યું. અમે તો અહીં કપટને જાણતાં નથી. હું તો ત્હમને ખરા જિગરથી જ ચાહું છું."

"હે લીલી! ત્યારે શું તું મ્હારી સાથે લગ્ન કરવા તૈયાર છે !"

"હા, હા, નિરંજન! હું ત્હમારી સાથે લગ્ન કરવાને તૈયાર છું."

"અને લીલી! શું તું મ્હારી સાથે હિન્દ આવીશ !"

"હા, જો ત્હમને કોઈ જાતનીયે અડચણ ન હોય તો."

"લીલી! લીલી! તું તે શું બોલે છે! મ્હને અડચણ! અને તેયે ત્હારા જેવી સ્ફટિકની પુતળીને લઈ ચાલવામાં! પણ લીલી! ત્હારાં મા-બાપ તો વાંધો નહિ ઉઠાવે ને ?"

"ના, ના, નિરંજન! બીલકુલ નહિ! ત્હમારા હિન્દી જેવું અહીં કંઈ નથી!"

"પણ તું કોઈને ચાહે છે ?"

"હા, ચાહું છું, એક મ્હારા નિરંજનને! નિરંજન! આ લીલીને લેવાનો ઘણાય આવી ગયા, પોતાનું સર્વસ્વ હોમી દેવા ઘણાય લક્ષેસ અને કોટીશ આવ્યા પણ આ લીલી કોઈનેય ચાહતી નથી. નિરંજનની લીલી બીજાની તે શી રીતે થઈ શકે ?"

"ઓ મ્હારી લીલી!" કહી નિરંજન લીલીને ભેટી પડયો. "દેવીના અંશ સમી," "દિવ્ય તેજધારી," લીલાનાં અધરામૃતનું પાન કરતા એક હિન્દુ આર્યને ચીતરતાં અમારી લેખિની કંપી ઉઠી છે. તે પાપપૂર્ણ વિષયપર અત્યારે પડદો નાંખવો જ ઉચિત છે.

(૪)

નિરંજનને વિલાયત આવ્યે બે વર્ષ તો થઈ ગયાં હતાં. ' સૃષ્ટિના સ્વર્ગ 'નો દર્શન કરવાના તેના કોડ પૂરા થયા હતા. પોતાની મનેચ્છા પૂર્ણ થઈ એટલે તેનો આગળનો તામસી સ્વભાવ બીલકુલ બદલાઈ ગયો હતો. " દેવીની અંશ-સ્વરૂપ " " દિવ્ય તેજધારી " આંગ્લ મહિલાઓનો અભિનય અને સ્મિત-વાક્પટુતા અને સૌન્દર્ય, તેને લલચાવતાં. યુરોપમાં આવી તેણે હિન્દને તો સાવ વિસાર્યું હતું. લીલી નામની એક આંગ્લ યુવતી સાથે નિરંજન પ્રેમમાં પડ્યો હતો. લીલીના હાવ ભાવ અને વાક્પટુતા આગળ નિરંજન સાવ લાચાર બની ગયો હતો. લીલીને પોતાની બનાવી–નિર્મળાનું ઉચ્ચતમ સ્થાન અર્પી–હિન્દમાં લઇ જવા ઇચ્છતો હતો. લીલીયે નિરંજન સાથે હિન્દ જવા ખુશી હતી.

લીલીનો પિતા નિરંજનની ઓફીસમાં ક્લાર્ક હતો. તેને ત્યાં થતી ટીપાર્ટીમાં કે ડીનર પાર્ટીમાં નિરંજનને નિમંત્રણ મળતું. લીલી અને નિરંજન અન્યોન્ય સ્હામું જોઇ રહેતાં, હસીને વાતો કરતાં. તે હાસ્ય પ્રેમના સ્વરૂપમાં ફર્યું. લીલી નિરંજનની થઈ.

લીલી ઉડાઉ અને મોજીલી હતી. નિરંજનના પગારનો મ્હોટો ભાગ તો લીલીના મોજાં, બુટ અને રૂમાલોમાં જ જતો. નિર્મળાની માફક લીલી રાંધતી નહિ. એક બબરચી અને એકાદ માણસ પણ લીલીની તહેનાતમાં જોઇએ. નિત્ય નવાં ફ્રોક અને હેટ, કરચીફ અને છત્રી, જે જે લીલી બીજાં પાસે દેખતી તે તે અપાવવાનું નિરંજનને કહેતી. લીલી જેવી ઉડાઉ પત્ની પોતાને મળી તે નિરંજને થોડો વખત તો નીભાવ્યું પણ પાછળથી ભારે પડ્યું. વિલાયત જેવા દેશમાં ઉડાઉ ખર્ચ રાખવાથી નિરંજને જે મુડી એકઠી કરી હતી તે સર્વ બંધ બેસી ગઇ, અને તેણે હિન્દ પાછા ફરવાનો નિશ્ચય કર્યો. નિરંજન નિર્મળાને " સુવર, ગધેડી " વગેરે કહી શકતો, પણ લીલીને તો મૃદુ ઠપકા રૂપેય કંઈ કહી શકતો નહિ. નિર્મળા તો હાથે રાંધતી, ઘરનું સર્વ કામકાજ સ્વહસ્તે જ કરતી, છતાંય નિરંજનનું પ્રેમપાત્ર બની શકી ન હતી. લીલી, શેઠાણી માફક અનગળાં ખર્ચ કરી બેસી રહેતી. જો નિરંજન કંઇ કહે તો તાડુકીને ઉત્તર દેતી, છતાંય નિરંજન તેને દેવી સ્વરૂપ ગણી તેના પ્રત્યેક ઇચ્છા પૂર્ણ કરતો.

નિર્મળાને કંઇ જોઇતું હોય તો નિરંજનને નમ્ર વિનંતિ કરતી, લીલી તો જાણે નિરંજન નોકર હોય તેમ ' મ્હારે તો જોઇશે જ ' કહી હુકમ કરતી.

નિરંજન આ સર્વથી કંટાળી ગયો હતો, અને હિન્દ જવા ઇચ્છતો હતો. સાહેબના રજા મંગાવી, પણ રજા મંજુર નહિ થતાં, રાજીનામું દઇ, લીલીની સાથે હિન્દ જવા રવાના થઇ ગયો.

( ૫ )

હિન્દમાં આવી નિરંજને નિર્મળાને જૂદી રાખી હતી લીલીની સાથે પોતે રહેતો. નિર્મળાને જૂદી રાખવાનું કારણ માત્ર આટલું જ હતું કે નિર્મળા તેની પત્ની છે તેવી જો લીલીને ખબર પડે તો લીલી પાસે પોતે અવિવાહિત હોવાની જે વાત કરી હતી, તેમાં જૂઠો પડે. આથી નિર્મળાને પોતાથી થોડેક દૂર એક મકાન અપાવ્યું હતું. ઓફીસમાં રાજીનામું આપ્યું હતું તેથી તે અત્યારે બેકાર હતો. બેકારીમાં ઉડાઉ ખર્ચ ! એટલે નિરંજન પાસે અકિંચનત્વ સિવાય બીજું શું હોય ! વળી વિધાત્રી પણ તેના પ્રત્યે રૂઠી હતી. ઓફીસના જુના ચોપડા તપાસતાં નિરંજનની ત્રણ હજાર રૂપીયાની ખાયકત નીકળી. એક માસમાં તે ભરી દેવાની નિરંજનને નોટીસ મળી. નિરંજન રોબીનસન પાસે ગયો. મુદ્દત લંબાવવાની વિનંતિ કરી. પણ ગૌરાંગદેવને શ્યામ ચામડીવાળાની શી દયા આવે ? તેણે દાવો કર્યો. નિરંજનને એક માસમાં રૂપીયા ભરી આપવાનું હુકમનામું થયું. અને જો નિરંજન રૂપીયા ન ભરી આપે તો રોબીનસન તેને જેલમાં મોકલવાને તૈયાર થયો.

નિરંજને લીલી પાસે થોડા રૂપીયા માગ્યા, પણ 'નિષ્કલંક ચન્દ્રિકા સમી ઉજ્જ્વલ અંતઃકરણવાળી" લીલીએ એક રાતી પાઇ પણ પરખાવવાની સાફ ના પાડી દીધી. નિરંજને જરા સખ્તાઇ બતાવી. લીલીએ તો રોકડું પરખાવી દીધું, "આટલા જ માટે, નિરંજન ! હું યુરોપ છોડી હિન્દ નહોતી આવી. તમે હિન્દીઓ આટલા બધા કપટી હો છો તે જો મ્હને પ્રથમથી જ ખબર હોત તો, નિરંજન ! માતા પિતાની સ્નેહભરી ગોદમાંથી છૂટી થઇ, સમુદ્ર ઓળંગી તમારી સહચરી થાત જ નહિ. જે રૂપીયા તમે મ્હને બક્ષીસ આપ્યા તે પર તમારો શો હક લાગે ? તમે મ્હને રૂપીયા આપો તે શું પાછા ઓકાવવા માટે ? નિરંજન ! હું તમને સાફસાફ કહી દઉં છું કે હવે પછી તમારે મ્હારી પાસે એક રાતી પાઇ સરખીયે માગવી નહિ. નહિ તો મ્હારે નહિ પોસાય !"

નિરંજન પર આફત આવી પડી હતી, તેથી તેનો સ્વભાવ ચીડીયો થઇ ગયો હતો. તેણે લીલીના ક્રોધની પરવા નહિ કરતાં કહ્યું,

"લીલી! લીલી! સ્વધર્મ, આબરૂ, માન મર્યાદાને તિલાંજલિ આપી ત્હારી સાથે લગ્ન કર્યા તેનું આ ફળ? ગમે તેમ તોયે ત્હારો બાપ મ્હારા હાથ નીચેનો કારકુન! ત્હારી પ્રત્યેક ઈચ્છા પૂર્ણ કરી, ત્હને મ્હારી હથેળીમાં ઝુલાવી, મ્હારી પોતાની સ્ત્રી કરતાંયે ત્હને વધુ રાખી તેનો, ઓ નિષ્ઠુરહૃદયા લીલી! આ બદલો?"

"નિરંજન! શું કહો છો? શું ત્હમારે એક સ્ત્રી છે?" લીલીના ગાલ અને નેત્ર લાલ થયાં.

"હા, છે, લીલી! ગંગાના નીરથીયે ઉજ્જ્વલ ચારિત્ર્ય અને અંતઃકરણવાળી–"

"ત્યારે તો નિરંજન! ત્હમે મ્હને ઠગી છે!" લીલી છંછેડાઇ ઉઠી.

"ઠગારી! મ્હેં તો ફક્ત વિષય લોલુપ થઇને જ ત્હને ઠગી. પણ, સ્વાર્થી લીલી! ત્હેં તો મ્હને પાયમાલ કરી નાખ્યો!"

"બસ, નિરંજન! બસ કરો. હું વધુ સાંભળવા નથી ઇચ્છતી. મ્હારે ત્હમારી સાથે રહેવું નથી. જલ્દી મને જવા દો.

• નિરંજનનેય તે વધુ યોગ્ય લાગ્યું. લીલીને જવા દીધી. નિર્મળા પાસે મદદ માંગવા જવાનો તેને વિચાર થયો. પણ ત્યાં જતાં તેના પગ ઉપડ્યા નહિ. છેવટે લાચાર થઇ તેણે સાહસ કર્યું. નિર્મળાના ઘરમાં પગ મૂકતાં જ તે રડી પડયો. પોતાના જીવિતેશ્વરને રડતો જોઇ, નિર્મળા તેને વળગી પડી. બન્ને એક બીજાને ભેટી રડવા લાગ્યાં. રડી રડી બન્નેએ પોતાનાં હૃદય ઠાલવ્યાં. જરા શાન્ત પડ્યા બાદ નિર્મળાએ નિરંજનને બધુંયે પૂછ્યું. નિરંજન રડતાં રડતાં બોલ્યો, "દેવિ! દેવિ! નિર્મળા! મ્હેં ખરેખર ત્હને ઠગી છે! નિર્મળા! ત્હારી આખ્ખીયે જિન્દગીમાં મ્હેં ત્હને સુખ નથી આપ્યું! ત્હને અનાર્ય બનાવતાં તો ઓ દેવિ! હું પોતે જ અનાર્ય બન્યો છું! હવે ત્હારી પાસે આજીજી કરવા આવ્યો છું."

"પ્રાણેશ! આજીજી નહિ, આજ્ઞા કરો." નિર્મળાએ નિરંજનનાં અશ્રુઓ લુછતાં કહ્યું.

નિરંજને ખોખરે સાદે બધીયે વાત કહી. નિર્મળાનેયે લીલી પ્રત્યે તિરસ્કાર વછૂટ્યો. પોતાનાં સર્વ આભૂષણો–માત્ર બે મંગળ કંકણ–સિવાયનાં ઉતારી નિરંજનને આપ્યાં.

"નિર્મળા ! ત્હારાં-ગરીબ ગાયનાં-આભૂષણો હું વેચું ?" નિરંજને રડતાં રડતાં પૂછ્યું.

"પ્રાણેશ ! આભૂષણો બધાં આપે જ અપાવ્યાં છે ને ? આપની ચીજનો આપ ઉપયોગ ન કરો તો બીજું કોણ કરે ? આપની ચીજની આપ ગમે તે વ્યવસ્થા કરી શકો."

આભૂષણો ગીરો મૂકી નિરંજન કરજ મુક્ત થયો. આર્યાનાર્યના ભેદનું રહસ્ય હવે તેને સમજાતું.

જામનગર. નાગોરી મનઃસુખલાલ મ. ઝવેરી.

# સ્ત્રી શિક્ષણનો આદર્શ.

આ સમયે દેશને દેવીઓની સહાયતાની જરૂર છે-આપણી સૌથી મોટી જરૂરીઆત એ છે કે આપણને કોઈ ડરાવી ન શકે. આ જરૂરીઆત સ્ત્રી-શિક્ષણ વિના પૂરી થઇ શકે તેમ નથી. સ્ત્રીઓનો હક્ક છે કે તેમને ઉત્તમ ભોજન અને સુંદર વસ્ત્રાલંકાર મળે. તે સાથે તેમનું કર્ત્તવ્ય છે કે તેઓ પોતે તનદુરસ્ત રહીને નિરોગી સંતાન ઉત્પન્ન કરે જેથી તેઓ ઉત્સાહપૂર્વક દેશની અને સમાજની સેવા કરી શકે. આજકાલ લોકોમાં એક દોષ થઇ ગયો છે કે તેઓ કપડાં પાછળ વધારે ખર્ચ કરીને ભોજન અને સ્વાસ્થ્યની બાબતમાં બેપરવા બને છે. પણ તેમ બિલકુલ ન થવું જોઇએ. સ્ત્રીઓ સુંદર વસ્ત્રાલંકાર પહેરે પરંતુ ઉત્તમ ભોજન અને સ્વાસ્થ્યને તેના કરતાં પણ વધારે જરૂરનાં માને. હું ઇચ્છું છું મારા દેશની સ્ત્રીઓમાં તે કોમળતા અને સુંદરતા જરૂર હોય કે જે સ્ત્રીઓનું ભૂષણ છે. તે સાથે તેઓ એટલી મજબૂત અને બળવાન હોવી જોઇએ કે કોઇ તેમના તરફ ઉંચી આંખ કરીને જોઈ પણ ન શકે ! મારા અભિપ્રાય પ્રમાણે તો અત્યારે દેશમાં લક્ષ્મીબાઈ અને અહલ્યા બાઇ જેવી દઢ હૃદય અને સબળ શરીરવાળી શૂરવીર માતાઓની અતિ આવશ્યકતા છે.

હું એવા વિચારનો નથી કે સ્ત્રીઓને અંગ્રેજી ભણવાનું નુકસાનકારક સમજું. મારા અભિપ્રાય પ્રમાણે તો તે વર્તમાન કાળની એક આવશ્યકતા છે. તેમાં કંઈ નુકસાન નથી પણ ઉલટું અંગ્રેજી ભણવું સારૂં છે પણ તે અનિવાર્ય રૂપમાં આવશ્યક નથી જ. અંગ્રેજી ભણ્યા વિના પણ આપણા

ઘરનો કારભાર ઉત્તમ રીતે ચાલી શકે છે. આપણે અંગ્રેજી ભણીયે અથવા ના ભણીયે પણ આપણે અંગ્રેજી દોષોથી જરૂર બચવું જોઇએ. આપણા જીવનને સાદું અને ધાર્મિક બનાવીયે. સ્ત્રીઓને તેમના જીવનમાં જેવાં કામોની આવશ્યક્તા હોય છે એવા પ્રકારનું શિક્ષણ કન્યાઓને આપીયે. અને મરદોને જે કામ કરવાની જરૂર હોય છે તે જ કામ છોકરાઓને શિખવીયે લડાઈના વખતમાં આ વાતનો કંઈ ખ્યાલ નથી રાખી શકાતો. પણ સ્ત્રીઓને મરદોનાં અને મરદોને સ્ત્રીઓનાં કામ કરવાં પડે છે. તોપણ સ્ત્રીઓને પહેલાં સ્ત્રીઓને યોગ્ય શિક્ષણ અનિવાર્ય રૂપમાં મળવું જોઇએ. કન્યાઓને કેવળ થોડુંક ગુજરાતી ભણાવી દેવાથી નહી ચાલે. જે કન્યાઓ રામાયણ અને મહાભારત ન વાંચી શકે તેવનું શિક્ષણ અધુરૂં અને નુકસાનકારક છે. રામાયણ અને મહાભારતમાં એવાં ઉપદેશરત્નો ભર્યા છે કે જેનાથી આપણી મા બ્હેનોએ અજાણ્યાં નહી રહેવું જોઇએ. આપણે ઓછામાં ઓછું કન્યાઓને એવું શિક્ષણ આપવું જોઇએ કે જેથી તેઓ ગુજરાતી સાહિત્યનો પૂરો આનંદ લઇ શકે અને તેનાથી લાભ ઉઠાવી શકે.*

મણીલાલ કેશવલાલ પરીખ.

## જાપાનનું કૌટુંબિક જીવન.

જાપાનમાં સિતસુઇ વંશના જેવાં કેટલાંક પ્રસિદ્ધ વ્યાપારી કુટુંબો છે. તેમના નીચે પ્રમાણે નિયમો હોય છે. (૧) સઘળાં કુટુંબીજનોએ પ્રેમથી હળીમળીને રહેવું. (૨) કારણ, વ્યર્થ વ્યય નાશનો અને મિત વ્યય કલ્યાણનો માર્ગ છે, એટલા માટે કુટુંબનો ઉદ્દેશ મિત વ્યયનો હોવો જોઇએ. (૩) કુટુંબમાંથી કોઈ પણ માણસ કુટુંબની કાઉન્સીલની પરવાનગી સિવાય લગ્ન કરી શકતું નથી અગર તો કરજે નાણાં લઈ શકતું નથી. (૪) આખા કુટુંબની કુલ આવકનો અમુક ભાગ દર વર્ષે કુટુંબના દરેક માણસોમાં વહેંચી આપવામાં આવે છે. (૫) જ્યાં સુધી જીવન હોય ત્યાં સુધી પુરુષે મહેનત કરતા રહેવું જોઇએ. જ્યાં સુધી શરીર સારૂં હોય ત્યાં સુધી કામને છોડી શકાતું નથી. (૬) સઘળો હિસાબ કિતાબ કુટુંબની કાઉન્સીલ દ્વારા તપાસવામાં આવે છે. (૭) વ્યાપારમાં સફળતા યોગ્ય માણસોથી કામ લેવાથી મળી શકે છે. એટલા માટે જુના અયોગ્ય માણસોને દૂર કરીને નવા જવાન લાયક માણસોને રોકવા જોઇએ. (૮) કુટુંબનાં સઘળાં માણસોને કુટુંબે નક્કી કરી આપેલા કામમાં લાગી જવું જોઇએ. (૯) કુટુંબના દરેક માણસે ભણી ગણીને પહેલાં

* લાલાજીના એક ભાષણમાંથી.

ઉમેદવારની માફક કામ શિખવું જોઇએ. પછી ધીમે ધીમે કામપર નિમાવા જોઇએ. (૧૦) વ્યાપારમાં ધ્યાન રાખવું જોઇએ. આજ થોડુ નુકસાન ખાવુંએ આવતી કાલે વધારે નુકસાન ખાવાના કરતાં સારૂં છે. (૧૧) ઉપયોગી બાબતોમાં બધાની સંમતિથી કામ કરવું પડશે. જો કોઇ અનુચિત કાર્ય કરે તો કુટુંબની સભા યોગ્ય ન્યાય આપશે. (૧૨) તમે દેવતાંઓના દેશમાં જન્મ્યા છો. દેવતાઓની સેવા કરો. બાદશાહનું સન્માન કરો. પોતાના દેશપર પ્રેમ રાખો અને પ્રજાનાં સઘળાં કર્તવ્યનું પાલન કરો.

અનુવાદકઃ મણીલાલ કે. પરીખ.

## બાળ રક્ષા.

અમેરિકાનાં સંયુક્ત રાજ્યોની બાલરક્ષાએ પોતાનો રિપોર્ટ બહાર પાડયો છે, જેના અવલોકનથી જણાય છે કે વર્ષ દરમીયાન આઠ મોટાં શહેરોમાં જન્મેલાં ૨૩ હજાર બચ્ચાંની તપાસ લેવામાં આવી હતી. જે સ્ત્રી એકવાર જન્મ આપીને પછી ફરીથી એક વર્ષ પછી જ બચ્ચાને જણે છે, તેનાં બચ્ચાં વધારે મરી જાય છે. તથા જ્યાં ૪ અથવા ૫ વર્ષનું અંતર હોય છે ત્યાં સૌથી ઓછાં બચ્ચાં મરે છે. જે બચ્ચાંની મા તેમના જન્મ પછી એક વર્ષની અંદર મરી જાય છે, તે બચ્ચાં વધારે મરી જાય છે. અર્થાત્ જેની માતાઓ જીવતી રહે છે તેના કરતાં ચાર ગણા પ્રમાણમાં મરે છે. ૨૦ વર્ષથી નાની ઉમરની અને ૪૦ વર્ષથી મોટી ઉમરની સ્ત્રીઓ જે બચ્ચાંને જન્મ આપે છે તે ૨૦ થી ૪૦ વર્ષની વચ્ચેની ઉમરની સ્ત્રીઓનાં પહેલી વારનાં બચ્ચાંથી વધારે મરે છે. પહેલા બચ્ચાના જન્મ પછી માતાના આયુષ્યની બચ્ચાંના મૃત્યુપર કંઈ અસર ના થઇ. પહેલીવારનાં બચ્ચાં બીજાં બચ્ચાંઓના પ્રમાણમાં ઓછાં જીવે છે. જે માતાઓ ઘરની બહાર પણ મજુરી કરે છે તેનાં બચ્ચાં જે માતાઓ ઘરની બહાર કંઈ મહેનત કરતી નથી તેનાં બચ્ચાં કરતાં ૪૦ ઘણાં વધારે મરે છે. તપાસના પરિણામે એમ પણ જણાયું કે જેમ જેમ પિતાની આવક કમાણી ઘટતી ગઇ તે પ્રમાણમાં બચ્ચાંઓ વધારે મરતાં ગયાં.

નોંધ–ઉપરના કથનથી સાબીત થાય છે કે સ્ત્રીઓએ ચિંતા રહિત બનીને શરીર સુદઢ રાખવું જોઇએ. અને ભર યુવાવસ્થામાં જ બચ્ચાંને જન્મ આપવો જોઇએ. અને એકના પછી બીજું બચ્ચું ૪–૫ વર્ષ પછી થવું જોઇએ. જેથી તેનું શરીર પણ બરાબર બંધાય અને જીવન અલ્પ હોવાનો સંભવ ઓછા રહે. આ પ્રશ્ન સંસારી જીવોને વિચારવા જેવો છે. અહિંજ પ્રજોત્પત્તિ ?

ભોગવિલાસ એ એમાંથી કયું ઉચિત છે તે આપોઆપ સમજાઈ જશે.

મણીલાલ કેશવલાલ પરીખ.

## એક પોસ્ટ કાર્ડમાં સવાબાર હજાર શબ્દો.

'ડેલીહેરલ્ડ' લખે છેઃ—"અમારી ઓફીસમાં બલગેરિયાના રહેવાસી એક ગૃહસ્થ પેટ્રાકનો પત્ર આવ્યો છે. તેણે દાવો કર્યો હતો કે એક પોસ્ટ કાર્ડપર સૌથી વધારે શબ્દો લખનારાઓમાં મારો નંબર પહેલો છે. તેણે કહ્યું હતું કે એક પોસ્ટ કાર્ડપર (એક બાજુએ) ૫૮૨૦ શબ્દો લખી ચૂક્યો છે. અર્થાત્ ટોલસ્ટોયની પ્રસિદ્ધ વાર્તા "ક્રોઝરસોનટ"નાં છાપેલાં ૩૧ પૃષ્ઠમાં જેટલું લખી શકાય તેટલું તેણે એક પોસ્ટ કાર્ડ પર લખ્યું છે. તેની પહેલાં ઈટાલીવાસી એક ગૃહસ્થે ૫૪૯૦ શબ્દો લખ્યા હતા."

વાનકુંવરના રહીશ એક અંગ્રેજે આ બધાને હરાવી દીધા છે. તેનું નામ જૉન એમ્પ્રેસ. એણે પોસ્ટ કાર્ડની એક બાજુએ ચસમાની મદદ વગર જ સામાન્ય કલમથી ૧૨૧૨૫ શબ્દો લખી કાઢયા છે. અર્થાત્ એક વર્તમાન પત્રનાં પૂરાં બે પૃષ્ઠોમાં જેટલા શબ્દો છપાય છે એટલા શબ્દો એક સાધારણ પોસ્ટ કાર્ડની એક બાજુએ લખી કાઢયા. આની આંખોની શક્તિ, લખવાની પેનનું માપ, એ તો કોઈ અદ્‌ભૂત્ જાદુગર જેવી વાત જ લાગે છે. છતાં નામ ઠામ સાથે હોવાથી તે એક સત્ય ઘટના છે એમાં તો કંઈ શંકા જ નથી. મનુષ્યપ્રયત્ન ધારે તે કરી શકે છે!

મણીલાલ કેશવલાલ પરીખ.



# શિયળશણગાર.

(લાજ વધારજો લાખેણી. એ રાગ.)

સાંભળજો સરવે સાહેલી,
સૌ સુત્ર જનો શિખ દેતાં બ્હેન;
શિયળશા શણગાર સજો.

શિયળ સાધોને સુખ મળે,
તનતાપ વળી સઘળાં ટળે,
ફળ મધુરાં જેથી ફળતાં બ્હેન; શિયળશા૦

સીતાએ શિયળ સાચવીયું,
ગહીયાં સંકટ પણ સુખ લહીયું;
છે શાસ્ત્ર સકલમાં કહીયું બ્હેન. શિયળશા૦

શિયળથી સ્વર્ગ અંહી ભાસે,
શિયળથી યમકિંકર નાસે,
સતી, સાવિત્રિ, સમજાવે બ્હેન. શિયળશા૦

શિયળથી સતીપદ લેવાતું,
દુનિઆભરમાં એ વંચાતું;
વળી જીવન રસભર થાતું બ્હેન. શિયળશા૦

ફિટકાર જનોના શું સહીશું?
શું અંધારામાં પડી રહીશું?
ના, ના, ધપશું, એ કહીશું બ્હેન. શિયળશા૦

શિયળમાં સર્વ ગુણો રાજે,
ના સાચવીયે તો કુળ લાજે,
હાવાં નવ સડવું છાજે બ્હેન. શિયળશા૦

શુભ જીવન ચરિત્રો સતીઓનાં,
વાંચો વ્હાલે ઉચ્ચ કૃતિઓનાં;
શિક્ષણ શીખતાં સતીઓનાં બ્હેન. શિયળશા.

શિયળભૂષણ તન, શોભાવે,
સન્માન સણી બહુ અર્પાવે,
મંગલ મંગલ વરસાવે બ્હેન. શિયળશા૦

ઉત્સાહી. (વિજાપુર).

# આપણી રહેણી અને તેનું ફલ.

ધર્મ, અર્થ અને કામ એ ત્રણેને સમરીત્યા સેવતાં શિખવનાર અને સંસારસમુદ્ર તારનાર એક માતા જ છે. પુત્ર કુપુત્રો થયા હશે પણ કદી માતાનો પ્રેમ ઓછો થયો સાંભળવામાં નથી. વેદમાં પણ એ જ મુખ્યત્વે વંદ્ય ગણાઇ છે. પ્રથમ मातृदेवो भव-કહી બાદ બીજા દેવોનું શાસ્ત્રથી સ્મરણ કરાય છે. વળી શિક્ષક તરિકે પણ તેણીનો જ હુદ્દો જવાબદારી ભર્યો ગણાય છે. સંસ્કૃતમાં કહેતી છે કે सुशीला मातृपुण्येन માતા પુણ્યશાલી હોય તેની જ પ્રજા સદ્‌વર્તનશાલી નિવડે છે. સદ્‌વર્તનની ટુંકી વ્યાખ્યા "પ્રાણીમાત્રપ્રતિ ઇશ્વરભાવના રાખી કોઇની લેશપણ લાગણી દુભવ્યા સિવાયની રહેણી" એ છ પરંતુ તેટલી વ્યાખ્યા યથાર્થ સમજવા માટે ઘણા ગ્રંથો અને મહાન પુરુષોનાં ચરિત્રો જોવાં પડે. સત્ય તે શું? દયાપાત્ર કોણ? દાનપાત્ર કોણ? ઉપદેશપાત્ર કોણ? તેના કાલ કયા? એ ન સમજાય તો સત્ય, દયા, દાન અને ઉપદેશ એ બધાં અમૃતો હળાહળ વિષ તુલ્ય થઈ પડે. પૈસો કમાવા કરતાં તેના વ્યય વખતે ડાહાપણની ઘણી જરૂર જણાય છે એ દેખીતું છે. અત્યારે કેળવણી વૃદ્ધિંગત થતી જાય છે. અને ગીતા-રહસ્ય જેવો ધર્મનિરૂપક ગ્રંથ મોજુદ છે એટલે અહીંથી અટકી વાચકવૃંદનું હું બીજી બાજુએ ધ્યાન ખેંચું છું. સદ્‌વર્તન એનો સમાવેશ વસ્ત્રાભૂષણના રંગાકારમાં નથી, એનો સમાવેશ ડીગ્રીઓમાં નથી, એનું ખરૂં મૂલ પ્રમાણસિદ્ધ કર્મ અને જ્ઞાનમાં રહેલું છે. કર્મથી, અદૃષ્ટ ફલ જેવાં કે સુશીલ પ્રજા, સંપત્તિ, સ્વર્ગાદિ લોક ઇત્યાદિની પ્રાપ્તિ થાય છે. અને જ્ઞાનથી દૃષ્ટ ફલ-મોક્ષ મળે છે. જીવતાં જ મોક્ષ લાભ હોવાથી એ દૃષ્ટ ફલ ગણાય છે. જેને ઇશ્વર ઉપર આસ્થા છે અથવા ઇશ્વરની કૃપાવાળાં પાત્રોને નિરીક્ષણ કરવાની ટેવ છે તેમને આ લેખનું સત્ય જણાતાં ઝાઝીવાર લાગશે નહિં. જસ્ટીસ રાનડે, ઑ. ગોખલે, લોકમાન્ય ટીલક, રા. સા. મહીપતરામભાઇ, નેપોલીઅન બોનાપાર્ટ ઇત્યાદિની માતાઓનાં વૃત્તાંત વાંચવાં તેમને માટે બસ થશે. કેમકે શંકાઓનું સમાધાન પ્રત્યક્ષ પ્રમાણ વિના મનમાં દૃઢ થતું નથી. અને ટુંકા લેખમાં તેટલી અનેક શંકાઓનું સમાધાન હોઇ શકે જ નહિં. ધૂર્ત પ્રત્યક્ષ જોવું હોય તો જે જે સ્ત્રીઓ સૂર્યોદય પૂર્વે જાગી પતિકાર્યમાંથી પરવારી સ્નાન કરી કાંતો રામાયણનો અથવા વિષ્ણુસહસ્ર નામનો નિત્ય ધ્યાન પૂજનપૂર્વક પાઠ કરતી હશે તે સર્વથા સુખી હશે.

તેવી જ રીતે ઈશ્વર પૂજન કરનારી, શ્રદ્ધાપૂર્વક વ્રતો કરનારી, યમ નિયમ પાલન કરનારી, ધ્યાન ધારણ સેવનારી પણ તેજસ્વી પ્રજાની માતા હશે અને તેને પ્રભાવે તેના ઉભય કુલમાં સદાચાર અને શૌચાચાર સ્થિર થયા હશે તે જોઈ લેવું. પાંચાલી, સાવિત્રી, સીતા, એવી પુરાણ પ્રસિદ્ધ સતીઓનાં ચારિત્રોમાંથી સૌ પોતાને અનુકૂલ હોય તેટતેટલું ઉપાડી લેનાર આપણામાં કેટલીક બ્હેનો છે. કેટલીક બ્હેનો સતીઓને કલ્પિત પાત્રો ગણી કાઢે છે અને કેટલીક તો પુરાણને જ માનતી નથી. એટલે એ સતીઓનાં ચરિત્રોને પણ અપ્રમાણ ગણે એ ખુલ્લું છે. હું તમોને ખાત્રીપૂર્વક અને અનુભવસિદ્ધ કહું છું કે એ સતીઓનાં ચરિત્રોમાંથી રહસ્ય કાઢતાં શિખીએ તો આપણે માટે બીજું જોવા જાણવાનું કંઇપણ શેષ રહેતું નથી. એક વિદ્વાને કહ્યું છે કે "જો તત્ત્વ સમજાયું તો વિદ્યા ભણવાની કશી જરૂર નથી અને જો તત્ત્વ સમજાયું નહિં તો વિદ્યા ભણવી તે નકામો શ્રમ માત્ર છે." ઇંદ્રિયો જુદી અને તેનાં રહેવાનાં સ્થાન જુદાં. આંખ કાન ઈત્યાદિને આપણે ઇંદ્રિય તરિકે ઓળખીએ છીએ પણ તે તો તેમનાં સ્થાનકો (ગોલકો) યાને ગોખલા છે. ગોલક સાજા દેખાય પણ જો તેમાંની ઇંદ્રિય નષ્ટ થઇ એટલે એ નકામા ગોખલા જ. એવી જ રીતે તત્ત્વ ન સમજાયું તો આખું શરીર તે ખોખા-કોથળા જેવું ગણાય. તત્ત્વ બે પ્રકારનાં છે, પારમાર્થિક અને વ્યાવહારિક. એનો પરસ્પર સંબંધ મન અને શરીરના સંબંધ જેવો પરમ નિકટનો છે. શ્વપચ અને બ્રાહ્મણને સમદૃષ્ટિએ જોવું એ પારમાર્થિક તત્ત્વ. અને તેમની સાથે વ્યવહાર ચલાવવાની રીતિ તે વ્યવહારિક તત્ત્વ છે. અધિકારના તારતમ્યથી એકત્વ અને પૃથક્ત્વ આંકી શકાય. સ્ત્રીપુરુષો જોડકાં બની આ દેશમાં હવા ખાવા સાથે સમાન રીતે ફરનાર ઘણાં છે તથાપિ પરસ્પરના તો શું પરંતુ દેશના દુઃખે સુદાન્ત દેહાર્પણ કરનાર યુરોપ કિંવા જાપાન સિવાય અન્યત્ર નથી. અંત્યજોના દુઃખની વાતો કરનાર, તેમની સાથે રોટીવ્યવહાર કરનાર ઘણાને અત્યારે જોઇએ છીએ. પરંતુ કોઇએ તેમનાં દુઃખમાં ભાગ લીધો કે બેટીવ્યવહાર શરૂ કર્યો નથી. રાજ્યપ્રકરણનો પણ વ્યવહારમાં જ સમાવેશ થાય છે. અંગ્રેજો જેવા નીતિનિપુણ રાજ્યકર્તાને રાક્ષસ તરિકે ઓળખાવનારનું કહેવું સત્ય માની કેટલાએક રાક્ષસ તરિકે તેમને ઓળખવા લાગ્યા. અને ઈશ્વરી કોપથી રાજ્યભ્રષ્ટ થયેલા તથા ઈશ્વરનો કોપ થાય તેવાં દુરાચરણ દાખવતા છે, તેમની સાથે એક્તા કરવા દોડયા. એવી એવી વ્યવહારશૂન્યતા તાત્વિકી બુદ્ધિના અભાવે પ્રકટે છે. રસોઇના પદાર્થમાં મીઠું જરૂર હોય તેમાં શર્કરા અને શાકરની જરૂર હોય તેમાં નિમક ભેળ-

વવા જેવું વર્તન બંધ પડે અને જે વખતે જ્યાં જેની જરૂર હોય તે લાગુ કરતાં આવડે ત્યારે જ વ્યવહારદક્ષતા ગણાય. અત્યારે બાલક જેવી દેશની સ્થિતિ છે. જેને જેવી રીતે દોરી જવા મરજી હોય તે મરજી મુજબ આ દેશને નૃત્ય કરાવી શકે છે. તાત્ત્વિકી બુદ્ધિના અભાવે જ વિપરીત આચરણ આરંભાય છે. અર્થાત્ જ્યાં વ્યવહારશૂન્યતા ત્યાં પારમાર્થિક કથા જ શાની? શુષ્ક બ્રહ્મજ્ઞાનીને પણ તત્ત્વવેત્તા ગણવામાં આવે છે. તે પણ આપણી બાલ્યાવસ્થાને જ આભારી છે. કીટ ભ્રમર પદને પામ્યો નથી અને કીટ "હું ભ્રમર હું ભ્રમર" બોલે ત્યમ શિવોહં બોલનારા વેદાંતીઓને પણ વેદાંતી તરિકે માનવામાં આવે એમાં આશ્ચર્ય નથી. આ દેશમાં પ્રચલિત એવો આ ઉભય તત્ત્વજ્ઞાનનો અભાવ આ ટુંકા લેખથી દર્શાવી હવે એમાં સુધારણા માટે જે ઉપાયો જાણું છું તે હવે પછી નિવેદન કરીશ કેમકે તે અધિક જગ્યા રોકે ત્યમ છે.

ઉમરેઠવાસી બ્હેન શાંતાગવરી નારણજી.



# બાલિકા હેલન ડગલાસ એડમ.*



હેલન સ્કૉટલાંડના એક પાદરીની પુત્રી છે. હમણાં તેની ઉમ્મર ચૌદ વર્ષની છે. જ્યારે એ બાલિકાની ઉમ્મર ચાર વર્ષની હતી ત્યારની એ કવિતા રચે છે. તે વખતે તેને લખતાં વાંચતાં આવડતું નહોતું, પરન્તુ પોતાનાં મુખે કાવ્ય ગણગણ્યા કરતી હતી. એનું શું કારણ હશે અને બાલ્યાવસ્થામાં એવી પ્રતિભાનો ઉદ્ભવ કયા કારણોથી થાય છે એ શોધી કાઢવું બહુ મુશ્કેલ છે. હેલનનો સ્વભાવ બહુ શાન્ત અને સરળ છે. હમણાં એ ડંડી નામક નગરની કન્યાશાળામાં ભણે છે. હેલન હસમુખી છે, અને પોતાનાં મિત્રો સાથે ઘણી હળીમળીને વર્તે છે. પોતાનામાં કવિત્વ શક્તિ છે એનું તેને જ્ઞાન પણ નથી. એ બાલિકા કવિ તરીકેનો અનુભવ પણ કરતી નથી. પરંતુ એવા મુગ્ધ ભાવને લીધે તેની પ્રતિભામાં કોઇ પણ પ્રકારનો અંતર પડયો નથી. પોતાની કક્ષામાં અન્ય બાલિકાઓની માફક ધ્યાનપૂર્વક પોતાના અભ્યાસની વાતો સાંભળ્યા કરે છે. બાલિકાનું જીવન તદ્દન સાધારણ છે. એનાં માતાપિતાનું જીવન બહુ જ શાન્ત અને ધાર્મિક છે. ઘરમાં સદા ધર્મ-ચર્ચા થયા

* શ્રીયુત પ્રભાકૃષ્ણ ચટ્ટોપાધ્યાયના લેખ ઉપરથી.

કરે છે. પરન્તુ ભૂલથી પણ આપણાથી એમ નથી કહી શકાતું કે ઘરમાં માતા પિતા સદા ધર્મ–ચર્ચા અને ગંભીર વિષયોની વાતો કર્યા કરે છે તેથી હેલનમાં કવિત્વ શક્તિનો વિકાસ થયો. જો એમ હોય તો સર્વ પાદરીઓનાં બાલકબાલિકાઓ કવિ અને કવિયિત્રીજ થાય. જે વખતે બાલિકા હેલન બહુજ નાની હતી, એટલે જે વખતે તે ચાલી પણ શકતી નહોતી તે વખતે તેણે નીચે લખેલી કવિતા બનાવી હતીઃ—

"Two little stars fell out of the bed,
"Yesterday night when I was sleeping.
"'Dear oh dear' The mother moon said,
"'Surely I was my star babies sleeping.'

"Down they fell from the evening sky,
"Yesterday night when I was sleeping;
"Down and down from the heavens height
"When poor mother moon was still a-peeping.

"A baby was born on mother's breast,
"Round to see it we all came creeping,
"But those two star babies had made a nest,
"In babies' eyes and were soundly sleeping."

બાલિકાની કવિતામાં કેવો કોમળ ભાવ છે. એ સરળ કવિતાનો અનુવાદ કરવો જરા મુશ્કેલ છે તો પણ તેનો ભાવાર્થ નીચે આપું છું:—

"કાલે રાત્રે જ્યારે હું સૂઇ ગઇ'તી, ત્યારે બે નાના નાના તારા પોતાનાં બિછાનાં પરથી પડી ગયા, તેમની ચન્દા મા એ કહ્યું મેં તો મારા નાના બાબુને સૂતા જોયા હતા.

"તેઓ સાંજના આકાશમાંથી નીચે પડયા; તે વખતે જ્યારે હું સૂઇ ગઇ'તી ત્યારે આકાશમાંથી, જ્યાંથી ચન્દા માતા હજી પણ જોયા કરે છે ત્યાંથી એ બન્ને નીચે–બહુ જ નીચે પડી ગયા.

"માતાના ખોળામાં એક નવું બાલક આવીને બેઠું. તેને જોવાને માટે અમે સર્વ એકત્ર થયાં, પણ તે બન્ને નાના તારા બાબુઓએ તે બાલકની આંખોમાં પોતાને માટે માળાઓ બનાવી દીધા હતા અને તેઓ બન્ને તે માળામાં નિઃશંકપણે સૂઇ રહ્યા હતા."


There came one day to Toad-
stool Town
A stranger in a coat of brown,
With the wisest face that ever
was seen,
And sparkling eyes, and a cloak
of green
And all the folk in Toadstool
They bustled wildly up and down
And asked him how he came and
And offered wares that he might
buy,
And such a charming guest
was he,
That they were pleased as
pleased could be,
And opened wide their doors,

કેવી સુન્દર કવિતા છે? ચન્દામાનું એ નાના તારા બાલકોનું સુવડાવવું, પછી તેનું બિછાના પરથી પડી જવું, ચન્દામાનું આશ્ચર્ય અને વ્યાકુળતાથી એમ કહી ઉઠવું કેઃ-"મેં તો મારાં બાલકોને સૂતાં જોયાં'તાં" એ બધી કેટલી સુન્દર કોમળતા છે? ચન્દા-મા જોઇ રહી'તી અને બાલકો આકાશમાંથી નીચે પડી ગયાં. માના માતૃત્વની, બાલકોનાં બાલ-ચાપલની અને કવિયિત્રીના હૃદયની સરળતાનું કેવું સુન્દર અને કેટલું સુકુમાર ચિત્ર છે. અને વળી તે નાના તારાઓએ આવીને નવાં બાળકોની આંખોમાં માળો બનાવવો અને ત્યાં નિઃશંક પણે સૂઇ જવું! ખરે! ચોરી અને સરજોરી, Criminal trespass, અને Wrongful Possession બીજા કોને કહે છે? શું બીજા કવિ સમ્રાટ્ રવીન્દ્રનાથ Crescent Moon લખશે? હેલન, તું બાલ-સરળતા, બાલ-મૃદુતા અને મનોજ્ઞલઘુતાની પુનિત મૂર્તિ છે. હેલન! તેં ચાર પાંચ વર્ષના ઉમ્મરમાં કવિતાનો ઝરો વહેવડાવ્યો છે. ધન્ય છે તને!

જે વખતે હેલન બે વર્ષની હતી તે વખતે તેણે પોતાની ઢીંગલીને માટે નીચે આપેલી કવિતા બનાવી હતીઃ—

"I picked her up,
"I laid her down,
"I went and warmed her nightie gown,
"I tucked her in and sang so low
"That she went off to peep-a-bo."

"મેં તેને ઉંચકી લીધી અને પછી તેને સુવારી. હું ગઇ અને તેને રાતના પહેરવાની સાડી ગરમ કરી આપી. મેં તેને ઓઢવાનું ઓઢાડ્યું અને પછી હું એટલે ધીમે ધીમે ગાવા લાગી કે તે સૂઈ ગઇ."

હેલનનું ભવિષ્ય કેવું બનશે, તેની કલ્પના કરવી મુશ્કેલ છે. ઘણી પ્રતિભાસંપન્ન વ્યક્તિઓ યૌવન કાળમાં પ્રતિભાહીન થઇ ગયેલી જોવામાં આવી છે. જો "સભ્યતા"નો યુગ હેલનને વર્ડ્ઝવર્થની "લુસી" ની માફક એકલી મૂકી દેવાના કૃપા કરે તો જરૂર એક દિવસ હેલન સાહિત્યસાગરનું ઉજ્જવળ રત્ન થશે. હેલનના પ્રતિભાદાતાને અમારી પ્રાર્થના છે કે તારા વરદ હસ્તથી હેલનના "નાના હાથો પર અમિત દાનની વર્ષા" કર્યા કરજે.

અમ્બેલાલ સવરામભાઈ દેસાઈ

---

# એક લોકગીત*

૧

અ

## અવળા બોલી !

સોનલ મારા ઘરડાની નાર રે,
જેરે જોઇએ તે મંગાવજે.
લાવજે લાવજે શેરડીયુંના પોંકરે,
લાવજે રે જાર માયલાં ઝીંડવાં.
અવળા બોલી અવળું મ બોલ્યરે,
અવળું બોલે તે અવગણુ ઉપજે. સોનલ૦
લાવજે લાવજે સમદર માયલાં ચીરરે,
લાવજેરે આભ માયલાં ઓઢણાં. અવળા બોલી૦
લાવજે લાવજે સીંગવાળા ઘોડારે,
વગર સીંગાળા લાવજે ડોળીયા. અવળા બોલી૦
લાવજે લાવજે શોકય માયલાં સાલરે,
લાવજે આગમ જાયો બેટડો. અવળા બોલી૦

( રઢીયાળી રાત. )

---

બ

## અવળા બોલી.

ઉંચી ઉંચી મેડી રે મારાં ઘર રે ચીતરાતીયાં,
તાં રે ઢળાવો ભમર ઢોલીયા.
એને રે ઢોલૈયે મારા કીયો ભાઈ પોઢશે,
વહુ રે કીયાં વહુ ઢોળે વાવલાં.

* * * *

* રઢીયાળી રાતમાં 'અવળા બોલી ' નું એક લોકગીત છે. મહિકાંઠા પ્રદેશમાં એ ઢબનું એક ગીત ગવાય છે તે બન્ને ગીતો અહીં આપ્યાં છે.તેની તુલના પોતે જ કરી લેશે એવી વિનંતિ છે. સંપાદક.

ચાવ ઢોળતાં વહુવર વાત પૂછતાં,
કાંઇ નણદી પાડોશણુ ના રાખીયે:
લેઇ લેઇ જાશે રે નણદલ ખાઈ ખાઈ જાશે,
નિત્ય ઉઠીને ક્રોધ કરે રે.
અવળા મહિયરનાં ગોરી અવળું શું બોલો,
જે રે જોઇએ માગજો રે.
ખાસળું ખખેરૂં તો ગોરીઓ ઝાઝેરી.
કાંઇ લાખે બે લાખે માડીજાઈ નહિં મળેરે.

* * *

ચોખાના ચુડીલા મારે લાવજો ઠાકોરીયા,
રાઈનાં તે કંકણુ મારે લાવજો રે.
ચોખાના ચુડીલા કેવા હોય મારી ગોરી,
કાંઈ રાઈનાં તે કંકણુ મુજને નહિં મળ્યાં રે.
માંકણુની મોજડી મારે લાવજો ઠાકોરીયા,
કાંઇ ચાંચડની ચુંદડી મારે લાવજો રે.
માંકણુની મોજડી કેવી હોય મારી ગોરી,
કાંઇ ચાંચણુની ચુંદડી મુજને ના મળી રે.
બાવળનાં બોરાં મારે લાવજો ઠાકોરીયા,
કાંઈ બોરાંના પૈડા લઇ વે'લા આવજો રે.
બાવળનાં બોરાં કેવાં હોય મારી ગોરી,
કાંઇ બોરાંના પૈડા મુજને નહિં મળ્યા રે.
વલ્લાની કેરી મારે લાવજો ઠાકોરીયા,
કાંઈ આંબાના ટેટા લઇ વે'લા આવજો રે.
વલ્લાની કેરી કેવી હોય મારી ગોરી,
કાંઈ આંબાના ટેટા મુજને નહિં મળ્યારે.
શિંગડાળો ઘોડો મારે લાવજો ઠાકોરીયા,
વગર શિંગડાળી જોડી લઇ વે'લા આવજોરે.
શિંગડાળો ઘોડો કેવો હોય મારી ગોરી,
વગર શિંગડાળી જોડી મુજને નહિં મળારે.

'અવળા મૈયરની ગોરી' નણુદલ પાડોશમાં ન રાખવાનું કહે છે.

કારણ ? 'લેઇ લેઈ જાશેને રે નણદલ ખાઈ ખાઇ જાશે,
નંત્ય ઉઠીને કરોધ કરે રે.'

એ કાંઇ પરવડે ?

પણ હાકોરીયે એમ કાંઇ બ્હેનીનાં વગોવણાં સાંભળી રહે ? તેણે તો ઝટ સંભળાવી દીધું.

'કાંઇ લાખે એ લાખે માડીજાઇ નહિં મળે રે.'
'એમ જો ખાઈ ખાઈ જતી હોય ને લઇ લઇ'

જતી હોય તોય તારૂં શું ઓછું થઇ જાય તેમ છે ? તું તારે કાંઇ વાતે અધુરી ન રહેતી—' જે રે જોઇએ તે માગજે રે."

એ 'અવળા વૈયરની ગોરી' હાકોરીયાનાં આં વેણ, ક્યાંઇ દિવસો પછી યાદ દેવડાવે છે ને કેવી કેવી માગણીયો કરે છે ?

'ચોખાના ચુડીલા × × ×
રાઇનાં કંકણ × ×
માંકણની મોજડી × × ×
ચાંચડની ચુંદડી × ×
વસ્લાની કેરી × × ×
આંબાના ટેટા ×
શિંગડાળો ઘોડો × × ×
વગર શિંગડાળી જોટી × × ×
લઇ વેલા આવજો રે.

ભોળો હાકોરીયો એ ચુડીલા–કંકણ–મોજડી–ઇત્યાદિ શોધવા નીકળે છે પણ એ કોદિ કોઇને મળ્યાં છે તે એને મળે ?

તે નિરાશ થઇને જવાબ દે છે.

'મુજને નહિં મળ્યાં રે–'

આ આખોય પ્રસંગ રમુજી છે રઢીયાળી રાતમાંના ગીતની સાથે આ ગીતનું સામ્ય ચોકખું જણાઇ આવે છે. પ્રથમ ગીતમાં સાહ્યબો બીજી સ્ત્રી પરણવા જાય છે અને જુની સ્ત્રીને પોતે પરદેશ જવાનું બ્હાનું બતાવે છે પણ જુની એનો મર્મ કળી જાય છે, જેને લઈ ને એ આખો પ્રસંગ જન્મેલો છે. બીજા ગીતમાં સાહ્યબો બીજી સ્ત્રી પરણતો નથી પણ વખતે પરણવાની આગાહી આપે છે. પ્રાંતિક ભેદને લઇને ગીતમાં પણ ભિન્નતા

ઉતરવા પામી છે. જેથી ગીતની મીઠાશ ઉલટી વધી છે. સ્વ. રણજીતરામ ભાઈના 'લોકગીત' માં પણ આવાં બે લોકગીતો છે જેમાંનું એક નીચે ઉતારી લેખ સમાપ્ત કરીશ.

ઉંચી ઉંચી મેડીઓ ભમરા બારસટ બારીઓ.
બારીએ બેઠાં રે ભમરા બે જણાં રે,
જેરે જોઇએ તે માગો મારી ગોરી,
પાછલે પરોઢીયે ગામ ચાલીશું રે.
ચોખાનો ચુડો લઇ ઘેર આવો મારા માહેરા.
રાઇનાં કંકણ લઇ ઘેર આવજો રે.
અવળાં ગોરાદે અવળાં શું બોલો,
અવળાં બોલે દલડાં ઉતરશે રે.
ચોખાચુડો કેમ હોય મારી ગોરી,
રાઇનાં કંકણ કેમ નીપજે રે—અવળાં૦

રમણલાલ પી. સોની.



## નણદલ મોકળાં.

( નણંદ ભાભીનાં હેતની હદ બતાવતું એક લોકગીત. )

સુતર સર્પોના થંભ રચાવજો,
તાં તો ઘુઘરીઆળા ઢોલૈયા ઢળાવજો;
તાં તો પોઢે મારા કીયા ભાઇના બેંમ,
વહુ રે કોઈ વહુ ઢોળે વાવલાં.
વાવ ઢોળંતાં વહુવર વાત પૂછંતાં,
સ્વામી સાંભળો આપણા મોટા ઘરની રીત,
સકરબાઇ નણદલને આંણાં મોકલો;
ગોરી તમારે ને સકરબાઇને નહિં બને,
હું તો દશે દાંડા બોલ્યા વિના રહેશ,
સકરબાઈ નણદલને આંણાં મોકલો.
હું તો ઘણું ચોખે ડાટા દેશ,
કોદરા બટી મ્હાલો નણદલ મોકળાં.

થવાની છે. કારણ કે તેઓ એક બીજાનાં ન્યૂનતાપૂરક છે. કોને કોના વિના ચાલશે?

સ્ત્રીઓની આ જાગૃતિ ને ચળવળ પુરુષોને કેમ માફક નથી આવતી એ હું સમજી શકતો નથી. એમ કહેવામાં આવે છે કે પુરુષો એમ ધારે છે કે જો સ્ત્રીઓ વધારે ભણે ને સ્વતંત્રતાની વાત કરે તો તેમનો સંસાર સારો ન રહે. જો આમ હોય તો પુરુષોની તે ભૂલ છે. માત્ર ઘર, છોકરાં, વિવાહના પ્રસંગોમાં ને લુગડાં ઘરેણામાં રાચતી–તેમાં જ આખી દુનિયાનો સમાવેશ કરતી સ્ત્રી કરતાં ભણેલી સ્ત્રી બહારની પ્રવૃત્તિમાં રોકાતાં છતાં ઘર, છોકરાં ને પુરુષને વધારે સારી રીતે સાચવી શકે. તેના ને કુટુંબના જીવનમાં વધારે આનંદ, રસ ને સંસ્કાર લાવી શકે. કારણ કે તેનો વિકાસ થયો છે, તેથી તે વિચારી શકે છે. તેનું હૃદય વધારે કેળવાયેલું હોય છે એટલે તે સમજી શકે છે ને લાગણીઓ અનુભવી શકે છે. ભણવાથી સ્ત્રીઓની સહૃદયતા ઓછી થઈ જાય છે તે ખોટું છે. માત્ર એટલું ખરું કે ભણવાથી તેઓ તેમની સરલતા ને સહૃદયતાનો ગેરઉપયોગ થવા નથી દેતાં.

મોટી ઉમર સુધી સ્ત્રીઓને કુમારિકા રાખવા એ કેટલાકોને નીતિ ને ધર્મની વિરુદ્ધ લાગે છે. સ્ત્રીઓ કુમારિકા રહી શકે કે કેમ એની પણ કેટલાકોને શંકા છે! પણ તેમની માન્યતાઓ ને શંકા પાયા વિનાનાં છે. તેમ કરવાથી તેમનાં શરીરનો વિકાસ થાય છે ને માનસિક વિકાસ માટે અનુકુળતા થાય છે. કૌમાર ધર્મ નહિ પાળવાથી શરીરનું સ્વાસ્થ્ય બગડે છે. સ્ત્રી વૈદ્યો કે ડાક્ટરોને ત્યાં જોયું છે? વિવિધ જાતની શારીરિક પીડાઓથી પીડાતી સ્ત્રીઓ જોઇ ખ્યાલ આવશે કે નાની ઉમ્મરમાં સંસારી થવાથી કેટલી આપદ આવે છે. તેવી પત્નીઓ તેમના પતિઓને કેટલી ઉપયોગી થતી હશે તેની કલ્પના કરવી જ ઠીક છે.

એક યુવાન લિટએ. આગળની કેળવણી લેવા શહેરમાં આવ્યો હોય. ત્યાં તેના વર્ગમાં ભણતી છોકરીઓનું જ્ઞાન જુએ, તેમના આદર્શો ને સંસ્કારનો અનુભવ થાય, તેમના મન ને શરીર ઉપર સ્વતંત્ર વાતાવરણની થએલી અસર જુએ, તેમના કૌમારનું તેજ જુએ. કમભાગ્યે તેને સંસ્કાર વીનાની અભણ પત્ની મળી હોય, તો તેનું હૃદય તેની સ્થિતિ–તેના દંપતી જીવનની અસમાનતા જોઈ કેટલું રડી ઉઠશે? તે ખ્યાલ કરશે કે તેની પત્ની ભણેલી હોય, સારા સંસ્કાર હોય, તેનામાં સરલતા ને સહૃદયતા હોય તો કેવું સારું! તે ઇચ્છે કે તેની પત્ની તેની સાથે એકમય થાય, તેમનું જીવન જીવવાને

યોગ્ય બનાવે, તેઓ બન્ને આદર્શ ગૃહજીવન જીવે, બાળકોને કેળવે, તેમને ઘણાં સારાં બનાવે...તે ઇચ્છે કે તેની પત્ની તેના કામમાં મદદ કરે, તેના આદર્શોની સિદ્ધિનાં તેઓ સ્વપ્નાં સેવે, તેને તેનામાંથી ઉત્સાહ અને પ્રેરણા મળે. પરંતુ કપડાં ને ઘરેણાં માટે કંકાસ કરતી–વઢતી–ને છોકરાંને રઝળતી પત્ની તેને નસીબે હોય છે. સમાજ તથા રૂઢિ ઉપર ત્યારે તે અકળાશે, છાનું આંસુ પાડશે પણ આજ યુવાન જ્યારે મોટો થાય છે, તેની પુત્રીને શિક્ષણ આપવાની સ્થિતિમાં આવે છે ત્યારે તેનો ક્રોધ ભુલી જાય છે. જો સ્ત્રીઓ કેળવાય તો સમાજ કેટલીયે ઝડપથી પોતાની પ્રગતિ સાધી શકે.

આપણે સ્ત્રીઓને બહુ સતાવી છે. તેમની બહુ અવગણના કરી છે. તેને શબ્દે સહચરી ને આચારમાં અનુચરી બનાવી છે. તેમ કરી આપણે આપણી પડતી સ્વીકારી લીધી છે. થોડા વાંકે તેના પ્રાણ લેવાયા છે. ઓછી પહેરામણી માટે તેને સદાને માટે ત્યજી દેવાઈ છે. તેના મતની પરવા કરવા પુરુષે ઓછી દરકાર રાખી છે. આમ આપણે આપણી અવનતિ વ્હોરી છે. આપણા ગૃહજીવનના ખરા આનંદો ચાલી ગયા છે અને માત્ર એકધારું પશુજીવન જીવાય છે. દંપતી જીવનમાં સાત્વિકતા ને સ્નેહ નથી. બહુ બહુ તો કેટલાકો સ્ત્રીને પુતળીની જેમ શણગારવામાં જ આનંદ માને છે. હાલની સ્ત્રી કહે છે કે પુરુષો વિષયીપણાથી સ્ત્રીના આરોગ્ય તથા વ્યક્તિત્વની દરકાર કરતા નથી. તે કહે છે કે 'તમારી વિલાસિતા, વિષયવાસના, અસંયમ એ બધાંનો વિચાર નહિ કરવો અને ઉલટી અમારી નિંદા કરવી એ તો અધમતાનું પ્રદર્શન જ છે.' હાલની સ્ત્રી તમારી સાથે સંસારમાં પડવાને અને તમારી તથા કુટુંબની સગવડ સાચવવાને ગુલામી ગણે છે; તેઓ માને છે કે પુરુષોએ તેમને 'વિલાસનું રમકડું ને વગર પૈસાનો નોકર' ગણી છે. પવિત્ર કુટુંબભાવના એટલે ગુલામીઃ દંપતીજીવન એટલે અધમ વિલાસઃ સ્ત્રીત્વના ગુણો એટલે પરાધીનતામાં કેળવવા પડતા ગુણો; એવું હાલની સ્ત્રીઓ જે માને છે તે પુરુષોના વિપરીત વર્તનના પરિણામે છે. આ પાપનું પ્રાયશ્ચિત્ત શું? *કરેલી ભૂલનું વળતર શું? કરેલાં પાપ ધોવાં ને કરેલી ભૂલ સુધારવી એ જ.*

હવે કેટલુંક સ્ત્રીઓ પ્રત્યેઃ—

સ્ત્રીઓ જાગી છે તે સારી નિશાની છે. તે બીજી સ્ત્રીઓને જાગૃતિમાં લાવવા યત્ન કરે છે તે ઇચ્છવા જોગ છે. આ જાગૃતિની અવસ્થા વખતે તેમણે ધ્યાન આપવું જોઇએ કે અર્વાચીન સ્ત્રીનો પ્રધાનસ્વર પુરુષનો ધિક્કાર નહિ પણ સમાનતા, સહકાર ને સ્નેહ હોવો જોઇએ. તેમનો પ્રયત્ન તેમના

વ્યક્તિત્વની રક્ષા માટેનો હોવો જોઇએ, નહિ કે સમાજ ને કુટુંબમાં વિખવાદ ઇરાઇ ઉત્પન્ન કરવાનો. તેમણે પુરુષોની સાથે શ્રેષ્ઠતાની કે શક્તિની હરિફાઇ કરવાની નથી. તેમ કરવામાં તો સ્ત્રી ને પુરુષ બન્ને ભૂલશે. સામાન્ય રીતે પુરુષ ને સ્ત્રી પોતપોતાના ક્ષેત્રમાં શ્રેષ્ઠ ને શક્તિવાન છે. પણ તે શક્તિઓ એકલી હોય ત્યાં સુધી તેમાં ખાસ કાંઈ બળ નથી રહેતું. એ શક્તિઓ વીજળીની નેગેટીવ પોઝીટીવ જેવી છે. એ બન્નેનું મિલનજ એક નવું બળ ઉત્પન્ન કરી શકશે. ધમાલ ભરેલા ને કઠોર જીવનમાં પુરુષને પ્રવેશ કરવાનો છે. કોમળ જીવનમાં સ્ત્રીને પ્રવેશ કરવાનો છે. દરેકને પોતપોતાના ક્ષેત્રમાં ધન કામ કરી બતાવવાનો અભિલાષ હોવો જોઇએ. તેમના દેહ તેમજ મનબુદ્ધિના ધર્મ જુદા છે. તે પ્રમાણે તેમનાં ક્ષેત્ર જુદાં છે.

હાલની કોઇ સ્ત્રીને પુરુષની હરિફાઇ કરવાના કોડ છે. તે કહે છે કે "શું એ શકય નથી!" હા, છે. સ્ત્રી ને પુરુષ બન્ને મનુષ્ય છે, ને મનુષ્યજાતને લભ્ય ગુણો તે બન્નેમાં હોય તે સ્વાભાવિક છે. સ્ત્રી પુરુષની ને પુરુષ સ્ત્રીનો હરીફ બની શકે પણ પોતપોતાના ક્ષેત્રમાં મળતી સફળતા જેવી સફળતા તો ન જ મળે.

હાલની કોઇ બીજી સ્ત્રીને શ્રેષ્ઠ ગણાવાની હોંશ છે. સ્ત્રી કે પુરુષ એક બીજાથી શ્રેષ્ઠ ગણાવવામાં ભૂલ કરે છે. બન્ને સરખાં છે. બન્ને ન્યૂનતાપૂરક છે. એક બીજાના સહકારથી જ તેમની શક્તિ ઝળકી ઉઠે છે. એક બીજાના સહકારથી જ જીવનમાં રસ અને આનંદ આવે છે. હાલની સ્ત્રી ભૂલી જાય છે કે શ્રેષ્ઠત્વના કે ઉચ્ચનીચના ભાવ ભિન્નતા ને વૈમનસ્યના ઉત્પાદક છે. એક્તા, એકરાગને અભિન્નભાવને બદલે ભિન્નતા ને બેસુરાપણું તેથી દાખલ થાય છે. તેમણે યાદ રાખવું જોઇએ કે જ્ઞાનની ને શક્તિની શ્રેષ્ઠતા ભૂલી તેમણે એક બીજામાં તદ્રૂપતા સાધવાની છે. જો કે ખરી રીતે તો કાંઇ નથી પણ 'પુરુષોનો ધિક્ ધિક્ ધિક્કાર' નો પ્રત્યુત્તર 'સ્ત્રીઓનો ધિક્ ધિક્ ધિક્કાર' એમ અપાય ને અમલમાં મુકાય તો સમાજની શી વલે થાય?

હાલની એક બીજી સ્ત્રી જાહેર જીવનની હિમાયત કરે છે. આમાં વાંધાનો સ્વર ખરી રીતે હોય ન શકે. પહેલાં બીજા રૂપમાં જાહેર જીવન આપણી સ્ત્રીઓના નિત્યક્રમમાં આવતું. હાલ તે બીજે સ્વરૂપે છે. જાહેર-જીવનમાં ભાગ લેવો એ જરૂરનું છે. એટલું ખરૂં કે તેમાં જ રોકાઈ ઘર તરફ દુર્લક્ષ ન અપાવું જોઇએ. જેનામાં શક્તિ હોય ને સવડ હોય તેને જાહેર જીવન જીવનના કાર્ય તરીકે સ્વીકારવામાં સમાજ કાંઇ જ ન કહી શકે. તેને

માટે કે બીજા કોઈ ધ્યેય માટે કૌમારવ્રત પાળવાની કોઇને ઇચ્છા હોય તો તે તેમ કરી શકે એમ હોવું જોઇએ.

હાલની કોઈ સ્ત્રી કહે છે કે પુરુષો અમારા ઉપર કામકાજનો બોજો બહુ નાખે છે. ઠીક, ત્યારે ઑફીસે ઑફીસે ધક્કા ખાતા, નીચી મુંડીએ કલાકો સુધી કારકુની કરતા, શરીરકષ્ટ વેઠી ટૂંકા પગારમાં પણ સ્ત્રીને સંતુષ્ટ કરતા, મીલોના જીવલેણ સાંચાઓમાં કામ કરતા કે શરીરયાતના ભોગવતા પતિ (પુરુષો) નો તેમણે વિચાર કર્યો છે? કુટુંબને માટે કમાઇ લાવવામાં જેમ પુરુષ ઉપકાર કરતો નથી તેમ સ્ત્રી કુટુંબનું કામ કરવામાં કોઈના ઉપર ઉપકાર કરતી નથી પછીથી પોતે હાથે કરી 'રસોયણ' કે 'મજુરણ' ગણાવે તો તેમની જેવી ઇચ્છા. પુરુષ નિરાશ થઇ આવ્યો હોય, થાકીને આવ્યો હોય, કે તેને નિષ્ફળતા મળી હોય ત્યારે તેને શાન્તિ આપવી, તેના દુઃખમાં સહભાગી થવું તે શું ઉપકાર છે? પહેલાં સ્ત્રી પુરુષના આવા પ્રશ્નો સમાજ આગળ ન હતા, કારણ કે સ્ત્રી ને પુરુષ પરસ્પર સંતોષી ને વિશ્વાસુ હતાં. દરેક એક બીજાને માટે પ્રેમ ધરાવતાં ને પ્રેમ બદલો કે ભાગ માગે ખરો? આવી રીતે સ્ત્રી ને પુરુષના જીવનસૂર એકઠા મળી મધુર સંગીત કરતા ને આથી સમાજ મધુર નાદયુક્ત ને અભેદભાવવાળો બની રહેતો. જ્યાં સ્નેહ હોય, એક આદર્શ હોય ત્યાં તન્મયતા હોય છે. મ્હારા ત્હારાનો ભેદ ભૂલાય છે, જેઓ એક બીજાના સુખ માટે આતુર ને અધીરાં હોય છે, તેઓમાં કામની વ્હેંચણી નથી હોતી.

કહે છે કે પુરુષને સ્ત્રીની દરકાર નથી. વાત ખોટી છે. ભાગ્યે જ કોઇ પુરુષ હશે કે જે પોતાની સ્ત્રીની ઇચ્છાને જાણ્યે અજાણ્યે નહિ અનુસરતો હોય. કેટલાય પુરુષોએ સ્ત્રીને દુઃખ ન થાય માટે દારૂ જેવાં વ્યસનો છોડયાં છે. ઘણાય પુરુષોએ પરણી આડેમાર્ગે જવાનું બંધ કર્યું છે. કેટલીએ સ્ત્રીઓએ તેમના પતિને ખરાબ સોબત છોડાવી છે. પુરુષ સ્ત્રીની ઇચ્છાને જાણ્યે અજાણ્યે આધીન છે એ વાતની ખાત્રી તો જીવનના નાના નાના પ્રસંગો પરથી પણ થશે.

કેટલીક સ્ત્રીઓને બાળકો ઉછેરવાં એ વેઠ લાગે છે! કવિઓ કહે છે તે લોકો અનુભવે છે કે સ્ત્રી વાત્સલ્યની, દયાની, કોમળતાની ને ઉદારતાની દેવી છે. તે સ્ત્રી આમ કેમ કહી શકે તે હું સમજી શકતો નથી. કદાચ કૌમારના ઉન્માદમાં માતૃપદની સાચી કલ્પના તેવું બોલનારાંમાં નહિ હોય; માતા થઇને એવું બોલનાર કોઇ સ્ત્રી હોય તો જરૂર મ્હને તેની દયા આવે.

તત્ત્વવેત્તા પૉલ રીશારના શબ્દમાં કહીશ કે "સ્ત્રીજાતિની સેવા એ પુરુષ જાતનાં પુનર્જીવન, પુરુષમાં પ્રભુતાના અવતાર. આ સ્વાનુભવ માટે આત્માના બે દેહ, સ્ત્રી ને પુરુષ. સ્ત્રી ને પુરુષના આજ સાચા સંબંધ. પ્રભુ પણ એટલા માટે અર્ધનારીશ્વર રૂપે ઉતર્યા છે. પુરાણ ધર્મમાં આ હેતુ પ્રગટ કર્યો છે. પુરુષ સ્ત્રીમાં પ્રભુ જુએ. સ્ત્રી પુરુષમાં પ્રભુ જુએ. એક અન્યને પૂજે ને સેવે. પશ્ચિમમાં સ્ત્રીની જ પૂજા છે. પુર્વમાં પુરુષની જ પૂજા છે. આ તો મહામિલનની અધુકડી, ઉતરી ગયેલી પ્રથા છે. સ્ત્રીને પુરુષનાં પુનર્જીવન થાય. સ્ત્રી ને પુરુષની નિર્બલતા દૂર થાય. બન્નેની અહંતા દૂર થાય. બન્ને પ્રભુને પરખે. બન્ને વામન મટી વિરાટ વાધે. બ્હેનો! તમારો આત્મા જાગે. સાચી સ્ત્રી પ્રગટે. સાચા સ્નેહ ઉતરે. સાચી માતા અવતરે. આવો સાચો પ્રાણ તમારાં ગૃહ, દેશ અને લોકમાં દેહ ધરે."

ભવાનીશંકર હ. પાઠક.

---

## બંદીવાન.

વસન્ત ઋતુની એક સ્હાંજે અમે નદી કિનારે આવેલા અમારા બંગલાની અગાસીમાં બેઠાં બેઠાં વાતો કરતાં હતાં. સૂર્યાસ્ત થવાની તૈયારી હતી. એટલે આકાશ વિધવિધ રંગોથી રંગાઈ ગયું હતું. પશ્ચિમ દિશામાં સંધ્યા સ્ત્રી સોળે શણુગાર સજીને ઉભી હતી. પક્ષીઓ કલ્લોલ કરતાં કરતાં પોતપોતાના માળા તરફ ઉડતાં હતાં. અમારી વાડીમાંના આંબાપર બેઠેલી કોયલ થોડી થોડીવારે ટહુકા કરતી હતી. તે ઉપરથી અમે પક્ષીઓના જીવનની સ્વતંત્રતા વિષે વાતો કરતાં હતાં. એટલામાં પાંજરામાં પુરેલો પોપટ 'રામ રામ' એમ બોલી ઉઠ્યો. પોપટનો અવાજ સાંભળતાં વાર જ મારો મિત્ર રવીન્દ્ર ખળભળી ઉઠ્યો અને બોલ્યો, "તમે પક્ષી પાળો છો એ તો મેં આજેજ જાણ્યું!" મેં ધીમે રહીને કહ્યું "મને પક્ષી પાળવાનો શોખ નથી. એ તો મ્હારી નાની બ્હેનની બહુ ઇચ્છા હતી એટલે આ પોપટ થોડા દિવસથી આણ્યો છે." રવીન્દ્ર ગુસ્સાના આવેશમાં બોલી ઉઠ્યો-કેવી નિર્દયતા! કેટલું ઘાતકીપણું!

આમ એકાએક રવીન્દ્ર શું કામ ગુસ્સે થઇ ગયો તે અમે કોઇ સમજી શક્યાં નહિ. થોડીવાર શાન્ત બેસી રહ્યા પછી ફરી પાછો રવીન્દ્ર બોલ્યો

મારાથી પશુ, પક્ષી કે મનુષ્યને પાંજરામાં પુરેલાં જોઇ શકાતાં નથી, મને એ દેખાવ જ ત્રાસદાયક લાગે છે. થોડા વખત અગાઉ મેં કેદખાનામાં એક બંદીવાન જોયો હતો, તેની જીવનકથા જો તમે સાંભળો તો જરૂર તમે સૌ મારા મતનાં થઇ જાવ. આટલી પ્રસ્તાવના કર્યા પછી રવીન્દ્રે પોતાનો અનુભવ વર્ણવવા માંડયો. " મારા એક મિત્રે મને એક દિવસ કેદખાનું જોવા જવાનું આમંત્રણ આપ્યું. મેં કોઇ દિવસ કેદખાનું જોયું નહોતું એટલે તરત આમંત્રણ મેં સ્વીકાર્યું, અને બીજે દિવસે અમે કેદખાનું જોવા ગયા.

કેદખાનામાં બીજું કાંઇ ખાસ જોવાનું નહોતું. માત્ર એક જ દૃશ્ય એવું હતું કે હું એ હવે જીવન પર્યંત નહિ ભૂલું. આખું કેદખાનું જોઇ રહ્યા પછી છેવટે અમે એક કેદીની કોટડી આગળ ગયા; તેને જન્મભરની કેદની શિક્ષા થએલી હતી. આ બંદીવાન સત્તર વરસથી કેદમાં હતો. જ્યારે તે અઢાર વરસનો હતો, ત્યારે તે એક ઝવેરીની દુકાનમાં કારીગર તરીકે કામ કરતો હતો. પછી એકાએક એને કોણ જાણે શું થયું તે એ એક લુંટારાઓની ટોળામાં ભળ્યો. અને એક દિવસ પોતાના જ શેઠની દુકાન લુંટી, અને પોતાના શેઠનું ક્રોધના આવેશમાં ખૂન કર્યું. પોલીસે તેને પકડયો, અને અંતે એને ફાંસીની સજા થઇ. તેણે શહેનશાહને દયા કરવાની વિનંતિ કરી અને પરિણામે એને જન્મભર એકાન્ત કેદની સજા ફરમાન થઇ.

અમે જ્યારે આ બંદીવાનની કોટડીમાં દાખલ થયા ત્યારે એ એની સ્હામે પડેલા કાગળ ઉપર સ્થિર નજર રાખીને જોતો હતો. અને પુતળાની પેઠે બિલકુલ હાલ્યા ચાલ્યા વગર ટટાર ઉભો હતો, જો કે તેની ઉમ્મર માત્ર પાંત્રીસ વર્ષની હતી છતાં એના દેખાવ ઉપરથી તે સાઠ વર્ષ જેવડો લાગતો હતો. એનું શરીર છેક જીર્ણ થઈ ગયું હતું, અને મ્હોં તદ્દન નિસ્તેજ ને ફીકકું લાગતું હતું; ગાલમાં ઉંડા ખાડા પડેલા હતા; આંખો હતી મોટી પણ ઉંડાણમાં ઉતરી ગયેલી હોય એવી જણાતી હતી. અમને જોઇને એણે નીચા વળીને સલામ કરી. જેમ ઘુવડ સૂર્યનો પ્રકાશ જોઇને અંજાઇ જાય તેમ એ અમને જોઇને ચકિત થયો હોય એમ લાગ્યું. તેનો અવાજ ધીરો અને નિરાશાસૂચક હતો અને તેની બોલવાની ઢબ ઉપરથી એમ લાગતું હતું કે એનામાં હવે સ્વેચ્છા જેવી કંઇ ચીજ નહિ રહી હોય. કેદીના હાથમાં એક જાડો કાગળ હતો. અને એના ઉપર એણે ગીતાના કેટલાક શ્લોકો, આંધળા માણસો માટેની લિપિમાં લખ્યા હતા. અમને દેખાડવા માટે એણે કાગળ ઉંચો કર્યો ત્યારે મેં જોયું કે એનો હાથ અશક્તિને લીધે ધ્રુજતો હતો, અને આંગળાં ઉપરની ચામડી ખરી ગએલી હતી. મેં બંદીવાનને,

પૂછ્યું કે એ જાતની લિપિ પહેલ વહેલી કોણે ખોળી કહાડી હતી? એ તરેહની લિપિના સંશોધકનું નામ એ તે વખતે ભૂલી ગયો હતો. છતાં બહુ ઉત્સાહથી સંભારી કહાડવાને પ્રયાસ કરતો હોય એમ લાગ્યું. તેણે બે હાથમાં પોતાનું માથું દાબ્યું અને થોડીવાર પછી એકદમ ખૂબ આનંદમાં આવી જઈને પેલા સંશોધકનું નામ બોલી ઉઠ્યો. આ ક્ષણે મને પ્હેલીજવાર એ એક જીવતા મનુષ્ય જેવો લાગ્યો. માણસના સ્વાતંત્ર્યની સાચી કિંમત મને આજ પછી સૌથી પ્રથમવાર સ્હમજાઇ. મનુષ્યને પરસ્પર સંબંધની કેટલી આવશ્યક્તા છે. જુદા જુદા દેખાવ જોવાથી અને અવાજ સાંભળવાથી મનને કેટલો ફાયદો થાય છે. અને જોએલી તથા સાંભળેલી વસ્તુઓ યાદ રાખવામાં મગજને કેવો આનંદ પડે છે એ વગેરેનું ભાન મને અત્યારે જ થયું! આ બિચારા કેદીને સ્મરણ શક્તિનું કોઈ દિવસ કામ જ પડતું નહિ. એનું જીવન તો એક સુકાઈ ગયેલા છોડ જેવું હતું. ન એના પર કોઇ દિવસ તાપ કે તડકો પડે કે ન એના પર વરસાદ કે ઝાકળ પડે. જ્યારે એણે પેલા સંશોધકનું નામ સંભારી કહાડ્યું ત્યારે એના મ્હોં ઉપર એવી છાપ પથરાઈ વળી હતી કે એ જોઈ ત્યારે એક સુકાઇ ગયેલા છોડ ઉપર નવું કુમળું પાંદડું ઉગ્યું હોય એવો દેખાવ જોતાં હોઇએ એમ લાગે.

આ કેદીની દુનીઆ માત્ર ૧૪ ફીટ લાંબી અને ૮ ફીટ પ્હોળી ઓરડીમાં સમાઇ જતી હતી. સત્તર વરસ એણે એક જ કોટડીમાં માણસ પશુ, કે પક્ષીના સહચાર વિના એકાન્તમાં ગાળ્યાં હતાં! છતાં કેદીઓના મ્હોં ઉપર ક્વચિત જ જોવામાં આવે એવી એક જાતની અપૂર્વ શાંતિ એના મ્હોં ઉપર જણાતી હતી. થોડીવાર પછી એણે અમને એક લાકડાના કકડા ઉપર ચિત્રેલું ચિત્ર જોવા આપ્યું, ચિત્રની અંદર એક સુંદર યુવતી બાગની મધ્યમાં બેઠેલી હતી, અને એના હાથમાં રંગબેરંગી ફુલનો એક ગોટો હતો. બાગની એક બાજુએ પાણીનો એક વ્હેળો ચિતર્યો હતો અને બીજી બાજુએ એક અસામાન્ય છતાં જાણે માણસનું ચિત્ર હોય એવું વૃક્ષ ચિતર્યું હતું. એ વૃક્ષ ઉપરથી મોટાં સુશોભિત ફળ લટકતાં હતાં અને એની એક ડાળી ઉપર એક મનોહર પક્ષી બેઠેલું હતું, આખું ચિત્ર ચમત્કારથી ભરપુર હોય એમ લાગતું હતું. મેં બંદીવાનને પૂછ્યું 'કેદમાં આવ્યા પહેલાંથી તમને ચિતરતાં આવડતું હતું?' કોઇ સાથે વાતચીત કરવાની બહુ વખતથી ટેવ ન હોવાથી એ મારો પ્રશ્ન બરાબર સમજી શક્યો નહિં એટલે ઉત્તરમાં બોલ્યો 'સાહેબ, આ ચિત્ર કોઇ નમુના ઉપરથી દોર્યું નથી એ તો મારા કલ્પનાના તરંગોએ ઉપજાવી કહાડ્યું છે.' આટલું બોલીને એણે એક ધીમું

સ્મિત સ્મિત કર્યું. વજ્રથીએ કઠોર હૈયાના મનુષ્યનું હૃદય પણ આ સ્મિત જોઇને પીગળ્યા વગર રહે નહિ, એવું એ હતું. મારી આંખમાંથી બે આંસુનાં ટીપાં સરી પડયાં. બંદીવાને પેલા ચિત્રની અંદર પોતે જે વસ્તુની નિરંતર ઝંખના કરતો હતો તે બધી ચીતરી હતી. સ્ત્રી, ફળ ફુલ, પક્ષી, પાણી, વૃક્ષ અને અનંત ભુરૂં આકાશ. આપણને આ વસ્તુઓ કેવી સુલભ લાગે છે! પરંતુ એ તો જીંદગી પર્યન્ત આમાંથી એકકે ચીજ પ્રાપ્ત કરી શકે એમ ન્હોતું! દૈવની કેવી વિચિત્ર ગતિ છે! પેલા કેદીએ કહ્યું. "આ ચિત્ર દોરવામાં મેં સત્તર વરસ કહાડયાં છે: અનેક વાર ચિતરૂં અને પાછું ભુસી નાખું. દરેક વાર કાંઇક નવું ઉમેરૂં અને જુનું કહાડી નાંખું, એમ કરતે કરતે છેવટે આ ચિત્ર તૈયાર કર્યું છે.' ચિત્ર ખરેખર અદ્‌ભૂત હતું. ચિત્રકારે પોતાની કલામાં આખો આત્મા મૂકી દીધો હોય એમ લાગતું હતું. કેટલાં વર્ષોથી એણે બાહ્ય જગત જોયું જ ન્હોતું છતાં ફળફુલ આકાશ વિગેરે આવી સુંદર રીતે શી રીતે દોરી શક્યો હશે! આટલાં વર્ષથી એ મૃતપ્રાય જીવન ગાળતો હતો છતાં જીર્ણ થઈ ગયેલા શુષ્ક અંતરમાંથી આવી મનોહર યુવતી અને સુંદર ફુલ એણે શી રીતે ઉપજાવ્યાં હશે!

હવે વિચાર કરતાં મને એમ થાય છે કે, મનુષ્યહૃદય કેવું કઠોર હોય છે કે તે વખતે હું નિરાંતે અંતરમાં બળની દુઃખની જ્વાળ ખમી શકયો. અત્યારે જો કે મને એ વાત કરતાંએ ત્રાસ છૂટે છે. હું મરીશ ત્યાં સુધી એ બંદીવાનની આંખોમાં છુપાએલો ભાવ નહિં ભૂલી શકું. એ આંખોમાં મૂર્તિમંત દુઃખ વસતું હોય એમ લાગતું હતું, એ આંખોમાં જાણે એણે અત્યાર સુધી અનુભવેલાં અને હવે પછી અનુભવવાનાં મૌન અને એકાન્તનાં અસંખ્ય પડ ઉપર પડ ગોઠવ્યાં હોય એમ જણાતું: એવું દયાજનક દારિદ્રય એ આંખોમાં હતું કે એ વર્ણવી શકાય જ નહિ. જ્યારે જ્યારે એ બંદીવાનની આંખો મારી સમક્ષ ખડી થાય છે ત્યારે મને કંપારી છૂટે છે. મહાન દુઃખ અનુભવવાથી એક જાતની પવિત્રતા પ્રાપ્ત કરી શકાય છે, એમ એ કેદીની આંખો ઉપરથી જાણી શકાતું હતું. મને તો એમ ખાત્રી થઇ હતી કે એ કેદીની ચરણરજ લેવાથી હું પવિત્ર થાઉં. એની સમક્ષ ઉભો હતો ત્યારે એમ લાગતું હતું કે આમ છુટો ને સ્વતંત્ર રહીને હું એની પ્રત્યે એક જાતનો ગુન્હો કરૂં છું. વધસ્થંભ ઉપર લટકાવેલા એક નિર્દોષ મનુષ્યની સ્હામે એક પાપી તરીકે હું ઉભો હોઉં એવું મને લાગતું હતું. એણે ગમે તેવું ઘોર પાપ કર્યું હોય તોએ એના પાપ કરતાં સહસ્ર ગણી વધારે શિક્ષા એને થઇ હતી, અને એણે એ એવા ધૈર્યથી અને હિંમતથી ખમી હતી કે મને એમ

થતું કે હું એના પગ નીચેની ધૂળની રજ સમાન છું. મને આખી મનુષ્ય જાતિ તરફ અગાધ તિરસ્કાર થયો. જગતના કેદી માત્ર માટે મારા અંતરમાં અસહ્ય વેદના થવા લાગી.

કેદખાનું જોઇને પાછાં આવતાં રસ્તામાં ઝાડ, પક્ષી, આકાશ વગેરે સર્વ વસ્તુઓ આનંદમાં મ્હાલતાં હોય એમ મને જણાયું. કુદરતના રાજ્યમાં સૌ સ્વતંત્રતા ભોગવતાં જણાયાં, માત્ર માણસ જ આમ પોતાના જાતિભાઇને શું કામ નિર્દય રીતે હેરાન કરતો હશે!

તે રાત્રે હું મારા ઘરની બારીમાં બેઠો હતો. નીચે રસ્તા ઉપર ગાડી ઘોડા દોડતા હતા. લોકો આવજાવ કરતા હતા. કોઇક ઘરોમાંથી સંગીતના સ્વર નીકળતા હતા અને કોઇક ઠેકાણે ઉત્સવ ચાલતા હતા. હું એમાંથી કશું દેખતો કે સાંભળતો નહિ. મને તો પેલા બંદીવાનનું ફીકકું શાન્ત મ્હોં, એની દુઃખના ડુંગરથી ભરેલી આંખો અને પેલું સુંદર ચિત્ર જ દેખાતું." રવીન્દ્ર પોતાની વાત પૂરી કરીને એકદમ ચાલ્યો ગયો.

(અંગ્રેજી ઉપરથી.) સૌદામિની.

## સ્ત્રીનું હૃદય.

છેક બાળપણથી હું તો આ જ પૂજારી પાસે રહી છું, અને આ જ મંદિરના ઓટલા મ્હેં વાળ્યા છે. મારાં માબાપ કોણ હતાં, તે આજ સુધી હું જાણતી નથી; પણ તેઓ કોઇક રીતે કલંકિત હશે; કેમકે પૂજારીની હું બહુ માનીતી છું, છતાં એ મંદિરના મુખ્ય ખંડમાં જવાની મ્હને રજા નથી. તોપણ એ અદૃશ્ય દેવ ઉપર મ્હને અજબ શ્રદ્ધા છે. આખા દિવસમાં મંદિરના આરસપહાણના ઓટલા વાળીને સાફ રાખવા સિવાય મારે બીજું કાંઈ જ કામ કરવાનું નહિ.

ગામનાં છોકરાંઓ સાથે હું કોઇ દિવસ રમી નથી. હું કુવે પાણી ભરવા જાઉં, તો મારૂં બેડું કુવામાં હોય, ત્યારે બીજી સ્ત્રીઓ પોતાનાં બેડાં અંદર નાંખતી નહિ, વખતે મારા પાણીનો તેમને છાંટો અડકી જાય ને! હું પાપી માબાપની પુત્રી ખરીને!

મારા જીવનના વસન્ત કાળમાં એક યુવક મારો મિત્ર બન્યો. તેનું નામ અજય. તે કોણ હતો ને ક્યાંથી આવતો તે હું જાણતી નથી. એને

વિષે હું માત્ર એટલું જ જાણતી, કે તેની માતા અપંગ હતી, તેને અમારા મંદિરમાં દર્શન કરાવવા અને કથા સંભળાવવા તે લઈ આવતો. અમારી આ સિતાચારી માત્ર થોડોજ વખત ટકી. એકાદ વર્ષ પછી અજયની મા મૃત્યુ પામી, અને અજય અમારૂં ગામડું છોડી કોઇ શહેરમાં ચાલ્યો ગયો. જતી વખતે તેણે પોતાને કદી ન ભૂલવાનું મારી પાસે વચન લીધું; પણ કોણ કોને ભૂલવાનું છે, તે હું સારી રીતે જાણતી હતી. આખા બાળપણમાં એક જે વ્યક્તિ સાથે આપણને ઓળખાણ થયું હોય, અને માત્ર તેની જ સાથે આપણે રમ્યાં હોઇએ, તેને કાંઇ ભૂલી જવાય? અને એ તો આ ગામડાની નાની સરખી જીંદગી પૂરી કરી, જગતમાં ઝંપલાવવા જતો હતો; ત્યાં એને હું કેવી રીતે યાદ આવું?

બીજે દિવસે સ્હવારે ઉઠી, મંદિરના ઓટલા વાળી, બધી ધૂળ ભેગી કરી હું મારી ઓરડીમાં લાવી એ બધી ધૂળમાંથી કદાચ, એકાદ રજકણતો એના પગને અડકી હશેને? આજે પણ એ ધૂળ મારી ઓરડીમાં એક સુરક્ષિત ખૂણામાં મ્હેં સંભાળથી સાચવી રાખી છે.

પછી તો ઘણાં વર્ષો વીતી ગયાં.

* * * *

આખી રાત મ્હને, કોઇ દિવસ નહિ આવ્યાં હોય, એવાં ભયંકર સ્વપ્નાંઓ આવ્યાં. તેથી સ્હવારે હું, મારા નિયમ કરતાં બહુ મોડી ઉઠી. ઝટ ઝટ સ્નાન કરી, મારા ભીના વાળ વાંસા ઉપર સૂકવવા નાંખી, હું મોરનાં પીછાંથી ઓટલો વાળવા મંડી. ત્યાં દરવાજા આગળ મોટા બળદ જોડેલા, એવો સુંદર રથ આવ્યો. કોઇ દર્શન કરવા આવ્યું હશે, ધારી મેં વાળવાનું ચાલુ રાખ્યું. ત્યાં તો રથમાંથી અજય ઉતર્યો! તેની સાથે એક નવ વધૂ હતી. પરણીને તરત એ લોકો દેવને પગે લાગવા આવ્યાં હતાં. કન્યાનું પાનેતર હજી નવું જ જણાતું હતું, અને તેના મીંઢળની દોરી ઉપરનું કંકુ હજી ખરી પણ નહોતું પડયું.

તે વખતે મને કેવા પ્રકારની લાગણી થઈ હતી, તે હજીએ હું યાદ કરી શકતી નથી. વરકન્યા દેવને પગે પડયાં, કન્યા પાછી રથમાં બેસી ગઈ, વર પૂજારી સાથે કાંઇ વાત કરતો ઉભો હતો. મારામાં હતી તેટલી હિંમત ભેગી કરી, હું રથ આગળ ગઇ, અને મ્હેં નવ વધૂને કહ્યું, "બ્હેન! જરા ઘૂંઘટ ખોલી તારૂં મ્હોં તો બતાવ! જોઉં તો ખરી કે તું કેવી એક સુંદર છે!" મારો એક એક શબ્દ કડવો ઝેર જેવો, અંતે અદેખાઇથી ભરેલો હતો; તો પણ બિચારી નવવધૂએ ધ્રુજતે હાથે ઘૂંઘટ ખોલ્યો. જો તે સુંદર

હોત, તો જરૂર મને તેની અદેખાઇ આવત; પણ બિચારી આ છોકરીમાં રૂપનો છાંટોએ નહોતો! તેની આંખોમાં ભય અને આશ્ચર્ય બન્ને જણાતાં હતાં. શી વાત કરવી તેનો હું વિચાર કરતી હતી, એટલામાં તો નવવધૂએ ઘૂંઘટ મ્હોં ઉપર નાંખી દીધો. મ્હેં પાછળ જોયું તો અજય આવ્યો હતો. હું જરા દૂર ખસી ગઇ, એટલે મારા તરફ એક બેદરકારી ભરી નજર નાખી, એ મારી જીન્દગીની વસન્ત ઋતુમાં પહેલ વહેલો આવેલો યુવક, સદા માટે ચાલી ગયો! રથના બળદને ગળે બાંધેલા ઘૂઘરાનો અવાજ સાંભળતી હું ત્યાં જ ઉભી રહી. મારી આંખમાંથી એક આંસુ સરખુંએ પડયું નહિ. મ્હને થાય છે કે મ્હારે હૃદય જ નહિ હોય, નહિ તો તેજ વખતે તેના તૂટીને કકડા ના થઇ જાત?

હવે તો પેલી ધૂળની પૂજા કરવામાં, અને મંદિરના ઓટલા વાળવામાં જ મ્હારે જીવન વીતાવવાનું. મારે જગત પાસે કશુંએ માગવાનો હક નથી; કેમકે હું તો કલંકિત માતાપિતાની પુત્રી છું.

વિનોદિની.

---

# બળીયા-(સ્મૉલ પૉક્સ)

સ્મોલ પોક્સ અથવા જેને ગુજરાતીમાં બળીઆ કહે છે તે રોગ પોક્સ જાતના જંતુઓ શરીરમાં દાખલ થવાથી થાય છે.

આ રોગ ઘણો જ ચેપી છે ને તે દરદીના પ્રત્યક્ષ સંસર્ગમાં આવનારને ઘણો જ જલદી લાગુ પડે છે. આ ચેપી રોગનાં જંતુઓ શરીરમાં દાખલ થવાના મુખ્ય રસ્તા નાક ને મોઢું છે. જેથી કરીને જ્યારે તે રોગ ચાલતો હોય ત્યારે દરેક મનુષ્યે તે બન્ને ( નાક અને મોઢું ) સાફ રાખવાં જોઇએ કે જેથી શ્વાસોશ્વાસ વાટે આ ચેપી રોગનાં જંતુઓ શરીરમાં પ્રવેશ થવા પામે નહિ. ચેપી જંતુઓ શરીરમાં દાખલ થયા પછી દસબાર દિવસમાં ને કોઈ વાર પાંચ દિવસમાં બળીઆ દેખાવ દે છે.

**નાક અને મોઢું સાફ રાખવા નીચે મુજબ ઈલાજો લેવા.**

અ (૧) જમ્યા પછી હંમેશાં કોગળા કરી મોઢું સાફ રાખવું.

(૨) મીઠાના પાણીથી નાક અને મોઢું ધોઈ નાખવાં. ( એક નાની ચમચી અથવા પાવલીભાર મીઠું એક શેર પાણીમાં ઓગાળી નાખીને તે પાણી નાક અને મોઢું સાફ કરવા વાપરવું. )

(૩) ગળા અને મોઢાની અંદરનો ભાગ સાફ કરવા સહ્દું મીઠાના પાણીથી કોગળા કરવા ને એક ઘુંટડો પાણી ગળામાં નાખી ૫-૧૦ સેકંડે આ...આ...આ...કરી પાણી બહાર થુંકી કહાડવું આ...આ...આ...કરતી વખતે સહ્દું પાણી ગળી ન જવાય તેની સાવચેતી રાખવી. મીઠાનું પાણી મોઢામાં તથા ગળામાં ઉંડે સુધી સ્પર્શ કરે તેવી રીતે કોગળા કરવા

(૪) સહ્દું પાણી મોટા માણસોએ, જે આવડે તો, નાક સાફ કરવા નસકોરામાં ખેંચવું નહી તો દાતણુ પર રૂ વીંટાળીને સહ્દું મીઠાના પાણીમાં બોળીને તે નાકમાં ધીમે ધીમે ફેરવવું. એમ ૪-૫ ફેરા ફેરવવું ને તેવી રીતે દિવસમાં ત્રણ વાર કરવું જેથી નાક બીલકુલ સાફ રહેશે ને નાકમાં કોઇ ભરાઇ રહેલાં જંતુઓનો નાશ થશે.

(૫) ઘરના તમામ માણસોને બળીઆની રસી તાબડતોબ મુકાવી દેવી. એક વખત અગાઉ મુકાવેલી હોય તો પણ ફરીથી મુકાવવા અડચણુ નથી. ઉલટું તે વધારે સહી સલામત છે.

વ. જો પોતાના કુટુંબમાં એકાદ માણસને બળીઆ-શિતળા નીકળ્યા હોય તો તે રોગ ફેલાતો અટકાવવા નીચે પ્રમાણે ઇલાજો લેવા.

(૧) તે દરદીને એક અલાયદા અંધારા પણુ હવા આવે તેવા ઓરડામાં સુવાડવો. અને તે ઓરડામાં દરદીના બીછાના શિવાય બીજું કાંઇ પણુ ફરનીચર રાખવું નહિ.

(૨) જે માણસ સારવાર કરતાં હોય તે માણસ શિવાય બનતાં સુધી બીજા માણસને દર્દીના સંસર્ગમાં આવવા દેવા નહિ.

(૩) જે માણસ સારવાર કરવા રહે તેણે શિતળાની રસી મુકાવી દેવી.

(૪) દરદીને ચામડી ઉપર બદામનું તેલ અથવા વેસેલીન અથવા કારબોલાઇઝડ ગ્લીસેરાઇન અવાર નવાર પીંછીથી અથવા રૂથી લગાડવું કે જેથી કરીને તે દરદનાં જંતુઓ દરદીના શરીર પરથી હવામાં ફેલાતાં અટકે. ( એક ભાગ કારબોલીક એસીડ અને પાંચ ભાગ ગ્લીસેરાઇન નાખવાથી કારબોલાઇઝડ ગ્લીસેરાઇન થાય છે)

(૫) દરદીના નાકમાંથી મોઢામાંથી અથવા દરદીના શરીરમાંથી બીજી કોઇ જગ્યાએથી નીકળતા પદાર્થ જેવા કે પરસેવો, ઝાડો, પેશાબ,

હોત, તો જરૂર મને તેની અદેખાઇ આવત; પણ બિચારી આ છોકરીમાં રૂપનો છાંટોએ નહોતો! તેની આંખોમાં ભય અને આશ્ચર્ય બન્ને જણાતાં હતાં. શી વાત કરવી તેનો હું વિચાર કરતી હતી, એટલામાં તો નવવધૂએ ઘૂંઘટ મ્હોં ઉપર નાંખી દીધો. મ્હેં પાછળ જોયું તો અજય આવ્યો હતો. હું જરા દૂર ખસી ગઇ, એટલે મારા તરફ એક બેદરકારી ભરી નજર નાખી, એ મારી જીન્દગીની વસન્ત ઋતુમાં પહેલ વહેલો આવેલો યુવક, સદા માટે ચાલી ગયો! રથના બળદને ગળે બાંધેલા ઘૂઘરાનો અવાજ સાંભળતી હું ત્યાં જ ઉભી રહી. મારી આંખમાંથી એક આંસુ સરખુંએ પડ્યું નહિ. મ્હને થાય છે કે મ્હારે હૃદય જ નહિ હોય, નહિ તો તેજ વખતે તેના તૂટીને કકડા ના થઇ જાત?

હવે તો પેલી ધૂળની પૂજા કરવામાં, અને મંદિરના ઓટલા વાળવામાં જ મ્હારે જીવન વીતાવવાનું. મારે જગત પાસે કશુંએ માગવાનો હક નથી; કેમકે હું તો કલંકિત માતાપિતાની પુત્રી છું.

વિનોદિની.

---

# બળીયા-(સ્મૉલ પૉકસ)

સ્મોલ પોક્સ અથવા જેને ગુજરાતીમાં બળીઆ કહે છે તે રોગ ચોક્સ જાતના જંતુઓ શરીરમાં દાખલ થવાથી થાય છે.

આ રોગ ઘણો જ ચેપી છે ને તે દરદીના પ્રત્યક્ષ સંસર્ગમાં આવનારને ઘણો જ જલદી લાગુ પડે છે. આ ચેપી રોગનાં જંતુઓ શરીરમાં દાખલ થવાના મુખ્ય રસ્તા નાક ને મોઢું છે. જેથી કરીને જ્યારે તે રોગ ચાલતો હોય ત્યારે દરેક મનુષ્યે તે બંને (નાક અને મોઢું) સાફ રાખવાં જોઇએ કે જેથી શ્વાસોશ્વાસ વાટે આ ચેપી રોગનાં જંતુઓ શરીરમાં પ્રવેશ થવા પામે નહિ. ચેપી જંતુઓ શરીરમાં દાખલ થયા પછી દસબાર દિવસમાં ને કોઈ વાર પાંચ દિવસમાં બળીઆ દેખાવ દે છે.

**નાક અને મોઢું સાફ રાખવા નીચે મુજબ ઈલાજો લેવા.**

અ (૧) જમ્યા પછી હંમેશાં કોગળા કરી મોઢું સાફ રાખવું.

(૨) મીઠાના પાણીથી નાક અને મોઢું ધોઈ નાખવાં. (એક નાની ચમચી અથવા પાવલીભાર મીઠું એક શેર પાણીમાં ઓગાળી નાખીને તે પાણી નાક અને મોઢું સાફ કરવા વાપરવું.)

(૩) ગળા અને મોઢાની અંદરનો ભાગ સાફ કરવા સહેજ઼ું મીઠાના પાણીથી કોગળા કરવા ને એક ઘુંટડો પાણી ગળામાં નાખી ૫-૧૦ સેકંડે આ...આ...આ...કરી પાણી બહાર થુંકી કહાડવું આ...આ...આ...કરતી વખતે સહેજ઼ું પાણી ગળી ન જવાય તેની સાવચેતી રાખવી. મીઠાનું પાણી મોઢામાં તથા ગળામાં ઉંડે સુધી સ્પર્શ કરે તેવી રીતે કોગળા કરવા

(૪) સહેજ઼ું પાણી મોટા માણસોએ, જો આવડે તો, નાક સાફ કરવા નસકોરામાં ખેંચવું નહી તો દાતણ પર રૂ વીંટાળીને સહેજ઼ું મીઠાના પાણીમાં બોળીને તે નાકમાં ધીમે ધીમે ફેરવવું. એમ ૪-૫ ફેરા ફેરવવું ને તેવી રીતે દિવસમાં ત્રણ વાર કરવું જેથી નાક બીલકુલ સાફ રહેશે ને નાકમાં કોઇ ભરાઇ રહેલાં જંતુઓનો નાશ થશે.

(૫) ઘરના તમામ માણસોને બળીઆની રસી તાબડતોબ મુકાવી દેવી. એક વખત અગાઉ મુકાવેલી હોય તો પણ ફરીથી મુકાવવા અડચણ નથી. ઉલટું તે વધારે સહી સલામત છે.

વ. જો પોતાના કુટુંબમાં એકાદ માણસને બળીઆ-શિતળા નીકળ્યા હોય તો તે રોગ ફેલાતો અટકાવવા નીચે પ્રમાણે ઇલાજો લેવા.

(૧) તે દરદીને એક અલાયદા અંધારા પણ હવા આવે તેવા ઓરડામાં સુવાડવો. અને તે ઓરડામાં દરદીના બીછાના શિવાય બીજું કાંઇ પણ ફરનીચર રાખવું નહિ.

(૨) જે માણસ સારવાર કરતાં હોય તે માણસ શિવાય બનતાં સુધી બીજા માણસને દર્દીના સંસર્ગમાં આવવા દેવા નહિ.

(૩) જે માણસ સારવાર કરવા રહે તેણે શિતળાની રસી મુકાવી દેવી.

(૪) દરદીને ચામડી ઉપર બદામનું તેલ અથવા વેસેલીન અથવા કારબોલાઇઝડ ગ્લીસેરાઇન અવાર નવાર પીંછીથી અથવા રૂથી લગાડવું કે જેથી કરીને તે દરદનાં જંતુઓ દરદીના શરીર પરથી હવામાં ફેલાતાં અટકે. ( એક ભાગ કારબોલીક એસીડ અને પાંચ ભાગ ગ્લીસેરાઇન નાખવાથી કારબોલાઇઝડ ગ્લીસેરાઇન થાય છે)

(૫) દરદીના નાકમાંથી મોઢામાંથી અથવા દરદીના શરીરમાંથી બીજી કોઇ જગ્યાએથી નીકળતા પદાર્થ જેવા કે પરસેવો, ઝાડો, પેશાબ,

થુંક, ઉલટી વિગેરે એક વાસણમાં અથવા કપડામાં લઇ બાળી નાખવાં અથવા તો ફીનાઇલના પાણીમાં નાખી તે પછી બાળી નાખવાં.

દરદીના સંસર્ગમાં આવેલાં દરેક કપડાં, બીછાનાં તથા સરસામાન વિગેરે ચીજો ફીનાઇલના પાણીથી ધોઇ ફરીથી ઉકળતા પાણીમાં નાંખી ધોઇ સાફ કરી નાખવી.

(૬) દરદીના ખોરાક માટે જણાવવાનું કે ફક્ત હલકા ખોરાક શીવાય (જેવું કે દુધ અથવા કાંજી) બીજું કાંઈ પણ આપવું નહીં.

(અ) વારંવાર તરસ બહુ લાગતી હોય તો ગ્લીસરાઈન અથવા ચોખા મધનું ટીપું જીભ પર મુકવું.

(બ) જ્યાં સુધી દરદીની ચામડી ઉપના ફોલ્લાઓનાં પોપડાં ઉખડી બીલકુલ સાફ ન થઇ જાય ત્યાં સુધી દરદીને ઘરની બહાર ફરવા હરવા દેવો નહીં. ફોલ્લા ઉપરનાં પોપડાં ઘણુંજ ચેપી હોય છે ને તેમાં બેસુમાર ચેપી જંતુઓ હોય છે માટે તેનો બાળીને નાશ કરવો અગર ફીનાઇલના પાણીમાં મેળવી જમીનમાં ઉંડા દાટી દેવા પણ શેરીમાં અગર રસ્તામાં ગમે ત્યાં ફેંકી દેવા નહીં; કારણ કે તેમાં રોગ ફેલાવવાનાં જંતુઓ ઘણા પ્રમાણમાં હોવાથી ત્યાંથી પસાર થનાર માણસોના શરીરમાં હવા વાટે પેશી જાય છે. માટે આવાં પોપડાં બાળી નાખવાં તે જ ઉત્તમ છે.

પી. આર. દ્વિવેદી.

## ઇન્ફ્લુએન્ઝા.

આ રોગ ઘણો જ ચેપી છે. આ રોગ ઉત્પન્ન કરનારો ચોક્કસ જંતુ શોધી કાઢેલો નથી પણ પુરાવા ઉપરથી માલુમ પડે છે કે આ રોગ કોઈ સૂક્ષ્મ જંતુઓ મારફતે હવામાંથી મનુષ્યોને લાગુ પડે છે.

### આ રોગ કેવી રીતે લાગુ છે.

ઇન્ફ્લુએન્ઝા મુખ્યત્વે કરીને માણસોને એક બીજાના સમાગમમાં આવવાથી ચેપી લીંટ તથા થુંક તથા કફ વાટે ચેપ લાગુ પડયા પછી ૬ થી ૪૮ કલાકમાં રોગ લાગુ પડે છે પહેલ વહેલાં ચિહ્નોમાં શરદી અને માથાના

દુખાવા સાથે તાવ, પગે કળતર અને બરડે ફાટે છે તથા ગળામાં સોજો આવી જાય છે ને દરદીના કફ, શ્વાસ ને લીંટ વાટે તેનો ફેલાવો થાય છે. રોગની શરૂઆતમાં તે ઘણો જ ચેપી હોય છે.

દરદીના કફ તથા લીંટનો ચેપ દરદીના સમાગમમાં આવેલા તંદુરસ્ત માણસના ગળા તથા નાકમાં દાખલ થવાથી રોગ લાગુ પડે છે.

## રોગ લાગુ પડતો અટકાવવાના ઈલાજો.

(૧) આરોગ્ય રહેવું અને ચેપ લાગે નહીં તેમ કરવું. આ રોગના સંબંધમાં બહુ વિચાર કર્યા કરવો નહિ.

(૨) નિયમિત કસરત ખુલા હવામાં કરવી.

(૩) પુષ્ટિકારક ચોકખો, તાજો ને ગરમ ખોરાક પુરતા પ્રમાણમાં લેવો, પણ અતિશય લેવો નહિ.

(૪) થાકી જવાય તેટલી મહેનત કરવી નહિ.

(૫) ગરમ કપડાં પહેરવાં.

(૬) શરદી લાગે તેમ કરવું નહિ.

(૭) ખાવાપીવામાં મિતાહારપણું જાળવવું.

(૮) જાહેર જગ્યાઓમાં થુંકવું કે કફ કાઢવો નહિ તેમ જ ઉધરસ છીંક કે બગાસું ખાતાં મોઢે આડો રૂમાલ રાખવો.

(૯) દુધ સ્વચ્છ ને તાજું વાપરવું ને ખુબ ઉકાળ્યા સિવાય વાપરવું નહિ.

(૧૦) સારી હવાવાળા ઓરડામાં કામ કરવું તથા ઉંઘવું. હવાની આવ જા છુટથી થાય તેમ બારી બારણાં ઉઘાડાં રાખવાં.

(૧૧) ભીડવાળી જગાઓ, જેવી કે સભાઓ; નાટકશાળાઓ; સીનેમાઓ; રેલવેઓ અને ટ્રામ ગાડીઓ વિગેરેનો વપરાશ બંધ કરવો અથવા ઘણી સાવચેતીથી કરવો.

(૧૨) દરદીના શ્વાસોશ્વાસના સંસર્ગમાં આવવું નહિ.

(૧૩) દરદીના થુંક, કફ, લીંટ, વગેરેથી દુર રહેવું ને દરદીને કે તેના કપડાંને અડક્યા પછી તુરત હાથ ધોઈ નાંખવા.

(૧૪) મીઠાના પાણીથી મોઢું નાક ને ગળું નીચે બતાવેલી રીત મુજબ સાફ રાખવાં.

(અ) એક ચમચી મીઠું સવાશેર ગરમ પાણીમાં ઓગાળવું ને તે પાણીથી કોગળા કરવા ને ગળામાં ગગળાવીને બહાર થુંકી કાઢવું.

રાખતો નથી ત્યારે સીધી રીતે તે રોગ તેને લાગુ પડવાનો દરેક સંભવ છે.

૨ પાણી દુધ અને કોહેલાં ફળ ફળાદિનો ઉપયોગ કરવાથી રોગનાં જંતુઓ પરોક્ષ રીતે શરીરમાં દાખલ થઈ તાવ ઉત્પન્ન કરે છે.

૩ દરદીના ઝાડા, પેશાબ કે થુંક પર બેઠેલી માખીઓ સારા માણસના ખોરાક પાણી કે દુધ ઉપર બેસે છે ને તેથી રોગનાં જંતુઓ માણસના શરીરમાં દાખલ થાય છે.

આ રોગનાં જંતુઓ જે દુધમાં ખરાબ કુવા કે તળાવનું પાણી મિશ્રિત હોય તેમાં સહેલાઇથી દાખલ થઇ આ રોગનો જલદી ફેલાવો કરે છે.

## રોગ લાગુ પડતો અટકાવવાના ઇલાજો.

૧ આ રોગ ચાલતો હોય ત્યારે કોઇપણ ખોરાક તાજો ને સ્વચ્છ બનાવ્યા શિવાય ખાવો નહિ. તેમ જ પાણી ને દુધ ઉકાળ્યા શિવાય પીવું નહિ. તેમ જ માખીઓથી ખુબ સાવચેત રહેવું. તેમ જ ફળફળાદિ બીલકુલ સ્વચ્છ ખાવાં, વાસી લેવાં નહિ. બજારમાંનાં હજારો માખીઓ બેઠેલી હોય તેવાં ફળફળાદિ અગર મેવો મીઠાઇ બીલકુલ ખાવાં નહિ. બજારમાં વેચાતાં કોહેલાં ઉઘાડાં તરબુચ વિગેરેમાં તેવાં જંતુઓ ઘણીવાર મોટી સંખ્યામાં હોય છે માટે તેવાં ઉઘાડાં મુકેલાં ને માખીઓ બેઠેલી હોય તેવાં કોહેલાં અથવા કાપી મુકેલાં ફળોનો કદી ઉપયોગ કરવો નહિ.

૨ ઘરની અંદરની મોરીઓ તથા નળો તથા પાણી જવાના રસ્તાઓ બીલકુલ સ્વચ્છ રાખવાં અને દિવસમાં બે વખત ફીનાઇલ તેના ઉપર ઢાળી સ્વચ્છ રાખવાં.

૩ આ રોગમાંથી આબાદ બચી જવું હોય તો આ રોગની રસી મુકાવવી એ ઉત્તમ માર્ગ છે. રસી મુકાવવાથી કોઇપણ તરેહના ઇજા થતી નથી ને તે મુકાવનાર માણસ તે દર્દમાંથી બચી જાય છે ને જો તે દરદ કદાચ લાગુ પડે છે તો તે ઘણું ગંભીર રૂપ લેતું નથી અને સારૂં થવાની ઘણી જ આશા રહે છે.

## રોગ લાગુ પડયા પછી શું કરવું.

(૧) દરદીને જુદા, શાંત, સ્વચ્છ, હવાવાળા ઓરડામાં સંપૂર્ણ આરામથી સુવાડી મુકવો ને તાવ ઉતારી દેવાને અધીરા થવું નહિ કારણ કે તે તાવ તેની મુદત સુધી રહેવાનો છે.

(૨) દરદીની માવજત કરવા વધારે માણસોએ એકઠા થવું નહિ.

(૩) દાક્તરને બોલાવવો.
(૪) દરદીના શરીર ઉપરનાં કપડાં, ઝાડા, થુંક વિગેરે સાફસુફ રાખવાં તથા ફીનાઇલના પાણીમાં બોળીને તેમનો નાશ કરવો. (બાળી નાખવાં.)
(૫) કાંજી દુધ વગેરે પ્રવાહી પદાર્થોનો સાદો અને હલકો ખોરાક આપવો.
(૬) તાજી અને સ્વચ્છ નારંગી, મીઠાં લીંબુની ચીરીઓ, વગેરે તરસ છીપાવવા ચુસાડવી.

આ દરદમાં દરદીની ચામડીપર બદામનું તેલ કે કારબોલાઇઝડ ગ્લીસરાઇન અથવા વેસેલીન લગાડવાની જરૂર નથી.

(૭) સંપૂર્ણ આરામ આવી ગયા પછી થોડા દિવસે થોડું થોડું ખુલ્લી હવામાં બહાર નિકળવું.

## નિરોગી શી રીતે થવાય?

(૧) સ્વચ્છ અને હવા અજવાળા વાળા મકાનમાં રહેવું.
(૨) મકાનની અંદર અને આજુબાજુ બધે સ્વચ્છ રાખવું.
(૩) દરરોજ ખુલ્લી હવામાં કસરત કરવી અને ફરવું.
(૪) તાજો અને સ્વચ્છ ખોરાક વખતસર અને બરાબર ચાવીને ખાવો.
(૫) દારૂ અને બીજા માદક પદાર્થોનો ત્યાગ કરવો.
(૬) દરેક રીતે અને દરેક સંજોગોમાં માખીઓથી બચવું.
(૭) ઘરમાં કે આસપાસ મચ્છરો થવા દેવા નહિ.
(૮) નિયમિત અને ઓછામાં ઓછા આઠ કલાક (રાતના ૯ થી સવારના ૫) આરામ લેવો.

આ સલાહ પ્રમાણે દરરોજ વર્તવાથી તમે લાંબું આયુષ્ય ભોગવશો અને દવાનું ખર્ચ બચાવશો.

પી. આર. દ્વિવેદી.

# પ્રસૂતિ અને બાળમરણ.

પ્રસૂતિનો વિષય હિન્દુસ્તાન માટે ઘણો શોચનીય છે. આપણા લોકોની સુવાવડ કરવાની રીત કાંઈ અજબ જેવી છે. હિન્દુ ધર્મના રહસ્યનો અર્થ, જે તે કાયદા બાંધનાર મનુષ્યે સમજાવ્યો છે, તેના કરતાં કાંઈ જુદી જ રીતે કરવામાં આવ્યો છે. આરોગ્યતાના નિયમોને અનુસરીને સુવાવડીને અડકવાનો

રાખતો નથી ત્યારે સીધી રીતે તે રોગ તેને લાગુ પડવાનો દરેક સંભવ છે.

૨ પાણી દુધ અને કોહેલાં ફળ ફળાદિનો ઉપયોગ કરવાથી રોગનાં જંતુઓ પરોક્ષ રીતે શરીરમાં દાખલ થઈ તાવ ઉત્પન્ન કરે છે.

૩ દરદીના ઝાડા, પેશાબ કે થુંક પર બેઠેલી માખીઓ સારા માણસના ખોરાક પાણી કે દુધ ઉપર બેસે છે ને તેથી રોગનાં જંતુઓ માણસના શરીરમાં દાખલ થાય છે.

આ રોગનાં જંતુઓ જે દૂધમાં ખરાબ કુવા કે તળાવનું પાણી મિશ્રિત હોય તેમાં સહેલાઈથી દાખલ થઈ આ રોગનો જલદી ફેલાવો કરે છે.

## રોગ લાગુ પડતો અટકાવવાના ઈલાજો.

૧ આ રોગ ચાલતો હોય ત્યારે કોઈપણ ખોરાક તાજો ને સ્વચ્છ બનાવ્યા શિવાય ખાવો નહિ. તેમ જ પાણી ને દુધ ઉકાળ્યા શિવાય પીવું નહિ. તેમ જ માખીઓથી ખુબ સાવચેત રહેવું. તેમ જ ફળફળાદિ બીલકુલ સ્વચ્છ ખાવાં, વાસી લેવાં નહિ. બજારમાંનાં હજારો માખીઓ બેઠેલી હોય તેવાં ફળફળાદિ અગર મેવો મીઠાઇ બીલકુલ ખાવાં નહિ. બજારમાં વેચાતાં કોહેલાં ઉઘાડાં તરબુચ વિગેરેમાં તેવાં જંતુઓ ઘણીવાર મોટી સંખ્યામાં હોય છે માટે તેવાં ઉઘાડાં મુકેલાં ને માખીઓ બેઠેલી હોય તેવાં કોહેલાં અથવા કાપી મુકેલાં ફળોનો કદી ઉપયોગ કરવો નહિ.

૨ ઘરની અંદરની મોરીઓ તથા નળો તથા પાણી જવાના રસ્તાઓ બીલકુલ સ્વચ્છ રાખવાં અને દિવસમાં બે વખત ફીનાઇલ તેના ઉપર ઢોળી સ્વચ્છ રાખવાં.

૩ આ રોગમાંથી આબાદ બચી જવું હોય તો આ રોગની રસી મુકાવવી એ ઉત્તમ માર્ગ છે. રસી મુકાવવાથી કોઈપણ તરેહના ઇજા થતી નથી ને તે મુકાવનાર માણસ તે દર્દમાંથી બચી જાય છે ને જો તે દરદ કદાચ લાગુ પડે છે તો તે ઘણું ગંભીર રૂપ લેતું નથી અને સારૂં થવાની ઘણી જ આશા રહે છે.

## રોગ લાગુ પડયા પછી શું કરવું.

(૧) દરદીને જુદા, શાંત, સ્વચ્છ, હવાવાળા ઓરડામાં સંપૂર્ણ આરામથી સુવાડી મુકવો ને તાવ ઉતારી દેવાને અધીરા થવું નહિ કારણ કે તે તાવ તેની મુદત સુધી રહેવાનો છે.

(૨). દરદીની માવજત કરવા વધારે માણસોએ એકઠા થવું નહિ.

(૩) દાક્તરને બોલાવવો.
(૪) દરદીના શરીર ઉપરનાં કપડાં, ઝાડા, થુંક વિગેરે સાફસુફ રાખવાં તથા ફીનાઇલના પાણીમાં બોળીને તેમનો નાશ કરવો. (બાળી નાખવાં.)
(૫) કાંજી દુધ વગેરે પ્રવાહી પદાર્થોનો સાદો અને હલકો ખોરાક આપવો.
(૬) તાજી અને સ્વચ્છ નારંગી, મીઠાં લીંબુની ચીરીઓ, વગેરે તરસ છીપાવવા ચુસાડવી.

આ દરદમાં દરદીની ચામડીપર બદામનું તેલ કે કારબોલાઇઝ્ડ ગ્લીસરાઇન અથવા વેસેલીન લગાડવાની જરૂર નથી.

(૭) સંપૂર્ણ આરામ આવી ગયા પછી થોડા દિવસે થોડું થોડું ખુલ્લી હવામાં બહાર નિકળવું.

## નિરોગી શી રીતે થવાય?

(૧) સ્વચ્છ અને હવા અજવાળા વાળા મકાનમાં રહેવું.
(૨) મકાનની અંદર અને આજુબાજુ બધે સ્વચ્છ રાખવું.
(૩) દરરોજ ખુલ્લી હવામાં કસરત કરવી અને ફરવું.
(૪) તાજો અને સ્વચ્છ ખોરાક વખતસર અને બરાબર ચાવીને ખાવો.
(૫) દારૂ અને બીજા માદક પદાર્થોનો ત્યાગ કરવો.
(૬) દરેક રીતે અને દરેક સંજોગોમાં માખીઓથી બચવું.
(૭) ઘરમાં કે આસપાસ મચ્છરો થવા દેવા નહિ.
(૮) નિયમિત અને ઓછામાં ઓછા આઠ કલાક (રાતના ૯ થી સવારના ૫) આરામ લેવો.

આ સલાહ પ્રમાણે દરરોજ વર્તવાથી તમે લાંબું આયુષ્ય ભોગવશો અને દવાનું ખર્ચ બચાવશો.

પી. આર. દ્વિવેદી.

# પ્રસૂતિ અને બાળમરણ.

પ્રસુતિનો વિષય હિન્દુસ્તાન માટે ઘણો શોચનીય છે. આપણા લોકોની સુવાવડ કરવાની રીત કાંઈ અજબ જેવી છે. હિન્દુ ધર્મના રહસ્યનો અર્થ, જે તે કાયદા બાંધનાર મનુષ્યે સમજાવ્યો છે, તેના કરતાં કાંઈ જુદી જ રીતે કરવામાં આવ્યો છે. આરોગ્યતાના નિયમોને અનુસરીને સુવાવડીને અડકવાનો

નિષેધ કર્યો છે તેનું મુખ્ય કારણ એ છે કે રસ્તામાંથી આવનાર પુરૂષ યા સ્ત્રી પોતાના શરીર ઉપર હજારો જન્તુઓ લેતાં આવે છે. આ જન્તુઓ સુવાવડી સ્ત્રી કે જેના શરીરના ભાગો ખુલ્લા અને અવ્યવસ્થિત હોવાથી તેમાં એકદમ પ્રવેશ કરે છે. અને તેથી તેને સેપ્ટીસીમીઆ (Septicemia) વગેરે ઝેરી તાવ લાગુ પડે છે. આવા તાવ અટકાવવાના હેતુથી સુવાવડી સ્ત્રીને પવિત્ર ગણી તેને અડકવાની મના કરી છે. જ્યારે એથી ઉલટું આપણામાં ધર્મનો બાધ કાઢી તેને અપવિત્ર અને અસ્પર્શ્ય જાતિ તરીકે લેખવામાં આવે છે. કોઇક પેઢીથી ઉતરી આવેલાં પોતાની માનાં, માસીનાં, સાસુનાં, વડસાસુનાં કે દૂરની સગીનાં મેલાં કપડાં સંગ્રહ કરી રાખવામાં આવ્યાં હોય તે તેને આપવામાં આવે છે; અને ઘરનો એકાદ ઓરડો અંધારામાં અંધારો પસંદ કરવામાં આવે છે; અને તેમાં કોઇ ઠેકાણે હવા આવવાનો રસ્તો હોય ત્યાં ડુચા મારી દેવામાં આવે છે. સુવાવડીને આપવામાં આવતો ખાટલો પણ કાથા કે મુંજની દોરડીનો બનાવેલો હોય છે. અને તેના પર તળાઇને બદલે એક બે ટાટના કોથળા પાથરવામાં આવે છે અને ઓઢવાને માટે એક જુના જમાનાની ગોદડી આપવામાં આવે છે. વળી ઓરડામાં જાળાં હોય છે તે પણ પાડવામાં આવતાં નથી અને તેમાં મચ્છરો ભરાઇ રહે છે. આતો સુવાવડીના ઓરડા અને પથારીની વાત થઈ.

હવે એ સ્ત્રીને પોતાને જ ખુલ્લી હવા મળતી નથી તો પછી તેને પેટે જન્મ લેનાર બાળકની શી ગતિ ? અજ્ઞાન, ગરીબાઇ, ગીચોગીચ વસ્તી, ...નદ કરનારી અનપઢ અને બીન કેળવાએલી દાઇઓ, કુટુંબમાંની કેટલીક ... ડોશીઓ, પ્રસુતિ પહેલાં થએલા ગરમીના રોગો વગેરેને લીધે હિન્દુસ્તાનમાં દર હજારે લગભગ ૬૦ સ્ત્રીઓ મરણ પામે છે.

## સુવાવાવડી સ્ત્રીઓના મરણ પ્રમાણનાં મુખ્ય કારણો.

૧ હવા અને અજવાળા વિનાનું રહેઠાણ.

૨ નહારામાં નહારાં ફાટાંતુટાં ઉતરેલાં મેલાં કપડાં.

૩ ઉંઘ ન આવે એવા કાથીના ભરેલા ખાટલા અને તે પર ટાટના કોથળાનાં બીછાનાં.

૪ ન પચે એવો ભારે અને તીખો તમતમો ખોરાક.

૫ અનપઢ અન બીન કેળવાએલી દાઇ મારફતે થની સુવાવડ.

૬ ચાલવાની તથા ખુલ્લી હવામાં ફરવાની ગેરહાજરી અને પ્રસુતિના ઉંડા કલાક સુધી સ્ત્રી પાસે કરાવવામાં આવતું વૈતરું.

૭ સુવાવડ પહેલાં ગર્ભ ધારણ કર્યા પછી ઉલટી, ઝાડા, પગે સોજા, તાવ વગેરે તરફ બતાવવામાં આવતી બેદરકારી.

૮ સ્ત્રીને થયેલા ગરમીના રોગોની ન થએલી સારવાર અને તેને પરિણામે જન્મ પામનાર બાળકને પણ ઉતરતો રોગ.

૯ નાની ઉમરે અને ટુંક મુદતે આવતી વારંવાર સુવાવડ.

૧૦ સુવાવડની ખાસ ઇસ્પીતાલો, કે જ્યાં ખુલ્લી હવા, યોગ્ય કેળવાએલી દાઈ તથા ડાક્ટરની મદદ અને નિયમસર રુચતો ખોરાક વગેરે લાભો તરફ દુર્લક્ષ.

૧૧ આનંદહીન, ક્લેશમય કુટુંબોના રાત્રિદિવસના ઝગડા.

ઉપલાં તમામ કારણોનો આપણે એક પછી એક વિચાર કરીએ.

(૧) હવા અને અજવાળું ન આવે એવા ઓરડામાં એક સુવાવડી સ્ત્રીના ખાટલાનો ચિતાર આપું. એક પૈસાવાળા, પણ ધર્મના ખોટા વહેમમાં ડુબી ગએલા, એક ગૃહસ્થના ઘરમાં થોડા દિવસ પર એક સુવાવડીને જોવાનો પ્રસંગ મળ્યો હતો. આ સ્ત્રીને અત્યાર સુધીમાં પાંચ સુવાવડ થઇ હતી અને તે દરેક સુવાવડમાં બબે મહીના સુધી તે સ્ત્રી તાવથી પીડાઇ હતી. છતાં આ વખતે પણ એના એ જ ઓરડામાં કે જ્યાં એક ખુણામાં જુનાં વાસણોનો ઢગલો, બીજા ખુણામાં જુની છત્રીઓ તથા ખાસડાનું બાંધેલું બંડલ અને ઓરડાના મધ્ય ભાગમાં દોરડાથી વીંટાળેલો અદ્ધર લટકતો ગોદડાનો વીંટો હતો. ઓરડામાં પેસવાનું એક જ બારણું અને તે પણ રાતનાં બંધ. પાછલે બારણે એક નાનું જાળીઉં તેને પણ કુચા મારી સજડ કરી દીધેલું. આ સ્ત્રીને તથા તેના તરતના જન્મેલા બાળકને આવી વગર ગુન્હે સજા કરવાનો અને ગુંગળાવાનો અધિકાર તેના સગાંવહાલાંને કોણે આપ્યો હશે? જાનવરને પણ હવા અજવાળું જોઇએ છે તો મનુષ્ય જાતને આ શો અન્યાય? કેટલેક ઠેકાણે ડાક્ટરને બોલાવવામાં આવે છે. જનસમાજને સુધારવાને ઘેર ઘેર આની બાબતનાં ભાષણો થવાં જોઇએ અને દરેક સ્ત્રીને આવી સુવાવડી સ્ત્રીનાં દુઃખમય દર્શન કરાવવાં જોઇએ.

(૨) લુગડાં—સુવાવડના પહેલા દસ દિવસમાં જે લુગડાં એક હિન્દુ સ્ત્રીને આપવામાં આવે છે તે ફેંકી દેવાં પડે અથવા બાળી નાખવાં પડે એટલા માટે બીજી સુવાવડના પ્રસંગ સારૂ અથવા કુટુંબમાં બીજી કોઇ સ્ત્રી માટે સંગ્રહ કરી રાખવામાં આવે છે. આ કપડાં જન્મારામાં એક જ વાર

ધોવાયાં હોય છે. આ કપડાં પહેલી વખત વાપરનાર સ્ત્રી ક્ષય, ઝેરી તાવ ચેપી તાવ, ધનુર વગેરે રોગથી પાડાઈ હોય તો તેનાં જન્તુથી ભરેલાં હોય છે. એક તરફથી જ્યારે ઘરની એકાદ ડોસી અથવા બીન કેળવાએલી આયા કે જે આખા ગામમાં મજુરી કરી આવેલી, હજારો લોકોને અડકી આવેલી, (મોટે ભાગે ગાંવજી) ને અડકવા દે છે ત્યારે સફેદ ધોયેલાં કપડાં પહેરી આવનાર કેળવાયેલી દાઇ અથવા ડાકટરને પાણીથી ન્હાવાની સરત સિવાય અડકવા દેવામાં આવતાં નથી. હિન્દુ ગ્રહસ્થો મોટી મોટી સભામાં લાંબાં લાંબાં ભાષણો આપે છે અને સાંભળે છે પણ ઘરમાં આવી બાબતમાં તેમનું કશું ચાલતું નથી. જો ધર્મનો જ બાધ ગણવામાં આવતો હોય તો પાંચ ૭ રૂપીઆનાં કપડાં સુવાવડીના દસ દિવસ પછી શામાટે બાળી નાખવામાં આવતાં નથી?

(૩) હવે તેની પથારી તપાસો—બે ટાટના કોથળા અને એક કોથળાનું ઓશીકું અથવા જુના ડુચા. સુવાવડ પહેલાં વૈભવથી સુનારી સ્ત્રીને આવા બીછાના પર શી રીતે કુદરતી ઉંઘ પણ આવે એ ખ્યાલ કરવો સેહેજ છે. એક બાજુ તાપ, બીજી બાજુ હવા ને ઉજાસની ગેરહાજરી ત્યાં ઉંઘ ક્યાંથી લાવવી?

(૪) કેટલીક વખત સુવાવડી સ્ત્રીને હદ ઉપરાંત ભારે તથા તીખો તમતમો ખોરાક આપવામાં આવે છે તેથી કેટલાકને ઝાડા થઈ જાય છે, તાવ આવે છે અને મોઢું આવી જાય છે. સુવાવડખાનાની ખાસ ઈસ્પીતાલોમાં પણ જો ઘેરથી ખોરાક લાવવાની રજા આપવામાં આવે છે તો ત્યાં પણ ભાતાની અંદર શીરો અને ભજીઆં ડાકટરની બીકે સંતાડીને લઇ જવામાં આવે છે.

(૫) અનઘડ અને બીન કેળવાએલી દાઈ મારફતે થતી સુવાવડ-વધારે મરણ તો આ કારણને આભારી છે. શરીરના ભાગોનું બીલકુલ જ્ઞાન ન હોય એવી દાઇઓ ગૃહસ્થના ઘરમાં પણ સુવાવડ કરવા જાય છે. એક મીલમાં મજુરણ તરીકે કામ કરનાર તેના ઉપરીને ખુશ કરવાના ઇરાદાથી સુવાવડ કરવા મચી પડે છે જેથી સુવાવડી સ્ત્રી ઘણા રોગોનો ભોગ થાય છે. સદર્હુ દાઇ મેલાં લુગડાં, પુષ્કળ મેલથી ભરેલું શરીર નખમાં કચરા વગેરે સહિત અસૂતિના સમય પહેલાં જુદા જુદા ભયંકર ઉપચાર કરવા મંડી જાય છે. જરાક પેટમાં ચુંકની ફરિયાદ કરતાં, છોકરૂં ઉપર ચઢી ગયું છે એમ કરી કોણી વતી આખા શરીરનો ભાર તેના પેટ ઉપર મુકી મસળે છે અને તેને પરિણામે જન્મ આપનાર મા તથા જન્મ લેનાર બાળક બન્ને

મરણને શરણ થાય છે. આવા દાખલા ઘણાએ બનતા હશે જેની સમાજને બીલકુલ ખબર પડતી નથી. મારા મિત્ર ડૉ. પીન્ટોએ કરાંચી તરફનો એક બનેલો દાખલો રજુ કર્યો હતો જેમાં એક બીન કેળવાએલી દાઇએ છોકરાનો જોર જુલમથી પ્રસવ કરાવતાં તેનું ધડ બહાર આવી ટેકું ગર્ભસ્થાનમાં રહી ગયું હતું જેથી જન્મ આપનાર બાઈ પણ મરણ પામી હતી. કેળવાએલી દાઈ ન્હાઈ ધોઈ સફેદ કપડાં પહેરે છે અને પ્રસુતિનું તરત દરદ કળી શકે છે. તેને શરીરના ભાગોનું જ્ઞાન હોવાથી તે ઉંટવૈદું કરતી નથી. અને તેની મદદથી ગર્ભવંતી સ્ત્રીને ઘણી રાહત મળે છે, અને ઘણાંના જીવ બચી શકે છે. આવી દાઇઓ શહેર તેમ જ ગામડામાં ઠેરઠેર હોવી જોઇએ અને જ્યાં જ્યાં ગૃહસ્થોના લત્તામાં ઉત્સાહી સ્વયંસેવિકાઓ બહાર પડે ત્યાં ત્યાં તેઓને શિક્ષણ અપાવું જોઇએ. આ એક પુણ્યનું કામ છે અને તેમાં પરોપકારી સ્ત્રીઓએ બીન શરમે ભાગ લેવો જોઇએ. ઇસ્પીતાલોમાં ન જઇ શકે એવી સ્ત્રીઓ માટે આઠ આઠ આનામાં ઘેર નર્સો જાય અને ગરીબોને તદન મફત લાભ મળે એવાં ફંડો થવાં જોઈએ. વળી ચાદર તથા બીજાનાં ગરીબોનો ઘેર મફત મળવાં જોઇએ.

(૬) કેટલેક ઠેકાણે સ્ત્રીઓને પ્રસવ થવાના બરોબર બે ચાર કલાક બાકી રહે છે ત્યાં સુધી વૈતરૂં કરવું પડે છે, જેવું કે રાંધવાનું, પાણી ભરવાનું, એઠવાડ કાઢવાનો વગેરે. હવે ખરી હકીકત તો એ છે કે ગર્ભવંતી સ્ત્રીને એક બે માઈલ થાકી ન જવાય એટલું ખુલ્લી હવામાં હરવા ફરવા દેવી જોઇએ. વળી પગે સોજા આવે, ઉલટી થાય, તાવ ચડે કે એવાં બીજાં ચિહ્નો જણાય કે તરત જ વહેમ રાખ્યા વિના ડાકટરી મદદ લેવી જોઇએ.

(૭) બાળલગ્નને લઇને સ્ત્રીની ઉમ્મર પાકટ થયા વિના પ્રસુતિ થાય છે તેમાં પણ સ્ત્રીની ઉમ્મર ટુંકી થાય છે. અને જન્મ લેનાર બાળકના શરીરના અવયવો વજનમાં તેમ જ ખીલવણીમાં વૃદ્ધિ પામતા નથી.

(૮) એક સુવાવડ થયા પછી ટુંકી મુદતમાં બીજી સુવાવડ આવવાથી પણ ઘણી સ્ત્રીઓ પ્રસુતિ પહેલાંજ ભયંકર મંદવાડ ભોગવે છે અને ત્યાર બાદ એકદમ ક્ષય જેવા ભયંકર રોગોને શરણ થાય છે.

(૯) ગરમી જેવા ભયંકર રોગોનો પ્રસુતિ પહેલાં ગ્યોગ ઉપચાર થવો જોઇએ; નહી તો બાળક ભાગ્યે જ જીવતું જન્મે છે અને કદાચ, જીવતું જન્મે છે, તો તે આંધળું અથવા અલ્પ આયુષ્યનું થાય છે.

(૧૦) સુવાવડની ખાસ ઇસ્પીતાલો કે જ્યાં ખુલ્લી હવા, યોગ્ય કેળવા-

| | | | |
|---|---|---|---|
| મદ્રાસ | ” | ” | ૩૦૮ |
| કલકત્તા | ” | ” | ૨૮૭ |
| નાગપુર | ” | ” | ૨૮૧ |
| કરાંચી | ” | ” | ૨૮૮ |
| લાહોર | ” | ” | ૨૧૮ |
| આગ્રા | ” | ” | ૧૯૯ |
| દીલ્હી | ” | ” | ૧૮૭ |
| અમૃતસર | ” | ” | ૧૩૬ |

અમદાવાદનાં છેલ્લાં દસ વર્ષની સરેરાસ કાઢતાં

એક વર્ષની અંદરનાં દર ૧૦૦૦ બાળકે.........૩૧૮ મરણ.

હિન્દુસ્તાનનાં શહેરોમાં ૫ વર્ષની અંદરનાં

દર ૧૦૦૦ બાળકે.........૫૦ મરણ.

અમદાવાદના છેલ્લાં દસ વર્ષની સરેરાસ

કાઢતાં ૫ વર્ષની અંદરનાં દર ૧૦૦૦ બાળકે......૪૯ મરણ.

---

# સુવાવડનો ઝેરી તાવ.

આપણા હિંદુસ્તાન દેશમાં સુવાવડને પ્રસંગે હજારો બાઇઓ નાહકની મરી જાય છે તે સર્વને જાણીતું છે. [illegible]
પ્રસંગે જે [illegible] ” ૪૫ ” ૫ ”
[illegible] ” ” ” ૨૪ ” ૦ ”

બાળકોનું મરણ પ્રમાણ.

હિન્દુસ્તાનની ભવિષ્યની ઓલાદનો આધાર બાળકોના જન્મ અને મરણ પ્રમાણપર રહેલો છે. આગળ જણાવ્યા પ્રમાણે પોતાની માતા તરફના પ્રસુતિ સમયનાં કારણો સિવાય બીજાં નીચે જણાવેલાં કારણોને પણ બાળ મરણ આભારી છે.

(૧) માતાના દુધની ઉણપ, (૨) ગમે તે વખતે અને ગમે તેટલું ઠાંસી ઠાંસીને આપવામાં આવતું દુધ, અથવા જરા મોટી ઉમ્મર થતાં ભારે તેમજ સત્વહીન ખોરાક, (૩) બજારમાં વેચાતું સેળભેળવાળું દુધ, (૪) ઋતુને અનુસરીને બાળકને ન આપવામાં આવતાં યોગ્ય કપડાં, (૫) મા મરી જતાંથી બહારથી આવતું દુધ અને રોગવાળી આયા મારફતે થતું પોષણ, (૬) મા ને

અમદાવાદ શહેરમાં સુવાવડ માટે ઈસ્પીતાલો છે. તે સગવડનો લાભ ઘણી બાઈઓ લે છે. તેઓ જાણે છે અને માને છે કે ત્યાં જવાથી સુવાવડની દરેક રીતની સંભાળ સારી થઈ શકે છે. જો શરૂઆતથી બાઈને ત્યાં લઈ જવામાં આવે તો નવ્વાણું ટકા બાઈઓ સારી હાલતમાં ઘેર પાછી જાય છે. વળી તે ઉપરાંત એ શહેરની મ્યુનિસીપાલીટી તરફથી નર્સોને (દાયણો) પગાર આપી રાખવામાં આવેલી છે. આ નર્સો શહેરના જુદા જુદા લત્તામાં રહે છે અને સુવાવડના કામમાં શીખીને પાસ થયેલી હોય છે. **તેઓ ગરીબોની સુવાવડ કરવા મફત જાય એવી ગોઠવણ છે.** આ મુજબ વગર પૈસે ઈસ્પીતાલમાં તથા વગર પૈસે ઘેર નર્સ મળે તે લાભ અવશ્ય લેવો જોઈએ, તેને બદલે ઘણાં ઘરોમાં અજ્ઞાન અણસમજુ દાઈઓને બોલાવવામાં આવે છે. આ બેદરકારીથી સુવાવડી બાઈઓના જીવ જાય છે. તેને માટે તેવી બેદરકારી રાખનારાં પરમેશ્વરની નજરમાં તકસીરવાર ઠરે છે, એ યાદ રાખવું જોઈએ.

**સુવાવડના ઝેરી તાવનાં કારણો**—હાલમાં ડાક્ટરી વિદ્યા પ્રમાણે પુરવાર થયું છે કે દરેક રોગનું મુખ્ય કારણ ઝીણાં જંતુઓ છે. એ જંતુઓ એટલાં ઝીણાં છે કે સૂક્ષ્મદર્શક યંત્રથી જ જોઈ શકાય છે. તેવાં જંતુ માણસના શરીરમાં દાખલ થઈ જુદી જુદી જાતનાં ઝેર ઉત્પન્ન કરે છે અને જાત જાતના રોગો પેદા કરે છે. સુવાવડીને ઝેરી તાવ પણ આવાંજ જંતુ-દ્વારા ઉત્પન્ન થાય છે. જેથી બકારો, તાવ, ગભરામણ વગેરે થાય છે. આવાં જંતુઓ દરેક ગંદી ને અંધારી તથા ભીનાશવાળી અને હવા વગરની જગાએ વધારે પેદા થાય છે. એ જંતુનો નાશ સુરજની ચોકખી રોશની, ચોકખી હવા તથા કેટલીક દવાથી કરી શકાય છે. વાપરવાની દરેક ચીજ ચોકખી રાખવાથી, સાબુથી ધોઈ સ્વચ્છ રાખવાથી, તે જંતુઓ પ્રવેશ કરતાં અટકે છે. એ રીતે આ જંતુઓનો નાશ કરવાનાં મુખ્ય સાધન તે અજવાળું ચોકખી હવા, સુઘડાઈ, અને સફાઈ છે અને તે ઘણાં અગત્યનાં છે; તેમ તે મેળવવામાં કાંઈ મોટું ખરચ નથી થતું. કોઈ પુછશે કે એવાં જંતુ આસ-પાસનાંને ન લાગતાં સુવાવડી બાઈને કેમ લાગુ પડે છે, અને બીજાંને ઝેરી તાવ કેમ નથી આવતો? તો તેના જવાબમાં કહેવાનું કે સુવાવડમાં બચ્ચાંના જન્મ પછી જેને ઓર અથવા મેલી કહે છે, તે બહાર પડે છે તે જે ભાગમાં લાગેલી હોય છે ને જ્યાંથી તે છુટી પડે છે, ત્યાંની અંદરની લોહીની નસો ઉઘાડી પડી જાય છે અને એ નસોના ઉઘાડા માર્ગ વાટે જંતુઓ સીધાં લોહીમાં જ દાખલ થાય છે. તે ઉપરાંત ઓર પડવા માટે અણસમજુ

દાયણો ઉતાવળ કરે છે જેથી તેના ભાગ અંદર તુટીને રહી જાય છે. તથા ઘણીવાર જોઈતી સાવચેતી લેવાની દાયણને ખબર ન હોવાથી ગર્ભસ્થાનમાં લોહીની ગાંઠો રહી જાય છે. તે બગાડ તથા ગાંઠો જ્યાં હોય ત્યાં સડે છે અને તેમાં જંતુઓના પોષણ માટે અનુકુળ ખોરાક હોવાને લીધે તેમાં તેઓ વધારે પાકે છે. આ જંતુઓને પાકતાં ત્રણ ચાર દિવસ લાગે છે. અને તે પછી ઝેરી તાવ શરૂ થાય છે. ઉપર દર્શાવી તે લોહીની નસો ઉઘાડી પડી હોય છે, તેને બંધ થતાં પાંચ સાત દિવસ લાગે છે અને ત્યાંથી જંતુઓ અને ઝેર લોહીમાં ભળી શરીરમાં ફેલાય છે જેના જોરથી તાવ વગેરે વેદના થાય છે.

આપણા દેશમાં ગમે તેવું નાનું અંધારાવાળું ઘર હોય તેમાંથી પણ સૌથી વધારે અંધારો, પવન, હવા વગરનો ઓરડો સુવાવડ માટે પસંદ કરવામાં આવે છે. જુનો તુટમુટ ખાટલો અને તે ઉપર જુનાં ટાટાં બીછાવવામાં આવે છે અગર ગાભા જેવી ગોદડી પાથરવામાં આવે છે. આસપાસ મેલાં ટાટાંના પડદા બાંધી દેવામાં આવે છે કે જેથી જરા પણ હવા અજવાસ આવતો હોય તે બંધ થઇ જાય. વળી અણસમજુ દાઈઓ સુવાવડી બાઇનાં અંગ કેવી રીતે સાફ કરવાં તથા સાફ રાખવાં જોઇએ એ સમજતી નથી. પોતાના મેલા હાથ ને મેલાં કપડાં સાથે તેઓ કામ કરે છે. બેદરકારીથી તપાસ કરતી વખત હાથ સ્વચ્છ રાખવાનું સમજતી નથી. મેલી આંગળીઓ સાથે કામ કરવાથી બહારનાં જંતુને અંદર લઇ જવામાં સહેલાઇ કરી આપે છે. આવી બેદરકારી અને ગફલતીનાં પરિણામે સેંકડો નિર્દોષ બાઇઓ મરણને શરણ થાય છે.

શીખેલી દાઈ જંતુનો નાશ કેવી રીતે થાય તે સમજે છે. તે ચોકખી હવા અને ઉજાસ આવવા દેવા ભલામણ કરે છે. સાફ, ઉકાળેલાં કપડાં વાપરવા સુચવે છે. સુવાવડમાં વાપરેલી ચીજો ફેંકી દેવાનો રીવાજ આપણા દેશમાં હોવાને લીધે સગાં વહાલાં જુની મેલી અને નાખી દેવા જેવી ચીજો તે પ્રસંગે વાપરે છે. તેથી સારી દાયણની સંભાળ છતાં કોઈ વખત ઝેરી તાવ આવે છે. જંતુઓ લોહીમાં એકવાર દાખલ થયા પછી ઘણીવાર પાછળથી કરેલા ઇલાજો ફાયદાકારક લાગતા નથી અને ડાકટરોને બોલાવી છેવટની કરેલી દોડાદોડી, અફસોસ! કે નકામી જાય છે. જરા જેટલી સંભાળ પહેલી લેવાઇ હોય તો એવી વખત જ ન આવે. એ જાણવાની બધાંને જરૂર છે.

**આ ઝેરી તાવ અટકાવી શકાય એવો છે, તેથી માણસ જાતની**

ફરજ છે કે પોતાનાં સંબંધીઓને તેમાંથી બચાવી તેમનાં મરણ થતાં અટકાવવાં. આમ કરવા માટે જે થોડી નીચે સૂચનાઓ આપી છે તે ઉપયોગી થઇ પડશે—

૧ બને ત્યાં સુધી સુવાવડ માટે બાઇઓને ઇસ્પીતાલ હોય તો ત્યાં જ ...વી કે જ્યાં સારી હવા, ઉજાસ, ચોકખાં કપડાં શીખેલી દાયણો તથા ...ટરોની સંભાળ, કાંઇપણ ખરચ વગર, જોઇએ તેટલી મળી શકે છે. ઘરમાં ...વડ કરવાથી ખરચ અને ઘરનાં માણસોને મહેનત પણ વધારે પડે છે. ...ઉપરાંત એકદમ તાણ આવે, લોહી વહી જાય કે સુવાવડની મુશ્કેલીઓ ...ડ ત્યારે ડાક્ટરને બોલાવવાનાં અને તેને માટે જોઈતી ચીજોની તૈયારી કરતાં વિલંબ થાય છે તેને લીધે જીવને હાનિ ઘણી વાર પહોંચે છે.

૨ ઇસ્પીતાલમાં જો ન જ જઇ શકાય તેમ હોય તો માત્ર શીખેલી ...યણ પાસે સુવાવડ કરાવવી. ચોકખાં લુગડાં હવા ઉજાસ વગેરેની પુષ્કળ ...ગવડ રાખવી.

૩ કમનસીબે જો ઇસ્પીતાલ કે શીખેલી દાયણની સગવડ ન થઇ શકે ...ો ઉપર જણાવ્યા મુજબ હવા ઉજાસ અને ચોખાં ઉકાળેલાં લુગડાં વાપ...વાની ગોઠવણ કરવી. જે દાયણ હોય તેને ચોકખાં લુગડાં પહેરાવવાં તેના ...ાથ સાબુથી ખુબ ધોવડાવવા. સુવાવડી બાઇને પણ ચોકખી રાખવાની તાકીદ કરવી. અણસમજુ દાયણો પાસે કદી આંગળાં મુકી તપાસ કરાવવી નહીં. જો કોઇ પણ રીતે હરકત જેવું લાગે તો તરત ઇસ્પીતાલમાં જવાની કે શીખેલી દાઇ બોલાવવાની કે ડાક્ટરની સલાહ લેવાની તજવીજ કરવી ને તેની સલાહ પ્રમાણે વર્તવું. સુવાવડમાં સહેજ પણ તાવ આવે તો ગફલતમાં ન રહેવું. શરૂઆતથી જ ડાક્ટરની સલાહ તથા દવા લેવી. ઘણીવાર સહેજ તાવ આવે છે એમ ભરૂસામાં રહી કેસ બગાડી દેવામાં આવે છે અને છેલ્લી ઘડીએ ડાક્ટરોને બોલાવવાની દોડાદોડી કરવામાં આવે છે.

આ થોડી નાની નજીવી દેખાતી પણ મહત્ત્વની શીખામણો ઉપર જો આપણા લોકો ધ્યાન આપશે તો ઘણી બાઇઓ સુવાવડમાં ખરી સગવડ અને શાંતિ ભોગવશે તથા સુવાવડના તાવ અને તેથી નીપજતાં મરણથી બચી શકશે. જ્યાં આ સૂચનાઓ પર ધ્યાન આપવામાં આવે છે તે દેશોમાં સુવાવડનું મરણ પ્રમાણ આપણા દેશ કરતાં ઘણુંજ ઓછું છે.

## ઘરમાં પ્રસુતિ માટે માની જરૂરીઆતની ચીજો.

(૧) પથારી માટે વોટરપ્રુફ શીટ અથવા મીણીયું

(૨) પ્રસુતિ માટે બે મોટા "એબસોરબંટ પેડઝ." (ચોકખા રૂની ગાદી)
(૩) વાદળી જેવા ઉપયોગ માટે-(પાણી ચુસવા) "એબસોરબંટ" કોટન. સાધારણુ રૂને સોડા બાય કાર્બના પાણીમાં બોળીને ઉકાળીને સુકવવાથી તે ઘેર બનાવી શકાય છે.
(૪) ચોકખા ટુવાલો અથવા કોટન—વુલના "પેડઝ".
(૫) દાયણુ અને ડાકટર માટે નખ સાફ કરવા માટે નવું ચોકખું નખનું બ્રશ અને સાબુ.
(૬) "લાયસોલ" જેવી જંતુનાશક દવાની શીશી.
(૭) એનેમલની અથવા કાચની ૩ રકાબીઓ.
(૮) પાણી માટે સ્વચ્છ ડોલ અથવા તાંબડી.

**ઘરમાં પ્રસુતિ સમયે બાળકમાટે જરૂરીઆતી ચીજો.**

(૧) કંઈક ગરમ કપડું અથવા "બ્લાંકેટ" કે કામળાનો કટકો.
(૨) દવામાં ઉકાળીને જંતુરહિત કરેલો સુતરનો દોરો અને પાટી, નાળ માટે અને નાળ બાંધવા વગેરે માટે.
(૩) બચ્ચાની આંખો માટે વાદળી.
(૪) આંખો માટે બોરીક લોશન.
(૫) નાની ખટુલી અને ન્હાવાને માટે વાસણુ.

ડૉ. ગુલબાઈ મેરારા.

---

# બાળકોના ખોરાક વિષે.

**બાળકોનું બંધારણ.** બાળકોની શારીરિક સ્થતિનો આધાર તેમને મળતા ખોરાક ઉપર મુખ્યત્વે કરીને રાખે છે. ખોરાકની બાબતમાં જોઈતી સંભાળ લીધી હોય તો બાળકનું બંધારણ બાળપણુથી તે મોટી ઉમર સુધી દરેક બાબતમાં ઘણું તંદુરસ્ત અને સંતોષકારક નીવડે છે.

**ખોરાક કેવી રીતે આપવો.** બાળકોને શો ખોરાક આપવો? કેવી રીતે આપવો? અને તેમાં જોઈતા ફેરફાર ક્યારે કરવા? એ સંબંધી કેટલીક ગરીબ વર્ગની સ્ત્રીઓ અજ્ઞાન હોય છે. જ્યારે કેટલીક મધ્યમ વર્ગની સ્ત્રીઓ બેદરકાર હોય છે. અને તેના પરિણામે દિવસે દિવસે બાળકોનું મરણુ પ્રમાણુ આ દેશમાં વધતું જાય છે.

ખોરાકની અંદર જોઇએ તેવી સંભાળ ન લેવામાં આવે તો તેના પરિણામે બાળકોને અનેક જાતના રોગો:—અતિસાર, ઉલટી, તાવ, પેટમાં ચુંક આવવી વગેરે લાગુ પડે છે, અને આગળ જતાં ક્ષયરોગ જેવા ભયંકર રોગોનાં તેઓ ભોગ થઇ પડે છે. તેમાંથી કેટલાંક મોતને શરણ થાય છે અને બાકીના ઘણા જ નબળા બંધારણનાં અને રોગિષ્ટ બને છે. બાળક જેવું જન્મે ત્યારથી ચૌદ મહિના સુધી ધાવણ માટે તે હકદાર હોય છે. તેટલા માટે વિના કારણે અથવા નજીવા બાના હેઠળ જો તે હક્ક છીનવી લેવામાં આવે તો તેમાં બાળકને તેમ જ માતે બન્નેને ખોવા જેવું છે.

**ખોરાકની સંભાળ.**

બાળકના જન્મ્યા પછી આશરે ૭ કલાક પછી ધાવણ આપવું જોઇએ; કારણ કે તે વેળાએ છાતીમાંથી નીકળતો ચેપ બાળકની પાચનશક્તિને માટે ઘણો ઉપયોગી થઇ પડે છે. કેટલેક ઠેકાણે બાળક જન્મ્યા પછી તરત જ ગળથુથી વગેરે આપે છે તે ઘણું વખોડવા લાયક છે. ખરૂં ધાવણ સુવાવડ દરમિયાન ત્રીજે દિવસે આવે છે. માટે એ સિવાય બીજી કંઈ પણ દવા અથવા ખોરાક આપવો નહિ. કેટલીક સ્ત્રીઓને બીજે જ દિવસે ધાવણ વધુ પ્રમાણમાં આવે છે. ધાવણ બાળકને સાચવીને આપવું જોઇએ. કારણ કે જરૂર ઉપરાંત ખોરાક આપ્યાથી અપચો થાય છે. એ જ પ્રમાણે કેટલીક વખત ત્રીજા દિવસને બદલે વધુ દિવસો રહીને ધાવણ આવે છે. તે દરમિયાન બાળક ભુખ્યું થઇને રૂવે છે તો તેને માટે અમુક દુધનું મેળવણ નીચે મુજબ બનાવી આપવું જોઇએઃ—

ગાયનું દુધ ત્રણ રૂપીઆભાર, મલાઇ એક નાની ચમચી, અઢી રૂપીઆ ભાર ચુનાનું પાણી, દુધની સાકર, ( milk-sugar )સાઇટ્રેટ ઑફ સોડા ત્રણ ચોખા ભાર. એ પ્રમાણેનો ખોરાક બનાવી આપવો જોઇએ, અને તેની સાથે ગમેતેવા ઓછા પ્રમાણમાં ધાવણ આવતું હોય તો તે ચાલુ રાખવું જોઇએ. કેટલીક માઓ પહેલા એક અઠવાડીઆ સુધી ધાવણ ઓછું આવે તો ધાવણ સમુળગું છોડાવી દે છે, પણ તેમ કરવામાં ઘણી મોટી ભુલ છે. કારણ કે, જો મા પોતે ઘણા પ્રમાણમાં દુધ વગેરે પ્રવાહી ખોરાક લેવા માંડે તો ચોવીસથી છત્રીસ કલાકની અંદર ધાવણ પાછું આવી શકે છે.

**ધાવણ છોડાવવા વિષેની ભૂલ.**

માનું ધાવણ બાળકને માટે ઘણો ઉત્તમ ખોરાક છે અને તેને લઇને બને ત્યાં સુધી ધાવણ સિવાય બીજા કોઈ પણ ખોરાક ઉપર બાળકને

ઉછેરવાનો કદી પણ વિચાર કરવો નહિ.

**નિયમસર ધાવણ.** જે બાળકોને બાળપણથી નિયમસર ધાવણ ઉપર ઉછેરવામાં આવે છે તેઓ તંદુરસ્તીની બાબતમાં ઘણો ઉત્તમ વારસો મેળવવાને ભાગ્યશાળી થાય છે. તેઓની મુખાકૃતિ સારી રીતે બંધાએલી હોય છે, શરીરનો બાંધો તથા દાંત ઘણા મજબુત રહે છે અને તેમની પાચનશક્તિમાં વધારો થાય છે. આવા મુખ્ય ફાયદાઓ એવાં બાળકો મેળવે છે, અને જે મુખ્ય જરૂરીઆતો બાળકના બધારણ માટે જોઇએ છે તે સઘળી તેમને માના ધાવણ મારફતે મળી શકે છે. બાળક જન્મ્યા પછી પહેલા તથા બીજા અઠવાડીઆમાં ઘણી સંભાળ લેવાની જરૂર છે. કારણ કે, તે દરમિયાન જો કાંઇ પણ દરદ લાગુ પડે તો તેનું પરિણામ ગંભીર આવે છે. એવાં બાળકોની અંદર નીચે મુજબ ખામીઓ જોવામાં આવે છે, જેવી કેઃ—

ખરાબ દાંત, બેડોળ ચહેરો, વાંકાંચુંકાં હાડકાં અને શરીર તેમ જ બુદ્ધિબળની કમશક્તિ.

## ધવડાવનારી મા માટે કેટલીક સુચના.

**માનો ખોરાક.** કેટલીક ધવડાવનારી સ્ત્રીઓ અસાધારણ વધુ ખોરાક લે છે, જે મુખ્યત્વે કરીને સુવાવડ દરમિયાન નુકસાનકર્તા છે. માટે ખોરાકનું પ્રમાણ તથા તે લેવાનો વખત નિયમસર રાખવો જોઇએ. માએ પોતાનો કોઠો હમેશાં સાફ રાખવો જોઇએ. જુલાબની જરૂર પડતાં સાધારણ હલકો જુલાબ લેવો જોઇએ. ખોરાકની અંદર ઘણો ખરો પ્રવાહી પદાર્થ, લીલી તરકારી તથા લીલો મેવો લેવો ઘણો ઉપયોગી છે. કેટલીક સ્ત્રીઓ ઘણું ખરૂં દુધ ઉપર રહેવું પસંદ કરે છે પણ તેમ કર્યાથી ભુખ ઓછી થઇ અપચો થાય છે. કેટલીક દવાઓ માના ધાવણ મારફતે બાળકના ઉપર ઘણી અસર કરે છે. કેટલાક જુલાબો લીધાથી બાળક ચીડીઅલ બને છે. બેલેડોના અફીણ, બ્રોમાઇડ આયોડાઇડસ, વગેરે દવાઓ લાંબા વખત સુધી ધવડાવનારી સ્ત્રીએ લેવી જોઇએ નહિ.

**માનાં દરદો.** કેટલાંક એવાં દરદો છે કે જેને સબબે બાળકને ધવડાવવું બન્નેને માટે જોખમભર્યું છે. દાખલા તરીકે માને ક્ષયરોગ, હૃદયનું દરદ, ઝેરી તાવ, છાતીનો સોજો, ગાંડપણ, સુવાવડ દરમિયાન ઘણું લોહી ગયાથી થઇ ગયેલી ઘણી અશ-

ક્તિ, એવો દરદ હોય તો ધવડાવવું જોઇએ નહિ.

ધવડાવનારી સ્ત્રીએ ચારથી પાંચ મહીના સુધી બહાર ઘણું હરવું ફરવું પણ ઘણી ભારે કસરતો વગેરે કરવી જોઇએ નહિ. કારણ, થાકેલી હાલતમા તેમ જ ગરમ થયેલી અથવા ઉશ્કેરાએલી હાલતમાં ધવડાવ્યાથી બાળક ઘણું ચીડીયલ બને છે, અને તેને તાવ આવે છે. જે સારો સ્વભાવ રાખે અને પુરતી આસાએસ તેમ જ પુરતો ખોરાક લે તેનું બાળક ઘણું સારૂં ધાવણ મેળવી શકે છે અને તેથી તેના શરીરની તથા બુદ્ધિબળની ઘણી સારી ખીલવણી થાય છે.

## ધાવણ આપવાનો વખત.

બાળક જન્મ્યા પછી મા જો જાગતી હોય તો છ કલાકે ધાવણ આપવું જોઇએ. પછી, પહેલાં ચોવીસ કલાક દરમિયાન ત્રણ વખત ધવડાવવું જોઇએ. અને બીજા ચોવીસ કલાકમાં ચાર વખત અને એ ઉપરાંત જો તે ભુખ્યું થઇને રૂવે તો થોડીક ચમચી પાણી પાવું અને ત્રીજે દિવસથી દિવસમાં દર ત્રણ કલાકે અને રાતમાં એક વખત ધવડાવવું. જો બાળકને ધવડાવવાનો વખત થયો હોય, અને તે વખતે તે સુતેલું માલુમ પડે તો તેને જગાડવું નહિ. અને ત્યાર પછીના બીજા નીમેલા વખતે દુધ આપવું. આવા નિયમો સાચવ્યાથી તે સારા બાંધાનું અને મજબુત થાય છે.

**દુધ ઉપરાંત ખોરાક.**

કેટલીક વખત એવું જોવામાં આવે છે કે બાળક જેવું રૂવે છે કે તરત જ તેને છાનું રાખવા માટે તેને ધાવણ આપવામાં આવે છે. આ ટેવ ઘણી ખોટી છે. એ રીતે દુધ ઉપરાંત ખોરાક મળ્યાથી તેને અપચો થાય છે અને આગળ ઉપર બીજાં દરદો ઉભાં થાય છે અથવા અપચાને લીધે તેઓ રૂવે છે. કેટલીક માઓ રાત્રે વારંવાર ધવડાવે છે તે ટેવ પણ ખોટી અને નુકશાનકારક છે. રાતના એક જ વખત ધવડાવવાની ટેવ પાડવી જોઇએ અને બાળકોના રોવા ઉપર એ સંબધી ધ્યાન આપવું જોઇએ નહિ. આવી વ્યવસ્થા ધાવણ બાબતમાં રાખવાથી બાળક આગળ ઉપર દઢ ચારિત્ર્યવાળું બને છે.

બાળક દોઢ મહીનાનું થાય ત્યાં સુંધી દિવસમાં દર બે કલાકે ધાવણ આપવું જોઇએ. જો તે ઘણું નબળું હોય તો રાતમાં બે વખત નહિ તો એક વખત ધાવણ આપવું. તે દોઢ મહીનાનું થયા પછી દર અઢી કલાકે ધવડાવવું, ત્રણ મહીના પછી દર ત્રણ કલાકે. ચાર મહીનાનું થયા પછી દિવસમાં પાંચ વખત ખોરાક આપવો અને રાતના આઠ કલાક સુવાડવું

જોઇએ. પાંચ મહીના પછી એક તંદુરસ્ત બાળક માટે ચાર વખતનું ધાવણ પુરતું છે.

**સંતોષકારક ધાવણ અને ઉંઘ.**

જો બાળક પંદરથી વીસ મીનીટ સુધી ધાવી શકે અને ત્યારબાદ શાંત રહે અને તેને નિયમિત ઝાડા થયા કરે તો સમજવું કે ધાવણનું પ્રમાણ તથા ધાવણ સંતોષકારક છે. ધવડાવ્યા પછી બાળકને ઉંઘવા દેવું જોઇએ. ત્રણ મહીનાની ઉમર સુધી દરેક ખોરાકની વચમાં જો બાળક પુરતી ઉંઘ લે તો તેની પાચનશક્તિ ઘણી સારી રહે છે અને બાળક તંદુરસ્ત રહે છે. ત્રણ મહીના પછી દિવસ અને રાત મળી આસરે વીસ કલાક ઉંઘવા દેવું જોઇએ. અને સવારે તથા સાંજે બબ્બે કલાક રમવા દેવું જોઇએ.

જો ધાવણ લીધા પછી તે મોં વાટે બહાર કાઢતું માલુમ પડે તો તેને ખોરાક આપ્યા પહેલાં એક ચમચો ચોકખું પાણી અથવા એક ચમચો ચુનાનું પાણી આપવું જોઇએ. જો બાળકને ઉપલા હોઠના તેમ જ તાળવાના બંધારણમાં કાંઇ પણ કુદરતી ખામી હોય તેવા બાળકને ચમચી વાટે ખોરાક આપવો જોઇએ; તેમ જ જો બાળકોને મોઢામાં છાલાં પડયાં હોય તેઓને પણ એ જ મુજબ ખોરાક આપવો જોઇએ.

### ખોરાકના પ્રમાણ વિષે.

બાળકને ધાવણ અથવા ઉપરનું દુધ જે આપવામાં આવ્યું હોય તે આપ્યા પછી જો તે મોં વાટે બહાર કાઢતું હોય તો બીજી વખત તેના ખોરાકનું પ્રમાણ ઓછું કરવું અને જો તે વીસ મીનીટ સુધી ધાવતું હોય તો તેને બદલે પંદર મીનીટ ધવડાવવું.

### વજન.

બાળકનું ખોરાક આપ્યા પહેલાં તેમજ પછી જો વજન લીધું હોય તો તેણે કેટલો ખોરાક લીધો છે તે માલુમ પડે છે.

### ધાવણ છોડાવવા વિષે.

મા બાળકને બારથી ચૌદ મહીના સુધી સંતોષકારક રીતે ધવડાવી શકે છે. પણ ચૌદ મહિનાની ઉપરના બાળકને ધવડાવવું જોઇએ નહિ; તેમ જ વખત પહેલાં પણ ધાવણ છોડાવવું ઘણું નુકશાન કર્તા છે. જો કે કેટલીક વેળા અમુક સંજોગોને લઇને અમુક વખતે છોડાવવું પડે છે.

જે વખતે બાળક કોઈ પણ બીમારીથી પીડાતું હોય, ઉનાળાના દિવસ હોય, તેમ જ જે વખતે દાંત આવતા હોય,

**દુધ વધારે આપવા વિષે.** તે વખતે ધાવણ છોડાવવું જોઇએ નહિ. પણ તેના વચ્ચેના ગાળામાં ધીમે પ્રકારે છોડાવવું અને તેના બદલામાં એક એક દુધની શીશી પીવાનું દર અઠવાડીએ વધારવું જોઇએ. અને દુધની અંદર એક ચમચી ખાંડ નાંખવી જોઇએ.

આશરે નવ મહીનાના બાળકને શીશી કરતાં પવાલામાં દુધ પાવું વધારે બંધબેસતું છે. કારણ તે વધારે સહેલાઈથી

**દુધને ઠંડકવાળી જગ્યામાં રાખવા વિષે.** સાફ થઈ શકે છે. કેટલીક વખત દુધનું પવાલું અથવા શીશી બહાર ખુલી મુકી રાખવામાં આવે છે. તેના ઉપર હજારો માંખો વગેરે જંતુઓ બેસે છે અને ત્યારબાદ તે દુધ બાળકને પાવામાં આવે છે, તે ઘણું નુકશાનકર્ત્તા છે. તે માટે દુધને હમેશાં ઠંડકવાળી જગામાં ઢાંકી રાખવું જોઇએ અને તેમાં કાંઈ પણ કચરો અથવા માંખ વગેરે આવવા દેવી જોઇએ નહિ. જો બાળક ઉપરનું દુધ નહિ પીવાની હઠ કરે તો તેને તેટલો વખત ભુખ્યું રહેવા દઈ પોતાની મેળેજ ઉપરનું દુધ પીવાની ટેવ પાડવી જોઇએ.

કેટલીક વખત બાળકોને જાહેર ખબરોના આધારે બનાવટી ખોરાક આપવામાં આવે છે. એમાંના કેટલાક ઘણા નુકશાન-

**બનાવટી ખોરાક.** કર્ત્તા છે. કારણ કે, તે પાચન શક્તિમાં તેમ જ ઉછેરવામાં હરકતકર્ત્તા થઈ પડે છે, અને તેમાંથી કેટલાક દર્દો ઉત્પન્ન થાય છે. બાળકોને, નવથી દસ માસની ઉમરનાં થાય ત્યાં સુધી બનાવટી ખોરાક, કાંજી આપવાં નહિ. કારણ કે તેમાં કાજીન નામનો પદાર્થ રહે છે અને ચરબીનું પ્રમાણ ઓછું રહે છે.

ગાયનું દુધ આપવું એ સૌ કરતાં વધારે સારૂં છે. જો કે ધાવણ સાથે સરખાવતાં એ કાંઇ બાળકોને માટે પૂર્ણ ખોરાક

**ગાયનું દુધ.** ગણાય નહિ. છતાં બીજા કાંઈ પણ બીન અનુકુળ ખોરાક કરતાં એ ઘણું ફાયદાકારક છે. ગાયનું દુધ સ્વચ્છ મેળવવું એ ઘણી મુશ્કેલી છે. કારણ, હવામાંના કેટલાક જંતુઓ તેની અંદર સામેલ થઈ તેને ઘણું અસ્વચ્છ બનાવે છે અને તેને લઇને થોડા વખતમાં તે ખટાસ મારે છે, જેથી બાળક માંદું થાય એવો ભય રહે છે. ડેરીમાંના સાધારણ દુધની અંદર લાખો જંતુઓ તપાસ કરતાં મળી આવે છે.

**જંતુઓનો નાશ કરવા વિષે.**

આ ઉપરથી માએ વિચારવું જોઇએ કે આવું દુધ પાવાથી બાળકની જીંદગી કેટલી જોખમમાં આવી પડે છે. એ જંતુઓનો નાશ કરવા માટે દુધ પુરતું ઉકાળવું જોઇએ. જો કે એમ કર્યાથી દુધની અંદરનાં કેટલાંક કિમતી તત્વોનો નાશ થાય છે અને એવા દુધ ઉપર ઉછરેલાં બાળકો, અગર તથા હાડકાનો સડો (rickets) નામના દરદથી પીડાય છે.

**ગાયના દુધની નડતર.**

બીજી નડતર ગાયના દુધમાં એ છે કે તેની અંદર ખાંડનું પ્રમાણ ધાવણ કરતાં ઓછું રહે છે અને તેની અંદરનો દહીં તરીકે બંધાતો પદાર્થ ઘણા મોટા પ્રમાણમાં રહે છે; તેમ જ તે ઘણું જાડું તથા ભારે રહે છે તે માટે બાળકને પચવું ઘણું મુશ્કેલ થઈ પડે છે. જ્યારે ધાવણમાંનું બંધાતું દહીં ઘણું ઉમદા અને નરમ રહે છે અને સહેલાઇથી પાચન થઈ શકે છે.

ત્રીજું કારણ એ છે કે ગાયનું દુધ ખાટું હોય છે જ્યારે ધાવણ ખારૂં હોય છે. આ બધી ગાયના દુધની અંદર સમાયેલી નડતરો અમુક દરજ્જે કેટલોક ફેરફાર કર્યાથી દૂર થઈ શકે છે અને તેટલા માટે બાળકને રાસ આવવા માટે તેમ કરવાની જરૂર છે.

**દુધમાંથી જંતુઓનો નાશ કરવા માટે કેવી રીતે ઉકાળવું જોઇએ.**

અમુક રીતે ઉકાળવાથી દુધની અંદરનાં જંતુઓનો નાશ થાય છે અને તે ખટાસ મારતું અટકે છે. એ કરવા માટે જેવું તાજું દુધ આવે કે તરત જ તેને પુરતું ઉકાળવું અને પછી તેને ગરમ પાણીથી ધોઈ નાંખેલા વાસણની અંદર કાઢી તે વાસણને એક પાણીથી હવાએલા લુગડાથી ઢાંકી ઠંડા પાણીની અંદર મુકી રાખવું. તેમ કર્યાથી દુધ ઘણું સ્વચ્છ રહે છે અને જો વધારે જલદીથી ઠંડુ કરવું હોય તો એ દુધવાળા વાસણને ઉપર મુજબ ઢાંકી બરફ ઉપર મુકવું. એમ કર્યાથી ખટાસ મારતું અટકે છે અને ઉપર સારી મલાઈ બંધાય છે.

## દુધને પાતળું કરવા વિષે.

દુધની અંદર એ ભાગ પાણી નાંખ્યાથી દહીંના પ્રમાણનો ઘટાડો થાય છે, અને તે ધાવણને મળતું આવે છે. પાણીને બદલે થોડું જવનું પાણી, ચુનાનું પાણી અથવા સાઇટ્રેટ ઑફ સોડા પણ ચોખાભાર દુધમાં નંખાય છે.

એવા મેળવેલા દુધની અંદર ખાંડ તથા દહીંનું પ્રમાણ ઓછું હોવાથી અઢી રૂપીઆ ભાર દુધમાં ત્રીસ ચોખાભાર દુધની સાકર નાંખવી જોઇએ.

ગાયનું દુધ ખટાસવાળું હોવાથી તે ઓછી કરવા માટે ચુનાનું પાણી અથવા બાઈ કાર્બોનેટ ઑફ સોડા સહેજ અથવા સાજીનાં ફુલ નાંખવાં જોઇએ. જે બાળકોનો કોઠો ઘણો નબળો હોય તેઓને માટે ચુનાનું પાણી ઘણું સારૂં છે.

## ઉપરનો ખોરાક નિયમિત આપવા વિષે.

જેવી રીતે ધાવણની અંદર ખોરાકનું પ્રમાણ તથા વખતનું પ્રમાણ સાચવવામાં આવે છે તેવી જ રીતે આ ઉપરના દુધમાં પણ સાચવવું જોઇએ. એટલે બાળક દોઢ મહીનાનું થાય ત્યાં સુધી દર બબ્બે કલાકે ઉપરનો ખોરાક આપવો જોઇએ અને પહેલા અઠવાડીઆમાંથી જ બનતા સુધી રાતના વખતે એક અથવા બે વખતનો જ ખોરાક આપવો.

જે બાળકને જન્મથી જ ઉપરના ખોરાક ઉપર ઉછેરવું પડે તો તેને પહેલા અઠવાડીઆમાં છાસ, મલાઈ અને થોડું પાણી મેળવીને આપવું કારણ ગાયના દુધ કરતાં એ વધારે સારૂં છે. બે ચમચી છાસ, ચાર ચમચી ગરમ પાણી, દુધની સાકર. આ ખોરાક રાત દિવસ મળીને આશરે દસ વખત આપવો.

**ઉપરના ખોરાક ઉપર રાખેલું બાળક.**

છાસને બદલે દુધ આપવું હોય તો બે ચમચી દુધ, પાંચ ચમચી ગરમ પાણી, અડધી ચમચી મલાઈ અને અંદર ત્રીસ ચોખાભાર દુધની સાકર નાંખવી.

## બીજાથી ચોથા અઠવાડીઆ સુધીનો ખોરાક.

બે ચમચા દુધ, બે ચમચા જવનું પાણી, એક ચમચી મલાઇ અને ત્રીસ ચોખાભાર દુધની સાકર એ પ્રમાણેનો ખોરાક બનાવી દર અઢી કલાકે આપવો.

## ત્રીજા મહીનાનો ખોરાક.

ચાર ચમચા દુધ, ચાર ચમચા ઉકાળેલું પાણી અથવા જવનું પાણી, દોઢ ચમચી મલાઈ, એક ચમચી દુધની સાકર, એ પ્રમાણેનો ખોરાક દર ત્રણ કલાકે આપવો.

## ચોથા પાંચમા અને છઠ્ઠા મહીનાનો ખોરાક.

પાંચ ચમચા દુધ, ચાર ચમચા જવનું પાણી, બે ચમચી મલાઈ, એક ચમચી દુધની સાકર એ પ્રમાણેનો ખોરાક દર ચાર કલાકે આપવો.

## સાતમા મહીનાનો ખોરાક.

બાર ચમચા દુધ, ચાર ચમચા જવનું પાણી, ત્રણ ચમચી મલાઇ અને બેથી ત્રણ ચમચી સાકર; દિવસમાં આ ખોરાક ચાર વખત આપવો.

એ ઉપરાંત સાતમા મહીના પછી એલનબરી નંબર પહેલો અને બીજો અથવા મેલીન્સ ફુડ દરેક વખતે એ ખોરાકની સાથે થોડોક મેળવી જો ખોરાક આપ્યો હોય તો ઘણો ફાયદો કરે છે. એ પ્રમાણે બાળકની ઉમર જેમ વધતી જાય તે પ્રમાણે ખોરાકનું પ્રમાણ પણ વધારવું જોઇએ.

## દશમા મહીનાનો ખોરાક.

દિવસમાં એક વખત પોતાનો ચાલુ ખોરાક ઉપરાંત ચીકીનનો સેરવો (અથવા ચોખા અથવા મગની દાળનું ઓસામણ) થોડોક આપવો જોઇએ.

## બારમા મહીનાનો ખોરાક.

ચાલુ ખોરાક ઉપરાંત દુધની અંદર એક ઈંડું મેળવીને આપવું જોઇએ અથવા ઘણું જ થોડું ગરમ કરેલું એક ઈંડું આપવું જોઇએ. એક બીસ્કીટ આખો દિવસ ચુસવા માટે આપવું જોઇએ. એ ઉપરાંત થોડું દુધનું બનાવેલું હલકું પુડીંગ આપવું જોઇએ.*

બાળક અઢાર મહીનાનું થાય ત્યારે તેને, બારીને છુંદીને પરેરો અને તેની સાથે સેરવો તેમજ થોડું માખણ અને પાંઉ એના હમેશના ખોરાક ઉપરાંત આપવું.

જ્યાં સુધી એક બાળક દિવસે દિવસે વજનમાં વધતું જાય, સારી રીતે ઉંઘે અને તેને નિયમિત પચેલા ઝાડા થાય તો સમજવું કે તેને મળતો ખોરાક અનુકુળ છે.

ખોરાકની અંદર અથવા વખતની અંદર કાંઇ ફેરફાર કર્યાથી જો બાળકને ઉલટી અથવા લીલા રંગના અપચાના ઝાડા થાય અથવા વજનમાં ઓછું થતું જાય તો તેનો ખોરાક હલકા પ્રમાણનો બનાવી ઓછો આપવો.

## ખોરાક ન પચતો હોય તેની નિશાનીઓ.

બાળકને ખોરાક ન પચતો હોય તો તેની અમુક નિશાનીઓ છે.

૧ જો બાળક ખોરાક લીધા પછી થોડા વખતમાં ભુખ્યું થાય તો સમજવું કે દુધ ઘણું નબળું છે, તેમાં પાણીનું પ્રમાણ વધારે છે અને પુષ્ટિકારક તત્વોનું પ્રમાણ ઓછું છે.

* આ દુધમાં બનાવેલા ચાટણ જેવું હોય છે.

૨ જો ખોરાક લીધા પછી દુધ કાંઇ પણ ફેરફાર થયા વિનાનું પાછું કાઢે, તો એમ સમજવું કે ખોરાક જોઇએ તેના કરતાં વધારે પ્રમાણમાં અપાય છે.

૩ જો બાળકનું વજન, જોઇએ તેના કરતાં ઓછું હોય, તો સમજવું કે, ખોરાકની અંદર દુધ અને સાકરનું પ્રમાણ ઓછું છે.

૪ લીલા પાતળા ઝાડા ચુંક આવીને થતા હોય તો સમજવું કે ખોરાકની અંદર સાકરનું પ્રમાણ જોઇએ તે કરતાં વધારે છે.

૫ ઉલટી અને વારંવાર લીલા ઝાડા થાય અને કમરના ભાગ ઉપર લાલ ચકામા પડતાં માલુમ પડે તો સમજવું કે ખોરાકની અંદર ચરબીનું તથા મલાઇનું પ્રમાણ જોઇએ તે કરતાં વધારે છે.

૬ બાદીનું જોર, કબજીઆત અને સુકો કઠણ ઝાડો એ બતાવે છે કે ખોરાકની અંદર મલાઇનું પ્રમાણ ઓછું છે.

૭ કબજીઆત અને ચુંક સાથેના દહીં જેવા ઝાડા થતા હોય તો સમજવું કે દુધની અંદર મલાઇ તથા ખાંડના પ્રમાણ સાથે સરખાવતાં દહીંનું પ્રમાણ વધારે છે,

જો આ ઉપરની કોઇ પણ નિશાનીઓ અપચો બતાવતી માલમ પડે તો સમજવું કે ખોરાકની અંદર ફેરફાર કરવાની જરૂર છે અને તે પહેલાં દરેક વખતના ખોરાકની અંદર ત્રણ ચોખા ભાર સાઇટ્રેટ ઑફ સોડા નાંખવું જોઇએ. દહીંના જેવા ઝાડા થાય તો ચુનાનું પાણી વાપરવું.

**ખોરાકમાં ફેરફાર કરવા વિષે.**

દરેક ખોરાકની અંદર એક ચમચી ચુનાનું પાણી ત્રણ મહીના સુધી નાંખવું અને પછી જેમ ઉમર વધતી જાય તેમ મહીનાના પ્રમાણમાં તેટલી ચમચી સાત મહીના સુધી વધારે ચુનાનું પાણી વાપરવું અને એ મુજબ નાંખવું. જો ચુનાનું પાણી વધારે લીધું હોય તે આગળ ચાલતાં હોજરી તથા આંતરડાં ઉપર છાલાં પડી સંગ્રહણી લાગુ પડે છે. બાળકને ખોરાક સેજ હુંફાળો આપવો અને ટંડો આપવો નહિ. કેટલાંક બાળક ઘણાં નબળાં અને સુકાએલાં માલુમ પડે છે તેઓને માટે ગાયનું દુધ જોસ કરી ટંડું પાડી ત્રણ ચોખાભાર સાઇટ્રેટ ઑફ સોડા અને એક ચમચી મલાઇ નાંખીને આપવું ઘણું ફાયદાકારક છે.

જે બાળકો ચુંક અથવા ઉલટીના રોગથી ઘણાં નબળાં પડી ગયાં હોય છે તેમની પાચનશક્તિને માટે દાક્તરો બનાવટી ખોરાક ફરમાવે છે; તેમ જ

# પાગલ–પ્રવાસી.

તે એક શીયાળાની સાંજ હતી. સૂર્યનારાયણ ધીમે ધીમે પશ્ચિમમાં ક્ષિતિજની નીચે ચાલ્યા જતા હતા. વનનાં પક્ષીઓ તેમના કિલકિલાટથી સારા વનમાં સાયંકાળની ઘોષણા કરી રહ્યા હતા. આ વખતે મણિપુરના પહાડી પ્રદેશમાં ઘણી શાન્તિથી પણ ઉતાવળે પગલે એક પ્રવાસી ચાલ્યો જાય છે. તેના થકેલા પગ અને ક્લાન્ત આંખો રાત્રિ પહેલાં કોઈપણ નિર્ભય સ્થળે પહોંચવા ઉત્સુક હતાં. સાયંકાળ તો લગભગ થઈ ગઈ હતી. ગામ નજીકમાં હોય તેવાં ચિહ્‌ન ઓછાં જણાતાં હતાં, ક્ષણે ક્ષણે પ્રકાશ ઓછો થઇ તિમિર વધતું જતું હતું. સઘળે શાન્તિનું સામ્રાજ્ય હતું.

રાત્રિ ક્યાં વિતાડવી એમ વિચાર કરતો પ્રવાસી ચાલ્યો જાય છે. અચાનક ઉત્સુક નયનને દૂર ઝાંખો દીપકનો પ્રકાશ માલમ પડયો. ત્યાં કોઈપણ મનુષ્યનો વાસ હશે એમ માની દીપકના પ્રકાશની દિશાએ શ્રમિત પ્રવાસીએ ચાલવા માંડ્યું. દીપકના પ્રકાશે તેનામાં આશાનું કિરણ નાંખી પુનઃ ચેતન આણ્યું હતું. ને તેથી બનતી ઝડપે પ્રવાસીએ તે તરફ ચાલવા માંડ્યું.

થોડોક સમય આમ ચાલ્યા બાદ પ્રવાસી એક નાનીશી કુટીરની પાસે આવી પહોંચ્યો. અટારીએ એક ભગવાંવસ્ત્રધારી સાધુ બેઠો હતો, ને તેના એકતારા સાથે ઈશ્વરનાં ભજન લલકાર્યા કરતો હતો. સહસા અવાજે ચોંકી ઉઠી સાધુએ જોયું કે સામેથી કોઈ પથિક આવી રહ્યો છે. આવા નિર્જન સ્થળે, ને છેક સંધ્યાકાળે આગન્તુક વ્યક્તિને જોઈ સાધુએ વિસ્મય પામી પુછ્યું:–" ભાઈ! તમે કોણ છો? રાત્રિના વખતે આવા નિર્જન વનમાં ક્યાં જાઓ છો?"

"મહાત્મન!"–પ્રવાસીએ કહ્યું,–"હું એક પ્રવાસી છું. રાત્રિ પહેલાં પાસેના ગામમાં પહોંચવા ધારતો હતો. પરંતુ રસ્તો વિકટ હોવાથી રાત્રિ પડી ગઇ છે ને અત્યારે બીજું કાંઈ વિશ્રાન્તિનું સ્થાન ના હોવાથી–આ બળતા દીપકના પ્રકાશે અત્રે ચાલી આવ્યો છું. આજની રાત અત્રે સુઈ રહેવા ઇચ્છા છે–આપની કૃપા હોય તો." સાધુએ કહ્યું–" ભાઈ! ઘણી જ ખુશીથી અત્રે રહો, સૌ કોઇ પ્રવાસીને માટે મ્હારી ગરીબ ઝુંપડી સદાયે ખુલ્લી જ છે. તમે ઘણા જ શ્રમિત લાગો છો, અંદર ચાલો"–એમ કહી સાધુ પ્રવાસીને કુટીરની અંદર લઇ ગયા. અંદર જઈ બાજુ પરના વ્યાઘ્રચર્મ ઉપર, આવેલ પ્રવાસીને બેસાડી સાધુએ કહ્યું. "ભાઇ! નિરાંતે, મનમાં જરાયે ઉદ્વેગ વિના અત્રે રહો, શહેરી જીવનનાં વિલાસી ખાનપાન તો નહિ, પણ આ

જંગલમાં મળતું ઘાસનું હુંફાળુ બીછાનું, ને ખાવાને મીઠાં ફળ તો મ્હારા અતિથિને હું આપી શકીશ."—એમ કહી ખુણામાં પડેલી ઝોળીમાંથી થોડાંક ફળ ને જળથી ભરેલું કમંડળ પ્રવાસીની પાસે મુકયાં. ફળ ખાઇને જળ પીવાથી તેના ક્લાન્ત શરીરમાં પુનઃ ચેતન આવ્યું.

તે દરમ્યાન સાધુએ ધુણીને સતેજ કરી. રાત્રિ શરૂ થઈ ગઈ હતી. સઘળે શાન્તિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. ધૂણીનો આછો પ્રકાશ પર્ણકુટીમાં ફેલાઈ રહ્યો હતો. પ્રકાશમાં સાધુ અને પ્રવાસી બન્ને બેઠાં બેઠાં, ધૂણીના આછા તાપે હુંફ મેળવતા હતા. સાધુના નિઃસ્વાર્થ આતિથ્યસત્કારથી પ્રવાસી અસંતુષ્ટ તો ન્હોતો. તથાપિ તેના મુખ ઉપર વિષાદની છાયા, સ્પષ્ટ જણાતી હતી. સાધુએ આ છાયા પારખીને મનમાં ધાર્યું કે નક્કી આ કોઇ દુઃખી જીવ લાગે છે. તેને પૂછી જોઈ—બને તો તેનું દુઃખ હલકું કરૂં. જરા વિસ્મયથી સાધુએ પુછ્યું, " મને લાગે છે કે મ્હારા અતિથિને જે મનની શાંતિ આ શાન્ત આ વાસમાં મળવી જોઇએ તે મળી નથી, નહિતર આ શાન્ત સ્થળમાંયે આપના મુખ ઉપર પ્રસન્નતાને બદલે વિષાદની છાયા શાથી ? ભાઇ ! એવું તે શું દુઃખ આપના ઉપર આવ્યું છે કે આવા પવિત્ર સ્થળમાંયે તમારૂં દુઃખ પીછો છોડતું નથી ? શું કાંઇ વેપારમાં મોટી ખોટ ગઈ છે ? કે કોઈ અતિ વ્હાલા સબંધીનુ મૃત્યુ થયું છે ? ખરે! જગતમાં મનુષ્યો મિથ્યા સુખો પાછળ ગાંડા થઈને ફરે છે, તેઓને ક્યાં ખબર છે કે આ પાર્થિવ જગતમાં સૌ સુખો તથા વૈભવો ક્ષણિક છે, કાલે જે હતા—તે આજે નથી, આજે જે છે તે કાલે નહિ પણ હોય, સાચે કહ્યું છે કેઃ—

" માયા મોહ અને પ્રપંચ પડદે
આ વિશ્વ શોભા ભર્યું,
પેલી પાર ચીરી જતાં, પ્રભુ કૃપા
ત્યાં જ્યોતિ આશા ભર્યું."

ભાઈ ! આ સ્વાર્થી અને પ્રપંચી જગતનો ક્યો દુઃખદ પ્રસંગ તમને આટલો બધો દુઃખી કરી રહ્યો છે ? તમારો ઇતિહાસ પૂછું તો ?" દુઃખી હૃદયથી ગળગળા બનેલા પ્રવાસીએ કહ્યું. " પ્રભુ ! મ્હારી કથા વિચિત્ર છે. હું એક અતીવ અભાગિ જીવ છું. મ્હારા જીવનનીયે ઉષા એક વાર હતી. પણ તે તો હવે ભૂત કાળની વાત છે. આ હૃદયની વીણાનોયે એક વખત સ્વર સુરિલો હતો, પણ આજે તો તેના પ્રત્યેક તાર અસ્તવ્યસ્ત થઈ ગયા છે ને વીણાનું ખાલી ખોખું જ રહ્યું છેઃ "—

" મ્હારી કથા કહું ? આજ સુધી ઘણાએ પૂછી છે,–પણ કોઇને જણાવી નથી. આપ મહાનુભાવના દર્શનથી હૃદયમાં કાંઇક વિરક્ત ભાવના જાગી છે, તો આજે મ્હારા સમસ્ત જીવનની કરુણકથા કહીશ. દુઃખી જીવને યોગ્ય પાત્ર મળતાં, પોતાનાં દુઃખ રડવામાં કાંઈ અજબ જ આનંદ આવે છે. આજે મ્હારી કથની કહી, હૃદયનો ભાર હલકો કરીશ. બાર બાર માસથી બાઝેલો હૃદયનો ડૂમો આજે ખાલી કરીશ. બળતા હૃદયની જ્વાળા બ્હાર કહાડી, હૃદયને શાન્ત કરીશ. પ્રથમ તો આ પ્રવાસી પુરુષ વેશે હોવા છતાં વાસ્તવિક રીતે એક અબલા સ્ત્રી છે. આસપાસના ગામોમાં લોકો મ્હને "પાગલ" ના નામથી સંબોધે છે. પણ હું કાંઇ ખરી " પાગલ " કે ગાંડી નથી. દૂર મંદાકિનીના તટ ઉપરના વિલાસપૂરના જાગીરદાર બાબુ નલિનિકાન્તની હું એકની એક પુત્રી સરલા શ્રીમંત પિતાના એકની એક પુત્રી એટલે બહુ લાડમાં ઉછરેલી ને આખા કુટુંબમાં સૌની હું લાડકી હતી. પિતા તરફથી ઘણા ઉચ્ચ સંસ્કાર તથા કેળવણી પામી હતી. સોળ વરસની વયે યૌવનની જે ઉન્માદવસ્થા સ્વાભાવિક આવે છે તે સ્થિતિયે હું પણ પહોંચી. મ્હારા સારૂ યોગ્ય પતિની શોધ પિતાએ કરવા માંડી. હમારી જ્ઞાતિના ઘણાએ યુવાનો મ્હારી સાથે લગ્ન કરવા ખુશી હતા. ઘણાએ શ્રીમંતના પુત્રો પોતાના ધનના ઝગઝગાટથી મ્હને મેળવવા ઉત્સુક હતા. છતાંયે પિતાની શોધ તો ધનવાન કરતાં ગુણવાન ઉપર વધારે હતી.

" સુધાકર નામનો હમારી જ જ્ઞાતિનો એક ગરીબ વિદ્યાર્થી હમારે ઘેર ઘણીવાર આવતો, બલ્કે હમારી જ આર્થિક સહાયતાથી તે એમ. એ. સુધી ભણી શક્યો હતો. હમારૂં ઘર તેને માટે પારકું ન્હોતું. ઘણીએવાર સુધાકરને હું પુસ્તકો સાથે વાંચતાં હતાં. પુસ્તકો વાંચતાં તેમ જ વિષયો ચર્ચતાં ઉભયના વિચારનું સામ્ય પરસ્પરને જણાતું. આ ઐક્યે મ્હારા મનમાં સુધાકર સાથે લગ્ન કરવાની ઇચ્છા પ્રકટાવી. સુધાકરના હૃદયમાં પણ મને જીવનની સહાધ્યાયી બનાવવા હોંશ ઉદ્દભવી. છતાં પિતાની ઇચ્છા જાણ્યા વિના તેમ જ તેમની અનુમતિ વિના ઓછાં હિંદુસંસારમાં લગ્ન થઇ શકે છે ? ઇચ્છા કે અનિચ્છાયે પણ મા બાપે શોધેલને પતિ તરીકે સ્વીકાર્યે જ છૂટકો—ને તેની સાથે પોતાની જીવન-નૌકા ચલાવી લેવી પડે છે. પિતાની શી ઇચ્છા છે તે જાણ્યા વિના હમારાથી લગ્ન થાય તેમ ન્હોતું. છતાંયે જે અભિલાષાથી ચકોર ચંદ્રિકાને જોઇ રહે છે તે અભિલાષાથી હું યે તેને જોતી. અર્થહીનને હું પસંદ કરીશ, એ પ્રથમ તો સુધાકરે ના માન્યું. પણ પછીથી વસ્તુસ્થિતિ તેને સ્પષ્ટ થતાં હમારાં હૃદયે પરસ્પરને કબુલ્યાં. ધનહીન છતાંયે

સુધાકર હૃદયહીન ન્હોતો એ મ્હારે મન તો થોડું ન્હોતું. તેના હૃદયની મૃદુતા કમળ સાથે પણ ના સરખાવાય, પણ હું જરા અભિમાની હતી, તે તો શ્રીમંતની પુત્રીઓને સાધારણને સ્વાભાવિક હોય છે. એક વખત સુધાકરની પરીક્ષા કરવા સ્વચ્છંદી મને ધાર્યું. બીજે દિવસે વાતમાંને વાતમાં મ્હેં કહી દીધું કે–'પિતાની ઇચ્છા તો મ્હારાં લગ્ન રામપુરના બાબુ સુરેન્દ્રના ઈન્દુકુમાર સાથે કરવાની છે. ઈન્દુકુમારમાં કેળવણી ને ધન બન્ને છે. નરી કેળવણી ને યે શું કરે? સાધારણ શીલસુફીમાં તો ધનવાન કરતાં ગુણુસ સારો લાગે. પણ વાસ્તવિકમાં ભારે પડે નહિ?'

"હૃદયના સાથીની સ્હેજ મજાક તો કરી પણ ભાવનાશીલ હૃદયને તેનો કેટલો આઘાત થશે તેની પ્રતીતિ સ્વચ્છંદી મન તે વખતે તો ના કરી શક્યું, પણ સુધાકરને આ શબ્દો અસહ્ય લાગ્યા ને તેના તો ભવિષ્યના બાંધેલા મનમંદિરના મીનારા તૂટી પડી જમીનદોસ્ત થયા, ને તેનું કોમળ હૃદય આ આઘાત સહન ના કરી શક્યું, ને ફીક્કા વદને, જાણે કાંઇ ના લાગ્યું હોય તેમ કૃત્રિમ ભાવ બતાવી, સુધાકર તે દિવસે તો ઘેર ગયો.

"સ્હેજ વાતનું પરિણામ કેટલીકવાર ઘણું ગંભીર નીવડે છે, પરંતુ કર્તાને તેની આગાહી પ્રથમ ઓછી થાય છે? બીજે દિવસે સુધાકર હમારે ત્યાં બીલકુલ આવ્યો નહિ. તપાસ કરતાં જણાયું કે તે પોતાને ઘેર પણ ન્હોતો. ગામમાં પિતાએ પણ શોધ કરી પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. નક્કિ! હૃદયનો આઘાત ના સહન થવાથી જ ઘર છોડીને તે ચાલ્યો ગયો હશે, ઉન્માદી જીવને પોતાની ભૂલ જણાઇ, પણ હવે શો ઉપાય? આખરે હું પણ ઘરના કોઇને પણ જણાવ્યા વિના તેની પાછળ, ઘર છોડી, તેની શોધમાં નિકળી આવી છું, આજ બાર માસથી એક ગામથી બીજે–એમ તેની શોધમાં આથડું છું, પણ હજુ જીવનનો તે સહાધ્યાયી જડયો નથી. પ્રભુ!–જે ઇચ્છા–જે ભાવના, હૃદયમાં એકવાર સ્ફુરી તે કાલ થતાંયે વિલીન થતી નથી, હૃદયનો તે સમયનો અનુરાગ તો આજે મરી રહ્યો છે–પણ તેનું સ્મરણ તો રડાવે છે, હવે જીવન તો નીરસ થયું છે છતાંયે દીલનો વણુ તો નથી રૂજતો. ઉપાસ્ય ચાલ્યા જતાં, ઉપાસક અનંત દુઃખાગારમાં રખડયાં કરે છે. તુટી ગએલા આ હૃદયવીણાના તાર ઓછા આ જન્મે હવે પુનઃ વાગવાના હતા?"

કહેતાં કહેતાં પ્રવાસી ધ્રુસકે ધ્રુસકે રડી પડી; ને સામે સાધુને પણ ચોધાર આંસુ ઢાળતો જોઇ તે ચમકી બોલી ઉઠી:–પ્રભુ!–આ શું? આ દુઃખી જીવનની આત્મકથા કહી નાહક આપને મ્હેં દુઃખી કર્યા?–ક્ષમા કરો, ક્ષમા કરો,

હમણાં જ આપની પર્ણકૂટીનો ત્યાગ કરી બ્હાર ગમે ત્યાં હું રાત્રિ વીતાડીશ." એમ કહી પ્રવાસીએ ત્યાંથી જવા માંડ્યું.

પ્રવાસીને બ્હાર જતાં જોઈ–શોકસમાધિમાં ડૂબેલા સાધુએ જાગ્રત થઇ કહ્યું–"બાઇ? બેસ, અત્યારે આવી ભીષણ રાત્રિએ મ્હારો આશ્રમ ત્યાગી જવાની કાંઇએ જરૂર નથી. તારી કથાએ મને દુઃખી કર્યો છે એમ રખે તું માનતી, ઉલટું તારી કથાએ મ્હને વિભ્રમમાંથી દૂર કર્યો છે. મ્હારી ભૂલ જણાઈ છે. પ્રભુ મહા સમર્થ છે ને તે સાચા હૃદયની કોઇપણ શોધ મિથ્યા જવા દેતો નથી, આજે જ તે પ્રભુની કરુણાથી મ્હારા હૃદયની દેવીને પુનઃ જોવા ભાગ્યશાળી થયો છું, આ જન્મમાં જે, વાંચ્છિત ફળને મેળવવા હું અશક્ય થયો હતો–તે બીજા જન્મે પ્રાપ્ત કરવા અત્રે તપશ્ચર્યા સાધી રહ્યો હતો. સ્વપ્ને ન્હોતું ધાર્યું કે તે આત્મસમર્પણ કરતાં, પ્રભુ, આ જન્મે જ તે સાધ્ય કરશે, સરલે?–આવો, હૃદયથી એક થઇ, હવે અનંત સાગર સુધી દોડી જઇએ, ને તે પ્રભુની લીનતા હવે તો સાધીએ. જ્યાં કાળ, આકાશ અને કલ્પનાને સ્થાન નથી તેવા પ્રભુના ધામમાં જવા વિચરીએ. હવે જગતનો મિથ્યા પ્રલંભ આપણને પુનઃ વિયોગી નહિ કરે."

સરલા સાધુના ચરણમાં ઢળી પડી. પ્રભુએ તેની બાર માસની સનમની ટુક આજે પૂરી કરી હતી. બન્ને વિયોગી આત્મા આજે અણધાર્યા આમ ભેગા થયા હતા, પણ હવે જગતની ધડમથલમાં પડવા તેઓ ઇચ્છતા ન્હોતા, ને ત્યાંજ આશ્રમમાં રહી અનંત બ્રહ્માણ્ડના સામ્રાજ્યમાં લીન થવા ઇચ્છતા હતા.

પ્રાતઃકાળનો સમય થવા આવ્યો હતો. સૂર્યનારાયણે હસતાં હસતાં પોતાના કિરણ આ દંપતિ ઉપર ફેંકી આશિષ આપી.

સૌ. બાલાગવરી બંસીધર પરિખ.

# વૃષ્ટિ.



ઉનાળે પ્રખર તાપ પડતો અને શરીર તાપમાં બળી રહેતાં. પાણી સુકાઈ જતું અને લોકો તરસે મરી જતાં.

મેં પ્રભુને પ્રાર્થના કરી.

"પ્રભુ, વૃષ્ટિ દે કે આ રણમાંથી તાપ જતો રહે અને અમે જરા શાંતિ અનુભવીએ."

પણ તેં જવાબ દીધો

"ના, હજુ વાર છે. જેમ તાપમાં ઝળતા જશો તેમ તેમ વૃષ્ટિની કિંમત વધારે સમજાશે."

મારી પ્રાર્થનાનો આવો જવાબ મળ્યો જોઇ સૌ લોકો બોલી ઉઠયા

"ઓ ક્રૂર પરમેશ્વર!"

ર. પુ. નાગરવાડીઆ.

---

# બાપુને ત્યાં.

(૧)

મધ્ય રાત્રિનો સમય થવા આવ્યો હતો. સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. શહેરમાં રોન કરતા પહેરેગીરો સિવાય મનુષ્યનો અવરજવ જણાતો નહતો, તેમ જ શહેરની જાહેર રોશની અથવા કોઇક ઘરમાં બળતા શાંત દિવા આપે તેથી વધુ પ્રકાશ જાહેર રસ્તા પર પડતો નહતો.

આવે સમયે પુરાતન કુંદનપુરના રાજમાર્ગ પર એક સંન્યાસી ચાલ્યો જતો હતો. તેણે શરીરે ગળાથી પગ સુધી પહોંચે તેવી એક ભગવી કન્થા ધારણ કરેલી હતી તેમ જ પગમાં લાકડાની પાવડી ઘાલી હતી. તે સિવાય તેની પાસે મુસાફરીનાં કોઇ સાધન હોય એમ જણાતું નહતું. તેણે ટાઢથી શરીરનું રક્ષણ કરવા માટે સાથે કામળ રાખી ન હતી, તેમ જ ઉદરપોષણાર્થે ભિક્ષાપાત્રનો બોજો પણ સાથે રાખ્યો ન હતો. આટલું છતાં તેના ધુળવાળા પગપરથી તેમ જ શ્રમિત થએલા શરીર પરથી તે લાંબેથી દડમજલ કરી આવતો હોય એમ જણાતું હતું.

તેણે આમથી તેમ નજર નાખતાં કુંદનપુરના કેટલાએ રાજમાર્ગ વટાવ્યા. રાજગૃહ આગળ આવી તે સહેજ થોભ્યો, પરંતુ રાજાના સુશોભિત

મહેલપર એક શોકભરી દૃષ્ટિ નાખી તેણે આગળ ચલાવ્યું. ધનાઢ્યોથી વસાએલા ભવ્ય ચોક આગળ તે આવ્યો; પરંતુ તેમનાં ગગનચુંબી આવાસો, જાળી તથા અટારીઓથી વીંટળાએલા તેમના જરૂખાઓ, અઢળક પૈસો ખર્ચી રચાવેલા તેમના મનોહર બાગ બગીચાઓ અને ક્રીડાભવનો, તેમજ સોનારૂપાથી ભરેલા હોય એમ લાગતા તેમના ખજાના તથા સર્વ જાતની સાધનસંપત્તિથી રેલમછેલ થએલા હોય તેવા તેમના કોઠારો, એ સર્વેમાં પોતાને કંઈપણ ગ્રાહ્ય હોય એમ તેને ન જણાયું. તે તો એ બધું અવલોકતો આગળ ચાલ્યો. ત્યાં રોશનીથી ઝગઝગી રહેલું, ગાયન અને વાદનથી ગાજી રહેલું, તેમજ મદમસ્ત યુવાનો અને યુવતીઓથી આનંદમય થએલું એક સુંદર મકાન આવ્યું. તે મકાન આગળ તે થોડીવાર ઉભો રહ્યો અને માંહ્ય મચી રહેલા કોલાહલ પર તેણે એક દૃષ્ટિ નાખી. પરંતુ તે પણ તેને અરૂચિકર લાગ્યું અને એક દીર્ઘ નિઃશ્વાસ નાખી તેણે આગળ ચલાવ્યું.

તરતજ તેણે તેનો માર્ગ બદલ્યો. મોટા રાજમાર્ગો છોડી નાની ગલીકુંચીઓ તેણે તપાસવા માંડી. શું તે આ પ્રમાણે પોતાને યોગ્ય કોઈ સારો ઉતારો શોધતો હતો? કે શું તે પોતાનો કોઇ રાજકીય આર્થિક કે લૌગિક ઉદ્દેશ સાધવા સારૂ આમ ફરતો હતો? અથવા તો શું તે વેશ ધારણ કરી નગરચર્યા જોવા નીકળ્યો હતો? ના. ઉતારાની તેને જરૂર ન હતી કારણ તેને મનતો "*शय्या भूमितलं दिशोपि वसनम्*" હતું. રાજકીય આર્થિક કે લૌગિક આશય તેને ન હતા કારણ સંસારને તો તેણે ક્યારનીએ તિલાંજલી આપી હતી. નગરચર્યા જોવાની તેને ખાસ ઈચ્છા ન હતી, કારણ એવાં નગરો તેણે સારી રીતે અવલોકયાં હતાં, અને હવે તો તેને તે તરફ એવો તિરસ્કાર આવ્યો હતો કે જો તે નગરોથી દૂર રહી શક્ત તો જંગલનાં શાંત નિવાસસ્થાન તે કદીપણ છોડત નહિ.

ત્યારે શું તે આમ નિષ્પ્રયોજન ફરતો હતો! તેની મુખમુદ્રા પરથી જણાતું હતું કે તે અગત્યના કામસર નીકળ્યો હશે; અને તે કામપણ કુંદનપુરના રાજમાર્ગ પર નહિ પરંતુ તેની નાની ગલીકુંચીઓમાં હતું, તેના સ્વચ્છ અને સુઘડ લત્તામાં નહિ, પરંતુ ગીચ અને ગલીચ ભાગોમાં હતું. સંસાર તો તેણે ત્યાગ્યો હતો, પરંતુ સમાજને છોડ્યો ન હતો; અને જે સમાજ તેને જોવાનો હતો, જેના સુખદુઃખનો તે ભાગીદાર હતો, અને જેના દુઃખનિવારણનું કાર્ય તેણે હાથ ધર્યું હતું, તે સમાજ કંઇ તવંગરોના મહેલમાં વસતો નહતો પરંતુ ગરીબોની મઢુલીમાં હતો.

એ સંન્યાસી ચાલતો ચાલતો એક નાના ઘર આગળ આવી ઉભો રહ્યો. રાજાના મહેલ, ધનાઢ્યોના આવાસો, અને પેલા આનંદમગ્ન થએલા મકાનની માફક આ ઘર ઉપર પણ તેણે દૃષ્ટિ નાખી. પરંતુ એવું તે તેણે અહીંઆં શું જોયું કે ત્યાંની માફક અહીંઆંથી ચાલ્યા જવાનું મન તેને ન થયું? ઘર બહુ નીચું હતું અને તેના પ્રથમ માળની બારી આગળ તેની લાકડાની ગરાત ઉપર હાથ મૂકી તેપર પોતાનું માથુ ટેકવી એક લલનાને વિચારમગ્ન ઉભેલી તેણે જોઇ. આટલી રાત્રે આ લલના કોની વાટ જોતી અહીંઆં ઉભી હશે! શું તેને નિદ્રા ન આવતી હશે! કે પછી નિદ્રા આવે તો પણ એ નિદ્રાના સહયોગી વિના સુઇ જવાનું પસંદ ન પડવાથી એ સહયોગીની વાટ જોતી ઉભી હશે? ગમે તે હોય પરંતુ તે સાધુને એ લલનાના મુખ ઉપર દુઃખની છાયા જણાઇ, તેનું શરીર કષ્ટથી કૃશ થએલું જણાયું. અને એ દરદીના દીલની તપાસ કરવાથી પોતાને કંઇક આનંદ થશે એમ તેને લાગ્યું.

એક પળ તેણે એમ વિચાર્યું અને બીજી પળે તો તેના યોગબળે તે એ લલનાની પાસે આવીને ઉભો રહ્યો. એ સ્થળ તે લલનાનું શયનગૃહ હતું અને તે શયનગૃહના સમૃદ્ધિમાં એક ખાટલો તથા એક નાનું પણ સ્વચ્છ બીછાનું એક પાણીનો લોટો, સામેની દીવાલપર ટાંગેલી એક તસબીર, તથા એક ઝાંખા દિવા શીવાય બીજું કંઇ પણ જણાતું ન હતું. એ સર્વ રાચરચીલા તરફ નજર નાખી એ લલના તરફ ફર્યો, પરંતુ તેનામાં એવું તે શું હતું કે પાસેથી જોતા તેના મુખચંદ્રપર તે સંન્યાસીની આંખો ઠરી રહી? દુનીઆની કૃત્રિમ રોશની એ લલનાની ઝુપડીમાં તેના મનોહર મુખડાને દીપાવવાને ન હતી, પરંતુ પૂર્ણિમાના ચંદ્રના કિરણો તેની નાનીશી બારીમાં પ્રવેશ થઇ તેના શરીરપર પથરાઇ રહ્યા હતા અને શોકથી ઘેરાએલા પણ તેના મુખચંદ્રને પ્રકાશિત કરી રહ્યા હતા. તેના મુખની મધુરતા, તેની આકૃતિની મનોહરતા, તેના શરીરની ધવલતા, અને તેના અવયવોના સમતોલતા તેના રૂપને વધારવામાં એવી સ્પર્ધા સ્પર્ધી કરી રહી હતી કે તેને જોતાં એ સાધુએ વિચાર્યું કે શું એ માનવીને પેટે અવતરેલી દુન્યવી લલના હતી કે સ્વર્ગની અપ્સરા? શું તે બ્રહ્માને હાથે ઘડાએલું હાડ અને માંસનું પુતળું હતું, કે સ્વર્ગ લોકને રીઝવવા સારૂ સરજાએલું નંદનવનનું પારિજાતક? આ પ્રમાણે વિચાર કરતાં તે સાધુએ તે લલનાના ખભા ઉપર ધીમેથી પોતાનો હાથ મૂક્યો અને તેને તેની વિચારનિદ્રામાંથી જગાડી.

સફાળી તે જાગી અને આશ્ચર્યચકિત નયનોથી એ સંન્યાસી તરફ જોઇ રહી. આ તે શું સત્ય હશે કે સ્વપ્ન? જ્યારે આખું જગત ઉંઘતું હશે

ત્યારે તેની પાસે એકાએક આ કોણ આવ્યું હશે? અને તે શાને માટે! શું જગતમાં તેની ચિંતા કરનાર કોઇ હશે! કે તેની હૃદયદ્રાવક પ્રાર્થના સાંભળી સંસારમાં ભૂલા પડેલા માર્ગમાં તેને માર્ગ દર્શાવવા પ્રભુએ કોઇ માર્ગદર્શી મોકલ્યો હશે? તેણે એ સંન્યાસીને નખથી શિખ સુધી નીહાળીને જોયો. તેનો તેજસ્વી ભાલપ્રદેશ તેનું શાંત અને આસપાસ તેજ પ્રસારતું વદનકમળ તેની અમીભરી દૃષ્ટિ અને તેનો હસતો ચહેરો તે બે ઘડી શ્રદ્ધાથી જોઇ રહી અને તેને લાગ્યું કે એ કોઇ ગરીબનો બેલી હશે.

"બેટા" તે સંન્યાસી બોલ્યો. "આટલી રાત્ર સુધી તું કોની તપશ્ચર્યા કરતી બેઠી છે?"

લલના–મહારાજ! અમ સ્રી જાતિને તે કોની તપશ્ચર્યા કરવાની હોય? મારા નાથ કદાચ દાસીને મંદિર પધારે તેમની વાટ જોતી હું સ્હેજ બેઠી છું.

સંન્યાસી–તે ક્યારે આવશે?

લલના–તે કેં કહેવાય નહિ. તેમની મરજી પડે તો આવે નહિતર ન પણ આવે.

સંન્યાસી–તે ક્યાં ગયા છે?

લલના–મહારાજ, એ અહીંઆં રહેતા નથી. મારા જેવી તેમને તો કેટલીય છે.

સંન્યાસી–તારે ત્યાં એ ક્યારે આવે છે?

લલના–તેમનો નિયમ નથી. દશ પંદર દિવસે એકાદવાર આવે.

આ સાંભળી એ સંન્યાસીનું હૃદય એ લલના માટે દયાથી ભરાઇ ગયું. તેને લાગ્યું કે પ્રભુએ આવો સૌંદર્યનો નમુનો સર્જ્યો તે શું આમ નિર્જન સ્થાનમાં સડવા સારૂ? ઇંદ્રના સભાસ્થાનને શોભાવવા સર્જએલી સુંદરી શું કુંદનપુરની એક ગલીચ ગલીમાં તેનુ નોધારૂં જીવન વ્યતીત કરે? સરોવરમાં તરવા સારૂ અને ચંદ્ર સાથે ગેલ કરવા પોતાને હાથે ઉત્પન્ન કરેલી આ કમલિનીને આમ અકાળે કરમાતી જોઇ શું પ્રભુનો આત્મા દુભાતો નહશે? એવાં તે શું પાપો એણે કર્યાં હશે કે જેને માટે આવું દુષ્કર પ્રાયશ્ચિત્ત નિર્માયું હશે! તેના મોઢાની એકે એક રેખા કેવી તેના નિરપરાધીપણાની સાક્ષી પુરે છે! અને શું એ મોઢાની રેખાઓ તેના આત્માનું પ્રતિબિંબ ન હશે? ચાલ તેનું હૃદય તપાસી જોવા દે કે શું તે બળજોરીથી, છળથી કે પછી સંસારના મોહપાશથી પોતાનો માર્ગ ભૂલી છે, અને હજું પણ તે પ્રભુનાં માર્ગ તરફ વળી શકે તેમ છે કે નહિ!

સંન્યાસી–બેટા, શું પ્રભુએ તને એક અનુપમ સુંદરી બનાવી તે આમ દુઃખી થવા સારૂ ? તારે તો સંસારને ઉત્કૃષ્ટ કરી પ્રભુને રીઝવવો જોઇએ. સંસારના કંઈક પામર જીવોમાં તું ચૈતન્ય આત્મા મૂકી શકે તેમ છે; કંઈને તેમના ભૂલેલાં માર્ગમા માર્ગદર્શી થવાનો તારામાં પ્રભાવ છે: કંઈક દુઃખી હૃદયને તારી વાણીસુધાથી તું શાંતિ બક્ષી શકે તેમ છે; અને કઈક ગરીબોની ઝુંપડીમાં પ્રેમ અને પવિત્રતાનો સંદેશ તું પહોચાડી શકે તેમ છે; છતાં તું જ કેમ આમ દુઃખ, દરિદ્રતા અને અશાંતિમાં સડયા કરે છે ? શું તારી કથા તું મને કહેશે?'

લલના–મહારાજ, મારા જેવા પામર જીવની કથા સાંભળવાથી શું લાભ ?

સંન્યાસી–વધુ નહિ તો એટલો તો ખરો કે આપણું દુઃખ બીજાને કહ્યાથી તે અડધું ઓછું થઈ શકે તેમ છે.

લલના–મહારાજ, મારી કથા હું કોઈને કહેતી નથી, પરંતુ કોણ જાણે તમારામાં મને ક્યાંથી એકદમ શ્રદ્ધા ચોંટી છે કે જાણે તમે મારા ધર્મના પિતા હો તેમ લાગો છો. એટલે મારી વાત હું તમને ખુશીથી કહીશ.

" વિલાસપુર નામના આ કુન્દનપુર નરેશના એક ખંડીઆ રાજ્યના રાજાની હું પુત્રી થાઉં છું. મારૂં નામ શોભના કુમારી છે અને નામ પ્રમાણે હું એટલી બધી સ્વરૂપવાન હતી કે નાનપણથીજ મારા રૂપની ખ્યાતિ ચોતરફ ફેલાઈ રહી હતી અને બધા મને સ્વર્ગની પરી જેવીજ ધારતા. બાપના લાડમાં ઉછરતી હું ચૌદ વર્ષની થઇ; યૌવનની સોળે કળા મારામાં ખીલી રહી; અને ચોપાસના રાજાઓ તરફથી મારા હાથ સારૂ માગું થવા લાગ્યું. આ બધામાંથી કોને પોતાની લાડકડી કન્યા આપવી તેના વિચારમાં મારા બાપુ પડયા. શું કુંદનપુર નરેશને એ કન્યા આપી તેની મહેરબાની પોતા તરફ વધે તેમ કરવું ? કે પછી રત્નદ્વીપના સ્વતંત્ર અને બલિષ્ઠ રાજ્યાધિપ સાથે સંબંધ બાંધવો કે જેથી ભવિષ્યમાં જ્યારે કુંદનપુર નરેશ સામે સ્વતંત્રતાનો ઝુંડો ઉડાવવાનો પ્રસંગ આવે ત્યારે તેની મદદ કામ લાગે? કે બાજુની મોહમયી નગરીમાં પોતાની કુંવરી દેવી કે જ્યાં તે તેની બાહોશીથી એવુ તંત્ર ઉભું કરી શકે કે જે તંત્ર તેના પિતાને તેના રાજદ્વારી કાવા દાવામાં કામ લાગી શકે? આ પ્રમાણે તેમનો વિચાર ચાલતો હશે ત્યાં એક સમયે આ કુંદનપુરના રાજાનો યુવાન સેનાધિપતિ મદનકુમાર મારા બાપુના રાજ્યમાં ખંડણી લેવા આવ્યો અને નિયમ પ્રમાણે ઉતારો તેણે અમારા મહેલમાંજ લીધો.

એક દિવસ સંધ્યાનો સમય હતો. સૂર્યદેવ અસ્તાચળ પર ગમન કરવાની તૈયારી કરી રહ્યા હતા, અને સંધ્યા સમયનો આહ્‌લાદક વાયુ મંદમંદ વાતો હતો. તે સમયે એ સેનાધિપતિ અમારા મહેલની પાછળ આવેલા બાગમાં ફરવા નીકળ્યો હશે. તે બાગના એક પુષ્પમંડપમાં એક ફુવારા પાસે એક બાંક ઉપર પવનની લ્હેરોમાં સુઈ ગયો હશે. હું પણ ફરતી ફરતી ત્યાં જઇ ચઢી અને આસપાસની સૃષ્ટિની ભુલાવેલી એ બાંક આગળ રહેજ ઉભી રહી. સૂર્યદેવના રહ્યા સહ્યા શાંત કિરણો ફુલનાં ઝુંડો વચ્ચે થઇ કુમારના વદન કમળપર આછા આછા પડતા હતા અને એ કિરણો સાથે હસતું એ ખીલેલું વદનકમળ હું એકચિત્તે જોઇ રહી. પાસેના ફુવારામાંથી ઉડતા જલના શાંત સીકરો મારા શરીર પર ઉડી મારા હૃદયમાં કોઈ નવીન રસ ભરવા લાગ્યા. ભગવાન કુસુમાયુધ પણ પોતાના સુતેલા પુત્રની કુમકે આવ્યા અને પુષ્પમંડપમાંથી જાતજાતનાં અને રંગબેરંગી કુસુમોની હેલીઓ મારા પર વરસાવવા લાગ્યા. આ મદનસૃષ્ટિની ભમાવેલી હું કેટલીવાર સુધી ત્યાં ઉભી રહી તેનું મને ભાન ન રહ્યું, પરંતુ થોડીવારે કુમાર જાગ્યો. મને પાસે ઉભેલી જોતાં તેને આશ્ચર્ય તો લાગ્યું પરંતુ પુરુષને સુલભ સ્વસ્થતાથી તે બોલ્યોઃ–

" પુષ્પમંડપમાં આ નવીન પુષ્પલતા ક્યાંથી આવી ? "

આ પ્રશ્ન સાંભળી હું તો ગુંચવાઈ ગઇ. એ પ્રશ્ન સાથે તેણે જે આંખો મારા પર ફેંકી તેનું તેજ મારાથી ખમી શકાયું નહિ અને મારું માથું નાચું નમાવી હું જમીન તરફ જોઇ રહી. પરંતુ ત્યાં ઉભા રહેવાની હીંમત મારામાં ની તો એ પ્રશ્નનો ઉત્તર આપવાના પણ આવી.

" શું તમને આ પુષ્પલતા લાગે છે ? " હું ધીમેથી નીચું મોઢું રાખીને જ બોલી.

કુમાર–હા. મને તો એ પુષ્પલતા લાગે છે એટલું જ નહિ પરંતુ તે આ જગતના કૃત્રિમ બાગની નહિ, પરંતુ નૈસર્ગીય નંદનવનની! અને તેથી જ વિચાર કરૂં છું કે એ અહીંઆં ક્યાંથી આવી ?

મેં કહ્યું–કુમાર, જો કદાચ એ પુષ્પલતા આ મંડપમાં નવીન હશે, તો શું એમ નથી સંભવતું કે કોઈ નવીનમાળીએ એ મંડપમાં પ્રવેશ કરી એ નવીન લતા સરજી હશે ?

કુમાર–આવી લતાઓ પૃથ્વીના પામર પ્રાણીની સરજનશક્તિની બ્હાર છે, પણ જો કદાચ એ માળી એ કુદરતની બક્ષાસને આ તરફ ખેંચી શકવાને પણ શક્તિમાન થયો હોય તોએ તે એનું અહોભાગ્ય સમજજો.

પરંતુ કુંવરી; એટલાથી એ લતાપર એ માળીનો અધિકાર ખરો કે ?

આ સવાલે તો હદ કરી. મેં ફરીથી નીચું જોયું મારા ગાલે શરમના શેરડા પડ્યા, અને કુમારને શું ઉત્તર આપવો તેના વિચારમાં હું ગુંચાઈ. કુમાર તો મદભરી દૃષ્ટિથી ઉત્તરની રાહ જોતો મારી તરફ જોઈ રહ્યો, અને મારામાં એ દૃષ્ટિને તરછોડવાની તાકાદ ન રહી, તેમ જ તેના પાશમાંથી છુટી ત્યાંથી ચાલ્યાં જવાનો માર્ગ પણ મને ન સુઝ્યો. યોગિરાજ ! આ માયાચિત્ર તરફ તમને હસવું આવતું હશે, પરંતુ જે માયાથી તમે અલગ રહી શકો છો તે માયામાં હમે તો ચોવીશે કલાક રચ્યાં પચ્યાં રહીએ છીએ. અમારી ચિત્તવૃત્તિ તમે કળી શકો નહિ, અને તેમાં પણ જે આબોહવામાં અમે ઉછરીએ છીએ, વિચરીએ છીએ અને રમમાણ રહીએ છીએ તે આબોહવા જ તમને સુલભ વિચારો અમારાથી દૂર કરે છે અને દુનીઆના જાદુઈ પ્રવાહમાં અમને ધકેલે છે. નહિતર મહારાજ એ પ્રસંગપર જ વિચાર કરો. એક પાસ મનોહર પુષ્પ મંડપ, તેમાં ઉડતા ફુવારાના શાંત સીકરો, પુષ્પો સાથે તેમ જ અમારા વદન કમળ સાથે ગેલ કરતા સૂર્યનારાયણના સંધ્યા સમય પૂર્વના શાંત કિરણો અને બીજી પાસ યૌવન દશાથી ઉન્મત્ત થએલ સૌંદર્યનાં પ્રિય ઉપાસકો. આવા સંયોગો તેની જાદુઇ અસર કોના પર નથી કરતા ? અને અમે પણ એ પ્રસંગે ભાન ભૂલ્યાં હોઇએ તો શું એ અપરાધ ક્ષમ્ય નથી ?

મને નીચું મોં કરી કંઈ પણ જવાબ આપ્યા વિના શરમીંદી ઉભેલી જોઈ એ કુમાર ઉઠ્યો અને આવા પ્રસંગોમાં ટેવાઈ ગએલો હોવાથી મારા ખભા પર ધીમેથી હાથ મૂકી બોલ્યો, "સુંદરી, શરમાઓ છો શાને ? તમારૂં હૃદય શું હું કળી શકતો નથી ? પ્રેમી જનનો જવાબ ભલે શબ્દમાં ન વળે તો પણ તેના ગાલપર પડતા શરમના શેરડા, તેના ફુલતાં નાકનાં નસ્કોરાં, અને તેજથી ચમકતી તેની આંખો, એ શાનું સૂચન કરે છે ? માટે અંતરને છુપાવ્યે શું ફાયદો ! આમ આવો અને જુવો કે આપણા સંયોગથી આ ઉદ્યાન કેવું દીપી રહ્યું છે ?

એમ કહી તેણે એક હાથ મારા ગળામાં નાખ્યો અને બીજો હાથ મારા ખભા ઉપર મૂકી મને તેની પાસે બાંક ઉપર બેસાડી. પ્રણયવિદ્યામાં કુમાર પારંગત હતો. એટલે ધીમે ધીમે તેનો જાદુ મારાપર સંપૂર્ણ જામ્યો. કેટલીએ મધુરી વાતો તેણે મને કરી, સંસારસુખનાં કેટલાંએ મનોહર સ્વપ્નો તેણે મારી આંખ આગળ ખડાં કર્યાં, કુંદનપુરના સૌથી વડારાજ્યાધિકારીની પત્નીપદે અને કદાચ ત્યાંનો રાજા અપુત્ર મરણ પામે તો એ મહારાજ્યની

સામ્રાજ્ઞી પદે સ્થપાવાનું ઉજ્જવળ ભવિષ્ય મારી આશાસૃષ્ટિમાં મૂક્યું, અને એ સર્વ વાતની ખાત્રીના સહી સીક્કા તરીકે તેણે મારું માથું સ્હેજ પાસે આણી મારા ગુલાબી ગાલ પર એક મધુરૂં ચુંબન દીધું. બસ થઇ ચુક્યું. મહારાજ, તે જ ઘડીએ હૃદયદાન દેવાયાં, પ્રણયકોલ લેવાયા, અને સ્નેહીઓની કદી પણ ન તૂટે તેવી ગ્રંથી ગુંથાઇ. માત્ર એક વાત રહી ગઇ કે એ ગ્રંથીની જાગીનીગીરીમાં અમારાં ઉન્મત્ત મન જ રહ્યાં, તેથી વધુ કીમતી જામીનગીરી માગવાની અમને યાદ પણ ન આવી અને વર્ષો સુધી જરૂર પણ ન જણાઇ.

બીજે જ દિવસે સેનાધિપતિ તરફથી મારા હાથનું માગું થયું, પરંતુ મારા બાપુએ તેની માગણી નાકબુલ કરી. કુંદનપુરના સેનાધિપતિનું અપમાન કરવું સહેલું ન હતું પરંતુ રાજાનો નિશ્ચય રત્નદ્વીપના રાજ્યાધિપ સાથે મારો સંબંધ બાંધવાનો થઇ ચુક્યો હતો અને તે ફરી શકે તેમ ન હતો. મારા બાપુનો એકનિશ્ચયી અને ટેકીલો સ્વભાવ હું સારી રીતે જાણતી હતી અને જ્યારે મને ખબર પડી કે મારા બાપુનો નિશ્ચય થઇ ચુક્યો છે ત્યારે તો હું થરથરી ઉઠી. મારી ઉદાસીન મુખમુદ્રાપરથી અને એકાંતમાં સારેલાં આંસુડાંથી સુજેલી આંખોપરથી મારા બાપુ મારો મનોભાવ કળી શક્યા પરંતુ તેથી તો તે વધુ ગુસ્સે થયા. તેમના વ્યવહારચક્રમાં સ્વેચ્છા પ્રમાણે વર્તવાનો તેમનો સ્વભાવ હતો, અને રણવાસમાંથી કોઇને પણ રાજ્યવ્યવહારમાં માથું મારવા તે દેતા નહિ; અને પોતાની કન્યાનો સંબંધ બાંધવો એ પણ રાજાઓને મન રાજ્યવ્યવહારની જ બાબત. આથી તેમણે મારી માતાને આ વિષયપર તેમની આગળ એક શબ્દ પણ ઉચ્ચારવા દીધો નહિ, અને મને તો તેમની પાસે પણ ઉભી રહેવા ન દીધી.

એવામાં એક દિવસ પ્રાતઃકાલમાં કુમાર મને મળ્યો. હું તો શરમની મારી મોં પણ ઉચું ન કરી શકી. અને અપમાન પામેલ કુમાર કંઇક ઠપકો આપશે એમ ધારી પગની ભોંય ખોતરતી નિચેનન ઉભી રહી.

"કુંવરી," પ્રફુલ્લવદને કુમાર બોલ્યો, "આમ ઉદાસ શા માટે?"

"કુમાર, ઉદાસ ન થાઉં તો શું કરું? બાપુનો નિશ્ચય તો છેલ્લો જ છે."

"બાપુનો નિશ્ચય! ભલે તે છેલ્લો હોય; પણ આપણો પણ છેલ્લો જ છે એ વાત યાદ રાખજે."

"પણ તેથી શું?'

"તેથી શું! સુંદરી, આપણા પૂર્વજોનો ઇતિહાસ તો જરા યાદ લાવો! ઓખાને અનિરૂદ્ધ સાથે કંઇ તેના બાપુએ પરણાવી ન હતી; રૂકમણીને

કૃષ્ણ સાથે પરણાવવા તેના બાપુ શક્તિમાન પણું ન હતા; અને સુભદ્રા અને અર્જુન કંઈ બલરામની સમતિથી પરણ્યાં ન હતાં. એ વીરાંગનાઓનો ઈતિહાસ અમર થયો તેનો તમારે કરવાની ઈચ્છા નથી? અને શું એ ક્ષત્રીય વીરોનું રૂધિર આરી નાડમાં નથી? માટે હીંમત રાખજો. આજે તો અમે પ્રસ્થાન કરી જઈએ છીએ, પરંતુ આવતી કાલે રાત્રે બાર વાગે તમે આ સ્થાને જ મારી વાટ જોતાં રહેજો. સેવકમાં તમારા જેવી એક નહિ પણ દશ કન્યા હરણ કરી જવાનું સામર્થ્ય છે, અને તે પણ આવા ખંડીઆ રાજાના મહેલમાંથી નહિ પણ પરંતુ જરાસંઘ અને બાણાસુરના અભેદ્ય કીલ્લાઓમાંથી!

"કુમાર!" (તેના ખભાપર એક હાથ મૂકી તેના મુખચંદ્ર તરફ હૃદયપિપાસુ નજરથી જોઈ રહી હું બોલી), "શું તમે જરૂર આવશો?"

"કુંવરી, વીરોનો શબ્દ એકજ વાર નીકળે છે."

( ૨ )

બીજે દિવસે મધ્ય રાત્રિએ એક ઘોડેસ્વાર મારા બાપુના રાજ્યની હદ ઓળંગી ગયો.

એ ક્યાંથી આવ્યો હતો, તે કંઈ ખબર ન પડી, પરંતુ રાજમહેલના પાછલા ભાગમાંથી તે નીકળ્યો અને બાણની ગતિથી છુટ્યો. રાજમહેલના રક્ષકોની નજરમાં તે ન પડ્યો, નગરનો કોટ તે કેવી રીતે કુદી ગયો તે હું હજુ સુધી સમજી શકી નથી, અને તેના ગમનની કોઈને પણ ખબર પડે તે પૂર્વે તો તેણે કેટલાએ યોજનો કાપી નાંખ્યા. અશ્વનો વેગ એટલો ગતિમાન હતો કે એ અશ્વપર એક સ્વાર હતો કે બે, અને એ વેશધારી સ્વારોમાં બન્ને પુરુષ હતા, કે એક પુરુષ અને એક સ્ત્રી તેની જોનારાને ખબર પડે તેમ ન હતું. પ્રભાત પૂર્વે તો એ ઘોડેસ્વારો તેમની મુકરર જગ્યાએ આવી પહોચ્યા પરંતુ ત્યાં તે થોભી શકે તેમ ન હતું. તેમનો પાણીપન્થો ઘોડો તેમણે ત્યાં બદલ્યો અને એક ઘોડાને બદલે બે જુદા જુદા ઘોડાપર સ્વાર થઈ જે ગતિથી તેઓ ત્યાં આવ્યાં હતાં તે જ ગતિથી આગળ ચાલ્યાં.

સવાર પડતાં મારા બાપુને એ વાતની જાણ થઇ. ઘોડેસ્વારની એક ટુકડી તેમણે અમારી પુંઠે મોકલી, પરંતુ અમે તો દૂર અને દૂર નીકળી ગયાં હતાં એટલે એ ટુકડીને વીલે મોઢે પાછું ફરવું પડ્યું. બાપુના ગુસ્સાનો પાર ન રહ્યો. પરંતુ કુંદનપુરના માનીતા સેનાધિપતિએ આપેલા અપમાન સામે તે કંઇ કરી શક્યા નહિ; અને કરી શક્યા હોત તો પણ તે સમયે મનનો

હૃદયવાટ મનમાં સમાવી ચુપચુપ બેસી રહેવાનું તેમણે યોગ્ય ધાર્યું. આ પ્રમાણે કુમારને કંઇ પણ શાસન થયું નહિ, પરંતુ મારા આગ્રહી પિતા મારા અપરાધને ક્ષમા કરી શકે તેવા ન હતા. એ કુલાંગાર પુત્રી તે વખતે જો તેમના હાથમાં આવી હોત તો તે વખતે જ તેનો શિરચ્છેદ તેમણે કરાવ્યો હોત; અને એ ન સાંપડી તો પણ તેને મરેલી તો તેમણે તે દિવસથી જ ધારી. મહારાજ, એ વાતને આજે વર્ષો થયાં, પરંતુ મારા બાપુએ હજુ સુધી મારૂં મોઢું જોયું નથી. આ નગરમાં રાજ્ય-કારણસર તે ઘણીએ વાર આવી ગયા, મારી આ થએલી અધોગતિ તેમને સારી રીતે વિદિત થઇ, અને તેમના મેં કરેલા અપરાધનું પ્રાયશ્ચિત મે ક્યારનુંએ કરી નાખ્યું હશે તો પણ તેમના હૃદયમાં મારે માટે દયાનું એક કિરણ પણ ફૂટવું નથી.

આણીપાસ હું અને કુમાર આ નગરમાં આવીને રહ્યાં. કુમારના મહેલમાં રાજમહેલનીજ સમૃદ્ધિ હતી અને એક એકના પ્રેમમાં લીન થઇ અમે દિવસપર દિવસ પસાર કરવા લાગ્યાં. મહારાજ! અમારા સંસારનું ઉપવન ખીલી રહ્યું, ભાતભાતનાં પુષ્પોએ તેમાં સુવાસને સૌંદર્ય પ્રસરાવી દીધાં, અને ભાગ્યની સર્વ દેવીઓ અમારા સુખની વૃદ્ધિ કરવામાં સ્પર્ધા સ્પર્ધી કરી રહી, હું તો કુમારના પ્રેમમાં રચીપચી રહી સંસારમાં સ્વર્ગ ઉતરેલું અનુભવવા લાગી, અને જ્યારે એ પ્રેમની પ્રસાદીનાં બે બાલુડાં મારા પારણામાં ઝુલવા લાગ્યાં ત્યારે તો મને ખરે જ લાગ્યું કેઃ—

અને પવિત્ર પ્રેમને જમીન અને અસમાન જેટલું અંતર છે, અને કુમારનો મારા તરફનો અવિચળ પ્રેમ દિવસે દિવસે ઓછો થવા લાગ્યો.

મહારાજ, મનુષ્યપર દુઃખ આવે તે ધીમે ધીમે નથી આવતું પરંતુ અષાઢના મેઘની માફક તેની હેલીઓ જ વર્ષે છે. આ અરસામાં જ મારાં બે બાલુડાં સંસારનાં સ્વપ્નાં જોયા વિના એક પછી એક મને આંસુ સારની મૂકી દેવને દ્વાર ચાલ્યાં ગયાં, અને જે ગ્રંથી મને અને કુમારને થોડી ઘણી પણ એક રાખી શકત તે આમ અકાળે તૂટી. કુમારે ધીમે ધીમે મારા રંગ મહેલ ત્યજવા માંડ્યો, અને કટાક્ષનેના, અલંકારવતી મોઢીની કુમારી વગેરેના રંગ મહેલે પડયા પાથર્યાં રહેવા લાગ્યા. પરંતુ તેટલાથી એ તે સંતોષાયા નહિ. વિષયી અશ્વની લગામ છૂટી હતી અને રાણીઓના રણવાસમાં તેને હાથમાં રાખવાની શક્તિ ન હતી. કુમારને ભોગવવાને જોઈતાં હતાં નારીનાં વૃંદો, રમવાને જોઈતી હતી રાસલીલાઓ, અને નાહવાને જોઈતા હતા રસના ખારા સાગરો, પરંતુ અમે પામર પ્રાણીઓ એ બધું ક્યાંથી લાવીએ?

મહારાજ, અહીં આવતાં માર્ગમાં પેલું રોશનીવાળું મકાન તમે જોયું કે? એ મકાનમાં એકવાર મારો આવાસ હતો પરંતુ વિધિની નિષ્ઠુરતાથી એ આવાસ છોડી મારે અહીં આવી રહેવું પડ્યું છે. એ મકાનની પણ આજે શી દશા થઈ રહી છે! જ્યાં એકવાર મારા સંસારનું ઉપવન મઘમઘી રહ્યું હતું, ત્યાં આજે વિષયની દુસહ્ય ગંધ ફેલાઈ રહી છે. જ્યાં એકવાર રૂમઝુમ કરતાં મારાં બાલુડાંનાં ઝાંઝરોનો રણરણાટ મચી રહ્યો હતો ત્યાં આજે નાચનારીઓના પગની ઘુઘરીઓ વાગી રહી છે. જ્યાં એકવાર મેં પ્રેમરસની પ્યાલીઓ પીધી છે અને પાઈ છે ત્યાં આજે મદિરાની પ્યાલીઓ ઉડી રહી છે. વધુ તો શું કહું પરંતુ મહારાજ, જ્યાં મેં દેવ પૂજ્યા છે ત્યાં આજે શંખણીઓના પગમાં શિર ઝુકાવાય છે.

આ બધું આ બારી આગળ ઉભી ઉભી હું રોજ જોયા કરૂં છું અને એ મકાનમાંની રોશની બુઝાયા પછી જ હું સુઈ જાઉં છું. દશ પંદર દિવસને અંતરે લ્હેર આવે તો એ રોશની શાંત થયા પછી કુમાર દાસીનુ આંગણ પાવન કરવા પધારે છે, અને અત્યાર સુધી તપશ્ચર્યા પણ હું તેમની જ કરતી બેસું છું. મહારાજ, પેલી ભીંતપર ટાંગેલી તસબીર જુવો. એ મારી તથા કુમારની અમારા સંસારના પ્રભાતકાળની સજોડે પ્રતિમા છે. જુવો એ પ્રતિમા અને આ મારા જીવનની મધ્ય રાત્રિની જીવંત આકૃતિ જુવો. ક્યાં એ મદભરેલી પુષ્પમંડપમાંની લીલી પુષ્પલતા અને ક્યાં આ જીર્ણ પર્ણ-

ફૂટીમાંની સુરખી ક્યાં ગઈ? ક્યાં ગઈ એ ગાલની ગુલાબી, આંખની ખુમારી અને મુખની તેજસ્વિતા? મહારાજ? આ બધું હવે નથી સહેવાતું. મારું સંસારનું નાવ ભરદરીએ વંટોળીએ ચડયું છે; તે ઉગારે તો તમ જેવા કોઈ મહાત્મા જ."

સંન્યાસી—બાલા, તારી કરુણરસ કથા મેં સાંભળી, અને જગતના મારા અનુભવમાં આ એક વધારો થયો. તું મને ઓળખી શકે તેમ નથી, પરંતુ હું તો તને તેમ જ આખા જગતને ઓળખું છું. કે જેણે તને તેમ જ આખા જગતને સર્જ્યાં છે—જેણે તમને અંધકાર અને પ્રકાશ બન્ને બક્ષ્યા છે, જેણે તમારે માટે આ સુખોપભોગો તેમ જ દુઃખના દાવાનળ સર્જ્યાં છે. હું એવા પ્રદેશમાંથી આવું છું કે જ્યાં દુઃખ દરિદ્રતા અને ઉપાધિનું નામ પણ નથી; અને એ દિવ્ય દેશનો પ્રેમ અને શાંતિનો સંદેશ તારા જેવાં કુદરતનાં બાલુડાંમાં પહોંચાડવા હું આમ ભટકું છું. માટે બોલ હું તારે માટે કંઈ પણ કરી શકું તેમ છું?

શોભના—મહારાજ, એક કામ કરશો?

"શું?"

"મને મારા બાપુને ત્યાં લઈ જાવ."

"બાપુને ત્યાં!" એમ ઉચ્ચારી એ સંન્યાસી સહેજ વિચારમાં પડ્યો, પરંતુ તરત જ બોલ્યો, "હા. જા, આજથી ત્રીશમે દિવસે હું તને તારા બાપુને ત્યાં મૂકી દઈશ."

"જરૂર?"

"જરૂર."

આટલું બોલી એ સંન્યાસી નીચે ઉતર્યો, અને તેને માર્ગે ચાલ્યો ગયો.

( ૩ )

ત્રીશમા દિવસની સંધ્યાનો સમય થવા આવ્યો.

પેલો સંન્યાસી આજ સવારથી શોભનાના શયનગૃહમાં બેસી એક ચિત્તથી પ્રભુની પ્રાર્થના કરી રહ્યો હતો, કારણ આજે તેને એક મહત્ કાર્ય કરવાનું હતું. "મને મારા બાપુને ત્યાં લઈ જાવ" એટલું જ એ લલનાએ એ યોગિરાજ પાસે માગ્યું હતું, પરંતુ એ યોગિરાજને તો તેણે માગ્યું તેના કરતાં કેટલાએ ગણું આપવાનું હતું. વિશ્વની મહાન વિભૂતિઓ આપણા આત્માના કલ્યાણ માટે કેટલાએ પ્રયત્ન કરી રહી છે, પરંતુ આપણી અર્મ-

ચક્ષુ તે જોઈ શકતી નથી, આપણી ટુંકી બુદ્ધિ તે સમજી શકતી નથી, અને માત્ર દેહનું જ સુખ ઇચ્છનારી આપણી વાસનાઓ તે ગ્રાહ્ય કરી શકતી નથી. એ યોગિરાજે એ લલનાને ત્રીશ દિવસથી તેના શાંત આશ્રય નીચે લીધી હતી અને અત્યારે તેના સર્વ તાપ મટાડી તેના આત્માને વિશ્વના મહાન આત્મા સાથે એકાકાર કરાવી દેવાની તૈયારી કરતો હતો, પરંતુ સ્થૂલ શરીર તરફ લક્ષ આપનાર એ લલનાને તેના બાપુના ઘરથી કે પેલા રોશનીવાળા મકાનથી ઉંચી દૃષ્ટિ કરાવવાનું કામ એ સંતની વિભૂતિને માટે પણ દુષ્કર થઇ પડ્યું હતું.

સૂર્યને અસ્તંગત થવાનો સમય થતાં તે તેની સમાધિથી ઉઠ્યો, અને એ યુવતી પાસે આવી તેના ખભાપર હાથ મૂકી શાંત સ્વરે બોલ્યોઃ— " ઓ વિલાસપુરની રાજકુંવરી ! તને આપેલા કોલને પાળવાનો સમય નજદીક આવ્યો છે. છેલ્લા ત્રીશ દિવસથી તારા આત્માના કલ્યાણ માટે મેં પ્રાર્થના કરી છે, અને મારા તારા અને આ સમગ્ર જગતના પિતાએ આજે મારી પ્રાર્થના સાંભળી છે અને તને તેના દિવ્ય આશ્રય નીચે લેવાનું કબુલ કર્યું છે. તેં તારા "બાપુને ત્યાં" તને મૂકવાનું મને કહ્યું હતું, અને આજ સાંજ પૂર્વે હું તને તારા "સાચા બાપુને ત્યાં" વિલાસપુરના "દુન્યવી બાપુને" ત્યાં નહિ, પરંતુ આ ત્રણે ભુવનના સ્વર્ગીય "બાપુને ત્યાં" મૂકી દઇશ."

એ યોગીના શબ્દો એ યુવતીએ સાંભળ્યા પરંતુ સાંભળતાં તે સ્તબ્ધ થઈ ગઇ. છેલ્લા ત્રીશ દિવસથી તે તો વિલાસપુરનાં સ્વપ્ન જોતી બેઠી હતી. તેના બાપુનો મહેલ, તેનાં સુંદર ઉપવનો, અને નાનપણમાં ભોગવેલાં ત્યાંના ક્રીડાભવનોમાં ફરી મહાલવાને તેનો જીવ ફરી તલસી રહ્યો હતો. તેના બાપુ હવે તેના જુના અપરાધને ક્ષમા કરશે અને દુઃખથી દાઝેલી તેની દીકરીને હવે આશ્રય આપશે એમ તેને લાગતું હતું; તેની પુત્રીવત્સલ માતા તેને હૃદયસરસી ચાંપી તેના ખોળામાં તેનું માથું લઇ તેના તાપ સમાવશે એવું તે ધારતી હતી; નાનપણમાં પોતે રમાડેલી તેની નાની બહેનનાં બાળકો હશે તેને પોતાનાં બાળકો ગણી રમાડી સંતોષ લઇશ એમ તે ઇચ્છતી હતી; અને કેવટ કેવટ તેનો સૌભાગ્યનાથ કદાચ સુધરે અને તેનો જુનો પ્રેમ ઉદ્દીપન થાય તો એકવાર આ સંસારમાં ભોગવેલું સ્વર્ગ તેને ત્યાં ફરી ઉતરે એવી વાસના તેના હૃદયમાં રહી ગઇ હતી. તેને બદલે આ યોગિરાજ તો કોઇ નવીન સ્વપ્ન અને નવીન સૃષ્ટિ બતાવતો હતો. ત્રણે ભુવનનો બાપુ તે કંઇ એમ મળી જતો હશે ! શું એ સાધુ ગાંડો તો નથી થઇ ગયો ? અથવા તો શું આ બધો દંભ તો ન હોય !

"મહારાજ!" તે બોલી, "આપના બોલવાનો અર્થ હું સમજી શકી નહિ. આપ મને ક્યાં લઇ જવાનું ધારો છો?"

સંન્યાસી—મેં તને નહિ કહ્યું કે જેણે તને મને અને આ જગત સમસ્તને સરજ્યાં છે તેનો હું દૂત છું. તારા બાપુ ક્યા? વિશ્વમાં તારો પિતા કોણ? તારો પતિ કોણ? અને તારો પુત્ર કોણ? સંસારની રંગભૂમિપર આપણે આપણો ભાગ ભજવવાને આવીએ છીએ અને આ જગતના સૂત્રધારનાં નચાવ્યાં નાચીએ છીએ, અને રમાડયાં રમીએ છીએ. જગત સાથે તારે શું લેણુદેણી છે? દુનીઆ તો સ્વાર્થી છે અને સ્વાર્થ આગળ સગપણની કીમત આ મનુષ્યને નથી. શું તારા જીવનની કહાણી તને કંઈ પણ બોધ આપી શકતી નથી? મદનકુમાર સાથે તું સ્વેચ્છાથી પરણી તેથી તારા બાપુ તારા પર ગુસ્સે શા માટે થયા? કારણ તારા બાપુને તારા વડે પોતાનો સ્વાર્થ સાધવાનો હતો. રત્નદ્વીપના મહારાજા સાથે તને પરણાવી એવા મહારાજા સાથે પોતાનો સંબંધ બાંધી કુંદનપુર સામે તેની કુમક મેળવવાની તેની ઈચ્છા હતી; અને એ ઇચ્છા તું પુરી કરી શકી નહિ તેથી તારા બાપુએ તારો સંબંધ છોડયો. બીજી બાજુએ કુમાર સાથેનો તારો સંબંધ લે. એ કુમાર સારૂ તારા બાપુની રાજ્યલક્ષ્મી તથા એક રાજાધિરાજની સામ્રાજ્ઞીપદ તેં છોડયાં. તે શું આ જીર્ણ પર્ણકૂટીમાં નિર્જીવ જીવન વ્યતીત કરવા સારૂ? ક્યાં ગયો કુમારનો અવિચળ પ્રેમ? ક્યાં ગયું તારૂં સંસારનું સ્વર્ગ અને કૃષ્ણ કનૈયાનું વૃંદાવન? આ સંસાર જ આવી જાતનો છે. જ્યાં જુવો ત્યાં દુઃખ દરિદ્રતા અને દુષ્ટતા, અને એ બધું છોડવું પણ તમને વસમું લાગે છે બાલા! જગતના કોઇ ઉત્કૃષ્ટ આત્માના ઉદ્ધારાર્થે અમે આમ રખડીએ છીએ. કોઈ જીવો જગતમાં એવા અવતરે છે કે જેમનો આત્મા પવિત્ર હોય છે, જેઓમાં કુદરતી રીતેજ પાપબુદ્ધિ હોતી નથી, અને જેઓનો જન્મ ફુલની માફક જગતમાં સુવાસ અને સૌંદર્ય પ્રસારવા માટે જ હોય છે. પરંતુ એ જીવો જગતના રમાડયા રમે છે, વિલાસપુરના વિલાસ અને કુંદનપુરના કુંદનમાં મોહ પામી જાય છે, મદનકુમાર અને મોહીની કુમાર જેવાના ગુંથેલી જાળમાં ફસાય છે, અને ફુલની માફક બધાથી સુંઘાયા પછી લોકના પગ નીચે છુંદાય છે. આવા જીવો તરફ કુદરતનો પક્ષપાત હોય છે અને પૂર્વ જન્મના ઋણાનુબંધને લીધે જ તેમને આ જડ પૃથ્વીપર જન્મ આપવામાં આવે છે. બાકી તેમને માટે આ દુનીઆનું રાજ્ય નથી. જે દુનીઆના તે અધિકારી છે તે દુનીઆમાં શાંતિનું સામ્રાજ્ય છે, જીવનની નિસ્વાર્થતા છે, અને સુખની પરિસીમા છે એ દુનીઆનાં દિવ્ય અધિકારી આ સંસારમાં

બહુ જીવતાં નથી કારણ તેમનો પિતા તેમનાથી ઝાઝો વિયોગ સહી શકતો નથી. દુનીઆના મોહવશ પ્રાણીઓ એમ સમજે છે કે સારાં માણસો બહુ જીવતાં નથી, પરંતુ ખરી વાત તો એ છે કે તેમને આ સંસારનાં બંધનોથી મુક્તિ જલદી મળે છે. પ્રભુની કૃપાથી તને એ દુનીઆનો અધિકાર પ્રાપ્ત થયો છે, તે તું સ્વીકારશે કે જગતનાં અંધ મનુષ્યોની માફક તરછોડશે?

શોભના-યોગિરાજ, તમે કહો છો તે વાત ખરી, પરંતુ એ દુનીઆ કોણે દીઠી છે! સુખમાંથી નીકળી ઓલામાં ન પડાય તેની ખાત્રી શી!

સંન્યાસી-તો તું તારા બાપુને ત્યાં જઈ શું કરીશ?

શોભના-મહારાજ, મારો સંસાર તો સમાપ્ત થયો છે, પરંતુ મારા બાપુની લીલી વાડી ખીલતી હશે, તો એના રૂડા સંસારને જોઇને પણ મારી આંખો ઠરીશ.

આ શબ્દો સાંભળી એ સાધુનું હૃદય ભરાઇ આવ્યું, અને તેની આંખમાંથી આંસુનું એક બિંદુ પડયું. જગતના મોહવશ પ્રાણીની મૃગજળમાં પણ કેટલી વાસના!

"ઓ વાસનાની પુતળી!" ભવાં ચઢાવી એ સંન્યાસી બોલ્યો, "સંસારના અનુભવથી હજુ પણ ધરાઇ ન હોય તો બંધ કર તારાં ચર્મચક્ષુ અને આ દિવ્ય દૃષ્ટિ વડે જો કે તારા બાપુની લીલી વાડી ક્યાં વિલસે છે."

એ પ્રમાણે બોલી તેણે તેનો દંડ હાથમાં લીધો, મદારીની માફક હવામાં ફેરવ્યો, અને વિલાસપુર ભણી નજર કરી બોલ્યો, "ઓ હવાના ઘેરા વાદળા? તમે જરા હટી જાવ અને આ મારી દીકરી અને વિલાસપુરની ભાગોળ વચ્ચેનો અંતરાય કાઢી નાખો." તરત જ શોભનાની નજર આગળ વિલાસપુરની ભાગોળ અને તેની ચતુર્સીમા ખડી થઇ. પરંતુ ક્યાં હતા તેના બાપુના ગગન ચુંબીરાજમહેલો અને વિલાસપુરનાં વિલાસભવનો? ક્યાં હતી તેના બાપુની લીલી કુટુંબવાડી અને વિલાસપુરની લીલી પુષ્પવાટિકાઓ? ક્યાં હતી તેની પુત્રીવત્સલ માતા અને બાળપણમાં રમાડેલી તેની બ્હેનો? એ બધું જોતાં અને જુનાં સ્મરણો તાજાં થતાં શોભનાની આંખમાં આંસુ આવી ગયાં, અને એ બધું શાથી થયું હશે તે જાણવા એ સાધુ સામું દીન વદને જોઇ રહી.

"બેટા, તું શોચ શા માટે કરે છે? તમારાં વિલાસપુરો અને કુંદનપુરોની છેવટ આ જ દશા છે. તમે તમારા ભોગવિલાસો અને ધનદોલતો અવિચળ છે એમ સમજો છો, પરંતુ વિધિની એક કારમી ફુંક આગળ પણ ટક-

શકવાની તેમનામાં શક્તિ હોતી નથી. કર્તવ્યપુરના સુસજ્જ મહારાજા તારા બાપુના વિલાસપુર ચઢી આવ્યા અને તારા બાપુ મોહમયી નગરીના રાજાની મદદ સાથે તેની સામે થયા તો પણ હાર્યા અને તેના રાજ્યનું ખેદાન મેદાન થઇ ગયું. તારા બાપુ અને તેની સમગ્ર સેનાએ કેસરીઆં કર્યાં, તારી માતા અને વિલાસપુરની સર્વ યુવતીઓએ જુહાર કર્યા, અને વિલાસપુરના મહેલોનાં ખંડીએર થયાં અને ખેતરોનાં પાધર થયા. કર્તવ્યપુરે આ પ્રમાણે વિલાસપુરને જડમૂળથી ઉખેડી નાખ્યું. કાલે મોહમયીને ઉખેડશે, અને થોડા સમયમાં ભલે તે કુંદનપુર અને રત્નદ્વીપને ઉખેડી ન શકે તો પણ તેમની પાસે દાસત્વ તો સ્વીકારાવશે જ. બોલ આથી વિશેષ કાંઇ જોવું છે અને જાણવું છે?

શોભના—મહારાજ, સંસાર ગમે તેવો દુષ્કર હોય તો પણ તે છોડવાની વૃત્તિ થતી નથી. મારા સૌભાગ્યનાથને છોડી હું ક્યાં જાઉં? શું તેમનું હૃદય પાછું મારી તરફ વળી શકવાનો સંભવ નથી? અને તેમ થાય તો મારો સંસાર પાછો ખીલી ન શકે? આ શબ્દો સાંભળી એ યોગીએ પોતાના લલાટે હાથ મૂક્યો, અને તેની આંખમાંથી એક ખીજનું આંસુનું ટીપું પડ્યું. મનુષ્યની મોહલુપ્તતા તે શું આટલી હદ સુધી જતી હશે! "ઓ પામર પ્રાણિ! સંસારમાં એવું તે શું ભર્યું છે કે તેને છોડતાં આમ ઓસો વિચાર કરવા પડે છે? તને ખબર ન હશે પરંતુ મેં તો તારાથી અધિક સુંદર લાગતા સંસારને લાત મારી છે. આ કુંદનપુરથી પણ અધિકતર રાજ્યનો હું રાજકુમાર હતો; માયાળુ માતાપિતા આ સંસારના તાપ મારાથી દૂર રાખવાને અહર્નિશ પ્રયત્ન કરી રહ્યાં હતાં; તારાથી પણ અધિક રૂપવતી, ચંદ્રના તેજને, કમલની પ્રફુલ્લતાને, અને ગુલાબની ગુલાબીને શરમાવે તેવી રાજકન્યાનો હું સ્વામી હતો; અને ઈંદુ સમ દીપતા અને તેની શુક્લ પક્ષની કલા સમ રોજ વધુ અને વધુ ખીલતા બાળક રાજકુમારનો હું પિતા હતો. તારા જેવાં લાખો પ્રાણીઓનાં દુઃખ જોઇ મને જ્ઞાન પ્રાપ્ત થયું કે એ રાજ્યલક્ષ્મી, એ માતા પિતા, અને એ પત્નીપુત્ર, એ સર્વ માયાનાં પુતળાં છે અને તેમનાથી વીંટળાએલા રહેવું તે જગતમાં આપણી કર્તવ્યદિશા ભૂલવા સારૂ. એ જ્ઞાન પ્રાપ્ત થતાં જ મારી સંસારની પ્રિયતમાને ભરનિદ્રામાં છોડી દઇ, પારણામાં ગેલ કરતા તેના બાલુડાને છેવટનું એક ચુંબન પણ આપ્યા વિના ચોવીશે કલાક મારી ચિંતા કરતાં મારાં માતા પિતાને પણ કહ્યા વિના, અને પ્રાણથી પણ અધિક મારા પ્રિય મિત્રને મળવાની પણ રાહ જોયા વિના હું સંસાર છોડી નીકળ્યો છું; અને જગતનાં દુઃખી પ્રાણીઓને પ્રેમ, શાંતિ અને કર્તવ્યનો દિવ્ય સંદેશ પહોંચાડતો તમારાં કુંદનપુર અને વિલાસપુરમાં ભટકું

શું, આ મારા ત્યાગ સામું જો અને પછી વિચાર કર કે તારે કંઇ આવો ત્યાગ કરવાનો છે ? આ માયાના જીવનમાંથી નાસી છુટવાં મેં પાછું વળીને પણ જોયું નથી. જ્યારે તને તારા બાપુએ દૂર રાખી, તારાં પ્રિયજને તને તેના હૃદયપટપરથી હડસેલી, અને આખા જગતે તને તિરસ્કારી તો પણ એ બાપુમાં, એ પ્રિયજનમાં, અને એ જગતમાં તારી વાસના રહી ગઇ. માટે હજુ પણ વિચાર કર કે, આ માયાનાં બંધન છોડી હું લઇ જાઉં ત્યાં જવું છે?

શોભના–મહારાજ ! તમે મને ક્યાં લઇ જશો ?

સંન્યાસી–હજુ એ પણ ન સમજી ! તારા, મારા અને આખા જગતના બાપુએ તારા માટે જે સૃષ્ટિ તૈયાર રાખી છે તે પણ તું જોઈ લે કે જેથી આ સંસારમાં જરા પણ વાસના રહી ન જાય.

એમ કહી એ સંન્યાસીએ ફરીથી તેનો દંડ ઉંચકયો અને મદારીની માફક હવામાં ફેરવી બોલ્યો, "ઓ હવાના ઘેરા વાદળાં ! તમે જરા હટી જાવ અને આ ભુરા આકાશનાં બારણાં ખોલી દ્યો, કે જેથી મારી દીકરી પ્રભુની દિવ્ય સૃષ્ટિ જોઇ શકે." તરત જ ભુરા આકાશે તેના પડદા ખોલી દીધા અને જે સૃષ્ટિ જગતની કોઈ મહાન્ વિભૂતિને તેની મરણ પથારી આગળ નજરે પડે છે તે એ યુવતીની નજર આગળ ખડી થઇ. આશ્ચર્યચકિત વદને તે એ જોઇ રહી અને તેની જીજ્ઞાસુ આંખ એક પછી એક દૃશ્ય નીહાળવા લાગી.

"મહારાજ, જેને જગત અમરાપુરી કહે છે તે તો આ નહિ ! તેમાં પેલું પુષ્પવાટિકાઓથી ખીલી રહેલું અને લતાઓ દાયી લીલુંછમ જેવું દીસતું શું ? નંદન વન ! અને પેલી ગંગાના વીણ જેવી સફેત ઘોધમાં વહેતી શું વૈતર્ણી ! પેલાં હવામાં ઉડતાં રત્નજડિત રાજભુવને કોનાં ? અહાહા ! મહારાજ, આ દિવ્ય દેશમાં વસનારા તે કોણ હશે ? અરે ! પેલો સુશોભિત મંડપ તે શાને માટે તૈયાર કરવામાં આવ્યો હશે ? અને આ બધું અસંખ્ય લાવ લશ્કર કોના સ્વાગત માટે ઉભરાય છે ? અને, મહારાજ, પેલું કોણ ? બાલપણમાં મારે હાથે રમાડેલી મારી ભગિની અને મારા પારણામાં ઝુલેલાં મારાં બાપુજી ! અને, મહારાજ, આપની મંગલમૂર્તિ પણ ત્યાં જ જણાય છે ને ! અને તે પણ આવા ઉત્કૃષ્ટ સ્થાને ? અહોહો ! પ્રભુ, આપ શું આ સૃષ્ટિકારના દૂત કે આ સૃષ્ટિના જ અધિષ્ઠાતા !"

સંન્યાસી–એ દિવ્ય સ્થાનના અધિકારને પામેલી મારી બાલિકા, જોયું આ "તારા બાપુનું" રાજ્ય. એ સૃષ્ટિમાં વસવાના અધિકારને પામનાર તો

વિશ્વની પાપરહિત દિવ્ય વિભૂતિયો જ છે. તારી બ્હેન અને તારાં બાલુડાં બાળપણમાં મરી ગયાં એટલે સંસારના પાપથી કલુષિત ન થયાં અને તેથી આ સ્થાનને પામ્યાં. આ અસંખ્ય લાવલશ્કર કુદરતના એક નવીન બાલુડાને એ દિવ્ય સૃષ્ટિમાં સ્વાગત આપવા સારૂ ઉભરાઈ રહ્યું છે અને આ વખતનો ઉત્સવ ખાસ વિશેષ છે એનું કારણ એ કે એ બાલુડાને પોતાના ઘરમાં આવકાર આપવા "તેના બાપુ" પોતે જ ઉંબરામાં ઉભા રહ્યા છે. માટે બોલ મારી સાથે આવીશ?

શોભનો—અહોહો! મહારાજ! એ ભાગ્ય તે કોનાં? મારા બાપુની આ સૃષ્ટિમાં વસવાનો અધિકાર તો શું પણ તેના પાદપંકજની સેવા કરવાનો અધિકાર પ્રાપ્ત થાય તો એ ઘણો! એ પ્રમાણે બોલી હર્ષનાં અશ્રુઓ સાથે એ લલના એ યોગિરાજને ગળે વળગી પડી. પોતાની બાલકીને પોતાની ગોદમાં લેતાં એ યોગીની આંખમાંથી આંસુનુ એક બિંદુ પડ્યું.

તરત જ શોભનાનું મૃત શરીર જમીન પર પડ્યું અને તેનો આત્મા યોગિરાજની સાથે અલોપ થયો.

સૂર્યનારાયણ તરત જ અસ્તાચળ પર ગયા, પરંતુ તે પૂર્વે એ લલનાનો આત્મા "તેના બાપુને ત્યાં" પહોંચી ગયો હતો.



નરોતમ કૃષ્ણલાલ શાહ.

# સ્ત્રી અને પુરૂષ.

આ યુગ હક્ક-લડતનો છે. આપણે આપણો અમુક વસ્તુ ઉપર હક્ક છે એ જ તે પ્રાપ્ત કરવાને બસ છે એમ માનીએ છીએ. અને સ્વાભાવિક રીતે જ્યાં હક્કની લડત હોય ત્યાં લાગણીને ભાગ્યે સ્થાન હોય છે. હક્કની માગણીમાં ઘણું ખરૂં આપણે પોતાનું જ હિત જોઈએ છીએ. હક્ક એ બુદ્ધિવાદનું પરિણામ છે.

આ હક્કની લડતમાં સ્ત્રી-પુરૂષ અન્યોન્ય અન્યાય કરી રહ્યાં છે. આ લડતના ગાંડપણમાં સત્ય શું છે તે તેમને સમજાતું નથી. સ્ત્રીઓ વ્યક્તિ-સ્વાતંત્ર્ય માગી રહી છે અને ક્યારેક ક્યારેક પોતાના હક્કની સાક્ષીરૂપ 'પુરૂષો તો તદ્દન સ્વાર્થી છે' એવા ઉલ્લેખો પણ કરે છે. પુરૂષોને આથી ખોટું લાગે છે. તેઓએ સ્ત્રીજાત પર હજારો વર્ષો સુધી સત્તા ભોગવી છે

અને એકદમ સત્તા છોડી દેવી એ તેમને ગમતું નથી. આથી તેઓ સ્વાતંત્ર્ય માટે લડી રહેલી સ્ત્રીઓને ગાંડી કહે છે. આમાં બન્નેય ખોટાં છે, કોઈય નિષ્પક્ષપાત વૃત્તિથી નિર્ણય કરતું નથી. સ્ત્રીને હક્ક જોઈએ છે પુરુષને તરતાતરત આપવા નથી, કારણ કે તેને બીક લાગે છે કે સ્ત્રી તેના નવા ગાંડપણમાં ગૃહકાર્યો કરવાં છોડી દે તો પોતાને તે કરવાં પડે.

જેને આપણે સુધરેલો વર્ગ કહીએ છીએ તેમાં સ્ત્રીઓને આપણે થોડી ઘણી સ્વતંત્ર દેખીએ છીએ. પણ ત્યાંય પુરેપુરૂં સ્વાતંત્ર્ય નથી. વળી આપણા પ્રજાગણનો મોટો ભાગ અશિક્ષિત હોય છે. ત્યાં તો સ્ત્રીઓ હક્ક એ શી ચીજ છે તે જ સમજતી નથી. લાંબાકાળથી ચાલી આવેલી ગુલામગીરીમાં તે ટેવાઈ ગઈ છે. જો સ્ત્રીઓને સ્વતંત્રતા જોઈતી હોય તો આ અશુધ્ધ સ્ત્રીઓને ભણાવવી, સમજાવવી પડશે. અને આ ભણતરનો, સમજાવવાનો સવાલ ઉઠાવીએ ત્યાર પહેલાં પુરુષોને ભણાવવા, સમજાવવા, પડશે. ત્યાર વિના તેઓને પોતાની સત્તા છોડી દેવા વૃત્તિ ન જ થઈ શકે.

જ્યારે સ્ત્રી–સ્વાતંત્ર્યના શબ્દો આ અભણ સ્ત્રી–પુરુષ વર્ગને કાને અથડાય છે ત્યારે તેઓ ભડકી ઉઠે છે. તેઓ આ નવા તોફાનનો અર્થ સમજી શકતાં નથી. અભણ પુરુષોના મનમાં એમ છે કે જો સ્ત્રીઓ સ્વતંત્ર થાય તો પછી પાણી કોણ ભરશે, રાંધવાનું કામ કોણ કરશે? અભણ સ્ત્રીને એમ લાગે છે કે 'સ્ત્રીથી તે આમ થવાય!' પતિને તે દેવ–પ્રભુ–તરીકે દેખી રહી છે. તેનામાં લાગણી પ્રધાન છે. બુદ્ધિ બહુ ઓછી છે. વળી કેટલાંક એવાં મૂર્ખાં સ્ત્રીપુરુષો પણ છે કે જેઓ સ્ત્રી અને પુરુષના સરખા હક્કનો આવો અર્થ કરે છે કે બધાં કામો–પાણી ભરવું, રાંધવું વિગેરે બન્નેયે વહેંચી લેવાં પડશે.

સ્ત્રીઓનું આ બંડ હજુ તો તાજું છે. અને સ્ત્રીઓમાંય બહુ થોડી જ હજારે એક બે પોતાના હક્કની માગણી કરે છે. જ્યારે અસહકાર તાજો હતો ત્યારે તેનું ગાંડપણ હતું તેમ આમાંય સૂક્ષ્મ પરીક્ષકને લાગશે. આ બંડ સમાનતાના સૂત્ર પર રચાયલું હોઈ તદ્દન ઈષ્ટ છે, અને એ ગાંડપણ પણ જરૂરી છે.

આ બંડ સફળ થાય–અને થશે જ–તેમાં આખા દેશનું હિત સમાયલું છે. પણ મને તો સ્ત્રીઓનો નવો ભપકો જોઈ કમ્પારી છૂટે છે. અને કેટલીવાર એમ પણ થાય છે કે જો સ્ત્રીની લડતનું પરિણામ મોજશોખ જ આવવાનું હોય તો તેને ખરા હૃદયથી ટેકો ન આપી શકાય. આ પશ્ચિમના હાથી

તો આપણે દૂર રહેવું જ ઉચિત છે. આપણે બધાં ગરીબ છીએ. આપણાં શાસ્ત્રો સાદાઇ ઉચ્ચારી રહ્યાં છે. સ્ત્રી કે પુરુષ ગમે તેને પ્રગતિ કરવી હોય તેણે હાલથી તો બ્હીતાં ફરવું પડશે. પશ્ચિમનું વગર સમજે અસરે અસર અનુકરણ કરવાથી ઝુંપડી તોડી પાડી, વગર પૈસે હવેલી બાંધવા ઇચ્છા રાખવા જેવું થશે. અમુક બાબતમાં આપણે પશ્ચિમનો દાખલો લેવાનો છે, જ્યારે બીજીમાં આપણે આપણને વળગી રહેવાનું છે. ભપકો સ્ત્રીમાં હોય કે પુરુષમાં, પૂર્વમાં કે પશ્ચિમમાં, પણ તે અનિષ્ટ છે. આજે ભણેલા વર્ગમાંથી પણ ઘણા સ્ત્રી-સ્વાતંત્ર્યની આડે આવે છે. તેનું કારણ આ પણ માની શકાય કે તેઓ સ્વતંત્રતા અનુભવતી કેટલીક સ્ત્રીઓને ઠાઠમાઠમાં ફરતી જોઇ હબકી જાય છે, કારણ કે તેમની પાસે એ મોજશોખ અને ભપકા માટે પૈસા નથી.

આજે આપણા દેશમાં સ્ત્રી પુરુષ વચ્ચે આમ અંતર પડી ગયાં છે. બન્નેનાં મન ખારાં થયાં છે. એકને જોઇએ છે અને બીજાને એકદમ આપવું નથી. સ્ત્રીઓ હક્ક માગે છે પણ પુરુષો એમ વિચારે છે કે આ હક્કની માગણીમાં સ્ત્રીઓ પોતાની ફરજોનું નામ સરખુંય ઉચ્ચારતી નથી. મનુષ્યના અમુક હક્કો છે, પણ ફરજના ભાન વગર હક્ક મેળવીને સીધે રસ્તે જઇએ એ મારા માનવામાં નથી આવતું.

હિંદુસ્તાનમાં સ્ત્રીનું ભણતર આટલું ઓછું હોવાથી તે એકદમ સ્વતંત્રતા મેળવી નહિ શકે. પુરેપરૂં ભણતર પ્રચાર ન પામે ત્યાં સુધી આપેલા સ્વાતંત્ર્યનો સ્વીકાર ન કરનાર સ્ત્રીઓ પણ મળી આવશે.

પશ્ચિમના દેશોમાં સ્ત્રી-સ્વાતંત્ર્યનું પરિણામ એ નિપજ્યું છે કે સ્ત્રી-પુરુષમાં અન્યોન્ય દ્વેષ પેસા ગયો છે. દાખલા તરીકે અમેરીકામાં-સ્ત્રી અને પુરુષ એ બે હરિફો તરીકે વર્તે છે. આપણે સ્ત્રી પુરુષ વચ્ચે સહકાર જોઇએ છે. સ્ત્રી અને પુરુષે એક એકની સગવડ-અગવડ સમજીને જ સંસારનું ગાડું ચલાવવું જોઇએ. નહિ તો જ્યાં બે વસ્તુઓ વારે ઘડીએ અથડાય ત્યાં ઘર્ષણને લઇને બન્નેને નુકસાન થાય.

ર. પુ. નાગરવાડીઆ.

# સામળનાં સ્ત્રીપાત્રો.*

ગુજરાતી સાહિત્યની નવલકથાઓનું આદિ સ્વરૂપ ઘડનાર, અને ધર્મ અગર ધર્મ જોડે સંબંધ રાખનાર કથાનકો જોડવાની જુની પ્રણાલિકાને બદલે દરરોજના માનવજીવન જોડે સંબંધ રાખનારી કાલ્પનિક વાર્તાઓ રચનાર, સામળભટ્ટના વિશાળ સાહિત્યભંડારમાંનાં બધાંએ સ્ત્રીપાત્રો સંબંધી એકી સામટો વિચાર કરવો અશક્ય તો નહિ પણ મુશ્કેલ તો છે જ. બધાંએ સ્ત્રીપાત્રોનો વિચાર કરવા કરતાં તેમાંનાં મુખ્ય પાત્રોનો જ વિચાર કરવો અહિં યોગ્ય ધાર્યો છે.

સામળભટ્ટ સંબંધી સામાન્ય માન્યતા એવી છે કે જ્યારે જ્યારે પ્રસંગ મળે છે, ત્યારે ત્યારે તે સ્ત્રીઓને ઉતારી પાડવા અને તેમની નિંદા કરવા ચુકતો નથી. ઉપર ઉપરથી વાંચનારને આ વાત ખરી લાગે, પણ ઝીણવટથી વાંચનારને તો જરૂર એમ લાગે કે સામળ ભટ્ટે સ્ત્રીઓના સારા ને નઠારા સ્વભાવ અને ચરિત્રનાં સ્વરૂપ ખડાં કર્યા છે. અને પ્રશ્નની બન્ને બાજુ રજુ કરી છે.

સામળ રત્નમાળામાં સ્ત્રીના દોષ અને વખાણ કરતાં કવિ નીચે પ્રમાણે કહે છે. સ્ત્રીના દોષઃ—

"નારી નીચ સ્વભાવ અજીત નવ જાયે હારી;
"પર પુરૂષોસું પ્યાર, મરદને નાખે મારી;"
* * * *
"ઘડિમાં આપે સુખ, ઘડિકમાં દુઃખ દેખાડે;
ઘડિમાં ચાંપે ચરણ, ઘડિકમાં મરણ પમાડે,
ઘડિમાં ભોળવી લહે, ઘડિકમાં સરવસ આપે;
ઘડિ એકમાં કહે વીર, કંથ ઘડિમાં કરી થાપે;
* * * *
"કૈંકે માર્યા કંથ, કૈંકે પરણ્યા પરહરિયા;
કૈંકે ઉચ અમીર, તજી કિંકર વર કરિયા;
કૈંકે કુટુંબ પરિવાર, તજી ચિત્ત બીજે ચાલી;
કૈં મહિપતિને મેલિ, માનની ગમતે મહાલી;
* * * *
ભામનિયે સૌને ભોળવ્યા, દેવ મુનિ ને દાનવી;
સ મળ કહે જીત્યા દેવતા, કોણ માત્રમાં માનવી;

* ગુજરાત સાહિત્ય સભાના સી વિભાગ તરફથી પસંદ કરેલો ઇનામી નિબંધ.

સ્ત્રીના વખાણઃ—

"રામા રત્નની ખાણ, જાણ એ રંભા રૂડી;
ધરે સોળ શણગાર, હાર કંઠે કર ચૂડી;
*　　*　　*　　*
ભડ ભોજ કરણ વિક્રમ, અને હરિશ્ચંદ્રની હારના,
પંડિત ચતુર પુર પાટવી, નૃપતિ નેટ પણ નારના,
*　　*　　*　　*
જોબનમાં દે રંગ, સંગ સુખ ટાઢક તનની;
વાલપણે કરી વાત, મટાડે પીડા મનની;
સુખદુઃખમાં સમભાગ, રાગ રૂડે ગુણ ગાતી;
ચતુરા ચિત્ત હરનાર, સાર ઉરમાં મદમાતી;
વળી વૃદ્ધપણે સેવા કરે, દેખ્યાથી દિલદુઃખ ટળે,
એ અંત કાળ અળગી નહિ, બહુ સ્નેહે સાથે બળે.
*　　*　　*　　*
સ્ત્રી ખરા રત્નની ખાણ છે, મોટી પુરૂષથી પ્રીછજો;
સઉ શાસ્ત્ર શાક્ષી સામળ કહે, અંતરમાં સઉ ઇચ્છજો.
*　　*　　*　　*
વળી હોય સતી શુભ સાધવી પુણ્યવંતી તે પારખી,
છે નીચ કોઈક જ નારીઓ, સ્વભાવે સૌ નહિ સારખી.

આ નિબંધને માટે આપણે ભદ્રાભામિની, વિદ્યાવિલાસિની, મદનમોહના, પદ્માવતી, અને નંદબત્રીસીમાનાં જ સ્ત્રી પાત્રોનો વિચાર કરીશું.

**નંદબત્રીસી.** વૈલોચન પ્રધાનની પત્ની પદ્મિનીના રૂપની ખ્યાતિ સાંભળી નંદરાજાને મોહ થાય છે, અને પ્રધાનને ઘોડા ખરીદવાને બહાને ગામ બહાર મોકલે છે, અને નગરચર્યા જોવાને બહાને પોતે પ્રધાનના મહેલમાં જાય છે. અને દરવાનને ધમકી અને લાંચ આપી મહેલમાં દાખલ થાય છે. પદ્મિની સોના ચાંદી વગેરે જુદી જુદી જાતનાં પાત્રમાં ભાતપર જાતજાતનો રંગ કરી, રાજાને પીરસે છે. તેમ જ જાત જાતના રંગની ગાયોનાં દુધ પાય છે, અને રાજાને આડકતરી રીતે બોધ દે છે. આ ઉપરથી રાજાને ભાન થાય છે. અને પદ્મિનીને બેન ગણી પોતાની વીંટી પસલીમાં આપે છે. પ્રધાન આવે છે, ત્યારે દરવાનનાં કુંડળ જોઈ તેને રાજા આવ્યાની ખબર પડે છે. અને પદ્મિનીને હાથે વીંટી જોઇ તેને ખાત્રી થાય છે અને તિરસ્કાર કરીને પદ્મિનીને કાઢી

મૂકે છે. પ્રધાનના મનનો વહેમ દૂર કરાવવા રાજા મૃગયાને બહાને પદ્મિનીના પિયેરના પડોશમાં જાય છે. અને ત્યાં ચોપાટ રમવાનું ગોઠવવામાં આવે છે. જેની વાત ખરી હોય તેના પોબાર પડે એમ હોડ થાય છે. રાજા, પદ્મિની, ને પદ્મિનીના બાપના પોબાર પડે છે. ફક્ત પ્રધાનનાજ પડતા નથી. તે છતાં પ્રધાનના મનમાંથી વહેમ જતો નથી. પાછા ફરતાં રાજા અને પ્રધાન વાવ પાસે મુકામ કરે છે. અને ત્યાં પ્રધાન રાજાનું ખુન કરે છે. આ વાત પકડાય છે. કુંવરને પોતાના બાપના ઉપરનો આરોપ ખરો લાગતો નથી. તેથી પદ્મિનિની તપાસ થાય છે. પદ્મિની ખરી વાત કહે છે. તેનાપર વિશ્વાસ નહિ આવતાં તે સતી તરીકેનો પરચો આપે છે. અને નંદરાજા જીવતો થાય છે. અને છેવટે સુખી અંત આવે છે.

નંદબત્રીસીની નાયિકા પદ્મિનીનું પાત્ર સામળભટ્ટનાં બીજાં પાત્રોથી જુદું પડે છે. તેને કેળવણી કેવી મળે છે, તેનાં લગ્ન કેવી રીતે થયાં, તેનો પતિ જોડે કેવો પ્રેમ હતો. તે આપણને કહેવામાં આવતું નથી. નાયિકાના ભેદ પ્રમાણે એ પદ્મિની છે, તેની તેનાં લુગડાંમાં તેના શરીરની સુગંધીનો પાસ બેસે છે, તેથી કરીને દિવસે ભમરા એકઠા થાય છે, એવા ધોબીના વચનથી આપણને ખબર પડે છે. તેના સ્વરૂપની માહિતી રાજા મહેલમાં પેસે છે તે વખતે કવિ આપે છે.

"બેઠી દીઠી ત્યાં કામિની, એવી નહિ ભૂતળ ભામિની;
ચંદ્રવદની ભ્રૂકુટી શુભ વાંક, સિંહાકારે કટિનો લાંક.
હંસાગામની ગજગામિની, શરદચંદ્ર શોભે જામિની."

* * * *

ચપળ નેન ખંજન સમાં, ચક્રવાક જુગ જોડ;
કનકકળશ ઉર આપતાં, ક્ષણમાત્ર નહિ ખોડ;
ઉદર ઉપર ત્રિવળી પડી, પેટ તે પોયણ પાન;
ગ્રીવા કપોત સરીખડી, ઉજ્જવળ ઓપિત વાન.

તેની અક્કલનો ખ્યાલ રાજાને જે યુક્તિથી શિખામણ આપી તે વખતે થાય છે.

"ભાત વેળા થઇ જ્યારે, સ્ત્રી સામું જોયું તાહરે,
માનિનીએ વરત્યું છે મન, (હજી) કામ આકળો છે રાજન;
વનિતાએ ત્યાં કર્યો વિવેક, દેખાડ્યું દષ્ટાંત જ એક,

ત્રાંબાપાત્રથી કાઢયો ભાત, તેનો રંગ ઉજ્જવળ સાક્ષાત,
બીજે પીરસ્યો સોનાને પાત્ર, લીલો રંગ દીધો તે ભાત;
ચોથો પીત્તળને પાત્ર સુચંગ, દીધો કસુંબીતણો રંગ.
પાંચમો પીરસ્યો માટીને ઠામ, ત્યાંપણ રંગ જ દીધો શ્યામ.
જુવે ભાત પંચરંગી તણો, રાજા અચરજ પામ્યો ઘણો.
રંગ જુવે અતિશે અનૂપ, હૃદિયે વિસ્મય પામ્યો ભૂપ;
ભરે કોળિયો આણી વહાલ, મુખમાં જાતાં એક જ સ્વાદ.

* * * *

રાજામાં લક્ષણ બત્રીસ, હૈડામાં નવ આણી, રીશ;
સમજ્યો શિખામણ છે એહ, ભાંગ્યો મન તણો સંદેહ.

પ્રધાન આવે છે ત્યાર પછી તેની કસોટીનો સમય ઉભો થાય છે. ચોપાટ રમવામાં તેના ચાર વખત પોબાર પડે છે, તે છતાં પણ પ્રધાનના મનમાંનો વહેમ જતો નથી. જો ખરી સતી હોઉં તો અગ્નિ એની મેળે જ પ્રગટ થાય ને હું બળી મરૂં એમ કહી બળવા તૈયાર થાય છે. તે છતાં પ્રધાન તો એમ જ કહે છે કેઃ—

" નશાં જાળ નારી લહે, જાણે નોળી કર્મ,
તેથી દેહ બાળી શકે, તેમાં શાનો ધર્મ."

બળતાં બળતાં આ વાત સાંભળી એટલે અગ્નિમાંથી ઉભી થઇ,

" કર જોડીને વાણી કહી,
સાંભળો સૌ નગરના લોક, વજીરનો શમે કેમ શોક;
એની કેમ હોળાય દાઝ તે પ્રતિત દેખાડું આજ.

રાજા જીવતો થાય તો જ હું વાત માનું એમ પ્રધાન કહે છે, અને સતીના પ્રભાવથી રાજા જીવતો થાય છે.

**ભદ્રાભામિનીઃ-**

ખંભાતના નગરશેઠના છોકરાને ઘણાં માગાં આવે છે, ધન, રૂપ ને ગુણથી તેનો પુત્ર ભરપુર છે. પણ તે બધાં માગાં પાછાં કાઢે છે. અને એક સમશ્યારૂપ દોહરો દેશ પરદેશ મોકલે છે કેઃ-

" કર ડાબામાં કામિની, અંગ વિદારે કુણ,
જેમ કિરણ દિનકરતણાં, રાખી શકે તે કુણ,"

તેનો જવાબ ભદ્રાભામિની આપે છે કે:-

"સંગે લેઇ સુખે ફરો, છેક ધરીને છાપ,
મન અંકુશ તન હાથિયો, પોતે આપો આપ.

આ ઉપરથી તે ભદ્રાભામિની સાથે પરણે છે. તે અત્યંત રૂપાળી હતી. કસ્તુરચંદ સ્ત્રીની પરીક્ષા કરવા વણઝારાને વેષે તેના સસરાના ગામમાં આવે છે. ભદ્રાભામિની આ વાત સમજી જાય છે. વણઝારો (તેનો પતિ) ભદ્રાભામિનીને ઘરેણાંથી સજ્જ થઇ બેસવા કહે છે. વણઝારો એક શેઠને લઇ ત્યાં આવે છે તે તેના ઉપર મોહ પામે છે. રાત્રે મળે છે. ભદ્રાભામિની યુક્તિથી છુટી જાય છે. કસ્તુરચંદ આ જુવે છે. તે તેને ગામ જાય છે, ને પછી ભદ્રાને તેડવા આવે છે. ભદ્રાનું ઝાંઝર પડી જાય છે, તે લેવા તેના પતિને મોકલે છે. ચોરને તે મળે છે. ચોર તે લઈ ભદ્રાના રથમાં આવે છે. થોડો વખત ત્યાં ગુમાવે છે. પછી તે શિવના લિંગમાં થઈ જે રસ્તો પડતો હતો (તે કોઇ જાણતું નહતું), ભદ્રાને પિયેર મોકલાવી દે છે. ત્યાંથી તે પોતાને સાસરે જાય છે. તેને એક ઉંચા મહેલમાં વાસ આપે છે. કસ્તુરચંદ થોડો વખત રહી વેપાર કરવા પરદેશ જાય છે. કસ્તુરચંદ કોઇ યક્ષની મદદથી હંસપર બેસી ત્યાં આવે છે ને ભદ્રાને છુપો મળે છે. ભદ્રાને ગર્ભ રહે છે. આ વાત રાજાને તથા રાણીને ખબર પડે છે. ત્યારે ભદ્રાને તેને પિયેર મોકલી દે છે. ભદ્રાને પિયેરથી પણ તેને કાઢી મૂકે છે. તે અત્યંત રૂપાળી હતી, જંગલમાં ફરે છે ત્યાં તે વણઝારાને મળે છે. તે ભાઇ-બેન તરીકે રહે છે. વણઝારણે તેનાપર આળ મૂકે છે અને ફસાવી ગુણકાના કબજામાં સોંપે છે. ગુણકા પોતાને પૈસાનું સાધન મળવાથી ખુશ થાય છે. ભદ્રા પોતાના બાલકના પ્રસવ પછી ગુણકાનું કહ્યું માનવા કબુલ થાય છે. તેને પુત્ર જન્મે છે. તે અત્યંત રૂપાળો હતો, તે છીંક ખાતો ત્યારે રત્ન નિકળતાં. આથી તે રત્નો ગુણકાને આપતી ને પોતે પવિત્ર જ રહી. ગુણકાએ તેના પુત્રને મારી નાંખવાનો વિચાર કર્યો. દાસીને હુકમ આપ્યો. દાસીએ કુવામા નાંખી દેવાને બદલે તેને થાળાપર મૂક્યો. રાત્રે એક રાક્ષસ આવ્યો તે આ બાળકને લઈ ગયો ને તેણે તેને સારી રીતે ઉછેરવા માંડયો. ભદ્રા ગુણકાને ત્યાં અત્યંત દુઃખ પામતી હતી. વિક્રમ રાજાની ટહેલ નાંખવા આવેલા બ્રાહ્મણ સાથે તે સંદેશો કહાવે છે, વિક્રમ આવી તેને છોડાવે છે. ગુણકા પોતાનો ગુન્હો કબુલ કરે છે, બાળક મારી નાંખવા બદલ દીલગીર થાય છે. દાસીના કહેવાથી, બાળક જીવે છે, તે તેને માલમ પડે છે. વિક્રમ પોતાની વિદ્યાના બળથી તેનો કુંવર લાવી આપે છે. કસ્તુરચંદ મળે છે, આવી રીતે આ વાતનો સુખી અંત આવે છે.

ભદ્રાભામિનીને સામળભટ્ટનું એક લાક્ષણિક પાત્ર ગણી શકાય. તેનું વ્યક્તિત્વ જે વખતે તે સમસ્યાઓનો જવાબ આપે છે તે વખતે માલુમ પડે છે.

"વણિક પુત્ર વર્ષ તેરની, બેઠી મંદિર માંહ,
તેણે કાને સાંભળ્યું, તરુણી બોલી ત્યાંહ,
લાવો જોઉં કાગળ કહાં, કેવો છે એ ઘાવ,
કરી આપું પુરો પ્રીતે, સુખે સ્વદેશે જાવ.

પરણ્યા ઉપર પ્રિત નહિ, ધન દેખી નહિ ધીર;
કામની કો મળી નથી, મરદ ઉતારે નીર,
કહેજે જઈ કસ્તૂરને, પરણુ ગમે તે નાર;
પુરો ઘાવ હું તો કરૂં, ઉતારૂં અહંકાર.

જુદી જુદી કસોટીમાંથી ભદ્રાભામિનીને પસાર થવું પડે છે, અને તેમાં તેને લગ્ન વખતે ઉત્તર રૂપે મોકલેલો દોહરો તેના ચરિત્રમાં માલમ પડે છે. તેની પરીક્ષા કરવા છુપે વેશે તેનો પતિ કસ્તુર તેને પિયેર આવે છે. લાખો વણઝારો અને કસ્તુરચંદના પ્રસંગથી તેની બુદ્ધિને હોંશિયારી માલમ પડે છે. ભદ્રાની બીજી વખતની હોંશિયારી રાજાના પંજામાં ફસાય છે તે વખતની છે. કસ્તુરચંદ જોડે થયેલા છૂપા મેળાપને પરિણામે જ્યારે તેને દહાડા રહે છે ત્યારથી તેની ખરી વિપત્તિઓ શરૂ થાય છે.

પદ્માવતી:—

કુંતલપુર રાજાની કુંવરી પદ્માવતી અત્યંત રૂપાળી, હોંશિયાર હતી. પુષ્પસેનને તેનો પિતા કાઢી મૂકે છે ત્યારે તે કુંતલપુર આવે છે. કુંતીભોજ રાજાની કુંવરી પદ્માવતી પુષ્પસેનના વખાણ સાંભળે છે ને તેને છૂપી રીતે જુવે છે, પરણવા નિશ્ચય કરે છે. દાસી મારફત કુંવરને પોતાના મહેલમાં તેડાવે છે. કુંવર ના કહે છે પણ પદ્માવતીની હોંશિયારીને લીધે અંતે કબુલ થાય છે. જે ગોર પદ્માવતીને શિક્ષણ આપતો હતો તેની હાજરીમાં તેઓ પરણે છે. ગોર પછી કાશી જાય છે. પદ્માવતીનો બાપ પદ્માવતીના મહેલમાં આવે છે, તેને વહેમ આવે છે. આ રાજકુંવરપર વહેમ આવતાં તેને મારી નાંખવાનો હુકમ કાઢે છે. પદ્માવતી પોતાના પતિનો જીવ બચાવવા માટે ચંદ્રાવળી નામની ગુણકાની મદદ લે છે. મારાઓ કુંવરને છોડી મૂકે છે. ગુણકા તેને પોતાને ઘેર રાખે છે, ને પોતાની હોંશિયારીથી પદ્માવતી તથા પુષ્પસેનનું લગ્ન કરાવે છે.

વિદ્યાવિલાસિની:—

એક શેઠને પાંચ છોકરા હતા, બાપે છોકરાને ભવિષ્યમાં શું થવું છે તે માટે પૂછ્યું. ચારે જણાએ પોતાના પસંદ પડતો ધંધો કહ્યો. પાંચમો મુરખ હતો. તેણે રાજાની કુંવરી પરણી રાજ લેવા ઇચ્છા દર્શાવી. પિતાએ આ સાંભળી તેને કાઢી મૂક્યો. મુરખચંદ બીજે દેશ જાય છે, ત્યાં એક ગુરુને ત્યાં રહે છે. પ્રધાનપુત્ર ને રાજાની કુંવરી જોડે ભણે છે. પ્રધાનપુત્ર જોડે નાસી જવાનું કુંવરી કહે છે. પ્રધાનપુત્ર તેને બદલે મુરખચંદ જે હવે વિનયચંદ નામે ઓળખાય છે તેને યુક્તિથી મોકલે છે. વિનયચંદ ગુરુ પાસેથી આજ્ઞા લેવા જતાં ગુરુ તેને વિદ્યા ન આવડી માટે ઘણો દિલગીર થાય છે, ને શારદા દેવીની આરાધના કરી તેને વિદ્યા અપાવે છે. કુંવરી જઈને જુએ છે તો પ્રધાનપુત્રને બદલે વિનયચંદ જુએ છે. તેઓ બીજા મુલકમાં જતાં રહે. છે. કુંવરી મુરખચંદને નીચલા માળામાં રાખે છે ને પોતે ઉપલે માળ રહે છે. તે તેની સાથે બોલતી નથી. તે ગામનો રાજા તળાવ ખોદાવતો હોય છે. ત્યાંથી એક લેખ નીકળે છે. તે લેખ કોઇ વાંચી શકતું નથી. વિનયચંદ તે વાંચે છે અને રાજા તેને પોતાની કુંવરી પરણાવવાનું વચન આપે છે. રાજા વિદ્યાવિલાસિનીના રૂપની ખ્યાતિ સાંભળીને તેને જોવા માટે યુક્તિ કરે છે. તે જમવાનું તેડું માગી લે છે. વિદ્યાવિલાસિની વારા ફરતી જુદા જુદા પોષાક પહેરી રાજાને પીરસે છે તેથી વિનયચંદને સોળ પત્નીઓ છે એમ રાજા માને છે, અને વિદ્યાવિલાસિનીને જોવા માટે ફરી યુક્તિ કરે છે. વિદ્યાવિલાસિનીએ રાજાના કુળાચાર પ્રમાણે દેવી આગળ નૃત્ય કરવું અને વિનયચંદે વીણા વગાડવી એમ નક્કી થયું. તે દરમ્યાન વિનયચંદ મુરખ નથી પણ ઘણો વિદ્વાન છે એમ વિદ્યાવિલાસિનીને ખાત્રી થાય છે. તેનાપર પ્રેમ થાય છે ને અત્યાર સુધી અબોલા રહ્યા તે માટે પસ્તાય છે. રાણી પતિ સાથે બોલવા વિચાર કરે છે. ઝાંઝર લેવા માટે મુરખચંદને મોકલે છે ત્યાં તેને સર્પ કરડે છે. ગુણકા તેનો સાપ ઉતારી તેને પોપટ બનાવી પોતાના મહેલમાં રાખે છે. રાજાને આ વાતની ખબર પડતાં તેને લઈ આવે છે. રાજકુંવરીને મુરખચંદ સુખથી મળે છે. મુરખચંદ બાપના રાજ્યની કુંવરીને પરણે છે ને તેનું રાજ્ય લે છે. આખરે બાપને મળે છે ને પોતે તેનો પુત્ર મુરખચંદ છે એમ પ્રદર્શિત કરે છે.

આ વાતમાં આપણને માલુમ પડે છે કે વિદ્યાવિલાસિની નિશાળમાં ભણતા પ્રધાનપુત્ર તરફ આકર્ષાય છે તેની સાથે નાસી જવાનો ઇરાદો કરે

છે અને ભૂલથી નસીબ સંજોગે વિનયચટને વરમાળ આરોપે છે. આવા સંજોગોમાં જો તેને સનીલ ન પાળ્યું હોત તો આપણને નવાઈ લાગત નહિ પણ ભૂલથી પણ જેનો હાથ ઝાલ્યો તેના સિવાય બીજા જોડે સંબંધ નહિ રાખવો એટલો સતીધર્મ તે પાળે છે. જો કે વિનયચટ જોડે તેનું મન મળતું નથી. અને બગુચક અને અક્કલહીન જેવા જોડે સંબંધ નહિ રાખતાં તે અળગી જ રહે છે. છેવટે તેની જ જોડે કવિ મન મેળવી આપે છે. આ ચરિત્રમાં ઉચ્છૃંખળ જ્ઞાતિની એક કન્યા પોતાનો ધર્મ પાળી શકે છે તેવું કવિ બતાવવા માગતો હોય તેમ લાગે છે.

મદન મોહનાઃ—

મદન મોહનાની વાર્તા શામળની બીજી બધી વાર્તાઓને મુખ્ય વિગતોમાં મળતી આવે છે. એક બીજાને જોતાં જ એ વાર્તાનાં નાયક નાયિકામાં પરસ્પર પ્રેમ થઈ ગયાની વાત એની વસ્તુ છે. રાજપુત્રી મોહનાનો શિક્ષક પુરુષ છે. કોઈ પણ જાતની "વિપરીત વાત" થાય નહિ તેથી

"પડદો બાંધ્યો પટકૂળનો કોને ન દેખે કોય."
"ભણે પાઠ તે ભામની, હર્ષ ઘણો તે હોય.

એક સમયે પ્રધાનનો પુત્ર પંડિત કને કાંઈ પૂછવા આવ્યો. તેને, સમસ્યા કુંવરીએ આપેલો પક્ષ ખરો છે કે નહિ તે માટે વાંધો ઉઠયો. પંડિતે બન્નેને ન્યાય આપ્યો કે "સાચ્ચા છો બે સર્વ." કુંવરીએ પ્રધાનપુત્ર સાથે પરણવા નિશ્ચય કર્યો. પંડિતે ગાંધર્વ વિવાહ કરી આપ્યા. આ વાત ત્રણ સિવાય કોઈ જાણતું નથી. કુંવરી લગતી વાત નીકળતાં પોતાનો વિચાર કહે છે, રાજાને આ વાતની જાણ થતાં જ મદને ચિંતવેલી આફત આવી પડે છે. અપરાધીઓને ઓછામાં ઓછી શિક્ષા દેશનિકાલની આપવા રાજા આજ્ઞા કરે છે. પ્રધાનપુત્ર સાથે જવા કુંવરી તૈયાર થાય છે. સ્ત્રી રૂપી "ઘડા જેવું રત્ન" છાનું રાખવા પુરુષનો વેશ ધારણ કરે છે. બન્ને પુરુષના વેશમાં હતાં, તેઓ ગુણકાને હાથે ચડયાં. ગુણકાએ દુષ્ટ હેતુથી છૂટાં પાડયાં. મોહના મહા મુશ્કેલીએ નાસી છૂટી; બળતા દવમાંથી એક નાગને મોહનાએ બહાર કાઢવાથી તેણે અંતે તેને પાંચ ગુણવાળો મણિ આપ્યો. જેથી ૧) સાપનું ઝેર ઉતરી જતું, ૨) રગતપીત મટતો ૩) કોઢ નીકળી જતો. ૪) આંખનાં પડલ ખૂલી જતાં ૫) મોટી વંઝા પણ ગર્ભ ધારણ કરી શકતી. આથી તેણે દુઃખીયાનાં દુઃખ કાપ્યાં. આ સર્વથી વિલક્ષણ તો એ હતું કે જેનાં

દુઃખ કાપ્યાં તે મહીપત જ હતાં. તેઓએ તેને પોતાની કુંવરીઓ પરણાવી. પોતાનો ભેદ છુપો રાખવા તે પર્યટન અર્થે નીકળી જતી. તેણે મદનની શોધ માટે પ્રયત્ન કર્યા. મદનના જીવનના પ્રસંગો આલેખી એનાં ચિત્રો તેણે "ચારવાટ" ના ચોકમાં આવેલા દેરામાં મૂક્યા. અને પોતાની પ્રતિમારૂપ ચાર પુતળી કરાવી તેને દ્વારે મુકી. મદનને જાણ થવા માટે આ ઉપાય હતો. મદન રૂપાવતી જઈ પહોંચ્યો. ત્યાંના રાજાની કુંવરીના પ્રશ્નનો ઉત્તર તે આપે છે. કુંવરી પ્રસન્ન થાય છે; મદનમોહનાની તપાસ માટે નીકળે છે. આખરે તે મોહના હતી ત્યાં આવે છે પુતળી જોઇ મૂર્ચ્છિત થાય છે. બન્ને મળે છે. જેની સાથે લગ્ન થયાં હતાં તે સર્વેને લઇ પિતાના દેશમાં જાય છે.

પાત્રોનો સતી ધર્મ:—

નંદબત્રીસીની પદ્મિનીનાં લગ્ન કેવી રીતે થાય છે તેની માહીતી કવિએ આપી નથી તેથી કદાચ સામાન્ય રિવાજ મુજબ તેનાં લગ્ન થયાં હશે, એમ માનીએ. ભદ્રાભામિની દુહાનો જવાબ આપી લગ્ન કરે છે. વિદ્યાવિલાસિની પ્રધાનપુત્ર સાથે નાસી જવાનો ઇરાદો કરે છે. અને અંધારામાં ભૂલથી વિનયચટ અથવા સુરખચટ સાથે લગ્ન કરે છે. પદ્માવતી સુલોચના, મદનમોહના, એ બધાં માબાપથી છૂપાં અને કેટલેક અંશે માબાપનો વિરોધ છતાં પ્રેમલગ્ન કરે છે. આ રીતે સામળ ભટે લગ્નના વિધવિધ પ્રકાર બતાવ્યા છે. આ બધાં સ્ત્રી પાત્રો ગમે તેવા કઠણ સંજોગોમાં પણ સતી ધર્મ પાળે છે.

કેટલીક નાયિકાના વડીલો પુત્રીને ઉમર લાયક થતાં જોઇ ચોકી પેરા નીચે પુરુષનું મ્હોં પણ ન જોઇ શકાય એવી સાવચેતીથી રાખે છે. પણ સામળ ભટ્ટ કહે છે તેમ.

રાખે બહુ રખવાળ, પાય લોઢાને બાંધે,
મેલે અરણ્ય માંહિ, સહસ્ર પ્રપંચ સાંધે;
ઓઝલ કરે અનેક, વિવેક વનિતા રાખે;
પલક ન મેલે પુંઠ, ભલપણે ભાષા ભાખે;
નર શૂર પૂર સંગ્રામમાં, ત્રાસ નહિ રિપુતાપથી,
તે સ્ત્રીને રાખી નવ શકે, રહે નારી નિજ આપથી.

મદનમોહના, વિદ્યાવિલાસિની, પદ્માવતી, સુલોચના વગેરે ચાલતા આવેલા રીત રિવાજો અને માબાપની સત્તા સામે બંડ ઉઠાવે છે, અને પોતાની મરજીમાં આવે તેની સાથે નાતજાત કે ઉંચનીચના ભેદ નહિ ગણતાં પરણવાનું નક્કી કરે છે. અને અનેક મુશ્કેલીઓ છતાં છેવટે સુખ મેળવે છે.

# સ્ત્રીલેખિકાઓ.*

સંપાદકઃ–ડાહ્યાભાઈ લક્ષ્મણભાઇ પટેલ.

**અરવિન્દા.** અરવિંદા શિવભાઇ બાપુભાઇ દુર્કાળ. એમનો જન્મ અમદાવાદમાં સંવત્ ૧૯૪૩ ના માગશર સુદ ૪ ને દિને થયો હતો. તેમણે ગુજરાતી કેળવણી મગનભાઈ કન્યાશાળામાં લીધી હતી. તેમનું લગ્ન સ્વ. શિવભાઈ બાપુભાઇ સાથે સંવત્ ૧૯૫૯ માં થયું હતું. તેમના પરિચયથી તેમનું લક્ષ સાહિત્ય તરફ ગયું હતું તેઓ પ્રસંગોપાત્ત **સુન્દરીસુબોધ**માં લેખ લખતાં અને તેમણે વાર્તાલહરી નામનું પુસ્તક તૈયાર કર્યું છે. તેઓ સંવત્ ૧૯૭૩ માં વિધવા થયાં.

**ઊર્મિલા.** સ્વ. ઊર્મિલા દયારામ ગિદુમલ. રા. રા. નરસિંહરાવ ભોળાનાથનાં પુત્રી. એમનો જન્મ ૧૮૮૬ માં અમદાવાદમાં થયો હતો. તેઓએ ગુજરાતી અને અંગ્રેજી કેળવણી મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કૉલેજમાં લીધી હતી. પ્રોફેસર બેઇનના હિસ્ટ્રી ઑફ ધ ડૉનનું, **ઉષાનન્દિની** નામથી બહુ સુન્દર અને સંસ્કારી ભાષાન્તર તેમણે કર્યું છે. તે ઉપરાંત મિસિસ સત્યનાથનકૃત વાર્તાનું **કમલિની** નામથી ભાષાન્તર કર્યું છે. સન ૧૯૧૩ માં તેમનું લગ્ન મિ. દયારામ ગિદુમલ સાથે થયું હતું. મુંબાઇ સેવાસદનમાં તેમણે પ્રશંસાપાત્ર કાર્ય કર્યું હતું અને બાંદરામાં સેવાસદન સ્થાપી ત્યાં વખાણવા લાયક સેવા અર્પણ કરી હતી. ભરત ગુંથણ અને ચિત્રકલામાં તેઓ નિપુણ હતાં. સન ૧૯૧૩ ના ડિસેમ્બર માસની ૧૭ મી તારીખે તેમનું મૃત્યુ થયું.

**ઊર્મિલા..** ઊર્મિલા ભાસ્કર બટુકરામ મહેતા. દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલનાં પૌત્રી. તેમનો જન્મ અમદાવાદમાં સને ૧૮૮૯ ના સપ્ટેમ્બર માસની ૧ લી તારીખે થયો હતો. તેમણે અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કૉલેજમાં, મૅટ્રિક ક્લાસનો મુંબાઇ એલેકઝાન્ડ્રા હાઇસ્કૂલમાં અને બિ. એ. સુધી એલ્ફિન્સ્ટન કૉલેજમાં અભ્યાસ

---

* સ્ત્રીલેખિકાઓના જેમ બને તેમ વધારે વૃત્તાન્ત મેળવવા તથા એકઠા કરવાને પ્રયાસ કરવામાં આવ્યો છે; છતાં બધા જ આવવા જોઈતા વૃત્તાન્ત આ સંગ્રહમાં આવ્યા નથી. આશા છે કે આમાં નહિ આવેલા વૃત્તાન્ત લેખક બ્હેનો તથા તેમનાં સંબંધીઓ હવે પછી મોકલી આપવા તસ્દી લેશે; તે આવતે વર્ષે ઉમેરી લેવામાં આવશે.

કર્યો છે. તેઓ મુંબાઇ યુનિવર્સિટીનાં ગ્રેજ્યુએટ છે અને ઇંગ્લાંડમાં જઇ ત્રીઓ માટેની કિંગ્સ કોલેજમાં ગૃહોપયોગી વિજ્ઞાનનો તેમણે અભ્યાસ કર્યો છે. તેઓ માસિકોમાં લેખ લખે છે અને ગુણસુંદરીના સહતંત્રી તરીકે કામ કરે છે. તેઓએ રાજકોટ ફિમેલ ટ્રેનિંગ કોલેજનાં પ્રિન્સિપાલ તરીકે કેટલોક વખત કામ કર્યું છે. તેમનું લગ્ન રા. રા. ભાસ્કર બટુકરામ મહેતા સાથે થયું છે.

કેશવબા. કેશવબા વિનાયકરાય અનંતરાય મેઢ. એમનો જન્મ સંવત ૧૯૨૩ ના જેઠ વદ ૮ ને દિવસે અમદાવાદમાં બાપુભાઇ દયાશંકર ધ્રુવ (રા. આનંદશંકરના પિતા) ને ત્યાં થયો હતો. અમદાવાદની રાયપુરની મગનભાઇ કન્યાશાળામાં તેમણે ગુજરાતી પાંચમા ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો અને થોડું અંગ્રેજીનું જ્ઞાન પણ મેળવ્યું હતું. પિતામહ ભોળાનાથ સારાભાઇના ઘરમાં ઉછરેલાં હોવાથી સંગીત, ભરત, ગુંથણ અને શીવણનું તેમને સારૂં જ્ઞાન હતું. પાકશાસ્ત્રનું તેમનું જ્ઞાન અસાધારણ હતું અને સ્નેહીઓની સૂચનાથી તેમણે પાકશાસ્ત્ર નામનું પુસ્તક તૈયાર કર્યું હતું. સંવત ૧૯૩૬ માં તેમનું લગ્ન રા. રા. વિનાયકરાય અનંતરાય મેઢ સાથે થયું હતું. સંવત ૧૯૬૧ ના આશો શુદ ૭ ને દિવસે તેમનું મરણ થયું.

કંકુબાઈ. કંકુબાઈ મોતીલાલ લાલભાઈ. એમનો જન્મ સંવત ૧૯૧૨ ના ફાગણ વદ ૧ ને દિવસે નર્મદાતીરે ઝધડીયા ગામમાં થયો હતો. તેમણે તેમનો ગુજરાતી વિદ્યાભ્યાસ રાયપુર મગનભાઇ કન્યાશાળામાં કર્યો હતો. અંગ્રેજીનું પણ સારૂં જ્ઞાન તેમણે સંપાદન કર્યું હતું. સેન્ડફર્ડ અને મર્ટન એ અંગ્રેજી પુસ્તકનું તેઓએ ભાષાન્તર કર્યું છે અને સરસ્વતી માહાત્મ્ય નામનું પુસ્તક કથાશ્રવણ ઉપરથી લખ્યું છે. તેમનું લગ્ન સં. ૧૯૨૨ માં કચ્છના દિવાન રા. બા. મોતીલાલ લાલભાઇ સાથે થયું હતું. સંવત ૧૯૪૨ માં તેઓએ દેહત્યાગ કર્યો હતો.

કૃષ્ણાગૌરી. કૃષ્ણાગૌરી હીરાલાલ રાવળ. એમનો જન્મ ઇ. સ. ૧૮૭૧ નાં માર્ચ માસની ૨૩ મી તારીખે થયો હતો. શરૂઆતની કેળવણી તેઓએ ઘેર લીધી હતી અને ક્રમે ક્રમે તેઓ ફિમેલ ટ્રેનિંગ કોલેજમાં દાખલ થઇ ટ્રેન્ડ શિક્ષક તરીકે પાસ થયાં હતાં. "સદ્‌ગુણી હેમંતકુમારી" નાં લેખક તરીકે તેમનું નામ જાણીતું છે. તેઓ ભુજનાવાણા મુખ્ય શિક્ષક છે. તેમનું લગ્ન ઇ. સ. ૧૮૮૩ માં રા. રા.

હીરાલાલ વિદ્યારામ રાવળ સાથે થયું હતું. તેઓ માસિકો અને વર્તમાનપત્રોમાં લેખો લખે છે.

**કનુબ્હેન.** સ્વ. કનુબ્હેન મંજુલાલ જમનારામ દવે. એમનો જન્મ કરનાળી મુકામે તા. ૨૭ મી નવેમ્બર ૧૯૮૨ ને દિવસે થયો હતો. તેમની કેળવણીની શરૂઆત પેટલાદમાં થઇ હતી. સ્ત્રી લેખિકાઓમાં ગદ્યપદ્યનાં એક સંસ્કારી લેખક તરીકે તેમનું સ્થાન પ્રતિષ્ઠિત છે. તેમણે રવીન્દ્રનાથ ટાગોરની "ગીતાંજલિ"નું ગુજરાતી ભાષાન્તર કર્યું છે અને એ ઉપરાંત અન્ય અનેક લેખો માસિક, સામયિક પત્રોમાં લખ્યા છે. રાજકીય, સામાજિક અને ધાર્મિક દરેક દિશાની પ્રવૃત્તિમાં તેઓ રસ લેતાં, તેમનું લગ્ન પ્રોફેસર મંજુલાલ જમનારામ દવે સાથે સન ૧૯૦૨ માં થયું હતું.

**ખરશેદબાઈ પેસ્તનજી** ડૉકટર—ગુંથણકળાનાં લેખક.

**ગંગુબાઈ સાવંત**—સદ્‌ગુણ દૃષ્ટાંત પચીશનાં લેખક.

**ગુલબાનુ** કાવસજી દાવર-જંગી જેરદસ્ત લુંટારો અને મેદી ગુંફોનાં કર્તા.

**ગોદાવરી.** ગોદાવરી રણછોડદાસ માધવજી પ્રેમજી. તેમના પિતાનું નામ ત્રિભુવન જાદવજી છે. **ત્રિભુવન તનયાના** નામથી તેઓ "સુંદરી સુબોધ" "કપોળમિત્ર" આદિ પત્રોમાં લેખ લખતાં. **અર્હેતાત્ર દિનિ** એ નામથી તેમનાં કાવ્યોનો સંગ્રહ બહાર પાડવામાં આવ્યો છે.

**ગૌરીબાઈ.** તેઓ નાગર હતાં અને ઇ. સ. ૧૭૫૯ ના અરસામાં તેમનો જન્મ ડુંગરપુરમાં થયો હતો. તેઓ પાંચ વર્ષની ઉમ્મરે પરણ્યાં હતાં અને પરણ્યા પછી ૮ મે દિવસે વિધવા થયાં હતાં. લેખન અને વાચન તેઓ ઘેર શીખ્યાં હતાં. ભાગવત અને ગીતાનાં તેઓ સારાં અભ્યાસી હતાં. તેમણે વૈરાગ્ય, નીતિ અને બ્રહ્મજ્ઞાનનાં પદો લખ્યાં છે. સંવત્ ૧૮૭૯ ના ચૈત્ર માસની શુદ ૯ ને દિવસે તેમણે યમુના તટે સમાધિ લગાવી દેહત્યાગ કર્યો. સન ૧૮૮૨ માં **શ્રી વડનગરાભ્યન્તર નાગર શુભેચ્છક** સભાએ તેમનાં પદો પ્રકટ કર્યાં.

**ચિમનાબાઇ.** ના. મહારાણી ચિમનાબાઇ સાહેબ ગાયકવૉડ. તેઓને મરાઠી, ગુજરાતી અને અંગ્રેજીનું સારૂં જ્ઞાન છે. **હિંદીજીવનમાં સ્ત્રીઓનું સ્થાન.** એ નામનું અંગ્રેજી પુસ્તક તેઓએ લખ્યું છે. સ્ત્રીઓની પ્રતિષ્ઠા અને ઉત્કર્ષ માટે તેઓ સ્તુત્ય પ્રયાસ કરે છે. ઈ. સ. ૧૮૮૫ માં તેમનું લગ્ન શ્રીમન્ત મહારાજા સયાજીરાવ ગાયકવાડ સાથે થયું હતું.

જમનાબાઈ. ૨૫. જમનાબાઇ નગીનદાસ ભક્તિદાસ શ્રૉફ. તેમનો જન્મ સન ૧૮૬૨ માં જાણીતા શેઠ તાપીદાસ વરજદાસના કુટુમ્બમાં થયો હતો. તેમણે મુંબાઈમાં ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સ્થાપના કરી હતી અને સ્ત્રીઓ અને સામાન્ય જનસમાજના સંકટ નિવારણ માટે તેઓ હરહમેશ યત્ન કરતાં. દુષ્કાળના સમયમાં સંકટ વેઠી પ્રવાસ કરી ગુજરાતની તેમણે સારી સેવા ઉઠાવેલી છે. તેમણે અનેક પત્રિકાઓ લખી છે અને તેમનાં વિવિધ જગાએ અપાયલાં ભાષણો વાંચવા જેવાં છે. તેઓનું મૃત્યુ સને ૧૯૧૬ ની સાલમાં થયું હતું.

જમનાબાઇ પંડિતા–સ્ત્રીપોકારનાં લેખક.

જરબાનુ. જરબાનુ મહેરવાનજી કોહાવાલા. એમનો જન્મ ૧૮૭૮ ના નવેમ્બર માસની ૧૮ મી તારીખે એડનમાં થયો હતો. પૂનાની કોન્વેન્ટ સ્કૂલમાં તેમણે કેળવણી લીધી છે. તેઓનો અભ્યાસ મૅટ્રિક સુધી છે. તેમણે એકંદરે ૧૧ પુસ્તક લખ્યાં છે. ૧ આગલા જમાનાનો ફિલસુફ, ૨. ખોરશેદ અથવા જ્ઞાનની સરસાઈ, ૩ શાહ અકબરનો જમાનો ૪ મુરજમહાલની શેહાણી ૫ અકબરની દરબારમાં ઓલમાએ. ૬ પ્રિવિલેજ ઑફ એ કાઉન્સેલ ( The Privilege of a Counsel) ૭ ઈડર્નના બાગની રાણી ૮ નામાંકિત નારીઓ ૯ ત્રણ પરેલ બ્હેનો ૧૦ મોટે ઘરની માણેક. ૧૧ સતયુગની શોધ સન ૧૯૦૦ માં તેમનું લગ્ન શેઠ મહેરવાનજી હીરજીભાઈ કોહાવાળા સાથે થયું છે. માસિક વગેરેમાં તેઓ હાલ પણ લેખ લખે છે. ૧૯૧૧–૧૨ ના દુષ્કાળ વખતે તેઓએ પંચમહાલમાં કેટલ કિચન ખોલ્યું હતું અને ૨૦૦૦, ૨૫૦૦ ગાય અને બીજાં ઢોરને બચાવ્યાં હતાં.

જસબા. જસબા ભગવાનલાલ દુર્કાળ. એમનો જન્મ સંવત ૧૯૧૭ ના ભાદરવા સુદ ૮ ને દિવસે ડાસરામાં થયો હતો. ડાસરા ગ્રૂલના કન્યાઓ માટેના વર્ગમાં તેમણે ગુજરાતી ચોથી ચોપડી સુધી અભ્યાસ કર્યો હતો. શ્રવણ, વાચન અને સત્સંગથી તેમણે જ્ઞાનમાં ઘણો વધારો કરેલો છે. તેમણે પોતાનાં ભજન સ્તવનાદિ હરિયશગીત એ નામથી છપાવેલાં છે. સંવત ૧૯૨૮ માં તેમનું લગ્ન અમદાવાદમાં ર૨ રા. રા. ભગવાનલાલ ગોપાળરાય દુર્કાલ સાથે થયું હતું. તેઓ હાલ પણ પોતાનો સઘળો સમય ધાર્મિક પ્રવૃત્તિઓમાં ગાળે છે.

જ્યોત્સ્ના. જ્યોત્સ્ના વિનોદભાઇ મહેતા. રા. બ. રમણભાઈ

મહીપતરામ તથા સૌ. વિદ્યાબ્હેનનાં પુત્રી. એમનો જન્મ અમદાવાદમાં ૧૮૯૭ નાં જુન માસની ૧ લી તારીખે થયો હતો. મુંબાઈ યુનિવર્સિટીનાં તેઓ ગ્રેજ્યુએટ છે. તેઓએ બધી કેળવણી અમદાવાદમાં જ લીધી છે. સન ૧૯૨૨ માં તેમનું લગ્ન સુરત નિવાસી સ્વ. માર્કંડરાવ નંદશંકર તુલજાશંકરના પુત્ર સાથે થયું. "સુન્દરીસુબોધ," "યુગધર્મ," "મહિલામિત્ર" આદિ માસિકનાં તેઓ લેખક છે. "ગુણસુંદરી" માસિકનાં તંત્રી તરીકે તેઓ કામ કરે છે.

**જયમનગૌરી.** જયમનગૌરી વ્યોમેશચન્દ્ર પાઠકજીનો જન્મ સને ૧૯૦૩ માં સુરતમાં થયો હતો. પ્રો. મોહનલાલ દવેનાં એઓ પુત્રી છે. મુંબાઈની ચંદારામજી હાઈસ્કૂલમાં તથા સુરતના મહિલાવિદ્યાલયમાં અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કર્યો પછી, માથાના દર્દને લીધે એમને અભ્યાસ છોડવો પડ્યો. ૧૯૧૮ માં પ્રો. વ્યોમેશચંદ્ર પાઠકજી સાથે એમનાં લગ્ન થયાં. એઓ બહુધા કાવ્યો અને તેમાં પણ ખાસ કરીને ઊર્મિ ગીતો લખે છે, તે બુદ્ધિપ્રકાશ, સાહિત્ય, શારદા વગેરે સામયિકોમાં અવારનવાર છપાય છે. ૧૯૨૪ની સાહિત્ય પરિષદમાં શીઘ્ર કાવ્ય રચવાની હરીફાઈ થઈ તેમાં પહેલું ઇનામ એમને મળ્યું હતું. એઓ રા. બ. પાર્વતીશંકર દવેનાં પૌત્રી અને રા. બ. કમળાશંકર ત્રિવેદીનાં દૌહિત્રી તથા સરદાર જનાર્દન પાઠકજીનાં પુત્રવધૂ છે.

**દીવાળીબાઈ.** તેઓનો જન્મ ઈ. સ. ૧૭૮૦ ની આજુબાજુમાં થયો હશે. તેઓ ડભોઈનાં રહીશ હતાં. તેઓ વિધવા હતાં. ૧૭૯૧ ના વર્ષમાં તેમના પિતા તેમને એક રામભક્ત સાધુની પાસે મૂકી આવ્યા હતા. તેમણે રામાયણનો સારો અભ્યાસ કર્યો હતો. રાતદહાડો તેઓ રામના ગુણ ગાતાં. **રામજન્મ, રામ બાળલીલા રામ વિવાહ, રામ રાજ્યાભિષેક** વગેરે પ્રસંગોને લગતાં પદ તેમણે સરલ ભાષામાં લખ્યાં છે. તેમનો મરણ સમય ચોક્કસ જણાતો નથી.

**દીપકબા.** દીપકબા હિમ્મતભાઈ પી. દેસાઈ. એમનો જન્મ સન ૧૮૮૬ ના ઑગસ્ટ માસની તા. ૧૫ મીએ તેમના પિતા દિ. બ. મણિભાઈ જશભાઈને ત્યાં પેટલાદમાં થયો. ગુજરાતી, વડોદરા કન્યાશાળામાં અને અંગ્રેજી, થર્ડ સ્ટેન્ડર્ડ સુધી મુંબાઈમાં એલેક્ઝાન્ડ્રા નેટિવ ઈન્સ્ટિટ્યુશન અને થોડોક વખત વડોદરા કેમ્પની શાળામાં તેઓ શીખ્યાં. ૧૮૯૩ માં તેમનું લગ્ન રા. હિમ્મતલાલ પરશુલાલ વકીલ સાથે થયું. તેઓએ **સ્તવન મંજરી** નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. બીજો પણ કાવ્યસંગ્રહ તેમના તરફથી બહાર પડવો છે સંગીતનું ઉત્તમ શિક્ષણ તેમણે મેળવ્યું છે. ફીડીયાંના

ઉત્તમ ભરતકામ માટે વડોદરા પ્રદર્શનમાં તેમને સુવર્ણચંદ્રક મળ્યો છે. "ગુણસુંદરી" વગેરે માસિકોમાં પણ તેઓ લેખ લખે છે.

**ધનદાગૌરી.** એમનો જન્મ ૧૮૫૨માં થયો હતો. તેમણે શાંતિશિવજી નાટક, ભદ્રવિજય નાટક તથા આધ્યાત્મનિબંધમાળા, નામનાં પુસ્તક લખ્યાં છે. શ્રી શ્રેયઃસાધક અધિકારી વર્ગના સદુપદેશશ્રેણી વિભાગમાં તેમના કેટલાક લેખ પ્રકટ થયેલા છે.

**નાની બ્હેન.** નાની બ્હેન ઉર્ફે શિવગૌરી ગજ્જર. તેમનો જન્મ સન ૧૮૫૮માં સુરતમાં થયો હતો. તેઓએ ગુજરાતી કેળવણી લીધી છે સત્તર વર્ષની વયે વિધવા થતાં સામાજિક સેવાનાં કાર્યમાં તેઓ જોડાયાં અને ગં. સ્વ. ભાઈગૌરીની સાથે રહી સુરતમાં વનિતા વિશ્રામની સ્થાપના કરી. મુંબાઈના વનિતા વિશ્રામનાં પણ તેઓ સ્થાપક છે. તેઓ છૂટા છવાયા લેખ લખે છે.

**નંદકુંવરબા.** મહારાણી નંદકુંવરબા, ગોંડળ. તેમનો જન્મ ૧૮૬૭માં ધરમપુરના મહારાણા નારણદેવજીને ત્યાં થયો હતો, તેઓ અંગ્રેજી અને ગુજરાતી સારૂં જાણે છે. ઇંગ્લાંડનો પ્રવાસ તેમણે કરેલો છે. ગોમંડળ પરિક્રમ નામનું પુસ્તક તેઓએ લખ્યું છે. રાજકોટમાં મળેલી ત્રીજી ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના સત્કાર મંડળનાં તેઓ પ્રમુખ હતાં.

**નંદકુંવરબા—ભાવનગરનાં રાણી.** એમણે પણ કેટલાક લેખ લખ્યા છે.

**પુતળીબાઇ ધનજીભાઈ વાડીયા.** ટુંકી કહાણીઓ, હાયલેંડમાં ગુજારેલી જીંદગીની વધુ નોંધોનાં લેખક.

**પ્રમિલા.** પ્રમિલા (ઈન્દ્રબા) ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયા. એમનો જન્મ અમદાવાદમાં સંવત્ ૧૯૪૩ના ફાગણ સુદ ૩ને દિને થયો હતો. તેમણે તેમની કેળવણી મગનભાઈ કન્યાશાળામાં લીધી હતી. તેમનું લગ્ન સંવત્ ૧૯૫૭માં સ્વ. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટિયા સાથે થયું હતું. તેમણે તેમના પરિચયથી સાહિત્યનું જ્ઞાન સંપાદન કર્યું હતું. અને તેઓ સુન્દરીસુબોધ અને અન્ય માસિકોમાં લેખ લખતાં અને તેમણે વાર્તાલહરી નામનું પુસ્તક તૈયાર કર્યું છે. તેઓ સંવત ૧૯૭૩માં વિધવા થયાં.

**પદ્માવતી.** પદ્માવતી પ્રાણલાલ વ્રજરાય દેસાઈ. એમનો જન્મ સુરતમાં વાડીફળીયામાં સંવત્ ૧૯૪૮માં સરકારી વકીલ રણછોડદાસ નાનાભાઈને ત્યાં થયો હતો. ગુજરાતી કેળવણી તેમણે ગોધરા અને અમદાવાદમાં

લીધી હતી. ૧૪ વર્ષની ઉમ્મરે તેમનું લગ્ન અમદાવાદમાં સ્વ. પ્રાણલાલ વ્રજરાય દેસાઇ સાથે થયું અને સત્તરમા વર્ષમાં વિધવા થયાં. પતિના સમાગમથી તેમ સાહજિક ધાર્મિક વૃત્તિઓથી સ્ત્રીઓના ઉત્કર્ષ તરફ તેમનું લક્ષ ખેંચાયું અને અમદાવાદમાં વનિતાવિશ્રામનાં શિક્ષક તરીકે તેમ બીજી રીતે તેઓએ સારી સહાયતા કરી. પાછળથી તેઓ અમદાવાદની મહિલા પાઠશાળામાં દાખલ થયાં અને કર્વેયુનિવર્સિટિની ગૃહિતાગમાની પદ્વીને લગતી છેવટની પરીક્ષામાં પાસ થયાં. "સુન્દરીસુબોધ" આદિ માસિકમાં તેમણે અનેક લેખ લખ્યા છે. હાલ તેઓ વનિતાવિશ્રામ–મહિલા વિદ્યાલયનાં પ્રિન્સિપાલ છે.

**પ્રસન્નગૌરી.** પ્રસન્નગૌરી છગનલાલ રાવળ. તેમનો જન્મ દહેગામ તાલુકાના વડવાસા ગામમાં સંવત્ ૧૯૩૨ ના પોસ સુદી પૂર્ણિમાએ થયો હતો. તેમણે છોટાઉદેપુર અને સુંથરામપુર કન્યાશાળામાં અને અમદાવાદ ફિમેલ ટ્રેનિંગ કૉલેજમાં અભ્યાસ કર્યો હતો અને જૂદી જૂદી જગ્યાએ હેડમિસ્ટ્રેસ હતાં. "બાલોપચાર" નામનું પુસ્તક તેમણે રચ્યું છે. સન ૧૯૨૦ના ઑગસ્ટ માસની ૩૧ મી તારીખે તેમનું મૃત્યુ થયું હતું.

**પ્રસન્નગૌરી.** પ્રસન્નગૌરી ગુકુન્દરામ મહેતા. એમણે હરિનારાયણ આપ્ટેની ઉષ:કાલ નવલકથા નો ગુજરાતીમાં અનુવાદ કર્યો છે. તેઓ સુરતનાં વતની હતાં. સન ૧૯૨૨ માં તેઓ સ્વર્ગવાસી થયાં.

**પ્રેમલીલા.** પ્રેમલીલા સુમન્ત મહેતા. ડૉ. સુમન્ત બટુકરામ અને સૌ. શારદા બ્હેનનાં પુત્રી. તેમનો જન્મ અમદાવાદમાં સન ૧૯૦૩ ના સપ્ટેમ્બર માસની ૭ મી તારીખે થયો હતો. તે મુંબાઇ યુનિવર્સિટીમાં બિ. એસ. સી. પદવી ધારણ કરનાર પ્રથમ ગુજરાતી બ્હેન છે. તે પદ તેમણે સન ૧૯૨૪ માં મેળવ્યું. ગુકુલ વાર્તા સંગ્રહમાં તેમ અન્ય પત્રોનાં તેઓ લેખક છે. અને "ગુણસુંદરી" નાં માસિક તંત્રી તરીકે તેમણે કામ કર્યું છે. રાજકોટ ફિમેલ ટ્રેનિંગ કૉલેજનાં તેઓ હાલ પ્રિન્સિપાલ છે.

**પ્રિયમતી.** પ્રિયમતી બહુસુખરામ એન શુક્લ. એમનો જન્મ સુરતમાં ઇ. સ. ૧૮૯૩ માં શ્રાવણ સુદ પાંચમે થયો હતો તેઓએ ગુલાબદાસ ભાઇદાસ કન્યાશાળામાં ગુજરાતી સાત ચોપડી સુધી કેળવણી લીધી હતી. સાધારણ ઇંગ્લિશનો અભ્યાસ તેમણે જાતે કર્યો છે. ઇ. સ. ૧૯૦૫ માં તેમનું લગ્ન બહુસુખરામ એન. શુક્લ સાથે થયું હતું. તેઓએ થોડો વખત "ચેતન" નાં તંત્રી તરીકે કામ કર્યું છે; તેમ જ "સુન્દરી સુબોધ,"

"સાહિત્ય," "ગુજરાત" અને બીજાં પત્રોમાં લેખ લખ્યા છે. કન્દિરા અને જ્યારે સૂર્યોદય થશે એ નામનાં પુસ્તકો તેમણે મરાઠી ઉપરથી લખ્યાં છે. તેઓ કવિતા પણ લખે છે. હાલ તેઓ સુરત મહિલા વિદ્યાલયનાં ઓનરરી શિક્ષિકા છે.

**બાઈઆઈ.** મિસ બાઈઆઇ પાલમકોટ. શાળાનો અભ્યાસ તેમણે મુંબાઇની બંગાલી સ્કૂલમાં કર્યો હતો અને કલાનું પૂરૂં શિક્ષણ સર જમશેદજી જીજીભાઈ આર્ટ સ્કૂલમાં લીધું હતું. લગભગ ૨૩ વર્ષથી તેઓ જાહેરપત્રોમાં લેખ લખે છે અને હાલ, સુપ્રસિદ્ધ સચિત્ર માસિક હિંદી આફ્રીકનાં તેઓ માલિક અને તંત્રી છે. મુંબાઇના જાહેર જીવનમાં તેઓ ભાગ લે છે અને તેઓ સારાં વક્તા છે. ભરતકામ, સંગીત અને ચિત્રકલામાં આ ઇલાકામાં તેમની બરાબરી કરે તેવાં થોડાંજ હશે. તેમના કામની નિપુણતા માટે જૂદાં જૂદાં પ્રદર્શનોમાં તેમને સોના રૂપાના ચાંદ, ઇનામો, પ્રમાણપત્ર આદિ મળ્યાં છે. પોતાની કોમનાં હિતનાં કાર્યોમાં પણ તેઓ રસથી ભાગ લે છે.

**બાજીગૌરી.** બાજીગૌરી હરસુખરાય. એમનો જન્મ સુરતમાં ઇ. સ. ૧૮૫૬ ની સાલમાં થયો હતો. તેમણે ગુજરાતી કેળવણી અમદાવાદની કન્યાશાળામાં લીધી હતી. ચૌદ વર્ષની વયે તેમનું લગ્ન રા. હરસુખરાય સાથે થયું હતું. થોડા વખત પછી હરસુખરાય મરણ પામ્યા હતા. બોધમાળા, પતિવ્રતા ધર્મ, પ્રશ્નોત્તરમાળા, વગેરે પુસ્તકો તેમણે લખેલાં છે. તેમણે નાની બ્હેન ગજ્જરની સાથે રહી સંવત્ ૧૯૬૩ માં સુરતમાં વનિતાવિશ્રામની સ્થાપના કરી છે. તેઓ ચાલુ વર્ષમાં સ્વર્ગવાસ પામ્યાં છે.

**બાનુ.** મિસ બાનુ બમનજી. એઓ વિલાસ નામના સિકંદરાબાદથી પ્રકટ થતા માસિકનાં તંત્રી છે. મર્હુમ દેશભક્ત દાદાભાઈની યાદગિરી માટે તેઓએ વખાણવા લાયક યત્ન કર્યો છે.

**બાળાબ્હેન.** બાળા બ્હેન ગોપીલાલ ધ્રુવ. સ્વ. સરદાર રાવ બહાદુર ભોળાનાથ સારાભાઇનાં પુત્રી. તેમનો જન્મ સંવત્ ૧૯૧૪ ના મહા શુદ ૩ ને દિવસે થયો હતો. તેમણે ગુજરાતી ૬ ઠ્ઠી ચોપડીનો અને અંગ્રેજી બીજી ચોપડી સુધીનો અભ્યાસ કર્યો હતો. તેમનું લગ્ન રા. રા. ગોપીલાલ મણિલાલ ધ્રુવ સાથે થયું હતું, સ્વ. બાળા બ્હેનને ગુજરાતી વાચનનો ઘણો શોખ હતો. વડનગરા નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીતનો તેમનો સંગ્રહ લોકપ્રિય થયો છે. તેઓ સંવત્ ૧૯૭૪ ના જેઠ શુદ ૮ ને દિવસે મૃત્યુ પામ્યાં.

**ભીખાઇજી.** ભીખાઇજી ભીમજીભાઇ પાલમકોટ. એમનો જન્મ મુંબાઇમાં થયો હતો. તેમણે મેટ્રિકયુલેશનની પરીક્ષા પાસ કરી છે. તેઓ ભરતગુંથણ કળામાં અને સંગીતમાં અસાધારણ પ્રવીણ છે અને તે વિષયમાં અનેક રીતે તેમણે બહુમાન મેળવ્યું છે તેમના ભાઇ અમેરિકા અને યૂરોપ ગયા ત્યારે માસિક મજાહ પત્ર તેમણે ચલાવ્યું હતું. **નિર્દય નણંદ, સંસારની આરસી, સહનશીલ સુંદરી, બિચારી વનિતા** વગેરે પુસ્તકો તેમણે લખ્યાં છે.

**મધુરિકા.** મધુરિકા પ્રિયમુખરામ મહેતા. એમનો જન્મ સુરતમાં ૧૮૯૧ માં થયો હતો. શાળાનું શિક્ષણ એમણે લીધું નહોતું પણ સંસ્કારી કુટુમ્બમાં ઘેર રહીને ગુજરાતી લખતાં વાંચતાં તેઓ શીખ્યાં હતાં. પાછળથી અંગ્રેજી અને સંસ્કૃતનો અભ્યાસ સુરત વનિતાવિશ્રામમાં તેઓએ કર્યો હતો. તેઓએ "સુન્દરીસુબોધ" માં **લહરી**ની સંજ્ઞાથી કાવ્યો લખ્યાં છે. તેમનું લગ્ન ૧૯૦૦ માં ડો. પ્રિયમુખરામ કૃષ્ણમુખરામ મહેતા સાથે થયું હતું. સન ૧૯૦૯ માં વિધવા થયા બાદ તેઓ સુરત મહિલાવિદ્યાલયનાં શિક્ષક તરીકે અને બીજાં સમાજસેવાનાં કાર્ય કરે છે.

**મહાલક્ષ્મી** કાળાભાઈ લલ્લુભાઇ એમણે ઘરસત્તા નામનું પુસ્તક લખ્યું છે.

**મહેરબાનુ.** મહેરબાનુ ફિરોજશાહ એડનવાળા. એમનો જન્મ ઇ. સ ૧૮૭૩ ના જુલાઈ માસની ૨૯ મી તારીખે સુરતમાં થયો હતો. મુંબાઇની બંગાળીની જરથોસ્તી છોકરીઓની શાળામાં ગુજરાતી અને પૂનાની કોન્વેન્ટ સ્કૂલમાં અંગ્રેજીનો અભ્યાસ તેઓએ કર્યો છે. ૧ **કોરડાવાળાહેરનું મોતી ૨ શાહજાદી ઝીના ૩ દયાવંતનો કિસ્સો ૪ અહેવાલે અશો જરતોસ્ત ૫ નામાંકિત નારીઓ, ૬ સુબોધમાળા** ૭ **કાળા મહેલની રૂપસુંદરી ૮ હુમત, હુખ્ત, હુવરેસ્ત** આ આઠ પુસ્તક તેમણે લખ્યાં છે. ઇ. સ. ૧૯૦૪ માં તેમનું લગ્ન શેઠ ફિરોજશાહ મંચેરજી એડનવાળા સાથે થયું છે. સંવત્ ૧૯૫૬ ના મહાન્ દુષ્કાળ વખતે સંકટ નિવારણના કામમાં તેમણે સ્તુત્ય સહાયતા કરી હતી. તેઓ હાલ પણ માસિકો, અઠવાડિક અને દૈનિક પત્રોમાં ઉપયોગી લેખો લખે છે તેઓ અમદાવાદમાં હતાં ત્યારે "સરસ્વતી" નામનું માસિક પ્રકટ કરતાં.

**મંગળાગૌરી.** મંગળાગૌરી ચુનીલાલ હરિલાલ સેતલવાડ. એમનો જન્મ સંવત્ ૧૯૨૯ ના આસો વદ ૧૦ ને દિને ભરૂચમાં થયો હતો.

ગુજરાતીનો ૬ ઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ તેઓએ કર્યો છે. વાતચીત અને સાધારણ લખવા જેટલું અંગ્રેજી પણ તેઓ જાણે છે. **મોતીના પડદા કેમ બનાવવા** તે વિષે તેઓએ એક ઉપયોગી પુસ્તક લખ્યું છે. સંવત ૧૯૪૦ માં તેમનું લગ્ન રા. રા. (હાલ રા. બ.) ચુનીલાલ હરિલાલ સેતલવાડ સાથે થયું હતું. સ્ત્રીઓના ઉત્કર્ષ માટે તેમને અત્યંત લાગણી છે. ભરૂચમાં તેમના નામની લાયબ્રેરી છે. તેઓએ ઇંગ્લાંડનો પ્રવાસ કર્યો છે.

માણેકબાઈ કહાનજી કવિ. એમણે સુખરૂપ સ્ત્રી સંસાર. વગેરે

**મીરાંબાઈ.** એમનો જન્મ ઇ. સ. ૧૪૦૦ની આજુબાજુમાં છે. સ્વ. ગોવર્ધનરામ એમનો જન્મ ઇ. સ. ૧૪૦૩ માં થયાનું જણાવે છે. તેઓ મારવાડના જેમલ રાઠોડનાં પુત્રી હતાં અને મેવાડના રાણાના રાણી હતાં. તેઓ ગુજરાતી નહિ છતાં, ગુજરાત કાઠિયાવાડનો તેમને પરિચય હોવાથી તેઓ ગુજરાતીમાં રસિક પદ, ભજન લખી શક્યાં છે. શ્રી કૃષ્ણનાં તેઓ મહા ઉપાસક હતાં. તેમનું મરણ સન ૧૪૭૦ ના અરસામાં થયેલું જણાવવામાં આવે છે. તેઓએ શૃંગાર અને ભક્તિને લગતી કવિતા લખી છે.

રાધાબાઇ. રાધાબાઈ. તેઓ દક્ષિણી બ્રાહ્મણ હતાં. તેમનો જન્મ ચોક્કસ ક્યારે થયો હતો તે કોઇના જાણવામાં નથી. તેમણે કૃષ્ણબાળલીલા કૃષ્ણવિવાહ, કંસવધ વગેરે વિષે કવિતા લખી છે. તેઓ મરાઠી ગુજરાતી મિશ્ર લખતાં તેમનું મરણ ૧૮૫૭ની આજુબાજુમાં થયું હતું.

લવંગિકા. લવંગિકા પ્રિયંવદ નટવરરાય મહેતા. રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાનાં પુત્રી. એમનો જન્મ અમદાવાદમાં સન ૧૮૯૯ ના સપ્ટેમ્બરની ૧૫ મી તારીખે થયો હતો. તેઓ મુંબાઇ યુનિવર્સિટિનાં ગ્રેજ્યુએટ છે. મેટ્રિક સુધી બાંદરાની સેંટ જોસફ્સ કોન્વેન્ટ સ્કૂલ, અને બિ. એ. સુધી એલ્ફિન્સ્ટન કોલેજમાં અભ્યાસ કર્યો હતો. સન ૧૯૨૦ ના મે માસની ૨૫ મી તારીખે તેમનાં લગ્ન રા. રા. પ્રિયંવદ નટવરરાય મહેતા સાથે થયું હતું, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી તેમણે "સ્ટોરિઝ ફ્રોમ ગ્રીક ટ્રેજેડિ" એ પુસ્તકનું ભાષાન્તર કર્યું છે. માસિકોમાં પણ તેઓ લેખ લખે છે.

વસન્તબા. સ્વ. વસન્તબા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા. એમનો જન્મ સંવત ૧૯૪૦ ના વૈશાખ વદ બીજને દિવસે થયો હતો.. શાળાના શિક્ષણનો લાભ તેઓ બહુ લાંબો સમય લઇ શક્યાં નહોતાં પરન્તુ તેમના

પિતા રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યાના પુસ્તકાલયમાંના ગ્રંથો વાંચી તેમણે વિવિધજ્ઞાન સંપાદન કર્યું હતું અને રા. ચન્દ્રશંકરના સહવાસથી તે જ્ઞાનમાં અભિવૃદ્ધિ થઇ હતી. **નિર્ગુણ લક્ષ્મી** અને **સદ્ગુણ લક્ષ્મી** તથા અન્ય લેખો એ પુસ્તકનાં તેઓ કર્તા છે. સંવત્ ૧૯૭૨ ના શ્રાવણ વદ ૮ ને દિવસે તેઓ મૃત્યુ પામ્યાં હતાં.

**વિજયાલક્ષ્મી.** સ્વ. વિજયાલક્ષ્મી હર્ષદરાય ત્રિવેદી. એમનો જન્મ સંવત્ ૧૯૪૫ ના વૈશાખ સુદ ૩ ને દિવસે થયો હતો. તેમણે લગભગ બધી કેળવણી ઘેર જ લીધી હતી. ગુજરાતી ઉપરાંત તેઓ થોડું અંગ્રેજી અને સંસ્કૃત પણ જાણતાં. ૧૯૫૭ માં તેમનું લગ્ન રા. હર્ષદરાય વિઠ્ઠલદાસ ત્રિવેદી સાથે થયું હતું. લેખનની શરૂઆત તેમણે "**સુન્દરી સુબોધ**"થી કરી હતી અને કવિતા અને વાર્તાઓ લખતાં. વસન્ત, બુદ્ધિપ્રકાશ, સાહિત્ય વગેરે માસિકોમાં પણ તેમના લેખ પ્રકટ થયા છે. ૧૯૧૩ ના સપ્ટેમ્બર માસની ૬ ઠ્ઠી તારીખે તેમનું મૃત્યુ થયું.

**વિદ્યાબ્હેન.** વિદ્યાબ્હેન રમણભાઈ મહીપતરામ નીલકંઠ એમનો જન્મ અમદાવાદમાં સરદારબહાદુર ભોળાનાથ સારાભાઇ તે ત્યાં સન ૧૮૭૬ માં થયો હતો. તેઓએ બધી જ કેળવણી અમદાવાદમાં લીધી છે અને ગુજરાતી સ્ત્રીસમાજમાં તેઓ પહેલાં ગ્રેજ્યુએટ છે. તેમણે **સુવાહાસિની, હિન્દુસ્થાનના સામાજિક જીવનમાં સ્ત્રીનું સ્થાન** એ પુસ્તકો અને **જ્ઞાનસુધા, સુન્દરીસુબોધ વસન્ત** આદિ માસિક અને **વર્તમાન પત્રો**માં લેખ લખ્યા છે અને લખે છે. ગુજરાતમાં વખતો વખત પડેલા દુષ્કાળોમાં સંકટ નિવારણ માટે તેઓએ પ્રશંસાપાત્ર યત્ન કર્યો છે. સ્ત્રીહિતને લગતા સર્વ પ્રશ્નોમાં તેઓ હમેશાં અગ્રભાગ લે છે. અન્ય જાહેર પ્રવૃત્તિઓમાં પણ જ્યારે જ્યારે તેમની સહાયતાની માગણી કરવામાં આવે છે ત્યારે અંગત પરિશ્રમ ઉઠાવીને પણ, દરેક કામ પોતાનું જ હોય એમ ગણી કાંઈ પણ આડંબર વિના તેઓ પોતાથી બનતી સર્વ મદદ આપે છે. તેમનું લગ્ન ૧૮૮૯ માં રા. બ. રમણભાઇ સાથે થયું છે.

**વિમળાગૌરી.** વિમળાગૌરી મોતીલાલ સેતલવાડ. એમનો જન્મ સંવત્ ૧૯૪૯ ના ભાદરવા સુદ ૧૧ ને દિને વડોદરામાં તેમના માતામહ દિ.બા અંબાલાલ સાકરલાલને ત્યાં થયો હતો. અમદાવાદ મહાલક્ષ્મી ટ્રેનિંગકોલેજમાં અંગ્રેજી ચોથા ધોરણ સુધી અભ્યાસ કરી પાછળથી ખાનગી રીતે વધાર્યો હતો, ગુલાબસિંહનો ગજબ એ નામનું પુસ્તક

"અંકલ ટોમ્સ કેબિન" Uncle .Tom's cabin નામના પુસ્તકના અનુવાદ રૂપે લખ્યું છે. તે ઉપરાંત ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી માટે આઇવેન્હો નામના વાર્તાના અંગ્રેજી પુસ્તકનું તેમ જ સ્વ. રોમેશ ચન્દ્ર દત્તના એનસ્યંટઇંડિયા ( Ancient India ) એ પુસ્તકનું પણ તેમણે ભાષાંતર કર્યું છે. ઇ. સ. ૧૯૦૭ માં તેમનું લગ્ન રા. રા. મોતીલાલ ચિમનલાલ સેતલવાડ સાથે થયું છે. તેઓએ ઇંગ્લાંડ, ફ્રાન્સ, સ્વીટ્ઝર્લૅન્ડ આદિ દેશોનો પ્રવાસ કર્યો છે.

**શિરીનબાઇ.** ફ્રામજી પાઠક. વેતરવા તથા સીવવાની કળા. એ પુસ્તકનાં કર્તા.

**શારદાબ્હેન.** શારદાબ્હેન સુમન્ત મહેતા. એમનો જન્મ ઇ.સ. ૧૮૮૨માં અમદાવાદમાં સરદાર બ્હાદુર ભોળાનાથ સારાભાઇને ત્યાં થયો હતો. તેઓએ બધી જ કેળવણી અમદાવાદમાં લીધી હતી. અને ગુજરાતમાં સન ૧૯૦૧ માં સા. વિદ્યાબ્હેન રમણભાઈની સાથે પહેલાં ગ્રેજ્યુએટ થયાં હતાં. સન ૧૮૯૮ માં તેમનું લગ્ન ડૉ. સુમન્ત બટુકરામ મહેતા સાથે થયું છે. તેમણે સુગ્રાહાસિની, પુરાણોની બાલબોધક વાર્તાઓ અને બાળકોનું ગૃહશિક્ષણ, ફ્લોરેન્સ નાઈટીંગેલનું જીવનચરિત્ર, હિંદુસ્થાનના સામા- [illegible] જીવનમાં સ્ત્રીનું સ્થાન વગેરે પુસ્તકો લખ્યાં છે અને વર્તમાન [illegible] અને માસિકોમાં લેખ લખે છે. સ્ત્રીકેળવણી અને સ્ત્રીસુધારણાનાં કામોમાં. પાઠશાળા, વનિતાવિશ્રામ જેવી સંસ્થાઓમાં તેમણે અનેક સેવાઓ અર્પણ કરી છે.

**શૃંગાર** ટુંકી કહાણીઓનાં ભાષાંતરકાર રા. સા. મહીપતરામનાં પુત્રવધૂ.

**સમજુબા** સમજુબા ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઈ. સન ૧૮૮૯ના ડીસેમ્બર માસની ૨૬ મી તારીખે તેમનો જન્મ પેટલાદ તાલુકાના મહેલાવ ગામમાં થયો હતો. તેમની કેળવણી ગુજરાતી ૬ ઠ્ઠા ધોરણ સુધીની છે. તેઓ માસિક અને સામાયિક પત્રોમાં લેખો લખે છે. ૧૯૦૩ માં તેમનું લગ્ન રા. બ. ગોવિંદભાઇ હાથીભાઈ સાથે થયું.

**સરસ્વતી ભદ્રા** મડગાંવકર–અમારા જીવનની કેટલીક યાદગિરીઓ મીસીસ રાનડેના મરાઠી પુસ્તકનો અનુવાદ.

**સકીનાબાઇ** કરમાલી પટેલ. માસિકોમાં લેખક

**સરોજિની.** સરોજિની નાનકભાઇ મહેતા. રા. બ. રમણભાઇ મહીપતરામ તથા સૌ. વિદ્યાબ્હેનનાં પુત્રી. તેમનો જન્મ અમદાવાદમાં સન ૧૮૯૯ ના નવેમ્બર માસની ૧૨ મી તારીખે થયો હતો તેઓ મુંબાઇ યુનિવર્સિટીનાં ગ્રેજ્યુએટ છે. સન ૧૯૧૯ માં તેમનું લગ્ન સ્વ. ડૉ. બટુક-

રામના પુત્ર સાથે થયું. તેઓ વસન્ત, યુગધર્મ, ગુજરાત, નવચેતન, ગુણસુન્દરી વગેરે માસિકમાં છૂટક લેખો લખે છે. "ગુણસુન્દરી" નાં માસિક તંત્રી તરીકે તેમણે કામ કર્યું છે. તેઓએ મહિલા વિદ્યાલયનાં અધિકારી તરીકે કામ કર્યું છે. તેઓએ યુરોપનો પ્રવાસ કર્યો છે

**સર્યૂદા.** સર્યૂદા વીરમિત્ર ભીમરાવ દિવેટિયા. એમનો જન્મ ૧૯૪૮ ના આસો સુદ ૧૦ ને દિને થયો હતો. ગુજરાતી કેળવણી, તેઓએ અમદાવાદમાં રાયપુર મગનભાઇ કરમચંદ કન્યાશાળામાં લીધી હતી. થોડું અંગ્રેજી પણ તેઓ જાણે છે. સાહિત્યના વાચનનો તેમને શોખ છે. ગુજરાતી માસિકો તેમ સામયિક પત્રોમાં તેઓ પ્રસંગોપાત્ત લેખ લખે છે. ચિત્રકલા અને ભરતનું તેમનું જ્ઞાન ઉચ્ચ પ્રકારનું છે તેમનું લગ્ન ગુજરાત કૉલેજના પ્રોફેસર વીરમિત્ર દિવેટિયા સાથે સંવત્ ૧૯૬૩ ની સાલમાં થયું હતું.

**સુમતિ.** સુમતિ ભુપતરાય મહેતા. તેમના પિતા ગ. લલ્લુભાઇ સામળદાસ મહેતા. તેમનો જન્મ સંવત્ ૧૯૪૬ ના વૈશાખ વદ ૩ ને દિને થયો હતો. તેમનો ગુજરાતી અને અંગ્રેજીનો અભ્યાસ સારો હોવા ઉપરાંત સંસ્કૃતનું પણ તેમને થોડું જ્ઞાન હતું. તેમણે અનેક પુસ્તક લખ્યાં છે. તેમાં **શાન્તિદા, મધુરી, અરવિંદકુમાર, કાવ્યઝરણાં, સદ્ગુણી સ્ત્રીઓ, સુરેશ ને યશોધરા** અને **સદ્ગુણી સ્ત્રીઓ** મુખ્ય છે. તેઓ એક સંસ્કારી લેખક અને કવિ હતાં સંવત્ ૧૯૬૭ ના અષાડ સુદ ૧૩ ને દિને તેઓનું મૃત્યુ થયું હતું.

**સૌદામિની.** સૌદામિની ગગનભાઈ મહેતા. રા. બ. રમણભાઇ મહીપતરામ અને સૌ. વિદ્યાબ્હેનનાં પુત્રી. તેમનો જન્મ સન ૧૯૦૩ ના નવેમ્બર માસની ૧૮ મી તારીખે અમદાવાદમાં થયો હતો તેઓએ સઘળી કેળવણી અમદાવાદમાં જ લીધી છે અને તેઓ મુંબાઇ યુનિવર્સિટીનાં ગ્રેજ્યુએટ છે. તેમનું લગ્ન રા. રા. લલ્લુભાઇ સામળદાસ મહેતાના પુત્ર સાથે ૧૯૨૪ ની સાલમાં થયું. મુકુલવાર્તા સંગ્રહમાં તેમ મહિલામિત્ર અને બીજા પત્રોમાં તેઓએ લેખ લખેલા છે.

**હરિસુખગૌરી.** હરિસુખગૌરી વામનરામ કપિલરામ તેમનો જન્મ સુરતમાં સન ૧૮૬૫ માં થયો હતો. તેમને ગુજરાતી અને અંગ્રેજીનું સારું જ્ઞાન છે. તેમણે **સતી સીમંતિની, ધર્મગુપ્ત, લગ્ન, હરેન્દ્ર વિરહ** વગેરે પુસ્તકો લખી પ્રસિદ્ધ કર્યાં છે. તેમનું લગ્ન રા. વામનરામ કપિલરામ સાથે થયું હ.

# સ્ત્રી ઉપયોગી વાચન માટે માર્ગદર્શક થાય એવાં ખાસ ચુંટી કાઢેલાં ૨૫૦ પુસ્તકોની યાદી-તેમાં ચર્ચેલા વિષયની નોંધ સાથે.

તૈયાર કરનાર.

નવલરામ જગન્નાથ ત્રિવેદી. એમ. એ.

## નવલકથા અને વાર્તા.

પુસ્તક. કર્તા. કીંમત.

૧ સરસ્વતીચંદ્ર ભાગ ૧ થી ૪ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી. ભા. ૧-૨-૩-૪ ગુજરાતી ભાષાની સર્વોત્તમ નવલકથા. પહેલો ભાગ રાજખટપટ, બીજો કુટુંબકથા, ત્રીજો દેશીરાજ્યના પ્રશ્નો અને ચોથો દેશપ્રેમી વિદ્વાનની દેશોદયની ચિંતાઓ દર્શાવે છે. રૂ. ૧૨-૧૨

૨ પાટણની પ્રભુતા-કનૈયાલાલ માણેકલાલ મુનશી. મુંબાઇ ૧૯૧૬. ૨-૮ સિદ્ધરાજની બાલાવસ્થામાં મીનળદેવી રાજ્યમાતા તરીકે ગુજરાતનું રાજ્ય ચલાવતી હતી તે સમયની ઐતહાસિક નવલકથા.

૩ ગુજરાતનો નાથ. કનૈયાલાલ માણેકલાલ મુનશી. મુંબાઇ. ૪-૯ પાટણની પ્રભુતાનું અનુસંધાન. તેમાં ગુજરાતના નાથ સિદ્ધરાજના સમયના બનાવો સિવાય કાક અને મંજરીનાં કલ્પિત પાત્રોના તથા રાણકદેવી અને રાંખેંગારના પ્રેમપ્રસંગો વર્ણવ્યા છે.

૪ વેરની વસુલાત. કનૈયાલાલ માણેકલાલ મુનશી. મુંબાઇ. ૩-૮ સામાજિક નવલકથા. તેમાં પ્રેમમાં નિરાશા પામેલી તનમન તથા દેશભક્તિથી ઉભરાતા અનંતાનંદ અને જગત કિશોરના જીવન-પ્રસંગો ઉત્તમ રીતે ચીતર્યા છે.

૫ કોનો વાંક ? કનૈયાલાલ માણેકલાલ મુનશી. મુંબાઇ. ૩-૮ વિધવાઓનો પ્રશ્ન ચર્ચતી સામાજિક નવલકથા. તેમાં નવલકથાની વિધવા નાયિકા મણિ આખરે નાયક સુચકુંદ સાથે પરણે છે.

૬ મારી કમળા અને બીજી વાર્તાઓ. કનૈયાલાલ માણેકલાલ મુનશી. ૧-૮ સામાજિક પ્રશ્નો ચર્ચતી વિચારપ્રેરક ટુંકી વાર્તાઓનો સંગ્રહ. મુંબાઇ.

૭ કરણઘેલો. નંદશંકર તુલજાશંકર મહેતા. ૨–૮
ગુજરાતના છેલ્લા રજપુત રાજા કરણના સમયની ઐતિહાસિક નવલકથા.

૮ કુંવારી કન્યા. કવિ ભવાનીશંકર નરસિંહરામ. ૧૯૦૬. ૧–૪
અણગમતા લગ્ન સામે થઇ કુંવારી રહેલ કન્યાની જીવનકથા.

૯ બે બહેનો. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા. ૧૮૯૪–૮ ૧–૦
સુધરેલ પતિને પરણી સુખી જીવન ગાળતી તથા અભણ અને જૂના વિચારના પતિને પરણી દુઃખી થતી બે બહેનોની કહાણી.

૧૦ આનંદાશ્રમ. નારાયણ વિસનજી ઠક્કુર. ૧૯૦૧ ૧–૪
બંગાળી નવલકથાકાર બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાયના "આનંદમઠ" નું ભાષાન્તર. હેસ્ટીંગ્સના સમયમાં બાવાઓએ કરેલ બંડની વાત પર તેની રચના થઇ છે. તેમાં વંદેમાતરમ્ નું પ્રસિદ્ધ ગીત આવે છે.

૧૧ પદ્મિની. નારાયણ વિસનજી ઠક્કુર. ૧૯૧૦ મુંબાઇ. ૨–૦
અલ્લાઉદ્દીન ખીલજીની ચિત્તોડની ચઢાઈ તથા ચિત્તોડના રાણા ભીમસિંહની અત્યંત સ્વરૂપવતી સ્ત્રી પદ્મિનીનું ભસ્મીભૂત થવું એ પ્રસંગો વર્ણવતી ઐતિહાસિક નવલકથા.

૧૨. ઉપાકાન્ત. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆ. ૧૯૦૮ અમદાવાદ. ૨–૦
રસાયન શાસ્ત્રના અભ્યાસની મહત્તા તથા ગરીબોના સેવાકરવાનો ધર્મ સમજાવતી સામાજિક નવલકથા.

૧૩ કાઉન્ટ ટોલસ્ટોયની ટુંકી વાર્તાઓ. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીઆ.
મહાન રશીઅન વિચારક અને લેખકની સામાજિક વાર્તાઓનું દેશકાલાનુરૂપ રૂપાંતર.

૧૪ અરેબીયન નાઇટસ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ. ૫–૦
અદ્‌ભૂત રસપૂર્ણ વાર્તાનો ખજાનો. (ભાષાંતર)

૧૫ કથા સરિત્ સાગર ભાગ–૧–૨ ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ. ૬–૦
વાર્તાઓના સંગ્રહના સોમદેવકવિના સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર.

૧૬ ગંગા, એકગુર્જર વાર્તા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ. ૧૮૮૮ મુંબાઇ. ૧–૮
શીવાજીની સુરતની લુંટનો સમય ચીતરતી નવલકથા, જેની સાથે બંગાળીપરથી લીધેલી ચાલુ જમાનાની સામાજિક વાર્તા પણ જોડેલી છે*

* બંગાળી વાર્તાનું ભાષાંતર પ્રમદા અથવા સદ્‌ગુણી વહુ એ નામથી અગાઉ સત્યવક્તાની ભેટ તરીકે અપાયું હતું.

૧૭ હિન્દ અને બ્રિટાનીઆ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ. મુંબાઇ. ૨–૮
હિન્દુસ્તાનની દુર્દશા સંબંધે હિંદદેવી અને બ્રિટાનીઆ વચ્ચે સંવાદ.

૧૮ બાલા. રામમોહનરાય જશવંતરાય દેસાઇ. ૧૯૧૩ અમદાવાદ ૧–૪
ગામડાંઓની તથા સ્ત્રીઓની સેવાની મહત્તા તથા અગત્ય દર્શાવતી સામાજિક નવલકથા "યોગિની" નું અનુસંધાન.

૧૯ યોગિની. રામમોહનરાય જ. દેસાઇ. ૧૯૧૦ અમદાવાદ ૧–૪
સાધ્વી પત્નીનો જીવનસુવાસ તથા હિંદુ સંસારનાં રાગદ્વેષ અને દુઃખો દર્શાવતી સામાજિક નવલકથા.

૨૦ રસીલી વાર્તાઓ. ભાગ–૧–૨ રા. જ. દેસાઇ. ૧૯૧૪ અમદાવાદ ૨–૦
વિવિધ સામાજિક પ્રશ્નો ચર્ચતી ટુંકી વાર્તાઓ.

૨૧ ગુલાબસિંહ. મણિલાલ નભુભાઇ દ્વિવેદી. ૧૮૯૧ ૨–૦
યોગીની શક્તિ તથા પ્રેમની અદ્દભૂત કથા. અંગ્રેજી નવલકથાકાર Lord Lytton કૃત Zenoni ઉપરથી.

૨૨ ગુલી ગરીબ. કયુશરો નવરોજી કાબરાજી મુંબાઈ ૩–૦
અનેક મુશ્કલીઓમાંથી મોટા કુટુંબ સાથે પસાર થતી ગરીબ વિધવાનું જીવન ચીતરતી, અંગ્રેજી લેખક મીસીસ હેન્રીવુડ કૃત Mrs Halliburton's Troubles ના આધારે લખાયેલી પારસી નવલકથા.

૨૩ સુધાહાસિની. સૌ. વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ. તથા સૌ. શારદાગૌરી સુમંત મહેતા. અમદાવાદ ૧૯૦૬ ૧–૪
વિધવા વિવાહની હિમાયત કરતી સામાજિક નવલકથા. રમેશચંદ્ર દત્તકૃત* Lake of Palms નું ભાષાન્તર.

૨૪ નવાયુગની વાતો. ભા. ૧–૨ અમૃતલાલ સુંદરજી પઢીઆર. ૧–૦
કથાકારનો ધંધો, સ્ત્રીઓનો જન્માષ્ટમીનો જુગાર, વગેરે સામાજિક વિષયોપર લખાયેલી ટુંકી વાર્તાઓ. મુંબાઇ ૧૯૧૧

૨૫ રત્નત્રયી. ચતુર્ભુજ માણેકેશ્વર ભટ. સાદરા. ૧૯૧૨. ૦–૮
પૈસા મેળવવા માટે પરદેશ ગમન કરવાની અગત્ય દર્શાવતી તથા પતિપત્નીનો પ્રેમ ચિતરતી ટુંકી વાર્તાઓનો સંગ્રહ.

૨૬ ગુજરાતની જૂની વાર્તાઓ. મણિલાલ છબારામ ભટ્ટ. ૩–૦
રજપુતાણીઓનો પ્રેમ તથા શૌર્ય દર્શાવતી ટુંકી કથાઓ. મુંબાઈ. ૧૯૦૩

---

* બંગાળી નવલકથા 'સંસાર' નું અંગ્રેજી ભાષાંતર.

२७ सुरनी અથવા સુખી સંસાર. મદનલાલ લલ્લુભાઈ મુનસફ. ૦–૧૨
વહેમના ત્યાગથી મળતાં ગૃહજીવનનાં સુખ વર્ણવતી કથા.

૨૮ નંદનવનનો નાશ. છગનલાલ નારાયણ મૈત્રી. મુંબાઇ ૧૯૦૭ ૨–૦
હિંદુસ્તાનના બગીચા જેવા અયોધ્યાના રાજ્યને કંપની સરકારના નોકરોએ કેવી રીતે પાયમાલ કર્યું તેનો ચિતાર આપતી ઐતિહાસિક નવલકથા.

૨૯ સોમનાથનું શિવલિંગ. ચુનીલાલ વર્ધમાન શાહ. ૧–૪
મહમુદ ગીઝનીએ ૧૦૨૪ માં સોમનાથની લુંટ કરી તે સમયની ઐતિહાસિક નવલકથા. અમદાવાદ. ૧૯૧૩.

૩૦ વિક્રમની વીસમી સદી. સઢવાળા મોતીલાલ ત્રિભોવનદાસ. ૫–૦
આધુનિક જમાનાની ખામીઓ દર્શાવતી સામાજિક નવલકથા.
મુંબાઇ. ૧૯૦૧

૩૧ અલક્ષ્યજ્યોતિ. સુમિત્ર. (બન્ધુસમાજ) અમદાવાદ. ૧૯૦૭ ૧–૮
આત્મસંયમના વિષયપર લખાયેલી સામાજિક નવલકથા

૩૨ નિર્ગુણ લક્ષ્મી અને સદ્‌ગુણ લક્ષ્મી. વસંતબા પંડયા. ૧૯૧૭ ૦–૧૦
ગુણવાન અને ગુણહીન બ્હેનોનાં જીવન વચ્ચે રહેલો તફાવત દર્શાવતી વાર્તા પુસ્તકમાં તે સિવાય કેટલાક પ્રકીર્ણ લેખો પણ છે.

૩૩ બાદશાહ અને બીરબલ. સુવિચાર દર્શક મંડળી. ૧૯૦૮ ૨–૮
ચાતુરી દર્શાવતી અને રમુજ ઉત્પન્ન કરતી ટુંકી ટુંકી વાર્તાઓ

૩૪ મારી વીસ વાર્તાઓ. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ. મુંબાઇ. ૨–૦
સામાજિક પ્રશ્નો ચર્ચતી ટુંકી વાર્તાઓ.

૩૫ યોગિની કુમારી. છોટાલાલ જીવનલાલ. વડોદરા ૧૯૧૫ ૧–૪

૩૬ હાસ્યમંદિર રમણભાઈ મહીપતરામ નીલકંઠ.
તથા સૌ. વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ. ૨–૦
હાસ્યરસ સંબંધી લેખ અને રમુજી પાત્રો તથા સંવાદોનો સંગ્રહ.

૩૭ સોરઠની રસધાર ભા. ૧–૨–૩ સંપાદક ઝવેરચંદ મેઘાણી.
સૌરાષ્ટ્ર કાર્યાલય. રાણપુર. ૨–૮
કાઠીઆવાડના વીરો તથા વીરાંગનાઓના જીવનપ્રસંગો.

૩૮ બ્રહ્મચારિણી ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. ૧–૮
સમાજસેવાનો ધર્મ સમજાવતી રસિક નવલકથા.

૩૯ દેવી અન્નપૂર્ણા. ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા. ૧–૮
સમાજસેવિકા સન્નારીનું જીવન આલેખતી નવલકથા.

૪૦ શરત્ બાબુની ત્રણ વાતો. મહાદેવ હરિભાઇ દેશાઇ અમદાવાદ ૦–૧૦
સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતે માતૃત્વની લાગણીની પ્રબલતા તથા મહત્તા દર્શાવતી ત્રણ વાર્તાઓ બંગાળી ઉપરથી.

૪૧ સ્ત્રીઓ અને સમાજસેવા. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆ. ૦–૮
સ્ત્રીઓ માટે સમાજસેવાની અગત્ય દર્શાવતી ટુંકી વાર્તાઓ. મુંબાઈ.

૪૨ મૃદુલા. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆ. અમદાવાદ. ૦–૮
હિંદુ, મુસલમાન, પારસી ઐક્ય દર્શાવતી નવલકથા.

૪૩ ટુંકી વાર્તાઓ ભાગ ૨–જો. સસ્તુંસાહિત્ય વર્ધક કાર્યાલય. ૦–૧૨
ગૃહજીવનના પ્રશ્નો ચર્ચતી ટુંકી વાર્તાઓનો સંગ્રહ. અમદાવાદ.

૪૪ કૌતકમાળા અને બોધવચન. ગણેશજી જેઠાભાઈ. લીંબડી. ૦–૧૨
પ્રચલિત કહેવતોનાં મૂળ દર્શાવતી વાર્તાઓનો સંગ્રહ.

૪૫ રણજીત કૃતિ સંગ્રહ. સ્વ. રણજીતરામ વાવાભાઈ. ૨–૮
સાહેબરામ નામની અપૂર્ણ નવલકથા, કેટલાક સામાજિક પ્રશ્નોપર લખાયેલી ટુંકી વાર્તાઓ તથા નાટકોનો સંગ્રહ.

૪૬ રમાસુંદરી. મહાશંકર ઇન્દ્રજી દવે. અમદાવાદ. ૨–૮
અજ્ઞાન સ્ત્રીઓ સ્વાર્થાંધ થઈ કેવી રીતે કુટુંબની પાયમાલી કરે છે. તેનો ચિતાર આપતી સામાજિક નવલકથા. બંગાળી ઉપરથી.

૪૭ રૂપનગરની રાજકુંવરી. નારાયણ હેમચંદ્ર. મુંબાઇ ૨–૦
રજપુત વીરાંગનાનો પ્રેમ તથા શૌર્ય દર્શાવતી ઔરંગઝેબના કાળની ઐતિહાસિક નવલકથા. મરાઠી નવલકથાકાર હરિનારાયણ આપ્ટેકૃત " રૂપનગરની રાજકન્યા " નું ભાષાંતર.

૪૮ મૂરખરાજ. મોહનદાસ કરમચંદ ગાંધી સુરત ૦–૮.
સત્યાગ્રહ અને અસહકારનો પ્રભાવ દર્શાવતી કથા. ટૉલસ્ટૉયના Ivan the Fool ઉપરથી.

૪૯ શેરલોકહોમ્સનાં સાહસ કર્મો. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા. ૨–૦
અંગ્રેજીમાં લખાયેલ પ્રસિદ્ધ ડીટેક્ટીવ વાર્તાઓનું ભાષાંતર.

૫૦ કાદંબરી. છગનલાલ હરિલાલ પંડ્યા. ૨–૧૨
બાણભટ્ટના પ્રસિદ્ધ સંસ્કૃત ગ્રંથનું સુંદર ભાષાંતર. સંસ્કૃત ભાષામાં

આની તોલે આવે એવું એ જાતનું બીજું એકે પુસ્તક નથી. મૂળની અલંકારની ખુબીઓ ભાષાંતરમાં સફળતાથી ઉતરી છે.

૫૧ વિવેકી વિજ્યા. શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.
સંસારનાં અનેક દુઃખો શાન્તિથી અને હિમ્મતથી સહન કરતી આદર્શરૂપ આર્ય અબળાની બોધક વાર્તા.

૫૨ વિપિન. રાજેન્દ્ર સોમનારાયણ દલાલ. ૨–૦
રાજખટપટ અને સંસારચિત્ર આપતી સરસ્વતીચંદ્રની ઢબપર લખાયેલી નવલકથા.

૫૩ સ્નેહગીતા. કલ્યાણરાય નથુભાઇ જોશી. ૧–૪
વિદુષી સન્નારીના જીવનસુવાસ.

૫૪ ભોજ અને કાળીદાસ. એન. એમ. ત્રિપાઠીની કંપની. ૧૯૧૯ ૪–૦
કાવ્યચમત્કૃતિ વાળી ટુંકી વાતો.

૫૫ ઉષા. ન્હાનાલાલ દલપતરામ કવિ. રાજકોટ ૧–૮
વાકયે વાકયે અવનવા અલંકારોથી ભરેલ, દૈવી દાંપત્ય પ્રેમકથાનો પૂર્વાર્ધ.

૫૬ હિવ્યજ્યોતિ. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી. ૩–૮
આર્ય સંસારને અનુકૂળ પડે તેવી રીતે પ્રેમલગ્નની હિમાયત કરતી સાંસારિક નવલકથા.

૫૭ અયામા. અમીરમીયાં હુમદુમીયાં ફારૂકી. અમદાવાદ. ૦–૧૦
મુસલમાની સાંસારિક રીતરિવાજ આલેખતું ઉર્દુ પરથી લખેલું પુસ્તક.

૫૮ કથામંજરી ભાગ ૧–૨. જીવનલાલ અમરશી મહેતા. અમદાવાદ. ૫–૦
જુદા જુદા પ્રસિદ્ધ લેખકોએ લખેલ સુબોધક વાર્તાઓનો સંગ્રહ.

૫૯ ચાંદબીબી. પેસ્તનજી જમશેદજી. ૨–૦
અકબરની સામે બાહુદુરીથી લડનાર મુસલમાન વીરાંગનાનું ચરિત્ર આલેખતી ઐતિહાસિક નવલકથા. અંગ્રેજી ઉપરથી.

૬૦ રજની. સાહિત્યપરિષદ્ ભંડોળ કમીટી. ૦–૧૫
બંકીમ બાબુના બંગાળીપરથી લખેલી એક અંધ યુવતિની કરુણ કથા.

૬૧ ટાગોરની ટુંકી વાર્તાઓ. રત્નેશ્વર ભ. વકીલ. ૨–૮
મનુષ્ય હૃદયના ભાવોનો આબેહુબ ચિતાર આપતી ટુંકી વાતોનો સંગ્રહ.

૬૨ વાર્તાલહરી. શ્રી. અરવિંદ્ર અને પ્રમીલા. અમદાવાદ. ૧–૦
જુદા જુદા લેખકોએ લખેલી ટુંકી વાર્તાઓનો સંગ્રહ. તેમાં સ્ત્રી પુરુષના હૃદયની લાગણીઓ તથા વૃત્તિઓનાં સુંદર ચિત્રો આલેખાયલાં છે.

૧૧ નંદશંકર જીવન ચરિત્ર. વિનાયક નંદશંકર મહેતા. ૧–૦
"સુધારા" ના યુગના સુરતનું સુંદર ચિત્ર આપતું ગુજરાતના પ્રથમ ઐતિહાસિક નવલકથાકારનું જીવન ચરિત્ર.

૧૨ લીલાવતી જીવનકલા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી. મુંબાઈ.૦–૧૨
ગુજરાતના પ્રથમ શ્રેણિના વિદ્વાને લખેલ પોતાની સુપુત્રીના સ્વાર્થત્યાગમય અને ઉચ્ચ જીવનનું ધડો લેવા જોગ વૃત્તાંત.

૧૩ મારો જેલનો અનુભવ. મોહનદાસ કરમચંદ ગાંધી. ૦–૮
મહાત્મા ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં ભોગવેલ જેલનાં સંકટો તથા તે દ્વારા મેળવેલ અનુભવોનો જાણવા લાયક હેવાલ.

૧૪ સચિત્ર સાક્ષરમાળા. જયસુખરામ પુ. જોશીપુરા. વડોદરા. ૨–૦
ગુજરાતના પ્રાચીન કાળથી આજ સુધીના–મૃત–તેમ જ વિદ્યમાન વિદ્વાનોનાં સચિત્ર જીવનવૃત્તાંત. વડોદરામાં ભરાયેલ ૪ થી સાહિત્ય પરિષદ્ પ્રસંગે પ્રસિદ્ધ થયેલ.

૧૫ ગુર્જર અગ્રેસર ચિત્રાવલી. કેશવલાલ હરિવિઠ્ઠલદાસ. મુંબાઈ. ૪–૦
દલપત યુગના મહાન ગુજરાતીઓનાં સચિત્ર જીવનવૃત્તાંતોનો સંગ્રહ. ૧૮૮૯ "સત્યવક્તા" પત્રના ગ્રાહકોને ભેટ તરીકે આપવામાં આવેલ.

૧૬ બુદ્ધ ચરિત્ર. મણિલાલ નથુભાઇ દોશી. અમદાવાદ. ૦–૧૦
બૌદ્ધ ધર્મના સ્થાપક, વિષ્ણુના નવમા અવતાર, દયા અને પ્રેમની મૂર્તિ ભગવાન્ બુદ્ધનું જીવન ચરિત્ર તથા તેમનો અમૂલ્ય ઉપદેશ.

૧૭ સ્વામી વિવેકાનંદનું જીવન ચરિત્ર. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. ૨–૦
હિંદુ ધર્મની કીર્તિ અમેરિકા પહોંચાડનાર દેશભક્ત સ્વામીજીનું દરેક સ્વધર્માભિમાની હિંદુએ વાંચવા લાયક ચરિત્ર.

૧૮ બેન્જામીન ફ્રાંક્લીન. ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઇ. ૧–૦
સ્વપરાક્રમથી મહાન પદ મેળવનાર પ્રસિદ્ધ અમેરિકન પુરુષનું ધડો લેવા જોગ જીવનવૃત્તાંત. પૃષ્ઠ ૩૫૨ અમદાવાદ.

૧૯ નેપોલીયન બોનાપાર્ટ. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ. ૩–૦
યુરોપખંડને ધ્રુજાવનાર મહાન વીર પુરુષનું જીવન ચરિત્ર.

૨૦ સતી સુતી. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.
ભરૂચના દેસાઇ કુટુંબની પતિપરાયણ સતી સન્નારીનું જીવનવૃત્તાંત.

૨૧ જોન ઓફ આર્ક. હાસમ હીરજી ચારણીઆ. અમદાવાદ. ૦–૧૦
ફ્રાંસની વીર કન્યાની બહાદુરી તથા દેશભક્તિનું વૃત્તાંત.

## જીવન ચરિત્ર.

૧ ઝાંસીની રાણી. મણિલાલ છબારામ ભટ્ટ. ૩–૦
૧૮૫૭ ના બળવા સમયે બહાદુરીથી લડનાર વીરાંગના લક્ષ્મીબાઇનું દિલ ઉશ્કેરનારૂં જીવન.

૨ અમારા જીવનમાંની કેટલીક યાદગિરીઓ. સરસ્વતી મડગાંવકર ૧–૨
સ્વ. રમાબાઈ રાનડે કૃત તેમના સ્વર્ગસ્થ પતિ મહાન દેશ ભક્ત મહર્ષિ મહાદેવ ગોવિંદ રાનડેના ગૃહજીવનનો તાદશ ચિતાર આપતા મરાઠી પુસ્તકનું ભાષાંતર.

૩ કુમારી કાર્પેન્ટરનું જીવન ચરિત્ર. દેવરામ શિવરામ. ૦–૩
હિંદવાસી મહિલાઓની પરમ શુભેચ્છક અંગ્રેજ બાઈના પરોપકાર-પરાયણ જીવનનું વૃત્તાંત. પૃ. ૧૪૪

૪ મહાજન મંડળ. પટેલ મગનલાલ નરોત્તમદાસ. ૧૦–૦
હિન્દના મહા પુરુષોનાં જીવન વૃત્તાંતોનો વ્યાપક સંગ્રહ,

૫ પાર્વતી કુંવર આખ્યાન. મહીપતરામ રૂપરામ નીલકંઠ. ૦–૩
પતિપરાયણ સન્નારીનું પતિએ જ લખેલું બોધક ચરિત્ર. પૃ.૬૦ અમદાવાદ.

૬ બુકર ટી વોશીંગ્ટન. ગોવર્ધનદાસ કહાનદાસ. અમદાવાદ. ૧–૨
અમેરિકાવાસી હબશીઓનો ઉદ્ધાર કરનાર સ્વાશ્રયી મહાન હબસીવીરનું જીવન ચરિત્ર.

૭ ભારતનાં સ્ત્રી રત્નો. ભાગ ૧-૨-૩ લેખક શિવપ્રસાદ દલપતરામ. ૧–૧૪
પ્રાચીન કાળથી તે આજ સુધીમાં હિંદુસ્તાનમાં થઇ ગયેલ મહાન સ્ત્રીઓનાં ચરિત્રોનો વિશાળ સંગ્રહ સસ્તું સાહિત્ય, અમદાવાદ.

૮ ભારતની દેવીઓ. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. અમદાવાદ. ૦–૧૫
ભગવતી દેવી અને અઘોર કામિની એ બે
પવિત્ર સન્નારીઓનાં જીવનવૃત્તાંતો.

૯ મિસ ફલોરેન્સ નાઇટીંગેલનું શારદાગૌરી મહેતા. અમદાવાદ. ૦–૪
જીવન ચરિત્ર.
ઘાયલ સીપાઇઓ તથા માંદાઓની માવજત કરનાર અંગ્રેજ સેવાભગિનીનું અનુકરણીય જીવનવૃત્તાંત પૃ. ૧૦૪

૧૦ મોહનદાસ કરમચંદ ગાંધીનું જન્મવૃત્તાંત. ડોક્ટર પ્રાણજીવનદાસ. મહેતા. ૨–૦
મહાત્માજીના અંગ્રેજ મિત્ર મી. ડોકે લખેલ પુસ્તકનું ભાષાંતર.

૧૧ નંદશંકર જીવન ચરિત્ર. વિનાયક નંદશંકર મહેતા. ૧-૦
"સુધારા" ના યુગના સૂરતનું સુંદર ચિત્ર આપતું ગુજરાતના પ્રથમ ઐતિહાસિક નવલકથાકારનું જીવન ચરિત્ર.

૧૨ લીલાવતી જીવનકલા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી. મુંબાઈ.૦-૧૨
ગુજરાતના પ્રથમ શ્રેણિના વિદ્વાને લખેલ પોતાની સુપુત્રીના સ્વાર્થત્યાગમય અને ઉચ્ચ જીવનનું ધડો લેવા જોગ વૃત્તાંત.

૧૩ મારો જેલનો અનુભવ. મોહનદાસ કરમચંદ ગાંધી. ૦-૮
મહાત્મા ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં ભોગવેલ જેલનાં સંકટો તથા તે દ્વારા મેળવેલ અનુભવોનો જાણવા લાયક હેવાલ.

૧૪ સચિત્ર સાક્ષરમાળા. જયસુખરામ પુ. જોશીપુરા. વડોદરા. ૨-૦
ગુજરાતના પ્રાચીન કાળથી આજ સુધીના-મૃત-તેમ જ વિદ્યમાન વિદ્વાનોનાં સચિત્ર જીવનવૃત્તાંત. વડોદરામાં ભરાયેલ ૪ થી સાહિત્ય પરિષદ્ પ્રસંગે પ્રસિદ્ધ થયેલ.

૧૫ ગુર્જર અગ્રેસર ચિત્રાવેલી. કેશવલાલ હરિવિઠ્ઠલદાસ. મુંબાઈ. ૪-૦
દલપત યુગના મહાન ગુજરાતીઓનાં સચિત્ર જીવનવૃત્તાંતોનો સંગ્રહ. ૧૮૮૯ "સત્યવક્તા" પત્રના ગ્રાહકોને ભેટ તરીકે આપવામાં આવેલ.

૧૬ બુદ્ધ ચરિત્ર. મણિલાલ નથુભાઈ દોશી. અમદાવાદ. ૦-૧૦
બૌદ્ધ ધર્મના સ્થાપક, વિષ્ણુના નવમા અવતાર, દયા અને પ્રેમની મૂર્તિ ભગવાન્ બુદ્ધનું જીવન ચરિત્ર તથા તેમનો અમૂલ્ય ઉપદેશ.

૧૭ સ્વામી વિવેકાનંદનું જીવન ચરિત્ર. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. ૨-૦
હિંદુ ધર્મની કીર્તિ અમેરિકા પહોંચાડનાર દેશભક્ત સ્વામીજીનું દરેક સ્વધર્માભિમાની હિંદુએ વાંચવા લાયક ચરિત્ર.

૧૮ બેન્જામીન ફ્રાંકલીન. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ. ૧-૦
સ્વપરાક્રમથી મહાન પદ મેળવનાર પ્રસિદ્ધ અમેરિકન પુરુષનું ધડો લેવા જોગ જીવનવૃત્તાંત. પૃષ્ઠ ૩૫૨ અમદાવાદ.

૧૯ નેપોલીયન બોનાપાર્ટ. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ. ૩-૦
યુરોપખંડને ધ્રુજાવનાર મહાન વીર પુરુષનું જીવન ચરિત્ર.

૨૦ સતી સુતી. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.
ભરૂચના દેસાઈ કુટુંબની પતિપરાયણ સતી સન્નારીનું જીવનવૃત્તાંત.

૨૧ જોન ઓફ આર્ક. હાસમ હીરજી ચારણીઆ. અમદાવાદ. ૦-૧૦
ફ્રાંસની વીર કન્યાની બહાદુરી તથા દેશભક્તિનું વૃત્તાંત.

# આરોગ્ય–વૈદક.

૧ ઘર વૈદું. જટાશંકર લીલાધર. અમદાવાદ. ૧૯૦૯ ૬–૦
બાળઉછેર, જાણીતાં ઔષધો બનાવવાની રીત, ઔષધિ દ્રવ્યોનાં ગુણો વગેરે હમેશની ઉપયોગી બાબતોનો વિસ્તીર્ણ સંગ્રહ.

૨ સારી સંતતિ. જટાશંકર લીલાધર. અમદાવાદ. ૧–૮
બ્રહ્મચર્યનો મહિમા, સગર્ભાવસ્થાની સાવચેતી, બાળઉછેર વગેરે ઉપયોગી વિષયોની માહિતી.

૩ સ્ત્રી શિક્ષા. જટાશંકર લીલાધર. અમદાવાદ. ૧૯૦૮. ૨–૪
પ્રસવ પહેલાં, તે દરમ્યાન તથા પછીની સ્ત્રીઓની માવજત વિષે જાણવા લાયક હકીકત બંગાળી ઉપરથી.

૪ રોગી પરિચર્યા. જટાશંકર લીલાધર. અમદાવાદ.
માંદાંની માવજત, માંદાં માટે બનાવવાની વાનીઓ, જુદા જુદા રોગોની સારવાર વગેરે વિષયોની માહિતી.

૫ અકસ્માત અને તેના તાત્કાલિક ઉપાય. ધનજીભાઈ હોરમસજી. વડોદરા. ૦–૧૨
પાણીમાં ડુબવું, ઝેર ખાવું, હાડકાંઓનું ભાંગવું, મૂર્છા ખાવી વગેરે અકસ્માત બનાવો સમયે રાખવાની સાવચેતી તથા કરવાના ઉપાયોનું વર્ણન.

૬ બાળઉછેર, બાળરક્ષણ. મીસીસ જી. કે. ઉપાધ્યાય. ૧૯૧૬ ૦–૭
બાળકને કેવી રીતે ધવડાવવું, ન્હવડાવવું, ખવાડવું, તેનાં લુગડાં કેવાં જોઈએ વગેરે વગેરે વિષયોનું વિવેચન.

૭ સગર્ભા સંરક્ષણ. દેવશંકર મોતીરામ. ૧૮૯૬ ૧–૮
મરાઠી ઉપરથી ભાષાંતર. સ્ત્રીઓએ સગર્ભાવસ્થા દરમ્યાન રાખવાની સંભાળ, ગર્ભવતી સ્ત્રીને થતા ઉપદ્રવોના ઉપાયો, પ્રસૂતિકાળની માવજત વગેરે વિષયોનો સમાવેશ આ અતિ ઉપયોગી ગ્રંથમાં કરવામાં આવ્યો છે.

૮ સ્ત્રીઓના વૈદ ભાગ–૧–૨. જટાશંકર લીલાધર. ૧૯૧૬-૧૭ ૧–૧૨
પ્રદર, આતવના રોગો, નિર્બલતા, સુવારોગ વગેરે સ્ત્રીઓના રોગોનાં કારણો, લક્ષણો તથા ઉપાયો.

૯ આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન. મોહનદાસ કરમચંદ ગાંધી. ૦–૬
હવા, પાણી, ખોરાક, કસરત, બ્રહ્મચર્ય, કુદરતી ઉપાયો વગેરે બાબતો વિષે મહાત્માજીના અનુભવના ઉદ્‌ગાર. અમદાવાદ.

૧૦ દીર્ઘાયુષી શીરીતે થવાય ? ગોવિન્દભાઇ હાથીભાઇ દેસાઇ. ૧-૦
તન અને મનની આરોગ્યતા સંબંધી બોધવચન; ડાક્ટર હોલના અંગ્રેજી પુસ્તક ઉપરથી

૧૧ વિદ્યાર્થીનો સાચો મિત્ર: છોટાલાલ જીવનલાલ: વડોદરા. ૧૯૧૮ ૦-૮
શુદ્ધ હવા કસરત સ્નાન વગેરે આરોગ્ય સાચવવાના કુદરતી ઉપાયો વિષે સચોટ અને સબળ ભાષામાં આ પુસ્તકમાં, કહેવામાં આવ્યું છે. પૃ. ૧૬૨

૧૨ વહુને સિખામણ. રવિશંકર અંજારીયા. ૧-૮
સ્ત્રીના જીવન સંબંધે જરૂરી માહીતી.

૧૩ સ્ત્રી-શાસ્ત્ર. એન. એમ. ત્રિપાઠીની કંપની. મુંબાઇ. ૨-૮
સ્ત્રીની જાતિને લગતી અનેક ઉપયોગી વિગતો.

૧૪ ગૃહવ્યવસ્થા અને આરોગ્ય વિદ્યા. ડા. ત્રિભોવનદાસ મોતીચંદ શાહ. ૧-૦
તંદુરસ્તી કેવી રીતે જાળવવી તથા મંદવાડમાંથી તે કેવી રીતે પાછી મેળવવી તે સમજાવવાની કોશીશ આ પુસ્તકમાં કરવામાં આવી છે. અમદાવાદ.

૧૫ નવદંપતીને શિખામણ. ચુનીલાલ વર્ધમાન શાહ. અમદાવાદ. ૧-૮
તેમાં ઋતુસ્રાવ, લગ્નવીર્ય, ગર્ભસંચાર, વિહારનો અતિયોગ વગેરે ઉપયોગી બાબતોની માહિતી બે સ્ત્રીઓના સંવાદ રૂપે આપવામાં આવેલ છે.

૧૬ બાળકોનો વૈદ્ય. ગુજરાત આયુર્વેદિક ફાર્મસી. અમદાવાદ. ૨-૦
બાળકોનાં દરદોના ઘરગતુ ઉપાયો.

૧૭ ખાનપાન. ગુજરાત આયુર્વેદિક ફાર્મસી. અમદાવાદ. ૨-૦
ખોરાકના પદાર્થોના ગુણદોષોનું વિગતવાર વર્ણન.

૧૮ નિર્બળતા. જટાશંકર લીલાધર ત્રિવેદી. અમદાવાદ. ૧૯૧૫ ૦-૬
નબળાઇનાં કારણો, લક્ષણો તથા ઉપાયોનું વર્ણન.

## કલા, વિજ્ઞાન અને સામાન્ય જ્ઞાન.

૧ ઘરમાં વપરાતી ચીજોનું રસાયણ નીલકંઠરાય ડાહ્યાભાઈ છત્રપતિ. ૦-૪
રાંધવું વગેરે દરરોજની ક્રિયામાં રહેલ રસાયણ શાસ્ત્રના સિદ્ધાંતો સરળતાથી સમજાવવાનો સફળ પ્રયત્ન. અમદાવાદ.

૨ ગૃહવ્યવસ્થા. નીલકંઠરાય છત્રપતિ.
રહેઠાણ, ફરનીચર, રસોઇ, કપડાં વગેરે વિષયો સંબંધી સ્ત્રીઓને ખાસ જાણવા લાયક વર્ણન.

૩ ગુંથણકળા. ડૉક્ટર ખોરશેદબાઇ પેસ્તનજી. ૫-૦
રૂમાલ, મોજાં, ઝબલાં વગેરે ગુંથવાની સંપૂર્ણ માહિતી આપતું પુસ્તક.

૪ મોતીનાં પડદા. મંગળાગૌરી ચુનીલાલ સેતલવાડ. ૩-૦
મોતીનાં જુદી જુદી જાતનાં તોરણો અને પડદાઓ કેવી રીતે બનાવવાં તેનું વર્ણન.

૫ જાદુકપટ પ્રકાશ. ઇચ્છાશંકર અમથારામ ભાગ ૧-૩. ૭-૮
જાદુગરો, ભુવા, માતાની ચુંદડી કાઢનાર બ્રાહ્મણો, મદારી વગેરે માણસોના ભરમ ખુલ્લા કરી દેખાડનારૂં ગમ્મત અને જ્ઞાન આપતું પુસ્તક.

૬ નારી શિક્ષા ભાગ. ૧-૨ કૃષ્ણરાવ ભોળાનાથ દીવેટીઆ. અમદાવાદ.
ભાગ ૧. ૦-૧૦ ભાગ ૨. ૦-૧૨
વિજ્ઞાનના સામાન્ય સિદ્ધાંતો સરળતાથી અને રસપૂર્વક સમજાવનાર ગ્રંથ, મૂળ બંગાળીમાંથી ભાષાન્તર.

૭ સ્ત્રીઓની રંગભૂમિ. મણિલાલ છબારામ ભટ્ટ. ૧-૮
સંવાદ તથા વાતોના સ્વરૂપમાં વિજ્ઞાનના સિદ્ધાંતો સમજાવતું પુસ્તક.

૮ વિદ્યાકલ્પચિંતામણી. હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી. ૦-૮
વિજ્ઞાનના મહત્ત્વના સિદ્ધાંતો સરળતાથી સમજાવતું સચિત્ર પુસ્તક.

૯ વેતરવા તથા શીવવાની કળા. શિરીનબાઈ ફરામજી. ૨-૦
સ્ત્રીઉપયોગી કળા વિષે ખરી મદદ કરનાર પુસ્તક.

૧૦ પાકશાસ્ત્ર. ગં. સ્વ. લલિતા ગૌરી શામરાવ તથા મુંબાઇ.
ગં. સ્વ. વિમળાગૌરી મગનલાલ. ૩-૦
આ પુસ્તકમાં જુદી જુદી જાતની લગભગ ૩૦૦ વાનીઓ બનાવવાની રીત, રસોઇને લગતી બીજી કેટલીક ઉપયોગી માહીતિ સાથે આપવામાં આવેલ છે.

૧૧ સામાન્યજ્ઞાન પ્રશ્નમાળા. છગનલાલ ઠાકોરદાસ મોદી.
તથા ઉત્તરો.
હંમેશના ઉપયોગની અનેક બાબતો વિષે માહીતિ.

૧૨ પ્રાણીવર્ણન ભાગ ૧ થી ૩. બળવંતરામ મહાદેવરામ મહેતા. ૧-૦
જનાવરો કેવાં છે, તેમના સ્વભાવ, તેઓ શી રીતે ગુજરાન કરે છે, અને દુનીઆમાં તેમનો શો ખપ છે, તેનું સચિત્ર વર્ણન.

૧૩ જ્યોતિર્વિલાસ. ગુજરાતી પ્રેસ.
પૂર્વ તથા પશ્ચિમની ખગોળવિદ્યાને સરળતાપૂર્વક તથા રસભરી રીતે

# નીતિ અને ધર્મ.

૧. નીતિશિક્ષણ. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ. ૦-૧૨
સત્ય, પ્રેમ, ન્યાય વગેરે નૈતિક ગુણો દર્શાવતાં દૃષ્ટાન્તોની ફુલગુંથણી, નીતિના સિદ્ધાંતો સરળ ભાષામાં કરેલ વિવેચન સાથે આ પુસ્તકમાં જોવામાં આવે છે.

૨ ધર્મવર્ણન. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ ૧-૪
હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તિ વગેરે ધર્મો વિષે જાણવા જોગ માહિતિ. પૃષ્ટ ૩૨૦

૩ હિંદુ વેદ ધર્મ. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ. ૨-૪
વેદ, પુરાણ, ઉપનિષદ વગેરે ગ્રંથો, વલ્લભાચાર્ય, બ્રાહ્મસમાજ વગેરે પંથો-એ સર્વ વિષે આ પુસ્તકમાં નિષ્પક્ષપાત રીતે માહિતી આપવામાં આવી છે. પૃષ્ટ ૩૨૨.

૪ ચંદ્રકાન્ત ભા. ૧-૩ ઇચ્છારામ સૂર્યરામ. મુંબાઈ. ૮-૪
વેદાન્તના સિદ્ધાન્તોને રોચક દૃષ્ટાંતોથી સરળતાથી સમજાવનાર લોકપ્રિય પુસ્તક. પંચદશીનું રોચક ભાષ્ય.

૫ જ્ઞાનેશ્વરી ગીતા. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. ૨-૦
ગીતાના તત્ત્વજ્ઞાનને સરળતાથી વિસ્તારપૂર્વક સમજાવનાર પ્રસિદ્ધ મરાઠી સંત જ્ઞાનદેવના મરાઠી પુસ્તકનું ભાષાંતર.

૬ શ્રીમદ્ ભાગવત ભાષાંતર. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. ૨-૦
અઢાર પુરાણોમાંના સૌથી વધારે લોકપ્રિય પુરાણનું ભાષાંતર. તેમાં વિષ્ણુની અવતારલીલા વર્ણવી છે.

૭ સિદ્ધાન્તસાર મણિલાલ નભુભાઇ દ્વિવેદી. ૩-૦
સર્વ ધર્મનું નિરીક્ષણ કરી તેમાંથી ઉત્તમ ધર્મ કયો છે તે આ ગ્રન્થના વિદ્વાન્ કર્તાએ યુક્તિથી દર્શાવ્યું છે. પૃષ્ટ ૪૮૦

૮ હિન્દુસ્તાનના દેવો. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી. ૪-૦
હિન્દુસ્તાનના દેવોનાં સ્વરૂપ, લક્ષણ, ઇતિહાસ વગેરે ઉપયોગી માહિતીનો સંગ્રહ.

૯ કૃષ્ણ ચરિત્ર. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. મુંબાઈ. ૧-૮
બંગાળીમાં બંકીમચંદ્રે ઐતિહાસિક દૃષ્ટિથી લખેલ કૃષ્ણના જીવન વિષેના પુસ્તકનું ભાષાંતર.

૧૦ સ્વર્ગનું વિમાન. અમૃતલાલ સુંદરજી પઢીઆર. ૧–૪
ધાર્મિક સિદ્ધાંતોને સરળ દૃષ્ટાંતોથી સમજાવવાનો પ્રયાસ આ પુસ્તકમાં કરવામાં આવ્યો છે.

૧૧ પરમહંસ રામકૃષ્ણનાં બોધવચન. ઈશ્વરદાસ ઇચ્છારામ.
બંગાળમાં હિંદુ ધર્મને ફરીથી જીવતો કરનાર, સ્વામી વિવેકાનંદના ગુરુનાં તત્ત્વજ્ઞાનથી ભરપૂર વચનામૃત.

૧૨ સ્વામી રામતીર્થ. ભાગ ૧ થી ૯. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.
સ્વામી રામતીર્થ એમ. એ. હિંદુસ્તાનમાં તથા હિંદુસ્તાન બહાર યુરેપ, અમેરિકા, જાપાન, ઇજીપ્ત વગેરે સ્થળે તેમની વિદ્વત્તા તથા સાધુતા માટે અતિમાન પામ્યા હતા. તેમનાં ભાષણો, લેખો તથા પત્રોનો જીવન ચરિત્ર સાથે, વિસ્તૃત સંગ્રહ.

૧૩ સ્વામી વિવેકાનંદ. ભાગ ૧ થી ૫. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.
યુરેપ અમેરિકામાં હિંદુધર્મનો ડંકો વગાડનાર હિંદુસ્તાનના ભણેલા માણસોમાં સ્વધર્મ પ્રત્યે પ્રેમ તથા માન ઉત્પન્ન કરાવનાર દેશભક્ત સ્વામીના ચેતનપ્રદ લેખો ભાષણો તથા પત્રોનો સંગ્રહ. અમદાવાદ.

૧૪ મહાભારતની નીતિકથાઓ. મગનલાલ હરિકૃષ્ણ મહેતા. ૧–૮
અમદાવાદ.
એક પ્રસિદ્ધ બંગાળી પુસ્તકનું ભાષાંતર. નીતિકથાનો મહાસાગર મહાભારત ન વાંચી શકે તે સૌએ આ પુસ્તક તો અવશ્ય વાંચવું જોઇએ.

૧૫ હિંદુ-ધર્મની પાઠમાળા. જીવણલાલ અમરશી મહેતા. ૩–૮
અમદાવાદ.
લાલા બૈજનાથના હિંદી પુસ્તકનું ભાષાંતર તેમાં ધર્મ અને તેના પ્રવર્તકો, વર્ણાશ્રમ વ્યવસ્થા, સંસ્કાર, આચાર, ઇશ્વર, મોક્ષ, સંપ્રદાયો વગેરે ઉપયોગી બાબતોનો સમાવેશ કર્યો છે.

૧૬ તુલસીકૃત રામાયણ. પુરૂષોત્તમ ગીગાભાઈ શાહ ભાવનગર.
પ્રખ્યાત હિંદી ગ્રંથની નકલ તથા વિસ્તૃત ગુજરાતી ટીકાવાળી આવૃત્તિ.

## ઇતિહાસ, ભૂગોળ અને પ્રવાસ વર્ણન.

૧ ગુજરાત સર્વસંગ્રહ. નર્મદાશંકર લાલશંકર કવિ. ૫–૦
સરકારી ગેઝેટીયર ઉપરથી લખેલ ગુજરાત પ્રાંતના ઇતિહાસ તથા ભૂગોળ વિષે વિસ્તૃત માહિતી આપતો ગ્રંથ.

૨ જાપાન. વિઠ્ઠલદાસ ધનજીભાઇ પટેલ. ૧-૦
એશીઆના સૌથી આગળ પડતા આ દેશ વિષે જાણવા જોગ માહિતી આપતું પુસ્તક.

૩ મેવાડની જાહોજલાલી. વિઠ્ઠલદાસ ધનજીભાઈ ૦-૧૨
ઉદેપુર અથવા મેવાડના રાજ્યના શૂરવીર રાણાઓ તથા તેમની વીર પત્નીઓનાં અદ્ભૂત પરાક્રમોના હેવાલનું પુસ્તક.

૪ રત્નમાળ. દલપતરામ કવિ. અમદાવાદ. ૧-૦
ગુજરાતના રાજ્યવંશો વિષે ભાટોના ચોપડાઓમાંથી મળી આવેલ ઐતિહાસિક હેવાલોનો રસમય સંગ્રહ.

૫ રાસમાળા ભાગ ૧-૨. રણછોડભાઇ ઉદયરામ. ૭-૦
એલેકઝાંડર ફૉર્બ્સ સાહેબે ગુજરાતના ઇતિહાસનું અનેક સાધનોદ્વારા અંગ્રેજી પુસ્તક તૈયાર કરેલું તેનું ભાષાંતર.

૬ અમેરિકાનો પ્રવાસ. સ્વામી સત્યદેવજી. અમદાવાદ. ૦-૮
સ્વામીજી અભ્યાસ માટે અમેરિકા ગયા હતા ત્યાં તેમણે પોતાનું ખર્ચ જાત કમાઇથી કેવી રીતે ચલાવ્યું તેનું તથા અમેરિકાની અનેક જાણવા જોગ બાબતોનું વર્ણન આ પુસ્તકમાં છે.

૭ કાશ્મીરનો પ્રવાસ. કલાપી. ૦-૮
પૃથ્વીપરના નંદનવન જેવા આ દેશમાં, કુદરતનું બારીક નિરીક્ષણ કરનાર ઉત્તમ પ્રતિના કવિએ પ્રવાસ કરેલો તેનું સુંદર વર્ણન.

૮ મોદીખાનાથી માર્સેલ્સ. ભાગ ૧-૨. જહાંગીર બહેરામજી મર્ઝબાન.
ગમ્મતની સાથે જ્ઞાન આપતું યુરોપના પ્રવાસનું વાંચવા લાયક વર્ણન.

૯ દરીયાપારના દેશોની વાર્તા. ગણપતરામ અનુપરામ. ૨-૦
રસિક ઢબે ભૂગોળનું જ્ઞાન આપતું પુસ્તક.

૧૦ કૈલાસ માનસ સરોવર દર્શન. ગિરજાશંકર ભગવાનજી બધેકા. ૨-૦
મરાઠીમાં સ્વામી હંસે હિમાલયના પ્રવાસનું બારીક નિરીક્ષણવાળું અને ઈશ્વરપર અનન્ય શ્રદ્ધા દર્શાવતું પુસ્તક લખ્યું છે તેનું ભાષાંતર.

૧૧ હિમાલયનો પ્રવાસ. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર. અમદાવાદ. ૦-૧૨
"કાકા" ના નામથી જાણીતા થયેલ બહુશ્રુત દેશપ્રેમી દક્ષિણી સજ્જનનું આ આનંદદાયક અને વિચારપૂર્ણ પુસ્તક શુદ્ધ, સરળ અને સુંદર ગુજરાતીમાં લખાયું છે.

૧૨ પૂર્વ રંગ. દત્તાત્રેય કાલેલકર અને નરહરિ પરિખ. અમદાવાદ. ૧–૦
હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસનું દિગ્દર્શન.

૧૩ આર્યોના તહેવારોનો ઇતિહાસ. ચતુર્વેદી. અમદાવાદ. ૩–૮
હિંદુઓના જુદા જુદા તહેવારોની ઉત્પત્તિ, તે પાળવાની વિધિ વગેરે બાબતોનું વર્ણન કરતું અત્યંત શ્રમ લઈ તૈયાર કરેલું પુસ્તક. મરાઠી ઉપરથી ભાષાંતર.

૧૪ પ્રાચીન ભરતખંડનો મહિમા. નારાયણ હેમચંદ્ર. ૦–૮
પ્રાચીન ભરતખંડે પોતાની કીર્તિ કેવી રીતે ફેલાવી હતી, અને બીજી જાતોપર તેણે કેવો ઉપકાર કર્યો છે તેનું વર્ણન.

૧૫ બર્નીયરનો પ્રવાસ. મણિલાલ છબારામ. અમદાવાદ. ૧–૦
ઈ. સ. ૧૬૫૬ થી ૧૬૬૮ સુધી મોગલના રાજ્યમાં એક ફ્રેંચ વિદ્વાને કરેલી હિંદુસ્તાનની મુસાફરીનો હેવાલ.

૧૬ હિંદુસ્તાનની તીર્થયાત્રા. જેઠાલાલ દેવશંકર દવે. અમદાવાદ ૭–૦
હિંદુ, જૈન અને મુસલમાનોનાં હિંદુસ્તાનમાં આવેલાં સર્વ તીર્થો, ત્યાં જવાના રસ્તા, ત્યાંનાં જોવા લાયક તથા દર્શન કરવા યોગ્ય સ્થળો વગેરે યાત્રાળુઓને ઉપયોગી માહીતિનો સંગ્રહ.

૧૭ ગોમંડળ પરિક્રમ. સૌ. નંદકુંવરબા. ૦૫–૦
ગોંડલનાં રાણી સાહેબે કરેલ પૃથ્વી પ્રદક્ષિણાનો તેમણે જાતે લખેલ રસિક, અને બોધક હેવાલ.

## અર્થશાસ્ત્રને લગતાં અને રાજકીય પુસ્તકો.

૧ અર્થશાસ્ત્રની વાતો. ચીમનલાલ હરિલાલ સેતલવાડ. ૧–૮
તથા મદનલાલ લલ્લુભાઈ મુન્સફ.
અર્થશાસ્ત્રના સિદ્ધાંતો સમજાવનારી ટુંકી વાર્તાઓ.

૨ અર્થશાસ્ત્ર. અંબાલાલ સાકરલાલ. ૧–૦
પ્રસિદ્ધ અંગ્રેજ લેખક મીલના અર્થશાસ્ત્રના પુસ્તકનું ભાષાંતર.

૩ અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વો. ચીમનલાલ હરિલાલ સેતલવાડ. ૧–૪
અર્થશાસ્ત્રના સિદ્ધાંતો સરળતાથી સમજાવતું પુસ્તક.

૪ બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.
ભાગ ૧–૨. અમદાવાદ ૧–૧૨
કંપની સરકારના અમલમાં કેવી રીતે હિંદ પાયમાલ થયું તેનો ઇતિહાસ. રમેશચંદ્ર દત્તના અંગ્રેજી પુસ્તકનું ભાષાંતર.

૯ સાચું સ્વર્ગ. અમૃતલાલ સુંદરજી પઢીયાર. ૧-૮
ગરીબ દેશબંધુઓની સેવા કરવી તેમાંજ ખરૂં સુખ રહેલું છે એવું આ પુસ્તક શીખવે છે.

૧૦ સ્ત્રીઓનો સંદેશ. દેવકીબાઈ વેદ. મુંબાઇ. ૧-૮
મુંબાઈના ગુજરાતી હિંદુસ્ત્રીમંડળમાં જાણીતા વિદ્વાનોએ આપેલ વાર્ષિક ભાષણોનો સંગ્રહ.

૧૧ સંવાદમાલા. જીવણલાલ અમરશી મહેતા. અમદાવાદ. ૨-૮
કલાપી, કાન્ત, ધૂમકેતુ, વગેરે જુદા જુદા લેખકોએ લખેલ ઉત્તમ પ્રતિના ૩૬ સંવાદોનો સચિત્ર સંગ્રહ.

૧૨ હિંદુસ્તાનના સામાજીક જીવનમાં સ્ત્રીનું સ્થાન. સૌ. વિદ્યાગૌરી નીલકંઠ તથા સૌ. શારદાગૌરી મહેતા. ૧-૦
વડોદરાનાં મહારાણી ચીમનાબાઇએ લખેલ અંગ્રેજી પુસ્તકનું ભાષાંતર. તેમાં આપણા દેશની સ્ત્રીઓ પોતાના નિર્વાહ માટે કેવા કેવા ઉદ્યમ કરી શકે તેનું માર્ગસૂચન પશ્ચિમના દેશોના અનુભવપરથી કર્યું છે.

૧૩ જુવાની જાળવવાના ઉપાય. અમૃતલાલ સુંદરજી પઢીયાર ૧-૮
કેવા ઉપાયોથી સ્ત્રીઓ પોતાનું યૌવન જાળવી શકે, લાંબા કાળ સુધી ટકાવી રાખી શકે-તેનું દિગ્દર્શન.

૧૪ મહાત્મા ગાંધીની વિચારસૃષ્ટિ. મથુરાદાસ ત્રીકમજી. ૨-૧૨
અસહકારની હીલચાલ શરૂ થઇ તે પહેલાંના મહાત્માજીના લેખો તથા ભાષણોનો સંગ્રહ.

૧૫ લેખો તથા ભાષણો. અંબાલાલ સાકરલાલ દેસાઇ. અમદાવાદ. ૨-૦
દી. બા. અંબાલાલના સામાજિક રાજકીય, આર્થિક, સાહિત્ય વિષયક તથા આરોગ્ય સંબંધી લેખો તથા ભાષણોનો સંગ્રહ. પૃષ્ઠ ૭૨+૨૭૫. પ્રો. બ. ક. ઠાકોરના મનનીય ઉપદ્ઘાત સહિત.

# ગુજરાતનાં સ્ત્રીરત્નો.

Wherever a noble deed is wrought,
Whenever is spoken a noblet hougnt,
Our hearts, in glad surprise
To higher levels rise.

Longfellow.

## મહારાણી શ્રી ચીમનાબાઇ ગાયકવાડ.

દેવાસનાં રાજકુંવરી અને વડોદરાના શ્રીમંત મહારાજા શ્રી સર સયાજીરાવ બહાદુરનાં પત્ની અ. સૌ. મહારાણી શ્રી ચીમનાબાઇ સાહેબનું ચરિત્ર સ્ત્રી જાતિની ઉન્નતિ થાય એવાં કામોથી ભરપુર છે. મરાઠા રાજકુંટુંબોમાં ચાલતી સામાન્ય કન્યાકેળવણી મહારાણીશ્રીને તેમના પિયેરમાં મળી હતી, પણ સન ૧૮૮૫ માં વડોદરે આવ્યા પછી તેમને અંગ્રેજી અને ગુજરાતી ભાષાઓનો અભ્યાસ કરવાની જરૂર પડી અને પોતે જ મનથી જ ચંચળ અને બુદ્ધિશાળી હોવાથી બન્ને ભાષાઓ સપાટાબંધ શીખી ગયાં. નામદાર મહારાજા સાથે તે પછી યુરોપનો પ્રવાસ કરતાં અંગ્રેજી ઉપર તો એક અંગ્રેજ બાનુને પણ ટક્કર મારે એવો કાબુ તેમણે મેળવ્યો. મહારાણી વિક્ટોરિયાની મુલાકાતમાં તેમણે એવી સભ્યતા, અને વિવેકસરી છટાદાર ભાષા વગેરે બતાવ્યાં કે મહારાણી ખુશ ખુશ થઇ ગયાં. તેમની હોશિયારીથી પ્રસન્ન થઈ તેમણે એમને ‘ક્રાઉન ઑફ ઇન્ડિયા’ નો ખિતાબ આપ્યો.

યુરોપખંડના બધા દેશોની મુસાફરી કર્યા પછી તેઓ અમેરિકા અને જાપાન વગેરે દેશોમાં પણ જઈ આવ્યાં. જ્યાં જ્યાં તેઓ ગયાં ત્યાં ત્યાં સ્ત્રીની હાલત અને કેળવણી વગેરે કેવાં છે, તે ધ્યાનથી જોતાં અને તે તે પ્રજાઓ અથવા સરકારો તરફથી સ્ત્રીઓની ઉન્નતિ માટે કેવાં પગલાં ભરાયાં છે અને ભરાય છે, તેની માહિતી મેળવતાં. મહારાણી શ્રી ચીમનાબાઇ સાહેબે પોતે જોયેલી અને અનુભવેલી પરદેશી સ્ત્રીઓની સ્થિતિ અને હિંદુસ્તાનની સ્ત્રીઓની સ્થિતિનો બરોબર ખ્યાલ રાખી Position of women in Indian Life નામે એક પુસ્તક લખી કાઢયું સ્ત્રીઓમાં કેળવણીનો વધારો કરવા તરફ જ નહિ પરંતુ અજ્ઞાન અને લાજને લીધે હિંદુ સ્ત્રીઓ જે દુઃખ દરદો સહન કરે છે તેનો દેશને અનુકૂળ

આવતો ઉપચાર કેમ કરવો તે તરફ પણ મહારાણી ચીમનાબાઇ સાહેબે કાળજી બતાવી છે. પોતાના રાજ્યમાં તેમ જ હિંદનાં નાનાં મોટાં બીજાં શહેરો વગેરેમાં સ્ત્રી છોકરાંની સારવાર માટે કેવાં પગલાં ભરાયેલાં છે અને ભવિષ્યમાં કેવાં પગલાં ભરાય તો ગરીબ તવંગર સૌ લાભ લઈ શકે, તે બાબત પણ તેમણે પરદેશમાં લીધેલા અનુભવથી વખતો વખત એવી સંસ્થાઓની મુલાકાતોમાં અને ભાષણોમાં જણાવેલું છે.

રાજવંશીઓને બહાર પડયા વગર ગરીબની સ્થિતિનો ખ્યાલ ભાગ્યે જ આવે છે. મહારાણી ચીમનાબાઇ સાહેબે ને ગોંડળનાં મહારાણી નંદકુંવરબાએ બહાર પડી ગરીબોની સ્થિતિ અવલોકી છે અને તેમની હાલત સુધારવાને તેમણે પોતાથી બનતું કર્યું છે મહારાણી ચીમનાબાઈ સાહેબે ગરીબ અનાથ વિધવાઓનાં દુઃખ દુર કરવા વડોદરામાં 'અનાથ મહિલાશ્રમ' ઉઘાડવાની હિલચાલ કરી છે. વળી સુવાવડ અને બાળસંગોપનને માટે પણ તેમણે વડોદરાની પ્રજાને બની શકતી મદદ અપાવી સ્ત્રી જાતિનાં દુઃખદરદો દૂર કરવા સંબંધી પોતાની લાગણી બતાવી આપી છે.

સ્ત્રીઓનાં દુઃખદરદો અને સાંસારિક વિડંબનાઓ વગેરે દૂર કરવાનો સાથી સારામાં સારો ઉપાય કેળવણી છે અને તે તરફ ના. મહારાજા અને મહારાણી હમેશ લક્ષ રાખતાં રહે છે. કેળવણીના સાર્વત્રિક પ્રસાર માટે ફરજિયાત કેળવણી હોવી જોઇએ, જે પશ્ચિમ હિંદુસ્તાનમાં તો સૌથી પહેલાં વડોદરા રાજ્યે જ અમલમાં મૂકી છે. વૈવાહિક વિષયોમાં પણ વડોદરા રાજ્યે સૌથી આગળ પગલાં ભરી બતાવ્યાં છે; આવી બધી, સ્ત્રીની ઉન્નતિ કરનારી, સ્ત્રીઓમાં જ્ઞાનનો બહોળો ફેલાવો થાય એવી સંસ્થાઓ–શાળાઓ અને લાયબ્રેરીઓ વગેરે સ્થાપવાની, અને કાયદાથી વૈવાહિક સંબંધ સુધરે એવી યોજનાઓ વાળી હિલચાલો વડોદરાનાં સુશિક્ષિત અને દેશપરદેશના અનુભવવાળાં રાજવંશી, તરફથીથઇ છે. ગૃહરાજ્ય ચલાવવામાં ઉપયોગી થઇ પડે એવી હુન્નર કળાઓ અને આવડો શિખવવા તરફ તેઓ ઘણી કાળજી બતાવતાં રહે છે. સ્ત્રીઓને હાથે થયેલી વસ્તુઓનાં, ચિત્રકળાનાં અને બીજાં રમત ગમતનાં સાધનવાળાં પ્રદર્શનો ભરાવવાં અને જાહેરમાં લાવવી તથા ઉત્તેજિત કરવી એ મહારાણીને બહુ જ પ્રિય પ્રવૃત્તિ છે. કલકત્તામાં પ્રદર્શન ખુલ્લું મૂકતાં તેમણે પોતાના ભાષણમાં સ્ત્રીઓની ઉન્નતિને માટે એવા ઉપયુક્ત વિચારો અને કાર્યસાધક ભલામણો રજુ કરી હતી કે જેથી બંગાળની બાનુઓ અને કેળવાયલો વર્ગ, તેમના સ્ત્રીઓની ઉન્નતિ માટેના ઉંડા અભ્યાસ માટે ચકિત થઇ ગયો હતો.

સ્ત્રીકેળવણી અને સંસારસુધારા માટે મહારાણીશ્રીના વિચાર પ્રગતિ કારક હોવા છતા પણ તેઓ, સંરક્ષક નીતિએ જેમ જેમ લોકજ્ઞાનમાં આગળ વધતા જાય તેમ તેમ ધીરેથી વધારો કરવાનાં હિમાયતી છે. પોતે પડદાની વિરુદ્ધ હોવા છતાં તેને પ્રસંગ જોઇ જોઈને જ દૂર રાખે છે મધ્યમસરના કોમળ ને ધીરા માર્ગે પ્રગતિ વધારે સારી થાય છે એવો એમનો અનુભવ એમના વિચારોમાં કેટલીક વાર વ્યક્ત થયો છે. આવા સારા, ઉંડા અને સ્ત્રીઓની ઉન્નતિ કરવા તરફ ઝોકવાળા એમના વિચારો અને ઉંડા જ્ઞાન માટે આપણે અહિંજ નહિ પરંતુ યુરોપ અને અમેરિકામાં વર્તમાનપત્રોમાં તેમનાં પુષ્કળ વખાણ થયલાં છે.

પોતે જ્ઞાન લેતા રહેવું અને પોતાને પ્રાપ્ત થયેલા જ્ઞાનનો જનસમાજને લાભ આપવો, એ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે અને જો કે, આવી કર્તવ્યપરાયણતા રાજકુટુંબોમાં દુર્લભ હોય છે, છતાં મહારાણી શ્રી ચીમનાબાઇ સાહેબમાં તે કર્તવ્યપરાયણતા પરાકાષ્ટાએ પહોંચેલી છે અને સતત તેઓ મરાઠી, ગુજરાતી અને અંગ્રેજી નવનવાં પુસ્તકોનો અભ્યાસ અને વાંચન રાખે છે. સ્ત્રીઓને માટે મહારાણીએ ઘણું કયુ છે તેમ છતાં જમાનાના અજ્ઞાન પડોથી દટાઇ ગયેલી હિંદુ સ્ત્રીઓ માટે હજી ઘણું ઘણું કરવાનું બાકી છે, જે કરવાને મહારાણી શ્રી ચીમનાબાઈ સાહેબ જેવાં સુશિક્ષિત અને અનુભવી મહારાણી, સ્ત્રી જાતિના ઉદ્ધાર માટે ઘણું જીવો એજ અમારી અંતિમ અભિલાષા છે.

---

## રાણી નંદકુંવરબા.

કાઠિયાવાડમાં આવેલા ગોંડળનાં ઠકરાણી નંદકુંવરબા, પડદે રહેનારી રજપુત રાજસ્ત્રીઓમાં એક સુધારક, રજપુત સ્ત્રીઓમાં કેળવણીનો પ્રસાર અને વિશાળ જ્ઞાનનો ઉદય થયેલો જોવાને ઇંતેજાર, અને સ્ત્રી-ઉન્નતિ કારક વિચારોનાં પોષક ક્ષત્રિયાણી છે. ધર્મપુરમાં એમનો જન્મ સન ૧૮૬૭ ની સાલમાં થયો હતો. પિતાને ઘેર તેમને સાધારણ ગુજરાતી કેળવણી મળી હતી. પરંતુ પરણીને ગોંડલ આવ્યા પછી પતિના ઉચ્ચ સંસ્કારો અને આગળ વધવાના વિચારોએ તેમને ગુજરાતી અને અંગ્રેજીનો અભ્યાસ વધારવાને ઉત્તેજ્યાં હતાં. પોતાને સત્ય લાગે તે માર્ગે જવાને તેઓ જરા પણ ડરતાં નથી. ક્ષત્રિયાણીને શોભે એવી આ નિડરતાને લીધેજ તેઓ ના. ઠાકોર સાહેબ સાથે વિલાયત જવાને તૈયાર થયાં હતાં અને

રજપુતોમાં તથા રાજવંશોમાં જમાનાઓ થયાં જડ ઘાલી રહેલો પડદાનો રિવાજ તેમણે દૂર કરી નાંખ્યો હતો. લોકની ચરચારથી તેઓ જરાપણ ડરતાં કે પાછાં પડતાં નથી.

ના. ઠાકોર સાહેબ સાથે, કાઠિયાવાડમાંથી વિલાયત જનાર તેઓ પહેલાં જ ક્ષત્રિયાણી છે. ઇંગ્લાંડમાં રહી તેમણે પોતાના અંગ્રેજી અભ્યાસમાં પુષ્કળ વધારો કર્યો. ઇંગ્લાંડ જોઇને તેઓ પાછા! આવ્યાં નહિ પરંતુ દુનિયાની મુસાફરી તરફ મન દોડાવ્યું. યુરોપના મુખ્ય મુખ્ય દેશો જોઇ તેઓ પૃથ્વી પ્રદક્ષિણાએ નિકળ્યાં અને અમેરિકા, આસ્ટ્રેલિયા, ચીન ને જાપાનના મુલકો જોયા. પોતાની પૃથ્વી પ્રદક્ષિણાનો લોકને લાભ મળે એટલા માટે સ્વદેશ આવી ગુજરાતી ભાષામાં તેમણે 'ગોમંડળ પરિક્રમ' નામનું પ્રવાસ પુસ્તક લખ્યું. ગોમંડળ પહેલાં વિલાયતના પ્રવાસનાં કેટલાંક પુસ્તક બહાર પડેલાં હતાં તેથી તેમણે જુદી જ માહિતી આપી. દેશદેશાવર ફરવાથી માણસ ઘણું જોઇ અને શીખી શકે છે. પ્રવાસ પણ જ્ઞાનાભિવૃદ્ધિનું એક ઉત્તમ પગલું છે અને પ્રવાસનાં પુસ્તકોનું વાચન માણસને જ્ઞાનની સાથે ગમત આપવા ઉપરાંત પ્રવાસ કરવાને પણ ઉત્તેજન આપે છે. કાળજતાં પ્રવાસનાં પુસ્તકો ઇતિહાસ લખનારાઓને પણ કિમતી સાધન સમાન થઇ પડે છે.

જેમ પરદેશ ફરવાથી મનુષ્યને જ્ઞાન મળે છે, તેમ જાહેરમાં આવવાથી પણ લોકાનુભવનું ઉત્તમ શિક્ષણ મળે છે. આ માનનીયતાએ જ રાણી નંદકુંવરબાએ પડદો કાઢી નાંખી જાહેરમાં આવવાનું પસંદ કર્યું છે. પડદાને લીધે સ્ત્રીનું વ્યક્તિત્વ અંધારામાં રહે છે. દુનિયાં કેવી છે તે પડદે રહેનારીઓના જાણવા કે સમજવામાં આવતું નથી લોકવ્યવહાર, રીતરિવાજ, અને ગરીબ તવંગરની શું પીડાઓ અને કેવા વૈભવ હોય છે, તે, તેઓ જાણી શક્તી નથી, એટલે સ્ત્રી કે, જે ગૃહસંસારની પ્રધાન ચાલક છે તે બિલકુલ અજ્ઞાત 'કુવામાંની દેડકી' થઇ રહે છે. નંદકુંવરબા સાહેબથી પડદાની આ ખામીઓ કેળવણી લેતાં વાત સમજાઇ ગઇ હતીઃ ઘર આગળ ભણેલા અને જાહેર શાળામાં ભણેલા વિદ્યાર્થી વચ્ચે જે તફાવત રહે છે તેથી ઘણો જ મોટો તફાવત પડદે ભણેલી અને જાહેરમાં આવી દુનિયામાંથી દુનિયાદારીનું જ્ઞાન પામેલી બાઇમાં જોવામાં આવે છે. રજપુતાણીઓ અને રાજકુમારિકાઓને પડદામાંથી છુટ આપવામાં આવે તો તેઓ પૌરાણિક ક્ષત્રિયાણીઓની પંક્તિએ ચઢી શકે એમ તેઓ માને છે અને પોતે જે સત્ય માનેલું તે જાહેરમાં સૌને સમજાવી રહ્યાં છે.

રાજકુંવરને કેળવણી આપવા તેમે ઈંગ્લાંડ મૂકવાને તેઓ બીજીવાર વિલાયત ગયાં હતાં. આ વખતે રૂશિયાના મરહુમ ઝારનો મૉસ્કોમાં રાજ્યાભિષેક થવાનો હતો તેથી રાણી નંદકુંવરબા મૉસ્કો ગયાં હતાં ને રૂશિયન રાજવંશીઓની રીતભાત, ધાર્મિક ક્રિયા અને વૈભવ વગેરેની માહિતી મેળવી આવ્યાં છે.

રાણી નંદકુંવરબા, જુના વિચારવાળાઓને મોટાં સુધારક અને નવા વિચારોમાં આગળ વધી ગયેલાં લાગે પરંતુ તેઓ હિંદુ ધર્મનાં હિમાયતી છે અને હિંદુ દેવદેવીઓ ઉપરની તેમની શ્રદ્ધામાં જરાએ ફેર પડ્યો નથી. દેવી—અંબા ઉપર તેમને પુષ્કળ શ્રદ્ધા છે હિંદુ સંસારમાં જે નઠારાં–દેશ કાળને પ્રતિકૂલ તત્ત્વ અજ્ઞાન કાળમાં દાખલ થઈ ગયેલાં છે તેનાં જ તેઓ વિદ્વેષી છે. સારાં અનુભવથી સિદ્ધ થયેલાં અને અનેકાનેક પરધર્મીઓનાં આક્રમણ છતાં ચાલુ રહેલાં હિંદુ ધર્મ અને સંસારનાં તત્ત્વો સામે તેમને અપ્રીતિ તો નહિ પરંતુ બહુ જ ભાવે છે ધર્મ જ પ્રજાને ધરી રાખનારું તત્ત્વ છે એમ તેઓ સમજે છે. ધર્મ ઉપરની તેમની આવી અચળ શ્રદ્ધાની સાખ તેમણે કરેલો લક્ષચંડી યજ્ઞ આપણને આપે છે.

તેઓ ગુજરાતી સાહિત્યના પણ બડાં અભ્યાસી છે સાહિત્યમાં તેઓ બહુ સારો રસ લેતાં અને લાયક લખાણોને ઉત્તેજન પણ આપે છે. રાજકોટ ખાતે ભરાયેલી સાહિત્ય પરિષદના મહેમાનોને આવકાર આપતાં તેમણે સાહિત્ય પ્રતિનો પોતાનો પ્રેમ દર્શાવી આપેલો છે. એમનાં ઉમદા કામો અને ચરિત્ર કાઠિયાવાડ અને ગુજરાતની ક્ષત્રિયાણીઓને ઉત્તેજન લેવા યોગ્ય છે. તેમના ચરિતમાંથી ઉચ્ચ ને ઉન્નતિપ્રેરક તત્ત્વ ગ્રહણ કરવાં એ આપણી ફરજ છે; સાથે એમ કહેવું પણ ખોટું નથી જ કે, હાલ જે રાજવંશી બાનુઓ અને રાજકુંવરીઓ કેળવણી લે છે અને સ્વજાતિના ઉત્કર્ષ માટે મહેનત કરે તે રાણી નંદકુંવરબાના ઉજ્જવળ ચરિત્રને જ આભારી છે.

---

ગં. સ્વ. જમનાબાઇ સકકાઈ.

ગુજરાતમાં ખાસ કરીને મુંબાઇ જેવા વૈભવી અને મોજી શહેરમાં સ્ત્રીવર્ગમાં લોકસેવા કરવાની અને જાહેરમાં આવી સ્ત્રી જાતિની ઉન્નતિના કાર્યમાં આગળ પડવાની વૃત્તિ જાગ્રત કરવા માટે જાણીતાં થએલાં આ

પરોપકારી બાઈનો જન્મ મોઢ વણિક નાતના શેઠ તાપીદાસ ગરજદાસના ખાનદાનમાં સંવત્ ૧૯૧૮ ની સાલમાં થયો હતો. જમનાબાઇના પિતાનું નામ તુલસીદાસ અને માતાનું નામ મણિકુંવર હતું. ગૃહસ્થ કુટુંબને ગોદ લાડકોડમાં આ બાઈ ઉછર્યાં હતાં. તેમના જમાનાને બરની ગુજરાતી કેળવણી તેમને મળી હતી. ગૃહકેળવણી તેમનાં ફોઇ, જે ઘરનું નાવ ચલાવતાં હતાં તેમને હાથે મળી હતી. પરણેલી જિંદગીમાં પ્રવેશ કરતાં ફોઈએ આપેલી તાલીમ તેમને બહુ ઉપયોગી થઈ પડી હતી. ઉપર થતાં જ સુરતના વતની નગીનદાસ ભક્તિદાસ સાથે તેમને પરણાવવામાં આવ્યાં હતાં. સુરત સાસરામાં સાસુ સાવકાં ને ચાકર નફર પણ ન હતાં. જમનાબાઈને ઘરનું તમામ કામકાજ હાથે જ કરવું પડતું હતું. ગૃહસ્થાશ્રમમાં ઉછરેલાં હોવા છતાં કામ કરી તેઓએ 'કામ કર્યાં તેણે કામણ કર્યાં,' એ લોકોક્તિ પ્રમાણે સગાં અને આડોસીપાડોસીની શાબાશી મેળવી ગૃહિણી પદ પ્રાપ્ત કર્યું. નગીનદાસ મેટ્રીક થયા પછી મુંબાઇ ભણવા ગયા ને જમનાબાઈને આખા કુટુંબ અને ઘરનો ભાર પોતાને એકલે હાથે લેવો પડ્યો.

નગીનદાસની શરૂઆતની નોકરી અને જુવાનીમાં જમનાબાઈને ઘરકામની જંજાળમાંથી વખત મળતો નહિ, પરંતુ ગૃહસ્થાશ્રમની સ્થિરતા અને સુખ ... અવકાશ મળતો ગયો તેમ તેમ જમનાબાઇએ પોતાના જ્ઞાનમાં વધારો ... વા વાચન તરફ મન લગાડ્યું. મનુષ્ય પોતાના ખરેખરા મનથી જે બાબત પાછળ લાગે છે તે બાબત ગમે તેવી કઠણ હોય તો પણ પાર પડાય છે. જમનાબાઈ, જો કે પોતાને વધારે કેળવણી મળેલી ન હતી તો પણ ખાનગી વાચનથી જ્ઞાનનો સારો સંચય કરી શક્યાં.

જમનાબાઈનો ગૃહસ્થાશ્રમ વખત વર્તતાં બીજી રીતે સુખી નિવડ્યો પણ સંતાન સંબંધી દુઃખ રહ્યું. તેમને દસબાર બાળક થયાં પરંતુ તે જીવ્યાં નહિ. સ્ત્રીઓને સંતાન માટે સાધારણ રીતે બહુ લાગે છે, પણ જમનાબાઇએ તો 'ઈશ્વરઇચ્છા' માની મન વાળ્યું, અને ૧૯૦૩ ની સાલમાં મુંબાઈમાં સ્ત્રીઓની ઉન્નતિ માટે એક મંડળ સ્થાપ્યું, તેનું પ્રમુખપદ તેમને આપવામાં આવ્યું. મિ. નગીનદાસે એ પદને શોભાવવાનું તેમને ઉત્તેજન આપ્યું અને ખરેખર જમનાબાઈએ સધવા તેમ જ વિધવા અવસ્થામાં પણ તે સ્થાન પર ચાલુ રહી હજારોનાં મોટાં નાનાં સૌની શાબાશી મેળવી. સ્ત્રીકેળવણી અને સ્ત્રીજાતિના હિતનાં બીજાં કામ ચાલતાં હતાં એટલામાં સન ૧૯૧૧-૧૨ માં દુકાળ પડ્યો. ગુજરાતનાં ગામડાંમાં અને ગુજરાતથી દૂરના પ્રદેશમાં ઘણું સંકટ ફેલાવાના સમાચાર મુંબઈ પહોંચ્યા. મુંબાઈ

પ્રાણીઓ અને અન્નવસ્ત્ર વગરનાં માણસોની સેવા બજાવવાનો આ સમય જમનાબાઈએ. મદદ આપવાનું ફંડ ઉભું કરી પકડી લીધો. રૂપિયા અને કપડાં વગેરે મળી આવ્યું. ગરીબોના રોટલામાંથી પણ તે વહેંચનારા અર્ધભૂખ્યા ઘણું કાઢી ખાય છે, એમ વર્તમાનપત્રોમાંનાં વખતો વખતનાં વાચનથી મિસિસ સક્કાઇ જાણીતાં હતાં. તેમણે જાતે ગરીબોનાં ઝુંપડાંની મુલાકાત લઇ તેમને મદદ પહોંચાડવાનો વિચાર કર્યો. ઉનાળાના સખત તાપતડકામાં તે કેટલીક તેમના જેવી સેવાવૃત્તિ વાળી બહેનોને લઇ ગુજરાત અને કાઠિયાવાડ તરફ નિકળી પડયાં. ગરીબોને તેમને ઝુંપડે જઇ જમનાબાઈએ આશ્વાસન આપ્યું અને મુગાં ઢોરને બની શકે તેટી ઘાસની પણ ગોઠવણ કરી અપાવી. જમનાબાઇના આ પરોપકારી કાર્યે મુંબાઇમાં તેમ જ બહાર ઘણી અસર ઉપજાવી. મોટા માણસો અને અધિકારીઓ સુદ્ધાંએ તેમને 'સીસ્ટર ઑફ મર્સી' નું નામ આપ્યું. અલબત, સેવાધર્મ બજાવવામાં અને બીજાઓમાં સેવાવૃત્તિની લાગણી જાગ્રત કરવામાં જમનાબાઈએ, બહાર પડયાની પોતાની ટુંકી કારકીદીમાં જે કરી બતાવ્યું છે, તે સ્ત્રીઓએ શિક્ષા લેવા જેવું જ કાર્ય છે, એમ હરકોઇ કબુલ કરશે.

મિ. નગીનદાસ સક્કાઇનું મરણ થતાં જમનાબાઇ પ્રતિ આખા દેશમાં દિલસોજી ઉભરાઇ હતી. આગળ જણાવી ગયા તેમ વિધવાવસ્થા પ્રાપ્ત થયા છતાં મિસિસ જમનાબાઇએ પોતાની સંસ્થાનું કામ જેવી ને તેવી જ રીતે ચાલુ રાખ્યું હતું. તેમણે પોતાના ચરિતથી, ઉછરતા સ્ત્રી વર્ગને, સ્ત્રીઓ મન પર લે તો લોક અને દેશને કેટલી ઉપયોગી થઇ પડે છે, તેનો દાખલો આપ્યો છે અને આપણે ઇચ્છીએ છીએ કે, ગુજરાતની સ્ત્રીઓમાં તેમણે જે ઉત્સાહ રેડયો છે તે જેવા ને તેવા જ વેગે ચાલુ રહ્યા કરશે.

## શિવગૌરી (નાની બહેન) ગજ્જર.

અનાથ દુઃખી અબળાઓ અને ઉંચી વર્ણની વિધવાઓને આશ્રય અને કેળવણી આપવા તથા સ્ત્રી જાતિની બધી રીતે ઉન્નતિ કરવા તરફ લાગણીથી કામ કરનાર બાનુઓમાં પ્રો. ગજ્જરનાં બહેન શિવગૌરીનું નામ પણ જાણીતું છે સુરતના ગજ્જર ખાનદાનમાં સન ૧૮૫૭ એટલે બળવાના વખતમાં એમનો જન્મ થયો હતો. એ સમયને યોગ્ય સાધારણ ગુજરાતી લખતાં વાંચતાં તે શીખ્યાં હતાં. સત્તર વર્ષની બાળ વયે વિધવા થતાં અને પ્રો. ગજ્જર જેવા વિદ્વાન અને ખંતી ભાઇની સાથે રહેતાં

નાની બ્હેનને પોતાના જ્ઞાનમાં વધારો કરવાનો અવકાશ મળ્યો. સુરતમાં બાજીગૌરી જેવાં નાગર સંસ્કારી બાઇની સાથે મળી તેમને સ્ત્રી જાતિની ઉન્નતિ અને સેવા કરવાની વૃત્તિ થઇ આવી. સંવત્ ૧૯૬૩ માં બીજી બ્હેનો અને ઉત્તેજન આપનારા સદ્‌ગૃહસ્થોના આશ્રયથી તેમણે સુરતમાં 'વનિતાવિશ્રામ' ની સ્થાપના કરી અને ગામ પરગામ ફરી તેના નિભાવનાં સાધન ઉભાં કર્યાં. નાની બ્હેન ગજ્જર તેમના બહુમાન્ય બંધુને પગલે ચાલનાર ખંતીલાં બાઇ છે અને એ ખંતીલાપણાએ જ ઉક્ત સંસ્થાને ઉભી રાખવા સાથે બીજાં ગામો અને શહેરોમાંની તેવી સંસ્થાઓનાં પ્રવર્તાવનારને નિભાવ ઉભો કરવાનાં બળ આપ્યાં છે. નાની બ્હેન લખે છે કે 'મેં કંઈ નોંધને યોગ્ય કામ કર્યાં નથી' આ એમનો વિવેક એમનું નિરભિમાનપણું બતાવે છે, પણ આપણે તો એમનું નિરભિમાનપણું એમના ફંડ માટેના ભ્રમણથી જ ગણવા-માનવાનું છે. નિરભિમાની હોય તેનાથી જ ફંડ જમા કરી શકાય છે. એક સુખી કુટુંબની વિધવા, લોક-દીન અનાથ અબળાઓને-માટે-પારકા માટે ગૃહસ્થોને આંગણે જઇ યાચના કરે, એ પરોપકાર વૃત્તિને માટે કંઈ ઓછું સ્તુતિપાત્ર નથી. સુશિક્ષિત સાગ ઘરની વિધવાઓ જે નાની બ્હેન ગજ્જરની માફક અનાથ વિધવાઓના કલ્યાણ માટે ભેખ લે તો વિધવાઓનાં સંકટ અને દુઃખની જે ફરિયાદો દિશાઓ ગજવી રહેલી છે, તે જરૂર નાબુદ થાય. સ્ત્રીઓ અને તેમાં પણ ..સ વિધવાઓનો તો એ ધર્મ જ છે કે, પોતાની દુઃખી બ્હેનોની બાંય ઝાલી, તેમને અજ્ઞાનમાંથી અને સંકટમાંથી બચાવી લેવી. શિવગૌરીએ પોતાના નામ પ્રમાણે-કલ્યાણનો માર્ગ લઇ જે પરિશ્રમ લીધો છે, લે છે અને જે દાખલો બેસાડયો છે તે, આ જમાનાને યોગ્ય જ છે.

**સ્વ. સૌ. બાળા બ્હેન.**

### कुले प्रसूतिः प्रथमस्य वेधसः ।

અમદાવાદના સુપ્રસિદ્ધ વડનગરા નાગર ગૃહસ્થ સરદારશ્રી ભોળાનાથ સારાભાઇનું કુટુંબ કવિતા અને સાહિત્યના પારંપારીય અંશવાળું છે એટલે તેમને ઘેર જન્મેલાં બાળા બ્હેન સાહિત્ય ને ઉચ્ચી કેળવણીને ચાહનાર હતાં એમ કહેવું, એ મોરપિચ્છમાં રંગ પુરવા જવા જેવું છે. બાળા બ્હેન પોતે સુશિક્ષિત હતાં એટલું જ નહિ પરંતુ તેમણે, ગુજરાતમાં જ્યારે કોઈ હિમ્મત કરી શકતું ન હતું, ત્યારે જમાનાને યોગ્ય ઉચ્ચી કેળવણી પોતાનાં બાળકો-બાળકીને આપી, ઉંચા ને જમાનાને યોગ્ય જ્ઞાનનો માર્ગ

લોકને ઉઘાડી આપ્યો, એ એમના ચરિત્રને નોંધને યોગ્ય બનાવવાને બસ છે. ગુજરાત અને નાગર કુટુંબોમાંથી તેમની જ બે પુત્રીઓ યુનિવરસીટીની કેળવણી લઇ પહેલવહેલી બી. એ. થયેલી છે. વળી કન્યાઓ લેવાદેવાની જે સાંકડી મર્યાદા હતી તેને બહોળી બનાવવામાં પણ તેમણે આગેવાની લીધી છે. કન્યાઓને સ્ત્રી–પુરુષોની કોટિની કેળવણી આપવાની અને વૈવાહિક મર્યાદા વિસ્તૃત કરવાની તેમની નિડરતાને એટલા જ માટે ધન્યવાદ ઘટે છે કે તેમણે એ માર્ગો ઉઘાડી નાગર તેમ જ ઇતર નાતોને સ્ત્રી ઉન્નતિ માટે પ્રેર્યા છે.

નાગર વગેરે કોમોમાં જો કે કેળવણી અને ધર્મ મળથી હતાં તોપણ નવા જમાનાને યોગ્ય કેળવણી અને ધર્મમાં ઘટિત ફેરફાર થવાની જરૂર હતી. અંગ્રેજી કેળવણીમાંથી સદસદ્ વિવેક બુદ્ધિ ખિલતાં જ, બંગાળ અને મહારાષ્ટ્રને સાંપ્રદાયિક ધર્મોનું ધતિંગ ધ્યાનમાં આવ્યું અને આપણા અસલ વેદ અને ઉપનિષદના ધર્મ ઉપર લક્ષ ગયું. આમાંથી પ્રાર્થના સમાજ અને એક ઇશ્વરની ભક્તિનો ખ્યાલ આવ્યો. ભણેલા આગેવાન બંગાળીઓ અને મહારાષ્ટ્રીઓએ એ મત ચલાવ્યો અને અમદાવાદમાં બાળા બહેનના પિતા સરદાર ભોળાનાથભાઇ અને રા. સા. મહીપતરામે પ્રાર્થનાસમાજ સ્થાપી તેની પ્રવૃત્તિ ચલાવી. સુશિક્ષિત કુટુંબો તરત જ આ સનાતન સત્યને માર્ગે વળ્યાં. આમાં સ્ત્રી વર્ગે જે ભાગ લીધો તેમાં બાળા બહેન અને તેમનું કુટુંબ પણ મોખરે રહ્યાં આ ધાર્મિક સંસ્કરણમાં પણ બાળા બહેન જીવતા લગી અચળ શ્રદ્ધા રાખી. પોતાને પ્રસંગ મળતાં એ સનાતન સત્ય સમજાવવા શ્રમ લીધો. એમનું ઘર ઐશ્વરની સ્તુતિઓથી નિરંતર ગાજી રહેતું હતું.

વિવાહાદિક માંગલિક અવસરો ઉપર નાગર અને બીજી નાતોમાં ગવાતાં ગીત અજ્ઞાનને લીધે એટલાં બધાં અશુદ્ધ થઇ ગયાં હતાં કે સંસ્કારી સાંભળનારને અણગમો થાય. બાળા બહેનનું આ ગીતો તરફ ધ્યાન ખેંચાતાં પોતે તે એકઠાં કર્યાં. પોતે સારી રીતે ગાઇ જાણનાર હોવાથી રાગ ઢાળમાં અને શુદ્ધિમાં મુકી તે બહાર પાડ્યાં. આ બાળા બહેનની ગીતાવલી એટલી બધી લોકપ્રિય થઇ કે તેની આવૃત્તિઓ નીકળવા લાગી.

સંસારશકટ ચલાવવામાં અને ગૃહરાજ્યનો વહીવટ કરવામાં પણ તે સર્વ રીતે ફતેહમંદ નિવડેલાં છે. ગૃહસ્થ વૈભવી પિતાને ઘેર ઉછરેલાં હોવા છતાં એમણે પોતાનો સાધારણ સંસાર એવી ગૃહકાર્યકુશળતાથી

ચલાવ્યો છે જેને માટે એમનાં સગાં અને સહવાસી મુક્તકંઠે વખાણ જ કરે. પોતે જેવાં સુશીલ, સદ્‌ગુણી અને સુશિક્ષિત બાનુ હતાં તેવું ઉમદા કુટુંબ તેમની આસપાસ બંધાઇ ગયું હતું અને આવાં સારાં સગાં સંબંધી અને સહવાસીઓના આનંદી મંડળથી પૂર્ણ સંતુષ્ટ થઇ એમણે પોતાના જીવનને ઇશ્વર ભક્તિમાં જોડી મુક્તિ મેળવી છે.

**શ્રીમતી કસ્તૂરબા ગાંધી:**

હિંદુસ્તાનમાં જ નહિ પરંતુ યુરોપ; અમેરિકા અને જાપાન સુદ્ધાં પૂર્વ પશ્ચિમ દિગંતોમાં હાલ જેનું ચરિત્ર ચર્ચાઇ રહેલું છે એવા મહાત્મા મોહનદાસ કર્મચંદ ગાંધીનાં પત્ની શ્રીમતી કસ્તૂરબાના ચરિત્રનો કંઇ ખ્યાલ ન આપીએ તો આ નોંધ અધુરી જ કહેવાય. શ્રીમતી કસ્તૂરબા પોરબંદરમાં જન્મ્યાં હતાં. કાઠિયાવાડમાં સ્ત્રીકેળવણી તેમના જન્મ વખતે બહુ જ થોડી પ્રસરેલી હતી એટલે જો કે થોડા ગુજરાતી અભ્યાસ ઉપરાંત તેમને કંઇ વિશેષ જ્ઞાન મળેલું નહતું પરંતુ દુનિયાંપર હાકલ પાડી રહેલા ગાંધીજીના સહવાસથી અને તેમની સાથે આફ્રિકા વગેરે દેશોમાં ફરવાથી એમને ઘણો અનુભવ અને જ્ઞાન પ્રાપ્ત થયેલાં છે. બાવીસ તેવીસ વર્ષની ઉમ્મરે તે કાળાં પાણી ઓલંગી બહાર ગયાં હતાં અને દક્ષિણ આફ્રિકાની દુઃખી, જુલમી અને વૈભવી પ્રવૃત્તિઓમાં ગાંધીજી સાથે રહી તેમણે દુઃખ અને જુલમ સહેવા ઉપરાંત વૈભવ પણ ખુબ ભોગવ્યો હતો, ગાંધીજીના જીવનમાંનાં જુદાં જુદાં વળાંમાં તો સર્વદા સ્વામીને અભિમત રહેતાં અને જો કે તેઓ રંગભૂમિઓ ગજાવી શક્યાં નથી તોપણ રંગભૂમિઓ ઉપર પોતાના મતના જે ખેલ ભજવાતા હોય તેમાં પૂર્ણ માહિત રહી પોતાની સાથવાળાંને ઉત્તેજન આપતાં હતાં. લોક અને દેશસેવા બજાવતાં હલકામાં હલકાં કામમાં પ્રવૃત્ત થતાં પણ તે જરાએ શરમાતાં કે સુગાતાં નથી.

આફ્રિકાથી હિંદ આવ્યા પછી ગાંધીજીએ જે રાજકીય હિલચાલ ઉપાડી છે તેમાં પણ શ્રીમતી કસ્તૂરબાએ બહુ સારો ને આગળ પડતો ભાગ લીધો છે. વળી જ્યારે ગાંધીજી બે વર્ષ કેદમાં ગયા ત્યારે તેમનું ભ્રમણનું કામ ચલાવવામાં અને ઝું ડો ફરકતો રાખવામાં તેમણે કચાશ રાખી નથી.

Sister of Mercy—દયાની બહેન–એટલે દુઃખી અને માંદાની માવજત કરવાનું કામ–આમાં તો શ્રીમતી કસ્તૂરબા એકકા છે, કારણ કે, બોઅર લડાઈ અને બીજા પ્રસંગો ઉપર એમને એ બાબત સારો અનુભવ થયેલો છે. ગાંધીજીના છેલ્લા મંદવાડમાં તેમણે જે સારવાર કરવા માંડી

દની તે જોઈ અનુભવી નર્સો પણ આશ્ચર્ય પામી હતી.

રાજદ્વારી, સ્ત્રી કેળવણીની કે લોકસેવાની દરેક હિલચાલમાં હવે તો તેઓ અનુભવી થઈ ગયાં છે અને તે સર્વેમાં સ્ત્રીઓને ઉત્સાહ આપતાં પોતે પણ ઉત્સાહથી ભાગ લે છે. નોંધને યોગ્ય ગુણોમાં એમનો પતિની વૃત્તિએ વૃત્તિનો ગુણ સૌથી મોટો અને બોધ લેવા જેવો છે ધર્મ, સંસાર-વ્યવહાર, કેળવણી અને જાહેર પ્રવૃત્તિઓમાં એમના અને ગાંધીજીના સ્વભાવમાં તેમ જ સંસ્કારમાં મોટો તફાવત હોવો જોઈએ, તેમ છતાં 'જેમ વાળો તેમની રે' એ હિંદી આર્ય સ્ત્રીઓની નીતિને એ સર્વદા અનુસરતાં જ રહેલાં છે. મહાત્માજીની રાતે રાત અને દહાડે દહાડો; અલબત સ્ત્રીઓને માટે આર્યોએ ઘડેલી આ નીતિ જ એકંદરે ઉત્તમ છે, કારણ કે એથી સંસારમાં સુખ અને સંપ જળવાઈ લાલિત્ય વધે છે. બન્ને દંપતી પોતાને પસંદ પડતી પણ સત્તિકાવાળી લોકહિતની હિલચાલોમાં પોતાનાં તન, મન અને ધનથી કામ કરે છે અને એમની ખંત બીજાઓને અનુકરણીય છે એમ તો કહ્યા-વગર ચાલતું જ નથી; એમની દેશને હિતકારક પ્રવૃત્તિ ઈશ્વર લાંબો કાળ ચલાવો, એ જ.

## સ્વ. સૌ. સુમતિ બ્હેન.

ભાવનગરના નાગર ગૃહસ્થ ખાનદાન દિવાન સામળદાસ ભાઈનાં પૌત્રી અને હાલના સર લલ્લુભાઈનાં પુત્રી સ્વ. સૌ. સુમતિ બ્હેને સાહિત્યમાં પોતાની કૃતિઓથી ગુજરાતની જ્ઞાનવિષયે સારી સેવા બજાવી છે. એમણે ગુજરાતી, કંઈક અંગ્રેજી અને સંસ્કૃત ભાષાનો પણ અભ્યાસ કર્યો હતો અને જો કે ભરજુવાન વયે તેઓ પરલોક સિધાવી ગયાં છે. તોપણ આ લોકમાં સાક્ષરતા રૂપી યશઃકાય મુકતાં ગયાં છે, જેથી એમના જીવનની આટલી નોંધ માટે પ્રેરણા થયા વગર રહેતી નથી. સરદાર ભોળાનાથભાઈનાં તે પૌત્રી હતાં એટલે બન્ને કુટુંબોના સંસ્કાર તેમના પર પડેલા હતા. કવિતા અને ગદ્ય લખાણમાં તેમના ઉચ્ચ સંસ્કારની છાપ તે વાંચનારને તરત દેખાઇ આવે છે. શુદ્ધ અને સંસ્કારી ગદ્ય સાથે પિંગળનું સારૂં જ્ઞાન હોવાથી તે નિર્દોષ કવિતા પણ કરી જાણતાં હતાં. 'સુંદરી સુબોધ' અને બીજાં માસિકોમાં તેઓ વારંવાર સ્વતંત્ર લેખો અને નિબંધો લખી મોકલતાં હતાં. એમણે વાર્તાનાં, કાવ્યનાં નાટકનાં કેટલાક નાનાં નાનાં પુસ્તક જાતે પણ બહાર પાડેલાં છે.

તેમની ધર્મ ઉપર સારી શ્રદ્ધા હતી, તેમ ધર્મ કિંવા સંપ્રદાય ચલાવનારાઓમાં મોટી વિદ્વત્તા અને લોકાનુરંજની વાણીનો પ્રતાપ પણ હોય છે, એમ તેઓ માનતાં હતાં. ગુજરાતમાં જાણીતા થયેલા ધાર્મિક વ્યાખ્યાનો કરનાર રા. અનંતપ્રસાદજીના સહવાસમાંથી એમને ધર્મ સંબંધી ઘણું જ્ઞાન મળ્યું હતું. એમ જાણવામાં છે કે, સૌ. સુમતિ બહેને રામાનુજ સ્વામીનું ચરિત્ર લખવા માંડેલું અપૂર્ણ જ પડ્યું છે.

ખાનદાન કુટુંબનાં બાળકોની શરીર સંપત્તિને લગતી નિર્બળતા, અશક્તિ અને નાજુકતા સૌ. સુમતિ બહેનને પણ દુર્ભાગ્યે આવી મળી હતી. એવી નાજુક પ્રકૃતિ છતાં પણ અભ્યાસનો અને વાંચવા લખવાનો તેમને એવો અનુરાગ લાગેલો હતો કે આરોગ્યની દરકાર રાખ્યા વગર પણ તે જ્ઞાનસંચય પાછળ મચ્યાં રહેતાં હતાં. એમનાં લખાણોમાં આ પરિશ્રમે મેળવેલા ઉંચા જ્ઞાનની માર્મિકતા સ્થળે સ્થળ દેખા દે છે. તેઓ શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહ્યું છે તેમ વાઙ્મયને પણ તપ માનતાં હતાં અને એ ધ્યેય સાધવામાં આરોગ્યની કંઈ કિમ્મત આંકતાં નહિ. અલબત, બધી વસ્તુઓ નશ્વર છે પરંતુ જ્ઞાન અવિનાશી અને અખંડ છે અને તેની જ્યોત કદી પણ ઓલાની નથી. સુમતિ બહેનનું આ મંતવ્ય તેમણે જ્ઞાનની આપ લે કરવામાં સાર્થક કરેલું જ આપણે કહીશું. જ્ઞાનથી બીજું કંઈ આ દુનિયામાં ઉત્તમ અને પ્રાપ્ત કરવા જેવું નથી. અ. સૌ. સુમતિ બહેન ગુજરાતના વાઙ્મયમાં અત્યારે અમર જ છે ને અમર જ રહેશે.

## અ. સૌ. સ્વ. વિજ્યાલક્ષ્મી હર્ષદરાય ત્રિવેદી.

વડોદરાના માજી એકાઉંટંટ જનરલ રા. રા. પીતાંબર જેઠાભાઈને ત્યાં સંવત ૧૯૪૫ ની અખાત્રીજને દિવસે સ્વ. વિજ્યાલક્ષ્મીનો જન્મ થયો હતો. પિતાના કુટુંબમાં બીજી બહેન વગેરે નહિ હોવાથી વિજ્યાલક્ષ્મી તેમના ભાઈઓ ભેગાં રમતાં ને ભણતાં ઉછર્યાં હતાં. તેમને છેક બાળક મુકીને તેમનાં માતા ગુજરી ગયાં હતાં અને તેઓ સાત આઠ વર્ષનાં થયાં એટલામાં તેમના પિતાએ પણ સ્વર્ગવાસ કર્યો હતો. કુટુંબમાં સુખ વૈભવ હોવા છતાં વિજ્યાલક્ષ્મી આમ નાનપણથી જ માતા પિતાની સંભાળ વગરનાં થઈ પડ્યાં હતાં, એટલે ગુજરાતી અભ્યાસ તો તેઓએ ભાઈઓ સાથે કર્યો. પણ ભાઈઓ અંગ્રેજી નિશાળે જતાં, વિજ્યાલક્ષ્મીને સ્ત્રીઓને આગળ ઉપયોગી થઇ પડે એવા ઘરકામમાં અને રસોડામાં જોડવામાં આવ્યાં. નાજુક પણ ચંચળ સ્વભાવની બાળાએ તેમાં થોડા જ વખતમાં પ્રાવીણ્ય મેળવ્યું. વિજ્યાલક્ષ્મીને અભ્યાસનો અને લખવા વાંચવાનો અંત-

ર્ગત ઉમળકો હતો તેથી તેઓ પોતાને મળતો વખત ગુજરાતી ભાષાનાં પુસ્તકો વાંચવામાં અને કંઈ ને કંઇ કવિતા કે ગદ્ય લખવામાં ગાળવા લાગ્યાં. થોડાં જ વર્ષોમાં તેમણે ઘણું વાંચી નાંખ્યું.

તેર ચૌદ વર્ષની ઉમ્મરે તેમને ભાવનગરનાં વકીલ રા. વિઠ્ઠલદાસ ગિરિજાશંકરના પુત્ર મિ. હર્ષદરાય સાથે પરણાવવામાં આવ્યાં. ચતુર અને ચાલાક વહુએ અહિં સર્વેનાં મન છતી લીધાં અને આખો ઘરનો બોજ પોતાને માથે ઉઠાવી લીધો. મિ. હર્ષદરાય અભ્યાસ માટે મુંબાઇ ગયા એટલે તો વિન્ધ્યાલક્ષ્મીને વાંચવા અને અભ્યાસ કરવામાં પુષ્કળ વખત મળવા માંડ્યો. આ વખતે પણ તેમણે કવિતા અને ગદ્ય લખવાનું ચાલુ રાખ્યું. 'સુંદરી સુબોધ' અને બીજાં જાણીતાં માસિકોમાં તેમની કવિતાઓ અને લેખો આવવા માંડ્યા, એમનાં ગદ્ય પદ્યે તરત જ રસિક વાચકોનું ધ્યાન ખેંચ્યું. લખવા અને કવિતા કરવાની શક્તિને ઇશ્વરદત્ત શક્તિ કહેલી છે તે વિન્ધ્યાલક્ષ્મીના લેખોથી સ્પષ્ટ થાય છે, કારણ કે, તેમને. પોતાની મેળે વાંચ્યા ઉપરાંત કંઇ ઉદાર અને ઉંચી કેળવણી મળેલી ન હતી. અંગ્રેજીનો અભ્યાસ કરવાનો તેમણે પ્રયત્ન કર્યો હતો પરંતુ વ્યવસાયી જીવનમાં ખાસ કરીને સ્ત્રીઓથી એવા અભ્યાસ થઇ શકતા નથી. તેમ એમનાથી પણ સંસ્કૃત કે અંગ્રેજીનો અભ્યાસ થઇ શક્યો નહિ. માત્ર કુટુંબનાં વિદ્વાન મંડળથી જે લાભ પ્રાપ્ત થયો તે જ. આમ છતાં વાચનમાં તેઓ એવાં તો ખચીત હતાં કે જે કંઈ વાંચે તે સમજીને જ વાંચે. આ ટેવથી સંસ્કૃત અને અંગ્રેજીમાંના સારા સારા વિચારો અને ટુચકા તેમને આવડી ગયાં હતાં. પ્રો. કાથવટે કહેતા કે, જેને હજાર શ્લોક મોઢે આવડે તેને અરધ ઉપરાંત સંસ્કૃત આવડ્યું કહેવાય. વિન્ધ્યાલક્ષ્મીનું સંસ્કૃત જ્ઞાન, આ પ્રમાણે ધાર્મિક શ્લોકોના મુખપાઠનું હતું.

સૌ. સ્વ. વિન્ધ્યાલક્ષ્મીએ ઘણી કવિતાઓ અને પુષ્કળ ગદ્ય લખેલું છે, અને મારા જાણવામાં છે તે પ્રમાણે એમનું ગદ્યપદ્ય છાપવાનો વિચાર પણ ચાલે છે. એ ગદ્યપદ્ય બહાર પડશે ત્યારે એમની પ્રતિભાનું સારૂં તોલન થશે. તે રસિક, પ્રેમવાળાં અને સ્ત્રીઓની ઉન્નતિનાં કાર્યોને આગળ વધારવાને ઉત્સુક હતાં પરંતુ ચોવીસ વર્ષ જેટલી જુવાન વયે જ સંવત્ ૧૯૬૯ માં તેમનો પરલોકવાસ થવાથી ગુજરાતે પોતાની એક બાહોશ સ્ત્રીલેખિકા ગુમાવેલી કહેવાશે. તેઓ પોતાની પાછળ બે ત્રણ સંતાન મૂકી ગયા છે.

મણિલાલ છબારામ.

---

# ગુજરાતનાં સ્ત્રીરત્નો.

( ગયા વર્ષના ઉપરના-લેખનું અનુસંધાન. )

## સૌ. સુમતિ બ્હેન. કવિ.

આ બ્હેનનો જન્મ અમદાવાદ ખાતે તા. ૧૩ ઑગસ્ટ ૧૮૯૯ ના રોજ મહારાષ્ટ્રીય દેશસ્થ બ્રાહ્મણ શ્રીમાન લક્ષ્મણરાવ નારાયણરાવ અત્રેનાં ધર્મપત્ની દુર્ગાબાઇને પેટે થયો. તેમના પિતા વડોદરામાં સરકારી નોકરી કરતા હોવાથી બ્હેન સુમતિએ ગુજરાતીમાં પ્રાથમિક કેળવણીથી શરૂઆત કરી, ટ્રેનિંગ કૉલેજ ફૉર વિમેન–બરોડાની તમામ પરીક્ષાઓ સારે નંબરે પાસ કરી છે, અને કિન્ડર ગાર્ટન સ્પેશિયલ કલાસની પરીક્ષા પસાર કરી રાજ્યનાં કિન્ડર ગાર્ટન સ્પેશિયાલીસ્ટ થયાં છે. મરાઠી, ગુજરાતી, હિન્દી અને બંગાલી ભાષાનું ઉચ્ચ પ્રતિનું ભાષાજ્ઞાન ધરાવવા ઉપરાન્ત પિંગળનો અભ્યાસ કરીને કવિ તરીકે પણ સારી નામના એમણે મેળવી છે. તેમના ઉપયોગી લેખો અને કાવ્યો ઘણાં માસિકોમાં પ્રસિદ્ધિ પામ્યાં છે.

ગુજરાતને આંગણે પુરાતા સાથીઆના અદ્ભુતમ નમુનાની, કવિ સમ્રાટ ટાગોરને વડોદરાની યાદ તરીકે–ભેટ આપનાર- આ જ બ્હેન હતાં. કાગળની કારીગરી દ્વારા પ્રદર્શનોમાં માન પામનાર બ્હેનોમાં પણ આ બ્હેનનું નામ મોખરે. તેઓ સ્ત્રી વર્ગની ઉન્નતિનાં ખાસ હિમાયતી છે. બાળપણમાં વિધવા બનેલાં આ બ્હેને જાણીતા ગુજરાતી કવિ શ્રીયુત શંકરલાલ મ. કવિ સાથે રા. બા. રમણભાઈ સાહેબને બંગલે ઈ. સ. ૧૯૨૦ ના ડીસેમ્બર મહિનામાં પુનર્લગ્ન કરેલું પોતાના સ્વતંત્ર લેખો ઉપરાન્ત બંગાલી, હિન્દી અને મરાઠીમાંથી ઘણા ઉપયોગી લેખોનાં ભાષાન્તર કરેલાં છે. અને તે માસિકોમાં પ્રકટ થઈ ચૂકયાં છે. હાલ પણ તેઓ અવકાશને અનુકૂળ લેખ–કાવ્યો લખી રહ્યાં છે.

બાલકોને ઉછેરવાનું અને સરકારી નોકરી હોવા છતાં પણ તેઓ ઘરનું તમામ કામ જાતે જ કરે છે. તદુપરાન્ત તેમની સાદી રહેણી કરણી ખાસ અનુકરણીય છે. તેમના હસ્તાક્ષરો પણ એવા તો સુન્દર છે, કે ભલીભલી કેળવણી પામેલી બ્હેનોની હરિફાઈમાં પણ ઉપલે નંબરે આવે.

## ગં. સ્વ. સુલોચના બ્હેન.

સ્વ. રા. બા. નંદશંકર તુળજાશંકર મહેતાનાં પુત્રી અને વડોદરાના દીવાન સર મનુભાઇ સાહેબનાં બ્હેન ગં. સ્વ. સુલોચના બ્હેન. ગુજરાત

કાઠિયાવાડનાં ઘણાં સ્થળોમાં આ પૂજ્ય બ્હેને અદ્ભુતમ ભાષણોદ્વારા પોતાની શક્તિ બતાવી આપી છે. ખાનગી રીતે તેમણે મેટ્રીક સુધી અંગ્રેજી જ્ઞાન મેળવેલું છે. કેટલાંક માસિકોમાં તેઓ લેખો લખે છે. સ્થાનિક પ્રવૃતિઓમાં ઉત્સાહપૂર્વક ભાગ લે છે. હમણાં ત્રણેક વર્ષ થયાં વડોદરા નર્સીંગક્લાસનાં સુપ્રિન્ટેન્ડેન્ટનું કામ તેઓ કરે છે. અને થીઑસૉફીકલ સોસાઇટીનાં મંત્રી પણ થયાં છે. તેમનું લગ્ન સ્વ. જયંતિપ્રસાદ દેશાઇ સાથે થએલું. સ્ત્રીવર્ગ અને બાળ સંભાળ ઉપર આ બ્હેને સારાં ભાષણો આપ્યાં છે. એમનામાં વક્તા તરીકેની અજબ શક્તિ છે, અને તેમની ઉમર હાલ આશરે ૪૫ વર્ષની છે.

## અ. સૌ. સોમીગૌરી વ્યાસ.

આ બ્હેન વડનગરનાં રહીશ અને જ્ઞાતે ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ કુટુંબમાં જન્મેલાં છે. બાલ્યકાળમાંજ વિધવા થયા પછી આ બ્હેને ગુજરાતી ભાષાનો પ્રાથમિક અભ્યાસ વડનગરમાંજ કર્યો અને ત્યાર પછી ટ્રેનિંગ કૉલેજ ફૉર વીમેન–બરોડાની તમામ પરીક્ષાઓ તેમણે ઉપલે નંબરે પસાર કરી છે. છેલ્લા વર્ષમાં પહેલે નંબરે તેઓ પાસ થયાં છે, તે ઉપરાન્ત વ્યાયામ માટે તેમના અપૂર્વ ઉત્સાહ અને પ્રયત્નના પરિણામે એક મેડલ અને એક પ્રમાણપત્ર મેળવેલું છે. સ્ત્રીવર્ગમાં રાસનો પ્રચાર કરવાની ઉત્સુકવૃત્તિ વાળાં આ બ્હેને "સ્ત્રી ઉપયોગી ગીતો" નામનું નાનકડું પણ ઉપયોગી પુસ્તક લખ્યું છે. ભરત ગુંથણના વિષય ઉપર પણ આ બ્હેને એક ઉપયોગી પુસ્તક તૈયાર કીધું છે, અને તે થોડા જ વખતમાં પ્રસિદ્ધિ પામશે.

બાળલગ્નની દુષ્ટ રૂઢીના પરિણામે વિધવા થયેલાં આ બ્હેને તા. ૨૨ સપ્ટેમ્બર ૧૯૨૫ ના રોજ જાણીતા શિક્ષક મી. પ્રહલાદજી વ્યાસ નાંદોલવાળા સાથે પુનર્લગ્ન કીધું છે.

કેળવણી પામેલાં આ બ્હેન સાદી રહેણી કરણીવાળાં, નિરભિમાની, અને દંપતીજીવનના ઉચ્ચ આદર્શો સારી રીતે સમજનારાં છે. વળી આ દંપતી વ્યાયામનાં શોખીન છે, એટલે તંદુરસ્તીને ચ્હાનારાં છે. આ બ્હેને કેટલાક નિબંધો લખીને પણ ઇનામો મેળવ્યાં છે. તેમની ઉમર હાલ વીસ વર્ષની છે.

કુમારી બ્હેન પીલાંમાય.

ભાવનગર વાસી શ્રીમાન ફેરામજી ખરશેદજીનાં પુત્રી બ્હેન પીલાંમાયનું નામ કોણ નથી જાણતું ? આ બ્હેન ૩૨ વર્ષની ઉમરનાં છતાં હજુ તેમણે લગ્ન કીધું નથી. તેમણે અંગ્રેજી ધોરણ પાંચમા સુધી શિક્ષણ લીધું છે. કેટલાંક માસિકોમાં સ્ત્રીવર્ગ અને બાળકો વિષે તેમણે ઉમદા લેખો લખી પોતાની શક્તિનો પ્રકાશ બતાવી આપ્યો છે. સ્થાનિક પ્રવૃત્તિઓમાં પણ તેઓ ઉત્સાહભર્યો ભાગ લે છે. કેળવણીની શાખામાં ઉમદા પુસ્તકો વિગેરેની તેમ જ ઘણી ઉદાર સખાવત કરવામાં પણ આ બ્હેને પહેલ કરેલી છે. તેમની લોકસેવાની ધગશ અપૂર્વ છે. અને એટલા જ માટે તેઓ માનનીય છે.

" ઇન્દુ "

---

# સ્ત્રી-ઉપયોગી ગૂજરાતી પત્રો

ગૂજરાતી ભાષામાં પાંચ માસિકપત્રો સ્ત્રીહિતાર્થે પ્રકટ થાય છે. **સ્ત્રીબોધ, સુન્દરીસુબોધ, વનિતાવિજ્ઞાન, મહિલાભૂષણ,** અને **ગુણસુન્દરી.** આ ઉપરાન્ત, **સ્ત્રીમિત્ર,** વનિતા વિનોદ, દંપતી મિત્ર અને દંપતી હિતેચ્છુ આદિ બીજાં કેટલાંક પત્રો પણ આવાજ ઉદ્દેશથી થોડો વધુ વખત પ્રકટ થયેલાં; પરન્તુ તે હાલ બન્ધ પડેલાં છે. ભાવનગરમાં **સ્ત્રી** સુખદર્પણ નામનું માસિક પત્ર પ્રકાશિત થતું હતું, ત્હેને હવે પછી સ્ત્રી ઉપયોગી વાર્ષિક ગ્રન્થમાલાના રૂપમાં ફેરવી નાંખવાનો વિચાર ત્હેના સંપાદક જણાવે છે.

ગૂજરાતમાં સ્ત્રીઓના હિત, ત્હેમની કેળવણી તથા ત્હેમના ઉત્કર્ષને માટે આટલાં જ પત્રો પ્રયાસ કરે છે, એમ અમારૂં માનવું નથી; વીસમી સદીનાં આ પ્હેલાં પચીસ વર્ષમાં, ખાસ કરીને કેળવણીના પ્રદેશમાં, સ્ત્રીઓની પ્રગતિ એવી તો સુન્દર રીતે જામી રહી છે કે ત્હેના આરંભકાળની અનુસ્થિતિનું જેને સ્મરણ છે ત્હેને તો ખરેખર બહુ આનન્દની સાથે આશ્ચર્ય થયા વિના રહે તેમ નથી. જ્યાં સ્ત્રીઓનાં ખૂબ લખાણો પ્રાપ્ત કરતાં, સ્ત્રીઓ માટે પ્રકટ થતાં પત્રોના તંત્રીઓને પણ ઘણી મુશ્કેલીઓ નડતી અને સ્ત્રી લેખના ખાસ અંકોનાં લખાણો તો પુરૂષલેખકોની મદદથી જ તૈયાર થતાં એવા આક્ષેપો નિરન્તર સાંભળ્યાં કરવા પડતા; તે જ સ્થળે

અત્યારે ઘણાં ખરાં ગુજરાતી પત્રોમાં સ્ત્રી લેખોનું ચાલુ પ્રકાશન નિહાળાય છે, એટલુંજ નહિ: પણ કેટલાંક સન્માનિત પત્રોનાં તંત્રી મંડળમાં પણ વિદુષી બ્હેનોને અગ્રસ્થાન અપાયેલું આપણે જોઈએ છીએ.

પરન્તુ આ લેખનો હેતુ માત્ર સ્ત્રીહિતાર્થે ચાલુ પ્રયત્નો કરી રહેલ અને સ્ત્રી કેળવણી તથા સ્ત્રી ઉન્નતિ માટે પ્રકટ થતાં પત્રોના ઇતિહાસનું યત્કિંચિત્ અવલોકન કરવું એટલો જ છે.

**સ્ત્રી બોધ:—**

[ તંત્રીઓ: બ્હેન શ્રી પૂતળીબાઇ કાબ્રાજી તથા શ્રીયુત કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, બી. એ. એલ. એલ. બી; મંત્રી: શ્રીયુત જીવનલાલ અમરશી મ્હેતા. (ડેમિ બારપેજી ૭૨ પૃ.) વસંત અંક તથા બે પુસ્તકો ગ્રાહકોને ભેટ મળે છે. વાર્ષિક લવાજમ રૂ. ૩–૪–૦ સરનામું મંત્રી સ્ત્રીબોધ, પીર-મશારોડ અમદાવાદ. ]

ગુજરાતી ભાષાનાં જૂનાં પ્રસિદ્ધ પત્રોમાં સ્ત્રીબોધ જાણીતું છે. ગુજરાતમાં સ્ત્રી કેળવણીના પ્રચાર અને સંસાર સુધારાની પ્રગતિ અર્થે, ૧૮૫૭ ના જાન્યુઆરી માસમાં, તે કાળના આગેવાન સુધારકો અને વિદ્વાનો, જેવા કે શ્રી કરસનદાસ મૂળજી, સર મંગળદાસ નથુભાઈ, ન્યાયમૂર્તિ ન્હાનાભાઈ હરિદાસ તથા શેઠ ડોસાભાઇ ફ્રેરામજી કામા, આદિ સજ્જનો તરફથી ત્હેનું પ્રકાશન શરૂ થયું હતું, અને તે સમયમાં કાગળ અને છાપખાનાની ઘણી મોંઘવારી હોવા છતાં ત્હેનું કદ મ્હોટું રાખ્યું હતું તથા એવા લોકહિતાર્થી પત્રનો બ્હોળો ફેલાવો થાય તેમજ સાધારણ સ્થિતિના વાંચનારને પણ ત્હેનો લાભ મળી શકે એ હેતુથી, ત્હેનું વાર્ષિક લવાજમ માત્ર રૂ. ૧ રાખવામાં આવ્યું હતું, આ સત્કાર્યમાં મદદ તરીકે શેઠ ડોસાભાઇ કામાએ બે વર્ષ સુધી, દરસાલ. રૂ. ૧૨૦૦ (બારસો) ની મદદ આપી હતી અને તે સમયના અનેક શ્રીમન્તો તથા સાક્ષરોની ઉદાર સહાય મેળવવા આ પત્ર ભાગ્યશાળી થયું હતું.

સ્ત્રીબોધની શરૂઆત લગભગથી ( એટલે ૧૮૬૩ થી ) શેઠ કેખુશરો નવરોજજી કાબ્રાજીએ ત્હેનું તંત્રીપદ સ્વીકાર્યું અને ૧૯૦૪ માં ત્હેમનું અવસાન થયું ત્યાં સુધી તે કાર્ય ત્હેમણે ઉત્સાહ અને મમતાથી ચાલુ રાખ્યું હતું. ૧૯૦૩ માં દફતર આશકારા છાપખાનાના માલીકો, જેઓ ઘણા વખતથી સ્ત્રીબોધની વહીવટી વ્યવસ્થાનું કામ કરતા આવ્યા હતા,

તેઓને તે કર્તવ્યમાંથી મુક્ત થવાની સ્થિતિ પ્રાપ્ત થઈ. ત્યારે પણ શેઠ કાબ્રાજીએ આ પત્ર તરફની અસાધારણ પ્રીતિને લીધે કેટલી વધારાની કાર્ય-ધુરા પોતાના ઉપર લઈ ને સ્ત્રીબોધના પ્રકાશનનું કામ ચાલુ રાખ્યું હતું.

શેઠ કૈખુશરોના મરણ પછી આ માસિકનું તંત્ર ત્હેમનાં પુત્રી શ્રીમતિ શિરીન બાઈએ ઉપાડી લીધું હતું. આ સમયમાં સ્વ. સાક્ષર રા. ભોગીલાલ રતનલાલ દિવેટિયાએ આ પત્રની પુર્નજાગ્રતિ કરવામાં બહુ પ્રીતિ-પૂર્ણ સહાયતા કરી હતી. ત્હેમના અવસાન પછી સ્ત્રીબોધ રા. રા. કેશવ પ્રસાદ દેસાઈ તથા બ્હેન સૌ. વિમળાગૌરી સેતલવાડને તે સોંપવામાં આવ્યું હતું. હાલમાં રા. રા. કેશવપ્રસાદની સાથે શ્રીમતી પૂતળીબાઈ કાબ્રાજી સ્ત્રીબોધનાં તંત્રીપદે નિયુક્ત છે અને ત્હેની વહીવટી વ્યવસ્થા રા. રા. જીવનલાલ અમરશી મ્હેતાના જેવા ઉદ્યોગી અને ઉત્સાહી પ્રકાશકને સોંપાઇ છે, એ પણ આ પત્રને હિતકારક જ છે. સ્ત્રીબોધનાં તંત્રીપદ ને અંગે જેમ વિવિધ શુભ ફેરફારો જોવામાં આવે છે, તેમ ત્હેના કદ સ્વરૂપ તથા વિષયાવલીમાં પણ અનેક પ્રકારની આશાજનક નવીનતા અને આકર્ષકતા નિહાળાઈ છે. કદ પ્રથમનાં કરતાં હાલ ન્હાનું લાગે છે. પરન્તુ ચાલુ બનાવોની ચર્ચા તથા હિન્દુ ગૃહ સંસારનાં જીવનની સાથે ત્હેનો વધારે નિકટ સંબન્ધ તથા આપણાં સ્ત્રીજીવનના મહા પ્રશ્નોના ઉકેલ અર્થે સરસ અને ચાલુ યત્નો પણ ત્હેમાં વધારે જોવામાં આવે છે. અને આ ઉપરાન્ત, સ્ત્રીબોધનો "બાલક" વિભાગ તો એ પત્રના નવીન સ્વરૂપની એક સુન્દર, સત્કાર લાયક, ઉપયોગી વિશેષતા છે, એ નિર્વિવાદ છે.

સ્ત્રીબોધ ત્હેની શરૂઆતથી જ સુપ્રસિદ્ધ ગૂજરાતી લેખકોનાં ઉત્તમ લખાણો પામતું આવ્યું છે, અને શેઠ કાબ્રાજી કૃત અનેક રસીલી, સાંસારિક નવલકથાઓના અનુવાદો પ્રકટ કરવા ઉપરાન્ત, ત્હેણે સામાજિક સુધારો, સાહિત્ય, તથા વિદ્યા–હુન્નર–કળાને લગતા ઉપયોગી લેખો વડે ગુજરાતી સાહિત્ય ભંડોળમાં સારો વધારો કર્યો છે. ૧૯૦૮ માં પ્રકટ થયેલ સ્ત્રીબોધની જ્યૂબીલીનો સ્મારક અંક જોતાં સહજે સમજાય છે કે આ પત્રે, ત્હેની લાંબી જિન્દગીમાં, ગુજરાતી પ્રજાની કેવી યાદગાર સેવા કીધી હતી અને ત્હેના તંત્રીમંડળ તથા લેખકમંડળને કેવા મહાન ગુજરાતીઓએ શોભાવ્યું હતું.

ઘણો વખત આ પત્ર સચિત્ર હતું. હાલમાં ત્હેમાં ચિત્રો જોવામાં આવતાં નથી. પરન્તુ તેથી સ્ત્રીબોધની ઉપયોગીતામાં કાંઇ ન્યૂનતા જણાતી

નથી. ત્હેના વિષયોની સરળ, સચોટ, નિર્મળ શૈલી તથા સ્ત્રી કેળવણી અને અને સ્ત્રીઉન્નતિ અર્થે રજુ થતી ત્હેની ઉપયોગી લેખમાળા, એ ત્હેની અવિશેષ ઉત્તમતા છે. આ વૃદ્ધ પણ નવચેતનથી ભરપૂર પત્રની સત્સેવાનો લાભ ગૂજરાતને લાંબા કાળ મળે એ પ્રાર્થના છે.હાલ ત્હેનું ૭૦મું વર્ષ ચાલે છે.

## સુન્દરી સુબોધ:

[ પ્રકાશક અને તંત્રી : રામમોહનરાય જસવંતરાય દેસાઇ ( આદ્ય સંપાદક: શ્રી બન્ધુસમાજ, અમદાવાદ. ) રૉયલ આઠ પેજી ૮૦ પૃષ્ઠ વાર્ષિક લવાજમ રૂ. ૪-૦-૦ ( ખાસ અંકો તથા ભેટનું પુસ્તક ગ્રાહકોને મળે છે.) સરનામું: સુન્દરીસુબોધ મન્દિર, અમદાવાદ. ]

સાહિત્ય અને સમાજની સેવાવૃત્તિથી પ્રેરાઇ, શ્રી બન્ધુસમાજે ૧૯૦૩ ના સપ્ટેમ્બરમાં આ પત્રને જન્મ આપ્યો હતો. ત્હેના પ્રથમ પ્રકાશન સમયે, ગૂજરાતમાં સ્ત્રીઓને માટે એક સ્ત્રીબોધ · માસિક જ હતું. અને તે એક પારસી વિદ્વાનના તંત્રીત્વમાં હોવાથી તથા વિશેષ કરીને હિન્દુ વિચારકો તથા લેખકોની સાથેનો ત્હેનો પરિચય તે સમયે ઓછો થઇ ગયેલો જણાયાથી, સ્વાભાવિક રીતે, હિન્દુસંસારનાં અનેક ગૂંચવણભરેલા સવાલોના ઉકેલ તરફ દૃષ્ટિ રાખીને કામ કરતા, આવા એક પત્રની ઘણી જરૂર પણ હતી. તેથી આરંભથી જ સુન્દરીસુબોધને ઉદાર સત્કાર મળ્યો અને ત્હેનું પરિણામ ત્હેના શુભ વિકાસમાં આવ્યું.

સ્ત્રીબોધની પેઠે શરૂઆતમાં, આ માસિક પણ ( ટપાલ ખર્ચ બાદ કરતાં ) રૂ ૧ માં ગ્રાહકોને આપવામાં આવતું હતું.અને દરવર્ષ એક પુસ્તક ભેટ તરીકે હજી સુધી અપાય છે. ૧૯૧૦ ના ઑક્ટોબર માસમાં, સુન્દરીસુબોધની વ્યવસ્થાને અંગે વધતી જતી જવાબદારી તથા બન્ધુસમાજના સભ્યોની અન્યક્ષેત્રોમાં વધતી જતી પ્રવૃત્તિને લઇને, ત્હેનું તંત્રીત્વ આ લેખકને સોંપવામાં આવ્યું હતું અને હજી પણ તે કર્તવ્ય ત્હેનું જ છે.

સુન્દરીસુબોધના જન્મકાળથી ત્હેના વિષયોની વિવિધતા, એ ત્હેની આકર્ષક વિશેષતા હતી. આ ઉપરાન્ત, જેવી રીતે સ્ત્રીબોધ પત્રે ચાલુ સાંસારિક નવલકથાઓના અનુવાદો આપીને આપણા સાહિત્યને શણગાર્યું છે, તેમ ટૂંકી (સંપૂર્ણ) વાર્તાઓની ખીલવટ, જે અત્યારે આપણાં પત્રોમાં સર્વત્ર દીસે છે, તે ઘણે અંશે સુન્દરીસુબોધદ્વારા જ આરંભ (અથવા આરંભ નહિં તો પ્રોત્સાહન) પામી વળી, સ્ત્રીલેખોની અભિવૃદ્ધિ

પ્રીતિપૂર્વક કરવાનો યશ જે આ પત્રને આપવામાં આવે છે, તે ફક્ત વાજબી જ છે. અર્થ અને સમયના મ્હોટા ભોગે, શ્રી બન્ધુસમાજે ગૂજરાતમાં સ્ત્રીકેળવણી અને સંસારસુધારાની પ્રગતિ માટે આવું એક બહુ ઉપયોગી સાધન ઉભું કર્યું છે, તે માટે તો જરૂર આપણું સાહિત્ય તે મંડળનું હમ્મેશ ઋણી રહેવાનું, એમાં શક નથી.

આ લેખકના તંત્રીત્વમાં આવ્યા પછી, સુન્દરીસુબોધે વિવિધ સુન્દર તેમજ શોકજનક ફેરફાર અનુભવ્યા છે. ૧૯૧૪ માં આ માસિકને ૬૦ પાનાનું કરવામાં આવ્યું અને તે પછી થોડા જ સમયમાં તે સચિત્ર પણ થયું; પરન્તુ ત્હેની મૂળ આવૃત્તિ ૩૨ પાનાંની તો ત્હેની સાથે કાયમ જ હતી. અર્થાત્–આ પત્રની બે જૂદી જૂદી આવૃત્તિઓ–એક ન્હાની અને એક મ્હોટી–પ્રકટ થવા લાગી. આમ થયાથી ત્હેની સેવાશક્તિમાં અને લોકપ્રિયતામાં સારો વધારો થયો. અને ત્હેની સાથે એટલું સ્વીકારવું પડશે કે સુન્દરીસુબોધના ચોતરફથી થતા સપ્રેમ સત્કારનું એક મ્હોટું કારણ ત્હેના "સ્ત્રીલેખના ખાસ અંકો" હતા.

ક્હેવાની જરૂર નથી કે ૧૯૧૧ માં, સુન્દરીસુબોધનો પ્હેલો (બમણો મ્હોટો) સ્ત્રીલેખનો ખાસ અંક બ્હાર પાડવામાં આવ્યો, તે તૈયાર કરવા માટે યોગ્ય સ્ત્રીલેખ મેળવવામાં ઘણી જ મુશ્કેલીઓ નડી હતી. પરન્તુ એ અંક વડે જે ન્હાની શરૂઆત થઈ, તે ઉત્સાહી, યુવાન લેખિકાઓની મમતાળુ સહાયથી ચાલુ રહી અને ધીમે ધીમે ઘણા મ્હોટા કદના, વિદુષી અથવા સાહિત્યપ્રિય બ્હેનોની સુન્દર લેખાવલીથી સુહાતા, ખાસ અંકોમાં અદ્‌ભુત વિકાસ પામી. સુન્દરીસુબોધના આ સ્ત્રીલેખના અંકોની અસર ભગિની ભાષાઓનાં પત્રો ઉપર પણ થયા વિના રહી નહિં અને મરાઠી ભાષાના આગેવાન માસિક મનોરંજન તથા હિન્દી ભાષાના તે સમયના આગેવાન માસિક નવજીવનને પણ ત્હેના પ્રકારના પ્રયાસો કરવાની પ્રેરણા થઇ હતી. ગુલશન માસિકના હિન્દુ લેખિકાઓનાં લખાણવાળા તથા પારસી લેખિકાઓનાં લખાણવાળા ખાસ અંકો, તે પણ એ આન્દોલનનું જ પરિણામ હતા. આ ઉપરાન્ત, કપોળ વગેરે માસિકો એ પણ સ્ત્રીલેખના અંક પ્રકટ કરવાનું શરૂ કર્યું હતું.

પરન્તુ સુન્દરીસુબોધની અસાધારણ સફળતા લાંબો સમય ચાલી શકી નહિં! દુર્ભાગ્યે આ લેખકની ચાલુ (અને કેટલોક વખત ગંભીર) માંદગીને લઈને ત્હેનાથી પત્રની વ્યવસ્થા તરફ યોગ્ય લક્ષ અપાયું નહિં.

અને બીજા પણ એવા અનેક અન્તરાય નડયા કે સુન્દરીસુબોધ મૃતપ્રાય સ્થિતિમાં આવી ગયું દેખાયું. એને પુનર્ચેતન આપવાની નવીન યોજના આવતા વર્ષમાં અમલમાં આવી જશે અને જે નૂતન સ્વરૂપમાં ત્હેને પ્રકાશિત કરવું નિર્ધાર્યું છે તે, આશા છે કે, ત્હેની મૂળ લોકપ્રિયતા જાળવી રાખશે. અનેક ન્યૂનતાઓ અને ઘણી અનિયમિતતા છતાં સુન્દરીસુબોધની સેવાની ઉપયોગીતા હજી પણ સ્વીકારાય છે, એ જ એની કૃતકૃત્યતા છે.

નવો અંક પ્રકટ થશે ત્યારે એ પત્રનું ઓગણીસમું વર્ષ શરૂ થશે.

**વનિતા વિજ્ઞાન:**

( તંત્રી અને પ્રકાશક: આ પત્રનાં સહતન્ત્રી તથા પ્રકાશક બ્હેન શ્રી બાળ્ગૌરી દોલતરાય મુન્શીનું અવસાન ગત વર્ષમાં થવાથી સર્વ કાર્ય ધુરા હવે શ્રી શિવગૌરી ગજ્જર ઉપર જ આવી પડી છે. બ્હેન શ્રી શિવગૌરી કલ્યાણભાઇ ગજ્જર. ( ડેમી બાર પેજી ૧૬ પૃષ્ઠ ) વાર્ષિક લવાજમ: રૂ. ૧-૮-૦ ( સાર્વજનિક સંસ્થાઓને તે વિનામૂલ્યે આપવામાં આવે છે ) સરનામું–વ્યવસ્થાપક વનિતા-વિશ્રામ, સુરત. )

પૂજ્ય બ્હેનો ગં. સ્વ. બાળગૌરી મુનશી તથા ગં. સ્વ. શિવગૌરી ગજ્જર તરફથી સુન્દરીસુબોધના જન્મકાળમાં એક બહુ ઉપયોગી, ઉત્કર્ષક અને અનાથ અબલાઓને આશીર્વાદસમાન પ્રવૃત્તિ આરંભાઇ હતી, જે હાલ વનિતાવિશ્રામ એ નામથી સર્વત્ર સુપ્રસિદ્ધ છે. દેશપ્રેમી સંસારસુધારક શ્રી બહેરામજી મલબારીએ સેવાસદન નામની સંસ્થા આવા જ સ્તુત્ય હેતુથી મુંબાઇમાં શરૂ કરી હતી, ત્હેની સીધી અસરનું, પણ સ્વતંત્ર પરિણામ આ વનિતાવિશ્રામ હતું. અને ત્હેને અંગે વનિતા-વિજ્ઞાન નામનું માસિકપત્ર ઉક્ત બ્હેનોના તંત્રીત્વમાં ૧૯૦૯ ના અરસાથી પ્રકટ થવા લાગ્યું. આજ સત્તર વર્ષથી આ માસિક બે બ્હેનો તરફથી પ્રકટ થયું ચાલુ છે અને બહુધા તે સ્ત્રી લેખકોદ્વારા સ્ત્રીઓને ઉપયોગના વિષયોનું પ્રકાશન તથા વિલોકન કર્યે જાય છે.

સુન્દરીસુબોધ તરફથી સ્ત્રીલેખકોને યોગ્ય સત્કાર થયો તથા નવીન લેખિકાઓને સારૂં ઉત્તેજન મળ્યું, એ ખરૂં છે; પરન્તુ લેખક બ્હેનોની વધતી જતી જાગ્રતિ અને ચેતનાનું દેખીતું એક શુભ પરિણામ વનિતા-વિજ્ઞાન થયું. કારણ કે સ્ત્રીલેખકોની બહુ છૂટ નહિ, એ સમયમાં સ્ત્રીઓ તરફથી એક પત્રના તંત્રીપદનો સ્વીકાર થઇ તે સારી રીતે ચલાવાય, એ

કાંઈ રહેલું કામ ન્હોતું. અને આ પત્રદ્વારા વનિતાવિશ્રામના જેવી સત્પ્રવૃત્તિને પણ પોષણ મળતું ગયું; એટલે ઘણી રીતે તે આવકાર લાયક થઈ પડ્યું છે.

વનિતાવિજ્ઞાન વિશેષ કરીને સ્ત્રીકેળવણી અને સ્ત્રીઓની સાંસારિક તથા ધાર્મિક પ્રવૃત્તિને અંગે એક સંરક્ષક તત્ત્વરૂપ સાધન બન્યું છે અને વિધવાજીવનના ઉદ્ધાર અર્થે—ચાલુ પ્રથાઓનો વિરોધ નહિં કરતાં ત્હેને ધાર્મિક તથા લોકોપકારક વલણ આપી, સન્તોષમય કરવા સતત પ્રયાસ કરે છે. અમે ત્હેને દીર્ઘાયુષ ઇચ્છીએ છીએ. ( ત્હેનું હાલ ૧૭ મું પુસ્તક ચાલે છે. )

મહિલા ભૂષણ:

[ તંત્રી અને પ્રકાશક: બ્હેન શ્રી રૂકિમણી, શ સા હીરાચંદ મોતીચંદના વિધવા. ઉપતંત્રી બ્હેનશ્રી કમળાબ્હેન દેવચંદ. ( રોયલ આઠ પેજી ૨૪ પૃ૪. ) પૂંઠા ઉપર ચિત્ર આપવામાં આવે છે આ પત્રનાં તંત્રી અને પ્રકાશક બ્હેન શ્રી રૂકિમણીના ગયા વર્ષમાં થયેલ અવસાનને લીધે આ પત્રના અંકો હાલ પ્રકટ થતા નથી. પરન્તુ આશા છે કે આવા એક સત્સંસ્થાના શુભ સાધનનું યોગ્ય પોષણ જૈન જેવી શ્રીમાન્, ધર્મિષ્ઠ કોમ તરફથી અવશ્ય થશે. મહિલા મિત્રના હવે પછીના અંકમાં ત્હેનું પુનશ્ચેતન થઈને અવલોકવા ધારણા રહે છે ]

આ પત્રનો જન્મ, સુરતના શ્રી જૈન વનિતા વિશ્રામને અંગે, " શ્રાવિકાસુબોધ " એ નામથી પાંચ વર્ષ ઉપર થયો હતો. પરન્તુ ત્હેની સાર્વજનિક ઉપયોગીતા વધે એ હેતુથી, ત્રણ વર્ષથી મહિલા ભૂષણ એ નામથી ત્હેને પ્રકટ કરવામાં આવે છે. પૂજ્ય બ્હેન ગં સ્વ. રૂકિમણી બ્હેન જેવાં યુવાન અને ઉત્સાહી સન્નારી ત્હેનાં તંત્રી અને વ્યવસ્થાપક હતાં અને ગત વર્ષમાં પોતાની અનેકવિધ પ્રવૃત્તિમાં સહાય મળે તથા તંત્રીત્વની ગંભીર જવાબદારીના અનુભવ લઈને પોતાની સાથે એક બીજી આશાજનક બ્હેન તૈયાર થાય, એ હેતુથી ત્હેમણે બ્હેન ગં. સ્વ. કમળાબ્હેનને ઉપતંત્રી પણ નીમ્યાં હતાં.

સ્ત્રીઓને હાથે જ અને સ્ત્રીઓને માટે જ, જે કાર્ય વનિતા વિજ્ઞાન કરતું આવ્યું છે, ત્હેમાં મહિલા ભૂષણ સારો વધારો કરે છે, એમાં કહેવા જેવું નથી. ઉદ્દેશ તો વનિતા વિજ્ઞાનના જેવા જ છે, ત્યાં આ પત્રમાં વિષયની વિવિધતા વધારે છે, પરન્તુ ત્હેની સાથે એમ પણ સ્વીકારવું

જોઈશે કે વનિતા વિજ્ઞાનની પેઠે માત્ર સ્ત્રીઓનાં જ લખાણ પ્રકટ કરવાનો ત્હેનો કાર્યક્રમ નહિ હોવાથી મહિલાભૂષણને વધારે છૂટથી લેખકોની મદદ મળી શકે એમ પણ છે. આ પત્રની સેવાઓ લાંબો કાળ ચાલુ રહે એ પ્રાર્થના છે, આ પત્રનું પાંચમું પુસ્તક પ્રકટ થયું છે.

ગુણ સુન્દરીઃ

[ તંત્રીઓઃ બ્હેનો સૌ. ઉર્મિલા મ્હેતા, બી. એ. તથા સૌ. જ્યોત્સ્ના મ્હેતા, બી. એ. ( રૉયલ આઠ પેજી ૬૦ પૃષ્ઠ ) સચિત્ર લવાજમ રૂા. ૪-૦-૦ ખાસ અંકો આપવામાં આવે છે સરનામું ગુણસુંદરી કાર્યાલય. ૫૧, ચોથી ખેતવાડી, મુંબાઇ. ]

ગુજરાતી સ્ત્રીઓને માટે એક ઉંચી પંક્તિના માસિક પત્ર,—ગુણ સુન્દરીનો પ્હેલો અંક ૧૯૨૩ ના સપ્ટેમ્બરમાં પ્રકટ થયો હતો, પરન્તુ ત્હેની ત્રણ વર્ષની કારકીર્દીમાં ત્હેણે પોતાની ઉપયોગિતા, રસપ્રિયતા અને નવચેતના બહુ સારી રીતે પ્રત્યક્ષ કર્યાં છે. આ માસિકના સંચાલકોનો ઉદ્દેશ એમ છે કે "સ્ત્રીઓનું માસિક અને તેટલું સ્ત્રીઓને જ હાથે ચાલે તો વધારે ઠીક કહેવાય. અને ત્રીજા વર્ષથી ત્હેમણે એ સદિચ્છાનો બહુ આદરણીય રીતે અમલ પણ કર્યો છે." સ્ત્રીઓને માટે અને સ્ત્રીઓ વડે કાર્ય કરવાની જે ઇચ્છા અને પદ્ધતિ કેટલેક અંશે સુન્દરીસુબોધ તથા સ્ત્રીબોધ તરફથી આરંભ પામી હતી અને વનિતાવિજ્ઞાન તથા મહિલા ભૂષણે જેનું સમર્થન કીધું છે, ત્હેનો આગ્રહપૂર્વક સ્વીકાર કરીને આ પત્રના સંપાદકોએ પોતાના માસિકના જૂદા જૂદા અંકો જૂદી જૂદી વિદૂષી બ્હેનોના તંત્રીત્વમાં પ્રકટ કર્યા છે; એટલું જ નહિં પણ ત્હેના બે ચાલુ મહત્ત્વના વિષયો જેમાં જગતની સ્ત્રીહીલચાલનો અહેવાલ આવ્યાં કરે છે, તે તેઓએ લેખક બ્હેનોની કલમથી જ લખાય એમ વ્યવસ્થા કરી છે. અને હાલ થોડા વખતથી આ માસિક શરૂ કરનાર તંત્રીઓએ તંત્રીપદની સંપૂર્ણ જવાબદારી વિદૂષી બ્હેનોને સોંપી, પોતે માત્ર વ્યવસ્થાનું કાર્ય પોતાની પાસે રાખ્યું છે.

આ માસિકપત્ર શરૂઆતથી જ સચિત્ર છે. અને ત્હેમાં આવતાં ચિત્રો તેમ જ લેખો ઘણાંખરાં મનોહર અને ઉપયોગી હોય છે.

મુંબાઇના ગુજરાતી હિન્દુસ્ત્રીમંડળના સુપ્રસિદ્ધ પત્ર સ્ત્રીહિતોપદેશનું રૂપાન્તર થઇ ગુણસુન્દરી જન્મ પામ્યું છે. સ્ત્રીહિતોપદેશ એક બહુ ઉત્તમ સામાયિકપત્ર હતું અને સ્વ. શ્રી જમના બ્હેન સક્કૈના તંત્રીત્વમાં એ પ્રકટ

થયું હતું, ત્યારથી તે સર્વત્ર આદરપાત્ર થયું હતું. પરન્તુ ગુણસુન્દરીની વિષયવિશાળતા તથા લોકોપયોગીતા તેથી પણ અધિક છે અને જે વિદુષી બ્હેનોને આ પત્રનું તન્ત્રીપદ સોંપવામાં આવ્યું છે, તેઓ પણ તે કાર્ય માટે અનેક રીતે સુયોગ્ય હોવાથી હાલના ઉત્સાહથી તે ચલાવવામાં આવશે તો ત્હેનું ભવિષ્ય બહુ જ ઉજ્જવળ છે, એમ ખાત્રી છે. આ સુન્દર માસિકને અમે દીર્ઘાયુષ્ય ઈચ્છીએ છીએ. હાલ ત્હેનું ત્રીજું વર્ષ ચાલે છે.

રામમોહનરાય જસવંતરાય.



# તમારા ઘરમાં

તમને એક જ સુંદર વિના નથી ચાલવાનું: અને તે




પ્રેરણા અને તેજસ્વિતા
પ્રાણવાન સાહિત્ય અને કળા
જ્ઞાન, સંસ્કાર ને ચારિત્ર્ય તથા
જ્વલંત આદર્શોની ધગશભર્યું

**ઘરઘરનું માનીતું માસિક**

ઘરનાં નાના મોટાં છોકરાંઓ, કુટુંબનાં સ્ત્રીજનો
તથા મોટેરાંઓ સહુને રસ પડે તેવું પ્રેરક અને
વિશુદ્ધ સાહિત્ય, મનોરંજક વાર્તાઓ, ઉપયોગી
લેખો, સુંદર આકર્ષક ચિત્રો અને ફોટાથી ભરપુર

ાહિત્ય અને કલા, ચારિત્ર્ય અને સંસ્કાર તથા
ાન અને પ્રેરણા દર મહીને ઘરઘરમાં આણતું

**એક અનોખી જ ઢબનું માસિક**

રસના: રૂ. ૬ છ માસના: રૂ. ૩ પરદેશના: રૂ. ૭

માર કાર્યાલય રાયપુર અમદાવાદ

# મહિલા મિત્ર

વાર્ષિક

વર્ષ પાંચમું સન ૧૯૨૯



સંપાદક,

સૌ. સરોજિની મહેતા, બી. એ.

સૌ. સૌદામિની મહેતા, બી. એ.

પ્રકાશક,

ગુ. વ. સોસાઇટી

બાર આના

# નોંધ.

સ્ત્રીઓના પ્રશ્નો ઉપર વિચારપૂર્વક લખાએલા લેખો જનસમાજ આગળ રજુ કરવા એ 'મહિલા મિત્ર'નો મુખ્ય ઉદ્દેશ છે. સમાજમાં સ્ત્રીઓને ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવા માટે તેમ જ પુરુષ સમાન રાજકીય અને સામાજિક હકો મેળવવા માટે સ્ત્રીઓએ પૂર્ણ લાયકાત મેળવવી જ પડશે. એ લાયકાત મેળવતાં ઘણો સમય વીતી જશે. તે દરમિયાન એ દિશામાં લોકમત કેળવવા માટે એ વિષયનું સાહિત્ય પ્રગટ થવું જ જોઇએ. 'મહિલા મિત્ર'નો આશય એ જાતના સાહિત્યની ખોટ પૂરી પાડવાનો છે.

સ્ત્રીઓ માટે જુદા સાહિત્યની જરૂર છે? આ પ્રશ્નના બે ઉત્તર છે. સ્ત્રીઓ માટે જુદી નવલકથાઓ, જુદાં નાટકો કે જુદી કવિતાઓની બિલકુલ જરૂર નથી. હવે સવાલ માત્ર એટલો જ છે કે સ્ત્રીઓ માટે જુદાં માસિકોની જરૂર છે કે નહિ? ગુજરાતી સાહિત્યમાં હાલ જે માસિકો નીકળે છે તેમાં 'કૌમુદિ' અને 'પ્રસ્થાન' સિવાય લગભગ બધા જ લેખો એટલી જ કોટિના હોય છે કે સાધારણ કેળવણી પામેલી આપણી ગુજરાતની બ્હેનો એ સમજી શકે. સ્ત્રીઓને લગતા કેટલાક ખાસ વિષયો–ઉદાહરણ તરીકે બાળઉછેર, બાળકોની કેળવણી, માતાની ફરજો વગેરે–ઉપર લેખોને બીજા માસિકોમાં સ્થાન હોતું નથી અને તે ખોટ પૂરવા માટે સ્ત્રીઓ માટે જુદાં માસિકોની આવશ્યકતા લાગે છે. હાલ તો એવી એક માન્યતા થઇ ગઇ છે કે સ્ત્રીઓ માટે જે ખાસ માસિકો હોય તેમાં નિર્માલ્ય ટુંકી વાર્તાઓ, રસહીન કાવ્યો અને રાંધણકલા અને ભરતગૂંથણ કલાના લેખો હોય એટલે તેણે સ્ત્રીઓની જરૂરિયાતો પૂરી પાડી ગણાય. તેમ જ સ્ત્રીઓ માટેનાં માસિકો બીજું પણ એક ઉપયોગી કામ કરે છે; અને તે એ કે જે સ્ત્રીલેખકોમાં લેખક થવાની શક્તિ ના હોય પણ જેમને માત્ર સાહિત્યમાં નામના મેળવવાની ઇચ્છા હોય તેમને આવાં માસિકો પ્રસિદ્ધિમાં લાવે છે! 'ગુણસુંદરી' અને 'સ્ત્રીબોધ'ની એક ખરેખરી ઉપયોગી સેવાની અહિં અવશ્ય નોંધ લેવી જોઇએ. આ બંને માસિકોમાં ચાલુ બનાવોની માહિતી આપવાની પ્રથા છે તે સ્ત્રીઓને અતિ લાભદાયક નીવડી છે. સામાન્ય રીતે થોડું ઘણું ભણેલી સ્ત્રીઓને દૈનિક પત્રો વાંચવાનો શોખ કે ટેવ હોતાં નથી તેથી પરિણામે તેઓ જગતની ચાલુ પ્રવૃત્તિઓથી અજ્ઞાત હોય છે. 'ગુણસુંદરી' અને 'સ્ત્રીબોધ' આ અજ્ઞાન દૂર કરવામાં કેટલેક અંશે સફલ થયાં છે.

કેટલાંએ વર્ષોથી આપણે સમાજ સુધારા કરવાના પ્રયાસો કરીએ છીએ છતાં હજી સંતોષકારક પરિણામ આવતું નથી. ત્યારે હવે એ દિશાના આપણી પ્રવૃત્તિઓ વધારવીજ જોઇએ. કલકત્તાની મહાસભાના પ્રમુખસ્થાનેથી આપેલા વ્યાખ્યાનમાં પંડિત મોતીલાલજીએ દેશના કાર્યક્રમમાં સ્ત્રી ઉન્નતિના કાર્યનો સમાવેશ કર્યો છે તેથી મહાસભાની સમિતિઓ એ કાર્ય હાથમાં લેશે એવી આશા રાખીએ છીએ. ગુજરાતનાં મ્હોટાં શહેરોમાં તેમજ મુંબાઇમાં સ્ત્રીઓનાં અનેક મંડળો હોય છે. જો આ મંડળો ધારે તો સમાજનાં કેટલાંક અનિષ્ટો જરૂર દૂર કરી શકે. સાચી સમાજસેવા કરવા માટે સહુથી પ્રથમ તો સ્ત્રીમંડળોએ પોતાનાં સભ્યો વધારવાં જોઇએ; અને તે માટે શેરીએ શેરીએ ફરીને સભ્યો બનાવવાં જોઇએ. એક મોટા શહેરનાં ચાર પાંચ સ્ત્રીમંડળોમાં અમુક ચાળીસ પચાસ આગળ પડતી બ્હેનો સભ્યો હોય તેથી મંડળનું કામ કદાચ શોભી ઉઠે પરન્તુ શહેરની કેળવણી રહિત સ્ત્રીઓને એ મંડળનો શો લાભ મળે? ઉપર કહ્યું તેમ મંડળના સભ્યો વધાર્યા પછી સભ્યો પાસે સોળ વર્ષથી પહેલાં પોતાની કન્યાઓને ના પરણાવવાની, સોળ વર્ષ સુધી તેમને વિદ્યાભ્યાસ કરવાની છૂટ આપવાની, સમને સમયે ગાંડા ખર્ચ નહિ કરવાની, અને મરણના સમયના રોવા કૂટવાના રિવાજોમાં ભાગ નહિ લેવાની પ્રતિજ્ઞાઓ લેવડાવવી જોઇએ. આપણાં સ્ત્રી મંડળોની મુખ્ય પ્રવૃત્તિ ભાષણો કરાવવાની અને નવરાત્રમાં ગરબા કરવામાં સમાઇ જાય છે. અલબત્ત આ બંને વસ્તુઓ અતિ ઉપયોગી છે પરન્તુ એટલાથી સંતોષ માનવો ના જોઇએ: દિન પ્રતિદિન વધતી જતી આપણી શારીરિક અધોગતિ અટકાવવાનું કામ સ્ત્રીમંડળોએ ઉપાડી લેવું જોઇએ. પૂરી હવા અને કસરત સ્ત્રીઓને મળે તેની ગોઠવણ થવી જોઇએ. તેને માટે ઠેકાણે ઠેકાણે સ્ત્રીઓ માટે અખાડા શરૂ કરવા જોઇએ. તેમજ ગામમાં ઠેકાણે ઠેકાણે ન્હાના ન્હાના બગીચા સ્ત્રીઓ તથા બાળકો માટે બનાવવાની સૂચના મ્યુનિસિપાલિટીને કરવી જોઇએ. એ બગીચાઓને આકર્ષક બનાવવા માટે તેમાં રમતગમતના મેળાવડા વારંવાર યોજવા જોઇએ. તેમજ બાળકો માટે હીંચકા, ચીંચવા, સરવાનાં પાટિયાં વગેરે રમતો રાખવી જોઇએ.

દેશનું દારિદ્ર ટાળવું એ સામાજિક સુધારકોનું સહુથી મુખ્ય કર્તવ્ય છે. ગરીબાઇ દૂર કરવાનો રામબાણ ઈલાજ મહાત્મા ગાંધીએ આપણને બતાવી દીધેલો છે. સ્ત્રીમંડળોએ આ ઈલાજ અમલમાં મૂકવાનો સત્વર આરંભ કરવો જોઇએ. સ્ત્રીમંડળોએ પોતાનાં સભ્યો પાસે પરદેશી કાપડનો બહિષ્કાર

કરવાની પ્રતિજ્ઞાઓ લેવડાવવી જોઇએ; અને જે સ્ત્રીઓ પરદેશી કાપડ પહેરતી હોય તેમને મંડળમાંથી રાજીનામું આપવાની સૂચના કરવી જોઇએ. સ્ત્રીઓ સ્વભાવથી જ સ્વાર્થત્યાગી હોય છે એ તો જાણીતું છે. જે પોતાના કુટુંબ માટે, પતિ માટે, બાળકો માટે રોજના જીવનમાં અનેક સ્વાર્થ ત્યાગો વિના મંઝાયે કરે છે તે શું પોતાનાં ગરીબ ભાઇ બ્હેનો ખાતર, રાષ્ટ્રની ઉન્નતિને ખાતર અને સ્વરાજ્યની પ્રાપ્તિને ખાતર, સુશોભિત ઝીણાં પરદેશી કપડાંનો બહિષ્કાર કરવા જેટલો ત્યાગ નહિ કરે?

સૌદામિની મહેતા.



# વાચકોને.



'મહિલા મિત્ર' નો વાર્ષિક અંક કાઢવાનું આ વખતે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ અમને સોંપ્યું છે. બે તંત્રીઓના નિવાસસ્થાન વચ્ચે સેંકડો માઇલનું અંતર હોવાથી તેમ જ બીજી કેટલીક મુશ્કેલીઓને લીધે અંક કાઢતાં ઘણું જ મોડું થયું છે તે માટે અમે વાચકોની અને વિશેષે કરીને લેખકોની ક્ષમા માગીએ છીએ. 'મહિલા મિત્ર' નો અંક અમે અમારી આકાંક્ષા હતી તેટલો ઉચ્ચ કોટિનો કાઢી શક્યાં નથી. છતાં જેવો છે તેવો ગુજરાતની જનતા સ્વીકારશે એમ આશા રાખીએ છીએ.

ગુજરાત પોતાની પ્રવૃત્તિઓ માટે અત્યારે આખા હિંદમાં અગ્રસ્થાન ભોગવે છે. એના જેટલો જાગ્રત, એનો જેટલો શિક્ષિત અત્યારે હિંદમાં બીજો પ્રાંત નથી એમ કહેવાય છે. સરખામણીની દૃષ્ટિએ આ કદાચ સાચું હશે. પણ આપણે આપણી ત્રુટિઓથી ક્યાં અજાણ્યાં છીએ? ગુજરાતમાં બાળલગ્ન નથી? ગુજરાતમાં ઘેર ઘેર વિધવાઓ આંસુ સારતી નથી? ગુજરાતમાં અનેક યુવાન આશાભરી સ્ત્રીઓ સાસુ નણંદના કે પતિના અત્યાચારો સહન ન થઇ શકવાથી આત્મહત્યા નથી કરતી? વરવિક્રય અને કન્યાવિક્રયના રિવાજોથી પાયમાલ થઇ ગયેલી જ્ઞાતિઓ ગુજરાતમાં થોડી છે? નાતની સંકુચિત વાડો તો ગુજરાત જેટલી ગુંચવાયલી સમગ્ર હિંદમાં બીજે નથી.

આ બધી શરમભરેલી સ્થિતિમાંથી મુક્ત થવા હવે તો સ્ત્રીઓએ પૂર્ણ જાગ્રત થવાની જરૂર છે. 'ધીમે ધીમે સુધારાનો સાર' સમજવાના દિવસો ગયા છે. હવે તો બધાં બંધનો કાઢીને ફેંકી દો. જુની સંસ્થાઓ સામે ખુલ્લો બળવો જાહેર કરો. હક્ક—પક્કુ ઘરડીઓ ભલે નવા જમાનાની પ્રજા સામે રોષ દાખવે. એમણે એમનો જમાનો માણી લીધો. આ જમાનામાં ઘુમવાનું કામ નવી પ્રજાનું છે. અનેક પ્લેટફૉર્મ ઉપરથી કહેવાય છે કે જગતની આશા યુવાનો ઉપર છે. યુવાનો એટલે માત્ર યુવકો નહિ પણ યુવતિઓ પણ ખરી જ. યુવતિઓ રૂઢિનાં બંધનો ફેંકી દેશે, પોતાનાં સંતાનોમાં નવા વિચારોની જ્વાળા પ્રકટાવશે ત્યારે જ હિંદમાં આશાનું કિરણ ઉગશે.

ઘડીભર એમ લાગે કે સ્ત્રીઓ બિચારી શું કરી શકે? પણ સ્ત્રીને 'બિચારી' કે 'અબળા' કહેવી એ જ સ્ત્રીનું ભીષણમાં ભીષણ અપમાન છે. સ્ત્રી 'અબળા' નથી. સ્ત્રી મૂર્તિમંત શક્તિ છે. એ શક્તિ જમાનાઓની ધુંસરીથી દબાઇ ગઇ છે. પણ એને સચેતન કરવાનું, એની પ્રતિભા આખા જગતને બતાવવાનું કામ સ્ત્રીઓનું જ છે. પુરુષો એ શક્તિને ઉત્તેજિત કરશે કે એમાં ચેતન આણશે એ મિથ્યા આશા હવે મૂકી દેવી જોઇએ. પુરુષો સહકાર આપે ત્યાં અવશ્ય ગ્રહણ કરવો. પણ એમની આશાએ બેસી રહેવામાં કાંઇ જ લાભ નથી.

પુરુષો પ્રત્યે રોષ બતાવવો, એમનો તિરસ્કાર કરવો કે એમને ધિક્કારનાર તરીકે પ્રસિદ્ધ થવું એ સાચી સ્ત્રી બળવાખોરનું કામ નથી. પુરુષોના દોષ ન બતાવવા એમ કહેવાનો આશય નથી. દોષ બતાવ્યા સિવાય-તો આપણી પ્રવૃત્તિની તળે રહેલા સત્યનું કોઇને ભાન ન જ થાય. પણ પુરુષોએ અત્યાર સુધી સ્ત્રી જાતિને હીણી, તેના બદલામાં હવે સ્ત્રી જાતિ પુરુષને હીણે એ સ્ત્રીઓને શોભાસ્પદ નથી. હક સિદ્ધ કરવા દરેક પ્રયત્ન કરવા જ જોઇએ. પણ તેની સાથે ફરજનું સંપૂર્ણ ભાન હોવું જોઇએ. હક સિદ્ધ કરવામાં જે પુરુષો અંતરાય નાંખે તો તેની સામે કમર કસવી જોઇએ. પણ માત્ર પુરુષો પ્રત્યે ધિક્કાર બતાવ્યાથી સ્વાતંત્ર્ય મળશે એ આશા ખોટી છે.

ગુજરાતી સ્ત્રીઓ પડદાના રિવાજની મલિનતાથી વીંટાયલી નથી એ એમનું પરમ સુભાગ્ય છે. જ્યાં પડદો છે ત્યાં તો દરેક પ્રવૃત્તિમાં એ આડો આવીને ઉભો રહે છે. પડદાની અંદર રહીને પણ ધારીએ તો સુધારા થઈ શકે એ કપોલકલ્પના છે. જેલમાં રહેનાર કેદી કેટલું સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી શકે?

આપણા સ્ત્રીજીવનના પ્રશ્નો ગહન છે, અનેક છે. પણ જેને લીધે આપણું જીવન મૃતપ્રાય થઇ ગયું છે, જેને લીધે 'મધર ઇન્ડિયા' જેવાં પુસ્તકો આપણને દુનિયાભરમાં નીચું જોવડાવે છે; તે તો આપણું અજ્ઞાન અને આપણો બાળલગ્નનો રિવાજ. આ બે આપણામાં ન હોત તો મિસ મેયો કે ગમે તેવા દુશ્મનની તાકાત હતી કે આપણી સામે આંગળી પણ કરી શકત?

સરકાર ભલે ફરજિયાત કેળવણીનો કાયદો કરે કે ન કરે. સ્ત્રીઓએ ઠેર ઠેર 'સ્ત્રી મંડળ' કાઢી કેળવણીનો વિસ્તાર કરવો જોઇએ; અને એ જ 'સ્ત્રી મંડળ' દ્વારા બાળલગ્નનો નિષેધ કરવો જોઇએ. કદાચ એમ લાગશે

કે બાળલગ્ન એ તો હવે પુરાણો વિષય થઈ ગયો; એ તો ધીમે ધીમે આપણામાંથી જાય છે. પણ આ માન્યતા એક ભ્રાંતિ છે. સેન્સસના રીપોર્ટો તપાસતાં જણાય છે કે ઈ. સ. ૧૮૯૧ કરતાં ૧૯૨૧ માં બાળલગ્નો કાંઇક વધારે સંખ્યામાં થયાં છે! આ વાત સત્ય નહિ લાગે છતાં સત્ય છે. જેમને શંકા હોય તેમણે સેન્સસના આંકડા તપાસી પ્રમાણ કાઢી જોવાં. એક ગામની કે એક જ્ઞાતિની બધી જ સ્ત્રીઓ મળી ઠરાવ કરે કે પ્રાણાંતે પણ સોળ વર્ષથી નાની કન્યાનું લગ્ન નહિ કરીએ તો પછી કાશીના પંડિતો ભલે કન્યાની લગ્ન વય આઠ વર્ષની ઠરાવી પોતાની મૂર્ખતા સિદ્ધ કરે!

સ્ત્રીઓમાં વાચનનો વિસ્તાર થાય, વંચાય તેટલું સમજાય તો સંસ્કૃતિ ધીમે ધીમે ઉંચી થાય જ. 'મહિલા મિત્ર' નો વાર્ષિક અંક કાઢવાનો હેતુ એ જ છે. આ હેતુ કેટલે અંશે સફળ થયો છે તે વિચારવાનું કામ વાચકોનું છે.

જે જે લેખકોએ અમને આ અંક કાઢવામાં સહાયતા કરી છે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. આ અંકના દોષો ક્ષમા કરી ગુજરાતની પ્રજા એને ઉત્તેજન આપશે, એમ આશા રાખીએ છીએ.

સરોજિની મહેતા.
સૌદામિની મહેતા.
તંત્રીઓ, મહિલા મિત્ર.



# મહિલા મિત્ર—પુસ્તક પાંચમું.

## અનુક્રમણિકા.




## ભવિષ્યની હિંદવાણી.

( ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ—એ રાગ. )

જનની જગદંબા રૂપ ધારીને રે લોલ,
આવી કુમ કુમ પગલે હું આજ, હિંદ વાસિની રે લોલ:
દેશને ગજાવું ફરી વિશ્વમાં રે લોલ. ... ... ૧
પૂર્વના પ્રદેશ સર્વ જાગીયા રે લોલ,
હું જગાડે જાગશે આ દેશ હિંદ વાસિની રે લોલ:
દેશને ગજાવું ફરી વિશ્વમાં રે લોલ. ... ... ૨
આર્યાવર્તની જે એક સાધ્વી રે લોલ,
જનકીથી હું બનું અધિક હિંદ વાસિની રે લોલ:
દેશને ગજાવું ફરી વિશ્વમાં રે લોલ. ... ... ૩
ગૌરવે ભરેલી ભવ્ય માનિની રે લોલ,
દ્રૌપદીથી હું બનું અધિક હિંદ વાસિની રે લોલ,
દેશને ગજાવું ફરી વિશ્વમાં રે લોલ. ... ... ૪
સ્વતંત્રતા સ્વરૂપ એવી સુંદરી રે લોલ,
સાવિત્રીથી હું બનું અધિક હિંદવાસિની રે લોલ:
દેશને ગજાવું ફરી વિશ્વમાં રે લોલ. ... ... ૫
જ્ઞાનના અગાધ પથે મ્હાલતી રે લોલ,
ગાર્ગીથી હું બનુ અધિક હિંદ વાસિની રે લોલ:
દેશને ગજાવું ફરી વિશ્વમાં રે લોલ. ... ... ૬
વીર ક્ષત્રિયાણી મધ્ય કાલની રે લોલ,
દાખવું હું એોર ક્ષાત્ર તેજ હિંદ વાસિની રે લોલ:
દેશને ગજાવું ફરી વિશ્વમાં રે લોલ. ... ... ૭
પૂર્વનો પ્રભાવ હજી આંજતો રે લોલ,
ભાવિને બનાવું હું અપૂર્વ હિંદ વાસિની રે લોલ:
દેશને ગજાવું ફરી વિશ્વમાં રે લોલ. ... ... ૮

હંસા મહેતા.

# લગ્નની ઉમર.

એક ઠેકાણે મેં લખેલું કે બધું એક બીજાને અનુકૂળ હોય અને સ્ત્રીની ઉમર પુરુષ કરતાં બે ચાર વરસ વધારે હોય તો પણ તેમનાં લગ્ન થાય; તેમાં કંઇ પણ અજુગતું નથી. મોટી ઉમરનો પુરુષ નાની જુવાન સ્ત્રી પરણે અથવા પુખ્ત ઉમરની સ્ત્રી જુવાનને પરણે એ અજુગતું છે.

વેદના સમયમાં લગ્ન વખતે પુરુષની ઉમર આસરે ૩૦ વરસની અને સ્ત્રીની ૧૬ વરસની ગણાતી. તે અને ત્યાર પછીના સમયમાં પુરુષ સ્ત્રી કરતાં મોટો હોવો જોઇએ એ સિદ્ધાંત સામાન્ય હતો. યૂરોપ અમેરીકામાં પણ એ જ સિદ્ધાંત માન્ય છે. પુરુષનાં તેના કરતાં મોટી ઉમરની સ્ત્રી સાથે લગ્ન થાય તે સામે કોઇ પણ જાતનો પ્રતિબંધ નથી, અને તેવાં લગ્ન થાય છે પણ ખરાં, પણ પ્રમાણમાં થોડાં. આ દેશમાં પણ પુરુષ કરતાં સ્ત્રી એક બે વરસ મોટી હોય એવા દાખલા મળી આવતા અને મળી આવે, પણ તે નહિ જેવા. કોઈ પણ કોટીનાં સો મનુષ્યોની (સ્ત્રીઓની અથવા પુરુષોની અથવા બંનેની ભેગી) સભા બોલાવવામાં આવે અને 'પુરુષના કરતાં સ્ત્રીની ઉમર નાની જોઇએ.' એ સિદ્ધાંત પસાર કરવાનો હોય તો તેની તરફેણનો મત નહી આપનારની સંખ્યા ભાગ્યે દસ સુધી પહોંચે.

તેમાં રૂઢિનું ઘણું બળ છે; અને તેનાં બળનું માપ કોને જડયું છે? તેને વળી ટેકા છે.

કન્યા વહેલી વધવા માંડે છે. અગિઆરથી શરૂ કરી તેર ચૌદ વરસમાં તે સ્ત્રી થઇ રહે છે. છોકરો તેર ચૌદ વરસે શરૂ કરી સત્તર અરાઢ વરસમાં પુરુષ બની રહે છે. એમ કહેવામાં આવે છે કે સ્ત્રીમાં વૃદ્ધત્વ વહેલું આવે છે. હાલની કેળવણીની રીતિએ પુરુષને આજીવિકા માટે ભણવામાં વધારે વખત ગાળવાની જરૂર છે. સ્ત્રીને કેળવણી માટે એટલાં બધાં વરસ ગાળવાની આવશ્યકતા સ્વીકારાઇ નથી.

આ ઉપરાંત એક જૂની દલીલ છે. પુરુષ ઘરનો રાજા છે, સ્ત્રી મંત્રી છે; તેથી ગૃહરાજ્ય ઉપર અધિપતિપણું ભોગવી શકે તે માટે પુરુષની ઉમર મોટી જોઈએ. **कार्येषु मंत्री करणेषु दासी** એ શ્લોકના પડઘારૂપ આ દલીલ ગણાય. પણ ઉમર અને પુરુષત્વ એ શક્તિ માટે જરૂરના ગુણો નથી. પુરુષના નામે બધું કાર્ય થાય છે એ વાત ખરી પણ કુટુંબમાં ખરૂં ચલણ

તો જેનામાં તે માટેના ખાસ ગુણો હોય તેનું જ હોય છે. કુટુંબના દરેક કાર્યની વ્યવસ્થા કરવી, આગળ પડતો ભાગ લઇ દરેક કામનો ઉકેલ લાવવો, આ બે આવડત જેનામાં હોય તે કુટુંબમાં નેતૃત્વ લઇ શકે, અને લે છે.

કેળવણીમાં વધારે વરસ ગાળવાં પડે છે એ ચાલુ સમયનું ખાસ લક્ષણ છે. પણ સાધારણ સ્થિતિના માણસને કેળવણી પાછળ ઘણાં વરસ ગાળવાં ન પરવડે. વળી જેમ યોગ્ય જીવન માટે આજીવિકા મેળવવા પુરુષને કેળવણીની જરૂર છે તેમ સ્ત્રીને પણ પોતાના કામ માટે કેળવણીની જરૂર છે એ સ્વિકારવામાં આવે તો બંનેએ કુટુંબજીવનની તૈયારી માટે વખત ગાળવો જોઇએ. સ્ત્રીમાં વૃદ્ધત્વ વહેલું આવે છે એ વાત સામાન્ય રીતે ખરી નથી અને ન હોવી જોઇએ. ગૃહિણીજીવન જીવતાં જેમની યોગ્ય સંભાળ ન લેવાઇ હોય તેમનાં શરીરને નુકસાન થાય છે, તેમને વૃદ્ધત્વ વહેલું આવે છે: કેટલીક વહેલી મરણ શરણ પણ થાય છે. કન્યા વહેલી વધે છે એ સામાન્ય વાતની ના પાડી શકાય તેમ નથી. પણ લગ્ન તો સ્ત્રીમાં સ્ત્રીત્વ વ્યાપે અને પુરુષમાં પુરુષત્વ વ્યાપે ત્યારે જ થઇ શકે; અને લગ્ન ઉપર બધી જીંદગીનો, તેમની સંતતિનો અને એ રીતે ભવિષ્યની પ્રજાનો આધાર હોવાથી એ બાબતની સમજણ આવે અને બંનેની સંમતિ મળે તે વિના લગ્ન ન થઇ શકે. આ બધી બાબતો જોતાં પુરુષ સ્ત્રી કરતાં મોટો હોવો જોઇએ એ સિદ્ધાંત તરીકે સ્વિકારવાની જરૂર નથી. રૂઢિનું બળ, ટેકા જતાં રૂઢિથી જ તુટે.

એટલે પુરુષ સ્ત્રી કરતાં ઉમરમાં મોટો હોય એ આવશ્યક નથી. જો કે સાધારણ રીતે એવું બનતું આવ્યું છે. પણ બધું અનુકૂળ હોય તો તે સિદ્ધાંત વિઘ્નરૂપે ન થવો જોઇએ.

પુરુષનું પુરુષત્વ શરુ થયાં પહેલાં અને સ્ત્રીનું સ્ત્રીત્વ શરુ થયાં પહેલાં તો લગ્ન ન જ થઇ શકે; અને બંનેને પોતાનું આખું જીવન સાથે જીવવાનું છે એવું ભાન હોવું જોઇએ, એ જીવન સુખરૂપ તેઓ જીવી શકશે એવી તેમને પ્રતીતિ હોવી જોઇએ. તે ઉપરાંત એક બીજાની ખાસ ટેવો વગેરે નિભાવી કે સુધારી લેવાની અને સંસારના મોટામાં મોટા ઘા સાથે સહેવાની ઇચ્છા હોય. કુટુંબમાં પ્રેમ હોય તો તેને માટે માણસો ગમે તેવાં દુઃખો સહન કરી શકે છે. એ રીતે 'પ્રેમ પ્રભુ છે' એ રૂપક સાચી અનુભવની વાત નિવડે છે.

આ ધ્યાનમાં લઇને હાલની સ્થિતિ જોતાં લગ્નની ઉમર સ્ત્રી અને પુરુષ બંનેની બાબતમાં સોળથી ઓછી ન હોવી જોઇએ. સિદ્ધાંત તરીકે માત્ર એટલું જ કહી શકાય.

એટલે સોળ વરસની ઉમર થતાં પરણવાની ઉતાવળ ન થાય. ગૃહસ્થ-જીવનની ઘણી બાબતો તો તેવું જીવન જીવતાં જ શિખાય છતાં કુટુંબપાલનની તૈયારી વિના પુરુષ લગ્ન ન કરી શકે અને સાધારણ સ્થિતિનું ઘર ચલાવવાની બાબતો આવડયા વિના કન્યા લગ્ન ન કરી શકે. એટલે આ જરૂરી વસ્તુઓ આવડયાં પહેલાં સ્ત્રીપુરુષોએ બ્રહ્મચર્ય, સંયમ પાળવાં જોઇએ. ગૃહસ્થ જીવનમાં ઘણી જાતના સંયમ પાળવાના હોય છે. તેનાં બીજ પ્રથમ આ રીતે વવાવાં જ જોઇએ; અને જે જે પરિસ્થિતિ સેવવાની કે સહન કરવાની હોય તેમાં કંગાલતા કે પામરતા ન આવે. સુખમાં સ્થિરતા અને દુઃખમાં વીરતા દરેકને સુસાધ્ય હોવી જોઇએ.

'સોળ વરસની ઉમર પહેલાં લગ્ન ન થાય' એ સ્ત્રી અને પુરુષ બંનેના સંબંધમાં કહ્યું. સ્ત્રીપુરુષ સંબંધી શારીરિક કે માનસિક તફાવત મોટો ન હોવો જોઇએ એ સૂચન તેમાં રહેલું છે. પણ સમજણમાં આવ્યા પછી લગ્ન થાય અને યોગ્ય રીતે સંમતિ લેવાની હોય તો પછી બીજી બાબતો દરેક પોતાની મેળે નક્કી કરી શકે.

લગ્ન એટલે કુટુંબ અને કુટુંબ એટલે ભવિષ્યની પ્રજા. એટલામાં જ લગ્નની ગંભીરતા સમજાય. કેટલીક સારી બાબતો તો છેવટે કાગળ ઉપર રહે છે. લગ્નની ગંભીરતાની બાબત તો કાગળ ઉપરે રહી નથી. માત્ર થોડાના જ મનમાં રહી હશે. હાલ તો લગ્નનો અર્થ સંસારના આનંદ અને તે આનંદ ભોગવતાં જે પ્રજા જન્મે તે.

સમજમાં આવ્યા વિના કોઇનાં લગ્ન ન થાય. વૃદ્ધ, બાળાને કે યુવતીને ન પરણે તેમ જ ઉમરે પહોંચેલી સ્ત્રી યુવાનને ન પરણે. લગ્નમાં વડિલ, સંબંધી અને મિત્રજનની સંમતિ હોય, અને બને ત્યાં સુધી હોવી જોઇએ. પણ એ બધાંની સંમતિ આવશ્યક નથી. લગ્નની બાબતમાં ઉપર કહ્યા તે ખાસ મુદ્દા છે. તે મુદ્દા સચવાય તે માટે લગ્ન વખતે સોળ વરસથી ઓછી ઉમર ન હોવી જોઈએ એટલું જ ઉમર સંબંધી કહી શકાય.

દુનિયાને હંમેશાં વીર સ્ત્રીપુરુષોની જરૂર છે. સુમાતપિતા વિના તેમનો જન્મ ન હોય. અને સુમાતપિતા થવા યોગ્ય સ્ત્રી પુરુષોનાં લગ્ન થવાં જોઇએ. આ સ્ત્રીપુરુષોએ લગ્ન પહેલાંની તૈયારીઓ કરેલી હોવી જોઇએ. એવું તપ બે ચાર પેઢી થાય તો જ વીરતા જન્મ લે. 'તથાસ્તુ.

સરકારી હાઇસ્કૂલ, નડિયાદ. } ચંદુલાલ કેશવલાલ અમીન.

# બલિદાન.

૧.

ગ્રીષ્મનો સૂર્ય પોતાનું સઘળું જોર અજમાવી ચૂક્યો હતો. હજી હમણાં જ વાયુની મંદ લહરી વૃક્ષઘટાને ફરકાવી રહી હતી એવામાં સરોજના વિરામભુવનનું દ્વાર ફડાક દઈને ઉઘડ્યું. પચીસેક વર્ષની એક પ્રમદા બ્હાર પડી. ચોતરફ નજર કરીઃ "કનુ! ઓ કનુ!"

ઉત્તર ન મળ્યો. તે નીચે ઉતરી આવી. જોયું તો મ્હોટું દ્વાર ખુલ્લું પડ્યું હતું. આતુરતાથી તેણે બ્હાર નજર નાંખી. એવામાં ગુલાબી સુંદરી ને નુપૂરઝંકારથી મનોરમ લાગતી એક ન્હાનકડી કન્યકા ત્યાં આવી ચઢીઃ "સરુ કાકી! તળાવે આવશો?"

"શી રીતે આવું?" સરોજે ઉત્તર દીધો "જોને બ્હેન! કનુ ક્યાંક નાસી ગયો છે. ખાડે ટેકરે ગબડી જશે તો એ થયું."

"આમ શું બોલતાં હશો?" બાલાએ તેને વચમાં જ અટકાવી "ખાડામાં શું કરવા પડે? હજી હમણાં જ મ્હેં એને છન્નુમીયાંનાં છોકરાં સાથે રમતાં જોયો હતો."

"હમણાં હમણાંનો એ બહુ જ ખરાબ થઇ ગયો છે" સરોજે ટહૂકો પૂર્યો "બ્રાહ્મણને ઘેર અવતાર મળ્યો હોય ઢેડવાડામાં રઝળવાનું. અહીં આવ્યો છે ત્યારનો છન્નુમીયાંને ઘેર ને ઘેર. કોણ જાણે ત્યાં શુંય દાટ્યું છે! મ્હોટાં કાકી જાણે તો મારી મારીને માળવે જ મૂકી આવે. મીયાંભાઇ જોડે રમવું શું? છોકરાં રહ્યાં-કંઇ ખાયે ખરાં!"

પીએરમાં ને ખાસ કરીને ગામડામાં મહિલાઓ મ્હોટી વયે પણ ઠીક છૂટ ભોગવી શકે છે. સરોજે આછું ઓઢવાની યે પરવા ન કરી. બૂમ મારતી તે બ્હાર દોડી. "કાન્તા! ચાલ જોયે. આપણે એને પકડી લાવીએ."

"પણ બાએ વ્હેલી ઘેર બોલાવી છે." કાન્તાએ આનાકાની કરી.

"હવે વ્હેલું ને મોડું". સરોજે મજાક કરી 'વરને વધાવવા તો નથી જવુંને?" કાન્તા શરમાઇ જવાબ ન દીધો.

"ઠીક બા ઠીક." સરોજે ડીલું મ્હ્યું. "બહુ દૂર નથી એટલે એકલી જઉંરા હોય વાંધો નથી." કાન્તાનો હાથ છોડી અધીરાઇથી દોડી.

છન્નુમીયાંના આંગણામાં જ કનુને બકરીના બચ્ચાને ઘાસપાલો ખવરાવતો દીઠો. તે નિરાંતે બેઠો હતો. તેના મુખારવિન્દ પર ગેનાપનું સ્મિત

હતું. જાનુમીયાંનો પૌત્ર ઘાસપાલો વીણી લાવતો. પૌત્રી પોતાનાં નુપૂર બચ્ચાંને પગે ચઢાવવા મથતી. બિચારા બચ્ચાંને અલંકારનો જરા ય શોખ ન્હોતો. પરન્તુ એના ફફડાટ પર ધ્યાન કોણ આપે ?

સરોજે કનુનો કાન આમળી ઘર તરફ ખેંચ્યો. આખે રસ્તે બાળકે બૂમાબૂમ કરી મૂકી. વૃદ્ધ કાકી નમતા તાપે બગાસાં ખાઇ રહ્યાં હતાં. તે કકલાણ સાંભળતાં જ ગાજી ઉઠયાં "અલિ ! મારે છે કેમ ?"

"મારૂં નહિ તો શું કરૂં ?" સરોજે સ્હામો પ્રશ્ન કર્યો "કહ્યા વિના તલાવે રમવા નાસી ગયો હતો. કોઇ દિવસ બૂડી જ મરવાનો છે."

"પણ હું તલાવે ગયો જ નથી" કનુ બરાડયો "હું તો બકરીના બચ્ચા સાથે રમતો હતો." આગળ બોલે તે પ્હેલાં સરોજે એનો કાન જરા ઠીક ઠીક આમળ્યો. છોકરો મુસલમાનને ઘેર રમવા ગયો હતો એવી કાકીને ખબર પડે તો જોયા જેવું જ કરી મૂકે.

"સરુ !" વૃદ્ધાએ ઘાંટો પાડયો "તું ય કેવી છે તે ? આટલું એક બાલક જીવવા પામ્યું છે ત્હોય એને રાતદિવસ ટીપટીપ કરે છે !" વળી પાછાં કાકી બગાસે ચઢયાં. સારૂં થયું કે એટલા ટુંકા સંભાષણે જ પત્યું. સરોજ શૂન્યહૃદયા બની ગઇ. બાલકને ત્યાં જ પડતો મૂકી શયનમંદિરમાં છૂપાઇ ગઇ.

સરોજનું સાસરૂં પાસેના ગામડામાં જ હતું. લગ્ન પછી સરોજે દર વર્ષે નિયમિત એક વાર પ્હીએર આવવાનું રાખ્યું હતું. પછી જેમ જેમ વસ્તાર વધતો ગયો તેમ તેમ એ નિયમ તૂટતો ગયો. આ વેળા તે પાંચ વર્ષે પ્હીએર આવી હતી. પરન્તુ એ ન્હાનકડા ગાળામાં ય એના નાજુક મસ્તકપર સુખદુઃખની અનેક ઝડીઓ વરસી ગઈ હતી. એનાં ત્રણ સન્તાનમાંથી બે પરલોક સંચર્યાં હતાં. બાકી રહેલા બાલક માટે પણ એને અવારનવાર અમંગલ શંકાઓ થયા કરતી. કમભાગીને ક્રમે પ્રભુ કનુ ને ય નહિ રહેવા દે !!! તેથી એ બાલપ્રભુની વેદી આગળ તે ઘણીયે વાર હૃદયભંડાર વહેવરાવવા ઇચ્છતીઃ પણ ભયથી પાછી પડતી. એટલે બાલક તરફની એની વર્તણુક અતિશય વિચિત્ર બની જવા પામી હતી. કોઇ વાર તે કનુને સ્નેહ-સાગરે સ્નાન કરાવતી, કોઇ વાર મારતી, કોઇ વાર તુચ્છકારતી. કનુને એના પિતાજી સાથે રહેવાનું ન્હોતું ગમતું. ત્યાં એની માતાના પંજામાંથી એ છટકી શકતો નહિ. એની સ્વચ્છંદી વર્તણુકને તાબે થવું પડતું. ઘરના નોકરો એને ઘેરી વળતા. ઘર બ્હાર પગ મૂકતાં પ્હેલાં એને પકડીને પિંજરે પૂરી દેવામાં આવતો.

પરન્તુ સરોજ પ્હીઅર આવી એટલે એણે છૂટકારાનો દમ ખેંચ્યો. એની માતાનો ઘણો ખરો સમય સરખી સાહેલીઓ સાથે બાજી રમવામાં જતો. ફુરસદનો સમય તે ભાભીઓ સાથે ગપ્પાં મારવામાં ગાળતી. કનુ પર નજર રાખવાની એને નવરાસ ન્હોતી. સામાન્ય સ્થિતિ હોવાથી નોકરોનો ત્રાસ ન્હોતો. એકવાર જો માતા કનેથી છટકાય તો એને કોઈ રોકનાર ન્હોતું.

કનુએ તો એ સ્વતંત્રતાનો પૂરેપૂરો લાભ લેવા માંડ્યો. પાડોશના બાલમંડળમાં એણે સ્વેચ્છાએ ઝંપલાવ્યું. ન્યાતજાતની એને પરવા ન્હોતી. છન્નુમીયાનાં બાળકો તો એનાં ખાસ મિત્રો થઇ પડયાં. અન્ય સહચરોની સંખ્યાનો પણ સુમાર ન્હોતો. કુરકુરીયાં, બીલાડીનાં બચ્ચાં, બકરીનાં બચ્ચાં ઇત્યાદિ એને અનેરો આનંદ આપતાં. એક ન્હાનકડું બકરીનું બચ્ચુ તો એને પ્રાણથી પણ પ્રિય હતું એણે તેનું નામ પનુ પાડયું હતું. કનુ પનુની જોડી ભાગ્યે જ છૂટી પડતી. હમણાં જ નવો કરાવેલો કોટ કનુએ પનુને બક્ષિસ કર્યો હતો. એની માતાને એ વાતની ખબર પડી કે તુરત જ એ કોટ ઠેકાણે પડી ગયો; નહિ તો કનુભાઇ એનો કદાપિ ઉપયોગ કરી શકત નહિ. પણ એટલેથી કનુજી હિંમત હારે તેમ ન્હોતા. એમણે પોતાના બૂટ પનુને ભેટ ધરવા વિચાર કર્યો પરન્તુ પનુને બૂટ પહેરાવવા કેમ તે કોયડો નહિ ઉકલવાથી એ માથાકુટ છોડી દેવી પડી.

પરન્તુ એના માતામહના ઘરની ધર્માન્ધતા કનુને ત્રાસદાયક થઇ પડતી. વારંવાર એને છન્નુમીયાંને ઘેરથી પાછો પકડી લાવવામાં આવતો. વારંવાર એને નવરાવી પવિત્ર કરવામાં આવતો, સરોજ જાતે એ વાત બહુ મનમાં આણતી નહિ; પરન્તુ વૃદ્ધ કાકીથી તે ઘણી જ ડરતી; એમનાં ફરમાનો આગળ એનું કશું જ ચાલતું નહિ; છતાંય તે લાંબે ગાળે પાછી ફરી હોવાથી દિવસનો મ્હોટો ભાગ સખીમંડળમાં ઘૂમવામાં જતો ને કનુ સ્વચ્છંદે ભમી શકતો.

દીપાવલીના ટુંકા દિવસો તો ઝપઝપ પસાર થઇ ગયા. સરોજને પાછાં વળવાનો દિવસ પણ આવી ઉભો. પ્હીઅર આવવાની રજા જ મુશ્કેલીએ મળતી આ વેળા પણ એની નણંદ સાસરે જાય ત્યાર પ્હેલાં પાછા વળવાનું તેણે વચન આપ્યું હતું. એટલાં સદ્‌ભાગ્ય કે સરોજની ગેરહાજરીમાં ઘર સંભાળી લેવા તેણે કૃપા કરી હતી.

વિદાયની વસમી વિપળ આવી ઉભી. છન્નુમીયાંને ઘેરથી કનુને પાછો આણતાં ઘણી જ તકલીફ પડી. એ તો પનુને બાઝી જ પડ્યો. છોડાવ્યો

છૂટે જ નહિ. વૃદ્ધ મીયાંને પણ એ બાલકનો સદ્‌ભાવ જોઇ લાગણી થઇ આવી, "બાઇ ! આ બચ્ચાને કનુ મારે લઇ જાવ."

"શું કરવા ?" જન્નુમીયાંના અવિનયથી સરોજનું નાક ચઢ્યું. "કનુ ! છોડી દે" તે તડૂકી. બાલકને તેણે મહા પરાણે ઘસડવા માંડ્યો. "આ બચ્ચાને લઇ લે" તેણે વૃદ્ધને હુકમ કર્યો. "એ બચ્ચું નજર બ્હાર નહિ થાય ત્યાં સુધી કનુ ઝંપવાનો નથી."

સરોજ ગાડીમાં ચઢી. વૃદ્ધ કાકીએ શિખામણ દીધી, "બેટા ! કનુને મારીશ નહિ હોં ! પ્રભુએ એ એકલા બાલકને જ આપણે આંગણે રહેવા દીધો છે. તું બ્રાહ્મણને ઘેર જન્મી છે. બ્રાહ્મણ પેઠે વર્તવાનું ચુકતી નહિ. હલકા વર્ણમાં બહુ ભળતી નહિ. એ પાપ છે."

૨.

સરોજને સાસરે કનુને તો ગમ્યું જ નહિ. સન્ધ્યાકાલે સરોજ દુધ પાવા ગઇ ત્યારે તે ખંડના ખૂણામાં ચુપચુપ બેઠેલો જણાયો. "કાંઇ થાય છે ?" સરોજે આતુરતાથી પૂછ્યું. બાલકે માથું ધુણાવ્યું.

"ત્યારે આમ મ્હોડું ચઢાવીને કેમ બેઠો છું ?"

"મ્હને ભૂખ લાગી છે" તે ઓચિન્તો ગાજી ઉઠ્યો.

સરોજે દુધનો પ્યાલો તેની આગળ ધર્યો. "ભૂખ લાગે તો બોલતાં શું થાય છે ? કામ વગર તો ઘણીયે પટપટ કર્યા કરે છે. કાંઇ જોઇતું કરતું હોય તો મગાય નહિ ?"

કનુએ પ્યાલો પાછો ઠેલ્યો. મહા મહેનતે એક બે ઘૂંટડા તેણે ગળે ઉતાર્યા હતા. "બસ !" સરોજે પ્રશ્ન કર્યો.

"દુધ ખરાબ છે, મ્હારે નથી પીવું" કનુએ કટાણું મ્હોં કર્યું.

"ખરાબ !" તેની માતા છણકી ગઇ". ત્હને થયું છે શું ? જે આપીએ તે બધું જ ખરાબ." તે દુધનો પ્યાલો લઇ ચાલી ગઇ.

પતિરાજ પધાર્યા કે પત્નીશ્રીએ ફરિયાદ રજુ કરી, "ત્હમે કનુની જરાય સંભાળ નથી લેતા. દિવસે દિવસે એ બહુ જ વિચિત્ર થતો જાય છે. કશુંય ખાતો જ નથી, ખાધા પીધા વિના એ કુમળું ફુલ ક્યાં સુધી ટકશે !"

"ને આપ શું કરો છો ?" પતિએ તપી જઇ જવાબ વાળ્યો. "મ્હારે તે ધંધો કરવો કે છોકરાં સંભાળવાં ? આપ મ્હારૂં કામ સંભાળી લ્યો એટલે બાલકને રાખવામાં મ્હને જરાય વાંધો નથી."

આંસુભીનાં નયને સરોજ પાછી પડી. દિલાસાને બદલે ડામ મળ્યો. એનું હૃદય ભરાઈ આવ્યું. બાલકના ભયંકર ભાવિના ભણકાર થયા. પતિની બેદરકારીથી તે ધુંધવાઈ રહી.

કનુ દિનપ્રતિદિન વધારે ને વધારે વિચિત્ર થતો ગયો. ખાય નહિ, ન્હાય નહિ, ઉંઘે પણ નહિ. પ્હેલાં તે વ્હેલો સુઈ જતો. આખીયરાત ઝંપતો. હવે તે અવારનવાર ઝબકી ઉઠતો. કેટલીય કડાકુટ કરાવતો.

એક દિવસ સરોજે જાગીને જોયું તો કનુ તાવે ફફડતો હતો. કાચી વયમાં સરોજ ઘણાય વિષાદપ્રસંગો સહી ચૂકી હતી. ભવિષ્યના ભયથી તે લગભગ ગાંડી જ બની ગઈ. તેણે નિદ્રાધીન પતિને હચમચાવી નાંખ્યા. "ઉઠોને ! કનુને તાવ આવ્યો છે."

"બરાબર જોયું ?" પતિએ ઉંઘમાં જ પૂછ્યું.

"મ્હેં તો બધુંય જોયું છે," સરોજે રડી દીધું. "ઉઠોને જરા જુઓ તો ખરા."

કનુના પિતાએ ઉઠી તેને બરાબર તપાસ્યો. પછી કોટ પહેરતાં તે બોલ્યા "કશુંય ખવરાવીશ નહિ; હું દાક્તરને બોલાવી લાવું છુ."

તે ગયા. સર્વત્ર શ્યામળી વિષાદછાયા પ્રસરતી જણાઈ. સરોજ બાલક પાસે બેઠી. ભયભીત થવું પણ તેને અકારૂં થઈ પડ્યું.

થોડી જ વારમાં દાક્તર આવી પહોંચ્યા; કનુને તપાસી, દવા આપી, વિદાય થયા. બન્નેએ અંગ્રેજીમાં જ વાતો કરી. સરોજના દિલમાં તેલ રેડાયું– "દાક્તરે શું કહ્યું ?" તેણે પૃછ્યું.

"કાંઈ નહિ", ટુંકો જવાબ મળ્યો "ઋતુ ખરાબ છે. આપણે જરા વધારે સાવધ રહેવાની જરૂર છે." સરોજ કંઈક પૂછશે એવા ભયથી તેનો પતિ બ્હાર ચાલ્યો ગયો.

આખો દિવસ સરોજને જરા પણ ચેન પડ્યું નહિ. કાંઇ સુજ પડી નહિ. ખાધું પણ નહિ. સદ્‌ભાગ્યે હજી નણંદ ત્યાં જ હતાં; નહિ તો આખાય ઘરમાં અવ્યવસ્થાનું સામ્રાજ્ય પ્રસરી રહેત. બીજે પ્રભાતે તાવ મપાયો. હજી કશોય ફરક ન્હોતો. એ યુવાન યુગલે યમરાજની એવી તો સારી ઓળખાણ કરી મૂકી હતી કે આ પરિસ્થિતિમાં તેઓ તદ્દન જ મૂક બની ગયાં.

થોડી વારે કનુએ આંખ ઉઘાડી. "બા ! ભાત ખાવો છે."

"કનુ! હજી ભાતની વાર છે. જરા દુધ પી તો! ભાત પછી આપીશ હોં! ભાઇ! ડાહ્યો થઇ જા તો!!!" સરોજે તેનું કપાળ પસવાર્યું. પરન્તુ કનુને ડાહ્યા થવાની જરાય પરવા ન્હોતી. તે માથું ધુણાવી રડી ઉઠ્યો. "મ્હારે દુધ નથી જોઇતું. મ્હારે તો ભાત ખાવો છે. દાદાજીને ઘેર જાઉં. ત્યાં ઘણોય ભાત છે."

"પણ ભાત કરી આપું છું, ભાઇ!" સરોજે સમજાવવા માંડ્યું. "ભાત થાય ત્યાં સુધી તો જરાક દુધ પી લે."

આજે કનુ સમજી જાય તેમ ન્હોતો. તેણે દુધનો પ્યાલો દડસેલી દીધો. ફરીથી રડવા લાગ્યો–"દાદાજીને ઘેર જવું છે–"

"જઇશું, ભાઇ! કાલે જ જઇશું." માતા વિહ્વળ બની, "વ્હેલાં તું સાજો થઇ જા ને!"

પરન્તુ સાજા થવાનું એક પણ ચિહ્ન જણાયું નહિ. તાવ વધતો જ ગયો. મુંઝવણો પણ વધતી જ ચાલી. સરોજે પણ રોકકળ શરુ કરી. અને તેના પતિ એક પ્રખ્યાત દાક્તરને બોલાવી લાવ્યા. એમણે કેટલીય દવા લખી આપી. પણ એથી કાંઇ જ વળ્યું નહિ. બાલક નિસ્તેજ બનતું ગયું. હવે તો કનુ બોલતોય નહિ. રડતો પણ નહિ.

ગામમાં એક વૃદ્ધ વૈદ હતો. સરોજ તેની પાસે ગઇ. પોતાનું દુઃખ રડી. વૈદે આશ્વાસન દીધું, "જો બ્હેન! હું દવા આપું પરન્તુ દાક્તરની દવા સાથે મ્હારા વૈદાને મેળ ન ખાય."

"દાક્તરની દવા બંધ કરીશ."

સરોજ દવા લઇ ઘેર આવી. તેના પતિએ દાક્તરની દવા ક્યારનાય પાઇ દીધી હતી. બે સારી દવાઓથી બમણો ફાયદો થાય એવી માન્યતાથી સરોજે વૈદની દવા પણ પાઇ. આમ કેટલીય વાર બન્યું, તાવે નમતું ન મુક્યું.

એક પરોઢે સરોજને ખરાબ સ્વપ્ન આવ્યું. તે રડતી રડતી જ જાગી ઉઠી. નિદ્રાધીન પતિ તરફ દોડી. "જરા બાલકને જો જો હું કાલીના મંદિરે જાઉં છું."

"કંઇએ નથી જવું. કનુનું દુધ કર."

સરોજે કશુંય સાંભળ્યું નહિ.

ઘણી જ મોડી તે પાછી વળી. એ બધો સમય તન મનથી કાલીદેવીના પ્રાર્થના કરવામાં રોકાઇ હતી. એને સમયનું ભાન ન્હોતું. બાલકને દુધ પાવાનુંય તે વિસરી ગઇ.

એના પતિના ક્રોધનો પાર ન્હોતો. "અત્યાર સુધી ક્યાં ગઈ હતી? બાલક ભૂખે રડ્યાં કરે ને બાઇ સાહેબને જરા પરવા પણ નહિ."

સરોજ ભયથી કમ્પી રહી. રખેને પતિના કોપથી કાલીમાતાને રોષ ચઢે! એકદમ તેણે વાત બદલી. "કનુ સાજો થાય માટે બકરીના બચ્ચાનું બલિદાન દેવાની બાધા રાખી આવી છું. તમે એને દુધ પાયું કે હું લઇ આવું?

પતિ તો હજીય અણગમાથી ધુંધવાઇ રહ્યો.

"બાલક અત્યાર સુધી ભૂખે મરી ન જાય? અર્ધું દુધ બગડ્યું. થોડુંક ઉભરાઇ ગયું. મ્હારો હાથ પણ બળી રહ્યો છે."

સરોજ આખી રાત જાગી. અવારનવાર આંખ ઘેરાતી. પરન્તુ ગઈ રાતના ભયંકર સ્વપ્નથી તે સ્વપ્નસૃષ્ટિથી પણ દૂર ભાગતી.

પ્રાચી દિશા અરુણોદય કુંકુમવર્ણી બની. એકાએક સરોજના દિલમાં નિરાંત વળી. તે કનુ પાસે દોડી. તેના કપાળે હાથ મૂક્યો. તાવ ઉતરતો જણાયો. એના માન્યામાં પણ ન આવ્યું. એના કમભાગ્યે સદ્‌ભાગ્યનાં વિરલ ક્ષણો પરની શ્રદ્ધા પણ ઉરાડી મૂકી હતી. તેણે બાલકના દિલે હાથ ફેરવ્યો. તાવ ઓછો જણાયો. તુરત સરોજે પતિને જગાડ્યા "કનુને જુઓ જોય–"

"કેમ? કેમ?" તેના પતિ ભયથી બેઠા થઇ ગયા. "તાવ વધારે છે?"

"ના" સરોજ બોલી. "મ્હને ઉતરતો લાગે છે. તમે જુઓ તો–"

તે થર્મોમીટર લઇ આવ્યા બાલક કને ગયા. સરોજ આતુરતાથી જોઇ રહી. એનાં નયનમાં આશાનિરાશા તરવરી રહી. જીવનમરણને ઝૂલે એનો વ્હાલસોયો કનુ ઝોલાં ખાતો હતો. એના પતિ દિવા નજીક ગયો. લાંબા સમય સુધી થર્મોમીટર ધારીને તપાસ્યું. એના પત્નીને ધ્રાસકો પડ્યો. "આટલી બધી વાર શું જુઓ છો? તાવ નથી ઉતર્યો? કેમ બોલતા નથી!"

સરોજનું વદન ભયથી ફીકકું પડી ગયું હતું. "ગભરાઇશ નહિ," તેના પતિએ ધીમેથી જવાબ દીધો. "ભય પામે શું વળવાનું છે? આમ બાલક પેઠે રડે છે શું? કનુનો તાવ ઉતરી ગયો છે. લે." એમ કહી તેણે થર્મોમીટર સરોજ તરફ ધર્યું. ખરેજ! તાવ ઉતરી ગયો હતો.

સરોજ ઉઠી, પથારીમાં જઇ પડી. એની ચિન્તા અશ્રુસ્વરૂપે વહી ચાલી. તેનો પતિ તેની બાજુએ જઇ બેઠો. તેનું માથું પસવાર્યું.

ખરેજ ! કનુનો તાવ ગયો હતો. ધીમે ધીમે તે સાજો થયો. વાતો પણ કરવા લાગ્યો. ના પાડેલી ચીજો માગતો. માતા સાથે લડતો. ખંડ બ્હાર દોડી જવા મથતો. સરોજે વૈતરાનું કામ કરવા માંડ્યું હતું. કેટલીએ રાત્રિઓ તે ઉંઘી ન્હોતી. તન મનના થાકનીયે જરાય પરવા કરી ન્હોતી. પરન્તુ હવે એકાએક તેની તમામ શક્તિ સરી જતી જણાઇ. સ્હવારે તે મહા મહેનતે પથારીમાંથી ઉઠતી. આખો દિવસ થાકેલી ને ઉંઘે ઘેરાયલી લાગતી. રસોડામાં ચુલા આગળ પણ ઝોકાં ખાતી. એની રસોઇમાં પણ ભલિવાર આવતો નહિ.

"આજથી તું રાંધીશ નહિ," એક દિવસ તેના પતિને સાફ જણાવી દેવું પડ્યું. "આમ તો કોઇ દિવસ બળી મરાય. રસોઇયાની ગોઠવણ કરી છે. કનુને હવાફેરની જરૂર છે. ત્હારે પણ આરામ વિના સિદ્ધિ નથી."

જરા પણ હવાફેર વિના જ કનુ સાજો થયો. સરોજને આખો દિવસ સાવધ રહેવું પડતું. રખેને થાપ આપી કનુ ઘર બ્હાર છટકી જાય. તેને હવે રસોઇ કરવાની ન્હોતી, છતાંય કનુ જેવા તોફાની બાલકની સંભાળ લેવામાં જ અતિશય શ્રમિત થઇ જતી. જરા જરામાં કંટાળતી. મારવાની પુરાણી રીત પણ ઘણી વાર અણધારી હાથે ચડી જતી; પરન્તુ કેટલીયે વાર મારવા ઉગામેલો હાથ અદ્ધર જ થંભી જતો. બાકી રહેલું આ એક પુરું બાલક પણ થોડા જ દિવસ પહેલાં એને ત્યાગી જવા તૈયારી કરી રહ્યું હતું. એ કમભાગી માતાને પજવવા દેવીની કૃપા વિના કાંઈ જ રહ્યું ન હોત. દરેક વેળા કનુ નીચો વળી, માથું નમાવી ધપ્પો ખાવા તૈયાર થઇ જતો: પરન્તુ ઉગામેલો હાથ અધવચ અટકી જતાં તે આશ્ચર્યમુગ્ધ બની જતો. માતાની વર્તણુક વિરુદ્ધ પોકાર ઉઠાવવા કંઠે આવેલો સ્વર ક્યાંય પાઠો ગરી જતો.

આમ કેટલાક દિવસ વહી ગયા. એક દિવસ સરોજે પતિ આગળ વાત કાઢી. "નિરાંતે કેમ બેઠા છો ? મુખ્ય કામ તો હજી બાકી રહી ગયું છે. ભૂલી ગયા કે શું ?"

"શું ?" પતિએ પ્રશ્ન કર્યો.

"બકરીના બચ્ચાનું બલિદાન. કાલીદેવીનું ઋણ ચૂકવવા આપણે સત્વર તૈયાર થવું જોઇએ.

"ઠીક," પતિએ ટુંકામાં જ પતવ્યું. બીજે દિવસે સ્હવારે દુધ પી કનુ બ્હાર આવ્યો કે ઉલ્લાસથી ગાજી ઉઠ્યો–"બા ! બા ! પનુ આવ્યો."

સરોજ એના અણધાર્યા ઉલ્લાસથી બ્હાર દોડી આવી. શુક્રવારીમાંથી બકરીનું બચ્ચું લઈ આવવા પટાવાળાને મોકલવામાં આવ્યો હતો. સરોજ એથી અજાણ હતી, કનુની આલ્હાદગર્જનાથી તે બ્હાર દોડી આવી તો ખરી; પરન્તુ સ્હામેના દૃશ્યથી અસ્વસ્થ બની ગઇ.

કનુએ પનુને બાથમાં લીધો હતો. એના આનન્દનો પાર ન્હોતો. ઘાસ ખવરાવતો. પીઠ થાબડતો. હાથમાં ઉચકવા પ્રયત્ન કરતો. પનુને એવાં ગેલ ગમતાં તો નહિ છતાંય બેદરકાર બની અપાતું ખાવાનું ખલાસ કરવા ખાસ ધ્યાન આપતો. એ જોતાંજ સરોજને ધ્રાસકો પડયો. એ બચ્ચાથી કનુને છુટો કેમ પડાશે? શું થશે? એ બચ્ચુ બલિદાન માટે નિર્માણ થઇ ચુક્યું હતું. એનું બલિદાન અપાવવું જ પડે. અન્યથા વિચાર કરવો એ પણ મહા પાપ લેખાય. કનુના ભાવિસુખ માટે તે ભલે ક્ષણભર દુખી થાય.

તેણે બાલકનું દિલ બદલવા પ્રયત્ન આદર્યો. "ગાંડો છે ગાંડો. પનુ અહીં ક્યાંથી આવે? આવડો મ્હોટો શી રીતે થઇ જાય?"

માતાના અજ્ઞાનપર કનુ તુચ્છકારથી હસ્યો. 'જા-જા! એ જ પનુ છે. તું એમ ધારે છે કે હું તેને ઓળખી શકતો નથી? જો આ રહ્યા મ્હારા નુપૂરના કાપ." કનુને સમજાવી શકશે એમ સરોજે આશા રાખી હતી: પરન્તુ તેનો પરાજય થયો, તેને ઢીલે મોઢે પાછા ફરવાની ફરજ પડી.

એ દિવસે કનુએ કોઇનેય પજવ્યા નહિ. પનુને પડખેથી એક ક્ષણ પણ તે દૂર થયો નહિ. બચ્ચાની એવી તો સારી સંભાળ લેવામાં આવી કે તે ભય ને અસ્વસ્થતાથી પોકારવા લાગ્યું. રાત્રે પણ તે કનુની પડખે પથારીમાં જ નજરે પડયું. કનુને બે ચાર ટાપલીઓ ખાવી પડી પણ તેથી એનો ઉત્સાહ નરમ પડયો નહિ. એ પણ પનુની સાથે વાડામાં ઘાસની પથારીમાં સુવા ગયો ત્યારે જ જંપ્યો. સરોજને ફરી પરાજય કબુલવો પડયો. પનુને અન્દર દ્વાર પાસે બાંધવાની વ્યવસ્થા કરવી પડી. બીજે દિવસે જ બલિદાન દેવાનુ હતું. કનુને કેમ સમજાવવો? એની માતા તો ભારે મુંઝવણમાં આવી પડી. અન્તે કનુ ઉઠે ત્યાર પ્હેલાં જ પનુને ખસેડી લેવાની વ્યવસ્થા કરવામાં આવી.

પરન્તુ કનુ માતાથી પણ ચાલાક નિવડયો. એની પાલક ઉર્મિએ એ ભયની પ્રથમથી જ આગાહી કરી દીધી હોય એમ બન્યું. સરોજ વ્હેલી ઉઠી; પણ પનુ યથાસ્થાને ન મળે. એના દિલમાં નિરાશા પ્રસરી રહી. પથારીમાં જોયું તો કનુ પણ ગુમ. બન્ને સાથેજ હોવા જોઇએ. નોકરને શોધવા દોડાવ્યા. સરોજ મુખ્ય દ્વાર આગળ જ થંભી ગઇ. ગુમ થયેલાંની આતુર હૃદયે પ્રતીક્ષા કરી રહી.

પરન્તુ કોઈનુંય નામનિશાન ન મળે. મંદિરમાંથી સન્દેશો પણ આવી ગયો. બલિદાનની વેળા પણ થઈ ચૂકી. સર્વ સામગ્રી લઇ બલિદાન સાથે હવે પ્રસ્થાન કરવું જ જોઇએ; પણ એ કેમ બને? કનુ કે પનુ જડે નહિ ત્યાં સુધી ધમપછાડા કર્યે શું વળે? મહા મહેનતે સરોજ મુખ્ય દ્વારથી ખસી, સામગ્રી તૈયાર કરી. સ્નાનાદિથી પરવારી વસ્ત્રાલંકાર સજ્યા. એના પતિ પણ તૈયાર થયા.

એ જ ક્ષણે મુખ્ય દ્વાર આગળ કોલાહલ થયો. બાલકનું રુદન ને બચ્ચાની ચિચીઆરીઓ. બધાંય દ્વાર તરફ દોડયાં. એક નોકર કનુની બાથમાંથી પનુને છોડાવવા મથતો હતો. કનુ એને બાઝી રહી રડતો હતો.

સરોજ કનુ પાસે દોડી નોકરે બચ્ચું ઝુંટાવી લીધું ને પસાર થઈ ગયો. કનુએ કકલાણ કરી મૂકયું. ગાંડા માફક વાળ વીંખ્યા. "હું પનુને નહિ મરવા દઉં," તે પોકારી રહ્યો. કનુએ કેમ જાણ્યું, તે સરોજથી ન સમજાયું. એણે કનુને સમજાવવા કાંઇ કાંઇ વાનાં કર્યાં. પનુને કોઇ નહિ મારે એવી ખાત્રી આપી. "એ ગંદો હતોને, એટલે તેને નવરાવવા લઇ ગયા છે."

પરન્તુ કનુના પછાડા નરમ પડયા નહિ. "તું જુઠું બોલે છે," તે બરાડી ઉઠયો. "હું એને નહિ મરવા દઉં."

સરોજ મોડી પડી. કનુને શાન્ત પાડી શકી નહિ. એને રડતો મૂકીને જ મંદિરે જવું પડયું. પૂજારી વાટ જોઇ કંટાળ્યો હતો. સરોજ આવતાં જ ક્રિયા શરૂ થઇ. પૂર્ણાહૂતિ પણ જલદી જ અપાઇ ગઇ.

પાછા ફરતાં સરોજનું હૈયું ભરાઇ આવ્યું. અનેક અમંગલ શંકાઓ ઉભરાવા લાગી. ઘર નજરે ચઢતાં પ્હેલાં જ કનુનું આક્રન્દ તેને મુંઝાવવા લાગ્યું. આંગણામાં જ ખબર મળી કે કનુ પડી ગયો હતો. કપાળે સખત વાગ્યું હતું. કોઈ પણ ઉપાયે ખાવા પણ તૈયાર થતો નહિ. સરોજ અન્દર દોડી. તેની નણંદ કનુને પડખે બેઠી હતી. એને ઉંઘાડવા મથતી હતી. એને કપાળે પાટો હતો. અન્દરનો લાલ ડાઘ સ્પષ્ટ થતો જતો હતો.

સરોજ ઠંડીગાર બની ગઇ. મંદિરમાં હમણાં જ નિહાળેલો રક્તપ્રવાહ એના બાલકના કપાળેથી વહી રહ્યો હતો. બાલકના જ ભલા સારૂ એણે કાલીમાતાને ચરણે રક્ત રેડયું હતું; પરન્તુ ત્યાં તો એના જ બાલકનું લોહી રેડાયું હતું. એના નયનદ્વયે આંસુ ઉભરાયાં. ધડકતા હૃદયે તે કાલીની પ્રાર્થના કરી રહી. બાલકના ઉન્માદ માટે ક્ષમા યાચી રહી.

એનો પતિ ફરવા ગયો હતો. પાછાં ફરતાં સરોજને આંસુ સારતી દીઠી, તે વિસ્મીત થયો. "શું છે?"

"અંદર જાઓ." સરોજથી વધારે ન બોલાયું. તેના પતિ અંદર દોડયા. તુરતજ પાછા ફર્યા. "તાવ આવે તો દાક્તરને બોલાવવાનું પણ ભાન નથી ? આટઆટલા નોકરો છે. દાક્તરનું ઘર પણ બધાંએ જોયેલું છે."

"વળી પાછો તાવ !" સરોજનું વદન ફીક્કું પડી ગયું.

એના પતિ ચીડાયા. "એટલુંય જાણુની ન્હોતી ? ત્યારે રડતી'તી શાની ? ચાલ, અંદર જા કનુ પાસે બેસ. હું દાક્તરને બોલાવી લાવું. બચ્ચાંને ચૂંટાવી લેવા બધાંય દોઢડાહ્યાં થયાં હતાં. દુનિયામાં બીજાં બચ્ચાં જ ન મળત."

"એમ ન બોલો," સરોજ કરગરી પડી. "એ બચ્ચું જ બલિદાન અર્થે નિર્માયલું હતું. એને કેમ બચાવાય ?"

"બહુ સારૂં હવે ભોગવજો." તે ગયા સરોજ રડી રહી.

દાક્તર આવ્યા, "ફરી ઉથલો ?" તે ગંભિર બન્યા. "આવા કુમળા ફુલપર બબ્બે ઉથલાનો ભાર ! ને તેય આટલા ટુંકા ગાળામાં ! ખૂબ સંભાળ રાખજો. આ દવા તુરત મંગાવો. બાલકને જરાય હાલવા ન દેશો. એને ખૂબ ઓરાઢી રાખજો."

સરોજ મૂઢ બની ગઇ. તેના પતિ ઑફીસે જઇ શકયા નહિ. બન્ને કનુની પડખે બેસી રહ્યાં બાલક અસ્વસ્થ હતું. શાન્ત પડી રહી શકતું પણ નહિ. દવા પણ લેતું નહિ. આક્રન્દ ચાલુ જ હતું. તાવ વધ્યો. અશક્તિએ બાલકને નરમ પાડયો.

ત્રીજે પ્રભાતે તે ઓચિન્તો ઝબકી ઉઠયો, "પનુ લાવો."

"બેટા ! સાજો થા. પનુને જરૂર લઇ આવીશું." પિતાએ તેનું વદન પસવાર્યું. પરન્તુ પુત્રે તેમનો હાથ દૂર કર્યો. "ના, ના, ત્હમે તો નહિ લાવો. ત્હમે કયાંથી લાવો ? ત્હમે તો એને મારી નાંખ્યો."

સરોજ અતિશય શ્રમિત થઇ તંદ્રામાં પડી હતી. તેને સ્વપ્ન આવ્યું મહા કાલી પોકારી રહી હતીઃ—

"વિલંબ થાય છે મ્હારૂં બલિદાન કયાં ?"

એના પતિના આર્તનાદે તે ઝબકી ઉઠી. બાલક બાલસખાની શોધમાં વિદાય થયો હતો. પનુને પહેરાવેલો નવો કોટ પરિધાન કરી, કનુ પણ છેલ્લા પ્રવાસે નિકળી ચૂકયો.*

બાલાહનુમાન સ્હામે, **અમદાવાદ.** } "રમણીક."

---

* મૂળ લેખિકા—**સીતાદેવી.**

# સ્ત્રી પુરૂષની અન્યોન્ય ફરજ.

પતિની પત્ની તરફની ફરજ કરતાં આપણા દેશમાં પત્નીની ફરજ પહેલી વંચાય છે એક સ્ત્રી જે તેમાં ઉણી નીવડી તો તેને સાગ વાતાવરણમાં હલકી ગણવામાં આવે છે: અને પતિ તેવી પત્ની પામવાથી અભાગી જણાય છે. તે જ પ્રમાણે જે પતિ પોતાની પત્ની તરફની ફરજ અદા ન કરતો હોય તો તેના તરફ ધ્યાન જવલ્લે જ કોઇ આપતું હશે. આવી કરૂણાજનક રૂઢિ કિસ્મતને માલુમ હજી ક્યાં સુધી ચાલવાની હશે.

અન્યોન્ય ફરજ–ફરજો એ અન્યોન્યને સરખી જ છે; અને તે બજાવવાની ખામી, જ્યાં પતિ પત્નીનાં આંતરઐક્ય હોય ત્યાં રહેતી જ નથી. જેમ માટીમાં બીજ પડતાં તરત ફણગો ફુટે તેમ આપોઆપ બજાવાય છે.

માબાપની સન્મતિથી સર્જેલાં સર્જનો એક બીજા સાથે, તન્મયતા ભાગ્યે જ કોઇએ એકાદ મેળવી શકતાં હશે, મ્હને તો તે અસંભવિત જ લાગે છે. નાની ઉમ્મરમાં અગર ૧૫ વર્ષની બાળા અને ૨૦ વર્ષના યુવાન સાથે પણ જ્યાં તેઓનાં એક બીજાને જાણ્યા સિવાય, માતપિતાના આગ્રહે જ પરણાવવામાં આવે અને પછી પતિનું વલણ એક માર્ગે હોય અને પત્નીનું વળી અન્ય જ માર્ગે હોય: આ બંનેનો મેળ મળતો જ ન આવે, જ્યાં આપણા જુના કાયદાની પ્રથાએ, પત્ની પતિને પરમેશ્વર તરીકે માને અને પતિ પત્નીને કુંભારના ઘરનું માટીનું વાસણ માનતાં, તેઓ, અરસપરસ નભીને રહેવાની કોશિષ કરવા છતાં, અને જનોપવાદની બીતિને લઇ, બાળને પેટે પણ ગાલપર તમાચા મારી, રાતો રાખવા છતાં તેઓની અન્યોન્ય ફરજમાં કદના દિસે ભાન ભુલાઈ, ખામી પહોંચવાની જ.

અને આમ દરેક કાર્યમાં પતિ અને પત્નીનાં જે મન અરસપરસ ઐક્યતાવાળા નહિ હોય ત્યાં સુધી મોટા મોટા ફરજોના કાયદા ઘડો કે મોટી મોટી સભાઓ ભરો કે ઘેર ઘેર ભાષણો આપો છતાં પતિના પત્ની ઉપરના અને પત્નીના પતિ ઉપરના હક્કો આસુરીજ સંમતિથી ચાલવાના અને એનાં ગેરલાભો આપણા દેશને ભોગવવાના જ રહ્યા.

સ્ત્રી અને પુરૂષને બાલ્યાવસ્થામાં સંપૂર્ણ કેળવણીની જરૂર છે; અને ત્યાર પછી લગ્ન સંબંધમાં એક બીજાની સન્મતિની જરૂર છે. એટલું થતા પામશે ત્યારે આપોઆપ ફરજ અને હક્કો તેની મેળે જ અદા થશે.

સ્ત્રી અને પુરુષ પુખ્ત વયે અન્યોન્ય અરસપરસમાં સહવાસમાં આવી અન્યોન્યને ઓળખી, પછી જ લગ્નવિધિથી જોડાય, એ આપણો પૂર્વકાળનો રીવાજ નાબુદ થયો છે. એ ફરી જાગૃત થાય, કન્યાઓને આદર્શ કેળવણી અપાવી લગ્ન વખતે વર પસંદગીનો મત પુછવામાં આવે અને વરને કન્યાના સબંધમાં પૂછવામાં આવે, એ આદર્શ કેળવણી લીધેલાં સ્ત્રી પુરુષ પોતાના સંસારને આદર્શ પ્રેમ ન બનાવી શકે? પરન્તુ એ આપણા સમાજમાં હજી છે જ ક્યાં? એ તો ગમેતેમ લાકડેમાંકડું વળગાડી પછી પત્નીને સીતા થવાનું કહે, પણ જ્યાં સમજ નથી ત્યાં સીતા સંભવે જ ક્યાંથી?

આદર્શ જ્ઞાન લીધેલાં વર કન્યા એમ જરૂર જોઇ શકશે કે પોતે જેને માટે સર્વ ત્યાગ કરવા તત્પર થયાં છે તે સર્વ માટે યોગ્ય છે કે નહિ. પોતાનું જીવન સુખમય ભાવિ પતિ અગર પત્ની બનાવી શકશે કે નહિ.

પ્રેમ અને સદ્ચારથી સર્વ આંકાક્ષાઓ તે તૃપ્ત કરશે કે નહિ? પોતાનાં દિલમાં તે સર્વથી શ્રેષ્ઠ બની શકશે નહિ? આ સર્વ લગ્ન પહેલાં વિચાર કરી લેશે; કારણ તેનો પ્રેમ તેમાં અપૂર્ણ હોય તો ઘડીભર ઉઘડેલું પુષ્પ વિકાસ પામીને પાછું કરમાઇ જાય છે, તેમ પતિ પરનો પ્રેમ અગર પત્ની પરનો પ્રેમ કરમાઈ જાય, અને ત્યાંથી જ સંસારની સીડી તૂટી પડે અને જેને માટે તેણે માતપિતાને; સગાં સહોદરને તજ્યાં છે તે સર્વ ધૂળ ભેગાં મળી જાય.

સર્વ કોઇ કન્યાને ઉચ્ચ કોટીનો પતિ મળતો નથી; તેમ જ સર્વ કોઇ પુરુષને ઉચ્ચ કોટીની કન્યા મળતી નથી, પણ એટલું તો સૌ ઇચ્છે કે પોતાનો પ્રેમ કોઇ સદાચારી વ્યક્તિને ચરણે ઢળે.

પોતાના હૃદયના ઉમળકાથી પરણેલાં પતિ પત્ની પોતાના દિલમાં કોઇ ભેદભાવ જોતાં જ નથી. અન્યોન્ય, અન્યોન્યને માટે જ જીવે છે: અને સારો દિવસ તેઓને પરસ્પર પરસ્પરનું જ રટણ હોય છે.

અને આવી ઉચ્ચ પ્રેમાળ પત્ની, પોતાના પતિના ઘરમાં આવ્યા પછી એક ચીજ ઘરમાં ન હોય છતાં તેમાં કલેશ ન કરતાં આનંદથી વિહરે છે; અને પતિને મર્મવાચક કટુવચનો ન કહેતા તેના આત્માને, અનુકંપના દાખવતી નથી. સંસારમાં અનેક વસ્તુઓની જરૂરિયાત રહે છે. અને ડગલે પગલે વાતવાતમાં મતફેર થવા સંભવ હોય છે, છતાં અ... ...જોઇએ. આમ તાથી પત્ની પતિનાં, બોલને જ ઝીલી તેના મતમાં જ ... અને સુન્દર કાર્યો કરી પતિ પણ કાઢી પત્નીને દુભવતો નથી. કારણ કે ... અને ભવિષ્યમાં કોઇ કાર્યમાં

(મનુષ્ય માત્રને પુરુષ હોય કે સ્ત્રી હોય) પત્નીને પણ એક સરખી જ લાગણી હોય છે. એટલે તે પત્ની ઉપર બીલકુલ જબરજસ્તી કરતો નથી. કારણ કોઇ બીજાના (કુટુમ્બના કે પાડપાડોશીનાં) કટુવચનને માન આપવાથી પત્નીને દુઃખ થશે, તેથી માન નહિ આપવામાં, અન્યને ઓછું જ થશે; અને જો પત્નીની લાગણી દુભાશે એટલે પોતાને વધારે દુઃખ થશે. આમ અન્યોન્ય બહુજ વિચારીને તથા લાગણીઓ ધ્યાનમાં રાખી, અન્યોન્ય તરફ વર્તન રાખશે; અને આવો સાચો પ્રેમ, એ જંગલી વર્તન ચલાવવાનો અધિકાર આપી શકતો જ નથી.

પતિ જ્યારે મુશ્કેલીમાં હોય છે ત્યારે પત્ની સહાનુભુતિથી, આનંદથી અને પ્રેમથી તેનો ભાર હળવો કરે છે, તેની સર્વ યોજનાઓમાં ઉલ્લાસથી ભાગ લે છે; તે તેના પતિને ભારરૂપ થઇ તેના દુઃખમાં વધારો કરતી નથી, પણ તેના દિલને મદદગાર થઈ ઉન્નત અને ઉન્નત કાર્ય કરવા, પ્રેરનાર તેનાં હૃદયનું બળ થઇ ઉભી રહે છે

જો કે બીચારી બધી જ સ્ત્રીઓ તેના પતિને મદદગાર થતી નથી પણ જરૂર તે એટલું તો સમજી શકે કે પતિ ગંભીર અવસ્થામાં છે તેથી સાર બોલી ન શકે તો કટુવચનો ન બોલતાં, ગંભીરાઇથી મૌન સેવે છે.

અને આવી આદર્શ કેળવણી પામેલી પત્ની પોતાના પ્રેમના પ્રભાવથી પોતાના પતિના મનુષ્યત્વના સર્વ તેજને સારે રસ્તે-ઇશ્વર પંથે વાળીને, તેનું જીવન ઉદાત્ત અને પરમ શ્રેયસ્કર બનાવી, તેના પવિત્ર વિશ્વાસનું પાત્ર બનીને, તેના સ્વભાવમાં જે કાંઇ ઉત્તમ અંશો રહેલા છે તેને બ્હાર ખેંચે છે, હિંમત અને ઉત્સાહનને રેડે છે, અને તેનું જીવન સૌન્દર્યપૂર્ણ બનાવે છે.

પતિ આખો દિવસ ઘરની બ્હાર અનેક સંસર્ગમાં આવ્યો હોય ત્યાં તેનું મન દુઃખી થયું હોય અને તેથી તેનાં મગજતંતુ ગુસ્સાના આવેશમાં પડી ગયાં હોય; છતાં ઘરમાં આવે ત્યારે પ્રેમાળ પત્નીને જોતાં, તે સર્વેનો ઉભરો સમાવી દે છે; અને પ્રેમાળ પત્નીને તેના પૂછેલા ઉત્તર પતિ આનંદથી આપે છે કે તેનાં દુઃખમાં પત્ની શાન્તિથી ભાગ લઇ શકે છે, અને વખત આવે પોતાની અક્કલ પ્રમાણે સુમાર્ગ પણ દાખવે છે.

દરેક આદર્શ કેળવણી પામેલો પતિ જે પત્નીને પોતે મેળવી છે તેને ગેરલાભો આપ ' ... જ અને પોતાના ચારિત્રને ઉચી કોટીએ પહોંચાડશે.

સ્ત્રી અને પુરુષને ... પુરક છે, તેમ દાખવવા તે પૂર્ણ આદર્શ થવા ત્યાર પછી લગ્ન સંબંધમાં અ ... આત્માની શક્તીઓને ખીલવશે જ. યુવાનીમાં પામશે ત્યારે આપોઆપ ફરજ

સૌન્દર્યતાને વશ થઇ, લોભાઈ, અન્યોન્ય પ્રેમમાં મચ્યાં રહેશે: તેમ નહિ પણ, વૃદ્ધવયે પણ તે જ પ્રેમનો પ્રવાહ વહેતો રાખશે.

પત્ની અન્ય કુટુંબીજનને પોષવાને મીઠું અમૃતસમ ભોજન બનાવી, તેઓ સૌને ખુશ રાખવા તનતોડ મહેનત કરી પતિને મ્હાત કરવા પૂર્ણ રસપૂર્વક મહેનત લેશે. પ્રભુએ સ્ત્રીને, પુરુષો બ્હારથી કામ કરી શિથિલ થઇ આવતા હોય તેની શુશ્રૂષા માટે જ દુનિયામાં નિર્મેલી છે અને આમાં આદર્શ પત્ની પોતાના પતિ તો શું પણ દરેક કુટુંબીજનને અને લાગતાવળગતા ગરીબ ગરબાની શુશ્રૂષામાં ખામી આવવા નહિ જ દે.

દરેક સ્ત્રીની ફરજ તો પોતાનાં ઘર સંભાળવાની છે. તેનું પ્રથમ કાર્ય તે જ થવું જોઇએ. જ્યાં તે બરાબર થાય નહિ, ત્યાંસુધી બ્હારનું કામ ઉપાડવાને તેનો અધિકાર નથી. પ્હેલાં તે ગૃહસેવિકા બનીને ઘરને અને રસોડાના કાર્યને શોભાવશે અને ત્યાંથી વખત ફાજલ પડતાં સભાઓમાં કે અન્ય કાર્યોમાં ભાગ લેશે. એક સ્ત્રીને સારી રસોઇ કે ઘરની નિયમિતતા થોડા ખર્ચે અને જુજ ફરનીચરે પોતાની આર્થિક સ્થિતિ તપાસીને જ, ઘર શોભાવવાની જ્યાં આવડત નથી, તે જ સ્ત્રીને જો બ્હાર છટાથી ભાષણ કરતાં આવડતું હશે તો તે પ્રશંસનીય નહિ જ ગણાય અને બ્હાર જો પતિ સંસાર સુધારા વિષે અને સ્ત્રીઓના હક્ક વિષે ભાષણો આપતો હોય અને આ બાજુ ઘરમાં બીચારી રાત્રિ દિવસ, સાસુ સસરાના કે અન્ય સકંજામાંથી છૂટી શકતી નહિ હોય ત્યાં સુધી તે પતિ પણ પ્રશંસનીય નહિ ગણાય.

દરેક પુરુષે બાળકો પ્રત્યે પ્રેમ રાખવો જ જોઇએ; તેનું દિલ સર્વ મનુષ્યપર લાગણીમય હોવું જોઇએ. પતિ જો બ્હારનાં બાળકો ઉપર પ્રેમ રાખતો હશે અને ઘરમાં પોતાનાં બાળકો એકલાં માતાના આધારે રીબાતાં હશે, તો તે પણ પ્રશંસનીય નથી. પતિને પણ બાળકો પ્રત્યે ધ્યાન રાખવાની ફરજ છે. પત્ની કદાચ રોગ સારવારમાં ભૂલી હોય તો તેને યાદ દેવરાવી અગર સલાહ આપી પોતાનાં બાળકો પ્રત્યેની ફરજમાં સીધો રસ્તો દેખાડી, બાળકો પ્રત્યેના ફરજ તેણે અદા કરાવવી જોઇએ. સ્ત્રીએ પણ બાળકો પ્રત્યે ન્હવરાવવા, સાફસુફ રાખવા, ઘરગથ્થુ-ઘરમાં જોઇતી દવા દારૂની સગવડ રાખી પોતાનાં અને પતિના માર્ગને સરળ કરવા ચૂકવું ન જોઇએ. આમ સૌ સંસારમાં રહી પોતપોતાની યથાશક્તિએ સરળ અને સુન્દર કાર્યો કરી જીંદગીની સાર્થકતા કરી આદર્શ જીવન ગાળશે અને ભવિષ્યમાં કોઇ કાર્યમાં

મતભેદ થતાં તેઓને વિશેષ વેઠવું નહિ પડે, કારણ પોતાના ઇચ્છાથી પરણેલાં દંપની ટંટો થતાં, પોતાની ઇચ્છાથી જ પરણ્યાં છે, તેમ સમજી શકશે અને તેઓની નજરે પોતાના ગત દિવસોનાં ચિત્રો સીનેમાની ફીલ્મ માફક ખડાં થતાં, અવિચારી પગલાં ભરી ટંટાને લંબાવશે નહિ અને પ્રેમાળ દંપની એક વખત કટુતા ધરતાં પણ તુરત જ ઐક્ય પામી, આ સંસારને શોભાવશે અને પોતાના માર્ગો સીધા અને સરળ કરશે.

કનકપ્રભા હરિલાલ ગાંધી.

---

# પત્ર.

કંઇ અન્તર અશ્રુ રહ્યાં ઉભરી,
નવ ખાળી શકી પડતાં ટપકી;
હૃદયે કંઈ મિશ્રિત ભાવભરી,
પ્રિય! પત્ર લખું હજી આશ ધરી.

નવ જાણું હું શો અપરાધ થયો,
તુજ અન્તરમાં કયમ ભેદ પડયો?
અવળું સવળું સખિએ શું કહ્યું?
તુજને દુભગ્યો કયમ જાય સહ્યું.

વિનવું ફરીને મમતા ધરજે,
કદી 'પ્રાણુ' મને પછી કેમ તજે?
જમુના તટ, ગોરસ શું ભૂલશે?
ત્યજી ગોકુલ કા'ન જીવી શકશે?

હવાડીઆ ચકલા,
સુરત.

જયમનગૌરી જો. પાઠકજી.



# પ્રાચીન હિંદની સ્ત્રી.

પ્રાચીન હિંદની સ્ત્રી વિષે વિચાર કરતાં આપણે વેદ કાળ, રામાયણ–મહાભારત કાળ, સ્મૃતિ કાળ, અહિંસા યુગ અને પુરાણ કાળ (તે પછીનો રજપુત યુગ પડેલાંનો પુરાણુ કાળની અપૂગનો યુગ એટલે પુરાણ કાળ સાથેનો જ યુગ) એવા પાચ ભાગ પાડી શકીએ. પ્રથમ આપણે તે તે સમયનું ટુંકું રેખાદર્શન કરી લઇએ. વેદ વારામાં વિશ્વવારા અને બીજી મંત્ર સૃષ્ટાઓ થઇ હતી. યજ્ઞમાં પુરુષની સહધર્મચારિણી તરીકે સ્ત્રીની જરૂર સ્વીકારાતી અને એના વિના પુરુષ યજ્ઞ કરી શકતા નહિ; કન્યાઓ બ્રહ્મચારિણી પણ રહેતી અને તેમને, કોઇ કોઇ વારસો પણ મળતો. આવાં દૃષ્ટાંતો વેદનાં લખાણોમાં નજરે પડે છે.

તૈતરીય આરણ્યકમાં વિધવાનાં પુર્નલગ્નની વિધિ અને તેને માટે પુનરભવા વગેરે શબ્દોની યોજના જોવામાં આવે છે સોમ રસની તૈયારીમાં સાત કુમારિકાઓએ તેને તૈયાર કરવાનું વિધાન નજરે પડે છે.

આમાં સ્ત્રીત્વનો સ્વાભાવિક વિકાસ નજરે પડે છે. સ્ત્રી એટલે પુરુષનો પડછાયો હોય એવું કાંઇ ખાસ નજરે પડતું નથી. સમાજનો જેમ જેમ વિકાસ થાય અને જેમ જેમ આંટીઘુંટી આવે તેમ તેમ સામાજિક નિયમો ઘડાય. વેદવારામાં સ્ત્રીત્વને માટે સ્વાભાવિક નિયમો હોય એમ જણાય છે.

ત્યાર પછી રામાયણ–મહાભારતનો કાળ આવે છે. તેમાં સ્ત્રી પતિની ભક્તિ કરનાર પતિ–પરાયણ બને છે. અને પતિને આધીન રહેતાં શીખે છે, કૌમાર કાંય દેખાતું નથી, લગ્નની પદ્ધતિમાં સ્વયંવર (ક્ષત્રિયો માટે) યોજાય છે, અનુલોમ લગ્ન કાંઇક નજરે પડે છે. ખાસ કરીને વેદવારામાં જે બહુ પત્નીત્વ દેખાતું નથી, તે આ સમયમાં અતિ પ્રચલિત જણાય છે. પુરુષ ભોક્તા, સ્ત્રી ભોગ્ય એવો કાંઇક ભાવ જણાઇ આવે છે; અને એને અંગે રાક્ષસ વિવાહ પદ્ધતિ–હરણ કરવાની રીત ખાસ પ્રચારમાં આવે છે. બહુ પત્નીત્વ તો એટલુ પ્રચલિત થાય છે કે રામચંદ્રજીના એક પત્નીવ્રત માટે આપણને પૂજ્યભાવ પેદા થાય છે. આમ સ્ત્રી સ્વાતંત્ર્ય કાંઇક અંશે અંકુશમાં આવે છે.

છતાં સ્ત્રીત્વની કેટલીક વિશિષ્ટતા પણ નજરે પડે છે. સીતાજીનો વનવાસ સેવવાનો હક્ક રામચંદ્રજીને સ્વીકારવો પડે છે, નળને પણ દમયંતીને પીયર મોકલવાની ઇચ્છાને રોકવી પડે છે અને દ્રૌપદી પણ પતિ પાછળ જવાનો હક્ક સિદ્ધ કરે છે. સીતાજી જે પતિ ભક્તિ ભીનાં માલૂમ પડે છે તો દ્રૌપદીમાં એ ભક્તિ છતાં તેમાં નવી જ ભાત પડે છે. સ્વયંવર વખતે કર્ણને પરણવાની ભર સભામાં ના પાડનાર અને સર્વસ્વ હારી બેસનાર પતિને પોતાની શક્તિને બળે છૂટીને છોડાવનાર દ્રૌપદીનું વ્યક્તિત્વ–સ્ત્રીત્વ–ભલભલાને આશ્ચર્યમુગ્ધ કરનારૂં છે.

કૈકેયી યુદ્ધમાં દશરથ સાથે જાય છે, પાંડવ કૌરવની સ્ત્રીઓ પણ રણાંગણમાં રહે છે; બીજી સ્ત્રીઓ યુદ્ધમાં ભાગ લેનારી નજરે પડે છે; સ્ત્રી પતિને રણખેલ માટે પાનો ચડાવતી દેખાય છે, તેમ જ બીજાં પણ કેટલાંક મહાકાર્ય કરતી કે પ્રેરતી જણાય છે. ત્યારે આ કાળમાં પણ સ્ત્રીત્વનું બહુ માન હજી જીવંત જણાયા વિના રહેતું નથી.

આ કાળમાં યુદ્ધો, હરણો, સ્ત્રી રક્ષણની આવશ્યકતા અને સ્ત્રીત્વ પ્રત્યે ક્ષાત્રતેજભરી, બહુ માનતાનું બીજ એ બધાં ઐતિહાસિક દર્શન ખડાં થાય છે અને એને અંગે બહુ પત્નીત્વ અને પુરુષત્વનું સમાજમાં કાંઇક વધારે વર્ચસ્વ સ્થપાય છે. સતી થવાનો ચાલ પણ આ યુગમાં બીજ-રૂપે શરૂ થાય છે, પણ તે હજી મરજીઆત હોય છે.

તત્ત્વજ્ઞાન અને તર્કશાસ્ત્રના ઉદયકાળમાં સ્ત્રીત્વ તરફ બહુ ધ્યાન અપાયું હોય એમ જણાતું નથી.

મૈત્રેયી અને ગાર્ગી એ બંને સ્ત્રીરત્નો આ યુગમાં જ પ્રકાશે છે. લગ્નના ખાસ ચાર પ્રકાર રૂઢ થઈ જાય છે અને તેમાં ગાંધર્વ લગ્નની પ્રથા માન્ય રહે છે. એ સ્ત્રીસ્વાતંત્ર્ય પ્રત્યે આદર બતાવે છે. સ્મૃતિકારો સ્ત્રીઓ માટે અને તેમના કાર્યપ્રદેશ માટે કેટલાક કાનુનો રચે છે, અને તેમાં મનુ મહારાજ લક્ષ ખેંચે છે.

**यत्र नार्यस्तु पूज्यंते रमन्ते तत्र देवताः॥** એ સૂત્રના રચનાર મનુ મહારાજ જ્યારે **न स्त्री स्वातंत्र्यमर्हति** લખે છે ત્યારે આપણને નવાઇ ઉપજે છે. વળી તેઓ કહે છે કે સાસરાથી કે પીયરથી સ્વતંત્ર જુદી રહેનારી સ્ત્રી સમાજમાં હાનિ પામે છે અને તે બંને પક્ષને હીણપદ અપાવનારી નીવડે છે. **न स्त्री स्वातंत्र्यमर्हति** અને સ્ત્રી જુદી ન રહી શકે, એ બંને વાતપરથી એમ અનુમાન કરી શકાય કે મનુ મહારાજે સમાજના

પ્રાણરૂપ કુટુંબસંસ્થાને હાનિ ન પહોંચે એ ઉદ્દેશથી આવી આજ્ઞા આપી હોય; અને કુટુંબસંસ્થા સુસ્થિર રહે એટલા માટે તેમણે સ્ત્રીનું સન્માન સાચવવા ખાતર **यत्र नार्यस्तु पूज्यंते रमन्ते तत्र देवताः** લખ્યું હોય.

*પણ મનુ મહારાજ પુનર્લગ્નના વિરોધી અને બાળલગ્નના હિમાયતી હોય એમ જણાય છે. વળી તેઓ સ્ત્રીને ગમે તેવા ક્રોધી, વ્યસની અને નપાવટ કે દુરાચરણી પતિને પણ પતિ દૈવત ગણી પૂજવાનો બોધ આપે છે. એમ તે સમાજનો સંસાર નિભાવવાના પાયા સ્થિર કરવા મથતા હોય એમ જણાય છે.

આ જ યુગમાં સ્ત્રીને શૂદ્રનો શાસ્ત્રપઠનાધિકાર ઝુંટવી લેવામાં આવે છે અને સ્ત્રીત્વ વધારે તેજહીન બનવાનાં બીજ રોપાય છે.

આ કાળ પછી જગત આખું જુની વિચારશ્રેણીમાંથી નવી વિચારશ્રેણીમાં પલટો ખાય છે, નવા વિચારકો, ભગવાન મહાવીર, ભગવાન બુદ્ધ, મહાત્મા સોક્રેટિસ, કોન્ફ્યુશ્યસ, લાઓત્સ અને જરથુસ્ત પ્રગટે છે. ઉપનિષદ કાળ અને સ્મૃતિકાળની તર્કપ્રધાન વિદ્વતાનો સ્પર્શ પ્રજાને થતો નથી, હિંસા, યજ્ઞ, ત્યાગ વગેરે ક્રિયાકાંડમાં મચી રહીને તે થાકી જાય છે, અને સ્ત્રીત્વ પણ હણાતું આવે છે; તેવે સમયે પ્રથમ મહાવીર અને તરત જ બુદ્ધ એ પ્રણાલિકા સામે બંડ જગાવે છે, અને અહિંસાના નવા જ લોકમાર્ગનો પ્રચાર કરે છે.

મહાવીર, બુદ્ધથી મોટા છે અને પહેલા અહિંસાધર્મપ્રચારક છે. પણ તેમનો માર્ગ કાંઇક વધારે કઠણ હોવાથી, બુદ્ધ, લોક-સુલભ મધ્ય માર્ગ સ્વીકારે છે, અને અહિંસાનાં તથા લોકકલ્યાણના તેમ જ દયાનાં બધાં તત્ત્વોને એમાં ગુંથે છે. છતાં તે પોતે પણ જાણે સ્ત્રીને ધર્માધિકાર ન હોય એવી માન્યતાનું ધાવણ ધાવ્યા હોય તેમ સ્ત્રીને ભિખ્ખુણીનો અધિકાર આપતાં બહુ સંકોચાય છે. પણ છેવટ ધાર્મિક અહિંસાની સ્વાતંત્ર્યભાવના વિજય પામે છે, અને સંઘમાં સ્ત્રી ભિખ્ખુણી તરીકે અધિકાર પામે છે.

પણ મહાવીરને એ સ્વાતંત્ર્ય આપતાં સંકોચ નથી થતો, એમની આગળ વેદવારાનો, ભગવાન ઋષભદેવે પોતાની બે પુત્રી બ્રહ્મી લીપિની

---

*કેટલાક વિદ્વાનો મનુ મહારાજના એ શ્લોકોને ક્ષેપક ગણે છે. આ સમયે પરાશરનો "**नष्टे मृते**" એ શ્લોક ધ્યાન ખેંચે છે. પણ તેનું બહુ ચાલ્યું હોય એમ જણાતું નથી.

યોજક ષ્યાલીને, તેમજ સુંદરીને દીક્ષિત કર્યાનો, સ્ત્રીત્વના અધિકારનો આદર્શ ખડો થાય છે. એટલે એ તો ચંદન બાળાને ધાર્મિક સ્વતંત્રતાની, સ્ત્રીસંઘની અધિષ્ઠાત્રી સ્થાપે છે અને સાધ્વીને ઉપદેશ વ્યાખ્યાનની સ્વતંત્રતા પણ તે જ બક્ષે છે. કુમારિકાને નિર્વાણપ્રાપ્તિ સુલભ છે, એવો ધાર્મિક નિર્ણય પણ એ આપે છે. એમ અન્તે ક્રાંતમતવાદી મહાવીર સ્ત્રીનાં ધાર્મિક સ્વાતંત્ર્યનાં સર્વ દ્વાર ખુલ્લાં કરે છે.

આમ પ્રથમ મહાવીર અને પછી બુદ્ધ સ્ત્રીના સ્વાભાવિક હક્ક આત્મા તરીકે સ્વીકારે છે, અને જગત પાસે સ્વીકારાવે છે.

કલાનો વિકાસ પણ આ યુગમાં થાય છે અને તેથી લાગણીપ્રધાન સ્ત્રી જગત્ કલાની આરાધના શરૂ કરે છે અને કલામાં જીવનના ઉચ્ચ હેતુને વણીને વધારે કુમાસ અર્પે છે.

આ યુગ પછી પુરાણકાળ આવે છે, અને પુરાણમાં સ્ત્રીત્વ સંબંધી વિચિત્ર યોજનાઓ અને કલ્પનાઓ ઘડાય છે. મનુ ઉપર આધાર રાખીને પુરાણકારો સ્ત્રીત્વને નવી જ રીતે મચરડે છે અને ચમત્કાર તથા વહેમનો સ્ત્રીજગત્‌માં ઉદય થાય છે.

સતી થવાનો ચાલ આ યુગમાં ઘર કરે છે; અને અબળાપણા વિષેની તેમ જ નારી નરકની ખાણ હોવા વિષેની માન્યતાઓ આ યુગમાં પ્રચાર પામી હોય એમ લાગે છે. આ યુગથી પ્રાચીન હિંદનું સ્ત્રીત્વ પડવા માંડે છે. પછી એ પતન એટલું દુઃખદાયક બને છે કે એમાંથી ચડનીનો વારો ક્યાંયે દેખાતો નથી પતિદેવનાની માન્યતા એવી પ્રચાર પામે છે કે એક આદર્શ પાછળ બીજા બધા આદર્શ ઉડી જાય છે; અને પોતાના પતિના હિત માટે દુરાચાર સેવવાનાં ઉદાહરણ આદર્શ તરીકે પ્રચાર પામે છે. ત્યાર પછી રજપુત યુગ શરૂ થાય છે અને એ યુગની મધ્યકાલીન ભારતની સ્ત્રીની આપભોગ વૃત્તિ કે ટેક અજાણ્યાં નથી.

એમ આપણે બધા યુગનું યથામતિ વિહંગાવલોકન કરી લીધું. હવે તેની અસર ટુંકામાં જોઇ જોઇશું.

વેદવારામાં સ્ત્રીનો સ્વાભાવિક વિકાસ પુરુષની સાથે જ થાય છે. જ્ઞાન વિના સ્વાભાવિકતાથી જ બંને એક બીજાના સહચારી અંગ તરીકે રહે છે અને સ્ત્રી બ્રહ્મચારિણી પણ રહી શકે છે.

સંસ્કૃતિનો વિકાસ થાય છે, એટલે આર્યો ઢોર પાળનારા મટી દેશ વિજેતા બને છે અને અનાર્યો સાથે ઝેર વેર બંધાય છે: તેની સાથે સ્ત્રીનાં

અપહરણ થવાનો ભય ઉભો થાય છે. વિજેતા, સ્ત્રીનું રક્ષણ કરવાનો ફરમાનો કાઢે છે; અને વીરત્વકાળને આરંભે સ્ત્રીત્વના આદર્શો ઘડાય છે, તેની સાથે જ બહુ પત્નીત્વનો પ્રચાર થાય છે

સીતા, દમયંતી અને દ્રૌપદીના જ્વલંત જીવન્ત આદર્શ આ જ યુગમાં જીવાય છે, અને. આ જ યુગમાં અબળા સીતા રાવણને વશ ન થવાની સફળ સબળતા દાખવે છે. સ્વયંવર પદ્ધતિમાં તેમ જ હરણ કરવાની પ્રથામાં સ્ત્રીની સ્વતંત્રતા ખાસ જળવાય છે.

સ્ત્રી માટેના ઝઘડા અને હરણથી વધારે વાર લગ્ન કરવાનો શોખ વધે છે અને સ્ત્રી પણ પુરુષના શૌર્યથી અંજાઈ કાંઇક પરાધીન બને છે.

મનુ યુગમાં સ્ત્રી અબળા હોય અને પરાધીન હોય એવો ભાસ વધારે બળવાન થાય છે; અને સ્ત્રી વધારે પરાવલંબી બને છે. તેને સ્વતંત્રતા અપાતી નથી, તેનાથી એકલાં રહી શકાતું નથી, અને તેના વૈધવ્યને માથે શાસ્ત્રનો સિક્કો લાગે છે. આમ રાષ્ટ્રની પડતીનાં બીજનો પ્રારંભ એ યુગની અનેક વિદ્યાના વિકાસ સાથે જ થતો હોય એવું દેખાય છે.

પછી તરત જ મહાવીર અને બુદ્ધનો યુગ આવે છે. સ્ત્રીનાં બંધન તૂટે છે, ફરી વેદવારાથી પણ વિશેષ સંસ્કૃતિની અસ્મિતા અને સ્વતંત્રતા પ્રગટે છે અને આ જ વારામાં સાધ્વી ચંદનબાળા, મગધરાજ શ્રેણિક ઉપર પ્રભાવ પાડનારી વૈશ્ય પુત્રી ચેલણા, સાધુ આર્દ્ર કુમારને પ્રેમી બનાવતા મથતી અને તેને શોધવા સનાતન કાઢી એકલી સ્વતંત્ર રહેનાર અને પતિને મેળવી, પતિયોગી થતાં સુન્દરને તાંતણે પુત્રને પોષનાર વીરાંગના શ્રેષ્ઠી પુત્રી, નંદરાયની સભામાં સ્મરણશક્તિના અદ્‌ભુત ચમત્કાર બતાવનારી શકટાલ પુત્રીઓ, ચંદ્રગુપ્તની માતા મુરા, ધર્મ માટે આજન્મ બ્રહ્મચારિણી બની રહી, પરિવ્રાજિકા બનનાર અને લંકા સુધી ઉપદેશ કરવા જનાર આર્યા સંઘમિત્રા, ચંદ્રગુપ્ત * ઉપર પ્રભાવ પાડનારી કુમારદેવી અને હર્ષનો રાજ્ય કારભાર આ યુગમાં ઝળકે છે અને આ યુગ ભારતનો અનોખો ઇતિહાસકાળ બની રહે છે.

પુરાણ કાળમાં વહેમો, ચમત્કારો અને મંત્ર તંત્રનો વધારે પ્રચાર થાય છે સ્ત્રીત્વ વધારે વહેમી અને અશક્ત બને છે. છતાં વેદવારાની રામાયણ-મહાભારતકાળની અને અહિંસા યુગની, સ્ત્રીત્વ-વિકાસની સાંકળ

---

* ચંદ્રગુપ્ત ૧ લો ગુપ્તવંશનો પ્રથમ સમ્રાટ, તેણે પોતાની પત્ની કુમારદેવીના સિક્કા પડાવ્યા હતા.

પડતી નથી, તેની અસર હજી કાયમ રહે છે. કારણ કે હજી અહિંસા યુગનો જય વારો ચાલ્યો ગયો નથી. એ જ વારામાં માલતી, વસંતસેના મૃગાવતી વગેરે નાટય સંગીત કળામાં પ્રવીણ સ્ત્રીરત્નો વૈભવ, રાજ્યાધિકાર અને પ્રતાપ ભોગવતાં નજરે પડે છે.

પણ છેવટ ધર્મનું ઉત્થાન થાય છે. જૈન અને બૌદ્ધધર્મોમાં તડાં પડે છે. બંને પંથના અનુયાયીઓ સ્થાપકના શબ્દભાવના આત્માને ભૂલી શબ્દાર્થનાં ચુંથણામાં પડે છે અને વાદવિવાદ, શિથિલતા અને અનાચાર નજરે પડે છે. એ જ કાળે શ્રીમદ્ શંકરાચાર્ય દિગ્વિજય કરે છે અને બૌદ્ધ ધર્મનો સારા માટે કે નરસા માટે નાશ થાય છે. પુનઃ જુનો ધર્મ સજીવન થાય છે; પણ નથી એમાં વેદવારાનો સ્વાભાવિક વિકાસ, નથી એમાં રામકૃષ્ણ કાળની મહત્તા કે નથી એમાં અહિંસા યુગની સ્વાતંત્ર્યસમાનતાની ભાવના એટલે નવો અવતાર પુરાણકાળને આશરે પોષાય છે, અને સ્ત્રીત્વ વધારે જકડાય છે

ત્યાર પછી રજપુત યુગના ચમકાર પછી તરત જ ઇસ્લામ યુગ બેસે છે; અને સ્ત્રીત્વના બધાં બંધનો સજ્જડ બને છે. સ્ત્રી નિરાધાર અબળા બની જાય છે, અને પાછળના અહિંસા યુગમાંથી વિકૃતપણે અવતરતાં ધર્મગુરુઓનાં ગાણાંમાં નારી નરકની ખાણ બની રહે છે. એમ આજ હિંદની સ્ત્રી ઉકરડી, પાનાએ બુદ્ધિવાળી બની રહી છે.

આમ પ્રાચીન હિંદની સ્ત્રીમાંથી અર્વાચીન હિંદની સ્ત્રી સરજાઇ છે. આ ચિત્રને યૂરોપના ક્ષાત્રસ્વભાવના સ્ત્રીબહુમાનના કાળ સાથે સરખાવી શકાય નહિ. યૂરોપમાં વ્યક્તિત્વની ભાવના ખીલી, આપણે ત્યાં સમાજહિતની ભાવના ખીલી. રાષ્ટ્રની નજરે યૂરોપે વ્યક્તિત્વને કાંઇક ગૌણ ગણ્યું આપણે સમાજને હિસાબે વ્યક્તિત્વનો વિકાસ ઠીક રોકયો છતાં યુરોપમાં વ્યક્તિત્વ વધારે ખીલ્યું, જ્યારે આપણે ત્યાં ધાર્મિકતાની નજરે સામાજીક વિશ્વભાવના બહુ ખીલી. સ્ત્રીત્વ આપણે ત્યાં કુટુંબની સંસ્થાનો પાયો ગણાયો અને સ્ત્રીત્વનું વ્યક્તિત્વ એટલું જ વિકસ્યું. પણ આપણી ભાવના એકપક્ષી થઇ, બહુ ખેંચાઇ અને તેમાં સ્ત્રીત્વના વ્યક્તિત્વનો બહુ અંશે લોપ થતો ગયો.

છતાં પ્રાચીન હિંદની સ્ત્રીનું ચિત્ર જરૂર ઉજળું છે. તે સ્વચ્છંદી, ઉચ્છૃંખલ, અભિમાની કે પુરુષ સામે હકના બંડ ઉઠાવનારી નથી છતાં તે પોતાનો મોભો જાળવે છે, પોતાની પ્રતિભાનાં તેજ પુરુષ ઉપર પાડે છે; અને વગર માગ્યે પુરુષ તેને માન આપે છે–તેની પૂજા આદરે છે.

આ પત્નીત્વને અંગે, લગ્નમાં કોઇપણ જાતની સ્વતંત્રતા ન હોવાને લીધે, દીકરીને ગાય જ્યાં દોરે ત્યાં જાય એવા માબાપના વધારે પડતા અધિકારને લીધે અજ્ઞાન, વ્હેમ, તેમ જ "અમે અબળા, અમે સ્ત્રી જાત. અમે શું કરી શકીએ ?" એવી નિર્બળ. ભાવનાને પરિણામે હિંદની સ્ત્રી આજ જીવતા પાર્સલ જેવી દેખાય છે છતાં ચારિત્ર્યનો ઠીક ઠીક અંશે નિષ્કલંક વારસો સંસારના ચક્રને સહચારયુક્ત સીધું લાવવાની કળા, કુટુંબ માટે સહનશક્તિ ને આપભોગની તત્પરતા નિરભિમાન, તત્વજ્ઞ જેવી શાંતિ અને ઉપદ્રવ રહિત આચરણ, આટલાં વાનાં આજ પણ તેના સાચા શણગાર રૂપે ભાંગ્યા ભરૂચની પણ આબરૂ જાળવી રહ્યા છે. એમાંથી જ સ્ત્રીત્વનો વિકાસ-મંત્ર સાંપડશે અને જગત એમાંથી જ પુનરુત્થાન પામશે.

વાંકાનેર. } ચોપડલાલ પુંજાભાઇ શાહ.

---

# બાલમાનસના અભ્યાસની જરૂર.

---

નવા સમાજને અવલોકીશું, નવા વિચારને સમજીશું અને જગતની વિવિધ દેશીય પ્રવૃત્તિઓનું પૃથક્કરણ કરીશું તો જણાશે કે આ યુગ બાળકોનો છે જુના યુગની, બાળક અબુધ હોવાની માન્યતા હવે નાશ પામતી જાય છે. બાળક માબાપ ઉપર જ આધાર રાખનાર નિર્બળ પ્રાણી હોવાની માન્યતા પણ હવે વાસ્તવિક ગણી શકાય તેમ નથી. આ યુગમાં બાળક નાનો નાગરિક છે, દેવ છે એ મોટેરાં પાસેથી શારીરિક અને માનસિક પૂજા માગે છે પરંતુ જુના જમાનાના અશાસ્ત્રીય વિચારો ધરાવતાં આપણે બાળકને આપણા જ મનપસંદ રસ્તે દોરવા માગીએ છીએ. એનામાં કંઇ ન હોય ને તે પૂરનાર આપણે જ હોઇએ તેવો દાવો કરીએ છીએ. પણ નવલ પ્રકાશ આથી ઉલટું જ બતાવે છે. માબાપ બાળકને પોતાને મનપસંદ રસ્તે દોરવા માગે તો અયુક્ત છે, બાળક અને તેની શક્તિઓ વિશેની વિપથગામી રોગી માન્યતા છે. બાળક પોતાનો માર્ગ શોધી શકે છે. માબાપ બાળકને કંઇ આપી શકતાં નથી. એમનું કર્તવ્ય તો બાળકમાં જે છે તેને ખીલવવાનું છે.

બાલ્યાવસ્થા જીવનનો મહત્ત્વમાં મહત્ત્વનો કાળ છે. એને અનેક રીતે સાચવી લેવાનો છે. બાળકને આ અવસ્થામાં દુનિયાદારીના લગભગ બધા વિષયોનું જ્ઞાન મેળવવાનું હોય છે. પ્રતિકુળ વાતાવરણમાંથી ય એ ઘણું જ્ઞાન મેળવી પોતાનો વિકાસ સાધે છે. અલબત, વાતાવરણ પ્રતિકુળ હોવાથી વિકાસની ગતિ ધીમી હોય છે; પરંતુ તેનામાં વ્યક્તિગત વિકાસની શક્તિ હોય છે તે નિર્વિવાદિત છે. આ વ્યક્તિગત વિકાસની ભાવના સાથે માણસના હૃદયમાં બાલપ્રેમ કે વાત્સલ્યપ્રેમનું જે તત્ત્વ હોય છે તેનું સંમિશ્રણ કરવાના વ્યવહારકુશળતા દરેક માબાપને માટે આવશ્યક છે. બાળકના ઘડતરથી આપણે આવતી કાલને વધારે પ્રકાશવંત અને પ્રાણદાયક તત્ત્વોથી ભરપૂર દેખી શકીશું. માટે આજથી જ બાળકની નિશ્ચેષ્ટ જણાતી ક્રિયાઓ, તેની છૂટી છવાઇ રમતો અને કેટલીક વખત નિરર્થક જણાતા પ્રયોગોનું અવલોકન કરી એક વિરાટ જીવંત પુસ્તકના પાનારૂપ બની જઇએ તો આપણી ફરજ અદા કરી બાળકને ઉન્નતિના મહાન પથે ચઢાવી શકીશું. બાલ માનસના અભ્યાસની એક શિક્ષકને જેટલી જરૂર છે તેથી અનેક ગણી અને અનિવાર્ય જરૂર સ્ત્રીને છે: એના ખોળામાં દુનિયાની એક પ્રબળ શક્તિ ચોવીસે કલાક રમતી હોય છે, એને વેડરી નાંખવાનું કે એનો નાશ કરવાનું ઘાતકી કૃત્ય એના હાથે નજ થવું જોઈએ. આ માટે બાલમાનસનું સૌથી વધારે જ્ઞાન મેળવવાની કોઇને જરૂર હોય તો તે સ્ત્રીને છે. તોપણ જુની પરંપરાથી ચાલતી આવતી ઢબે બાળકને ઉછેરનાર સ્ત્રી, એ માનવામાં આનાકાની કરે છે. એનુ બુદ્ધિપ્રાબલ્ય એક જાતની અજ્ઞાનતાજન્ય ઉદાસીનતાના ધુમસથી ઘેરાયેલું છે. પરિણામે બાળકના શારીરિક માનસિક કે આધ્યાત્મિક વિકાસમાં બુદ્ધિવાદ જે મોંઘાં તત્ત્વો પૂરે છે તેનાથી બાળક વંચિત રહે છે અને અપૂર્ણતાથી જીંદગી વ્યતીત કરે છે. સ્ત્રીની કેળવણીવિષયક કંગાળ સ્થિતિ આમાં કારણભૂત હશે તોપણ તે બહુ મહત્ત્વનું કારણ નથી. ઘણી સ્ત્રીઓ બાલમાનસના અસ્તિત્વની કલ્પના પણ નથી કરી શકતી. એકથી વધુ બાળકો ઉછેરેલા હોય તેવી સ્ત્રી પણ બાળકની હિલચાલ ઉપરથી બાલમાનસને બુદ્ધિપૂર્વક સમજતી નથી, પ્રયત્ન નથી કરતી, એ દિશા બંધ જ હોય તેમ એને લાગે છે. મૂળ વસ્તુ એ છે કે એ બાબત તરફ સ્ત્રીઓનું ધ્યાન ખેંચવાની જરૂર છે. અભણ યા બહુશ્રુત ન હોય તેવી સ્ત્રીથી એ અભ્યાસ શકય ન હોય એમ ન માનવું જોઇએ, એવું છે પણ નહીં. બાલમાનસના પ્રખર અભ્યાસીઓના અનુભવ અને અભિપ્રાય પ્રાપ્ત કરી શકનાર બાલમાનસનું જ્ઞાન વધારે સારી રીતે અને વધારે પ્રમાણમાં મેળવી શકે છે, તે ખરું: પણ એ રીતે જ્ઞાન-

વૃદ્ધિ ન કરી શકનાર સ્ત્રી કંઇ ન મેળવી શકે તેવું નથી. બાલક્રીડાઓના અવલોકનની ઇચ્છા અને બાળક પ્રત્યેનો પ્રેમ હોય તો સારા જેવું જ્ઞાન મેળવી શકાય છે. એ થોડું પણ જ્ઞાન વાપરવામાં આવે તો બાળક અનેક શુભ તત્ત્વોથી ઝળહળતું થાય. એવું તેજ માતાના અલ્પ અભ્યાસ અને આવડતને કારણે સૂરજ જેટલું પ્રખર ન હોય તો તારા જેટલું હોય જ. નર્યા અંધકાર કરતાં આટલું તેજ શું ખોટું?

માતા બાળકની હિલચાલ બુદ્ધિપૂર્વક અવલોકે તો એક એક અનુભવે બાલમાનસના વિરાટ શાસ્ત્રનું એક એક પાનું ઉઘડતું જાય છે. આમ સ્ત્રી ભણતાં ભણતાં ભણાવતી પણ જઇ શકે છે. બાળકના વલણ ઉપરથી તેનું માનસ પારખી લઇ અનુમાન દોરતાં સ્ત્રીનો અનુભવ આગળ વધતો જાય છે. આ પ્રકારનો એટલે બાલમાનસનો અભ્યાસ શરૂ કર્યો ન હોય ત્યાંસુધી નિષ્ફળતાનો અને કઠિનતાનો ભય રહે છે; પરંતુ શરૂઆત કર્યા પછી સમજાય છે કે એ પ્રવૃત્તિ જેટલી સુખદ છે તેટલી રસિક છે. બાળકની નાની અને ક્ષુદ્ર જણાતી ક્રીડાઓમાંથી પણ ઘણું જાણવાનું મળી રહે છે. બાળક હિલચાલ માગે છે, કામ માગે છે; અને સમજુ માબાપોએ હિલચાલને યોગ્ય દિશાએ વેગ આપે છે, હિલચાલને બંધ પાડી દેતાં નથી. અકર્મણ્યાવસ્થામાંથી અનેક અનિષ્ટ જન્મે છે તેમ ઉર્ધ્વગામી હિલચાલ માટે પણ સંભવિત છે; એટલે બાળકની હિલચાલ પાછળ માબાપની અભ્યાસી નજર હોવી જોઈએ. જરાક અવળો માર્ગ લેતાં તેને જ્ઞાનપૂર્વક રોકવામાં આવે તો સારૂં ફળ મળે છે. વક્તવ્ય એટલું જ છે કે બાળકમાં સ્વતંત્ર સર્જનની શક્તિ છે તેને સ્વતંત્રતાથી વહેવા દઇએ.

એ સાચું છે કે બાળકને જ્ઞાન માર્ગે સ્વતંત્રતાથી વિહરવા દેતાં માબાપ અને ખાસ કરીને માતાને અનેક વિકટ પ્રસંગોમાંથી પસાર થવું પડે છે. કેટલીક વખત સમજણ ન પડે તેવા અને કેટલીક વખત બુદ્ધિને ગભરાવી નાખે તેવા પ્રસંગો ઉપસ્થિત થાય છે. આપણે જે સંસ્કારિતાના આદર્શ સેવીએ છીએ તે સંસ્કારિતા તદ્દન નિકટ હોય તેવું જીવન હોય તો આવા પ્રશ્નો લગભગ અડધી સંખ્યામાં ઉગતા નાશ પામે છે. જ્યાં અસંસ્કારી જીવન છે ત્યાં આ પ્રશ્નો વિકટમાં વિકટ સ્વરૂપે દર્શન દે છે; અને ત્યાં જ બાલવિકાસની ગતિ શિથિલ થઇ જાય છે. માતા સ્નેહથી આ બધાનો ફેંસલો લાવી શકે છે. ઉપરાંત કંઇક આર્થિક નુકશાન પણ સહન કરવું પડે છે. પ્રથમ આ ઠીક નથી લાગતું; પણ બાલક્રીડાઓના અવલોકન પછી અને

બાલમાનસના અભ્યાસ પછી બાલપ્રેમ પ્રગટતાં ભોગ આપવામાં મઝા આવે છે. માતા અને પિતા પોતાની જાતને અને બાળકને શણગારવાના શોખ પાછળ કેટલુંક અનાવશ્યક ખર્ચ કરે છે, તેને બદલે બાળકના હિત પાછળ એટલું ખર્ચ કરવામાં આવે તો સારું છે બાલપ્રેમી અને બાલવિકાસનાં રસિયાંને આ કહેવાનું રહેતું નથી, તેઓ પ્રેરણાથીજ કરી લે છે

હવે બાળક શું માગે છે, તેનો સાચો વિકાસ કેવી રીતે શક્ય છે તે જાડી નજરથી જોઇ જઇએ.

બાળકને જેમ ખોરાકની ભૂખ લાગે છે તેમ યથાકાળે જ્ઞાનની પણ ભૂખ લાગે છે. ખોરાક જેમ જીવન ટકાવી રાખવા આવશ્યક છે તેમ જ્ઞાન માટે અમુક વય સુધી, અંગો ઉપર કાબુ નહીં હોવાથી બાળકને માટે જ્ઞાનના દરવાજા બંધ હોય છે. થોડા કે વધુ પ્રમાણમાં કાબુ આવતાં એ દરવાજા આપોઆપ ઉઘડી જાય છે, ને બાળક તેમાં પ્રવેશ કરવા મથન કરે છે જ્ઞાન મેળવવાની એની રીત મોટેરાંને વિચિત્ર લાગે તેવી છતાં બુદ્ધિવ્યાપારનું ભાન કરાવનાર હોય છે.

બાળક કેટલુંક જ્ઞાન માબાપને પૂછી પૂછીને મેળવે છે. મોટા ભાગના પ્રશ્નો જીવ કે ચીજનાં નામ જાણવા પૂરતા હોય છે. એ રીતે બાળક રૂઢ ભાંપા ઝીલે છે, વસ્તુઓને ઉપર ઉપરથી સમજે છે. કેટલીક વસ્તુઓ ઉપર નાનકડા પ્રયોગો કરીને પણ આવશ્યક અગર શક્ય હોય તેટલી માહિતી સંપૂર્ણ નહિ તો અપૂર્ણ સ્વરૂપમાં મેળવે છે. આથી સમજુ માબાપો બાળકના જ્ઞાનપ્રાપ્તિના માર્ગની વચ્ચે આવવાનું ઉચિત નથી સમજતાં. ઘણાં માબાપો બાળકના વારંવારના પ્રશ્નોથી કંટાળી જઇ ગમે તેવા જવાબ આપી દે છે અગર તેને હડધૂત કરી કાઢી મૂકે છે. બાળકના પ્રશ્નો એની તીવ્ર જીજ્ઞાસાને લીધે છે એ ભૂલી જવું ન જોઇએ. બાળક તેની દુનિયાની વસ્તુઓ ઉપર પ્રયોગો કરતું હોય કે સામાજીક નિયમને વશ થવા ન માગતું હોય તે વખતે એને દુભાવવા જેવું નથી. પણ નુકસાનકારક ન હોય તેવી પ્રવૃત્તિ અને પ્રયોગોમાં પ્રોત્સાહન તથા સગવડ આપવાની જરૂર છે.

બાળક જ્ઞાનપ્રાપ્તિના કાળમાં જ્ઞાન મેળવે છે તે સાથે સંસ્કાર પણ પામે છે. બાળક અનુકરણશીલ હોવાથી આજુબાજુની હિલચાલ અને વાતાવરણને અવલોકી પડતા સંસ્કાર દીલમાં દૃઢ કરે છે. ઇષ્ટ અનિષ્ટનું અન્વેષણ કરવાની શક્તિને અભાવે તે ગમે તેવા સંસ્કાર ઝીલી બેસે છે. એટલે એવું જ થાય તેટલા માટે આજુબાજુ શુદ્ધ અને નિખાલસ વાતાવરણ ઉભું

કરવાની માબાપની ફરજ છે. અહિં માબાપે વાણી અને વર્તન ઉપર ખૂબ ધ્યાન આપવાનું છે. ટુંકામાં માબાપ બાળકને આ ત્રણ રીતે વિકસવા જ દે.

(૧) બાળક સ્વયંસ્ફુરણાથી જે પ્રવૃત્તિ કરે તે ઉપર બારીક ધ્યાન આપે અને બાળક અનિષ્ટ તરફ ટળી જતું હોય તો ચાલાકીથી અટકાવી ઇષ્ટ પ્રવૃત્તિ આપે.

(૨) બાળકના પ્રશ્નોના જવાબ ટુંકા, સચોટ અને સાચા આપે. પોતાની વાણીમાં જરા ય કસ્તર દાખલ થવા ન દે.

(૩) પોતાનું વર્તન બાળકને આદર્શરૂપ થાય તેવુ કરે.

આ ઉપરાંત બીજી ઘણી બાબતો છે જેના ઉપર માબાપે ધ્યાન આપવું જોઇએ; પણ ઓછામા ઓછું આટલું થાય તો ય ઠીક છે.

માબાપો પોતાની ફરજ બરાબર પાળે તે માટે રૂશિયામાં રાજ્ય તરફથી સરસ પ્રબધ કરવામાં આવ્યો છે. બાળકની કેળવણી માટે રાખી શકાય તેટલું ધ્યાન ત્યાં રાખવામાં આવે છે. જન્મ દેનાર કરતાં બાળકને વિકાસ તરફ લઇ જાય તેનો હકક વધારે ગણાય છે. કમભાગ્યે આપણી પોતાની રાજ્યસત્તા નથી એટલે આપણી ઉન્નતિનો આધાર સમજણ-પૂર્વકની સુધારણા ઉપર અવલબે છે. આપણે નિર્ધન અને અજ્ઞાન છીએ તેવી સ્થિતિમાં ય મનુષ્ય પ્રયત્ન કરી શકે તેટલું શુભ કરવાની આપણને ધગશ હોવી જોઇએ. તો જ આપણી મુક્તિ છે ને રાષ્ટ્રનો ઉદ્ધાર છે.

હિંમતલાલ ચુ. શાહ.

# રંગુનની ગુજરાતી સ્ત્રીઓની સ્થિતિ.

રંગુનમાં વસતી ગુજરાતી સ્ત્રીઓની સ્થિતિ અતિશય શોચનીય છે. મુંબઇની અથવા તો ગુજરાતના બીજા કોઇપણ મોટા શહેરની સ્ત્રીઓ કરતાં અહિંની ગુજરાતી સ્ત્રીઓની હાલત વધારે દયાજનક છે. તેનું મુખ્ય કારણ એ છે કે તળ ગુજરાતના લોકો કરતાં અહિં કાઠીઆવાડના લોકોની વસ્તી ઘણી વધારે છે અને તેથી એ વધારે કચ્છીના લોકોની વસ્તી છે: અને એ તો જાણીતું છે કે સ્ત્રી કેળવણીમાં તેમ જ સમાજ સુધારણામાં

ગુજરાત કરતાં કાઠીઆવાડ પછાત છે અને કાઠીઆવાડ કરતાં એ કચ્છ પાછળ છે.

અહિંની ઘણીખરી ગુજરાતી બ્હેનો ત્રણ કે ચાર ગુજરાતી ચોપડીઓ ભણેલી હોય છે; અને કેટલીક તો એથીએ ઓછું ભણેલી હોય છે. નિરક્ષર બ્હેનો શોધવી પણ અહિં મુશ્કેલ નથી. આ તો મોટી ઉમરની સ્ત્રીઓની વાત થઇ. હવે જરાક અહિંની કન્યાકેળવણી ઉપર દૃષ્ટિ ફેરવીએ. રંગુનની ગુજરાતી કન્યાશાળા અધમ સ્થિતિમાં છે એમ કહીએ તો જરા અતિશયોક્તિ ના ગણાય. લગભગ પાંચ છ હજાર ગુજરાતીઓ અહિં વસતા હશે તોપણ કન્યાશાળા તો માત્ર એક જ છે અને તે પણ ફક્ત પ્રાથમિક શાળા જ છે. જ્યાં પ્રાથમિક શિક્ષણ આવી સ્થિતિમાં હોય ત્યાં માધ્યમિક શાળાની કે વધારે ઉચ્ચ કેળવણીની સંસ્થાની હયાતિની આશા જ શી રીતે રાખી શકાય! આટલા અલ્પ શિક્ષણ સાથે અહિંની ગુજરાતી સ્ત્રીઓને છાપાં કે ચોપાનિયાં વાંચવાનો શોખ ક્યાંથી હોઇ શકે? અને બ્હારના જગતમાં શા શા ફેરફાર થાય છે તેની માહિતી તેમને ક્યાંથી હોય? ગુજરાતમાં સ્ત્રીઓ દિનપ્રતિદિન કેટલી સામાજિક પ્રગતિ કરે છે, કેળવણીમાં કેટલી આગળ વધે છે અને જાહેર જીવનમાં કેટલો ભાગ લે છે તેનો તેમને લેશ માત્ર ખ્યાલ હોતો નથી. રંગુનમાં વસતા ઘણાખરા ગુજરાતી પુરુષોને જ દૈનિક પત્રો કે માસિકો વાંચવાનો શોખ નથી હોતો તેમ જ વહેપાર સિવાય દુનિયાની બીજી બધી હિલચાલોમાં જરાએ રસ નથી હોતો એટલે એમની પાસેથી ચાલુ બનાવોની કંઇ પણ માહિતી મેળવવાની જો સ્ત્રીઓ આશા રાખે તો એ તદ્દન મિથ્યા છે.

મુંબાઇ, અમદાવાદ, વડોદરા કે પુના વિગેરે સ્થળોમાં જેવાં સ્ત્રીમંડળો કે ભગિનીસમાજો ગુજરાતી સ્ત્રીઓ ચલાવે છે તેવાં મંડળો સ્ત્રીઓ એકલે હાથે ચલાવી શકે એવો ખ્યાલ સુદ્ધાં બિચારી રંગુનની ગુજરાતી બ્હેનોને નથી. અહિં એકંદરે સામાજિક કે રાજકીય જાહેર જીવનની પ્રવૃત્તિઓ બહુ જ ઓછી છે પણ જે થોડી ઘણી પ્રવૃત્તિઓ છે તેમાં ભાગ લેવાનો ગુજરાતી સ્ત્રીઓ સ્વપ્ને પણ વિચાર કરતી નથી. રસોઇ તથા ઘરકામ સિવાય બીજું કોઇપણ કાર્યક્ષેત્ર આપણી સ્ત્રીઓ માટે યોગ્ય નથી એમ અહિંના સ્ત્રી પુરુષો દૃઢતાથી માને છે. બાળકને જન્મ આપવો, રસોઇ કરવી અને સારાં તથા કિમતી કપડાં ઘરેણાં પહેરી ઓઢીને, ઓળખીતાને ઘેર મળવા જવું એ ત્રણ કામ કરવામાં જ જીવન વ્યતીત કરે છે.

અહિંની ગુજરાતી સ્ત્રીઓને બાળકોને કેમ ઉછેરવાં તેનું જરાએ ભાન હોતું નથી. ઝાડની પેઠે ઇશ્વરને લેખે એમનાં બાળકો મોટાં થાય છે. કોણ જાણે શાથી તેમના મગજમાં એવો એક ભૂલભરેલો ખ્યાલ પેસી ગયેલો હોય છે કે બાળકની સંભાળ રાખવાથી તેઓ પાંગળાં થઈ જાય છે. માટે છેક ન્હાનપણથી તેમને રખડતાં મૂકી દેવાં અથવા તો "રામાઓ" ને સોંપી દેવાં, જેથી તેઓ જબરાં અને ખડતલ થાય. બાળકનાં ખોરાક કે કપડાંની પણ તેઓ સંભાળ રાખી શકતાં નથી એટલે પછી એમની કેળવણી પાછળ તો ધ્યાન ક્યાંથી જ આપી શકે.

જર્મન સ્ત્રીઓ જેટલી સ્વતંત્રતા દુનિયાના બીજા કોઈ દેશની સ્ત્રીઓ ભોગવતી નહિ હોય. આ સ્ત્રીસ્વાતંત્ર્યના દેશમાં વર્ષો સુધી રહ્યા છતાં આપણી ગુજરાતી બ્હેનો જર્મન સ્ત્રીઓનું સ્હેજ પણ અનુકરણ કરવાનો પ્રયાસ પણ કેમ નહિ કરતી હોય તે સ્હમજાતું નથી. જર્મન સ્ત્રીઓ જેટલી નિર્ભયતાથી જાહેર રસ્તા ઉપર હરે છે ફરે છે તેટલી જ બ્હીક આપણી બ્હેનોને બ્હાર નીકળવામાં હોય છેઃ આનું મુખ્ય કારણ લાજ કે ઘુમટાનો રિવાજ છે. ત્રણ ચાર આધેડ વયની સ્ત્રીઓ દિવસના ભાગમાં ભાડાની ગાડીમાં બેસીને બ્હાર જતાં બ્હીએ છે અને ધોરી રસ્તા ઉપર ચાલવાની તો તેઓ કોઇ દિવસ હિંમત કરતાં જ નથી. જર્મન સ્ત્રીને રસ્તામાં ફરતી જુઓ, દુકાનમાં વેચવા બેઠેલી જુઓ કે પોતાના ઘરની બારીએ ઉભેલી જુઓ તો એના ચ્હેરા ઉપર સુખ અને સંતોષની છાયા હોય છે અને એવું મ્હોં હસતું હોય છે. જર્મન સ્ત્રીની ઉમર કળવી મુસ્કેલ છે. એ સ્ત્રીઓ સદાકાળ યૌવનમાં જ મ્હાલતી હોય એવું લાગે છે. હવે આમની સાથે આપણી ગુજરાતી બ્હેનોને સરખાવીએ. લગભગ બધી જ સ્ત્રીઓ અકાળે વૃદ્ધ થએલી જણાય છે. તેમના ચ્હેરા ફીક્કા અને નિસ્તેજ હોય છે. પ્રફુલતા કે આનંદ તેમનાં મ્હોં ઉપર ભાગ્યે જ જોવામાં આવે છે. જીંદગીના અસહ્ય ભાર નીચે કચરાઇ ગએલાં હોય એવાં એમનાં શરીર હોય છે. પરદેશ આવીને વસેલી બિચારી ગુજરાતી બ્હેનોના જીવનમાં આનંદના પ્રસંગો પણ બહુ જ ઓછા આવે છે. કોઇપણ જાતના જાહેરમાં એક બીજાને મળવા હળવાના ને આનંદ કરવાના પ્રસંગોમાં (social functions) ભાગ લેવાનું તો તેમના નસીબમાં હોતું જ નથી એટલું જ નહિ પણ કુટુંબના પુરૂષવર્ગ સાથે પણ નિરાંતે બે ઘરી આનંદથી વાતો કરવાનો અવકાશ પણ તેમને મળી શકતો નથી. કારણ કે પુરુષો ઘણાખરા વહેપારી વર્ગના હોઇ રોજ રહેવાના

આઠથી તે સ્હાંજના સાત સુધી દુકાનમાં હોય અને જો કદાચ રવિવારે દુકાન ઉપર ના જાય તો બધા ભેગા મળીને કોઇ ઠેકાણે ઉજાણી કરવા જાય. એટલે બિચારી સ્ત્રીઓ તો રવિવારે પણ ઘેર એકલી જ રહે. તેમને આનંદનો મોટામાં મોટો પ્રસંગ એક હોય છે: અને તે એ કે જ્યારે પોતાના કુટુંબમાંથી કોઇકનાં લગ્ન પ્રસંગે દેશમાં જવાનું થાય તે.

લાંબા સમયથી ગુજરાત અને કાઠીઆવાડની બ્હાર રહેવાને લીધે અહિંની સ્ત્રીઓને ગરબા ગાતાં કે રાસડા લેતાં પણ આવડતા નથી. ગુજરાત અને કાઠીઆવાડની કેળવાયલી તેમ જ બીનકેળવાયલી, ગરીબ તેમ જ તવંગર સ્ત્રીઓ ગરબા ગાવામાં જે નિર્દોષ આનંદ ભોગવે છે તે પણ બિચારી અહિંની સ્ત્રીઓના ભાગ્યમાં નથી હોતુ. બીજી કોઇપણ લલિત કળાઓનો તેમને ખાસ શોખ હોતો નથી.

ગુજરાતમાં સ્ત્રીવર્ગમાં સ્વદેશી કપડાં તથા ખાદી પ્હેરવાનો ઉત્સાહ દિવસે દિવસે ઓછો થતો જાય છે તે જોઇને આપણને નિરાશા અને દિલગીરી થાય છે. પણ રંગુન આવવાથી આપણો એ શોક સહસ્રગણો વધી જાય છે; કારણ કે રંગુનમાં સ્વદેશીની હિલચાલને સ્થાન જ નથી એમ કહીએ તોપણ ચાલે. એક બે ગુજરાતી કુટુંબની સ્ત્રીઓ સિવાય કોઇપણ ગુજરાતી સ્ત્રીને અંગે સ્વદેશી કપડું જણાતું નથી. જેમને સ્વદેશાભિમાનની લાગણી ના હોય, દેશની પરાધીનતાનું ભાન ના હોય. અને આપણા દેશના ગરીબ વર્ગની હાડમારીનો ખ્યાલ ના હોય તેમની આગળ સ્વદેશી કપડાં કે ખાદી વાપરવાનો ઉપદેશ કરવાથીએ શો ફાયદો ?

સામાન્ય રીતે એવું મનાય છે કે માણસ પોતાનું ગામ છોડીને પરદેશ જાય અને પછી લાંબો સમય ત્યાં રહે એટલે એના મનની સંકુચિતતા ઓછી થાય છે, એની દૃષ્ટિમર્યાદા વધારે વિશાળ થાય છે, એની આસપાસનાં રૂઢિનાં બંધનો ઢીલાં થઇ જાય છે અને તેના આચાર વિચાર વધારે આગળ પડતા થાય છે. કાઠીઆવાડ છોડીને મુંબાઇ આવેલી સ્ત્રીઓનાં તેમ જ ગુજરાતનાં ગામડાં છોડીને અમદાવાદ કે પૂનામાં વસેલી સ્ત્રીઓમાં આવો ફેરફાર પ્રત્યક્ષ જણાય છે. રંગુન, કાઠીઆવાડ અને કચ્છથી આટલું બધું દૂર છે છતાં અહિંની સ્ત્રીઓના જીવનમાં પરદેશગમનથી અણુમાત્ર ફાયદો થએલો જણાતો નથી.

રંગુનમાં વસતી ગુજરાતી બ્હેનોની આ દુઃખદ સ્થિતિનો શી રીતે અંત લાવી શકાય તે સ્હમજી શકાતું નથી. જ્યાં પુરુષો કેળવાયલા હોય,

સમાજ સુધારણામાં ઉત્સાહ લેતા હોય, ઉદાર ભાવનાઓવાળા હોય, સ્વતંત્રતાની ને કેળવણીની કિંમત આંકી શકે એવા હોય ત્યાં સ્ત્રીઓની ઉન્નતિ કરવી મુશ્કેલ નથી. પરંતુ જે સ્થળમાં પુરુષો ઘણા જ જુના વિચારના હોય, પોતે જ માનસિક ગુલામગિરીમાં સડતા હોય, પોતે જ ઉચ્ચ કેળવણી પામેલા ના હોય ત્યાં સ્ત્રીઓની ઉન્નતિ સાધવી અતિ કઠણ છે. રંગુનનિવાસી ગુજરાતીઓને ધનસંચય સિવાય કોઇ ચીજમાં રસ હોતો જ નથી. પોતાના છોકરાઓના શિક્ષણ પાછળ પણ તેઓ બીલકુલ ધ્યાન આપતા જ નથી તો પછી બિચારી એમની છોકરીઓના શિક્ષણ તરફ લક્ષ ના આપે એમાં શી નવાઇ? આપણા કેટલાક રીતરિવાજ અનિષ્ટ છે કે આપણા સમાજમાં કેટલોક સડો છે એવું અહિંના ગુજરાતીઓને લાગતું નથી. એટલે તેઓ સમાજ સુધારણાના વિચાર સુદ્ધાં શું કામ કરે? સમાજમાં સ્ત્રીનું સ્થાન હાલ છે તેના કરતાં વધારે ઉચ્ચ હોવું જોઇએ એમ તેઓ માનતા જ નથી એટલે સ્ત્રીઓની ઉન્નતિ કરવાનો કોઇ પ્રયાસ કરે તો તેમને એ હાસ્યજનક લાગે છે. બિચારી સ્ત્રીઓને તેમની અધોગતિનું ભાન જ નથી એટલે કોઇ એમની આવી દુર્દશાનો અંત લાવવાની વાત કરે તો તેમાં એમને કંઇ અર્થ જણાતો નથી. આમ જે સ્થળમાં સ્ત્રી કે પુરુષ એકેની સહાયતા ના હોય ત્યાં સ્ત્રીઓની સ્થિતિ શી રીતે સુધારવી?

સૌદામિની મ્હેતા.

---

# પટના.

અસલનું પાટલિપુત્ર અને હાલમાં બિહારનું મુખ્ય શહેર એ તરીકે આપણે પટનાનું નામ જાણીએ છીએ. ગયા જાન્યુઆરી માસમાં અખિલ ભારત સ્ત્રી પરિષદની ત્રીજી બેઠક પટના ખાતે મળી હતી, અને તે વખતે એ શહેર જોવાનો સુયોગ પ્રાપ્ત થયો હતો. ઘણા જુના વખતથી પટનાનું નામ બહુ જાણીતું છે. મધ્યકાળના ઇતિહાસમાં સુવર્ણયુગ તરીકે ઓળખાતા યુગના યશસ્વી અને પ્રતાપી રાજવીરોનું અણમોલું રાજ્ય મગધ, અને પાટલિપુત્ર એ તેનું માનવંતુ પાટનગર! અનેક પ્રતાપી રાજાઓ અને નરવીરોએ એ ભૂમિને, પાવન કરી છે. હિન્દુસ્તાનના પરમ મુત્સદ્દી નીતિજ્ઞ ચાણક્ય કૌટિલ્યની ભૂમિ હોવાનું અભિમાન તે ધરાવે છે.

આ તો અસલનું પાટલિપુત્ર. આજ એ અસલના જ્હોજલાલીથી ભર્યું મગધ દેશના અવશેષરૂપ ચિહ્નો આપણને કશાંએ માલમ પડતાં નથી. અસલનું પાટલિપુત્ર હાલના પટનાની નીચે દટાઇ ગયું છે એમ કહેવાય છે. કદાચ વીરનરોને સેવનારી એ ભૂમિને વસુંધરાનો આશરો જ ઉચિત લાગ્યો હશે.. હાલ એ સ્થળે નવું પટના બંધાઇ ગયું છે.

પટના શહેર પવિત્ર ગંગાને કાંઠે આવેલું છે. ગંગાનો પટ એ સ્થળે ઘણો વિશાળ છે. પતિતપાવની ગણાતી કાશીની ગંગા કરતાં અહિંની ગંગાનો પટ પણ વધારે મોટો છે અને પાણી પણ બહુ સ્વચ્છ અને નિર્મળ છે. શહેરનો વિસ્તાર મોટો છે પણ તે ફક્ત લંબાઇમાં જ. પટના શહેરને માત્ર લંબાઇજ છે; પહોળાઇ છેજ નહિ, એમ કહીએ તો બહુ ખોટું નથી. એક રસ્તે જઇએ તો સીધો ને સીધો કેટલાક માઇલ સુધી એકનો એક રસ્તો ચાલ્યાં જ કરે છે. શહેરના ત્રણ ભાગ છે. ન્યુ પટના, પટનાસીટી અને જુનું પટના. સ્ટેશન પરથી શહેરમાં જતાં સૌથી પ્હેલાં ન્યુ પટના આવે છે. સુંદર પહોળા ડામર લગાડેલા રસ્તા, અમલદાર વર્ગની ઓફીસો, તેમનાં તથા શ્રીમન્ત લોકોનાં સુંદર ભપકાદાર મકાનો, 'પબ્લીક પાર્કસ' વગેરે બધું આ ઠેકાણે નજરે પડે છે. એ ભાગ પ્હેલો આવવાથી પ્હેલી જ નજર પટના આગન્તુકને ઘણું આકર્ષક લાગે છે. (જો કે પટનામાં હમેશ રહેના લોકોને તેમ લાગતુ હોય એમ જણાતું નથી.) અગાડી જતાં પટના સીટી આવે છે. આ ભાગમાં સૌથી મુખ્ય પટનાની યુનિવર્સિટી છે. મેડિકલ કૉલેજ, આર્ટસ કૉલેજ, સાયન્સ કૉલેજ, અને એન્જીનીઅરીંગ કૉલેજ વગેરેથી એ બાજુનો ઘણો ભાગ રોકાયેલો છે. ઉપરાંત પટનાની વિખ્યાત ખુદાબક્ષ લાઇબ્રેરી પણ આ જ ભાગમાં આવેલી છે. અગાડી જતાં વિધવિધ જાતની દુકાનો, બજાર વગેરે માલમ પડે છે. સીટીમાંથી અગાડી જતાં ખૂબ લાંબે સુધી જુનુ શહેર આવે છે. 'જુનું શહેર' એ નામ ઉપરથીજ એ ભાગનો ખ્યાલ આવી જાય છે. એ ભાગમાં રસ્તા સાંકડા છે, મકાનો નીચાં અને ન્હાનાં છે; અને તે ભાગમાં મધ્યમથી ઉતરતા વર્ગના અને હલકા વર્ગના લોકોનો વસવાટ હોય એમ લાગે છે. સીટીથી જુના શહેર તરફ જતાં વચ્ચે પટના 'કોટેજ ઇન્ડસ્ટ્રીઝ' ની સંસ્થા જોવાલાયક છે. એ સ્થળે જુદી જુદી જાતના હુન્નર ઉદ્યોગો શિખવવામાં આવે છે અને હસ્ત કૌશલ્યના બહુ સુંદર નમુનાઓ તૈયાર થાય છે. એ સંસ્થાને લગતી એક ખાસ દુકાન પણ સરકાર તરફથી પટના સીટીમાં ખોલવામાં આવી છે ત્યાં 'કોટેજ

ઇન્ડસ્ટ્રીઝ' માં અનેક જુદી જુદી જાતના સુંદર નમુના, ત્યાંનું જ બનેલું રેશમી તથા સુતરાઉ કાપડ વગેરે વેચવામાં આવે છે. જુના શહેરમાં શીખ લોકોનું એક મંદિર જોવાલાયક છે. એક સાંકડી ગલીમાં થઇને મંદિરમાં જવાનો રસ્તો છે, પણ મંદિર અને તેનો ચોક ઘણો વિશાળ છે. મંદિરના બારણામાં પેસતાં ઓસરી આવે છે. ઘણા જ શ્રમ વડે સિંદુરથી લખેલા કેટલાક ઉપદેશદાયક મુદ્રાલેખો ત્યાં માલમ પડે છે. મંદિરના ચોકમાં એક પુષ્કળ ઉંચો સ્થંભ છે તેને ઝુંડ કહેવામાં આવે છે. તીર્થના દિવસોએ તેના ઉપર ધજા મુકવામાં આવે છે. કોઈપણ મંદિરની અંદર જતાં પહેલાં પગરખાં કાઢવા એ તો જાણીતો રિવાજ છે. પણ આ મંદિરની અંદર જતાં પહેલાં એક કુંડની અંદર રાખેલા પાણીમાં પગ બોળીને ધોવા પડે છે. જે આવે તે આ પ્રમાણે પગ અંદર નાંખે છે એટલે પાણી સ્વાભાવિક રીતે ઘણુંજ ગંદુ હોય છે. મંદિર શીખ લોકોના ગુરુ ગોવિંદસિંહનું છે. પણ ત્યાં તેની મૂર્તિ માલમ પડતી નથી. છબી રાખેલી છે અને તેની પૂજા કરવામાં આવે છે. મંદિરમાં ઠેરઠેર દિવાલો પર ગુરૂ ગોવિંદસિંહની પુષ્કળ છબીઓ માલમ પડે છે. શીખ લોકોના ધર્મગ્રંથની પણ અહિં વિધિસર પૂજા કરવામાં આવતી હોય એમ લાગે છે.

બીજું જોવાલાયક સ્થળ એ અસરનો કિલ્લો છે. પહેલાં તે ભાગમાં કિલ્લો હતો, એ બાબત લોકોના કહેવા પરથી માત્ર આપણે જાણીએ છીએ; કારણ કે કિલ્લો હોવાનું કોઇપણ પ્રકારનું નામ નિશાન ત્યાં નથી. એ જગા હાલ કોઇ ધનાઢ્ય મારવાડીએ ખરીદી અને પોતાનો સુંદર ઝગમગતો બંગલો બંધાવી દીધો છે બંગલાની આજુબાજુ ચારે તરફ વિશાળ જગા છે; અને ત્યાં દરેક જાતનાં સુંદર ઝાડ એ જગાને અનુપમ રીતે શોભાવી રહ્યાં છે. એ સ્થળની બાજુમાંથી ગંગા નદી શાન્તપણે સ્થિરપણે વહી જાય છે. આ જગા ઘણી જ રમ્ય અને આકર્ષક છે; અને શુક્લપક્ષની ચાંદનીમાં ત્યા કેવું અલૌકિક સૌન્દર્ય છવાઈ રહેતું હશે તેનો ખ્યાલ આવી શકતો નથી. બંગલાની બ્હારના ચોગાનમાં કિલ્લાના અવશેષરૂપ ફક્ત એક કુંડ છે. એ કુંડ પત્થર કોતરીને બનાવેલો છે. કહેવાય છે કે અસલ એ કુંડમાં ગુલાબજળ રહેતું અને રાજાના જનાનાની સ્ત્રીઓ તેમાંથી એક બીજાપર પીચકારીઓ ઉડાવી આનંદ કરતી.

બીજી જોવાલાયક વસ્તુ એ ત્યાંનો પત્થરનો બંધાએલો અનાજ ભારેનો એક કોઠાર છે. એને 'ગોળ ઘર' કહે છે. કારણ કે એનો આકાર

ગોળ છે અથવા અથવા ખરૂં કહીએ તો સોગટાંબાજી રમવાના સોગટા જેવો છે. એ કોઠાર ખૂબ ઉંચો છે અને ઉપર જવાને માટે આશરે ૨૫૦ એક પગથીઆં છે. ઉપર ચઢીને જોઇએ તો આખું પટના શહેર નજરે પડે છે; અને બહુ જ સુંદર લાગે છે. દુકાળ વગેરે આફતના વખતને માટે અનાજ ભરવાને માટે એ કોઠાર બંધાવવામાં આવ્યો હતો. હાલ એમાં કશું જ રાખવામાં આવતું નથી. સરકારી ઓફીસોમાંનો જુનો રદ્દી માલ રાખવામાં આવે છે, એમ કહે છે ખરા. ઉપરથી અનાજ અંદર નાંખી શકાય માટે ઉપર મોટું બાકું છે (હાલ જો કે પુરાવી નાખવામાં આવ્યું છે) અને નીચેથી કાઢી શકાય માટે એક બારણું છે. એ બારણાના બાંધકામ વિષે એક રમુજી વાત છે. અનાજ બ્હાર કાઢી શકાય માટે બ્હારથી ઉઘડે એવું રાખવાને બદલે 'એન્જીનીઅરે' પોતાની હોંશિઆરી વાપરીને અંદરથી ઉઘડે એવું બારણું કરાવ્યું છે (આ વાત સાચી છે કે નહિ તે ખબર નથી).

આ બધા ઉપરાંત છોકરા છોકરીઓની હાઇસ્કુલો, કલબ, સીનેમા થીએટર, હોટેલ રેસ્ટોરાં વગેરે હાલના મોટા શહેરમાં નજરે પડતી બધી વસ્તુઓ પટનામાં છે.

પટનાથી સાઠેક માઈલ દૂર નાલંદ જોવાલાયક છે. ત્યાં જવાને એક ન્હાની રેલગાડી છે પણ સાધારણ લોકો મોટર ટેક્ષીમાં જ ત્યાં જાય છે. એ પ્રદેશની જમીન કુદરતી રીતે જ ફળદ્રુપ હોવાને લીધે રસ્તામાં લીલાં ખેતરો, વિશાળ મેદાનો, મોટી નદીઓ વગેરે જોવામાં ખાડાખાઇવાળી જમીનપર મોટરની ત્રણ–ચાર કલાકની મુસાફરી પણ ત્રાસદાયક નથી લાગતી. નાલંદ જતાં રસ્તામાં ન્હાનાં ન્હાનાં ગામડાં ખૂબ આવે છે. ગંડક અને ગંગાનો સંગમ પણ રસ્તામાં નજરે પડે છે. અતિ પ્રાચીન કાળમાં એટલે બુદ્ધના વખતમાં નાલંદ વિશ્વવિખ્યાત સ્થળ હતું. ત્યાંના વિશ્વવિદ્યાલયનું નામ જગતભરમાં જાણીતું અને દેશપરદેશથી વિવિધ વિષયોમાં નૈપુણ્ય મેળવવા સંખ્યાબંધ વિદ્યાર્થીઓ એ વિશ્વવિદ્યાલયમાં આવતા. હાલ ત્યાં એ વિશ્વવિદ્યાલયનાં ખંડિયેર માલમ પડે છે. આજુબાજુ થોડીક ન્હાની ટેકરીઓ વગેરેને લીધે જગા બહુ રમણીય લાગે છે. અસલના વખતમાં આપણું બાંધકામ વગેરે કેવા ઉંચા પ્રકારનું હતું તે અહિં માલમ પડે છે. હાલની રેસીડેન્સીઅલ યુનિવર્સીટિઓની માફક જ નાલંદનું વિશ્વવિદ્યાલય હશે એમ લાગે છે. વિદ્યાર્થીઓને માટે દરેક જાતની સગવડ હશે એમ જણાઇ આવે; પાણી જવાની ગટરો વગેરે તો હજુ પણ બતાવવામાં આવે છે. જ્યાં

કામ થઇ શકે એમ હોય ત્યાં સમારકામ થાય છે. તે ઉપરાંત હાલ ત્યાં ખોદકામ પણ ચાલે છે; અને જમીનમાંથી નિકળેલી અસલની વસ્તુઓનું એક ન્હાનું શું સંગ્રહસ્થાન પણ ત્યાં છે સંગ્રહસ્થાનમાં બહુ વસ્તુઓ નથી પણ જેટલી છે તેટલી બહુ સારી છે અને બહુ સારી અવસ્થામાં છે. સંગ્રહસ્થાનમાંની વસ્તુઓમાં ખાસ પત્થર, તાંબુ, પિત્તળ વગેરેની મૂર્તિઓ, થોડાંક તામ્રપત્રો વગેરે માલમ પડે છે. મૂર્તિઓમાંની ઘણીખરી બુદ્ધ અને તેના અનુયાયીઓની છે. એક મૂર્તિ ખાસ કરીને બહુ જોવાલાયક છે. એક સિંહ હાથી ઉપર તરાપ મારીને તેને દબાવી દે છે એવો તેનો દેખાવ છે; અને કહેવાય છે કે એ મૂર્તિ બુદ્ધધર્મે હિન્દુધર્મને કચરી નાંખ્યો હતો તેનું સૂચન કરે છે. સરકાર તરફથી ખોદકામ વગેરે ચાલે છે એટલે સંગ્રહ-સ્થાન વગેરે જોવાને માટે પાસ મેળવવા પડે છે અને પછી જ જવાય છે. એ જગાના ઉપરી અધિકારીને રહેવા કરવાની સગવડ માટે ત્યાં એક ઘણી જ સુંદર જગા છે; અને ત્યાં એનો તંબુ ડોકાય છે. એકંદરે જગા બહુ જ જોવાલાયક છે અને આપણી અસલની સ્થિતિનો કંઇક અંશે ખ્યાલ આપે છે.

બિહાર પ્રાન્ત એકંદરે ઘણો જ પછાત છે અને સ્ત્રીઓમાં પડદાનો રિવાજ બહુ સખત છે એટલે સુધરેલા કુટુંબની થોડીએક સ્ત્રીઓ સિવાય સાધારણ વર્ગની સ્ત્રીઓ ક્યાંએ નજરે પડતી નથી. ત્યાંના લોકો કોઇ સ્ત્રીને બ્હાર ફરતી જુએ તો શુ એક મોટું કૌતુક હોય તેમ અચંબો પામી જાય છે.

સ્હેલ કરવા જનારને પટના જરૂર સરસ અને પ્રિય લાગે એવું સ્થળ છે. શ્રી અને સરસ્વતીની પૂર્ણ જાહોજલાલીથી શોભતું મગધનું પાટલિપુત્ર હાલ બ્રિટિશ સરકારના પેગામ હેઠળ કેવા નવા રંગરાગથી શોભી રહ્યું છે તે જોવા પટનાની મુલાકાત જરૂર આનંદદાયી થઇ પડે.

હરબાળા મહેતા.



# સ્ત્રીઓ અને સ્વાશ્રય.

જે દેશમાં પુરુષોના સ્વાશ્રયના ઠેકાણાં નથી તે દેશમાં સ્ત્રીઓ માટે સ્વાશ્રયની વાત કરવી તે હસવા જેવું તો ખરૂં. પણ શું કરીએ? હસવું હોય તો એક વાર પેટ પકડીને હસી લઇએ. હું પણ કલમ કાન પર મુકી હસવા લાગુ પછી લખવા માંડું પણ આખરે લખવાનું તો ખરૂં, વાંચવાનુંયે ખરૂં અને આચરવાનું પણ ખરૂં. કેમ "ખરૂં" ને? બધુંએ "ખરૂં" ત્યારે ખોટું શું? જવાબ નર જાતિમાં છે. સ્વાશ્રય ખરો. પરાશ્રય ખોટો.

સૂર્ય એમ નથી કહેતા કે મ્હારાવતીનું તપવાનું કામ એકાદ દિવસ કોઇ બીજો કરી લે તો ઠીક. એમ કહે તે દિવસથી જ એની મહત્તા ચાલી જાય. ચંદ્ર જો એનું કામ લલનાના મુખને સોંપી દે તો એ શીતાંશુની શીતતા ત્યારથી મારી જાય.

પક્ષી ઈંડાં સેવે ને બચ્ચાંને પાંખ આવે ત્યારથી તે સ્વાશ્રયી થાય છે.

પશુયે પોતપોતાનુ પોતે ફોડી લે છે.

કીડી જેવું ન્હાનામાં ન્હાનું પ્રાણી પણ કણ કણ કરી જીવનની પ્રત્યેક ક્ષણ સ્વાશ્રયમાં વિતાડે છે.

ત્યારે ફક્ત માણસ જ એવા છે કે જેને વખતની કિમ્મત નથી: જેને ઇશ્વરે આપેલી બળબુદ્ધિનો ઉપયોગ કરવો નથી.

ધરણીની પીઠે ધરેલા બધાયે મનુબાળ એવા નથી. યુરોપ જુઓ, અમેરિકા જુઓ, અરે જાપાન જુઓ, ચીન જુઓ, ક્યાંય છે હિન્દુસ્તાન જેવો પ્રમાદ! એક સમયે કલા અને હુન્નર, વેપાર અને ઉદ્યોગ, ભક્તિ અને તત્ત્વજ્ઞાન, સાહિત્ય અને જીવનમાં રજે રજે અને પદે પદે સ્વાશ્રયનો પડકાર કરતું આર્યાવર્ત આજે કેવી હીન દીન દશા ભોગવી રહ્યું છે?

હવે ભારતને જો પુનઃ જાગવું હશે તો સ્વાશ્રયી થયા વિના છુટકો નથી.

અને સ્ત્રીઓના સ્વાશ્રય વિના પુરુષોનો સ્વાશ્રય અધુરો જ છે. આજનો વખત કરોકટીનો છે. આજે આપણા વતનમાં વિદેશીઓના ઢોલ વાગે છે. એની ગર્જનાથી એણે આકાશ પાતાળ છાઇ દીધાં છે.

એકલા પુરુષોનો પુરુષાર્થ આજીવિકાના સાધનને પણ પુરો પહોંચી વળતો નથી. મોંઘવારી વધી છે, જરૂરિયાત વધી છે, મોટાઇ વધી છે; અને

નાણું ઘટયું છે. કમાવાનાં સાધનો ઘટયાં છે, યોગ્યતા યે ઘટી છે; જંજાળ વધી છે. આવી વખતે શું કરવું? કુટુંબના શક્તિશાળી માણસોએ કુટુંબની આવકમાં વૃદ્ધિ કરવા સ્વાશ્રયી થવું, જરૂરિયાતો ઘટાડવી અને જંજાળ માટે સંયમ પાળવા યત્ન કરવો.

એક ગૃહસ્થ છે માસિક સો રૂપિયા કમાય છે. નોકરી અનિશ્ચિત છે. ઘરમાં આઠ માણસ છે. હુતો, હુતીને ૭ છોકરાં. પારકું એકે ય નહિ. છયેને ભણાવે છે. આઠેની તમામ જરૂરિયાતો પુરી કરવી એ ગૃહસ્થને શીર છે. મોટો છોકરો આવ્યો ને કહ્યું: "મોટાભાઇ, આ મહિનેથી અમારી નિશાળની ફી સાત રૂપિયા થઇ છે." બીજો નંબર આવ્યો "મ્હારે સ્કાઉટનાં કપડાં જોઇશે." નંબર ત્રીજો, "સાડી પીરોજી રંગની હતી ને બ્લાઉઝનું કપડું આવું કેમ લાવ્યા? બીજું લાવી આપો" નં. ચોથો, "બુટ ફાટી ગયાં છે". નં ૫ મો. "આ વખતે મ્હારે વીસ રૂપિયા ઓછામાં ઓછા જોઇશે. મોટી બ્હેન આવે તો આવીશ. પાંચ મંડળોમાં ગયા છે. અમારી નિશાળમાં 'ગેધરિંગ' છે." નં ૬ ઠ્ઠો, "મોટાભાઇ મેળામાંથી શું અપાવશો?" છેવટે પત્નીશ્રી આવ્યાં, "સાંભળ્યું? મ્હારી તબીયત સારી નથી રહેતી, આ ઢસરડો હવે મ્હારાથી નથી તણાતો. દાક્તર મુવો સો રૂપિયા ખાઇ ગયો તોયે મટાડયું નહિ."

હવે આ સ્થિતિમાંથી આ ગૃહસ્થ ક્યારે ઉંચો આવે! બધીયે કસર પોતાના ઉપર કાઢે છે તોયે દર મહિને શાહુકારનું ઘર શોધે છે.

એક વિધવા છે. તદ્દન નવરી છે. ખાવાનાં સાધન નથી, પણ કંઇયે કરવાં ના પાડે છે.

એક વિદ્યાર્થી છે. બે ટયુશન મળ્યાં તે ના લીધાં. તે સ્કોલરશીપ માટે અરજીઓપર અરજીઓ કરે છે.

એક બેરિસ્ટર છે. વિદ્વત્તાનો પાર નથી, પણ ધંધો ના ચાલ્યો. ભારે નોકરી મળતી નથી. હલકી ગમતી નથી. ધંધો કાંઇ આવડતો નથી. ધણી-ધણીઆણી દિકરાને આશરે પડયા છે.

એક બ્રાહ્મણ કુટુંબ છે. બ્રાહ્મણ યજમાન વૃત્તિ કરે. સ્ત્રી રેંટીઓ કાંતે, છોકરી શીવે અને છોકરો કાંઇ નહિ તો પોતાની જમીન સંભાળે તોયે સરસ રીતે ગુજરાન ચાલે એમ છે પણ કોઇ કાંઇ કરતું નથી. બધાંએ માગી ખાય છે.

ઘણુ કુટુંબો જોયાં. પરાશ્રયનો પાર નહિ. પારસીઓમાં સ્વાશ્રય જોયો. અને જોયો જેમને આપણે નીચી વર્ણ કહીએ છીએ તેમાં–એમાં પુરુષોની માફકજ સ્ત્રીઓ સ્વાશ્રયી. પોતાને ઉંચી જ્ઞાતિ મનાવનારમાં તો સાતે સાત–બૈરાંઓ કાંઈ પણ કરે એમાં કુળને લાંછન મનાય. આમાં બે બગાડયાં. પુરુષોને માથે ભાર વધ્યો અને સ્ત્રીઓનો વિકાસ અટક્યો.

સ્વાશ્રયથી માત્ર આજીવિકાનું સાધન મળે છે એટલુંજ નહિ પણ બીજો ઘણો લાભ થાય છે. સ્વાશ્રયથી અનુભવ મળે છે અનુભવથી બુદ્ધિ ખીલે છે, વ્યવસ્થાશક્તિ આવે છે, કામની ઝડપ વધે છે, સહકારનો ભાવ પેદા થાય છે અને વિશ્વની લીલાનો અદ્ભુત ખ્યાલ આવે છે.

સ્વાશ્રયી વિધવા રોટલાના સ્વાર્થ માટે પતિને રડશે નહિ. સ્વાશ્રયી ગૃહિણીને હાથે ઘાટીઓને મોંઘા થવાનો વખત નહિ આવે. સ્વાશ્રયી બાળા બે રૂપિયાના કપડાંના બાર રૂપિઆ સીલાઇ દરજીને આપવા નહિ જાય. સ્વાશ્રયી બાળક પોતાના કપડાં પોતે સાચવશે. બુટ સાફ કરશે અને ચોપડીઓને પોતે જ પુ ચડાવી સ્વચ્છ રાખશે.

સ્વાશ્રયી માણસો પારકાને પીડારૂપ કદિ નહિ થાય. હિન્દનો ઉદ્ધાર જેના ઇચ્છા હોય, અરે, પ્રત્યેક વ્યક્તિએ પોતા પુરતા પણ સુખી થવા ઇચ્છા હોય તો સ્વાશ્રયી થવુ.

માત્ર ભણે તે જ સ્વાશ્રયી થઇ શકે અને નિરક્ષર ના થાય એ માન્યતા ખોટી છે. નિરક્ષરોમાં તો ઉલટું સ્વાશ્રયીપણું વધારે છે. આપણામાં ખોટો ડોળ, દંભ-ફેશન બીજાનું મિથ્યા અનુકરણ, ગમે તે કામ કરવાની શરમ અને જરૂરિયાતો વધી પડી છે એટલે આપણે વિશેષ ભારરૂપ છીએ.

ભણતર એ સ્વાશ્રયી થવાનું એક સાધન છે પણ તે સિવાયનાં બીજા ઘણાં સાધનો છે મુખ્ય સાધન દૃઢ નિશ્ચય છે. એક વખતે એમ નક્કી કર્યું કે મ્હારે મ્હારા પગ ઉપર ઉભા રહેવું છે, મ્હારે કોઇને ઉપાધિરૂપ નથી થવું કે અંતર્યામી રસ્તો સુઝાડી જ દેશે.

માટે દરેક ઉમ્મરલાયક કુમારિકાએ નક્કી કરવું કે હું મ્હારે માટે મ્હારાં માબાપને દુઃખી થવા દઇશ નહિ; એમને મદદરૂપ થવા મ્હારાથી બનતું કરીશ. સામાન્ય કુટુંબની દરેક ગૃહિણી ધારે કે હું ગૃહકાર્ય હાથે કરવામાં શરમાઇશ નહિ; એટલું જ નહિ પણ મ્હારાં બાળકોનાં કપડાં હું તૈયાર કરીશ, એમના શિક્ષણપર હું ધ્યાન આપીશ.

અને વિધવાઓએ જાણવું જોઇએ કે, પ્રેમની કક્ષા બાજુપર રાખતાં, વૈધવ્ય એ બોજારૂપ નથી—ન હોવું જોઇએ.

મુંબાઇ જેવા સ્ટેશનપર ઉતર્યો. ભપકાબંધ કપડાં અને ચસ્મા વગેરે જોઇ કુલી ચાર છ ગણા પૈસા માગે. છતાંય તે આપવા એમાં ઉદારતા નથી, અને દાને નથી પણ સ્વાશ્રયની ખામી છે અને પેટી હાથમાં ઝાલવાની મિથ્યા શરમ છે

માનવજીવનમાં સ્વાશ્રયની ઉપયોગિતા એટલી બધી છે કે એને માટે જેટલું કહીએ અને લખીએ તેટલું ઓછું છે; તેથી ઈશ્વરની પ્રાર્થના કરીએ કે હે પ્રભો ! હવે તો, तमसो मा ज्योतिर्गमय !

---

# "વિશુદ્ધ પ્રેમ."

અજબ એ પ્રેમીનાં લક્ષણ, વિશુદ્ધતા જ્યાં વિકાસે છે,
થનાં જાદું હૃદયને ત્યાં, પવિત્રતા જ્યાં પ્રકાશે છે.
ભલે રહે જ્ઞાની કે ધ્યાની, ગૃહસ્થી, બ્રહ્મચારી કે,
અગમ-નીગમ તણી મસ્તી, નકામી ત્યાં જણાય છે.
પ્રણવતા જીવ આત્મામાં, "બ્રહ્માસ્મિ" જાપને જપતા,
"તત્વમસિ" મંત્ર ઉચ્ચરતા, "સર્વે ખલ્વિદમ્ બ્રહ્મના."
"આત્મવત્ સર્વ ભૂતેષુ," હૃદયના તારે રણઝણતી,
વિશુદ્ધ એ પ્રેમની શક્તિ, મોક્ષનાં દ્વાર ખોલવતી.
રગોમાં રક્ત પ્રેમીનું, ફરે સાક્ષાત્કારોથી,
બધું જગ ના સમજાવું તે, સમજતા પ્રેમીને પ્રેમી.

સંતોકાશ્રમ,
કરાંચી.

"સુકર્મ-યોગી."

# આવતી કાલની ગુજરાતણ.

---

"મહિલા મિત્ર" માટે પ્રસ્તુત વિષય સિવાય બીજો વિશેષ યોગ્ય વિષય નથી શોધી શક્યો. સાહિત્યને સમાજ એ બંનેની ઘડતર બાબતમાં પરસ્પરને સંબંધ છે. સાહિત્ય સમાજને ઘડે છે: જે સમાજ સાહિત્યને સરજાવે છે. પછી જેવી જરૂરિયાત તેવો પરિપાક. સાહિત્યના અભ્યાસી તરીકે આજનું સાહિત્ય આવતી કાલની ગુજરાતણ કેવી રીતે ઘડી રહ્યું છે તે વિષે કંઇક કહું તો અજુગતું નહીં કહેવાય.

આવતી કાલની ગુજરાતણ તે ગઈ કાલનું સાહિત્ય ઘડી રહ્યું છે. એ ગઇ કાલ ચોવીસ કલાકની નથી પણ ચોવીસ ને ૭ વર્ષની છે. ગોવર્ધનરામે "સરસ્વતી ચંદ્ર" લખ્યો, કુમુદ અને કુસુમનાં સજીવ પાત્રાલેખન કરી, ગુજરાતી આલમ સમક્ષ મૂક્યાં, ત્યારે એ જમાનાનાં આદર્શરૂપ થઇ પડ્યાં: અને કુમુદ અને કુસુમ ઘેરઘેર ગુજરાતમાં જન્મી.

અને પછીથી ન્હાનાલાલની જયા ને ઉષા, કનૈયાલાલ મુન્શીની તનમન પ્રસન્ન ને મંજરી જન્મ્યાં. 'સરસ્વતીચંદ્ર' પછીના બે દાયકા એટલે કુમુદ ને કુસુમ જયા ને ઉષા, તનમન પ્રસન્ન ને મંજરી અને ત્યાર પછીના દાયકામાં હજુ કોઇ સાહિત્યની દુનિયામાં મહાનુભાવ વ્યક્તિ નથી જન્મી: સર્વાંગ સુંદરતા નથી જન્મી એ ઘડતરના કોઇક કોઇક ભાગ હજુ સરજાય છે: એ સૌંદર્યનાં હાડકાં હજુ ઘડાયાં છે. ભેગાં કરી પ્રાણ મૂકવાનો બાકી છે.

એ સૌંદર્યનાં હાડકાં ઘડાયાં તેનો આકાર પહેલા બે દાયકાનાં કુમુદ ને કુસુમ, જયા ને ઉષા, તનમન પ્રસન્ન ને મંજરીએ આપ્યો છે; અને એ હાડકાં ભેગા થઇ સજીવન થશે તે આવતી કાલની ગુજરાતણ.

ગુણસુંદરીના પાત્રાલેખનથી ગોવર્ધનરામે તે વખતની સમાજમાં સ્ત્રીનો આદર્શ, તે વખતની સારામાં સારી, ડાહ્યામાં ડાહી સ્ત્રી એટલે ગુણસુંદરી એમ શીખવ્યું. એકત્ર હિંદુ કુટુંબની સંસ્થા મહીં અજ્ઞાત સ્વતંત્રતા ( Individualism ) પગપેસારો કરતી જતી હતી. તે વખતે વહી જતા જમાનાના એકત્ર હિંદુકુટુંબની આદર્શ ગૃહિણી તે ગુણસુંદરી. કુટુંબજાળમાં ગૂંચવાયલી ગુણસુંદરી એકત્ર હિંદુકુટુંબનું તંત્ર ચલાવનાર અન્ય સ્ત્રીઓ માટે આદર્શરૂપ છે. એટલે એ જમાનામાં એકત્ર કુટુંબની વ્યવસ્થા, નહીં

વ્યક્તિગત સ્વતંત્રતાની, વર વહુના કુટુંબની વ્યવસ્થા સાથેની અથડાઅથડીમાં નવીનતાના મોહમાં તણાવાની જરૂર નથી. જુનું છે તે આટલું બધું સુંદર છે એમ બતાવી જુના મતનું સમર્થન ગુણસુંદરીના પાત્રાલેખનમાં થયું છે.

છતાં સાથે સાથે નવા જમાનાની અસર ગોવર્ધનરામભાઇ ઉપર છે. દમ્પતી પ્રેમ, સ્નેહલગ્ન ને લગ્નની સંસ્થાનો વિસ્તૃત અર્થ, એ બધું બતાવવા તરફ એમનું મન દોડી જાય છે. રમતિયાળ, તોફાની કુસુમ કુમારી રહેવાના કોડ રાખે, પરણવામાં પીડા દેખે, સરસ્વતીચંદ્રને મનથી વરેલી કુમુદ પ્રમાદધનને પરણી, "પ્રમાદધન મુજ સ્વામી સાચા" એવું કુમળા મગજ પર મનોબળે ઠસાવવા મથે એ બધું એ જમાનામાં હિંદુ લગ્નની કૃત્રિમતા સહુ કોઇને સાલતી હતી તેની સાબિતી છે. દુઃખી માનવી વિદ્યાચતુરનાં દુઃખ સમજવાને મધુરમેના ગુણસુંદરી અસમર્થ છે, દમ્પતીજીવનસહચાર માટે યોગ્ય સ્ત્રીશિક્ષણની આવશ્યકતા છે. અને હિંદુ એકત્ર કુટુંબનું તંત્ર ચલાવની ગૃહિણીનું જીવન ગમે તેટલું આદર્શ હોય છતાંયે તે ગૃહજીવનમા દમ્પતીજીવન નથી. એ ગૃહજીવનમાં લગ્નની કૃત્રિમતા છે અને એ **कार्येषु मंत्री** થવા માટે દમ્પતીસહચારને યોગ્ય સ્ત્રીશિક્ષણની ખામી છે—એ તે જમાનાની સ્ત્રીજીવનનું સરવાયું. એટલે એ જમાનાનું સાહિત્ય સ્ત્રીશિક્ષણની આવશ્યકતા અને હિંદુ લગ્નની કૃત્રિમતા તોડવાનું શીખવી રહ્યું છે: અને પછીથી સ્નેહલગ્નની 'ઉષા' ઉગી. "આત્મા ઓળખે તે વર, જે નહીં તે પર" એ વ્યાખ્યા સમાજને શીખવવામાં આવી. એક પત્નીવિધાન જે યૌવન લગ્નમાં સંસ્કાર ભાવ્યા. સમાજને એકત્ર કુટુંબની વ્યવસ્થા રૂચતી બંધ થતી જવા લાગી, વર વહુના કુટુંબોની વ્યવસ્થા વધારે ને વધારે આકર્ષી રહી; એમાં સુખ દેખાયું, એ આદર્શમાં જીવનની સફળતા દેખાઇ; એકત્ર કુટુંબના વ્યવસ્થા જ્યાં જ્યાં જીવતી રહેલી દેખાઇ ત્યાં ત્યાં સર્વત્ર દુઃખ, કલેશ, નિરાશા, પશુતા, દેખાઇ, સાંસ્કારિક મૃત્યુનો ભાસ થયો, એ સાહિત્યે એકત્ર કુટુંબની સંસ્થા સામે પોકાર ઉઠાવ્યો; વ્યક્તિગત સ્વતંત્રતાની હિમાયત કરી, અને વર વહુના કુટુંબના આદર્શો રચ્યા.

કોઇને ચબરાક (Vivacious) 'તનમન' કોઇને (Sprightly) 'પ્રસન્ન' અને કોઈને પ્રતાપી 'મંજરી' ગમી અને તે મુજબનાં ગુજરાતણનાં ચિત્રો રચાયાં.

પરંતુ એ આદર્શોમાં એકધારી પતિભક્તિ કાયમ જ હતી. એ બધા આદર્શોમાં સ્ત્રીજીવનનું અથ અને ઇતિ લગ્ન છે એમ સ્વીકારેલું હતું.

સ્ત્રી માટે લગ્ન તે દમ્પતીજીવનના આદર્શો માટે જ છે, એ વાત નિર્વિવાદ હતી. પણ વિશેષમાં 'ઘરરખુ ગૃહિણી' ને બદલે એ જમાનાને 'નાજુક ને નમણી', 'ફૂલની કળીસમ સુકુમાર' રસિકાઓ જોઈતી હતી. એ જમાનામાં પ્રેમના પ્રથમ પાઠ જ શીખાતા હતા. પ્રેમ શું ચીજ છે એ જમાનો સમજવા મથ્યો નથી. 'પ્રેમ સંસારસાર' છે એટલું જ સમજતો થયો હતો.

અને માનવહૃદયમાં ઉષા ઉગ્યા પછી વિજયતી દેવી જેવી જયા આવી: જયા એટલે એ જમાનાના લગ્નનો આદર્શ અને માનવજીવનની ફિલસુફી.

લગ્નમાં પરિણતિ પામતા પ્રેમની કલ્પનાઓ દૂર દૂર ઉડી અને વ્યોમ-વિહારિણી થઇ. "પરણવું એ તો પ્રભુતામાં પગલાં માંડવાં" એ જીવન-સૂત્ર થયું લગ્નમાં પ્રભુતા ભાળતાં માનવી શીખ્યો, લગ્નના સ્થૂળ દૃષ્ટિબિન્દુથી પર થવાના કોડ સેવ્યા, અને "પરમ પ્રેમ પરબ્રહ્મ" ના મહામંત્રના નાદથી વાતાવરણ ગૂંજી રહ્યું. એટલે યુવકોને રસિકાઓની જ ભૂખ ન હતી, રસિકા જોઇતી હતી પણ સાથે સાથે પ્રેરકતા જોઇતી હતી, "દાસી કે ડોલી" એ બેમાંની એકકે એ જમાનાને નથી જોઇતી. બુદ્ધિનો સહચાર જોઇએ છે. દિલહર મંજુલ ગીત સ્વરે આત્માને હલાવી નાખે એવી હલકથી રાસ ગાઇ, હૈયાની રસિકતાની ઝાંખી કરાવતી રસિકાઓ આ જમાનાએ ઉછેરી છે અને સત્કારી છે પરંતુ હવે,.

"નાથ ચરો ગણુઘોડલે ઘેર રહી હું ગૂંથીશ." એ આદર્શ કાંઇ સમાજને મન મોળો થતો જાય છે અને

'મ્હારે રણલીલાના કોડ' એ કલ્પના આજના જમાનાને ગમે છે. આજનું સાહિત્ય એવી એવી કલ્પનાઓના ચોક પૂરી રહ્યું છે. એટલે આવતી કાલની ગુજરાતણ એવી કંઇક અનેરી હશે.

કંચના સોળ શણગાર સજવામાં, અંગે અંગને આભૂષણોથી શણગારી દેવામાં, ભાત ભાતનાં સુંદર વસ્ત્રો સજવામાં આવતી કાલની ગુજરાતણ આનંદ નહીં માને. ગાંધી યુગની સાદાઈ મહીં શોભા માનશે. શણગાર સજવા કરતાં સાદાઇમાં કલા વધારે જોશે અને સાદાઇ અને કલાના સપ્રમાણ સંયમથી સર્વાંગે સુંદર દેખાશે.

આવતી કાલની ગુજરાતણ 'ન્હાનીશી નારને નાકે મોતી' એ વર્ણનને અનુરૂપ નહીં રહે. એ તો સશક્ત શરીરની, જગત્ જીતવાનું સામર્થ્ય ધરાવતી મહા માયા હશે. એ પતિનો સહચાર યાચવા નીચેથી ઉંચે જોતાં સૌંદર્યની સુઘડતા ગુમાવે એવી વામન આકૃતિની નહીં હશે: એ તો તીરછી નજરથી

નયનનાં નાટક રચતી, પતિને એ ચરણો મહીં નમાવશે; એ પતિ સાથે સમરેખ નયનથી જીવનને જોઇ રહેશે. અને એની રસિકતાનાં અમીપાન. હાવભાવને–બુદ્ધિના ચમકારાને–કરાવશે.

લગ્નની સંસ્થાને જીવનનો અંતિમ ધ્યેય નહીં લેખે. જીવન અમોલું છે, એ સમજતી થશે અને જીવનની ફિલસુફી શોધશે અને એને માટે પોતાના પ્રાણ પાથરશે. લગ્નને એ "સંતતિ કાજે સ્ત્રીપુરૂષે સ્વીકારેલી ગીરનીટ" લેખશે. લગ્ન એ સંસ્કાર છે, એ ભ્રમને ફોડી નાખશે. એ ગુજરાત માટે ગુલામો નહી સરજે. ગુલામોની માતા થવા કરતાં વાંઝણી રહેવાનું પસંદ કરશે.

એ બુદ્ધિવૈભવમાં રાચશે. વિચાર કરી ન શકતી, વિચારની આપ લે ન કરી શકતી, આત્મ નિર્ણય ( *Self determination* ) વિનાની નિર્માલ્ય ગુજરાતણ મટી, આવતી કાલની ગુજરાતણ ચાર કે છ ચોપડી ભણ્યે. ભણેલાં નથી થવાતું એ સમજતી થશે. 'સંદર્ભની માધુરી' વાણી બોલશે. દમ્પતી-મિત્રતા એ ઉત્તમ મિત્રતા છે એ જગતને પુરવાર કરી બતાવશે; એ માટે જીંદગી કુરબાન કરશે. "બુદ્ધિથી ચોંકાવતી, બોલથી રીઝવતી." હસતી ને હસાવતી 'લજ્જાને પ્રગલ્ભતાના ચમકારા કરતી રસિકાઓ, વીરતાનો ઓઢણો ઓઢી, જીવનને ઉજમાળું કરશે.

વહેમ અને જુના થતા જતા રિવાજોનાં બન્ધનોને પુણ્યમાં તોડીને ફેંકી દેવાની હિંમત નહિ હશે ત્યારે એ કર્તવ્યની પ્રેરણા પામે. સમાજને વીંટી વળતા અજ્ઞાનને વહેમનાં વાતાવરણ. આત્માના ઉત્કર્ષને, અંતરની અભિલાષાને જીવન પર્યપણાને, નવીનતાના આકર્ષણને, વ્યક્તિત્વના આવિષ્કારને ઉરાડી દેતા, એની આત્માની પ્રતિભાને પાછું પાડતા–કાળજૂનાં એ પ્રખર વાતાવરણ સામે ઝૂઝશે અને એનો વિનાશ કરશે.

એના જીવનમાં ભીરુતાને સ્થાન નહીં હોય, લજ્જાને પ્રગલ્ભતા વચ્ચે હીંચતી હશે પણ સ્ત્રીત્વની ફુમાશ એ નહીં ગુમાવે. "બગીચામાં ને નગર ચોકમાં, ઉત્સવ પરિધાનમાં ને સમારંભમંડપમાં કે ઘરના ઉમ્બરની અંદર' 'નિત્યવસ્ત્રોમાં કે ગૃહભાવમાં ને ગૃહકામમાં' બધેય એના સૌંદર્યનાં રંગ ઉપટી નહી જાય. આવતી કાલની ગુજરાતણ એ તો પૂર્ણકલાએ સહુ સ્થળે શોભશે.

એ બુદ્ધિના સહચાર માટે જીવશે અને જ્ઞાનના આનન્દમાં એને જીંદગીનો આનંદ સાંપડશે. "સરજનહારના સૃષ્ટિક્રમમાં જીવનનાં નૈવેદ્ય ધરવામાં માનવજીવનની કૃતકૃત્યતા છે," એ શીખી એ કર્તવ્યપરાયણ થશે.

"જીવન એટલે શ્રેય કે પ્રેય" એ કોયડાનો ઉત્તર દેશે કે જીવન એટલે શ્રેય; અને એ શ્રેયને ખાતર, દેશના પ્રેમને ખાતર જીવનના આદર્શોને માટે નૈષ્ઠિક બ્રહ્મચર્યનાં એ વ્રત સેવશે.

જીવન અસત્ નથી પણ સત્ છે; જીવન નિદ્રા કે ઘેન નથી પણ ચિત્‌ની પરમ ચેતના છે. જીવન ઘડીનું હસવું નથી પણ આયુષ્યનો આનંદ છે, એ જીવનસત્યોની પ્રતીતિ કરાવશે.

આવતી કાલની ગુજરાતણ ગુજરાતના પ્રારબ્ધ લેખ લખશે અને "મરીને જીવવાનો મંત્ર" એ એના જીવન-નાવનું સુકાન થશે. આવતી કાલની ગુજરાતણ પતિનું કૃષ્ણે અર્જુનનું કર્યું તેવું સખાપણું કરશે: અને उत्तिष्ठ परंतप युद्धाय, कृत निश्चयः। ની જયઘોષણા કરી જીવનને ધન્ય કરશે. અસ્તુ.

લલિતમોહન ચુનીલાલ ગાંધી.

# શરીર સુખાકારીનાં મિત્રો.

## (કન્યાશાળામાં ભજવવા લાયક સંવાદ.)

[ સ્થળ-બાળકોનો ઓરડો. ]

(નાની બહેન)-(નાની બહેન તેનાં નાનકડા ભાઇને પારણામાં રમાડે છે.)

હાલા વહાલાને અણીઆળા
ભાઇનાં ઘુઘરીયાળાં પારણાં રઢીયાળાં-હાલા.
પારણાના પોપટ વાગણા,
ભાઇલાના બોલ લાગે સોહામણા-હાલા.
પારણે પારણે રે મોતી, વાણું વાયને ભાઇનાં
મુખડાંરે જોતી-હાલા.

(પ્રવેશ કરીને.)

મોટી બહેન-નાની બ્હેન, શું કરે છે? આજે તો કાંઇ ગાંડાની જેમ ક્યારની કાંઇ ગાયા કરે છે?

નાની બહેન-ચુપ, ચુપ, ભાઇ ઉંઘી ગયો છે, તે જાગી જશે. જો તો ખરી. તે કેવો સુંદર ને વહાલો વહાલો લાગે છે. કેટલો સુંદર. મને તો ભાઇ બહુ ગમે છે. જાણે તેની પાસેથી ખસું જ નહિ.

મોટી બ્હેન—બ્હેન, મને પણ ભાઇ બહુ ગમે છે. તેના ગુંચળાવાળા કાળા વાળ કેવા સુંદર છે !

નાની બ્હેન—અને પોપટ જેવું તેનું નાક કેવું મજાનું છે ?

મોટી બ્હેન—પણ તેની આંખો તો જો: કાળી મજાની ભમરો અને તેની નીચે જાણે જાંબુડાં જેવી કીકીઓ. વાહ ભાઇ વાહ ( બચી કરે છે ).

નાની બ્હેન—બા કહેતાં હતાં કે ભાઇને તો દેવે આપણને તો રમવા માટે આપ્યો છે: અને આકાશની પરીઓ તેને જોવા માટે દરરોજ મધરાતમાં આવે છે. પણ આપણે તેમને કેમ દેખતાં નહિ હોઇએ. જો હું તેમને એક વાર દેખું તો પાછી જવા જ ન દેઉં ને ભાઇને ખુબ મઝાનો બનાવી દેવા તેમને કહું: ખુબ રૂપાળો બનાવવા કહું.

મોટી બ્હેન—અને હું તેને ખુબ જોનવર બનાવવા કહુ

હાલા કરોને હુલ કરો, બાઇની ટોપીઓ ફરતાં ફુલ ભરો—હાલા.
ભાઇને તો કોઇ તેડે, તેને તો લાડવા બાંધુરે છેડે—હાલા.
ભાઇ તો મારો ડાહ્યો, પાટલે બેસીને નાહ્યો—હાલા.
પાટલો તો ગયો છે ખસી, ભાઈ તો ઉઠ્યો છે હસી—હાલા.
હાલ વહાલને હાંસી, દુઃખડાં ખુએ ભાઇની માસી—હાલા.

( એકાએક અવાજ થાય છે ને પડદા પાછળથી પ્રકાશ પડે છે ને પરી દાખલ થાય છે. )

નાની બ્હેન—મોટી બ્હેન, આ શું થાય છે ? એકદમ આવું અજવાળું શાનું ?

મોટી બ્હેન—ચુપ રહે, ચુપ રહે, કોઇક પરી આવે છે. આપણે તેને જવા નહિ દઇએ. જો તે ભાઇની પાસે આવતી જણાય છે

પરી ( પ્રવેશ કરીને )—બ્હેનો, તમે શું કરો છો ?

નાની બ્હેન—અમે અમારા ભાઇને રમાડીએ છીએ. તમે કોણ છો ! શા માટે આવ્યાં છો ?

પરી—હું આકાશની પરી છું. મારૂં નામ પ્રકાશ છે: અને તમારા ભાઇને રમાડવા અહીં આવી છું.

નાની બ્હેન—મારી બા કહેતા હતાં તે જ તમે હવે તો હું તમને જવા દેવાની જ નહિ.

પરી—મારી બીજી બ્હેન છે તેને આવવા દો તો જ રહું. તેના વિના

મને ગમે નહિ અમે બંને તમારા ભાઇને ખુબ રમાડીશું અને સાજો રાખીશું.

મોટી બહેન—તે તમારી બહેન કોણ ?

પરી—આ સાથે આવે તે—હવા.

( હવા પ્રવેશ કરે છે. )

બન્ને બહેનો—આવો પરી બહેન, હવા બહેન આવો અમારા ભાઇને ખુબ જોરાવર ને રૂપાળો બનાવો.

હવા—બહેનો તમારો ભાઈ અમને ખુબ ગમે છે. અમે તેને રમાડવા દરરોજ આવીએ છીએ. પણ તમારી બારીઓ બંધ હોવાથી અમે ઘરમાં આવી શકતાં નથી. હવે બારીઓ ઉઘાડી રાખશો તો દરરોજ આવીશું અને ઘડીએ તમારે ત્યાંથી જશું નહિ.

મોટી બહેન—અમારા ઘરને તો ખુબ બારીઓ છે. પણ ભાઇને તો તાઢ ન વાય તેથી તેમને બંધ રાખતાં હતાં. હવે તો તેમને ખુલ્લી જ રાખવાનાં. ( એકાએક બીજો અવાજ થાય છે. )

( સ્વચ્છતા દાખલ થાય છે. )

સ્વચ્છતા—બહેનો. પ્રકાશ ને હવા મારી સગી બહેનો છે. મારે માટે પણ તમારા ઘરમાં વ્યવસ્થા કરશો તો હું તમને બહુ ઉપયોગી થઇશ. હવા ને ઘરમાં દાખલ કરે છે. પ્રકાશ મને મારૂં કામ બતાવે છે. અમે સઘળાં એકઠાં મળીને તમને અને તમારા ભાઇને તંદુરસ્ત ને રૂપાળા બનાવીશું અને દરેક રીતે સુખી કરીશું.

મોટી બહેન—નાની બહેન, જો તો ખરી ભાઇ કેવો દીપે છે ? તેના ચ્હેરાપરની લાલી વધતી જણાય છે ને શરીરના દરેક ભાગમાંથી આરોગ્ય નીતરતું જણાય છે.

નાની બહેન—એમ થવું જ જોઈએ. આવી આવી પરીઓ ભાઇને રમાડે ત્યાં બીજું શું હોય !

[ હવે ખોરાક પ્રવેશ કરે છે. ]

( એક ટોપલીમાં કુમીજ, મુળા, સુરણ વગેરે શાકભાજી તથા બીજી ટોપલીમાં વટાણા, તુવર, દાળ, મગ, ચણા, વગેરે. )

ખોરાક ( પરીઓને )—બહેનો, આજનો તમારો સમારંભ જોઇ, મને આનંદ થાય છે. મનુષ્યનુ કલ્યાણ સાધવા પરમેશ્વરના દૂત તરીકે તમે જે

કામ કરી રહ્યાં છો તેમાં મને પણ અવકાશ આપશો તો હું પણ મારાથી બનતું કરીશ.

સ્વચ્છતા–તમે કોણ છો અને અમને શી રીતે મદદ કરશો?

ખોરાક–મારૂં નામ ખોરાક છે. મારાં અવયવો આ શાકભાજી, અનાજ તથા વેલી પદાર્થોથી બનેલાં છે અને તેમની મદદથી હું દુનિયાને જીવનતત્ત્વ તથા પોષણ આપી શકું છું. પણ બહેન, તમારી સાથે મને રાખશો તો હું ઘણુંજ કરી શકીશ. મનુષ્યો મારો ઉપયોગ વિચારપૂર્વક કરતા નથી. મારૂં અપમાન કરે છે; અને મારા અંગોમાં રહેલા ક્ષારો, મેંદો, ચીકટ પદાર્થો અને પોષકતત્ત્વોનો વિચારપૂર્વક ઉપયોગ કરતા નથી તેથી મને દુ:ખી કરે છે ને પોતે હેરાન થાય છે.

બહેનો, તમારા વિના મને મુદ્દલ ગમતું નથી. મને અંધારા ઓરડામાં રાખવાથી હું ગુંગળાઇ મરૂં છું. માટે હવેથી આપણે ચારે હમેશના જીવનમિત્રો થઇશું ને એક બીજાને મદદ કરીશું.

(પડદા પાછળ અવાજ થાય છે.)

[પરીઓ આમ તેમ જુએ છે ને ત્રણ જણા–વૈદ્ય, હકીમ ને ડૉક્ટર દાખલ થાય છે.]

સ્વચ્છતા–કેમ તમે કોણ છો? કોનું કામ છે?

ડૉક્ટર–હું અંગ્રેજી ને અમેરિકન દવા આપી માંદાને સાજા કરૂં છું આ ભાઇ વૈદ્ય છે તેથી દેશી દવાઓથી દરદીને આરામ આપે છે ને આ ભાઇ હકીમ છે. તેઓ યુનાની દવાથી દેશસેવા કરે છે.

સ્વચ્છતા–તમારૂં અહિં આવવું કેમ થયું?

ડૉક્ટર–જે કામ માટે તમે આવ્યાં છો તેજ કામ માટે અમે આવ્યા છીએ. તમે આ ઘરના માણસો ઉપર આશીર્વાદ વરસાવો છો. અમે પણ તેઓ માંદા થશે તો સાજા કરીશું.

સ્વચ્છતા–અમે જ્યાં હોઇએ ત્યાં કોઇ માંદું પડતું નથી તેથી તમારી જરૂર આ ઘરમાં રહેશે નહિ.

વૈદ્ય–તો અમે ક્યાં જઇએ; અમારે માટે સેવાનું ક્ષેત્ર ક્યાં? આયુર્વેદનો અભ્યાસ કર્યો તેનો ઉપયોગ શો?

હકીમ–મેં તો જુનામાં જુની કીતાબો મોટે કરી છે. મારે કોનો સેવા કરવી.

ડૉક્ટર-માગ જેવા કુશળ માણસો આ જગતમાં બહુ જ છે. તેઓ સઘળા શું કરશે?

સ્વચ્છતા-હા, તમારી અમને દયા આવે છે પણ છેલ્લાં પાંચ વર્ષથી નામદાર વાઇસરોય સાહેબની આગેવાની અને આશ્રય નીચે હિંદના લોકો બાળસપ્તાહ ઉજવે છે તેથી અમારા તરફ લોકોને પ્રેમ વધતો જાય છે તેથી અમારી તમને તાકીદ છે કે જ્યાં અમે હોઇએ ત્યાં તમારે ન આવવું. જે લોકો અમને સંભારતા ન હોય અથવા અમારે માટે પોતાનાં દ્વાર બંધ રાખતા હોય તેમને ત્યાં તમારી સહાનુભૂતિ ને સેવાભાવના દર્શાવવી, તથા તમારી વિદ્યાનો ઉપયોગ ખુશીથી કરવો ને લોકોને અમારી ઉપયોગિતા દર્શાવી, અમારા કામમાં મદદ કરવી. બસ, તમને અમારા રામ રામ. બસ, તમને અમારા રામ રામ. ફરી કોઇ વખત અમારો વાસ હોય ત્યાં આવવા તસ્દી ન લેતા.

[ ડૉક્ટર, વૈદ્ય ને હકીમ જાય છે ( દિલગીર ચ્હેરે ). ]

નાની બ્હેન-મોટી બ્હેન, આ પરીઓએ આવા સારા ગૃહસ્થોનું અપમાન કર્યું છે તે સારૂં ન થયું.

ડૉક્ટર સાહેબ બાપાજીને દરરોજ દવા આપવા આવે છે ને માજી તો એઓ ન હોત તો સાજાં થાત નહિ.

મોટી બ્હેન-હા, હું પણ એમજ માનું છું. પણ આકાશની દેવીઓએ જે કર્યું તે સારૂં જ હશે.

સ્વચ્છતા-મેં તેમને રજા આપી અત્રે આવવા ના કહી છે. પણ તેમને નવું કામ સોંપ્યું છે, એમાં આવા હોંશિયાર ડૉક્ટરો ઘણુંજ કરી શકશે. લોકોને મંદવાડ વખતે દવા આપવા જાય તેના કરતાં તેમને માંદા થતાં અટકાવે એ ઘણું મહત્ત્વનું કાર્ય ગણાય. તમારી ઇચ્છા હોય તો ચાલો આપણે તેમની પાછળ જઇએ અને તેઓ શું કરે છે તે જોઇએ.

પછી પ્રકાશ, હવા, ખોરાક-હા ચાલો જઇએ. સૌ જાય છે. ( પડદો )

## પ્રવેશ ૨ જો.

( એક જુના જમાનાનું કુટુંબ: કમળાબ્હેન પોતાના માંદા કીકાને પવન નાખે છે; જમનાબ્હેન તેમને મળવા આવે છે. )

જમનાબ્હેન-કેમ કમળાબ્હેન, આજે કીકાને કેમ છે? મારા પાડોશમાં હમણાં જ એક વિલાયતમાં પાસ થયેલા ડૉક્ટર આવ્યા છે, તેમને

હું કહેતી આવી છું કે તમારા કીકાને જોવા આવે; અને કોઈક દવા આપે. આજકાલ એ એટલા બધા વખણાય છે કે હજારો લોકોની ભીડ તેમને ત્યાંથી મટતી જ નથી. તેઓ હમણાં જ જોવા આવશે એમને ઘેર તો ટંકશાળ પડે છે.

કમળાબ્હેન–બ્હેન, કીકાને કાંઇ ફાયદો થતો નથી. નાતમાં જમવા ગઇ તેથી એને કોઇકની નજર લાગી છે ને તે તો સારો થતો જ નથી. તમે આવ્યાં તે સારૂં થયું. આજ તો તેની નજર બાંધવાનો વિચાર કરૂં છું. મફત નજર લાગી છે તેમાં ડૉક્ટર બિચારો શું કરે! ઘેર આવવાના તે કેટલા પૈસા લે છે?

જમનાબ્હેન–ઘેર આવવાના રૂપિયા ૫) લે છે: ઉપરાંત ગાડીભાડાના રૂ. ૨) ને દવાના પૈસા તો ૮-૧૨ આના જૂદા

કમળાબ્હેન–ના બા, મારે એમનું કામ નથી. અમે ગરીબ માણસો આટલા બધા પૈસા ક્યાંથી લાવીએ. કીકાનો બાપ આખો દહાડો વૈતરૂં કરે ત્યારે સંજે આઠ આના ભાળે છે. દાક્તરને આટલું બધું ક્યાંથી આપીએ? નજર બાંધીશું એટલે સારૂં થઇ જશે આ થાળી ને વાડકો લાવી છું; અને તમે આવ્યાં ત્યારે નજર બાંધતાં જાઓ.

( નજર બાંધે છે. )

જમનાબ્હેન-આ હા હા ! બહુ નજર લાગી છે. વાડકો ઉભકનોયે નથી.

( ડૉક્ટર પ્રવેશ કરે છે. )

ડૉક્ટર–જમનાબ્હેન, અહિં જ આવવાનું હતું ને. કીકાને શું વરતાય છે લાવો જોઇએ.

( થરમોમીટર, સ્થેટોસ્કોપથી તપાસે છે. )

સારૂં છે. મટી જશે, એને ફક્ત આરામની જરૂર છે. ઘરનાં બારી બારણાં ઉઘાડી નાંખો. હવા, અજવાળું આવવા દો; અને ફક્ત દુધ, ખીચડી, નારંગી, અને મોસંબીનો રસ ખાવામાં આપશો. તમે લોકો ખાવાપીવામાં કાળજી ન રાખો અને હવા અજવાળું બંધ કરો છો તેથી આવું થાય છે. સંભાળ રાખી હોત તો કાંઇ ન થાત. હવેથી મોકળાશ, ચોકખી હવા, સારો ખોરાક, પ્રકાશ અને સ્વચ્છતા રાખશો, એટલે દવાની જરૂર નહિ પડે. આ વખત દવા મોકલું છું.

જમનાબ્હેન–સાહેબ, આપને શું આપવાનું છે.

ડૉક્ટર–તમે કહેતાં હતાં તે ઉપરથી જણાય છે કે આ કુટુંબ ગરીબ

છે તેથી તેમની પાસેથી મારે કાંઇ લેવાનું નથી. હવા મારી ધર્માદા હૉસ્પી-ટાલમાંથી મોકલું છું.

[ પરીઓ નાની બ્હેન વગેરે પ્રવેશ કરે છે તથા ઉપરની હકીકત સાંભળે છે. ]

મોટી બ્હેન—નાની બ્હેન, જો, આપણી પરીઓની વાતની આ લોકોને સારી અસર થઇ છે. હવે તેઓ માંદાની માવજત કરતાં, તેમને માંદા ન પડે તેવો બોધ આપે છે; અને માંદા પડે તો પરીઓની મદદથી જલદી સાજા કરવામાં રોકાય છે તેમની ધર્માદા તરફની વૃત્તિ કેળવાતી જાય છે.

હવા—આજનું આપણું કાર્ય જોઇ મને બહુ આનંદ થાય છે. લોક સુખાકારીના કાર્યમાં આપણો સૌનો હિસ્સો આપી ચૂક્યાં છીએ. હવે લોકો પોતાનો સ્વાર્થ જોઇ શકશે અને આ દુનિયામાં પરમકૃપાળુ પરમાત્માએ પરમ સુખનો આસ્વાદ લેવા જીવનનું નિર્માણ કર્યું છે, તેનો યોગ્ય અનુભવ તેઓ લેશે. આ મંગલ પ્રસંગે બીજું તો શું પણ કૃપાળુ પરમાત્માની સ્તુતિ કરવી આવશ્યક જણાય છે.

(મહાલક્ષ્મી ટ્રેનીંગ કોલેજનાં શિક્ષકોના સૌજન્યથી.)

## રાસ અને ગરબા.*

જુદા જુદા પ્રાન્તનું દેશી સંગીત ત્યાંના લોકોની રૂચિ અનુસાર જુદું જુદું હોય છે. ગરબાનું સંગીત એ ગુજરાતનું દેશી સંગીત કહી શકાય. હિંદુસ્થાનમાં ગરબા ગરબીઓના ઢાળ અને તે ગાવાની પદ્ધતિ—ફરતાં જઇ તાળી પાડતાં જવું—એ તો માત્ર ગુજરાતમાં જ છે. ગુજરાતની આ અનેરી વિશિષ્ટતા છે ગુજરાતમાં દેશી સંગીતના જે ઢાળ પ્રાચીન કાળથી ચાલતા આવ્યા છે તેમાં મુખ્યત્વે કરીને પદ, રાસ, ગરબીઓ, ભજનો વગેરે ગણવાં પડે. જૈન "રાસાઓ" માં 'અમુક ગીતનો ઢાળ' એમ ઢાળ તરીકે જે દેશી ગીતનો ઉલ્લેખ કરેલો હોય છે તે તેના ઉપડના ચરણ ઉપરથી બહુ મધુર કલ્પના ખડી કરે છે. ગરબાના સાહિત્યનું આ પુરોગામી દેશી સંગીત છે. એ અસલી ગીતો ખોળવા જેવાં છે. આ સિવાય કાઠિયાવાડી સાહિત્ય-માંના સોરઠિયા દુહાનો રત્નભંડાર પણ અણમૂલું દેશી સંગીત છે.

* "લલિતકલા અને બીજા સાહિત્ય-લેખો" એ નામનો લેખિકાનો નિબંધ સંગ્રહ છપાય છે તેમાંથી એક અપ્રસિદ્ધ ભાગ

"ગુજરાત જ જેની જન્મભૂમિ છે એવા દેશી ગીતપ્રબન્ધોમાં ગરબી, ગરબા ને રાસડા છે ગુજરાતની ભાષાને ખોળે તે જન્મ્યા છે: સાદા નૃત્યના ઉત્સાહ ને ઉમંગ તથા ગીતની હલક ને હીંચ: એવા ચિરંજીવ અંશ એ ગીતપ્રબન્ધમાં છે. સાથે સાથે રસિક જનોમાં ધીમું ધીમું ઢોલક પણ એ સંગીતના જ વિવિધ અંગોની રમ્ય ફૂલગૂથણી કરે છે. સુન્દરીઓના હૃદયમાં અખંડ વાસો મેળવનાર આ લોકસાહિત્યનું જીવન શિષ્ટ સાહિત્ય કરતાં યે ઘણીવાર ચિરંજીવ થવા સરજાયું જણાય છે. એ ગીતની હલક હાલરડાંમાંથી સાંભળતો બાળક આંગણાના ચોકમાં રાસડા લેતી સ્ત્રીઓના તાળીઓના તાલ સાથે સાંભળતાં સંગીતમુગ્ધ બને છે. આપણે ત્યાં શાસ્ત્રીય કે ઉસ્તાદી સંગીત ઓછું હશે; પરંતુ, ગીત, ધોળ કે રાસડાનું લોકભોગ્ય સંગીત તો પુરાણા કાળથી ચાલતું આવેલું છે." સંગીત સાંભળીને માથુ દૂખવા આવતું હોય એવા સંગીત જડોના દાખલા રસિક ગુજરાતીઓમાંથી ભાગ્યે જડશે.

ગરબા, રાસડા અને ધોળ એ સ્ત્રીસગીતનો મુખ્ય ભાગ છે. ગુજરાતની સ્ત્રીઓનો જ એ વારસો છે. ગુર્જર સુન્દરીઓના ગરબાઓથી મુગ્ધ થતાં કવિવર ટાગોર પણ ઘડીભર ગુજરાત કનેથી એ શીખી લેવા તૈયાર થયા હતા. ગુજરાતણોએ પોતાની આવી પ્રેમાળ વૃત્તિ અને રસિક અભિરૂચિ-એ બન્નેના મિલનવડે ગૃહસ્થાશ્રમને સુખમય બનાવ્યો છે. પુરાણોમાં જે રાસની વાતો વાંચિયે છિયે તે "રાસ" આજે પણ ગુજરાતમાં આપણને જોવા મળે છે.

"જેમ એક કાવ્ય માત્ર શબ્દોનો સમૂહ નથી, જેમ એક ચિત્ર રંગ અને રેખાઓનો સંચય નથી તેમ એક ગીત માત્ર સ્વરોનો સંગ્રહ નથી. રસ કે ભાવ એનો જીવ છે; અને પ્રબધ એનો દેહ છે...ગુર્જરસંગીતનું પ્રધાન અંગ ગુજરાતની ગરબી, તે સંગીતનાં સર્વ અંગો શુદ્ધ અને સાદા સ્વરૂપમાં ધરાવે છે. સંગીતમાં ભાવદર્શન વિષયે સંગીતધ્વનિકાવ્યનું પદ ભોગવતી ગુજરાતની ગરબી-એ ગુર્જર સંગીતના સૌભાગ્યનો ચાંદલો છે: એ ગુર્જર સુંદરીઓનુ સ્ત્રીધન છે ગુજરાતના સ્ત્રીજીવનનો એ સાચો ઉચ્છ્‌વાસ છે."*

ગુજરાતની રહેણીકરણી અને દરેક રીતરિવાજ પણ રસથી ભરેલા છે. શોકને મ્હોત્સવ દેવાનો પ્રચાર ગુજરાતમાં જ છે. ભલભલાનાં કાળજાં કંપાવે એવા કરુણ 'રાજિયા' માં કરુણરસના પ્રલંબ સૂરો સ્ત્રીસમાજ જમાવે છે ત્યારે તેમાં પણ સંગીતની મેળવણી કરેલી હોય છે.

---

* શ્રી મનહરરામ મહેતાનો "ગુર્જર સંગીત" એ નામનો લેખ. 'ગુજરાત,' પુ ૧. અં. ૧, ચૈત્ર ૧૯૭૮.

"ગુર્જર નારીએ કેટકેટલું ગાયું છે! એણે તો સીમન્તનાં ગીતોથી શરૂ કરીને ગર્ભમાં બેઠેલા બાળકને ગીત–રસ પીવાડયો છે. પૃથ્વીપર પહેલવહેલા એ બાલકના કાન મંડાતાંજ, તેમાં માતાના મુખનું જ ગીતામૃત રેડાયું છે. એને નીંદરની લહેરો પણ માતાના હાલરડામાંથી મળી છે. બાળક ન્હાતો ન્હાતો પણ માતાની સ્વરધારામાં ભીંજાતો ગયો છે એની રમતોનાં જોડકણાં પણ કોઇ અજાણી માતાએ જ રચી દીધાં હોય છે. એ નિશાળે બેસે, જનોઇ ધારણ કરે, વરે, પરણે, અને જગતમાં સંતતિની બેટ ધરે, ત્યારે પણ જનેતાએ જ એના જીવનમાં ગીતોનાં અમૃત સીંચ્યાં છે. આખરે એના મૃત્યુ ઉપર પણ માતાએ જે રૂદન કર્યું છે, તેમાં યે એણે વિલાપનું મર્મવેધક ગીત મૂક્યું છે. જેને જગત 'છાજિયાં' કહીને નિંદા છે, તે માતાના હૃદયનું કરણુ ગાન નથી તો બીજું શું છે!"*

એક ઠેકાણે આચાર્ય આનન્દશંકરભાઇએ લખ્યું છે કે, જેમ મહારાષ્ટ્રીઓએ હરિકીર્તનને ધર્મોપદેશના સાધન ઉપરાંત એક મનોહર કલા તરીકે તેને સ્થાપ્યું અને વિકસાવ્યું, તેમ ગુજરાતે હિન્દુસ્થાનની સંગીતકલામાં સ્ત્રીઓનો ગરબો અને ગરબીનું મનોરંજક સાહિત્ય આપીને, એક વિશિષ્ટ અંગ ઉમેર્યું છે.

આમ, નવરાત્રિમાં અને વાર તહેવારના પ્રસંગોએ ફરીને ગાવાના ગરબા, લગ્નાદિ માંગલિક પ્રસંગે ગાવાનાં ધોળમંગળ, મૂવા પાછળ ગવાતા રાજિયા, ઘંટીએ બેસીને ગવાતાં ગીત, અને બાલકોનાં હાલરડાં—એ સ્ત્રીઓના ઉપભોગમાં આવતું ખાસ સાહિત્ય છે. આ સાહિત્ય સ્ત્રીઓએ જાતે રચેલું હોય કે પુરુષે રચેલું હોય: તોપણ એ પોતાને માટે છે એમ તેમને લાગતું ત્યારે તે કંઠસ્થ કરી લેતી; અને એ સાહિત્યના સંસ્કારથી એમનું એકસરખું, કૌટુમ્બિક જીવન પણ સંસ્કાર પામી ઉન્નત બનતું. સ્ત્રીઓના માનસિક બંધારણ સાથે એકરૂપ થઇ જનારું, અને તેમના મનોભાવને પરિચિત વાતાવરણમાં તેમની સંમતિથી જ જાણે બન્યા કરતું ન હોય એવું આ સ્ત્રીસંગીતનું સાહિત્ય છે. ખરેખર, "ગુજરાતણોનું, પરણેતરના પટોળા જેવું, પણ ન ગળે એવું જે સ્ત્રીધન તે રાસ. રાસ એટલે સ્નેહ–સૌંદર્યની પવિત્ર લીલાનાં રસબેસન."+

* શ્રી. ઝવેરચંદ મેઘાણી સંપાદિત "રઢિયાળી રાત" ભાગ. ૧ 'પરિચય' પૃ. ૩

+ શ્રી. કેશવ હ. શેઠકૃત 'અંજલિ' નો 'વસ્તુનિર્દેશ'.

ગરબાનું પ્રાચીન મૂળ 'રાસ' માં જોઇ શકાય છે. શ્રીકૃષ્ણગોપીનો રાસ સૌથી પ્રાચીન રાસ છે. નટરાજ શંકર તાંડવ નૃત્ય કરે છે, ત્યારે તેમના ગણો જુદાં જુદાં વાદ્યોથી તેમને સાથ આપે છે: એ નૃત્યમાં મુખ્ય વ્યક્તિ નટેશ્વર જ રહે છે પરંતુ શ્રીકૃષ્ણગોપીના રાસમાં તો જેટલાં રાસમાં હતાં તે બધાંનું એકત્ર સંગીત તે 'રાસ' બને છે. પ્રત્યેક કહાન અને અને ગોપી આ રાસનાં જ અંગભૂત હતાં. શરદ પૂનમની રાતને છ માસની રાત્રિ કરી, શ્રીકૃષ્ણે ગોપાંગનાઓને રાસ રમાડયો હતો તે પ્રસંગમાંથી આપણા બધા ગરબાનું મૂળ હોય એમ લાગે છે આ વખતે 'રાસ'નો અર્થ માત્ર રસપૂર્વક ગીત તે રાસ, એટલો થતો હશે. વળી રાસ એટલે એકલું ગીત નહિ; પરંતુ એમાં ગીત સાથે નૃત્ય અને વાદ્યનો પણ સમાવેશ થાય છે. એટલે નૃત્ય, વાદ્ય અને ગીત એ ત્રણેનું એકત્રિત સ્વરૂપ તે રાસ.

"રુડી શરદ પૂનમની રાત રેઃ સુન્દર વેણુ વાગે, વેણુ વાગે.
મ્હારો વ્હાલોજી રમિયા રાસ રેઃ સુન્દર વેણુ વાગે વેણુ વાગે.
વહાલે નટવર ધરિયો વેશ રેઃ સુન્દર વેણુ વાગે, વેણુ વાગે.
એના ઘુઘરિયાળા કેશ રેઃ સુન્દર વેણુ વાગે, વેણુ વાગે.
મુખે ગાય ને લે છે તાળી રેઃ સુન્દર વેણુ વાગે, વેણુ વાગે.
એક એકની વચ્ચે હાથ ઝાલી રેઃ સુન્દર વેણુ વાગે, વેણુ વાગે."

એ આપણા લોકગીતમાં આખી રાસક્રીડાનું જ સુન્દર વર્ણન છે.

પ્રેમ એ ગુજરાતની સ્ત્રીઓનું ખાસ સ્વભાવલક્ષણ છે; વળી રાસરસિયા કૃષ્ણચંદ્રે આપણા દેશને જ સ્વદેશ કીધો હતો. એટલે કહાનગોપીના રાસનો જૂનો પરિચય આપણને હોય, અને એ કહાનગોપીની લીલા આપણે ત્યાં અખંડ ગવાતી રહે એમાં નવાઇ પામવા જેવું કશું નથી. ગરબા અને રાસડા એ ગ્રામ્યજીવનનો મુખ્ય આનન્દ છે; એટલે ગોપજીવન ગાળતા આપણા સમાજમાં ગોપેશ્વરની લીલા ખૂબ પ્રિય થઇ પડે જ. રાસનો ગુજરાતમાં સત્કાર અને પ્રચાર. આ કારણોને લીધે, ઘણા સૈકાઓ પહેલાંનો હોવો જોઇએ.*

---

* શાર્ઙ્ગદેવ (ઈ. સ નું તેરમું શતક,) 'સંગીતરત્નાકર' ના સાતમા 'નર્તનાધ્યાય' માં નૃત્યના ભેદ વર્ણવતાં લખે છે કે મહાદેવે પાર્વતીદ્વારા 'લાસ્ય' નૃત્યનું રહસ્ય ભરતની આગળ કથન કરાવ્યું: પાર્વતીએ બાણની પુત્રી ઉષાને એ લાસ્ય શીખવ્યું. ઉષાએ દ્વારકાની ગોપીઓને શીખવ્યું; તે દ્વારકાની ગોપીઓએ સૌરાષ્ટ્ર દેશની સ્ત્રીઓને શીખવ્યું; અને સૌરાષ્ટ દેશની સ્ત્રીઓએ વિવિધ દેશની સ્ત્રીઓને તે શીખવાડયું એવી રીતે પરંપરાથી પ્રાપ્ત થયેલું લાસ્ય લોકો વિષે પ્રતિષ્ઠા પામ્યું.

નરસિંહ મહેતાને ગોપનાથ મહાદેવના અનુગ્રહથી રાસલીલા જોવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું. એ ધન્ય પ્રસંગને એમણે "રાસસહસ્રપદી" ને નામે પદોમાં અંકિત કર્યો છે. એમાંથી રાસવર્ણનની કેટલીક લીટીઓ અહીં ઉતારીએ:

"આજ વૃન્દાવન આનંદસાગર, શામળિયો રંગ રાસ રમે:
નટવર વેશે વેણુ વગાડે, ગોપીને ગોપાળ ગમે.
એક એક ગોપી સાથે માધવ, કર ગ્રહી મંડળીમાંહે ભમે:
તાતાથૈ તાથૈ તાન મીલાવે, રાગ રાગણીમાંહે ઘૂમે.
સોળ કળાનો શશિયર ઉડુગણસહિત અધે બ્રહ્માંડ ભમે:
ધીર સમીરે જમુના તીરે, ત્રિવિધ તનના તાપ શમે."

× × × ×

---

જુઓ:–

"लास्यमस्याग्रतः प्रीत्या पार्वत्या समदीदिशत् ।
पार्वती त्वनुशास्ति स्म लास्यं बाणात्मजामुषाम् ।
तया द्वारवतीगोप्यस्ताभिः सौराष्ट्रयोषितः ॥ ७ ॥

ताभिस्तु शिक्षिता नार्यो नानाजनपदास्पदाः ।
एवं परम्पराप्राप्तमेतल्लोके प्रतिष्ठितम् ॥ ८ ॥"

આમ 'લાસ્ય' જેવા સ્ત્રીસહજ નૃત્યનું જન્મસ્થાન પ્રાચીન સમયથી સૌરાષ્ટ્ર હતું–એ હકીકત 'ગરબા' ની સંસ્થાની ગુજરાતમાં પ્રાચીનતા સ્થાપવા માટે મહત્ત્વની છે.

પ્રાચીનો જેને 'हल्लीसकम्' અને 'रासकम्' કહે છે ને બન્ને એક જ હતાં એમ હેમચંદ્રની દેશીનામમાલા (૮/૬૨), તેમ જ ધનપાલની પાઇઅલચ્છીનામમાલા (શબ્દ ૬૭૨) જોતાં જણાય છે. 'રાસ' એટલે ગોપલોકોની ક્રીડાનો એક પ્રકાર–એમ મેદિનીકોષ અર્થ આપે છે. જેમાં મંડલાકાર નૃત્ય હોય છે અને જે નૃત્યમાં એક નેતા હોય છે–જેમ ગોપસ્ત્રીઓમાં હરિ તેમ–એ પ્રમાણે થતા ગેય પ્રકારને 'હલ્લીસક' કહેતા; અને જેમાં સોળ, બાર અથવા આઠ નાયક કે નાયિકા હોય–(કે પછી ઠેઠ ચોસઠ યુગલ સુધી હોય) તે બધાં મળીને વિવિધ તાલ અને લયથી જે ગીત ગાતાં–તે ગીત 'રાસક' કહેવાતું. આ આખી ક્રિયામાં ગરબા અને રાસડાની ક્રિયાનું મૂળ સામ્ય હું જોઉં છું. આમ ગરબાનું મૂળ સ્થાન ગોપીના રાસમાં છે ને ઉપરનાં પ્રમાણોથી સાધાર કરે છે.

—સંપાદક. (મંજુલાલ મજમુદાર)

"તાલ શું તાલ તે મેળવે સુંદરી, કર સાહી કૃષ્ણજી સંગ નાચે."

× × ÷ ×

"જેમ જેમ વહાલો વેણ વગાડે, તેમ તેમ નાચે નારી રે:
શરવે સાદે ગાયે ગોપી, રીઝવિયો મોરારિ રે.
રૂમઝુમ રૂમઝુમ નેપુર વાજે, વાદે વેણા વાયે રે:
તાલ મેળાવે મહારસ માતી, માનની મોદ ન માયે રે"

"હરિ રાધાનો રાસ" વર્ણવતાં, રાસ પ્રસંગે દીવી ઝાલીને ઊભા રહેલા નરસિંહ મહેતાએ, આવો રાસ રમવાના કોડ એક ગોપીને મુખે બહુ સુન્દર ગીતદ્વારા વર્ણવ્યા છે:—

"અમને રાસ રમાડ વહાલા! મધુરો બસ બજાડ વહાલા!
થૈ થૈ નાચ નચાડ વહાલા! વૈકુંઠથી વૃન્દાવન રૂડું
તે અમને દેખાડ વહાલા!

વૃન્દાવન રળિયામણું રે, શરદ પૂનમની રાત વહાલા!
લલિત ત્રિભંગી શોભા બની, ત્યાં દીસે નવલી ભાત, વહાલા!
અમને રાસ રમાડ વહાલા!

એક હરિશું તાળી દે, ને બીજી કુંકુમ રોળ: વહાલા!
હરિ રાધા જ્યાં રાસ રમે ત્યાં, ઝાઝા નાદ ઝકોળ વહાલા!
અમને રાસ રમાડ વહાલા!"

"રાસમંડળનો ગરબો" રચનાર દયારામભાઈએ પણ

"વૃન્દાવનમાં થનકથા થેઈ થેઈ—
રમે રાધા કૃષ્ણ રાસ (૨)
તાળી લેઈલેઈ લેઈલઈ
બીજુ નહિ નહિ નહિ નહિ
વૃન્દાવનમાં થનકથા થેઇ થેઇ."

—એ કડીથી શરૂ થતી સુન્દર અને શ્રુતિમનોહર ગરબી રચી છે.

કાઠિયાવાડમાં આજે પણ "રાસડા લેવા" બોલ પ્રચલિત છે. 'રાસડે રમતું' એટલે સ્વચ્છંદે લહેર ઉડાવતી એવા અર્થમાં એ પ્રયોગ રૂઢ છે. રણછોડજી દિવાનના 'ચંડીપાઠ'ના ગરબામાં (કવચ ૫ મું) આ જ અર્થમાં એ વાક્યખંડ વપરાયો છે:

"જરખ ને શિયાળ રાસડે રમશે."

આ પ્રાચીન રાસ અગર રાસડાનું, પાશ્ચાત્ય સાહિત્યમાં સાચું ખોળિયે તો તે Ballad છે. એની વ્યાખ્યા આમ બાંધેલી છે: "ગોળ કુંડાળે નૃત્ય કરતી મંડળીની ગતિના તાલ સાથે એકતાન બનીને ગવાતું લોકગીત તે 'બૅલેડ.' લોકોએ રચેલું, લોકોને માટેજ રચેલું અને લોકોનીજ મુખ પરંપરાએ ચાલ્યું આવેલું એવું આ રાસસાહિત્ય; એની શૈલી, રસ અને ઘટનાને લીધે બહુ પ્રાચીન છે.

આ રાસમાંથી આપણા 'ગરબાની' ઉત્પત્તિ શી રીતે અને કેટકેટલી પરિસ્થિતિ વટાવીને થઇ, તે હવે વિચારિયે.

નવરાત્ર પછીની વિજયાદશમીએ જે ઉત્સવ કરવામાં આવે છે તે ઉત્સવ ખેતીપ્રધાન પ્રજાનો છે: કારણ કે માણસનો કુદરત ઉપરનો મ્હોટામાં મ્હોટો વિજય તે ખેતી છે. ભાગવતમાં પૃથુરાજાએ પૃથ્વીરૂપી ગાયને દોહી હતી એમ કથા આપી છે. એ રાજાએ ટીંબાટેકરા અને ખાડાખૈયાવાળી ઊંચીનીચી પૃથ્વીને ખોદી, પૂરીને ધનુષ્યની અણીથી સરખી બનાવી દીધી. એવી સમાન થયેલી પૃથ્વી ઉપર જલસિંચન કરીને બીજારોપણ કર્યું એટલે પૃથ્વીરૂપી કામધેનુએ નવ ધાન્યની લક્ષ્મી રાજાને ચરણે ધરી. એ પ્રમાણે ત્યારથી આખું વર્ષ ભૂમિમાતાનું સેવન કરી, પૃથ્વીને ખેતીને લાયક બનાવવામાં આવી અને મનુષ્ય મનગમતો માલ શરદઋતુમાં ઊતારી શકતો થયો ત્યારથી મનુષ્યની પ્રાચીન સંસ્કૃતિનો આરંભ થયો એમ ગણી શકાય.

"ખેડેલી જમીનમાં નવ જાતનું ધાન્ય વાવી, કૃત્રિમ જળનું સિંચન કરી, તેમાંથી પોતાની આજીવિકા અને ભવિષ્ય માટે સંગ્રહ જેટલું અનાજ જે દિવસે માણસ મેળવી શક્યો તે દિવસ માણસને માટે ભારેમાં ભારે વિજયનો હતો. તે દિવસનું સ્મરણ હમેશાં તાજું રાખવું એ કૃષિપ્રધાન આર્યલોકોનું પ્રથમ કર્તવ્ય હતું જમીન ખેડવાની કલા, સુતર કાંતવાની કલા, દેવતા સળગાવવાની કલા, અને માટીમાંથી પાકો ઘડો ઘડવાની કલા—આ ચાર કલા માનવી સંસ્કૃતિનાં આધાર સ્તમ્ભરૂપ છે." * આ ચારે કલાનો ઉપયોગ કરીને નવરાત્રમાં પારણાંનો કૃષિમહોત્સવ આપણે ઉપજાવી કાઢ્યો છે.

ગુજરાતમાં, ઘેરઘેર નવરાત્રિના દિવસોમાં અડાયાં ને માટીનું ખેતર બનાવી તેમાં ઘઉં અને જવ વાવી વચ્ચે ઘટ-સ્થાપન કરી, એ ઘડાની પૂજા આપણે કરિએ છિએ. પાસે, નવે દિવસ હાથે કાંતી પીંજીને વણેલી દીવેટનો

* 'કાલેલકરના લેખો,' ભા. ૧, પૃ ૧૮૭

અખંડ દીવો પ્રકટાવિયે છિયે. લીલા કુંજતગાર યવાંકુરો (જવેરા) થી ઢંકાયલું ઘટમાં સ્થાપન કરેલાં માતાજીનું શ્રીફલ, હળદર, કુંકુમ, અને ફની ચુંદડીથી કેવું શોભે છે! ત્યાં પાસે બેસી, માતાજીની કૃપાયાચના કરતાં ધોળ, ગરબા, ગીત વગેરે ગાવાથી કેવું રળિયામણું લાગે છે! એમ નવે દિવસ સુધી અખંડ ઉત્સવ જેવું આપણે પાળિયે છિયે. દસેરાને દિવસે, પારણાનુ ભોજન થયા પછી માજીનું વિસર્જન થાય છે. તે વખતે ત્યાં પેલો અખંડ બળતો દીપ એકાએક ઝાંખો થયેલો દેખાય છે; અને ઘરમાં બધે જાણે સૂનું સૂનું લાગે છે!

એ નવરાત્રના ઘટસ્થાપનમાંથી "ગરબા"ની ઉત્પત્તિ છે: અને પાસે અખંડ પ્રકાશના દીપમાંથી "માંડવી" + (સં. मण्डपवती, પ્રા. मडपवई–मंडवई) ની દીપમાળ આપણે બનાવી છે.

સ્થૂલ ગરબાની કલ્પના, આમ "या देवी सर्वभूतेषु मातृरूपेण संस्थिता।" –એવી જગજ્જનનીની નવરાત્રપૂજાના ઉત્સવમાંથી જન્મી લાગે છે. શ્રી. મેઘાણી લખે છે: "આપણે ક્ષુદ્ર ગણી કાઢેલી સ્ત્રીઓએ કરેલી એ કલ્પના છે. 'ગરબો' બીજે ક્યાંય, કોઇપણ દેશમાં કે ગુજરાત સિવાય કોઇપણ પ્રાન્તમાં સરજાયો નથી. માટીના એ નાનકડા ને નજીવા વાસણમાં દીવાનો પ્રકાશ પૂરી દેવો, અને પછી સો સો છિદ્રો વાટે એનાં કિરણોને રમતાં મેલવાં: ચોફેર ફરતી, તેજ અને છાયાની જાળીઓ છવાઇ જાય; પ્રકાશનાં જાણે મોતી પરોવીને ગાલીચા ચંદરવા પાથર્યા હોય ની! કિરણોની કેવી રમણીય ફુલગુંથણી! અને એ ગરબો પોતાને માથે મૂકીને કન્યાઓ જ્યારે ચાલે ત્યારે તો પ્રત્યેક માથા ઉપર એકેકું આકાશ ખડું થાય. કેટલાંક આકાશો; જાણે કે નાનકડાં રૂપ ધરી ધરીને, ધરતી ઉપર રમવા ઊતરી પડયાં હોય એવું લાગે."

નરસિંહમહેતાને નામે ચાલતા "વહાલા મારા વૃંદાવનને ચોક કે, વહેલા પધારજો રે લોલ"–એ પદમાં 'ગરબા'નો ઉલ્લેખ છે:

"વહાલા મારા ગુણ તારા ગોવિંદ કે ગરબો કોરિયો રે લોલ:
વહાલા મારા ઝલ્લક દીવડિયો કે ઘણુ થઇ પ્રેરિયો રે લોલ:

---

\+ "'માંડવી' એટલે એક મહાન મોટો ગરબો: એની અંદરની દીપમાળનાં દીપકિરણો, એ નવરંગ ચુંદડી અને ચોખલિયાળી ભાતના દાણે દાણેથી જ્યારે ફૂટી નિકળે છે ત્યારે, તે સોંસરાં અંતર વીંધી, આપણા દિલમાં દીવા પ્રગટી નાખે છે એ માંડવી ઉપર બળતું ચાચર એટલે જ માંડવીની પ્રાણ–પ્રતિષ્ઠા."

—શ્રી. ડાહ્યાભાઈ દ. જાનીનો, 'શક્તિનું સત્ર' એ નામનો લેખ,
"સૌરાષ્ટ્ર" પુ. ૬. અં. ૩

ફરતાં ગાન કરે વજનાર કે. વચમાં વાલમા રે લોલ:
રૂડી શરદપૂનમની રાત કે, સુંદર સોહામણું રે લોલ:"

સુંવાળમાં આવેલાં બહુચરાજીના અનન્ય ભક્ત વલ્લભ મેવાડાએ "અંબાજીના શણગારના ગરબા"માં લખ્યું છે:

"ગરબે ફરતાં રે મા જાળિયાં, તેની દીપક જ્યોત અપાર:
કમલ દીપક રે મા કોડિયાં, તેની શોભાનો નહિ પાર."

તેવું જ બીજું એનું એક પદ આ સ્થૂલ ગરબાને વર્ણવે છે:

"રંગતાળી રંગતાળી રે, *રંગ મા રંગતાળી;
માંહે અત્રીસ બત્રીસ જાળી રે. રંગ મા રંગતાળી.
માથે કનકનો ગરબો લીધો રે, રંગ મા રંગતાળી;
માંહે રત્નનો દીવડો કીધો રે, રંગ મા રંગતાળી,
માની ઓઢણી કસુંબા ચોળે રે, રંગ મા રંગતાળી;
મા કરે કંકુડાં ઘોળે રે, રંગ મા રંગતાળી.
માંહે નાનાવિધની ભાત રે, રંગ મા રંગતાળી:
ભટ્ટ વલ્લભને જોયાની ખાંત રે, રંગ મા રંગતાળી."

વળી એક બીજા ગરબામાં એ લખે છે:

"સોના ગરબો શિરે ધર્યો ને રમતાં વાધ્યો રંગ:
રમવા નીસર્યાં મા–"

માટીના કુંભમાંથી સોનાના ગરબાની કલ્પના અને રૂની વાટમાંથી રત્નના દીવડાની કલ્પના કવિની ઉદાત્ત વાણી સૂચવે છે.

"ચાંપાનેર નવ કલશસ્થાપન" ના ગરબામાં (સં. ૧૭૧૮) એ જ વલ્લભભટ્ટે વળી ઊમેર્યું છે:

"ઘૃત દીપક બધે અજવાળી કે ગરબા શિરે ધર્યા રે લોલ;
નવ કુંભના ગરબા નવ કે નવદુર્ગા ફેર ફર્યાં રે લોલ.
કૂદે ઊંચાં નીચાં થઇને કે, ઝાલ્યો ઝળકાવતાં રે લોલ.
સનમુખ એકએકને કહીને કે, ચૂડા ચમકાવતાં રે લોલ."

આ 'ગરબા'ને, આપણાં લોકગીતોમાં એ વિસારવામાં નથી આવ્યો. કારણ કે પ્રજાના ઉત્સવનું અને તેના ઉલ્લાસનું પ્રતિબિમ્બ એવાં ગીતોમાં જ આંકત થઇ જાય છે.

"સૂતી હોય તો જાગ રે, ગોરી ગરબો આવ્યો:
તેલ બળે ઘી પૂર્ય રે, ગોરી ગરબો આવ્યો:
ગરબે હાલકહૂલક હીરા રે, ગોરી ગરબો આવ્યો."—વગેરે

---

* 'રંગમાં' પાઠાન્તર.

—'ગરબે હાલકડ્ડલક હીરા'—ગર્ભદીપકના તેજની જાળી ઝલક ઝલક થાય તેને લોકકવિયે 'હીરા' ઠેરવ્યા છે.

આવા 'ગરબા' રમવાનો ઉત્સવ આખા ગ્રામવાસીઓનો હતો; એને શણગારવા સૌ સૌનો ફાળો આપીને સન્તોષ પામતાં હતાં. નીચેના લોકગીત ઉપરથી, આવા સામાજિક ઉત્સવોમાં સહશક્તિ કેવી કેળવાતી હતી તેનો સુન્દર ખ્યાલ આવી શકે છે:

" મારો ગરબો રે, રમે રાજને દરબાર:
રમતો ભમતો રે ગ્યો છે કુંભારીને બાર:
અલી કુંભારીની નાર,
તું તો સતી હો તો જાગ,
મારે ગરબે રે રૂડાં કોડિયાં મેલાવ ".

—કુંભારને ત્યાંથી સોનીડાને ત્યાં જઇ, ગરબે રૂડાં જાળિયાં મૂકાવે છે; ઘાંચીને ત્યાંથી રૂડાં દિવેલ પૂરાવે છે; અને રાજને દરબાર 'ગરબો' પછી ઘૂમે છે.

આ અવતરણો ઉપરથી જોઇ શકાય છે કે પ્રથમ 'ગરબો' એ ગર્ભ એટલે 'ઘડો' અથવા 'ઘડુ' ના અર્થમાં પાત્રપરત્વે યોજાયલો શબ્દ હશે માટીના ઘડામાં જે છિદ્રો પાડવામા આવે છે તેને 'ગરબો કોરાવવો' કહે છે. *કોરેલા ગરબાની મધ્યમાં દીવો મૂકાય છે એટલે ગરબાનાં શત છિદ્રોમાંથી અજવાળાં ઝરી જાય છે; છતાં માંહેલો અખંડ દીવડો હોલવાનો નથી. જાણે પ્રભુનો—અખંડપ્રભાજો નભોદીપ ! ન્હાની કન્યાઓ નવરાત્રિની પ્રત્યેક સંધ્યાએ માથાપર હળહળતા ગરબા ઊપાડીને ગાતી ગાતી ઘેરઘેર ઘૂમે છે:

" ગરબડિયો કોરાવો,
ગરબે જાળીડાં મેલાવો રે:
ભાઇની રાણી મ્હારે ગરબે રમવા આવો રે
હું તે કેમ આવું ? રાણા, રાતલડી અંધારી રે "—વગેરે.

---

* સરખાવો, કવિ રત્નેશ્વરકૃત " રાધાકૃષ્ણના બાર માસ: "
" નવરાત્રિ ગરબે રમે, ન ગમે: મારે મન ખેદ:
છેદ પડ્યા ગરબા જશા, મારે મન વેધ.
બાલિકા પૂજે કાલિકા, શમી પૂજે લોક;
વિઠ્ઠલ વિના વિજયા કશી ? મારે મન ફોક !"

ચૈતન્યબાલા મજમુદાર.

# : મોટા માણસ :

અમારી ક્લબના મકાનમાં હું, કનૈયાલાલ, સ્નેહવદન તથા ભાનુશંકર બેઠા હતા.

કનૈયાલાલે ભ્રકુટિ ચઢાવી, કંઇક બ્રેન મોરલીની પેઠે બેસવાનો અને કંઇક કોઇ મહા કવિ કે ચિત્રકાર બોલતો હોય તેવો અભિનય કરી કહ્યું: "નાનાભાઇ! જગતમાં જુદી જુદી ઘણી વિસ્મય પમાડે તેવી શોધો થાય છે. વાંદરાની ગ્લેંડ લઇને તેને મનુષ્યના શરીરમાં રોપી દેવાથી વૃદ્ધાવસ્થામાંથી પુનઃ યુવાવસ્થા આવે છે—"

સ્નેહવદનઃ "તમારે તો એની જરૂર જ પડવાની નથી. એ ગ્લેંડ તો તમારા શરીરમાં પહેલેથી જ છે"

ભાનુશંકર મોટેથી હસી પડયા. હું હસવા જતો જ હતો પણ કનૈયાલાલની આંખની જ્વાલા જોઈ અટકી ગયો.

કનૈયાલાલઃ "હાથીઓને હાસ્યરસની વૃત્તિ હોય છે એમ પ્રાણીશાસ્ત્રના ઉસ્તાદો કહે છે તે હું માનું છું પણ એ સાથે હું એટલું પણ માનું છું કે એમનામાં બીજી કોઇપણ ઉચ્ચ વૃત્તિ હોતી જ નથી."

હાથીની ઉપમા સ્નેહવદનના વિશાળ પાયા ઉપર રચાયલાં શરીર સાથે બંધબેસતી હોવાથી સ્નેહવદન તપવા જ જતા હતા, એમને મેં અટકાવ્યા અને કનૈયાલાલને પોતાની વાત જ આગળ ચલાવવાનું કહ્યું.

"હં, હું શું કહેતો હતો?" કનૈયાલાલે શરૂ કર્યું. "જુઓને એરપ્લેનો, એરોપ્લેનો વગેરેની શોધો પણ થઇ. મોટી મોટી મનવારો બંધાઇ, ઝેરી ગેસો શોધાયા પણ મનુષ્યોની સ્થિતિ સુધરી ખરી?"

"હા, ભયંકર રોગોની સામા દાક્તરોએ ઉપાયો શોધવા માંડયા છે અને તેમાં તેમને અમુક વિજય પણ મળતો જાય છે," હું બોલ્યો.

"એ કબુલ છે. પણ," કનૈયાલાલ વધુ ગંભીર થતાં બોલ્યા, "મારું કહેવું પૂરું સમજ્યા વિના બોલવું નકામું છે. હું એમ કહેવા માગું છું કે જે પ્રમાણે શીતળાની રસી મુકાવનાર માણસને શીતળા નહિ થાય તે જ પ્રમાણે એક માણસ વૃદ્ધ હોય તેને વાંદરાની ગ્લેંડ મુકો તો તે યુવાન થઇ જાય. આ રીતે એક માણસ સામાન્ય હોય તેને કોઇ રસી મુકવાથી તે

મોટા થઈ શકે એવી શોધ કોઇએ કરી છે ખરી? હું કહું છું કે નથી થઈ; અને જ્યાંસુધી એવી શોધ થઇ નથી ત્યસુધી મનુષ્યોની સ્થિતિ સુધરી કઈ રીતે કહેવાય?"

"એવી રસી થઇ હોય તો તમારે એનો ઉપયોગ કરવો જ પડશે," સ્નેહવદને ઝોકવ્યું.

"એ તો હવે જાણે સમજ્યા, પણ એના થોડા ઘણા ઉપાય પુસ્તકોમાં તેમ જ વર્ત્તમાનપત્રોમાં જણાવવામાં આવ્યા છે ખરા," હું બોલ્યો. "જુઓને દાખલા તરીકે મેં ઘણા માણસો પાસેથી સાંભળેલું છે કે અમુક મોટા માણસો જ્યારે નાના હતા ત્યારે તદ્દન ગરીબાવસ્થામાં હતા અને મ્યુનીસીપાલીટીના દીવાએ પોતાનું લેસન વાંચતા."

"મને એમાં ઘણું સહરાગતભર્યું લાગે છે," ભાનુશંકરે કહ્યું. "મે પોતે પણ આ જ વાત ઘણા માણસો પાસેથી સાભળેલી અને બીજાને પણ મારા કોઇ ઓળખાણવાળાના સંબંધમાં જ બનેલી એ પ્રમાણે કહેલું પણ સાચું પુછાવો તો મને એમાં શ્રદ્ધા નથી. જે વખતની આ વાત કહેવામાં આવે છે તે સમયમાં વિજળીના દીવા કે કીટસનો ન હતાં. માત્ર ફગફગીઆ દીવા હતા. આ દીવા થાંભલા ઉપર હોય અને નીચે ઓટલા ઉપર બેસીને વાંચવું અને તે પણ લેસન વાંચવું એ મને પોતાને તો અશક્ય જ લાગે છે. તમે જાણો છો કે સ્કુલમાં મારો નંબર ડાબા હાથ તરફ બહુ જ આકર્ષાતો હતો આથી કંટાળીને મેં આ અખતરો અજમાવ્યો. પરિણામે મારો નંબર છેક જ એ તરફ ચાલ્યો ગયો અને બાપુના હાથનો સ્વાદ મારે ચાખવો પડયો."

"અલબત્ત, મને પોતાને પણ આ દીવાના ઉપાયમાં વિશ્વાસ નથી," કનૈયાલાલ બોલ્યા. "જો કે તેમ છતાં પણ તમારી પોતાની જુબાની ઉપરથી એનો નિર્ણય કરી શકાય નહિ. હા, એક વાત ખરી કે આ જાતનાં દૃષ્ટાંતો અમુક માણસ મોટો થઇ જાય છે પછી જ આગળ ધરવામાં આવે છે. જ્યારે જ્યારે મોટા માણસો પોતાની મા વિષે બોલે છે ત્યારે મને હમેશાં એમ થાય છે કે એ લોકો જાણી જોઇને અસત્ય કથન જ કરે છે મારી પાસે એવાં અનેક દાખલા મોજુદ છે કે જેઓ બહુ જ માના કહ્યાગરા હતા અને છતાં ભીખારી જ રહ્યા."

"તમે પોતે માના કહ્યાગરા હતા કે નહિ?" સ્નેહવદને પુછ્યું.

"મી. સ્નેહવદન." કનૈયાલાલે કૈંક ઉશ્કેરાઈને કહ્યું. આવા જ પ્રકારની શુષ્ક અને અર્થ વિનાની મશ્કરીઓ તમે કર્યા જ કરશો તો મારે સખેદ જણાવવું પડે છે કે તમે એક સાચો મિત્ર ખોશો અને તેને બદલે એક ભયંકર શત્રુ ઉભો કરશો."

"જી," સ્નેહવદને જવાબ વાળ્યો.

"શાંતિથી સાંભળો તો તમારૂં જ્ઞાન પણ વધે," કનૈયાલાલ બોલ્યા. "વળી મોટા માણુસ એટલે પૈસાદાર જ નહિ. પૈસાદાર કેવી રીતે થવું એના નુસ્ખા પણ આ જગતમાં ઘણા બજારમાં મળે છે. અલબત્ત, એ ખરૂં છે કે મોટા એ વિષેનો નિર્ણય કોઇએ શાસ્ત્રીય પદ્ધતિએ કર્યો નથી છતાં મને પોતાને તો એમ લાગે છે કે એમાંનો મોટો ભાગ ખોટો જ છે. છતાં હું જે મોટો માણુસ કહું છું એ કૈંક જુદું જ છે. માણુસ લક્ષાધિપતિ હોય છતાં મોટો માણુસ નહિ પણ હોય. અમુક વ્યક્તિ વિદ્વાન હોય છતાંય મોટી વ્યક્તિ નહિ ગણાતી હોય."

"સાચું પુછાવો તો મને હવે તમારા બોલવામાં ઝાઝી સમજણ પડતી નથી," ભાનુશંકરે કહ્યું.

"વિષય સામાન્ય મનુષ્યો સમજી શકે એવો નથી જ," કનૈયાલાલ ગંભીરતાથી બોલ્યા. "પણ હું એક સાધારણ દૃષ્ટાંતથી સમજાવું. વિશ્વામિત્ર રાજા હતા, ધનવાન હતા અને તેમણે લાખો વર્ષ તપ પણ કર્યું હતું; છતાં તેમને માત્ર રાજર્ષિ પદ જ મળી શક્યું હતું. બ્રહ્મર્ષિપદને પ્રાપ્ત કરતાં સાત પાંચ થઇ હતી. જ્યાંસુધી વિશ્વામિત્રને બ્રહ્મર્ષિપદ નહોતું મળ્યું ત્યાંસુધી તે મોટા છતાં મોટા ન હતા. હું આજ જે મોટા માણુસ વિષે બોલી રહ્યો છું તે આ જાતના મોટા માણુસ! એક માણુસ પોણોસો પુસ્તકો લખે છતાં કોઇ તેને સાક્ષર તો શું પણ લેખક પણ કહે નહિં. જ્યારે બીજો માણુસ એક નાનું કાવ્ય લખે અને અમર થઇ જાય. કેટલાકો બિચારા પોતાનાં ભાષણો સંભાળથી લખે. એ ભાષણો સાંભળવા જોઇતો શ્રોતાવર્ગ ગમે તે બાનાએ અને ગમે તે પ્રયાસે એકઠો કરે અને પછી બોલવા ઉઠે. અડધીએક મીનીટમાં જાણે સો બસો ભયંકર સર્પો ફુંફાડા મારતા હોય તેવો સુસવાટો સાંભળનારાઓમાંથી બહાર ખીલી નીકળે. પેલો જેમ જેમ ભાષણ કરવાનો યત્ન કરતો જાય તેમ તેમ અવાજના તરંગો ચઢતા જાય. એ તરંગોમાંથી હાસ્યનાં પ્રચંડ મોજાં પ્રકટે અને પરિણામે જે ભાષણથી ભાષણકર્તાએ જનસમાજને દિંમૂઢ કરી નાખી પોતાને અમર કરવાના આશ

જેવા અભિલાષ ધર્યા હોય તે જ ભાષણથી તે પોતાની જાતને સદાનો મૂર્ખ બનાવી મુકે!"

"બીજો માણસ એથી ઉધું જ વર્તન કરે. ગમે તે જગ્યાએ, ગમે તેવા સંજોગોમાં માત્ર એક મીનીટની તૈયારી પછી બોલવા ઉઠે. તે વખતે જબરો ઘોંઘાટ હોય, નાનાં બાળકો આવી સભાએ વિરુદ્ધ પોતાનો અંતરનો અવાજ પ્રદર્શિત કરતાં હોય, તેવે સમયે પેલી વ્યક્તિ બોલવા ઉઠે. અર્ધ ક્ષણમાં બધું શાંત! શ્રોતાઓ પેલાના મુખમાથી ઝરતા શબ્દો ઝીલવા એકતાન થઈ જાય. આ બધું શા માટે? કયા કારણને લઇને?"

લાંબે સમયે કનૈયાલાલે અમને સૌને રસ પડે તેવો વિષય કાઢયો હતો એટલે અમે પણ ઉપહાસવૃત્તિ છોડી એમાં ભાગ લેવા ઉત્સુક થયા.

"તમારૂં કહેવું ખરૂં છે," હું બોલ્યો. "મારા એક મિત્ર હતા તેમણે તમે કહો છો તેવા "મોટા માણસ" થવા બહુ પ્રયત્ન કરેલા પણ હજી સુધી તો તેઓ ફાવી શકયા હોય તેમ જણાતુ નથી. તેમણે ભાષણકર્તા થવાનાં ફાંફાં મારેલા પણ સાંભળનારાઓમાં તેમની પ્રતિભા પડી શકી નહિ. સંગીતશાસ્ત્રી થવાનો તેમણે યત્ન કર્યો પણ કુટુંબીજનો જ તેમના સંગીતની કદર પીછાણી શકયાં. સભાઓ સ્થાપી, મંડળો ઉભાં કર્યાં, જનતાને અનેક જાતની તાલીમ શીખવવાના મહાન ઉદ્દેશ જાહેરમાં રજૂ કર્યા: માસિકોમાં લેખો લખ્યા, રાજ્યદ્વારી વિષયોમાં નેતાઓને શીખામણો આપી, સંસાર સુધારામાં નવી દિશાઓ બતાવવા માગી. પણ સઘળુ પાણીમાં ગયું. આજ પણ એ નાના જ છે. સારી દુનિયા ડોલાવવાના મનોરથ છતાં એમનાથી એમની પત્ની અને બાળકોને પણ ડોલાવી શકાયાં નથી."

"તમે બધા જરાક ફીલસુફીમાં ઉતરી પડયા લાગો છો," સ્નેહવદન બોલ્યા. "એ ફીલસુફીમાં હું ઉતરવા માગતો નથી પણ મારા એક સ્નેહીનો અનુભવ હું જાણું છું. તમારે સાંભળવો હોય તો હું સંભળાવું. એ ભાઇને નાના હતા ત્યારથી નેતા થવાની ભારે હોંસ. નાનપણમાં પોતાનાથી નાનાં છોકરાંઓને એકઠાં કરીને રમતો રમાડે, ઉજાણીઓ કરે અને એવી રીતે પોતે નેતૃત્વપદ પ્રાપ્ત કરવાના પ્રયાસ માંડે. પણ દરેકમાં થતું એમ કે પહેલી બધી મહેનત એમની પણ જે વખતે જાહેરમાં જશ લેવાનો હોય તે વખતે કોઇ બીજુંજ એ જગ્યા લઇ લે. એ ભાઇ એક મંડળ સ્થાપે: તેમાં ગમે તે યુક્તિ વાપરીને જો પોતે તેના પ્રમુખ થઇ બેસે તો જાણી જ લેવું કે કાં તો એ મંડળનું આયુષ્ય બે ચાર માસનું જ હોય અને કાં તો ૭ માસમાં

એવા જ સંજોગો ઉભા થાય કે જેથી એમને પ્રમુખપદનું રાજીનામું આપવાની ફરજ જ પડે અને આખરે એક સામાન્ય સભાસદ તરીકે તેઓ ચાલુ રહે. હમણા બે એક માસ ઉપર જ એમણે કોઇ ફંડના લાભાર્થે એક મોટો કોન્સર્ટ ઉભો કરેલો હતો. તેમાં કમિટીમાં પહેલાં પોતે પ્રમુખ તરીકે રહ્યા. પણ હજી એ યોજના બહાર પડે તે પહેલાં કેટલાક મિત્રોના દબાણથી અને કોન્સર્ટનું હિત સચવાય એટલા માટે તેમને પ્રમુખપદેથી ખસી જવું પડયું અને એક મોટા શેઠીઆનું નામ ત્યાં ગોઠવાઇ ગયું. પછી એમણે મંત્રીપદને માટે બાજી રચી. પણ છેક છેલ્લી ઘડીએ એમને ઠેકાણે એક સન્નારીનું નામ સુચવવામાં આવ્યું, જેની તેમનાથી ના પાડી શકાઇ નહિ. આખરે એમણે કોન્સર્ટમાં કોઇ જાણીતો પાર્ટ લેવાનું કર્યું અને રાણકદેવીના પ્રયોગમાં ખેંગારનો પાર્ટ લેવાનો મનસુબો કર્યો."

કમિટી બેઠી હતી તે વખતે પાત્રોનું નક્કી થતું હતું. મારા મિત્રે એકદમ જ કહ્યું, 'ખેંગાર હું થઇશ.'

'પછી બીજાનું જોઇએ જ શું?' બીજા એક ગૃહસ્થ બોલી ઉઠયા, 'એ તો આપણા સર હેન્રી ઇરવીંગ છે!'

'સોનાા કરતાં પીળું શું?' એક વિદુષી બાઇએ કહ્યું. 'પણ રાણકનો પાર્ટ, રંભા બહેને એક જ શરતે લેવાની હા પાડી છે અને તે એ કે ખેંગાર એમના પતિ થાય.'

'ત્યારે તો પછી હરીભાઇ (મારા મિત્ર) એ ન જ લઇ શકે.' બીજાએ ટાપસી પુરી.

ખેંગારનો પાર્ટ હાથમાંથી સરી પડયો એટલે કંઇક ગભરાઇને હરીભાઇ બોલ્યા, 'ત્યારે હું સિદ્ધરાજ થઇશ.'

'ફર્સ્ટ ક્લાસ' એક માણસ બોલ્યો.

'આ બાબતમાં આપણે એકલું અભિનયકલા ઉપર જોવાનું નથી,' એક ભાઇ બોલ્યા. 'એટલું જ જોવાનું હોય તો તો હરીભાઇને આંટે એવું આપણામાં બીજું છે જ કોણ? પણ આમાં તો આપણે પૈસા કેમ વધારે એકઠા કરી શકાય એ જોવાનું છે.'

'હા, એ વાત તો પહેલી જ, અને હરીભાઇ એને માટે તો ગમે તેવો ભોગ આપવા તૈયાર જ છે. આ બધું ઉભું જ એમણે કર્યું છે ને!'

'પેલા શેઠ છગનલાલનો છોકરો એ પાર્ટ લેવાને બહુ આતુર છે અને એ શેઠ સો દોઢસો રૂપિયા આપે તેમ છે તો પછી—'

'અરે, ત્યારે એને જ લેવા દોને,' બધાં સામટાં બોલી ઉઠયાં.

ત્યાર પછી એ પ્રયોગમાં અરધી એક લીટી બોલવાની હતી તેમાં એકાદ માણસે હરીભાઇનું નામ સુચવ્યું. હા પાડવી કે સ્વમાન જાળવવા ના પાડવી એ વિચારમાં હરીભાઇ હતા એટલામાં જ કોઇએ એ પાર્ટને માટે બીજાનું નામ દીધું અને હરીભાઈ જેવા મશહૂર નર એવા નાના પાર્ટમાં શોભે જ નહિ એમ બધાંએ કહ્યું એટલે હરીભાઇને હા કે ના કહેવાનો વખત જ આવ્યો નહિ.

તે પછી હરીભાઇએ પ્રોમ્પ્ટર તરીકે રહેવાની ઇચ્છા દર્શાવી બધાંએ લગભગ હા કહી એટલામાં એક જણ બોલી ઉઠયું 'તમે બધાં પણ ઠીક લાગો છો ! હરીભાઇના માથા ઉપર તો આખા પ્રોગ્રામનો બોજો છે. એમને એ કામમાં બેસાડીને તમારે પ્રોગ્રામની રેવડી કરવી છે ? એ કામમાં તો કોઇપણ ઉલ્લુને તમે નીમી શકો છો. લ્યોને, બીજા કોઇને પણ એ કામ માથે લેવાની મરજી નહિ હોય તો આ સેવક તૈયાર છે. કારણ કે હું કબુલ કરી જ લઉં છું કે આપણે બધાં કામમાં ગધેડા નંબર વન છીએ.'

બધાં હસી પડયાં અને એ કામ પેલા ઉલ્લુને સોંપાયું. હરીભાઈ ખરેખર અકળાયા અને છેવટે તેમણે બારણા આગળ ટીકીટ તપાસવાને માટે ઉભા રહેવાની ઇચ્છા જાહેર કરી.

'જાઓ રે જાઓ, હરીભાઇ સાહેબ ! એ પટાવાળાનું કામ અમારાથી તમને સોંપાય ?' કોઇએ કહ્યું 'આ ભીમભાઇ શરીરે પણ મલ્લ જેવો છે એને જ એ કામ તો સોંપવાનું. વળી છએ મીઠો અને આ ગામનો કોળ એટલે બધાંને ઓળખે. વખત જોઇને વાત કરે તેવો છે અને બટકબોલો એટલે કોઇને માઠું લગાડયા વગર બધું સાંગોપાંગ ઉતારે તેવો છે.'

'હા ખરે !' એ ત્રણ જણે ટહુકો કર્યો. 'હરીભાઇને એ હલકું કામ સોંપાય પણ ખરૂં ! એ તો બિચારા મોટા મનથી ગમે તેવું હલકું કામ પણ કરવાને તૈયાર હોય.'

'ત્યારે–ત્યારે કોન્સર્ટ વખતે બે ચાર શબ્દો બોલવાના તે કામ કોણે માથે લીધું છે ?' હરીભાઇએ ડુબતો માણસ તરણાંને બાઝે એ ન્યાયે બીતાં બીતાં કહ્યું.

'એમાં હરીભાઈ, તમે કાળજી રાખતાજ નહિ,' એક યુવક બોલી ઉઠયો.' આ જમાનામાં એ કામ તો હવે સ્ત્રીઓનું જ થઇ ચુકયું છે અને વસુબહેન એને માટે તો તૈયાર જ હશે. એ તો આમોફોનની ચુડી જેવાં છે! તમે કહો એટલે આ ચાચા આલ્યું!'

'જાઓ જાઓ, આ તો તમે મારૂં અપમાન કરો છો!' વસુએ હસતાં હસતાં કહ્યું અને કોઇએ ના પાડી નહિ એટલે વસુબહેનને માથે જ એ કામ આવી પડયું.

છેવટે હરીભાઇએ પડદા ખેંચવાનું કામ હાથ ધરવાનું કર્યું. પણ તેમાં પણ વિધાતાએ ક્રૂરતાથી તેમને ફાવવા દીધા નહિ.

કોન્સર્ટ વખતે હરીભાઇ રાણક વગેરે સ્ત્રી પાત્રોનાં છોકરાંઓને સમજાવી પટાવીને રાખવાનાં મુશ્કેલીભર્યા કામમાં રોકાઇને બહાર કંપાઉંડમાં ફરતા હતા અને પીપરમીટ, ચોકોલેટ વગેરે લઇ આવવામાં પોતાના ખીસામાંથી આશરે રૂપિયા દોઢનું પાણી થયું એ હતાશ હૃદયે જોઇ રહ્યા હતા!

" તમે જે દૃષ્ટાંત આપ્યું એ છેક ખોટું નથી પણ એમાં અને મારી 'મોટા માણસ'ની વ્યાખ્યામાં ભેદ છે," કનૈયાલાલ બોલ્યા. " દિવ્ય અને હાસ્યાસ્પદ વચ્ચે માત્ર એક સૂક્ષ્મ રેખાનું અંતર છે. જે મનુષ્ય ' મોટું માણસ ' થઈ જ શકતું નથી એ મનુષ્ય દિવ્યના પ્રદેશમાંથી તે સૂક્ષ્મ રેખા ઓળંગીને હાસ્યાસ્પદના પ્રદેશમાં ચાલ્યું જાય છે એવી મારી માન્યતા છે. બાકી—"

કનૈયાલાલ ક્યારે પુરૂં કરત અથવા તો આગળ શું બોલત એ હું જાણતો નથી પણ એટલામાં સ્નેહવદને ઘડીઆળમાં જોયું તો બારેક વાગવા આવ્યા હતા એટલે એ ગર્જી ઉઠયા: " ઓ માય ગૉડ! ઘડીઆળની સાથે મારા અને તમારા બધાના બાર વાગી ગયા. હું મીસીસને સાડા નવ વાગ્યે ઘેર આવી જઇશ એવું કહીને ઘેરથી નીકળેલો. ચાલો, સાહેબજી, ઉઠીઆઓ!"

" સાહેબજી, " હું પણ ઘેર જવાના પ્રયાસમાં ગુંચાઇ જતો બોલ્યો.

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા.

# "ગઇ કાલ અને આવતી કાલ."

૧. ગઇ કાલના પુરુષે ધાર્યું કે ' સ્ત્રીઓને કેળવણી આપવાની ખાસ જરૂર નથી. " રસોઇ કરતાં અને છોકરાં રાખતાં આવડે, એટલે બસ. તેણે વિચાર્યું કે સ્ત્રીઓને વધારે ભણાવી કયાં નોકરી કરવા જવું છે ?

૨. ગઇ કાલના પુરુષે, પોતાની પુત્રી માટે, ઉંચા કુળનો મૂરતિઓ નાનપણમાં જ તેના ગુણ–અવગુણ પારખ્યા વિના જ શોધી નાનપણમાં જ તેમનો ' ગૃહસંસાર" મંડાવવામાં જીવનની સાર્થકતા માની.

૩. ગઇ કાલના પુરુષે "દીકરી એટલે પારકી મિલ્કત" અને "દીકરો એટલે વંશવાડી વધારનાર," એ માન્યતા રાખી પોતાના બાળકોમાં સ્પષ્ટ પક્ષપાત કર્યો; પુત્રની કેળવણી સારી રીતે પોષી અને દીકરી માટે તો જરાયે ધ્યાન ના આપ્યું.

૪. ગઇ કાલના પુરુષે માન્યું કે "પુરુષ એટલે સર્વ રીતનો અખત્યારવાળો પરવાનેદાર; તે ચાહે તેમ વર્તે, ચાહે તેમ હરે-ફરે અને ના કાંઇ તેને માથે પ્રતિબંધ કે ના તેને કાંઈ મર્યાદા. તે તો સ્ત્રીરૂપી સંપત્તિનો સંપૂર્ણ માલિક."

૫. ગઇ કાલના પુરુષે લગ્ન તથા મરણ પાછળ ગજા ઉપરાંતના ખરચો કરવામાં પોતાની ખાનદાની પોષાની જોઇ, અને વગર વિચારે મોટાં ખરચાં કરી, વંશજોને તે દેવાદાર મૂકતો ગયો.

૬. ગઇ કાલનો પુરુષ એટલે ફક્ત ધન કમાઇ જાણનાર એક જડ સંચો; જીવન એ શું છે ? તેની સાર્થકતા શામાં રહેલી છે ? પોતાના કુટુંબ જ્ઞાતિ તથા દેશ તરફ તેની શું ફરજ છે ? તેવા વિચાર કરવાનીયે તેને ફુરસદ નથી. એ તો રાતદિવસ યંત્ર ધન સંપાદન કરવામાં મચ્યો રહે છે; અને અંતે આવ્યો તેવો પાછો ખાલી હાથે જગતમાંથી વિદાય લે છે.

૧. આવતી કાલનો પુરુષઃ— એ "મનુષ્ય" છે. મનુષ્ય હોઇ સ્ત્રીઓ વિષેની તેની ભાવના તદ્દન જૂદી જ છે. તે સમજે છે કે "સ્ત્રીને પણ હૃદય છે." તેની કેળવણી – "રસોડા – શાસ્ત્ર" – માં પૂરી થતી નથી. તે ભવિષ્યની માતા છે, જેના ઉપર સારા દેશનો આધાર છે.

૨. આવતી કાલનો પુરુષ પોતાની પુત્રી માટે, ઉંચા ખાનદાન કે શ્રીમંતાઇ પાછળ ઘેલો ન થતાં, મૂરતિઆના ગુણ-અવગુણ લક્ષમાં લેઇ, યોગ્ય વયે પહોંચ્યા પછી જ તેમની મર્યાદિત સમંતિ લેઈ તેમને લગ્નથી જોડશે.

૩. આવતી કાલનો પુરુષ માને છે કે દીકરી એટલે કુટુંબની દુગ્ધા (ગાય); તેને પારકે ઘેર મોકલવાની હોવાથી યોગ્ય કેળવણી તથા ઉંચા સંસ્કારે તેને પોષી, તે પોતાના બાળકોમાં જરાયે ભિન્ન ભાવ ના રાખતાં એકસરખા વાત્સલ્યભાવે જોશે.

૪. આવતી કાલનો પુરુષ, એ સ્વાતંત્ર્યવાદની સીમાને પાર ગયેલી વ્યક્તિ નહિં રહે. તેનું પ્રત્યેક પગલું સંયમ તથા સ્ત્રીસન્માનની ભાવનાથી તે શોભાવશે. તે સ્ત્રીસંપત્તિનો એકલો માલિક થવા કરતાં, પરસ્પરની ઉણપ પરસ્પરની સદ્ગુણ-સંપત્તિથી પૂરશે.

૫. આવતી કાલનો પુરુષ લગ્ન તથા મરણ પાછળ ગજા ઉપરાંતના ખોટા ખરચો ના કરતાં પોતાની સ્થિતિ અનુસાર વિદ્યાદાન, અન્નદાન, અને બીજા તેવા ઉત્તમ રસ્તે પોતાના ધનનો વ્યય કરશે.

૬. આવતી કાલનો પુરુષ એટલે સતત ઉદ્યમી છતાં જીવન-મ્હાલનાર મનુષ્ય. રાતદિવસ ધન સંપાદન કરવામાં મચ્યા રહેવા છતાં, તેની કુટુંબ, જ્ઞાતિ તથા દેશ તરફની ફરજ સમજે છે. તેની ઉદ્યોગી પળોમાંયે તે પ્રભુચિંતન કે કુદરતી આનંદ મેળવી લેશે અને મનુષ્યદેહની યથાર્થ સાર્થક્તામાં પોતાના જીવનને ધન્ય માનશે.

બાલાગવરી બંસીધર પરીખ.



# "કાશ્મીરનાં સ્મરણો."

કાશ્મીરનું નામ તો ઘણુંયે વર્ષોથી સાંભળ્યું હતું. કાશ્મીરનાં વર્ણનો પુસ્તકોદ્વારા તેમ જ ચોપાનિયામાં અનેક વખત વાંચ્યાં હતાં. તે વાંચી, દુનિયાપરની આ સ્વર્ગીય ભૂમિ જોવાની અભિલાષા કેટલાંક વર્ષોથી પોષી હતી. પરંતુ આમ અનાયાસે કાશ્મીર જવાનું મ્હારે બનશે એ તો સ્વપ્નેયે ન્હોતું કલ્પ્યું. પણ કલ્પનાની બ્હારના કો સંકલ્પ, વિકલ્પો અનાયાસે પ્રત્યક્ષ અનુભવમાં આવે તેમ મ્હારે કાશ્મીર જવાનું બન્યું.

મ્હારા કાકા શ્રી ચીમનલાલે મીલ ઓનર્સ એસોસીએશનની એક પ્રથમ સ્પેશ્યલ ટ્રેઇન "પંજાબ, કાશ્મીર તથા ઉત્તર હિંદુસ્તાન"ની મુસાફરી સારૂ ઉભી કરી. સદ્‌ભાગ્યે આ સ્પેશ્યલમાં મ્હારે જવાનું બન્યું

તા. ૧૩-૮-૨૮ ના રોજ અમદાવાદથી અમારી સ્પેશ્યલ ઉપડી ઉદેપુર, નાથદ્વાર, દિલ્હી, લાહોર, અમૃતસર વગેરે સ્થળે ફરતા ફરતાં તા. ૨૩ મીના રોજ રાવલપીંડી પહોંચી.

કાશ્મીર જવાના બે રસ્તા છે. એક મરી હિલ્સનો રસ્તો, ને બીજો "જામુ"નો રસ્તો. 'મરી હિલ્સ'ના રસ્તે સારી સગવડ હોવાથી ઘણુ ખરા લોકો એ મરી હિલ્સનો રસ્તો પસંદ કરે છે.

કાશ્મીરની રાજ્યધાની શ્રીનગર છે. રાવલપીંડીથી શ્રીનગર લગભગ ૨૦૦) માઇલ દૂર છે, ને ત્યાં જવા માટે મોટર અગર મોટર-લારીઓ પૂરતી સંખ્યામાં મળી શકે છે. મોટરવાળા એક સીટના ઘણુંખરું રૂ. ૧૫) ની આસપાસ લે છે.

હમારી સ્પેશ્યલમાં લગભગ ૨૦૦) માણસ હતાં. તેમાં ઘણાખરા મીલ માલિકો તેમ જ મીલઉદ્યોગને લગતા ધંધાદારી હતા. એક સોલીસીટર, એક વૈદ્ય, એક ડૉક્ટર, ને એક સ્વામીજી એ હમારી સ્પેશ્યલની એક એક ભિન્ન વિભૂતિ હતી. જમવાની વ્યવસ્થા પણ સ્પેશ્યલમાં જ હતી. તા. ૨૩ મી ની સવારમાં હમે રાવલપીંડી છોડયું. મોટરોની લાઇન ને લાઇન રાવલપીંડીથી શ્રીનગર તરફ જતા રસ્તા ઉપર દોડતી જોવાનું દૃશ્ય, ખરેખર અનેરું હતું. આખો રસ્તો ઘણો જ સારો છે, પરંતુ અટપટો છે. આ રસ્તા ઉપર એટલા બધા વાંક આવે છે કે હોંશિયાર મોટરો ચલાવનારાના હાથમાં જ મોટર

કે એક પછી એક ચડતા માળ જેવી સપાટ જમીનની મધ્યેથી સતત પાણીનો પ્રવાહ વહ્યા જ કરે ને આજુબાજુ અનેક ફુવારાઓની લ્હેર ઉડ્યા કરે. બન્ને બાજુ એકસરખા ફુલના છોડનો દેખાવ એટલો બધો રમણીય છે કે ઇશ્વરી લીલાના અનુપમ દ્રશ્યમાં બે ઘડી આપણે ડુબી જઇએ તો નવાઇ નહિ.

## શાલેમાર બાગ.

નિષાત બાગથી બે માઇલ દૂર શાલેમાર બાગ છે. આ બાગનું બંધારણ પણ ઘણુંખરૂં નિષાત બાગના જેવું જ સુંદર છે. બગીચાના ચાર માળ એવી ઉત્તમ રીતે એક પાછળ એક એમ ગોઠવાયા છે કે છેક નીચેથી છેક ઉપર સુધીનો પાણીનો ધોધ સ્પષ્ટ જોઇ શકાય છે. આ બન્ને બગીચામાં ફેટોગ્રાફ તથા સીનેમા ફીલ્મ લેઇ હમો ઘેર આવ્યાં.

## ડાલ-સરોવર.

કહે છે કે કાસ્મીર પહેલાં એક ઘણું મોટું સરોવર હતું અને પાછળથી પાણી ઘટી જવાથી નાનાં નાનાં પેટા સરોવર થયાં આ માન્યતા અત્રેનાં અનેક સરોવર જોતાં કાંઇક સાચી લાગે છે.

કાસ્મીરની અડધી સુંદરતા એટલે ડાલ સરોવર. ડાલ સરોવરમાં શીકારામાં બેસીને જવાય છે નાની નાની હોડીને આ બાજુ શીકારા કહે છે. આ શીકારામાં બેસી જેલમમાં ફરવું એ પણ એક અનેરો આનંદ છે. ડાલ સરોવરનુ પાણી એટલું બધું સ્વચ્છ છે કે તેની નીચેના વેલાઓ પાણીની પારદર્શકતાથી દેખાય છે વળી ડાલ સરોવરમાં કમળના પુષ્પનાં વનનાં વન છે. સરસ્વતી માતાનુ સ્થાન આવા કોઇ સ્થળે જ હશે એમ અનુમાન ડાલ સરોવરનાં આ કમળનાં વન જોતાં સ્હેજે થાય છે. ડાલ સરોવરમાં તરતી ખેતી થાય છે. વિશાળ જમીનના ખેતી કરેલા ટુકડા પાણીમાં તરતા રહે છે ને ઘણી વાર જમીન ચોરીના કીસ્સા અત્રે બને છે. ડાલ સરોવરની મોજ માણી હમે ઘેર આવ્યાં બીજે દિવસે હમે કાસ્મીરનું મ્યુઝીઅમ જોયું. આપણા દેશમાં કેવી કેવી ઝીણી કારીગરી છે, તે આ મ્યુઝીઅમ જોવાથી આપણને જણાય છે. આ સિવાય અચ્છાબલ, વેરીનાગ, ઇસ્લામાબાદ, વુલર લેઇક, ગાંધર બલ, ક્ષીર ભવાની વગેરે એક એકથી સરસ કુદરતના અનુપમ નમુના આ જીવનભર યાદ રહે તેવા છે.

કાસ્મીરની રેશમની મીલ આખી દુનિયામાં એક મોટામાં મોટી છે. મીલ માલિકોની સ્પેશ્યલ અત્રે આવે અને મીલ જોવાની મળે તો છોડે ખરા?

રેશમની મીલમાં કોશેટામાંથી કેવી અદ્ભૂતરીતે રેશમ નીકળે છે તે આખી પ્રથા જોઇ, અહિંમાનો હિમાયતની રેશમી કાપડ તો કદી ના પહેરે

આજે જન્માષ્ટમી છે. કાસ્મીરનો રાજા હરિસિંહ તો હવે આપણને જાણીતો થયો છે. તેમ છતાં કૃષ્ણ જયતિ ઘણાજ ભાવ તથા ઠાઠથી ઉજવાય છે એક હિંદુ રાજ્યમાં શ્રીકૃષ્ણજયંતિ કેવી ઉજવાવી જોઇએ, તેની ઝાંખી ભાવના અત્રે આવે છે.

તા......હમારી મંડળીમાંનાં દસ બાર જણ અમરનાથની યાત્રાએ જવા સારૂ નીકળ્યાં. અમરનાથ શ્રીનગરથી ૯૦) માઇલ દૂર છે. પરંતુ ૬૦) માઇલ સુધી તો રસ્તો ઘણો સારો છે. પેલગામ સુધી મોટરો જઇ શકે છે. હર સાલ શ્રાવણ માસની પુર્ણિમા ઉપર કાસ્મીરમાંથી અમરનાથની યાત્રા સારૂ મોટો સંઘ ઉપડે છે.

પેલગામ સુધી તો અમો બધા ગએલાં. પરંતુ ત્યાથી આગળ રસ્તો ઘણો વિકટ છે; એટલે અમરનાથની યાત્રાએ જવા ઉત્સુક મંડળને વિદાય દઇ અમો બધાં પાછાં ફર્યાં. બીજે દિવસે પેલગામ વરસાદ પડયો, એટલે તે મંડળનો સ્ત્રીવર્ગ તથા બીજા બે ત્રણ જણાં અગમબુદ્ધિ વાપરી પાછા ફર્યાં. તેમ છતાં બીજા શ્રદ્ધાળુ ભાઇઓએ તો યાત્રા શરૂ કરી. પેલગામથી આગળનો રસ્તો ઘણો જ વિકટ છે; એટલુંજ નહિ પરંતુ તે ઘણો જ ચઢાવવાળો છે. ત્યાં જવા માટે પહાડી ખચ્ચર જેવા ઘોડાઓ મળી શકે છે. રસ્તો ૭ સાત ફુટ પહોળો—એક બાજુ ઉપર ઉંચો પહાડ ને બીજી બાજુએ ઉંડી ખીણમાં પૂર જોસમાં વહેતો શેષનાગનો ઝરો એટલે પૂરી સાવચેતીથી ચાલવાનું.

આ યાત્રામાં પણ ગયા હોવાથી જરા ચિંતા થાય એ સ્વાભાવિક છે. સંઘ તે દિવસે ચંદનવાડી પહોંચ્યો. આખી રાત વરસાદ સારી રીતે પડયો: ને તેથી બીજે દિવસે અમરનાથના મંડળમાંથી વૈદ્ય જેઠાલાલ પાછા ફર્યાં તેમ છતાં ન જાણે અડગ હિંમતે બાકીના સાત જણા હજુએ આગળ ચાલ્યા. ચંદનવાડી છોડી એટલે વધુ વિકટ રસ્તો આવ્યો. બરફના એક વિશાળ પહાડ ઉપર આવી પહોંચતાં, ત્યાંની અતી શીત લ્હેરીએ સૌની અગમ બુદ્ધિને ઇસારો કર્યો. કારણ, આગળ રસ્તો ઘણો જ વિકટ જણાતો હતો. તેથી "અગમ બુદ્ધિ વાણીઆ" એ સુત્ર સ્વીકારી સૌ પાછા ફર્યા.

કેટલી મુશીબતે—કેટલા જોખમે—કેવી વકટ જીવલેણ પરિસ્થિતિમાંથી પસાર થઇ તેઓ સહીસલામત ઘેર પાછા ફર્યા, એ તો જ્યારે રાતના બે. વાગે તેઓ શ્રીનગર પહોચ્યા ત્યારે અમે જાણ્યું. જ્યારે બીજે દિવસે આખો

સંઘ અતિશય બરફના વરસાદથી દુઃખી થતો ખુદ સરકારે પાછો ફેરવ્યો, એ હકીકત જાણી ત્યારે અમને લાગ્યું કે અમારા મંડળના પાછા ફરવામાં જરૂર કાંઇ ઇશ્વરી સંકેત હોવો જોઇએ. હમણાં ખબર મળી છે કે ઓછામાં ઓછા બસેથી ત્રણસે માણસો આ યાત્રામાં અતિશય ઠંડી તથા વરસાદને લીધે મરી ગયા. આવા અંધશ્રદ્ધાળુ મનુષ્યો માટે શું કહેવું?

પરંતુ હજી બીજી ભયાનક પરિસ્થિતિમાંથી હમારે પસાર થવાનું હતું. તા. × ×ના રોજથી જેલમનું પાણી એકાએક વધવા માંડયું. તપાસ કરતાં જણાયું કે જેલમ નદીના મૂળ આગળ અતિશય વરસાદ પડયો હતો. જોત-જોતામાં પાણી ખૂબ વધ્યું. જેલમની સામે પાર સડક ઉપર પણ પાણી ફરી વળ્યું, અને કિનારા ઉપરનાં પાંચ સાત મકાનો પડતાં નજરોનજર દીઠાં. હમારા રહેઠાણની નજીકનો તબેલો પણ ગબડયો; અને હમારા "કૈલાસ વીલા"ની

આસપાસ પાણી ફરી વળ્યાં. સદ્‌ભાગ્યે આજુબાજુના ઉંચા બંધથી પાણી અટકયું હતું. આખી રાત પાણી વધ્યું અને સૌએ ચિંતામાં ને ચિંતામાં સારી રાત ગાળી. પરંતુ બીજે દિવસ તો તેથીયે વધુ કડક નિવડયો. સાંજના ચાર વાગે પાણીનો જોસ ખૂબ વધ્યો. આખા શ્રીનગરની મુખ્ય સડકો સરકારી મકાનો તથા મ્યુઝીઅમ વગેરે સ્થળોએ કીસ્તીઓ ફરતી થઇ. બંગલામાં રહેવું હવે જોખમકારક લાગવાથી તમામ સામાન છોડી બધાં "હાઉસ બોટ" માં રહેવા ગયાં. તે રાત્રિ ઘણી જ ચિંતાજનક રીતે પસાર થઇ. "હવે શું થશે?" એ વિચાર સૌને કંઠસ્થ હતો. આમ આટલે દૂર આટલી મોટી સંખ્યામાં કુટુંબ પરિવાર સાથે આવી જીવલેણ વિટંબણામાં સપડાયાં એ વિચાર જ દુઃખની પરિસીમા ઉપર લઈ જવા બસ હતો. જીવન–મૃત્યુ, આશા–નિરાશા, એ દ્વંદ્વોમાં અથડાતા તરંગોમાં રાત્રિ વીતી.

સદ્‌ભાગ્યે ત્રીજો દિવસ સોનાનો ઉગ્યો. પાણી ઉતરતાં થયાં અને કાંઇક નિશ્ચિંત થઇ બંગલામાં સૌ પાછા ફર્યા: તે આખો દિવસ સ્વસ્થતા મેળવવામાં ગાળ્યો.

કાશ્મીર ખાતે આ દિવસો તો આ જીવનભર કદી વીસરાશે નહિ. "જીંદગી શું વસ્તુ છે?" "ઇશ્વરકૃપા કયાં અને કેવી વરસે છે?" "જીવનના સુખ-દુઃખના પ્રસંગે સ્થિરતા કેમ જળવાય છે" "સાથીઓના સ્વાર્થી તેમ જ પરોપકારી સ્વભાવનો પરિચય અને કસોટી એ સૌ આ ત્રણ દિવસના જળપ્રલયના પ્રસંગમાં ખૂબ અનુભવ્યાં.

પરંતુ હજુ કાશ્મીરના સૃષ્ટિસૌન્દર્યનું કેન્દ્રસ્થાન "ગુલ્મર્ગ" રહી જતું હતું. તા. × ×ના રોજ બધાં ગુલ્મર્ગ જવા સારૂ નીકળ્યાં. "ગુલ્મર્ગ" શ્રીનગરથી ૨૭ માઇલ દૂર છે. પરંતુ "ટંગમર્ગ" સુધી તો મોટર જાય છે. રસ્તો ઘણો સુંદર છે, તેમજ બન્ને બાજુ ઉપર એક સરખા સફેદા, દેવદારૂ, ચીનાર, વગેરે વૃક્ષોની હાર આ સુંદરતામાં અધિક ઉમેરો કરે છે. "ટંગમર્ગ" થી ઘોડા ઉપર કે "ડોળી" માં ઉપર ચઢવુ પડે છે. પરંતુ સડક ઘણી સારી હોવાથી ચઢાવ બહુ મુશ્કેલ લાગતો નથી. આશરે ૧૫૦૦) ફૂટ ઉંચે ગયા પછી પહાડ ઉપર એકદમ "ગુલ્મર્ગ" ની રસાળ સપાટ જમીન એક સીનેમાના અનુપમ કુદરતી દૃશ્યની માફક નજરે આવે છે. "ગુલ્મર્ગ" માં કુદરતે પોતાનો ભંડોળ ખાલી કર્યો છે, એમ કહીએ તો જરા પણ અતિશયોક્તિ નથી. ચોમેર રમ્ય સૃષ્ટિસૌન્દર્યથી ભરપૂર દૃશ્યો હૃદયમાં પ્રભુ કૃતિની અનેરી ભાવના સ્હેજે ઉપજાવે છે. કાશ્મીરમાં આવી, ખરૂં સુખ મેળવવું હોય તો "ગુલ્મર્ગ" માં રહેવાથી સ્હેજે મળી શકે છે. અત્રેના અંગ્રેજ રહેવાસીઓને તેમના સ્વભાવોચિત કુદરતની લીલામાં મ્હાલતા જોઈ કુદરતી લીલાના રસિકોને તેમની ઇર્ષ્યા આવે તો નવાઇ નહીં. "ગુલ્મર્ગ" પહોંચી ત્યાં થોડી વિશ્રાંતિ લીધી. ત્યાંથી આગળ ત્રણેક માઇલ ઉપર "ખીલન મર્ગ" તરફ અમારા ઘોડા ચલાવ્યા. હમારી મંડળીમાંના કોઇક જ સારા ઘોડેસ્વાર હશે: ને તેમાયે સ્ત્રીવર્ગના ટોળાને ઘોડેસ્વારરૂપે જોતાં પરસ્પર ખૂબ આનન્દ, વિનોદ તથા મજા પડી. "ખીલન મર્ગ" પહોંચી ત્યાં સૌએ ટિફીન લીધું. "ખીલન મર્ગ" સમુદ્ર સપાટીથી નવ હજાર ફૂટ ઉંચે છે. ત્યાંથી દૂર "એલ્પેથર" નાં હીમ આચ્છાદિત શિખરો સ્પષ્ટ દેખાય છે. નજીકમાં બરફનો પહાડ હતો, ત્યાંથી બરફનાં વિશાળ ચોસલાં અમારામાંના કેટલાક ઉંચકી લાવ્યા. પર્વતપરનો બરફ જોવાનો આ પહેલો પ્રસંગ હતો.

પરંતુ દૂર આકાશ ઘેરાતું હતું, ને તેથી જલદીથી બધા ઘોડેસ્વારો પાછા ફર્યા. જોતજોતામાં તો વરસાદ તૂટી પડ્યો. ને સાથે સાથે બરફ પણ ખૂબ વરસ્યો. બધાં પલળી ગયાં. ચોમેર વૃક્ષોની ડાળીએ લીલાં પાંદડાં ઉપર હીરા જેવી બરફની કણીઓ ને નીચે, જમીન ઉપર એકઠો થએલો શ્વેત સાકર સમો બરફ આ કુદરતી દૃશ્યમાં વધુ ઉમેરો કરતો હતો. આખે શરીરે પલળ્યા છતાં તે દિવસનો આનંદ જીવનમાં ભૂલે પણ ન ભૂલાય તેવો રહેશે. સાંજરે શ્રીનગર પાછા ફર્યા. ત્રીજે જ દિવસે હમારે શ્રીનગર છોડવાનું હતું એટલે કાશ્મીરની કારીગરીની કેટલીક વસ્તુઓ ખરીદવામાં બીજો દિવસ ગાળ્યો. કાશ્મીરમાં રેશમ તથા ઉનના વણાટની અનેક વસ્તુઓ

બને છે. તેમ જ લાકડામાં કોતરકામ એટલું ઝીણું થાય છે કે અત્રેની વસ્તુઓ ભારતની એક ઉચ્ચ કારીગીરીના નમુનો ગણી શકાય. તે સિવાય "કેસર" તો અત્રેની ખાસ ઉત્પન્ન છે*.

આમ કાશ્મીરમાં પ્રભુની પ્રતિકૃતિ કુદરતે, પ્રત્યેક ખુણે સૌન્દર્ય વેર્યા છે. કાશ્મીરનાં સ્ત્રી-પુરુષો તથા નાના બાળકો પણ એટલાં સુંદર છે કે આખા હિન્દુસ્તાનમાં તેમના સૌન્દર્યની સ્પર્ધામાં તેઓ અજોડ છે. તેમ છતા તેઓ આત ગરીબ છે.

પરંતુ પૃથ્વીપરના પ્રવાસીઓના સુખી દિવસો જેમ અતિ વેગથી ના ખબર પડે તેમ પસાર થાય છે તેવા આ હમારા કાશ્મીરના સુખી દિવસો વિદ્યુત્ વેગે પૂરા થયા ને આખરે કાશ્મીરના અતિ રમણિય પ્રદેશને પ્રણામ કરી હમારી મંડળી રાવળપીંડી પાછી ફરી.

જગતની ધડમથલમાંથી થોડીક પળો બચાવી પૃથ્વીપરની આ સ્વર્ગીય ભૂમિ જરૂર જોવા જેવી છે.

ઘડી છોડી દે ને, ધડમથલ તહારા જગતની;
જરા જા આજે તો, નિરજન મહા જંગલ મહીં;
તરૂ પક્ષીમાંથી, જરૂર મળશે કોઇ કિમીઆ;
જશે અંધાપો આ તુજ હૃદયનો ત્યાં વિહરતા; કલાપી.]

**બાલાગવરી બંસીધર પરીખ.**

## શરદ્ પૂર્ણિમા.

ખીલી પૂર્ણતા અનંત, જેને પૂર્ણતા અનંત,
અરપે એ શાંત તેજ આત્મને.
થતાં હૈયાં ઉલ્લાસ, હૃદય ઉડતું આકાશ;
નિરખે જ્યાં આંખ કુમુદનાથને—ખીલી.
સરવરની કુમુદકેરી તલસે છે પાંખડી,
વિરહમાં ડુબેલી રસઘેલી એની પાંખડી.
નિરખી હૈયું ઉભરાય, રસઘેલું રસમાંય,
તલસે રમવાને રસ-રાસમાં—ખીલી.
શાંત સૌમ્ય મૂર્તિ વિભુએ સુંદર ઘડી;
સત્વભાવ વિશ્વના ભરીને ઉંચે જડી.
રમવા હૈયું હરખાય, હાસ્ય ઉરનાં ઉભરાય,
ઉભરાયે જેમ નીરનિધિનાં—ખીલી.
ઘેરી ઘેલી આંખો છે રજનીના પારામાં,
ડુબે એ મંદ મંદ સ્નેહભર્યા અંકમાં.
કરે અંજન તુજ તેજ, નયન ભૂલે આ દેહ,
ઉડે અનંત આત્મ બ્રહ્મમાં—ખીલી.

**રામકૃષ્ણ એમ. મહેતા.**

# બાલ રક્ષાલય.

## Welfare Centre.

આ જાતની સંસ્થાઓ લંડનમાં લત્તાવાર કરવામાં આવેલી છે. મૂળ હેતુ બાળરક્ષણનો છે. બધી જ સંસ્થાઓ પોતાનાથી બનતું કરે છે છતાં તે આબેહુબ સરખી જ નથી હોતી. સરકારની મદદ લઇને કે ઉદાર લેડીના આશ્રયથી સંસ્થા ચાલે છે; અને તે ભવિષ્યની પ્રજાને તંદુરસ્ત રાખવામાં ઘણી જ સહાયતા કરે છે. આપણે અહિંયાં દવાખાનાંઓની અગત્ય જોઇએ તે કરતાં બહુ વધારે મનાય છે. સુધરેલા દેશોમાં મુખ્યત્વે પ્રયત્ન આરોગ્ય કેવી રીતે જાળવવું તે માટે થાય છે. બાળમરણો અટકાવવાં, તંદુરસ્ત બાળકો ઉછેરવાં ને સાથે માતાની કાળજી થાય તે મુખ્ય કામ આ સંસ્થાનું છે.

આવી એક સંસ્થા જોઇ તેમાં ત્રણેક વિભાગ રાખેલા છે એકમાં બાળકોની તપાસણી અને તેની નોંધણી થાય છે ગર્ભાવસ્થા હોય તેવી સ્ત્રીઓ અહિંયાં તપાસ માટે આવે છે. આ કામને માટે એક દાક્તર બાઇ રાખેલી છે. સ્ત્રીઓની તે બધી તપાસ કરે છે ને તેમને યોગ્ય સલાહ આપે છે. આવી રીતે, બાળક જન્મ્યું પણ ના હોય તે પહેલાં જોઇતી સાવચેતી લેવાય છે. જન્મેલાં બાળકોને પણ તપાસવામાં આવે છે. તેમનું વજન નોંધાય છે ને વખતોવખત માતાઓ સંસ્થામાં આવીને બાળક તંદુરસ્ત કેમ રહે તે વિષે સલાહ લઇ જાય છે. આ તપાસણીનું કામ નર્સો કરે છે ને બાળકને કંઇ પણ દાક્તરી સલાહની જરૂર હોય તો જ દાક્તર પાસે મોકલે છે. આ ઉપરાન્ત સંસ્થાને અંગે સોંઘું ને સ્વચ્છ દૂધ વેચે એવી દુકાન રાખી છે.

બીજો વિભાગ Creche નો છે. કામ ઉપર જતી માતાઓ તેમનાં બાળકોને અહિં મૂકી જાય છે. સવારમાં બાળક આવે કે તેમને ન્હવડાવીને તેમનાં કપડાં બદલવામાં આવે છે; પછી તેમને પારણામાં સુવાડે છે. જાગે ત્યારે રમવા માટે રમકડાં પણ રાખેલાં છે. આખો દિવસ તેમને આનંદમાં રાખવામાં આવે છે. દિવસમાં ત્રણ વખત તદ્દન સાદો પણ પૌષ્ટિક ખોરાક આપવામાં આવે છે. નાના ચોગાનમાં બાગ જેવું બનાવ્યું છે તેમાં ખુલ્લી હવામાં બાળકો રમે છે. બાળકોનાં બધાં કપડાં શુદ્ધ કરવા માટે વરાળથી Sterilisation કરવાની ગોઠવણ પણ રાખવામાં આવે છે.

આ ઉપરાન્ત આ સંસ્થામાંથી માંદાં માણસોને માટે ખોરાક આપવામાં આવે છે. બીજું ઉપયોગી કામ એ થાય છે કે સ્ત્રીઓને ઉપયોગી

વિષયો જેવા કે બાળઉછેર, આરોગ્ય, માંદાંની માવજત ઉપર અઠવાડિયામાં એક વાર ભાષણ થાય છે.

સંસ્થાથી અનેક ફાયદા થાય છે અને તે સમજીને સ્ત્રીઓ તેનો ખુબ ઉપયોગ કરે છે. રોજ ૫૦–૬૦ સ્ત્રીઓ બાળકોની તપાસ માટે આવે છે. આવી સંસ્થાની દેખરેખ નીચે બાળકોને ઉછેરવામાં આવે છે તેથી બાળમરણનું પ્રમાણ ઘણું ઘટી જાય છે.

આપણા દેશમાં પણ આવાં Welfare Centres ખોલવામાં આવ્યાં છે પણ ઘણી વખતે આ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ–આરોગ્યનું શિક્ષણ આપવાનું તે ભુલાઇ જાય છે અને આવી સંસ્થાઓ માતાઓ અને બાળકોની ઠીરપેન્સરીના રૂપમાં ફેરવાઇ જાય છે.

સ. મ.

---

# સહશિક્ષણની અનાવશ્યક્તા.

ઘણી વાર સ્ત્રીપુરુષને સંસારરૂપી ગાડાના પૈડાની ઉપમા આપવામાં આવે છે. પુરૂષ બુદ્ધિપ્રધાન છે; સ્ત્રી લાગણીપ્રધાન છે. પુરુષો જડ્સા જેવા હોવાથી, વળી તેમના વહેપાર–નોકરીનાં સંજોગો કઠણ હોવાથી, તેમને લાગણી કેળવવાનો અવકાશ નથી હોતો. નાનપણથી જ એમના પર અંકુશ મૂકેલો હોવાથી તેઓ લાંબે વખતે કાં તો નઠોર અગર લાગણીહીન બની જાય છે. અને જુવાન છતાં તેઓનું વર્તન ઘરડા જેવું જ થઇ જાય છે. બીજી બાજુ લગભગ લાગણીમાં જ રાચતી એવી સ્ત્રીઓને કેળવણીના અભાવે બુદ્ધિ ખીલવવાની, રાષ્ટ્રજીવન તેમ જ સામાજિક જીવનના અગત્યના પ્રસંગોમાં ભાગ લેવાની અનુકૂળતા નથી હોતી. ગાડું ત્યારે જ બરાબર ચાલે, જ્યારે એ પૈડાં સરખાં હોય ને ધરી પણ મજબૂત હોય. પણ આપણા સમાજમાં તો સ્ત્રી અને પુરુષના માર્ગ નિરાળા છે, જો કે મારી એમ કહેવાની મતલબ નથી કે બન્નેની લાગણી કે બુદ્ધિની પ્રગતિની દિશા એક જ હોવી જોઇએ.

ભણેલા વર્ગના છોકરા–છોકરીઓનાં જીવન પુસ્તકીયાં હોય છે. પુસ્તકીયાં એ રીતે કે તેઓ રાતદિવસ પોતાની આગળ ચાલી રહેલા સંસારનાટક તરફ દુર્લક્ષ દાખવે છે; અને નવલકથાઓમાં અગર બીજી અંગ્રેજી

ગુજરાતી ગ્રંથોમાં વર્ણવેલી સૃષ્ટિને ખરી, અગર ખરી બનાવવા લાયક સમજી વર્તમાનને ભૂલી જાય છે. સ્ત્રીઓ પુરુષને સ્વાર્થી ને લફંગો કહે છે, અને પુરુષો એમ માને છે કે ભણતરથી સ્ત્રીઓ બગડી જાય છે.

આપણે ત્યાં બચપણથી જ છોકરા છોકરીઓને વિખૂટાં કરી મૂકવામાં આવે છે. ચાર પાંચ વરસની થાય એટલે છોકરીઓ છોકરી ભેગી રમે અને છોકરાઓ છોકરા ભેગા રમે નહિ તો,

"છોકરા ભેગી છોકરીઓ,
એની માની ખોકડીયો."

આથી કરીને ભાઈબ્હેન વચ્ચે જે સહજ સ્નેહ થયો હોય છે તે નાનપણથી જ કરમાઇ જાય છે. બેન મોટી થાય ત્યારે સાસરેથી કદી કદી આવે ને વરસમાં એક વાર પસલી લઇ જાય ને બહુ બહુ તો થોડાં કપડાંલત્તાં પામે. એટલી બધી જુદાઇ એ આનું પરિણામ છે.

આવી વસ્તુસ્થિતિને અંગે સ્ત્રીપુરુષ વચ્ચે એક જ સંબંધ કલ્પી શકાય છે. એ વરવહુનો. સમાજના બંધારણનો મનપર, કલ્પનાપર અને લાગણીના વહેણપર કેટલો બધો અંકુશ છે એ આ ઉપરથી સમજાશે. સાધારણ કુટુમ્બના છોકરાઓ કૉલેજો ને હાઇસ્કુલોમાં છોકરીઓ પાછળ ભમતા થઇ જાય છે; ને જે સ્નેહબાણ ફેંકાયાં પણ ન હોય, અગર ફેંકાય એવી કલ્પનાને પણ અવકાશ ન હોય, એના પોતાની જાતને ભોગ માની બણાય યુવકો નકામાં લાંબાં કાગળિયાં ચિતરી કાઢે છે.

સમાજના મોંમાં ધોલ મારી એને સુધારી શકાય એમ નથી. એકનું એક બાળક કોઈ વાર ફોસલાવવાથી તો કોઈ વાર ધમકાવવાથી કહ્યાગરૂં બને. મૂર્ખ માણસની સાથે પ્રસંગ પડે તો કામ લેવા સારૂ તેની જેમ થોડા વાયલ પણ થવું પડે. આ તો ઠીક, પણ સુધારા પ્રત્યે ભણેલા વર્ગના મંતવ્ય અને કર્તવ્યમાં ઘણો ભેદ છે. જ્યાં સુધી પારકાનો છોકરો જતિ થતો હોય ત્યાં સુધી ત્યાગમાં સુખ દેખી ઉપદેશ દેશે, પણ પોતાને ઘેર જ્યારે ધાડ આવે છે ત્યારે તેઓ ઉછળી પડે છે. સુધારાની આવશ્યકતા પ્રતીત કરવા દાખલા દલીલ સાથે જોઇએ તેવા લેખો લખે ને ભાષણો આપે. પણ પોતાનો જ છોકરો કે છોકરી એવું પગલું લેવા ચાહે ત્યારે તેને બળજોરીથી રોકી રાખવામાં ગુન્હો ન માને. ન્યાતિલાઓ શું કહેશે, એ બ્હીકે છોકરીઓને ભણવા નથી મોકલતા. બધાની છોકરીઓ નાનપણે પરણે છે તો મારી શા માટે નહિ, એ વૃત્તિ પ્રચલિત છે. સુધારાનો શોખ તો પાળવે એને જ પાળવે એમ મન વાળી ચાલી આવેલી ઘરેડમાં તેઓ ચાલ્યા જ કરે છે.

અત્યારના આપણા સામાજિક વાતાવરણની આમ કંઈક ઝાંખી આપી હું એમ બતાવવા માગું છું કે આવા સંજોગોમાં સહશિક્ષણ સફળ થવા નથી સરજાયું.

વળી સહશિક્ષણને અંગે બન્નેનું ભણતર એક જાતનું થઈ જાય છે એ સામે મારો સખત વિરોધ છે. ગૃહજીવન એ રાષ્ટ્રનો પાયો છે. એને લગની કેળવણી આપણા દેશમાં થોડાં કુટુમ્બમાં જ ઘેર મળી શકે. બાળકોને જે જોઈએ છે, પુરુષને જેની જરૂર છે, ને છેવટે રાષ્ટ્ર જેના વિના અંદરખાનેથી પોલું થઈ જાય એ ગૃહજીવન કેળવવાની વૃત્તિ નાનપણથી જ સ્ત્રીઓમાં ઉગાડવી, પોષવી ને ખીલવવી એ સ્ત્રી કેળવણીનું એક અંગ હોવું જોઈએ. સ્ત્રીનું ઘરમાં સ્થાન અનન્ય છે. એની જવાબદારી કંઈ પુરુષથી ઓછી જ ઉતારી શકાવાની છે! આવી જાતની કેળવણી એક સ્ત્રી અને પુરુષની સંયુક્ત શાળામાં કેવી રીતે આપી શકાય?

આ ઉપરથી મારો એમ કહેવાનો ઉદ્દેશ નથી કે પુરુષો જે જૂદી જૂદી સામાજિક રાજકારણ વિષયક, વૈતાનિક પ્રવૃત્તિઓ હાથ ધરે છે તેમાં સ્ત્રીઓએ માથું ન મારવું. વલણ એ બાજુ હોય તે ભલે એ પ્રમાણે કરે. પણ એટલું તો ખરૂં કે પુરુષની જુઠી નકલ કરવી એ હોંશિયારી નથી. દરેક દરેક વસ્તુ તેના પોતાના તેમ જ તેના વર્ગના અંગત નિયમોને અધીન હોય છે. સ્ત્રીઓની બુદ્ધિનું વલણ અમુક બાબતોમાં પુરુષોના કરતાં તદ્દન જુદું જ છે. " તે ખીલવવા પુરતી તેને છૂટ મળે એ માટે પુરુષની હાજરીરૂપી વિઘ્ન નાબૂદ થવું જોઈએ. દરેકે દરેક વ્યક્તિએ પોતાનું "હું પણું" સાચવવું જોઈએ. પુરુષો પુરુષત્વમાં ગૌરવ માને તો સ્ત્રીઓએ સ્ત્રીત્વથી શા માટે શરમાવું જોઈએ!

એક એવી પણ માન્યતા છે કે જો સહશિક્ષણ આપણે ત્યાં સફળ બનાવવું હોય તો કૉલેજમાં અને હાઇસ્કૂલોમાં છે તેમ શરૂઆતથી જ દાખલ કરવું જોઈએ. આથી કંઈ વિદ્યાર્થીઓ ને વિદ્યાર્થિનીઓની મનોવૃત્તિમાં ફેર પડે એ મારા માનવામાં નથી આવતું. વડોદરા રાજ્યની માફક સહશિક્ષણ અત્યારના સંજોગોમાં અમુક વર્ગ સુધી જ અપાવું જોઈએ.

આમ સ્ત્રીઓની ઈલાયદી નિશાળો કરવામાં આવે તો સ્ત્રીપુરુષ એક-મેકને ઓછો અન્યાય કરે અને એક બીજા માટે સ્વાભાવિક રીતે વિચારતાં શીખે.

સહશિક્ષણના ખાસ કંઇ ફાયદા પણ નથી. પુરુષનો સ્વભાવ સ્ત્રીએ જાણવો અને સ્ત્રીનો પુરુષે નાનપણથી સમજવો એમાં કંઇ ખોટું નથી. પણ સ્વભાવપરીક્ષા માટે નિશાળ એ એક જ સ્થાન નથી. ઉલટું ત્યાં તો ઘણી વાર આડંબર સત્ય તરીકે લેખાય છે. જૂદી નિશાળો રાખવાનું બીજું આ પણ પ્રયોજન છે કે ઘણાં માબાપો સહશિક્ષણને કારણે જ પોતાની છોકરીઓને ભણવા નથી મોકલતાં એટલે સ્વતંત્ર નિશાળોથી સ્ત્રી કેળવણીને મોટો ટેકો મળે એમ સંભવ છે.

બાકી સહશિક્ષણનો સિદ્ધાંત કંઇ ખોટો નથી. દશ પંદર વર્ષ પછી એને માટે પાકું ક્ષેત્ર તૈયાર થશે. પણ અત્યારના સંજોગોમાં આ પ્રયોગ હાલ તુરત માંડી વાળવા જેવો છે. નહિ તો જે બે જાતિ એક બીજાની પ્રગતિ માટે સરજાઇ છે તે શરૂઆતથી તે અંત સુધી સાથે ભણે, ફરે એના જેવું બીજું શુભ કયું હોઇ શકે?

**રમણલાલ પુરૂષોત્તમદાસ નાગરવાડીઆ.**

# શંકિત–હૃદય.

શંકિત હૃદય ઉપર સમાધાનરૂપી પ્રકાશ પડયા પહેલાં, શંકાએ પોતાના વિધવિધ રંગોની રંગોળી મનુષ્યહૃદય ઉપર દોરીને અનેકનાં જીવનો ઝેરમય બનાવ્યાંની કથાઓ અસામાન્ય નથી; અને જ્યારે અંધકારનો પડદો ખસી, વસ્તુતઃ સત્ય દર્શન દે છે ત્યારે ઉતાવળમાં મારેલા ફૂદકાથી પશ્ચાત્તાપ કરતો મનુષ્ય, આ જીવનભર પશ્ચાત્તાપના ઝરણામાં બળતો રહે છે. આપણા સમાજમાંયે, આવી કથાઓ અસામાન્ય તો નથી જ.

થોડાંક વર્ષ પરની આ વાત છે. રાત્રિના દશેક વાગ્યાનો સમય થયો હશે. કલકત્તાના ડૉ. દીનાનાથ બેનરજી પોતાના મકાનમાં, તેમની દીકરી શ્રીમતીનું "তোমারে শরণ........" નું ભજન એક ચિત્તે સાંભળી રહ્યા હતા તેવામાં નોકરે આવી ખબર આપી કે "કોઇ દરદી આપને મળવા માગે છે." અત્યારે મળવા આવનાર કોણ હશે એમ સ્વાભાવિક વિચાર કરતાં ડોક્ટર સાહેબ તુર્ત જ દિવાનખાનામાં ગયા.

"નમસ્કાર, ડોક્ટર સાહેબ!"–આવેલ વ્યક્તિએ નમસ્કાર કરી ડોક્ટર સાહેબને સંબોધ્યા.

"આપને જરા તસ્દી આપવા માટે માફી ચાહું છું. મ્હારા આ જમણા હાથના કાંડામાં આ ઠેકાણે અસહ્ય પીડા થાય છે, જાણે કે કાંઇ સખ્ત ધાતુની રજ ભરાઇ રહી હોય તેમ ઘડી ઘડી અંદર ખટકયા કરે છે. કૃપા કરી બરબર તપાસો ને કાંઇ ઉપાય કરો. આજ ત્રણ માસથી આ દરદ થાય છે પરંતુ આજે તો અસહ્ય પીડા લાગવાથી નાછૂટકે આટલી મોડી રાત્રે આપની પાસે આવ્યો છું."

ડૉ. બેનરજી કલકત્તામાં એક અગ્રગણ્ય ડોકટરોમાંના એક હતા. દરદીના રોગની ચિકિત્સામાં તેઓ ઘણા પ્રવીણ લેખાતા. અનેક પ્રકારના રોગો તથા દરદો તેમને તપાસ્યાં હતાં. પરંતુ આ દરદની ચિકિત્સા તેમને મુશ્કેલ પડી. અનેક વાર દરદીનો હાથ તથા કાંડું તપાસ્યું, પરંતુ દરદનું લેશ માત્ર પણ કારણ દેખાયું નહિ, તેથી ડોકટર બહુ જ આશ્ચર્ય થયા.

દરદીએ કહ્યું—"ડોકટર સાહેબ! મ્હારી ઓળખાણ આપું. જેસોરના જમીનદાર ધનાનન્દ બાબુનો હું પુત્ર છું. મ્હારૂં નામ રમેશ. આ દરદ ત્રણ માસથી શરૂ થયું છે. મ્હેં અનેક દવાઓ કરી પરંતુ દરદ નાબુદ થતું નથી. અવારનવાર ખટકો આવ્યા જ કરે છે. તમને કેમ લાગે છે?"

"મહાશય! આપના હાથમાં કાંઇપણ જાતનું દરદ હોય તેમ મને જણાતું નથી. છતાં આપને અસહ્ય પીડાની બૂમ મારતા જોઇ, ખરેખર મને બહુ જ આશ્ચર્ય થાય છે. છતાં આ લેપ લગાડું છું, તેનાથી દરદ નરમ પડશે એમ હું માનું છું." એમ કહી ડોકટરે દરદીના કાંડા ઉપર લેપ લગાવી પાટો બાંધી દીધો. દરદ કાંઇક નરમ લાગવાથી ડોકટર બેનરજીની રજા લેઇ રમેશ બાબુ ત્યાંથી વિદાય થયા.

તેમ છતાં સહદયી ડૉ. બેનરજીને આખી રાત ઉંઘ ના આવી. રમેશ બાબુના હાથ ઉપર દરદનું યત્કિંચિત્ પણ કારણ જણાતું ન્હોતું; તેમ છતાં આટલું દરદ શાથી થતું હશે તે વિચારે તેમને ખૂબ મૂઝવ્યાં. છતાં તેનું નિરાકરણ થઇ શક્યું નહિ.

× ×

× × ×

ઉપરની ઘટનાને ત્રણેક માસ થઇ ગયા હશે. ડૉ. બેનરજીના દવાખાનામાં અતીવ વેદનાથી બૂમ પાડતા રમેશબાબુ, ડોકટરને પોતાનો હાથ બતાવી રહ્યા છે. ડોકટરની મુઝવણનો પાર નથી. રમેશબાબુ, દરદવાળા ભાગ ઉપર ઓપરેશન કરી અંદર ખટકો મારતી વસ્તુ બહાર કાઢવા ડોકટરને વિનવી રહ્યા છે. ડોકટરને કાંડામાં કાંઇપણ જણાતું નથી એટલે

ઑપરેશન કરવું અનાવશ્યક લાગે છે. અસહ્ય દરદથી કંટાળી રમેશ બાબુએ ત્રાડ પાડી કે "ડૉક્ટર સાહેબ, ગમે તે થાય. મ્હારા કહેવાથી મ્હારા હાથના આ ભાગ ઉપર કાપ મૂકો. મને બહુ જ દુઃખ થાય છે. અચકાશો નહિ. હું કહું છું ને તમે કાપ મૂકો." અંતે, કચવાતે મને, ડૉક્ટરે રમેશ બાબુના બતાવ્યા પ્રમાણે કાપ મૂક્યો. રક્તના બે ત્રણ ટીપાં પડ્યાં. અંદર કાંઇપણ જણાયું નહિ. "હાશ, ડૉક્ટર! મને કાંઇક ટાઢક વળી. ખરેખર આ લોહીના ટીપાં જ એવા હશે કે જાણે કે લોખંડનો રસ. ડૉક્ટર સાહેબ, અત્યારે આપની રજા લેઉં છું ને અવારનવાર મ્હારા આ દરદની સ્થિતિ જેસોરથી પત્રમાં લખતો રહીશ," એમ કહી ડૉક્ટરની ફી આપવા માંડી. પરંતુ ડૉ. બેનરજી એ એક જુદી જ મૂર્તિ હતી. જે ઑપરેશન કરવાની પોતાના અંતઃકરણને જરૂર ન્હોતી જણાઇ તેના પૈસા લેવા તેમના નીતિ સિદ્ધાંતને ઠીક ના લાગ્યાં. જરાક સ્મિત કરી, ડૉ. બેનરજીએ કહ્યું! "રમેશ બાબુ! બહુ ઉપકાર થયો. આ ઓપરેશનના પૈસા લેવા હું માંગતો નથી. મ્હારા સિદ્ધાંતો જરા કઢંગા તથા વિચિત્ર છે. જો આ ઓપરેશનથી આપને કાયમનો આરામ થાય તો પછી આપણે ફી સંબંધી વાત કરીશું. હાલમાં તો મ્હારી માન્યતા પ્રમાણે ઓપરેશનની જરા પણ આવશ્યક્તા ન્હોતી એટલું જ નહિ પણ વાસ્તવિકમાં ઓપરેશન કર્યું જ નથી. ફક્ત બે ત્રણ ટીપાં રક્તનાં નીકળ્યાં તેટલો કાપ જ મૂક્યો હતો. ડૉક્ટરના આ સિદ્ધાંતથી રમેશ બાબુ તો દિગ્મૂઢ બન્યા. તેમ છતાં પાછળથી લેઇ લેવાશે એમ વિચારી ડૉક્ટરનો અત્યંત આભાર માની ત્યાંથી વિદાય લેઇ, મોટરમાં જેસોર નીકળી પડ્યા.

પ્રસ્તુત ઘટનાને આજ ૭ માસ વીતી ગયા છે. ડૉ. બેનરજીની અદ્ભુત વિચારશક્તિ તથા ઉત્તમ વૈદિક જ્ઞાન હજુ રમેશ બાબુના દરદની ચિકિત્સા કરી શક્યાં નથી. ડૉ. બેનરજી આજની ટપાલ વાંચી રહ્યા છે, તેવામાં એક કાગળ વાંચતાં ડૉક્ટર દિગ્મૂઢ બની ગયા. તે પત્ર તેમના તે દિવસના દરદી રમેશ બાબુનો હતો. પત્રમાં શું હતું!

મ્હારા વ્હાલા ડૉક્ટર,

આપના માયાળુ તથા સહૃદયી સ્વભાવ માટે જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે.

મ્હારો દરદ સારૂ આપે બહુ યત્નો કર્યા. મ્હેં પણ મ્હારાથી બનતું કર્યું. પરંતુ આ દરદ કાંઇ સામાન્ય જગતનાં દરદોમાંનું ન્હોતું, તેની મ્હને તો ખબર હતી. તે તો હૃદયના સાચા પ્રેમીને તેના બદલામાં મારેલ કાતીલ-

એ દિવસ પછી ડૉક્ટર એનરજીએ રમેશબાબુના મરણના સમાચાર છાપામાં વાંચ્યા.

સમાજમાં કેટલાયે નિર્દોષ કુસુમો આમ અજાણતાં સાહસિક હૃદયથી ચોળાતાં હશે ! !

બંસીધર ગોવર્ધનદાસ પરીખ.

# ગર્ભાવસ્થામાં બાળશિક્ષણ.*

ગર્ભાવસ્થામાં બાળક અને માતાને જેટલો ગાઢો સંબંધ હોય છે, તેટલો સંસારની કોઇપણ બે વસ્તુઓમાં હોતો નથી. માતાના પેટમાં બાળક નવ માસ ગાળે છે; અને આ સમયમાં તે એક અતિ સૂક્ષ્મ પદાર્થમાંથી જીવતો જાગતો જીવ બની જાય છે. ગર્ભાવસ્થામાં માતા અને બાળકની વચ્ચે એક અતિ કોમળ નળી દ્વારા માતાના શ્વાસ સાથે શ્વાસ અને ભોજનની સાથે ભોજન તેને મળે છે. આવી સ્થિતિમાં સ્વાભાવિક છે કે માતા અને ગર્ભમાંના બાળકની સાથે એવો ગાઢો સંબંધ રહેવાનો કે માતાનું શારીરિક, માનસિક, સામાજિક, નૈતિક અને ભૌતિક સ્વરૂપ જેવું હશે, તેવુંજ પ્રતિબિંબ ગર્ભમાંના બાળકમાં ઉતરશે. આ લેખમાં હું આ પ્રશ્નને ઐતિહાસિક દૃષ્ટાંત, વૈજ્ઞાનિક પ્રમાણો અને ડૉક્ટરોના અનુભવને આધારે સાબીત કરી આપવાનો પ્રયત્ન કરીશ.

**ઐતિહાસિક દૃષ્ટાંતઃ**—જ્યારે અભિમન્યુ ગર્ભમાં હતો તે અરસામાં જ તેની માતાને અર્જુને કોઠા યુદ્ધમાં દાખલ થવાની યુક્તિ કહી સંભળાવી હતી. અતિ તીવ્ર અને પ્રભાવશાળી અભિમન્યુ ઉપર આ વિવરણનો એટલો બધો પ્રભાવ પડ્યો કે તેને કોઠાયુદ્ધમાં દાખલ થવાની યુક્તિ જન્મ્યા પછી પણ યાદ રહી અને જ્યારે મહાભારતનું ભયંકર યુદ્ધ થયું ત્યારે અભિમન્યુ ગર્ભાવસ્થામાં જાણેલી વિદ્યાનો ઉપયોગ કરીને આવા વિકટ કોઠાયુદ્ધમાં દાખલ થયો કે જેમાં દાખલ થવાનું જ્ઞાન અર્જુન સિવાય બીજા કોઇપણ યોદ્ધાને ન હતું અને આથી કરીને તેમનામાંથી કોઇપણ કોઠાયુદ્ધમાં પ્રવેશી શકતું નહોતું. વિદુષી મદાલસાએ પણ પોતાના બાળકને હાલરડાં દ્વારા સંસ્કાર આપીને વીર અને બ્રહ્મજ્ઞાની બનાવ્યો હતો.

* 'માધુરી'ના એક અંકમાંથી શ્રીમતી માયાદેવીજીના લેખનો અનુવાદ.

રાક્ષસોના રાજા હિરણ્યકશ્યપનો પુત્ર પ્રહ્‌લાદ આટલો મહાન ઈશ્વર-ભક્ત એટલા જ કારણે નીવડયો કે તેની માતાના પેટમાં હતો તે વખતે નારદ મુનિએ તેની માતાને જ્ઞાન-ભક્તિનો ઉપદેશ આપ્યો હતો. આ ભાવ તેના હૃદયમાં એટલો બધો વ્યાપી ગયો હતો કે ગર્ભાવસ્થામાંનો પ્રહ્‌લાદ પણ તે જ ભાવો સાથે જન્મ્યો. તેનો પિતા ઈશ્વરનો ભારે દ્રોહી હતો, તેને ઈશ્વરનું નામ સાંભળીને પણ તિરસ્કાર અને ક્રોધ ઉપજતો હતો. જ્યારે તેણે પ્રહ્‌લાદમાં ઈશ્વર-ભક્તિ પ્રત્યે પ્રેમ જોયો ત્યારે તેને ફેરવવાના તેણે ખૂબ પ્રયત્નો કર્યા. પ્રહ્‌લાદને અનેક પ્રકારના ભય દેખાડયા અને શિક્ષાઓ કરી; પણ તેનામાં ગર્ભના સંસ્કાર એટલા દઢ થયેલા હતા કે ભયંકરમાં ભયંકર શિક્ષા પણ તેને ઈશ્વરભક્તિના માર્ગથી ચલિત કરી શકી નહિ.

નેપોલિયન ગર્ભમાં હતો ત્યારે તેની માતા કેટલાયે માસ સુધી પોતાના પતિ સાથે લડાયક સૈન્યમાં રહી હતી. તે કૂચ થતી વખતે ઘોડા ઉપર સ્વાર થઇને સેના સાથે જતી હતી અને પોતે યુદ્ધ સબંધી વાતચીતમાં બહુ જ રસ લેતી હતી. ગર્ભમાંના નેપોલિયન ઉપર આ વાતોનો બહુ પ્રભાવ પડયો. બાલ્યાવસ્થામાં જ તેનામાં વીરોચિત લક્ષણો દેખાતાં હતાં, તેને યુદ્ધ પ્રિય હતુ. તે યુદ્ધ અને વિજય વિષે જ વાતો કર્યા કરતો હતો. યુવાવસ્થા પ્રાપ્ત થતાં તેણે પોતાની વીરતા અને યુદ્ધકળાની નિપૂણતાના એવા તો ચમકારા દર્શાવ્યા કે સમસ્ત યૂરોપ તેનાથી આશ્ચર્યચકિત થઇ ગયું.

સ્કૉટલેંડના પ્રસિદ્ધ કવિ રોબર્ટ બર્ન્સ વિષે કહેવાય છે કે તેની માતાને અનેક કાવ્યો યાદ હતાં અને તેનો તેને એટલો બધો શોખ હતો કે તે પોતાનું ઘરકામ કરતી કરતી પણ તે જ ગાયા કરતી હતી.

પ્રસિદ્ધ ચિત્રકાર ફ્લેક્સમેનની માતા ગર્ભાવસ્થામાં કલાકોના કલાકો સારાં સારાં ચિત્રો જોવામાં ગાળતી હતી; અને ચિત્રકલાના પારંગતોનાં સુંદરતમ ચિત્રોને પોતાના હૃદયમાં અંકિત કરવાનો પ્રયત્ન કરતી હતી. તેનું પરિણામ એ આવ્યું કે તેનો બાળક એ કળામાં ઘણો જ હોંશિયાર નીવડયો.

**વૈજ્ઞાનિક પ્રમાણઃ**—પ્રોફેસર એલ્મર ગેટસે યુનાઇટેડ સ્ટેટ્સની રાજધાની વૉશિંગ્ટનની પોતાની વિજ્ઞાનશાળામાં કેટલાક ઘણા સરસ પ્રયોગો કર્યા. તેણે જુદે જુદે વખતે અનેક માણસોને પોતાનો શ્વાસ અરિસા ઉપર ફેંક્વાનું કહ્યું. દરેક વખતે શ્વાસની હવામાં ભળેલા જે પદાર્થો ઠંડા અરિસા ઉપર જામતા હતા તેની પરીક્ષા કરતાં તેને જ્ઞાન થયું કે આ પદાર્થ

કરે તો તે ભાવનાનું પરિણામ બાળક ઉપર જરૂર થવાનું. તેઓ એમ પણ કહે છે કે જે માતાને અંધારામાં ડર લાગતો હોય અને તે વિચાર્યા કરે કે તેનું બાળક નિડર થાય, તો બાળક જરૂર માતા કરતાં ઓછું ડરપોક થશે. આનો સારાંશ એ છે કે **માતાઓ જો આ બાબત ઉપર ધ્યાન આપે કે પોતાના અવગુણો બાળકમાં ન ઉતરે, તો તેનો પ્રભાવ બાળક ઉપર જરૂર પડશે જ પડશે.**

ડૉકટરોનો એ પણ અનુભવ છે કે ગર્ભાવસ્થામાં જો માતાને કોઇ ખાસ ચીજની ઇચ્છા થાય અને તે પૂર્ણ ન થાય તો બાળકમાં તેની ઇચ્છા ઘણીજ પ્રબળ થાય છે. વૈદકીય ગ્રંથોમાં ઘણી એવી બાબતો પણ મળી આવે છે કે જન્મ્યા પછી બાળક ઘણી વાર સુધી રડયા કરતું હોય; પણ જ્યારે તેને તેની માતાએ ગર્ભાવસ્થામાં ઇચ્છેલી ચીજ જરા પણ આપવામાં આવે કે તરત જ તે ચૂપ થઇ ગયું હોય છે.

ગર્ભાવસ્થામાં એક સ્ત્રીને માંસની ખુશબો આવી અને તેને તે ખાવાની ઇચ્છા થઈ; પણ તેના ધર્મ પ્રમાણે માંસ ખાવું એ અયોગ્ય હતું, તેથી તેણે માંસ ખાધું નહિ. જ્યારે બાળક જન્મ્યું ત્યારે તે બીલકુલ ધાવતું નહિ. દાઇએ થાકીને કહ્યું કે આ બાળકને કોઇપણ ચીજની ઇચ્છા છે. માએ જરા મુંઝાઇને કહ્યું, "કશાની પણ ઇચ્છા હશે તો તે માંસની હશે." આ સાંભળીને તેના પિતાએ થોડું માંસ બાળકને ચૂસવા આપ્યું. તે ચૂસીને બાળક શાંત થયો અને દૂધ પીવા લાગ્યો. મોટો થતાં તેનાથી માંસ ખાધા સિવાય ન જ રહેવાયું. જો કે તેના ધર્મમાં તેની મના કરેલી હતી અને ઘરમાં કદિ પણ કોઇએ તે ખાધું ન હતું.

બીજા એક કુટુંબની વાત છે. તે કુટુંબમાં કોઇએ દારૂનું નામ પણ કદિ લીધું ન હતું પણ ગર્ભવતી માતાને એકાએક દારૂ પીવાની ઇચ્છા થઇ. પિતાએ વિચાર્યું કે દવા તરીકે એકાદ વાર દારૂ આપવામાં કંઈ હરકત નથી. બસ, એક વાર જ પીવાથી તેની દારૂની તૃષ્ણા છીપાઇ ગઇ અને બાળક સારી રીતે જન્મ્યું.

કેટલાંય બાળકોની રીતભાત, તંદુરસ્તી અને ગુણ અવગુણનું નિરીક્ષણ કરીને એ વિષયના જાણકારો એ નિર્ણય ઉપર આવ્યા છે કે ગર્ભાવસ્થામાં માતાની જેવી સ્થિતિ હોય છે તેના જ સંસ્કાર બાળકમાં ઉતરે છે. જો તે સમયમાં રૂપિયાની છૂટ રહેતી હોય છે તો બાળક ઉદાર અથવા તો બહુ ખર્ચાળ થાય છે. જો પૈસાની તાણ રહી હોય તો બાળક કરકસરીઓ

અથવા તો કંજુસ થાય છે. એ જ રીતે માતા પિતાના અન્ય ગુણુ અવગુણુનું પ્રતિબિંબ એક કેમેરાની પેઠે બાળકમા ઉતરી આવે છે. ઘણે ભાગે મોટા બાળક કરતાં નાનાં છોકરાં વધારે બુદ્ધિમાન અને બળવાન હોય છે. કેમકે ઉમ્મરલાયક થવાથી માતપિતા પણ પહેલાં કરતાં વધારે સમજણવાળાં અને શક્તિવાળાં થાય છે. મોટા બાળક વખતે, લગ્નને થોડો સમય હોવાથી માતા પોતાના પતિની ખૂબ સંભાળ રાખતી હોય છે. તેથી મોટા બાળકમાં પતિના ગુણુ વિશેષ પ્રમાણુમાં જોવામાં આવે છે.

ગર્ભાવસ્થાનો પ્રભાવ એવી સૂક્ષ્મ અને અદ્દભૂત રીતે બાળક ઉપર પડે છે કે પછી ઘણાયે પૈસા ખર્ચવાથી પણ તે ગુણ–અવગુણોની અસરોને ફેરવી શકાતી નથી. અગર જો તેમાં ફેરફાર કરી શકાય તેમ હોય તો તે માતા પોતાના વિચારો સુધારે અને સારી બાબતોનું મનન કરે તો જ થઈ શકે તેમ છે. આવા સહેજ પરિશ્રમથી માતાઓ પોતાના પ્રિય પુત્ર, કુટુંબ, જાતિ અને દેશને ઉન્નતિને માર્ગે લઈ જઇ શકે તેમ છે. તો જે માતાઓ પોતાના બાળકના અલ્પસ્વલ્પ સુખને ખાતર અથવા તેને સહેજ પણુ તકલીફ ન પડે તે ખાતર જીવનપર્યંત મહાનમાં મહાન ત્યાગ કરવાને સદા તૈયાર રહે છે અને પોતાના બાળકના થોડા આનંદને ખાતર પોતાનું ખાવું પીવું, સુખ, દુઃખ બધુંયે ભૂલી જાય છે તેઓ શું એટલું નહિ કરી શકે માત્ર નવ માસ સુધી પોતાના આચાર–વિચાર શુદ્ધ અને ઉંચા પ્રકારના રાખવાની કાળજી રાખે.

ડૅાક્ટર ડીયોલેવિસે 'ચેરિટી' નામના પુસ્તકમાં લખ્યું છે કે જો માતપિતા ઇચ્છતાં હોય કે તેમનું ભાવી બાળક કોઈ ખાસ વેપાર, ધંધો, કારીગરી વગેરેમાં વિશેષ જ્ઞાન મેળવે તો તેમણે ગર્ભાવસ્થામાં જ એવી ભાવનાઓ સેવવી જોઇએ, કે બાળક માતાના પેટમાં હોય ત્યારે જ તેના મગજમાં એ જાતના સંસ્કાર પડે. એ બાબતોના વિશેષ જ્ઞાનના અંકુરો માતાના પેટમાં જ જામે કે જેથી બાળક મોટું થતાં તે તાજાં અને સારી જાતનાં ફળફૂલ આપનારા વૃક્ષ જેવું થાય.

માતપિતાઓએ એ ખસુસ જાણવું જોઇએ કે બાળક મોટું થયે તેને સુધારવા કરતાં તેને જન્મતાં પહેલાં જ સન્માર્ગે વાળી દેવું એ કેટલેય દરજ્જે સારૂં છે. જે દાનવીર માતપિતાઓ મહા મહેનતે મેળવેલું ધન બાળકોના શિક્ષણુમાં ખર્ચે છે, તેઓ ધન્યવાદને પાત્ર છે. પણ

તેમના કરતાં તો જેઓ પોતાનાં તન-મન બાળકના પાલન પોષણમાં સારી પેઠે ખર્ચે છે તેઓ વિશેષ ધન્યવાદને પાત્ર છે. પરંતુ સર્વોત્કૃષ્ટ કાર્ય તો તેઓ જ કરે છે કે જેઓ કોડી પણ ખર્ચ્યા વિના ગર્ભાવસ્થાના નવ માસમાં શૌર્ય-વીર્ય સદ્‌ગુણો અને ઉન્નત જીવનની ભાવનાઓનાં બીજ વાવી બાળકને ઉચ્ચ માર્ગે લઇ જવાનો પ્રશંસનીય પ્રયત્ન કરે છે.*

રા. 'કિંકર'.

# "ગમતું નથી."

દિલદારના દેદારનાં દર્શન વિના ગમતું નથી:
સંતપ્ત કૌમુદીને સુધાવર્ષણ વિના ગમતું નથી:
નભઇન્દુ નગણ્યા ! બિન્દુ તુજ ભરસિન્ધુમાં શીદ ઢોળતો ?
તરસી ચકોરીને તૃષાતર્પણ વિના ગમતું નથી:
બાદલપટે છૂપાઇને ઘન ! ગગન, વન શીદ ગાજતો ?
તુજ મેઘલી રસવીજને ઘર્ષણ વિના ગમતું નથી:
ફૂલવાડીએ મદકેલિભર નાચે કળાયલ મોરલો;
ને ઢેલડીને નેહનાં નર્તન વિના ગમતું નથી:
દે તાજગી તન-મન અનિલ સ્પર્શન સહી: દર્શન નહિ !
સ્મરની સમિરણ લહરના: સ્પર્શન વિના ગમતું નથી:
બન્દા વિના બેદિલ બની, ચમકે બદન શીદ ચાંદની !
રે ! ચન્દ્રિકાને ચન્દ્રનાં ચિન્તવન વિના ગમતું નથી:
અણદીઠ મિઠ્ઠડો મદનનો લાગ્યો ઝિગર કાતિલ ઘા;
એ ઝખ્મપર વિરહાશ્રુનાં સિંચન વિના ગમતું નથી:
મંજુલ ગુલે-ગુલજારનાં ચુમ્બન વિના ગમતું નથી:
કિરતારના દેદારનાં દર્શન વિના ગમતું નથી:

કેશવલાલ હ. શેઠ.

* મૂળ લેખની પસંદગી પૂજ્ય સ્વામી શ્રી અખંડાનંદજીએ કરેલી છે અને મેં તો માત્ર અનુવાદ કરેલો છે. વાચક બ્હેનોને ઉપયોગી લાગશે એમ માનું છું.
અનુવાદક.

# પંથ પ્રવાસ.

---

નાથ ! અંતર ઉભરા દિલમાં માતા-સમાતા નથી. વારે-વારે અવનવા જોશો દિલમાં ઉભરી આવી મારી આંતરિક શાંતિને ખલલ કર્યા કરે છે.

એ વેળા દૂર-દૂર પેલે પાર સ્થિર નજરે જોયા કરૂં છું. દિવાના આદમી સમ અહિંથી ત્યાં અને ત્યાંથી પેલી મેર ઉડયા કરૂં છું. અસ્થિર હાલતમાં ચોમેર દોડતો રહી આંતરિક વેદનાનો વધારો કરતો રહુ છું, તેનું ક કારણ ?

નાથ ! હું જાણું છું, સારી રવેશે સમજું છું કે પરમ આત્માને પ્રશ્ન કરવાનો બાળ આત્માને અધિકાર નથી. સમાજના ચલિત કાયદા રૂએ નહિ, પણ કુદરતના સ્થાપિત કાયદા હોઇ !

આ ખ્યાલ મારી ઉપર અજબ અસર-સાવ ચમત્કારિક અસર કરી રહે છે.

પ્રથમ મારૂં અંગ ધ્રૂજી-ધ્રુજી રહે છે. બદનમાં જોશભર વહેતો લોહી રોહને રોકી આખા અંગને બરફ સમ ઠંડુ કરી મેલે છે. મારૂં સર ઝૂમી પડી મારી નબળાઇનો ભાસ આપે છે. પાપ બોજે અકળાઇ-ગભરાઇ અહિંથી ત્યાં નાસભાગ કરૂં છું, પણ એકે સ્થળે આશરો મળતો નથી! એકે સ્થાને શાંતિ જડતી નથી ! ઔર વેદનાનો-આંતરિક વેદનાનો વધારો થયા કરે છે.

અંતે પાપ બોજ અસહ્ય થઇ પડે છે; એટલો અસહ્ય કે આપ મેળે અશ્રુપ્રવાહ નયનમાંથી બ્હાર પડે છે.

પશ્ચાત્તાપ જીવને જગત નિંદ્રમાંથી જાગૃત કરે છે. રૂપ-સ્વરૂપનો ચિતાર મારી દષ્ટિ સામે ખડો થાય છે.

આ મારા અંતરમાં નવો-સાવ નવો જ ભાવ જાગ્રત કરે છે. સમાન દૃષ્ટિએ પ્રભુજીવો તરફ જોવા લાગું છું.

સમભાવ દિલમાં સ્નેહભાવ ઉશ્કેરે છે.

ભાવ વશ થૈ હરિ ગીતો ગાવા-લલકારવા માંડું છું. જીગર જોશે હરિ ભક્તિમાં મચ્યો-પંચ્યો રહું છું.

ભક્તિભાવ અંતર મેલ સાફ કરી રગે રગમાં પ્રભુ તેજ પાથરે છે. મ્હોં પર સ્વર્ગીય હાસ્ય રમી રહે છે. પૂર્વની ઉદાસી વહી જતાં જ અખંડ

એમાં હજારો ને લાખ્ખો બાળાઓ નિયમિત કસરત કરે છે. એ ઉપરાંત તેઓ રમતગમતો પણ ખૂબ રમે છે, ને તેથી શરીર વિશેષ કેળવે છે.

આપણે ત્યાં પણ આ જ રીતિએ આ મુશ્કેલી દૂર કરવી જોઇએ.

દરેક કન્યાશાળામાં ડ્રીલ ને કસરત ફરજીઆત રાખવી જોઇએ. દરેક કન્યાશ્રમમાં પણ તે નિયમિત રીતે દાખલ થવી જોઇએ. એ ઉપરાંત બાળાઓને તથા અન્ય સ્ત્રીઓને માટે યોગ્ય કસરતશાળાઓ જોઇએ.

આનો નાયક થવાનું કામ બ્હેનોએ જ કરવાનું છે. પ્રત્યેક સ્ત્રી–વિષયક પત્ર એ કામ ઉઠાવી લે, તો જ કામ થાય.

આખી બાળા–પ્રજા શરીરે સુદૃઢ ને નિરામય થાય એ આદર્શ હોવો જોઇએ; કેવળ છોકરાઓના અખાડાથી અર્ધું કામ પણ નહિં થાય.

આ પ્રશ્નનો આમ ઉકેલ થાય તો સ્ત્રીજીવનના ઘણા પ્રશ્નો આપોઆપ ઉકલી જશે, અથવા સ્હેલા થઇ જશે. એટલું જ નહિં પણ નવી ગુજરાતણ જેવી સુન્દર તથા સંસ્કારવતી, તેવી જ તંદુરસ્ત ને બલવતી થશે. એ ગુજરાતણનું ગૌરવ, નિર્ભયતાથી તથા સ્વરક્ષણશક્તિથી, અનેરી શોભા ધારણ કરશે.

એટલું જ નહિં પણ એવી ગુજરાતણ પોતાનાં બાળકોને પણ એવાં બનાવશે કે જે થયા વિના ગુજરાતનો ને ભરતખંડનો ઉદ્ધાર અશક્ય છે.

આગ્રા. કાન્તિલાલ છ. પંડ્યા.

# ગામડાંમાં કન્યાકેળવણી.

બારડોલી સત્યાગ્રહની લડતમાં ખેડુતની સ્ત્રીઓએ જે ધીરજ, હિંમત અને નિડરતા બતાવ્યાં હતાં તે જાણીને આખું હિંદુસ્તાન આશ્ચર્યચકિત થયું હતું. તે બ્હેનો દરેક સભામાં અત્યંત રસપૂર્વક ભાગ લેતાં. સરદાર વલ્લભભાઇ તરફ પોતાનો પૂજ્યભાવ બતાવવા માટે કુંકુમ તથા અક્ષતથી તેમનો સત્કાર કરતાં અને હમેશ ફુલ નહિ તો ફુલની પાંખડી અર્પણ કરતાં. એમનો મોટો ભાગ તદ્દન નિરક્ષર હતો તે છતાં દરેક પત્રિકાની વિગતવાર માહીતી મેળવી લેતાં. કોરટમાં તેમણે અપૂર્વ હિંમત અને દેશપ્રેમ બતાવ્યાં હતાં. જ્યારે તેમની વહાલી ભેંસો જપ્ત થતી અથવા જમીન ખાલસા થતી ત્યારે

તેમણે રોવાને બદલે આનંદ બતાવ્યો હતો. જ્યારે ખાલસા થયેલી જમીનમાં પ્રવેશ કરનારને પકડવાની વાતો ચાલતી હતી ત્યારે સ્ત્રીઓએ માંગણી કરી હતી કે પુરુષવર્ગને પકડે ત્યાર પહેલાં એમને પ્રવેશ કરવા દેવો. આવી તીવ્ર ભક્તિ જાગ્રત થઈ હતી; અને જ્યારે લેડી વિઠ્ઠલદાસ ઠાકરસી (જેમના કુટુંબની મદદથી પુનાની સ્ત્રીઓની યુનિવર્સિટિ પ્રસિદ્ધિમાં આવી છે) બારડોલી તાલુકામાં આવ્યાં હતાં ત્યારે મેં મારા થાણામાં એમને ખાસ બતાવ્યું હતું કે જે શિક્ષણ આપણી યુનિવર્સિટિ નથી આપી શકતું એવું શિક્ષણ સત્યાગ્રહ આપી શકે છે. આજે આપણે બાળલગ્નનો ત્યાગ કરવાની ઘણીયે વાતો કરી, મોટી મોટી સભાઓમાં લાંબાં ભાષણો કર્યાં, પણ આ ખેડુતોએ એક ફટકે તેનો અમલ કર્યો. બારડોલીની આસપાસ વડોદરાના પાંચ તાલુકા છે ત્યાં બાળલગ્ન પ્રતિબંધનો કાયદો છે અને દંડ થાય છે તે છતાં બાળલગ્નની **સંખ્યામાં વધારો થયે જાય છે.** બારડોલી તાલુકાએ નિષેધ કર્યો. આપણી યુનિવર્સિટિના શિક્ષણને લીધે આત્મસંયમ, ડીસીપ્લીન આવતો નથી, દૃઢ નિશ્ચય કરવાની શક્તિ બરાબર ખીલતી નથી. પ્રજા સ્વાર્થી અને બ્હીકણ થઈ જાય છે. સ્વાવલંબી થવાને બદલે સ્હેલાણી, સ્હેલાઈથી સંતોષ પામીને સાહસથી ડરનારી થઈ જાય છે. તેથી જ વેપારીઓ ગ્રેજ્યુએટને પસંદ કરતા નથી, અને ગ્રેજ્યુએટો ટુંક કમાણીમાં કીડીની માફક નીરસ જીવન ગાળે છે, હું ચૌક્કસ માનું છું કે કૉલેજના શિક્ષણથી થોડા જ વિદ્યાર્થીઓનું આત્મબળ વધ્યું હોય, તે જ પ્રમાણે શારીરિક બળમાં પણ ઘટાડો થયો છે, અને એ વસ્તુસ્થિતિને આપણે જરૂર સુધારી શકીએ. પણ જ્યાં સુધી એ સુધારવાનું તંત્ર આપણા હાથમાં ન હોય ત્યાં સુધી એવી કેળવણીથી દૂર રહેવામાં જ ફાયદો છે.

જે થોડી ગુજરાતી બ્હેનોએ ઉચ્ચ શિક્ષણ લીધું છે તે બધાં સારાં સંસ્કારી કુટુંબોમાંથી ઉત્પન્ન થયાં છે અને બધાં શહેરી જીવન ગાળનારાં છે. એ કેળવણીથી ગામડાંની કન્યાઓને લાભ ન થાય. એ બ્હેનોને પણ આત્મિક કેળવણીની પુરેપુરી જરૂર છે; પણ આજે તેમને જે ભારે મહેનત કરવાની ટેવ છે તે જતી ન રહે એ ખાસ તપાસવાનું છે. એ બ્હેનો દરેક મોસમમાં ખેતરમાં કામ કરે છે. તેમનાં શરીર નિરોગી છે. તેમને સ્હેલાઈથી તાપ કે ઠંડી કે ભેજની અસર થતી નથી. તે ચોર કે પરાણાથી બ્હીતાં નથી. તેમનામાં આત્મભોગ આપવાની શક્તિ છે. તે કામથી કંટાળતાં નથી. તેમનામાં મહેમાનોનો સત્કાર કરવાનો આગ્રહ અને પ્રેમ છે. તેમનો જીવ ઉદાર છે, શહેરીઓના જેવો કંગાલ નથી હોતો. પોતાનો થોડો રોટલો

બીજાને આપી શકે છે. એવા અનેક ગુણો છે. એ ગુણો આજની કેળવણીથી નાશ પામ્યા છે તે આપણે સખેદ કબુલ કરવું પડે છે.

ગામડાંની કન્યાઓને આપણે કેવી કેળવણી આપીશું તેનો વિચાર કરવાનો રહ્યો છે. તે શાળામાં પાંચ કલાક સુધી બેંકપર બેસી રહેવાનું તો જરૂર નહીં જ હોય. તેમનો ગાય, ભેંસ, બળદનો પરિચય આપણે ભૂલાવીશું નહીં. ગામડાંની ગૃહકળા ભૂલી જાય તો દેશની પાયમાલી થઇ જાય. શહેરની પ્રજા મરી જશે તો દુનિયા બહુ પાયમાલ થવાની નથી પણ ગામડાંની પ્રજા નબળી થશે તો દેશ નાશ પામશે.

હું સ્ત્રીકેળવણીનો હિમાયતી હોવાનો દાવો કરૂં છું, પણ મને વિદ્યાલય તથા પાઠશાળા (કૉલેજ) ના અભ્યાસક્રમ વિષે અસંતોષ વધતો જાય છે.

હું આત્મનિર્ણય પ્રત્યે આગ્રહી છું. સ્ત્રીઓ અને પુરુષોને સરખો હક્ક આ બાબતમાં છે. બન્નેનો નીતિ ધર્મ પણ એક જ જાતનો અવશ્ય હોવો જોઇએ. પુરુષવર્ગ કમાય છે તેથી તે ઉંચો અને સ્ત્રીવર્ગ કમાણીનો બરાબર ઉપયોગ કરે છે તે છતાં તે નીચો, એ સામાજિક માન્યતા તરફ મારો વિરોધ છે. બન્નેનું કર્ત્તવ્યક્ષેત્ર જુદું છે બન્ને ભાગીદાર છે. બન્નેની પોતાના કર્તવ્યધર્મની લાયકાત વધે એને આપણે યોગ્ય શિક્ષણ કહીએ. આજનું પુસ્તકીયા શિક્ષણ આ દૃષ્ટિથી જોતાં ઘણુંજ અસંતોષકારક છે.

આ તો અસંતોષ પ્રગટ કર્યો પણ એ વસ્તુસ્થિતિ શી રીતે બદલવી? મારી ભણેલી બ્હેનો ગામડાંના જીવનનો સાધારણ લાંબો નિકટ અનુભવ લે અને બરાબર અભ્યાસ કરે તો આ કરોડો બ્હેનોના શિક્ષણની શરૂઆત કરી શકીએ. એવાં બ્હેનો ક્યારે નીકળશે?

સુમન્ત મહેતા.

## હું તો ગરબે રમું.



હું તો ગરબે રમું ને સહુને ગમું રે,
મ્હારાં હૈયાં ઓછાં ઓછાં થાયઃ
હું તો ગરબે રમું ને સહુને ગમું રે!

હું તો ફરતે ફરૂં ને સખીઓ ફરે રે,
મ્હારાં હૈયાં ત્યારે ઉભરાયઃ
હું તો ગરબે રમું ને સહુને ગમું રે!

હું તો તાળી પાડું ને સખીઓ ઝીલે રે,
મ્હારાં હૈયાં ત્યારે હરખાય:
હું તો ગરબે રમું ને સહુને ગમું રે!

તાલ લેતાં હલકે તનુવેલડી રે,
મ્હારી કાયા લચી લચી જાય:
હું તો ગરબે રમુંને સહુને ગમું રે!

હું તો ગરબામાં ભાવ અવનવા ભરું રે,
મ્હારા ગીતના સાગર લહરાય:
હું તો ગરબે રમું ને સહુને ગમું રે!

મ્હારા ગરબા જોવાને ત્હમે આવજો રે,
મ્હારે ગરબે શેરી ગજવાય:
હું તો ગરબે રમું ને સહુને ગમું રે!

રાસરાણી હું તો શરદસુન્દરી રે,
મ્હારા શરદ ઉત્સવ ઉજવાય:
હું તો ગરબે રમું ને સહુને ગમું રે!

ઉંડાચ. જનાર્દન પ્રભાસ્કર.

---

# મૂર્ખાઓનું સ્વર્ગ.

## ( Fools' Paradise. )

મૂર્ખાઓનું સ્વર્ગ એ અંગ્રેજી સાહિત્યમાંથી મેળવેલો ખ્યાલ છે. તેને માટે યથાયોગ્ય પદ નહીં મળવાથી તેજ શબ્દો કાયમ રાખ્યા છે.

મૂર્ખાનું સ્વર્ગ એટલે અંગ્રેજી જાણનાર તો સહુ સમજે છે. તે ભાષા ન જાણનારને સમજાવવા ખાતર જણાવીશ કે, જે પરિસ્થિતિ અનિષ્ટ હોય, જે સ્થિતિમાં કાંઇ ગર્વ લેવા જેવું ન હોય, જે વસ્તુતઃ હીનપદ અપાવનાર હોય, સુખરહિત હોય તેને, આપણી સમજણના અભાવે, આપણી બુદ્ધિની ખામીને લીધે અગર આપણી માનસિક નિર્બળતાને લીધે શ્રેષ્ઠ માનવી, તેનામાં ફેરફાર કરવાનું સ્થાનજ નથી એમ માનવું અને જે સ્થિતિ છે એ સ્વર્ગ સરખી છે એમ આપણી મૂર્ખાઇને લીધે માની લેવું એ મૂર્ખાઓનું સ્વર્ગ છે.

• દરેક પ્રજામાં, દરેક કાળમાં આવાં સ્વર્ગો હોય છે જ. સ્થિતિચુસ્ત માણસો જ્યાં જુઓ ત્યાં એ જ માન્યતા ધરાવતા માલમ પડશે. એનાં કેટલાંક દૃષ્ટાંતો આપવા ધારણા છે.

હિંદ દેશની સ્ત્રીઓ જગત્ ભરમાં શ્રેષ્ઠ કોટીએ પહોંચેલી છે, તેમને કશાની ઉણપ નથી, તેઓનો આદર્શ સ્વતંત્રતા નથી, તેઓ તો પતિદેવની પૂજા અર્ચા કરવીઃ તેમનામાં વ્યક્તિગત વિકાસ હોવાની જરૂર જ નથીઃ તેઓ પરમ સુખી છે કેમકે પશ્ચિમની સ્ત્રીઓ પેઠે પુરુષની બરોબરીઅણુ થવા એ વિચાર સુદ્ધાં કરતી નથી. પોતાના આડોશી પાડોશીના ઝઘડા સાંભળવામાં, કુટુંબ કથા અને નાતજાતના સમાચાર જાણવામાં તેને પર્યાપ્તિ લાગે છે. તેમને ચીનનાં યુદ્ધ કે રૂશિયાનું સોવીએટ જાણવા આકાંક્ષા નથી. કુવામાંનાં દેડકાં રહેવામાં તેમને પરમ સંતોષ છે અને એવી સ્થિતિ સદાકાળ ચાલે એમ અમે ઇચ્છીએ છીએ. અમારે બીજા કશાની અપેક્ષા નથી, એવું થોડા ઘણા સંસ્કાર પામેલી બ્હેનોજ કહે તેને મૂર્ખાઓના સ્વર્ગ સિવાય શેની ઉપમા આપી શકાય ? સંતોષમાંથી અસંતોષ ઉત્પન્ન કરશો તો વળી સ્ત્રીઓ હક્ક માગતી થશે ને દેશના ઝગડાઓ પુષ્કળ છે તેમાં વધારો થશે, એમ હમણાં જ કોઇએ લખ્યું હતું. આને પણ શું કહેવું ?

કોઇ પણ પ્રજાનો, પ્રજાના વિભાગનો ઉદ્ધાર અસંતોષ ઉત્પન્ન કર્યા વગર થવાનો નથી; અને જે સ્થિતિ છે તેમાં થાપડી થાપડીને મન મનાવ્યાથી ઉન્નતિની આશા રાખવી મિથ્યા છે. સ્ત્રીઓને ભણાવશો તો પછી પરણવાની તેઓ ના પાડશે, એમ એક પ્રતિષ્ઠિત સજ્જન પાસે સ્ત્રીશિક્ષણ માટે નાણાં માગતાં જવાબ મળેલો. મેં કહ્યું, તેમાં શું ? ત્યારે તે ભાઇ કહે પણ તો પછી અમારા છોકરાઓનું શું થશે ? તેઓ કન્યા ક્યાંથી લાવશે ? પરણવું કે ન પરણવું તેનો વિચાર સરખો કરી શકે તે પહેલાં છોકરાંને પરણાવી દેવાં એ આ હિસાબે તો સૌથી સલામતીભર્યો રસ્તો ગણાય; કારણ કે ભણે નહીં તોપણ જરા મોટી સમજણી છોકરીને અમુક વર ન ગમે એવું પણ બને છે, તો તે બિચારા છોકરાનું શું થાય ! પણ બિચારી છોકરીનો તો કોઇ વિચાર કરતું જ નથી. તેને તો અજ્ઞાન રાખવામાં જ પુરુષવર્ગનો સ્વાર્થ સમાયલો છે. નવાઇ એ છે કે તેમ છતાં ઉદાર દિલના પુરુષો સ્ત્રીવર્ગને શિષ્ટ સ્થાન અપાવવા પ્રયાસ કરી રહ્યા છે. ત્યારે આપણી બહેનો એમ કહેવા નીકળી પડે કે અમે તો છીએ તેવાં ઘણાં જ સુખી છીએ: અને અમારી સ્થિતિમાં ફેરફારનો અવકાશ નથી. ઘણાં વર્ષો ઉપર સ્ત્રીઓને કેવું શિક્ષણ

આપવું તે સંબંધી ચર્ચા કોઈ પત્રમાં આવેલી ત્યારે એક હિંદી ખ્રીસ્તી બાઇએ લખેલું કે હિંદી સ્ત્રીઓને ભણાવો પણ તેમને એટલું જ ભણાવો કે તેમનામાં અસંતુષ્ટતા ઉત્પન્ન થાય નહિ. 'Sugar the coffe, to their tastes એટલે કે તેમને રૂચે તેટલીજ ખાંડ તેમની કોફીમાં નાંખો. અર્થાત તેમને ઝાઝું કેળવી સ્વતંત્રતા તરફ દોરાય તેમ ન કરો. પુરુષો તો આમ કહે પણ સ્ત્રીઓ આ પ્રમાણે કહે ત્યારે તેઓ મૂર્ખાના સ્વર્ગમાં વસે છે એમ કહેવાય. પુરુષો તો સમજે છે કે એ સ્વર્ગનો ભ્રમ ટાળીશું તો આપણે જે સત્તા જમાનાથી ભોગવતા આવ્યા છીએ તે ચાલી જશે. સ્ત્રીઓએ આમ કરવું, તેમણે આટલુંજ શીખવું, તેમણે અમુક જ નિયમો પાળવા એ કહેવાનું પુરુષો પોતાને માથે શું કામ લઇ બેઠા છે ? એટલા જ માટે કે સ્ત્રીઓ પોતાનું સ્વત્વ, પોતાનું મનુષ્યત્વ સમજતી થશે તો ગમે તેવા નબળા માટીને બૈરીપર શૂર ચલાવવાના પ્રસંગ જતા રહેશે: તેઓ કોના પર રાજ્ય કરશે, કોને સુધે પાંશરાં કરશે. પરંતુ સ્ત્રીવર્ગને તો ઘટે છે કે પોતાના આત્મ-વિકાસમાં તેઓ કેટલે દરજ્જે આગળ વધે છે તેનું નિરીક્ષણ અવશ્ય કરવું અને મનુષ્યત્વનો હકક સાચવી રાખવો.

જમાનાનાં અનુભવી બાઇ એક એક વખત કહે કે આ અંગ્રેજના રાજ્યમાં આપણ સહુ વાતે સુખી છીએ. આપણને રક્ષણ મળે છે. આપણા દુશ્મનો સામે તેઓ લડી લે છે. આપણા ટંટા બખેડા ગયા તે આપણને ભણાવે છે તો પછી સ્વતંત્રતાની ધૂન લાવી આ આટલું ઓછું પડયું, આમાં સ્વમાન ઘવાયું, આમાં અપમાન થયું, આટલો અમારો હકક એવું એવું કહી સૂતા સિંહને જગાડવાથી શો ફાયદો છે. આ એક બીજો દાખલો મૂર્ખાના સ્વર્ગનો છે. જે સ્થિતિ છે તે ઉત્તમ છે અને શાંતિ છોડી અશાંતિમાં શા માટે પડવું, એમ આ સ્વર્ગમાં વસતાર મનુષ્યો માને છે. અમેરિકામાં ગુલામો રાખવા બંધ કરવાનો કાયદો થયો ત્યારે સૌથી વધારે તેની સામે ગુલામોએ પોકાર કર્યો. તેમને સ્વતંત્રજીવનનો પરાપૂર્વથી ખ્યાલ નહોતો. રોટલા ખાઇ કામ કરવું, કામ વગર શું થશે તેની ચિંતા નહીં, એવા અયાસી જીવનવાળાને ગુજરાન માટે મેજે પ્રયત્ન કરવો અસહ્ય લાગ્યો. ગુલામોને પોતાની સ્થિતિમાં સંતોષ હતો. તેમને તે સ્વર્ગમાંથી કાઢવામાં આવે એ તેમને ગમતું નહોતું. આ પણ ઉપરનાને મળતું જ દૃષ્ટાંત છે.

હિંદુસ્તાનમાં ઘણે ઠેકાણે પડદાનો રીવાજ છે. તે પડદેનશીન બાઇઓને મોઢેથી સાંભળેલું છે કે આ અમારો બહુ સારો પ્રબંધ છે. કોઇ પડદા બહાર સત્ ચરિત્રવાન રહી શકે તે એમનાથી ન સમજાય તેવી વાત હતી. તેમના

કહેવામાં એમ હતું કે અમારા વડવાઓ આ સારામાં સારી ગોઠવણ અમારે માટે કરી ગયા છે. તે બાઇને તેમના મૂર્ખાઓના સ્વર્ગ સંબંધી ઘણું સમજાવ્યા છતાં તેઓ પોતાનો મત ફેરવી ન શક્યાં.

આપણો બીજાઓની નોકરી (ઉતરતા પ્રકારની) કરતો વર્ગ, આપણો મજુરવર્ગ જુના જમાનામાં મૂર્ખાના સ્વર્ગમાં રહેતો. તેમને જોઇતો પગાર ખાવાપીવાનુ મળે એટલે બીજી કાંઇ લાંબી વાંચ્છના નહોતી. શેઠની મરજી એ જ કાયદો એવું તેમનું માનસ હતું. તેમનામાં પોતાની આત્મશ્રદ્ધા પ્રગટી, મનુષ્યત્વનું તેમને ભાન થયું એટલે તેમના શેઠો એટલે આપણે ગુંચવાઇ ગયાં છીએ અને ઘણીવાર એમ લોકો કહે છે કે ગાંધીજીએ નોકરો અને મજુરોને ફટાવી મુક્યા છે. મજુરવર્ગ અને નોકરવર્ગ મૂર્ખોના સ્વર્ગમાં સદાકાળ રહે એવી આપણા સ્વાર્થ માટે આપણે ઇચ્છા રાખીએ છીએ!

અત્યંજો પણ આ જ પ્રકારના સ્વર્ગમાં વિહરતા. તેમને મન પોતાની સ્થિતિમાં સંતોષ સામાન્ય રીતે હતો. પરંતુ તેમના તરફનું આપણું વર્તન તો એટલું બધું અધમ અને અસહ્ય છે કે કોઇ વાર તેમનો અંતરાત્મા કકળી ઉઠે. પણ આપણા હિંદીઓ નસીબને માનનારા તે પૂર્વનાં કર્મને દોષ દઇ બેસી રહે. એમનામા જાગ્રતિ આણવાના પ્રયત્ન થવા લાગ્યા છે તેથી ધર્મભ્રષ્ટતા થશે એમ તો માનનાર સ્વાભાવિક રીતે ઘણા હશે. પરંતુ ઘણાને એ પણ ભીતિ છે કે આપણું નજીસ કામ કોણ કરશે, આપણું એઠું જૂઠું ખાઈ આપણને જીવતા રહો માબાપ કહી આશીર્વાદ કોણ આપશે; આપણને યથેચ્છ વાક્પ્રહાર કરવાના, ગાળભેળ દેવાના માણસો ક્યાંથી મળશે.

આપણો સમાજ ઉચ્ચ જ્ઞાતિની વિધવાઓનો લગ્ન કરવાનો પ્રતિબંધ કરે છે તે સબંધમાં પણ આપણે મૂર્ખાના સ્વર્ગમાં વસીને એમ માનીએ છીએ કે આ ઉચ્ચ રૂઢિના પરિણામે પ્રેમનો આદર્શ (એક તરફી છતાં) ભારતવાસીઓ જાળવીએ છીએ, સંયમના પાઠ જગતને પઢાવીએ છીએ, નિઃસ્વાર્થ પ્રેમનું જગતને દિગ્દર્શન કરાવીએ છીએ. આ રૂઢિને પરિણામે સ્ત્રીવર્ગનાં અસંખ્ય દુઃખો, પ્રજાની નીતિનો ભ્રંશ અને અનાચાર તરફ આંખમીચામણાં કરી રખેને એ માનેલું સ્વર્ગ ખસી ન પડે એ પ્રયત્ન કરીએ છીએ.

આવાં બીજાં ઘણાં દષ્ટાંતો વિચાર કરતાં મળી આવશે અને તે સર્વ કોઇ દેશમાં હશે; પણ આપણને આપણા દેશની માહિતી હોય એ સ્વાભાવિક છે.

'Where ignorance is a bliss it is folly to be wise' એ કહેવત આવા જ કૂપ મંડૂકોએ રચેલી હશે. કહેવતનો અર્થ એ

છે કે જ્યાં અજ્ઞાન સુખમય હોય ત્યાં ડાહ્યા બનવું એ મૂર્ખાઇ છે. અર્થાત્ અજ્ઞાન એ મૂર્ખાઇ નહીં પણ અજ્ઞાન દૂર કરવું એ મૂર્ખાઇ છે. આ કહેવતનો ઉપયોગ સ્થિતિચુસ્તતાના બચાવ કરતાં સ્વાર્થમયતામાં વધારે થાય છે. આપણે ગેરરીતે વર્તન કર્યું હોય, તેનો ઢાંકપીછોડો કરવો હોય, તેને માટે મન મનાવવું હોય તો વિશેષે કરીને આ કહેવત વપરાય છે. પરંતુ એનો અર્થ તો એજ છે કે અજ્ઞાનની શાંતિમાં ભંગ પાડનાર જ્ઞાનનાં કિરણો ફેંકવાં એ વ્યવહાર દૃષ્ટિએ ઇચ્છવા જેવું નથી. અજ્ઞાન ટળી જ્ઞાન ઉત્પન્ન થતાં જેના સ્વાર્થને હાનિ પહોંચે તે તમામ આવી જ દલીલ કરે છે. પરંતુ સુભાગ્યે હવે અજ્ઞાનનો જમાનો જવાનો આરંભ થઇ ચૂક્યો છે, નાનું બાળક પણ દરેક પ્રસંગે દલીલ અને રદીઆ આપે છે. Reasoning એટલે બુદ્ધિવાદનો આ જમાનો છે અને સ્વાર્થીઓના ગમે તેવા ભારે પ્રયત્ન છતાં, તેમજ કૂપમંડૂકોની તેમાં જ રહેવા ઇચ્છા છતાં અસંતોષ, વિરોધ અને પરિણામે આત્મશ્રદ્ધા ઉત્પન્ન થયા વિના નહીં રહે.

વિદ્યાબહેન ર. નીલકંઠ.

---

# અખિલ ભારતના ઈલ્કાબધારીઓની પરિષદ્.

---

ઇલ્કાબ ધરાવનારાઓ વચ્ચે સહકાર અને ઐક્ય હોવું જોઇએ એમ તેમને ઘણા સમયથી લાગ્યું છે. એમના હક્કનું રક્ષણ કરવા અને પરસ્પર લાભ વધારવા એમનું વ્યવસ્થિત સંગઠન કરવાની આવશ્યકતા એમને જણાઇ છે. એમના વ્યાજબી હક્ક ડૂબી જવાની અણી ઉપર છે એનું એમને કેટલાયે વખતથી ભાન થયું છે.

આપણા દેશમાં દરેક સંચલનનો આરમ્ભ પરિષદ્ વડે જ થાય છે (અને ઘણુંખરાનો તો અન્ત પણ પરિષદ્માં જ આવી જાય છે); એટલે કેટલાક પ્રતિષ્ઠિત ઇલ્કાબધારીઓએ સર્વ ઇલ્કાબ ધારણ કરનારાઓની એક્તા સાધવા અને સંગઠન કરવા એક પરિષદ્ ભરવાનો નિર્ણય કર્યો. એક કામચલાઉ કાર્યવાહક સમિતિ પણ નિમાઇ અને નિમંત્રણપત્રિકાઓ તથા સર્ક્યુલરો પણ બ્હાર પડયાં. પરંતુ તે પછી ઘણા પ્રશ્નો વિશે ઘણી મુશ્કેલીઓ ઉભી થઇ. પ્રથમ પ્રશ્ન તો પરિષદ્ ક્યારે ભરવી એનો હતો. પરિષદ્ ખ્રીસ્તી નવા વર્ષે (એટલે કે ૧ લી જાન્યુઆરીએ) બોલાવવી કે જે દિવસે બ્રિટિશ

પાર્લામેંટ સામ્રાટની વર્ષ ગાંઠ નક્કી કરે એ દિવસે. સૌને વિદિત છે કે આ બંને દિવસોએ ઇલકાબોની યાદી બ્હાર પડે છે અને ખિતાબ બક્ષવામાં આવે છે. આથી પરિષદ્ મળી તે પ્હેલાં એના સંચાલકોનાં બે તડ પડયાં. જેઓને નવા વર્ષને દિવસે ખિતાબો મળ્યા હતા, એ નવા વર્ષે પરિષદ્ ભરવાની પક્ષમાં હતા અને જેમને રાજાના જન્મદિવસે માન મળ્યું હતું તેઓ એ દિવસે ભરવાનો આગ્રહ કરતા હતા. મતભેદ એટલો તીવ્ર હતો અને બંને પક્ષનો આગ્રહ એટલો દઢ હતો કે પરિષદ્‌ની તારીખ એક સિદ્ધાન્તનો પ્રશ્ન બની ગયો અને થોડો સમય તો એમ લાગ્યું કે કાં તો આવી મહત્ત્વની રાષ્ટ્રીય પરિષદ્ મળશે જ નહિ અથવા તો બે વિરુદ્ધ પક્ષની બે ભિન્ન પરિષદો ભરાશે. વર્ષગાંઠના પક્ષકારીઓએ "વફાદારી ઇલકાબધારી પરિષદ્" નું નામ ધારણ કરવાનો નિર્ણય કરી પણ દીધો અને નવા વર્ષવાળાઓ "વાર્ષિક ઇલકાબધારી પરિષદ્" એવું નામ ગ્રહણ કરવાની તૈયારીમાં હતા. સુભાગ્યે બંને પક્ષ વચ્ચે સમાધાન થયું અને પરિષદ્ બંને શુભ અવસરે ૭ મહિને ભરવી એમ નિશ્ચય કરવામાં આવ્યો. પરિષદ્‌ના સ્થળનો પ્રશ્ન પણ એવો જ કઠણ હતો. આખરે એમ નિર્ણય થયો કે પરિષદ્‌ની જૂનની બેઠક દિલ્હીમાં મળે અને જાન્યુઆરીની સભા મહાસભાના મળવાના સ્થાનથી દૂરમાં દૂર જે મ્હોટું શહેર હોય ત્યાં ભરવી.

પરંતુ આટલેથી મુશ્કેલીઓનો પાર ન આવ્યો. બધા ઇલકાબધારીઓને નિમંત્રણ આપવું કે જે ઇલકાબધારીઓ હંમેશ સરકારના પક્ષમાં જ હોય અને અંગત સ્વાર્થ સિવાય કોઇ પણ બાબતમાં સરકારનો વિરોધ ન કરે એવાઓને જ બોલાવવા. બધા ઇલકાબધારીઓને બોલાવવાનું તો અશક્ય હતું કારણ કે સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ જેવા કેટલાક ઇલકાબધારીઓ સરકારનો વિરોધ કરીને ઇલકાબને હલકો પાડે છે અને સર પી. સી. રૉય જેવા ખાદીનો પ્રચાર કરી ઇલકાબધારીઓને શરમાવું પડે એવી પ્રવૃત્તિ કરે છે એવાને તો શી રીતે બોલાવાય? આથી પરિષદ્ વાસ્તે ઇલકાબ જો કે આવશ્યક લાયકાત હતી છતાં યે પૂરતી તો ન્હોતી જ. પોતાનો અંગત કે સંબંધીઓનો સ્વાર્થ હોય એવી અપવાદની બાબતોમાં જ અને ન છૂટકે જ સરકારનો ખુલ્લી રીતે વિરોધ કરવો અને તે સિવાય બોલીને કે ન બોલીને, મત આપીને કે ગેરહાજર રહીને, સરકારને સદાયે સહાયના કરવી એવી પ્રતિજ્ઞા દરેક સભ્યે લેવી એવો નિશ્ચય થયો; અને ઘણા ઉત્સાહથી એ પ્રતિજ્ઞાના પત્ર ઉપર દરેક સભાસદે તથા ડેલિગેટે સહી કરી. વિરોધ વાસ્તે "ન છૂટકા" નો પ્રસંગ ક્યારે ઉભો થયો અને કયા પ્રશ્નોમાં પોતાનો અથવા તો પોતાના

વર્ગનો લાભ સમાયેલો છે એની યોગ્ય વ્યાખ્યા કરવાનું કામ પરિષદે ચૂંટેલી એક કમિટીને સોંપવામાં આવ્યું. વળી જેઓએ ઇલ્કાબ અને ચાંદ વાસ્તે અચલ વફાદારી અને અડગ સહકાર દ્વારા સતત પ્રયાસ કર્યો હોય અને છતાં હજી સુધી એ પ્રાપ્ત કરવામાં નિષ્ફળ ગયા હોય એમને પણ પરિષદમાં દાખલ કરવા એમ નક્કી થયું. આ સૂચનાના અનુમોદનમાં આ કક્ષામાં આવે એવા એક સજ્જને લાગણીપુરઃસર કહ્યું: "આમાં ગીતાનો આપણને આધાર છે. આપણે તો સહકાર, સહાયતા અને સરકારની ભક્તિ રૂપી કર્મ કરી શકીએ, ખિતાબરૂપી ફળ આપવું તો સરકારના હાથમાં છે." આવા પ્રકારના સજ્જનોને શીખાઉ સભ્યો ગણી એમને વિષય-વિચારિણી સમિતિમાં મતનો અધિકાર ન આપવો પણ મત રી ભરવાનો હક્ક આપવો એવો નિર્ણય થયો.

## પ્રથમ અધિવેશન.

આ પ્રમાણે પરિષદનું પ્રથમ અધિવેશન ૧૯૨૯ના જાન્યુઆરીની ૧ લી તારીખે રાવળપીંડીમાં ભરાયું. સભાસદો તથા માનનીય અને મહૂતિયા અતિથિઓના ઉરના "ઉન્હા ઉમળકા" ને લીધે શિયાળાની કડકતી ટાઢ પણ ઓછી થઈ ગઈ હતી. પરિષદ માટેની તૈયારી બહુ પરિશ્રમ લઇને કરવામાં આવી હતી; અને પરિણામે મંડપ ઘણો ભવ્ય દીસતો હતો. આખો શમિયાણો લૅંકેશાયરના કાપડનો બનાવેલો હતો અને એમાં વપરાયેલી બધી વસ્તુઓ બ્રિટિશ, પરદેશી અને ન છૂટકે જ આપણા દેશની હતી. આ ઉપરથી પરિષદના સંયોજકોનો ભૂગોળની સીમાઓ વટાવી જતો ભ્રાતૃભાવ તથા એમની વિશાલઆન્તર-રાષ્ટ્રીય દૃષ્ટિનો ખ્યાલ દરેકને આવતો હતો. મંડપમાં ઠેર-ઠેર વિખ્યાત ઇલ્કાબધારીઓનાં મહાવચનો દૃષ્ટિએ પડતાં હતાં. આમાંનાં કેટલાક વચનો ઉતારવા જેવાં છે. "ઇલ્કાબ મ્હારો જન્મસિદ્ધ હક્ક છે અને એ પ્રાપ્ત કરવાનો માર્ગ રાજભક્તિ છે;" "**वफादारी मानमाधिका**"; "ખાન પાનને ખાતર જીંદગી નથી પણ માનચાંદને ખાતર જાહેર જીવન છે;" "સત્તા આગળ શાણપણ વ્યર્થ છે;" (આ વાક્ય નીચે જનરલ ડાયરની છબી હતી.) "**यथा राजा तथा वाजां;**" "કાયદા વગર ફાયદો નથી;" ઇત્યાદિ વિવિધ બોધવચનો દૃષ્ટિએ પડતાં હતાં. પ્લેટફૉર્મના પાછલા ભાગમાં વિલ્યમ પ્હેલાથી માંડી અત્યાર સુધીના ઇંગ્લાંડના સર્વે રાજાઓની છબીઓ હતી. છબીઓની નીચે લખ્યું હતું "**राजा मानस्य कारणम्**" મંડપની બે બાજુએ જૂદા જૂદા પ્રાન્તોના પોલીસ કમિશ્નરોની છબીઓ હતી.

પ્લેટફૉર્મ ઉપર બીરાજેલામાં નીચેના ગૃહસ્થોનાં નામ નોંધવા જેવાં છે. બર્દવાનના મહારાજા, દરભંગાના મહારાજા, સર ઉમર હયાતખાન, સર વસન્તરાવ ડાભોલકર, ખાનબહાદુર મનસુરી, સર માણેકજી દાદાભાઇ, સર ધનજીભાઇ બમનજી, સર બમનજી દલાલ, પ્રિન્સ અકરામ હુસેન, સર બ્રિજેન્દ્રલાલ મિત્ર, એ. એમ. ગઝનવી, મી. ગરડા, ડૉ. સુરાવર્દી, ખાનબહાદુર નાણાવટી, મિ. રફયુદ્દીન અહમદ વગેરેની પ્રેક્ષકવર્ગમાં બેઠકો ઇલ્કાબ પ્રમાણે ગોઠવવામાં આવી હતી. સૌથી મોટો વર્ગ રાવબહાદુરો, રાય બહાદુરો અને ખાન બહાદુરોનો હોવાથી એમને વાસ્તે સૌથી વધારે જગ્યા રાખવામાં આવી હતી. જે. પી. ઓ માટે પણ એક ભાગ અલગ હતો અને યુદ્ધ દરમિયાન મળેલા ખાસ ઇલ્કાબો જેવા કે O. B. E., M. B. E., C. B. E. વગેરે માટે પણ સ્થાન મુકરર કરવામાં આવ્યું હતું. પરિષદ્‌ના (ઇલ્કાબ મેળવવાના) મુખ્ય હેતુ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારાઓ વાસ્તે પણ મંડપનો એક ભાગ રાખ્યો હતો, જેમાં મુંબાઇ, અમદાવાદ, સુરત અને ભરૂચના કેટલાક પારસીઓ, સિંધના કેટલાક મુસલમાનો, બંગાળાના થોડાક જમીનદારો અને કાઉન્સિલ ઑફ સ્ટેટ તથા કન્દ્રીલીગના સભાસદો હતા.

## "પ્રજાના સાચા નેતાઓ."

સ્વાગત-સમિતિના પ્રમુખનું સ્થાન ખાનબહાદુર મહમદ અહમ્મદ રંસી. આઇ. ઇ, જે. પી. (ઑનરરી મેજીસ્ટ્રેટ) ને આપવામાં આવ્યું હતું. ખાનબહાદુર મહમદ રાવળપીંડી તો શું પણ પેશાવરના પણ કોઇ પણ નાગરિક કરતાં સરકારની પાર્ટિઓ, ખાણાઓ, મિજ્લસો, લેવીઓ ઇત્યાદિમાં વધારે વાર ગયા, હોવાનું માન ધરાવે છે એટલે એમની લાયકાત વિશે કંઇ કહેવાનું રહેતું નથી. તે ઉપરાન્ત પણ અનેક રીતે એમણે દેશની સેવા કરી છે. સાઇમન કમિશન બીજી વાર મુંબાઇ બંદરે ઉતર્યું ત્યારે પાછલી રાતે તેઓ સુકાઇ ગયેલા હારતોરા લઇ બેલાર્ડ પિયર સર જૉન સાઇમનને વધાવવા ગયા હતા એ તો સૌ કોઇ જાણે છે. ત્યાર પછી જે સ્થળે કમિશન જતું ત્યાં આગલે દિવસ જઇ એનો સત્કાર કરવા સ્ટેશને તેઓ હાજરી આપતા. માત્ર પૂનામાં એમને સ્હેજ મુશ્કેલી નડેલી. સર જૉન સાઇમન અને એમના ૭ મિત્રો સ્વાગતના ઉત્સાહથી મુંઝાઇ ન જાય અને પુષ્કળ હારતોરાથી ગૂંગળાઇ ન જાય એ ભયથી જે સખ્ત જાપ્તો પોલીસ દરેક સ્થળે રાખે છે એને લીધે પૂનાના સ્ટેશનમાં દાખલ થતા હતા ત્યારે ભાડુતી ગાડીના હાંકનાર ધારીને ખાનબહાદુર મહમ્મદને પોલીસ સાર્જંટે દંડો મારેલો; પરંતુ

લાલા લજપતરાય કે પંડિત જવાહીરલાલ પેઠે એને વિશે ખોટો ઘોંઘાટ ન કરતાં સહનશીલતાથી અને ખરી અહિંસાત્મક વૃત્તિથી એમણે એ માર સહન કર્યો; અને એ વિશે કદી શબ્દોચ્ચાર કર્યો નહિ આવાં અંગત કારણોને તેઓ મૂળ સિદ્ધાન્તની આડે આવવા દેતા નહિ અને ગૌણ અપમાનોને ખાતર એમણે મ્હોટા માનની આકાંક્ષા છોડી નહિ. પ્રમુખસ્થાન વાસ્તે રાય બહાદુર સર રામલાલ બંગડી કે. સી. આઇ. ઇ, ઑ. બી. ઇ., સી. બી. ઇ., એફ. આર. એ. એસ. ચૂંટાયા હતા. હિન્દુસ્તાનના જીવતા કે મરી ગયેલા કોઇ પણ પુરુષ કરતાં વધારે ઇલ્કાબો, ખિતાબો, ચાંદો અને ડિપ્લોમાઓ એમણે પ્રાપ્ત કરેલા છે.

જ્યારે બંને પ્રમુખો પરિષદ્‌ના મંડપમાં દાખલ થયા ત્યારે મંડપનું દશ્ય અસાધારણ હતું. અપૂર્વ અને સહૃદય ઉત્સાહથી સભાએ એમને વધાવી લીધા. લશ્કરી બેંડે God Save the King અને દેશી બેંડે " મુખડા ક્યા દેખો દર્પણમેં " વગાડી પ્રમુખ સાહેબનો સત્કાર કર્યો. આ પછી કેટલીક બાલાઓએ સ્વાગતનું એક ગીત ગાયું. આ ગીત પેન્શન ખાતા એક કવિએ જોડેલું હતું અને એમની કવિત્વશક્તિ ઉપર પેન્શનની અસર સ્પષ્ટ હતી. એ કાવ્યમાં બ્રિટિશ સામ્રાજ્યને સૂર્ય મંડળની ઉપમા આપી હતી. આ મંડળરચનામાં ઇંગ્લંડ સૂર્યને સ્થળે અને પ્રત્યેક સંસ્થાનગ્રહરૂપે હતાં. આ ઘટમાળમાં હિન્દ પૃથ્વી હતું આ કાવ્યે શ્રોતાઓ ઉપર ભારે અસર કરી હતી અને બર્દવાનના મહારાજાની આંખમાં આંસુ આવ્યાં હતાં.

ત્યાર પછી સ્વાગત સમિતિના પ્રમુખે એક ન્હાનું પણ સુંદર ભાષણ આપ્યું. એ ભાષણ દોઢ કલાક ચાલ્યું. ગઝનીના મહમ્મદથી તે લૉર્ડ અર્વિન સુધીના ઈતિહાસનું સિંહાવલોકન એ ભાષણમાં આવતું હતું. ખાનબહાદુરે કહ્યું, " આવા પ્રકારની પરિષદ્ ઘણી જ આવશ્યક છે ઇલ્કાબધારીઓના હક્કનું સંરક્ષણ કરવા જ નહિ, પરંતુ પ્રજાને રાજકીય, સામાજિક, આર્થિક, સ્વાર્થિક ઇત્યાદિ સર્વ ક્ષેત્રોમાં સાચે માર્ગે દોરવાની જવાબદારી આપણી છે. આપણે લોકોના સાચા નેતા છિયે અને પ્રજાને આપણા પ્રત્યે માન છે, આપણી ઉપર વિશ્વાસ છે, આપણી તરફથી અનેક પ્રકારની આશા છે. તો શું દેશના આ આવા કરોડોના પ્રસંગે આપણે એમને નિરાશ કરીશું? અત્યારે વાચાલ અને દંભી નેતાઓની તથા ઢોંગી કાર્યકર્તાઓની સલાહથી તેમજ ખોટી પક્ષાપક્ષી અને કોલાહલને લીધે પ્રજા મૂંઝાઇ ગઇ છે. (તાળીઓ): ઠેર ઠેર જઇ તોફાન કરવાનો ધંધો લઇ બેઠેલા કહેવાતા લોક-નાયકો,

કોઇની વિનંતિ વગર પ્રજાને દોરવવાનો બોજો માથે લઇને ફરતા કાર્યવાહકો, વકીલાતદ્વારા રળવામાં નિષ્ફળ ગયેલા વકીલો, વાક્પટુતાથી અજ્ઞાન પ્રજાને ભોળવી દેતા, ઘોંઘાટ કરનારાઓથી પ્રજા હવે કંટાળીને થાકી ગઇ છે. (હસાહસ અને તાળીઓ). હું ભાર મૂકીને કહું છું* કે સરકાર અને પ્રજા બંને આપણી આગળથી ઘણી આશા રાખે છે. સરકારે આપણે વાસ્તે જે આશા બાંધી છે એ ફળીભૂત કરવી એ આપણી ફરજ છે અને રાજભક્તિ આપણું કરજ છે. પ્રજાના નેતૃત્વની લગામ હાથ ધરવી એ આપણો જન્મસિદ્ધ અધિકાર છે—અરે ના! આપણું મરણપર્યન્તનું કર્ત્તવ્ય છે. પ્રજાના નેતા થવાનો આપણો હક્ક છે—નહિ—આપણી એ જવાબદારી છે." (તાળીઓ).

સ્વાગત સમિતિના પ્રમુખે પરિષદ્ આગળ રચનાત્મક કાર્યક્રમ રજુ કર્યો હતો અને પરિષદ્‌ની પ્રવૃત્તિને યોગ્ય દિશામાં વાળી હતી. એમ સૌ કોઇને લાગ્યું.

પ્રમુખસ્થાન સર રામલાલને આપવાની દરખાસ્ત રજુ કરતાં મી. ખીમજી ચોર્યાસી એમ. એલ. સી, એમ. બી. ઇ., એ કહ્યું: "આ પરિષદ્‌ના પ્રમુખસ્થાને બિરાજવા જે પ્રમુખ મહાશય ચૂંટાયા છે એમના કરતાં કોઇ વધારે યોગ્ય પુરુષ મ્હારા જાણવામાં નથી. (જોસભેર તાળીઓ). જ્યારે સર રામલાલ ૨૧ વર્ષની કાચી વયમાં હતા ત્યારે એમને રાય સાહેબનો પ્રથમ ઇલ્કાબ મળ્યો હતો અને એમની એ દિશામાં પ્રવૃતિ હજી ચાલુ જ છે. (તાળીઓ). પોતે ગર્ભશ્રીમન્ત હોવા છતાં આખી જીંદગી એમણે લોકસેવામાં ગાળી છે. પોતાના ગાડીઘોડા લોકોને વરઘોડા વાસ્તે ખુશીથી અને ભાડું લીધા વગર એ આપે છે. કોઇ પણ અમલદાર એમના ગામ પાસેથી ટ્રેનમાં જતો હોય તો એને વાસ્તે ચ્હા, શરબત, મીઠાઇ અને પાનસોપારી તથા હારતોરા લઇ સ્ટેશને અતિથિનો સત્કાર કરવા જાય છે. સર રામલાલ દેશભક્ત છે પરંતુ એમની ભક્તિ ચેલી કે ઉદ્દામ નથી. એમને દેશ વાસ્તે ગાઢ પ્રેમ છે પણ એ પ્રેમ કાયદાની હદ કદી ઓળંગી જતો નથી. (તાળીઓ). એ સ્નેહ સુદૃઢ છતાં સુમર્યાદિત છે. આનાં એક બેજ દૃષ્ટાન્ત હું આપીશ. જલિયાંવાળામાં જોઇયે તે કરતાં થોડીક વધારે ગોળીઓ જનરલ ડાયરે વાપરી હતી, એવો એમનો મત હતો છતાં જનરલ ડાયરના લાભાર્થે વિશ-

* અને ખાનબહાદુરનું વજન ૧૯૩ પાઉંડ હતું એટલે એમનો મૂકેલો ભાર કંઇ જેવો તેવો ન્હોતો.

યતમાં જે ફંડ થયું હતું તેમાં પૈસા ભરતાં એ અચકાયા નહોતા. (તાળીઓ): એ જ પ્રમાણે સાઇમન કમિશનમાં દેશીઓ નિમ્યા હોત તો કંઇ ખોટું નહોતું એવો એમનો અંગત અભિપ્રાય છતાં હિન્દુસ્તાનના કોઇપણ નેતા કરતાં વધારે પાર્ટિઓ એમણે કમિશનને આપી છે. ગવર્નરોને સર રામલાલ ઉપર એવી શ્રદ્ધા થઇ ગઇ છે કે પોતાની ખાનગી બાબતોમાં પણ એમની સલાહ તેઓ લે છે. જ્યારે જ્યારે સર રામલાલે ગવર્નર સાથે મુલાકાતની માંગણી કરી છે ત્યારે તરત જ એ સ્વીકારવામાં આવી છે. છેલ્લાં ચોવીસ વર્ષ થયાં આ પ્રાન્તનો એક પણ એવો ગવર્નર નથી થઇ ગયો કે જેણે પોતાનો હોદ્દો છોડતાં પહેલાં આપણા પ્રમુખ મહાશયને એક કે બીજા પ્રકારનો ઇલકાબ કે ચાંદ ન આપ્યો હોય. (તાળીઓ). આવા પ્રમુખ સાહેબની સ્તુતિ કરવી એ એમના અસંખ્ય ઇલકાબોની પાછળ યુનિવર્સિટિની ડિગ્રીના અક્ષરો લખવા યોગ્ય છે."

ભરૂચના એક પારસી ગૃહસ્થે અને સિંધના એક મુસલમાન બન્ધુએ આ ઠરાવને અનુમોદન આપ્યા પછી સર્વાનુમતે એ પસાર થયો હતો અને મંડપમાંથી ચોમેર તાળીઓની ગર્જના વચ્ચે સર રામલાલે પ્રમુખસ્થાન લીધું હતું.

આખા જગતમાં જે બનાવો બની રહ્યા છે એથી ઇલકાબધારીઓને શા લાભ અને ગેરલાભ છે એનું સવિસ્તર અને નિપુણ અવલોકન પ્રમુખશ્રીના ભાષણમાં હતું. સ્હાડા ત્રણ કલાક એ ભાષણ ચાલ્યુ છતાં પ્રમુખના ઘાંટાને લેશ માત્ર હરકત આવી નહિ. પરિષદના ઇતિહાસ તથા લક્ષ્ય વિષે અને પરિષદે ભવિષ્યમાં કયા ધોરણ ઉપર કામ કરવું એ વિષે એમાં ઉલ્લેખો હતા. કોઇપણ પ્રકારના ઇલકાબો મળ્યા હોય કે મળવાના હોય એ સર્વે વચ્ચે સંપ, સહકાર અને ઐક્ય સાધવા માટે અન્તમાં એક ઉત્કટ પ્રાર્થના હતી.

પ્રમુખે કહ્યું, "નામદાર વાઇસરૉય સાહેબને મ્હારે ખાત્રી આપવાની જરૂર નથી કે અમારો હેતુ વફાદારીભર્યો છે. નામદાર વાઇસરૉય સાહેબની રાજ્યનીતિ પ્રશંસનીય છે. એ રાજ્યપ્રબંધને લૉર્ડ રેડિંગ સાહેબની અને તેથી આગળ વૉરન હેસ્ટિંગ્સ સાહેબની રાજ્યપદ્ધતિ સાથે અવિચ્છિન્ન સંબંધ છે.

"સદ્‌ગૃહસ્થો, આપણા શાસ્ત્રમાં ઉક્તિ છે—જેનો લેખક અજ્ઞાત હોય એવાં બધાં સંસ્કૃત વાક્યોને હું શાસ્ત્ર જ લેખું છું—કે **गुणाः पूजास्थानं न च लिङ्गं न च वयः।** આધુનિક જમાનાને અનુકૂળ એ શાસ્ત્રનાને બનાવિયે તો ગુણને સ્થળે ઇલકાબ સિવાય બીજું શું હોઇ શકે? (તાળીઓ):

"માનનીય બન્ધુઓ! આ સ્થાન વાસ્તેની મ્હારી નાલાયકાત વિશે મ્હારાથી તો વધારે શું કહેવાય? મ્હારી નાલાયકાત વિશે મ્હારે કંઇ પણ કહેવું એ તો અત્યુક્તિ જ લેખાય. કેટલાક મહાપુરુષો પેઠે મ્હારી નમ્રતાનું મ્હને અભિમાન નથી છતાંયે એટલું તો મ્હને કહેવા દ્યો ("કહો! કહો!" ના પોકારો) કે આ સ્થાન માટેની મ્હારી યોગ્યતા મ્હારી અવસ્થાને લઇને કે હું પુરુષ છું એથી નહિ પણ મ્હારા ઇલ્કાબને લીધે જ છે (તાળીઓ).

"સુશીલ સજ્જનો, મ્હારા જીવનમાં ઘણી મુર્ખાઇઓ મ્હેં જોઇ છે; પરંતુ ઇલ્કાબના બહિષ્કાર વાસ્તે અસહકારના દુષ્ટ અને બાલિશ ચળવળમાં જે ઉપદેશ કરવામાં આવ્યો હતો એના જેવી અર્થહીન પ્રવૃત્તિ મ્હેં કદી જોઇ નથી (જોસભેર તાળીઓ): કોર્ટના કે નિશાળના બહિષ્કાર કરતાંયે વધારે દુષ્ટ એ બહિષ્કાર હતો. કારણ કે વકીલો તો કૉંગ્રેસ ને ખિલાફત ફંડ દ્વારા પોતાનો નિર્વાહ કરી શકે અને વિદ્યાર્થીઓ કહેવાની રાષ્ટ્રીય શાળામાં જઇ શકે; પરંતુ ઇલ્કાબના બહિષ્કારનો રચનાત્મક કાર્યક્રમ શો? ઇલ્કાબ-ધારીઓ ઇલ્કાબોનો ત્યાગ કરે તો તેઓ એને બદલે નવું શું મેળવી શકે? તેમને નવા ઇલ્કાબો કોણ આપે? ઇલ્કાબના બહિષ્કાર માટે જે ધાંધલ અસહકારીઓએ કરી છે એ તદ્દન નિરર્થક છે. કારણ એમને કદી ઇલ્કાબ મળવાના નથી અને જેઓ ઇલ્કાબ ધરાવે છે તેઓ કદી એ છોડી દેવાના નથી. આ તો કરકસર કરવાના બોધ દેવા જેવું વ્યર્થ છે. કારણ કે ગરીબોની ખર્ચ કરવા જેટલી શક્તિ હોતી નથી અને ધનવાનોને કરકસર કરવાની ... હોતી નથી. (પુષ્કળ હસાહસ અને તાળીઓ).

"ઇલ્કાબધારીઓને ચુંટણીના ખાસ હક્ક હોવા જોઇયે. એમને પ્રાન્તિક અને વડી ધારાસભા વાસ્તે તથા કાઉન્સિલ ઑફ સ્ટેટ વાસ્તે સભ્યો ચૂંટવાનો હક્ક હોવો જોઇએ અને એવી બધી સંસ્થાઓમાં બે ત્રણ પ્રતિનિધિઓ હોવા જોઇએ. ઇલ્કાબધારીઓના પુત્રો અને સંબંધીઓને નોકરીમાં રાખવાની ખાસ ગોઠવણ હોવી જોઇએ. કાઉન્સિલ ઑફ સ્ટેટમાં આપણા ઘણા પ્રતિનિધિઓ તેમજ આપણી વફાદારીને લીધે આપણા ઘણા સંબંધીઓને સરકારી નોકરી મળે છે એ સાચી વાત છે. પણ મ્હારે તો એવા આડકતા અને ગુપ્ત નહિ પણ સીધા અને ખૂલ્લા હક્ક જોઇએ છીએ. આપણે જ દેશના ખરા ઉમરાવો છીએ અને ભારતની ખાનદાનીના પ્રતિનિધિઓ છીએ. જિમ્મેદારી મંડળો વાસ્તે અને ખાસ બેઠકો વાસ્તે આપણે માંગણી કરીશું અને કરીશું જ. સાઇમન કમિશન આપણી આ માગણી લક્ષમાં લેશે એવી આશા છે.

હવે

"સરકારી માનને લીધે પ્રજાના મન્માનને યોગ્ય થએલા બન્ધુઓ! અન્તે મ્હારી પ્રાર્થના છે કે જે કોઇ વિટમ્બણાઓ આવે અને મુશ્કેલીઓ ઉભી થાય તે સર્વેને દૂર કરીને આપણું અંતિમ લક્ષ્ય ઇલ્કાબ પ્રાપ્ત કરવાનું આપણે મેળવીશું એવી મ્હારી ખાત્રી છે. માટે ઇલ્કાબધારીઓ! જાગૃત થાઓ, એકત્ર થાઓ અને મથો!" (પુષ્કળ તાળીઓ):

## વિષય વિચારીણી સમિતિ.

વિષય વિચારીણી સમિતિમાં જોસભેર અને રસિક ચર્ચા થઇ. મહારાષ્ટ્રના એક રાવબહાદુરે એવી સૂચના કરી કે બે વર્ષ સુધી કોઇને ઇલ્કાબ ન આપવાની સરકારને વિનતિ કરવી. એમની દલીલ એવી હતી કે ઇલ્કાબો હમણાં બહુ સસ્તા અને સામાન્ય થઇ પડયા છે અને એથી ઇલ્કાબની નવીનતા તો શું પણ એની પ્રતિષ્ઠાને પણ હાનિ પહોંચે છે. ઇલ્કાબો હમણાં એવા સાધારણ થઇ પડયા છે અને એવા સામાન્ય માણસોને એ આપવામાં આવે છે કે સ્હેજ પ્રતિષ્ઠિત લોકોને એ આપવામાં આવે છે ત્યારે એમને મુંઝવણ થઇ પડે છે. "મ્હારો જ દાખલો લ્યો," રાવબહાદુરે કહ્યું. "મ્હને જ્યારે રાવબહાદુરનો ઇલ્કાબ મળ્યો ત્યારે જ અમારા ગામના કલેક્ટર સાહેબનો જૂનો સામાન સારા ભાવે ખરીદનાર એક જરીપુરાણવાળા વેપારીને પણ રાવબહાદુરનો ખિતાબ આપવામાં આવ્યો હતો (શરમ! શરમ! ના પોકારો). આજકાલ સાઇમન કમિશનને આપવામાં આવતી પાર્ટિઓમાં હિન્દી પ્રજાજીવનના પ્રતિનિધિઓ તરીકે અમલદાર વર્ગના ખાનસામાઓ અને બટલરોને નિમંત્રણ આપવામાં આવે છે એ આપને સૌને વિદિત છે. આ વસ્તુસ્થિતિને લીધે માન અકરામ સસ્તાં થઇ જવાનો સંભવ છે. અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે ઇલ્કાબનું મૂલ્ય વધારવા એની માંગ વધારવી જોઇએ અને માંગ વધારવા એનો જથ્થો કમતી કરવો જોઇએ. એટલા માટે ઇલ્કાબ આપવાનું ટૂંક મુદત સુધી બંધ કરવું જોઇએ." આ ઠરાવ સામે સખ્ત વિરોધ પ્રદર્શિત થયો. વિરોધીઓમાં જેમને ઇલ્કાબ મળ્યો નહોતો અને એની આશા હતી એ જ નહોતા પણ ઘણા પીઢ ઇલ્કાબધારીઓ પણ હતા. આવા ઇલ્કાબધારીઓનુ કહેવુ હતું કે એમના આદર્શની સીમા બંધાય એમ નથી. જેમ પર્વત ઉપર ચ્હડતા મનુષ્યનું ક્ષિતિજ વધતું જાય છે અને જેમ શુદ્ધ બ્રાહ્મણોની ક્ષુધા થોડું ખાવાથી વધુ તીવ્ર થાય છે એમ ઇલ્કાબ વાસ્તેની તૃષા ઇલ્કાબ મળવાથી વધારે ઉત્કટ બને છે તો પછી ઇલ્કાબોનો આવો પ્રતિબંધ કરવાની શી જરૂર? આ પક્ષના એક સભ્યની તો એવી જ સૂચના

હતી કે "ધારાસભા અને સ્થાનિક સંસ્થાઓમાં જેઓ એક વર્ષ સુધી સરકારની વિરુદ્ધ એક પણ વાર બોલ્યા ન હોય કે જેમણે એક પણ વાર વિરુદ્ધ મત ન આપ્યો હોય તેમને કંઈક ખિતાબ કે ચાંદ આપવો જોઈએ. શું આવા સજ્જનો માનનીય નથી? અને માનનીય હોય તો એમને માન કેમ ન મળવું જોઈયે?" રાવબહાદુરનો ઠરાવ બહુ મતે ઉડી ગયો.

શ્રીયુત સુકુમાર લાહીરી સી. આઇ. ઇ., એ એક ઠરાવ રજુ કર્યો કે માનચાંદની ટીપ બ્હાર પડે એમાં શી સેવા વાસ્તે કે શા કારણુ માટે અમુક ગ્રહસ્થને ઈલ્કાબ-કે ચાંદ આપવામાં આવ્યો છે તે ટૂંકમાં જણાવવું. શ્રીયુત લાહીરીનું કહેવું હતું કે ઇંગ્લંડમાં લૉઈડ જ્યૉર્જે આપેલા ઈલ્કાબોથી ભારે તોફાન ઉભું થયું હતું અને એની તપાસ કરવા એક કમિટી નિમવામાં આવી હતી. અહિંયા કૉંગ્રેસવાળાઓ અને સ્વરાજીસ્ટો એવી તપાસ કરે તે પહેલાં પાણી આગળ પાળ બાંધવા માટે આવી પદ્ધતિ દાખલ કરવાની જરૂર છે. આ ઠરાવનો પણ સખ્ત વિરોધ થયો. એક ગૃહસ્થે એમ કહ્યું કે "ઈલ્કાબ આપવાનો અધિકાર રાજાનો છે અને એમાં ડખલ કરવાનો કે એનાં કારણો પૂછવાનો વિચાર માત્ર રાજદ્રોહ સમાન છે. શ્રીયુત લાહીરીની સૂચના વફાદારીની આપણી પ્રતિજ્ઞાની વિરુદ્ધ છે; કારણુ કે એ સૂચવે છે એવી પ્રસિદ્ધિ રાજાની સત્તા ઉપર તરાપ મારવા બરાબર છે. વળી એવી પ્રસિદ્ધિ પ્રતિષ્ઠાને પણ હાનિકારક છે અને પ્રતિષ્ઠા ઈલ્કાબનું મૂળ છે. ઈલ્કાબ મેળવનારની લાયકાતની તુલના કરનાર છાપાં વાંચનારા તે વળી કોણ?" બીજા સભ્યે વિરોધ દર્શાવતાં કહ્યું: "ઇંગ્લંડ અને હિન્દ વચ્ચે આ બાબતમાં કંઈ સામ્ય નથી. વિલાયતમાં અમુક પાર્ટિના ફંડમાં પૈસા ભરવા બદલ ઈલ્કાબ આપવામાં આવે છે જ્યારે હિન્દુસ્તાનમાં તો વફાદાર નાગરિકોને તથા રિટાયર થતા અમલદારોને ઇલ્કાબો આપવામાં આવે છે. શ્રીયુત લાહીરીના ઠરાવ ઉપર કેટલાક સુધારા રજુ કરવામાં આવ્યા. એક સુધારો એવો હતો કે જેને ઈલ્કાબ આવે તેને ખાનગીમાં એનાં કારણો જણાવવાં જોઇએ. આ સુધારો રજુ કરનાર સભ્યનું કહેવું હતું કે ઘણી વાર પોતાને શા માટે ઇલ્કાબ મળ્યો છે એનું કારણુ ઇલ્કાબધારીઓ જ પોતાના મિત્રોને બરાબર સમજાવી શકતા નથી; એટલે બીજાને કહી શકાય એવાં કારણો શોધી સરકારે ઈલ્કાબ જાહેર કરતી વખતે એમને તે કહેવાં જોઇએ. બીજો સુધારો એ હતો કે કયા ફંડફાળામાં કેટલી રકમ ભરવાથી ઇલ્કાબ આપવામાં આવશે એ સરકારે વફાદાર નાગરિકોને તેમ જ ઇલ્કાબધારીઓને જણાવી દેવું જોઇએ! જેમ કે દસ લાખ આપે તો બેરોનેટ થવાય, એક લાખ આપે

તો કે. સી. આઇ. ઇ. વગેરે. આ સુધારો પ્રમુખે અયોગ્ય ગણી નામંજુર કર્યો અને બાકીના બધા ગયા.

પરિષદ્ જ્યારે મળી ત્યારે વફાદારીની લાગણી દર્શાવતો પ્રથમ ઠરાવ પ્રમુખસ્થાનેથી રજુ કરતાં સર ગમલાલે કહ્યું કે "વાઇસરૉયથી તે પોલીસ કૉન્સ્ટેબલ સુધીના બ્રિટિશ સલ્તનતના પ્રતિનિધિઓ ઉપર અમને સંપૂર્ણ વિશ્વાસ છે."

બીજો ઠરાવ નીચે પ્રમાણે હતોઃ "ઇલ્કાબના બહિષ્કારની અનિષ્ટ અને રાજદ્રોહી પ્રવૃત્તિ સામે આ પરિષદ્ સખ્ત વિરોધ જાહેર કરે છે અને આ બાબતમાં પરિષદ્‌ની ભાવનાઓ સાધવા ખુશામત આદિ રચનાત્મક કાર્યક્રમ કરવાનો પરિષદ્ સર્વને આગ્રહ કરે છે."

આ ઠરાવ ખાનબહાદુર ખીમજી લીમજી જે. પી. એ એક જુસ્સાદાર ભાષણમાં રજુ કર્યો હતો. એમણે કહ્યું, "ઇલ્કાબ એ મહાન અંગ્રેજ પ્રજાની મહાન શોધ છે. એ શોધ વિજળીને વાયરલેસ જેટલી જ મહત્ત્વની તથા ઉપયોગી છે; અને એ શોધનો લાભ હિન્દની પ્રજાને પણ મળે છે તે વાસ્તે આપણે બ્રિટિશ રાજ્યનો આભાર માનવો ઘટે છે. જેમ પરદેશી કાપડની આયાતથી આપણને સુઘડતા, નાજુકાઇ અને કલાનું ભાન થયું છે અને આપણો ભ્રાતૃ-ભાવ વધ્યો છે, જેમ પરદેશી દારૂની આયાતથી જીવનના આનન્દને મઝાની આપણને ઝાંખી થઇ છે એમ જ ઇલ્કાબની રૂઢિના આગમનથી આપણા જાહેર જીવનમાં પ્રતિષ્ઠાને મોભ્ભો આવ્યાં છે. મર્હૂમ સુબ્રમન્ય આયર, કવિ રવીન્દ્રનાથ ટાગોર, એન. એમ. જોશી તેમ જ મૂર્ખ અસહકારીઓએ ઇલ્કાબોનો ત્યાગ કર્યો છે એને વિષે તો હું શું કહું? હું એટલું જ કહીશ કે ઇલ્કાબોની એમને દરકાર નથી તો પછી એનો ત્યાગ કરવા માટે આટલી ધાંધલ તેઓ શા માટે કરે છે? (જોસભેર તાળીઓ): સાચી વાત એ છે કે એ લોકોને પણ ઇલ્કાબો ગમે છે, એમને ઇલ્કાબોની કિંમત છે પરંતુ થોડાક કૉંગ્રેસવાળાઓના ભયે તેઓ એ છોડી દે છે અને એનો અસ્વીકાર કરે છે. દાખલા તરીકે શાપુરજી સકલાતવાળા બે વર્ષ ઉપર હિન્દુસ્તાન આવ્યા હતા ત્યારે જ્યાં જાય ત્યાં ઇલ્કાબધારીઓની હાંસિ કરતા હતા; પરંતુ એ સારી રીતે જાણતા હતા કે જે. પી. નો ઇલ્કાબ પણ એમને મળે એમ નહોતું. (હસાહસ અને તાળીઓ): ટાગોરે જલિયાંવાળાના બનાવ પછી નાઇટહૂડના ખિતાબનો ત્યાગ કર્યો પણ એમાં ખોટ કોને ગઇ, નુકશાન કોને થયું? ટાગોરને જ. વળી સરકારે હજી એ પાછા વાળેલા ખિતાબની

પદ્વીય સ્વીકારી નથી એટલે ત્યાગવેલો એ ખિતાબ પડ્યો છે ક્યાં! ટપાલ ઑફિસના જૂના કાગળોના ખાતામાં? (પુષ્કળ હસાહસ):

સુરતવાળા રાવબહાદુર મુગટલાલ માધવલાલે આ ઠરાવને અનુમોદન આપતા કહ્યું, "ભાઈયો, ઈલ્કાબ જો આવી તુચ્છ વસ્તુ હોય તો આધ્યાત્મિક વૃત્તિવાળા અને વૈરાગી અસહકારીઓ અને પ્રજાસત્તાના સિદ્ધાન્તને પૂજનારા સ્વરાજીસ્ટો પોતે કેમ પરસ્પર એક બીજાને ઈલ્કાબો આપે છે? તેઓના ટોળામાં પણ મહાત્માઓ અને દેશબન્ધુઓ, દેશભક્તો અને દીનબન્ધુઓના ઈલ્કાબો એક બીજાને બક્ષે છે, પંડિતના નામ પાછળ માનાર્થે "જી" વાપરે છે અને કોમ્યુનિસ્ટ જ્વાહીરલાલ પણ 'કોમરેડ' નું સંબોધન પોતાના મિત્રો માટે યોજે છે! (પુષ્કળ તાળીઓ):

"આપણા દેશમાં પણ ઈલ્કાબની રૂઢિ પ્રાચીનકાળથી ચાલતી આવી છે કૃષ્ણ ભગવાનને શ્રી કૃષ્ણ શા વાસ્તે કહીએ છિયે? રાજકુમાર સિદ્ધાર્થને જ્યારે દિવ્ય જ્ઞાન પ્રાપ્ત થયું ત્યારે એમણે બુદ્ધની ઉપાધિ શા માટે ધારણ કરી? કાલિદાસ અને ભવભૂતિ વચ્ચે ગજપંક્તિના ઈલ્કાબ માટે વાંધો ન્હોતો પડ્યો? અકબર પાદશાહ શું ખિતાબો ન્હોતો આપતો? આ સર્વ શું દેખાડે છે? એ જ કે ઈલ્કાબ ધારણ કરવાની વૃત્તિ મનુષ્ય સ્વભાવમાં મૌલિક છે અને પ્રાચીન કાળથી સમાજની એ પ્રણાલિકા છે ત્યારે એ સ્વાભાવિક વૃત્તિને આપણા દેશમાં શા વાસ્તે પોષણ અને ઉત્તેજન ન મળવું જોઈયે? આપણામાં કહેવત છે કે "લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવા ન જવું." તો સરકાર ઈલ્કાબ આપવા આવે ત્યારે આપણે શા સારૂ આનાકાની કરવી? શું ફિરોઝશાહ મહેતા અને ગોખલે જેવાઓને ઈલ્કાબો નથી મળ્યા? અને એથી શું પૂરવાર નથી થતું કે ઈલ્કાબો ઘણીયે વાર યોગ્ય પુરુષોને આપવામાં આવે છે? સદ્‌ગૃહસ્થ સંબોધનને યથાર્થ ઉચિત કો એવા ગૃહસ્થો! આપને વિદિત જ હશે કે બ્રિટિશ સામ્રાજ્યમાં આવા માનચાંદ મેળવવાનો વિશિષ્ટ અધિકાર હિન્દને જ છે. બીજાં સંસ્થાનોએ પોતાના નાગરિકોને આવા માનચાંદ આપવાની ના પાડી છે. પરંતુ હિન્દ પ્રત્યે આ, બાબતમાં ઈંગ્લંડની સરકાર ખાસ પક્ષપાત દેખાડે છે અને બીજા કોઈ સંસ્થાનને નથી એવો હક હિન્દને આપ્યો છે. આમ સ્થાનિક સ્વરાજ્ય કરતાં પણ વધારે આપણને કંઈક મળેલું છે અને એવું અપ્રતિમ સ્થાન આપણે વિના કારણ શું ગુમાવી દઈશું? સ્વતંત્રતાના પક્ષકારો પણ સંતુષ્ટ થાય એવી આ આપણી સ્થિતિ વગર વિચાર્યે આપણે છોડી દઈશું?" (તાળીઓ).

ઇલ્કાબના બહિષ્કાર માટે "શરમ, શરમ" ના પોકારો વચ્ચે તથા ઇલ્કાબ માટે પ્રયાસ ચાલુ રાખવાના નિશ્ચયરૂપ હર્ષભેર તાળીઓ વચ્ચે આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો.

બીજો ઠરાવ ઇલ્કાબધારીઓ વાસ્તે ખાસ હક્કની માંગણીનો હતો. એમાં ભિન્ન મતદાર મંડળો, ધારાસભા આદિ સંસ્થાઓમાં જુદી બેઠકો, કર તથા સરકારી નોકરીઓમાં ખાસ લાભ અને કમિશનો તથા કમિટીઓમાં યોગ્ય પ્રતિનિધિત્વની માંગણી કરવામાં આવી હતી.

સર કૃષ્ણનાથન મુદલીઆરે આ ઠરાવ રજુ કર્યો હતો. એમણે કહ્યું, "ઇતિહાસ આપણને શીખવે છે કે અધિકાર હોય એ જ રાજ્ય કરવાને યોગ્ય છે. પ્રજાસત્તાક રાજ્યમાં પણ થોડાક નેતાઓ જ ખરા કાર્યવાહકો હોય છે. હવે અધિકારનું ચિહ્ન શું? ખાનદાનીની સત્તા કઈ? પહેલાં જન્મને લીધે હક્ક મળતા જ્ઞાતિની પ્રથા પણ જન્મના અકસ્માત્ ઉપર રચાઇ છે. પણ હવેના જમાનામાં એ અધિકાર આપણે સ્વીકારી શકતા નથી. ખાનદાન એટલે ધનવાન એવો પણ ખ્યાલ પ્રચલિત છે. જો કે એ માન્યતા છેક ખોટી નથી અને પશ્ચિમમાં પણ ધનના પાયા ઉપર જ વર્ગભેદ અને સમાજરચના થયાં છે છતાં એ પદ્ધતિ પણ સંતોષકારક નથી; કારણ કે સટ્ટાને લીધે ધનવાન લોકો ગરીબ થઇ જાય છે અને ગરીબ લોકો પૈસા- ' દારની હારમાં આવી જાય છે ગમ્મત તો! અધિકારને કંઈક 'ઉપાધિ તો જોઇએ જ અને કીર્તિને પણ ચિહ્ન જોઇએ આ કીર્તિચિહ્ન તે ઇલ્કાબ. ઇલ્કાબની પદ્ધતિને હું આવશ્યક લેખું છું કારણ કે ઇલ્કાબ વગર આપણી ખાનદાનીનું બીજું ચિહ્ન શું રહે? આજકાલ જ્યારે વ્યાપારી મંડળોને, ભિન્ન ભિન્ન કોમોને, મજુરોને અને અન્ત્યજોને ચૂંટણીમાં અને અલગ પ્રતિનિધિઓ નિમવાના ખાસ હક્ક મળે છે ત્યારે ઇલ્કાબધારીઓને એ કેમ ન મળે? ઇલ્કાબધારીઓને પણ વિભિન્ન અસ્તિત્વ છે અને એ અસ્તિત્વને રાજકીય જીવનમાં સ્થાન કેમ ન મળે? ઇલ્કાબધારીઓ વચ્ચે કોમ કોમનો ભેદ નથી, પ્રાન્તોના વિભાગ નથી, આર્થિક કલહો નથી. તેઓ વચ્ચે એમના અંતિમ લક્ષને લીધે ઐક્ય છે અને એથી એમને જે પ્રતિનિધિત્વ મળે એ સર્વથા અને વાસ્તવિક રીતે રાષ્ટ્રીય જ છે." (પુષ્કળ તાળીઓ):

આ ઠરાવના ટેકામાં રાવસાહેબ મથુરાપ્રસાદ લંગડાએ કહ્યું, ' સરકારનો વિરોધ ન કરવો એ આપણો સિદ્ધાન્ત છે છતાં એ જે પ્રકારની વર્તણૂક સરકાર આપણી પ્રત્યે કડલીકવાર ચલાવે છે તેથી મ્હને નમ્રતાપૂર્ણ

અને તદ્દન વફાદારીભર્યો રોષ આવે છે. આપણો ધારાસભામાં એક પણ પ્રતિનિધિ નહિ અને આપણને સંપૂર્ણ વફાદારી બદલ કર ઇત્યાદિ બાબતમાં કંઇ પણ લાભ નહિં! બન્ધુઓ, આજ કાલ સર્વ વસ્તુઓનું દામ છે તો પછી સરકાર માટેની વફાદારી પણ મફત શી રીતે મળે? (થોડીક તાળીઓ). મ્હારા ગામમાં ગર્વનર સાહેબ પધારેલા ત્યારે સ્ટેશન ઉપર બોલાવેલા નાગરિકોમાં કેટલાક ઉદ્દામ પક્ષવાળાઓને અને ખાદી પહેરનારાઓને નિમંત્રણ કરેલાં; પણ મ્હને ટેકું જ નહિં ("શરમ શરમ" ના પોકારો): તપાસ કરતાં જણાયું કે કલેક્ટર સાહેબનો મત હતો કે જેઓ સરકારના પક્ષમાં છે એમને બોલાવવાની કે રીઝવવાની શી જરૂર? જેઓ વિરોધીઓ હોય એમને જીતી લેવા જોઇએ! દીનભાવે બે હાથ જોડીને–કહો તો ઘુંટણીએ પડીને–કહો તો સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને પૂછું છું કે "મા બાપ સરકાર! આ તે વ્યાજબી છે, ન્યાય છે, ડહાપણભર્યું પગલું છે? શું અમે બારડોલીના ખેડુતોથી પણ ઉતર્યા?"

અત્રે એક ગુજરાતી સભ્યે વાંધો લીધો હતો કે બારડોલીનું સમાધાન ત્યાંના ખેડુતોની લડતથી નહિ પણ એમનાં ઢોરોની સ્થિતિને લીધે થયું હતું. એમણે કહ્યું, "ઝવેરભાઇ પટેલના દીકરા અને વિઠ્ઠલભાઇના ન્હાનાભાઇ વલ્લભભાઇએ એક ભાષણમાં કહ્યું હતું કે 'ભેંસો મડમડી થઇ ગઇ છે!' આથી ઇંગ્લંડની સ્ત્રીઓમાં મ્હોટો ખળભળાટ થયો હતો અને ઇંગ્લંડમાં પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વધારે હોવાથી ત્યાંની સ્ત્રીઓના હૃદયમાં ઇર્ષ્યા અને ભયની લાગણી ઉત્પન્ન થઇ હતી. ઇંગ્લાંડની જુવાન સ્ત્રીઓને હમણાં જ મત મળ્યો હોવાથી કુંવારિકાઓની સંખ્યા વધી ન જાય એ બ્હીકે બારડોલીમાં વધૂ મડમો થઇ લગ્નની હરિફાઇ ન વધે માટે સમાધાન કરવાનું સરકારને દબાણ કર્યું હતું. એથી જ બારડોલીમાં સલાહ થઇ હતી." રાવસાહેબ લંગડાએ ઉત્તર દીધો, "આથી તો ઉલટું મ્હારી દલીલને સમર્થન મળે છે કે આપણે ઢોરો કરતાં પણ ઉતર્યાં!"

આ ઠરાવ ઉપર નવાબઝાદા મહમ્મદ હુસેને સુધારો રજુ કર્યો કે ઇલ્કાબધારીઓને ખાસ ચૂંટણી વગેરેના હક્ક મળે એમાં મુસલમાન ઇલ્કાબધારીઓને વાસ્તે અમુક પ્રતિનિધિઓ ઇત્યાદિ અલગ રાખવા જોઇએ. નવાબઝાદાએ કહ્યું, "કોમોની ભિન્ન ચૂંટણીની વ્યવસ્થા અને પ્રતિનિધિઓ વગર કોમો વચ્ચેનું ઐક્ય સધાશે નહિં. વિચ્છિન્નતાથી જ સરકાર નભે છે અને વિભિન્નતામાં જ એકતા છે. જગદીશચન્દ્ર બોસની પણ આ જ શોધ છે

એમ એક ખિલાફતી વિજ્ઞાનશાસ્ત્રીએ શોધી કહાડ્યું છે અને રવીન્દ્રનાથ ટાગોરની આન્તર રાષ્ટ્રીય ફીલસુફીનું પણ એ જ કેન્દ્ર છે, એમ પંજાબના ઇકબાલ કવિનું કહેવું છે. ગાંડાની ઇસ્પિતાલો, કેદખાનાંઓ, ઇત્યાદિ સંસ્થાઓમાં મ્હારી કોમને પ્રતિનિધિત્વ છે કે નહિ એ વિષે હું હાલ તરત અંગત તપાસ કરૂં છું. સિનેમા, થિએટરો, દારૂનાં પીઠાં, સર્કસો, હોટેલો, ઉપાહારગૃહો વગેરે સંસ્થાઓમાં બધી કોમોને શા સારૂ સમાન હક ન મળવા જોઇએ?"

રાય સાહેબ મહામહોપાધ્યાય શાસ્ત્રી ભીપણુનાથે આ સુધારાની વિરુદ્ધ એક લાંબું અને જુસ્સાદાર ભાષણ કર્યું હતું. એમણે કહ્યું, "સાઇમન કમિશન કંઇ ન્હાનીસૂની વાત નથી. મ્હારો ભાઇ કમિશન એજંટ છે અને હું જાણું છું કે સર જોન સાઇમન હિન્દુસ્તાનની સેવા વાસ્તે કેટલું કમિશન મેળવે છે. પરંતુ નવાબઝાદાની સૂચનાની હું વિરુદ્ધ છું. ભિન્ન ચુટણીની વ્યવસ્થા અને કોમના પ્રતિનિધિત્વની હું સખ્ત વિરુદ્ધ છું. હું એની એટલો વિરુદ્ધ છું કે નવાબઝાદા જો આ માંગણી કરશે તો પછી હિન્દુઓ માટે પણ ભિન્ન મત અને બેઠકોની માંગણી કર્યા વગર મ્હારે છૂટકો નથી. અલ્પકોમોના હકના રક્ષણમાં બહુમતીવાળી કોમને સૌથી મોટો હક સરવાળે મળે છે એ શોચનીય છે. હિન્દુઓની અધમ દશા માટે મ્હને શોક થાય છે. બાળલગ્ન તથા વિધવાવિવાહના પ્રતિબંધને લીધે અને અંગ કસરત વગર; જ્ઞાતિઓનાં બંધનોને લીધે અને અખાડા વગર, પરસ્પર સહકાર વગર, હિન્દુઓ પડતી દશામાં છે. મુસલમાનોની વિરુદ્ધ નહિ પણ કેવળ સ્વરક્ષણ માટે જ હિન્દુઓએ સંગઠ્ઠન કરવું જોઇએ અને એક થવું જોઇએ. હિન્દુઓના ઐક્ય વગર સ્વરાજ્ય તો શું પણ હિન્દુઓને ઇલકાબો પણ નહિ મળી શકે."

એક શીખ અને એક એંગ્લો-ઇંડિયન ગૃહસ્થે નવાબઝાદાની દરખાસ્તને અનુમોદન આપ્યું. કોમો વચ્ચેના ભેદનો વિનાશ ભિન્ન હકોથી જ થશે એવો એમનો મત હતો.

ઘણી લાંબી અને ગરમાગરમ તકરાર પછી સમાધાન થયું કે વિશિષ્ટ હકના પ્રશ્નનો નિકાલ કરવા વાસ્તે એક કમિટી નિમવી અને એ કમિટીમાં મુસલમાનોને ૩૩⅓ ટકા પ્રતિનિધિત્વ આપવું. ઇલકાબની ટીપમાં મુસલમાનો વાસ્તે કેટલો ભાગ મુકરર કરવો એ વિશે જરૂર પડે તો સર મિયાં મહમ્મદ શાફીની સલાહ લેવી એમ નકકી થયું. નવાબઝાદાએ પોતાનો સુધારો પાછો ખેંચી લીધો પણ એવી સરત કરી કે સને ૧૯૩૭ પહેલાં આ પ્રશ્નનો નિકાલ થવો જ જોઇએ. આ સરતનો સ્વીકાર થયો પણ ૧૯૩૭ ની ૧ લી જાન્યુઆરી કે ૩૧ મી ડિસેમ્બર પહેલાં નિર્ણય થવો જોઇએ એ સ્ફુટ ન થયું.

છેલ્લા ઠરાવમાં પરિષદ્‌ના બધા સભ્યોને અમલદારો જે પાર્ટિ, ખાણું ઇત્યાદિ આપે તેમાં જવાનો આગ્રહ કરવામાં આવ્યો હતો; અને વધારે પ્રમાણમાં દરબારો ભરવાની સરકારને વિનંતિ કરવામાં આવી હતી.

છેવટે પરિષદે પ્રમુખનો ઉપકાર માન્યો હતો અને ઉત્તરમાં પ્રમુખે પરિષદ્‌નો ઉપકાર માન્યો હતો ( આની વિગત માટે ગમે તે પરિષદ્‌નો હેવાલ વાંચકે જોઇ જવો ): પ્રમુખે અન્તના ભાષણમાં કહ્યું કે, "આપણે ઇલકાબ મેળવવા વાસ્તે યત્ન કરવાની જે પ્રતિજ્ઞા લીધી છે એ આપણે સૌ પાળવાના છીએ. કૉંગ્રેસની પ્રતિજ્ઞાઓ જેવી એ ખોટા દેખાવની, આડમ્બરની અને ઢોંગી નથી આપણા સતીત્વની ભાવના સુદૃઢ છે; અને બ્રિટિશ સલ્તનત સિવાય બીજા કોઇનું પ્રભુત્વ સ્વીકારવાનું ઘોર પાપ કરીશું નહિ."

પરિષદ્‌ને અન્તે એ સંપૂર્ણ થવાને લીધે આખા મંડપમાં આનંદ અને ઉત્સાહ ફેલાઇ રહ્યાં.

ગગનવિહારી લ. મહેતા

---

# સન ૧૯૨૩ નો લગ્નનો ખાસ કાયદો.

---

આપણી લગ્નની પ્રથા ઘણી પુરાણી છે. કોઇ ધાર્મિક વિધિથી સ્ત્રી-પુરુષના લગ્ન સંબંધ બંધાય છે એ રિવાજ અને તેની પાછળ રહેલી ભાવના એટલી જૂની છે કે એ સિવાયની સ્થિતિ અગર એથી જૂદી સ્થિતિ આપણી સમાજમાં કદી હતી જ નહિ, એવી માન્યતા આપણામાં જડઘાલીને બેઠેલી છે. માબાપ અગર વડીલો પોતપોતાની ન્યાતના કે પેટા ન્યાતના, અગર ઘોળના નાના કુંડાળામાંથી છોકરા છોકરી પસંદ કરી તેમને વરઘોડા, વરા વગેરે ધામધુમ કરી પરણાવી દે; ભણેલો કે નિરક્ષર ગમે તેવો કોઇ ન્યાતનો ગોર બે ચાર છાણાં સળગાવી તે અગ્નિ સમક્ષ તે પોતે કે પરણનાર જોડું તેમ જ આજુબાજુનાં કોઇ જરા પણ સમજે નહિ એવા કેટલાક ઉચ્ચારો કરી તેને વેદ મન્ત્રોનું નામ આપી તેને શાસ્ત્રોક્ત, ધાર્મિક વિધિ પુરઃસર થયેલાં લગ્ન જાહેર કરે એનું નામ હિન્દુ લગ્ન એવી માન્યતા હિન્દુ સમાજના ઘણા મોટા ભાગમાં જોવામાં આવે છે. ધાર્મિક વિધિનો ભાગ કયો અને પ્રચલિત રૂઢિને અંગે થયેલા રિવાજ કયા, તેનો ભેદ પણ ઘણા તો સમજતા નથી. લગ્નમાં સારાં સારાં લૂગડાં ઘરેણાં પહેરવાનાં મળે, બે ચાર ટંક મિષ્ટાન્ન મળે

અને "મહાલવા" નું મળે એટલા પુરતોજ સંબંધ સગાં સ્નેહીઓને લગ્ન સાથે હોય છે. પરણનાર વરવધૂનાં વય, ગુણ, સ્થિતિ વગેરે બાબતનો વિષે ઘણે ભાગે તો વિચાર કરવામાં આવતો નથી. "અમુક ભાઈએ પોતાના દીકરાનાં કે દીકરીનાં લગ્ન બહુ સારાં કર્યા", એવા સામાન્ય અભિપ્રાયનું તાત્પર્ય એટલું જ હોય છે કે તેણે સારો પૈસો ખર્ચ્યો, જમણવાર સારા કર્યા, ખૂબ લોકોને નિમંત્રણ કરી પોતાના ઘર આગળ મોટું ટોળું એકઠું કર્યું, અને સગાં વહાલાં તથા જ્ઞાતિજનોને લગડાં વહેંચી કે લ્હાણી કરી જશ લીધો. પરણનાર છોકરો છોકરી સારાં ગુણવાન યોગ્ય દમ્પતી થાય તેવાં, સંસારમાં પતિપત્ની તરીકે ઉત્તમ નીવડે તેવાં છે કે નહિ તે બાબતનો તેમાં વિચાર સરખો પણ કરવામાં આવતો નથી.

જનસમાજના મોટા ભાગની મનોદશા આવી હોય ત્યાં, કેટલાક આગેવાન સુધારકો લગ્નની ભાવના વિસ્તૃત કરી, વરવધૂના ગુણ અને શીલને ધોરણે પસંદગી થઇ પરિણીત જીવન આદર્શરૂપ બને એવી અનુકૂળતા કરવાનો પ્રયત્ન કરે તેની માહિતી પણ સમાજના મોટા ભાગને હોવાની શી આશા ? હિન્દુસમાજમાં લગ્ન સંબધે કાયદામાં શી સ્વતંત્રતા છે, કેટલાં બંધન છે, લગ્નની ઉત્તમોત્તમ ભાવના તરફ પ્રયાણ કરવા માટે કેટલી સરળતા કાયદામાં છે, સ્મૃતિકારોના વિધિનિષેધથી આપણી હાલની પ્રથા કેટલે અંશે જુદી પડે છે એ બાબત કેળવાયલા પુરુષોમાંથી પણું સેંકડે પાંચ ટકા પુરતા માહીતગાર હોતા નથી. સમાન ગુણ અને આચરણવાળાં યુવક યુવતીઓ લગ્ન સંબંધથી જોડાય તો ભવિષ્યની પ્રજા ઉન્નત થાય એ વાત સિદ્ધાન્ત તરીકે, અગર અભિપ્રાય તરીકે ઘણા સ્વીકારે છે. પરન્તુ પોતપોતાની ન્યાત બહાર લગ્ન કરવાની ઈચ્છાવાળાંને પણ કાયદાનાં કેવાં બંધન નડતાં હતાં, હજી કેટલાં નડે છે એ બાબતની માહિતી ઘણા થોડા મનુષ્યોમાં જોવામાં આવે છે.

યોગ્ય અને ઉત્તમ લગ્નસંબંધ થવામાં જ્ઞાતિભેદ ઘણી વાર અવરોધકર્તા છે એ નિર્વિવાદ છે. આ વાતનો તીવ્ર સાક્ષાત્કાર જે જ્ઞાતિઓમાં સુશિક્ષિત વર અગર કન્યાની અછત હોય છે, જ્યાં વર તથા કન્યાના પૈસા લેવાય છે, જ્યાં સાટાં તેખડાં થાય છે તેવી જ્ઞાતિવાળાને અનેકવાર થએલો છે. પરન્તુ ભિન્ન ભિન્ન જ્ઞાતિવાળાનાં લગ્ન કાયદેસર ગણાય નહિ એ બહુ મોટી અડચણ આવીને નડે છે. આ સ્થિતિમાંથી બચવાનો સન ૧૯૨૩ સુધી તો માત્ર એક જ રસ્તો હતો; અને તે સન ૧૮૭૨ ના સિવિલ મેરેજનો

કાયદાનો આશ્રય. બંગાળામાં બ્રાહ્મસમાજના આગેવાનોએ, ભિન્ન ભિન્ન જ્ઞાતિઓનાં લગ્ન કાયદેસર ગણાવાનો કાયદો કરવા માટે હિન્દુ લગ્નના કાયદામાં ફેરફાર કરાવવાનો પહેલો પ્રયત્ન કરી જોયો. પરન્તુ તેમાં તેમને સફળતા મળી નહિ; ત્યારે બ્રાહ્મ સમાજના અનુયાયી "બ્રહ્મો" માટે જ ખાસ કાયદો કરવાની માંગણી તેમણે કરી. આ માંગણીનો સ્વીકાર કરી સન ૧૮૭૨ નો સિવિલ મેરેજ એક્ટ પસાર કરવામાં આવ્યો. આ કાયદાથી ગમે તે ન્યાત તથા કોમનાં અને ધર્મનાં સ્ત્રીપુરુષો સરકારના નીમેલા રજીસ્ટ્રાર પાસે લગ્ન રજીસ્ટર કરાવી કાયદેસર લગ્ન કરી શકે છે. એ પ્રકારનાં લગ્નમાં કોઇ પણ પ્રકારનો ધાર્મિક વિધિ ફરજીયાત નથી. એ લગ્નમાં શરત એટલી જ હોય છે કે પરણનાર સ્ત્રી પુરુષ કુંવારાં, વિધુર અગર વિધવા હોવાં જોઇએ એટલે કે તેમનાં પત્ની કે પતિ હયાત ન હોવાં જોઇએ; અને એ પ્રમાણે રજીસ્ટર્ડ લગ્ન કરાવેલાં દમ્પતી એક બીજાની હયાતિમાં ફરી પરણી શકે નહિ. આ લગ્નનો લાભ હરકોઇ લઇ શકે. આ લગ્ન રજીસ્ટર્ડ કરાવતી વખતે વરવધૂએ લગ્ન રજીસ્ટર્ડ કરનાર અમલદાર સમક્ષ પ્રતિજ્ઞા કરવી પડે કે અમે હિન્દુ, જૈન, બૌધ, મુસલમાન, ખ્રિસ્તિ, પારસી, હિન્દુસ્તાનમાં પ્રચલિત કોઇ પણ ધર્મનાં નથી. આ પ્રકારની પ્રતિજ્ઞા બ્રહ્મસમાજના અનુયાયીઓ કરતા અને ઘણા હજી પણ કરે છે, કારણ કે તેઓમાંના ઘણા બ્રાહ્મસમાજના ધર્મમતને ઉપર જણાવેલા હરકોઇ મતથી જૂદો માનતા બ્રાહ્મ સમાજ સિવાયનાં બીજાં પણ કેટલાંક લગ્ન આ કાયદા અનુસાર થયેલાં છે. તેમાં [illegible] જણાવેલી પ્રતિજ્ઞા મને કે કમને તેમને લેવી પડી છે અને પ્રતિજ્ઞા પત્ર ઉપર સહી કર્યા પછી પોતપોતાના ધર્મ અનુસાર તેઓએ જાહેર અને ખાનગી વર્તન રાખ્યું છે. સરકારે નક્કી કરેલા કાયદા પુરતી જ આ પ્રતિજ્ઞા લેવામાં આવે છે. અંતઃકરણની માન્યતાની સાચી પ્રતિજ્ઞા નહિ. આ પ્રકારનું જુઠાણું, જેને જેને પોતાની ઇચ્છાનુસાર પરજ્ઞાતિમાં લગ્ન કરવું હોય તેને કરવાની, કાયદો ફરજ પાડે છે.

એક તરફથી લગ્નની ભાવના વિશાળ થતી જાય અને બીજી તરફથી પોતાની જ્ઞાતિ કે કોમ બ્હાર લગ્ન કરવા ઇચ્છનારને કાયદો આ પ્રમાણે પ્રતિજ્ઞા લેવાની ફરજ પાડી જુઠાણાને ઉત્તેજન આપે એ સ્થિતિ અસહ્ય લાગવાથી સ્વ. ભૂપેન્દ્રનાથ બસુએ એ જાતની પ્રતિજ્ઞા રદ કરી કાયદો સુધારવાનો પ્રયત્ન કર્યો, પણ તેમાં તેમને સફળતા મળી નહિ. હિન્દુ ઉપરાંત બીજી કોમો તરફથી પણ તેમાં વાંધો લેવામાં આવ્યો અને એ પ્રયત્ન ત્યાંથી અટક્યો. જે યુવક યુવતીઓને પોતાની ઇચ્છાનુસાર લગ્ન કરવાં હતાં તેમણે

તો આ કોયદાને માત્ર ઉપરનું માન આપી પ્રતિજ્ઞા નીચે સહી કરી લગ્ન કર્યાં. એવાં લગ્નો તો થયે જ ગયાં એટલે કે જૂના વિચારના મનુષ્યોના, એવાં લગ્ન અટકાવવાના પ્રયત્નો તો નિષ્ફળ જ ગયા. પણ આવી ખોટી પ્રતિજ્ઞા કરી અસત્યનો પ્રચાર કરવાની વિરુદ્ધ લોકલાગણી સબળ હતી અને ન્યાતજાતનાં સાંકડાં વર્તુલ બહાર લગ્ન કરવા તરફ લોકમત વિશેષ ઢળતો જતો હતો. તેનો લાભ લઇ સને ૧૯૨૩ માં લગ્નનો ખાસ કાયદો કરવામાં આવ્યો. આ નવા કાયદાનો લાભ હિન્દુ સમાજને જ આપવા આવે છે. એટલે કે હિન્દુ સમાજની જૂદી જૂદી જ્ઞાતિનાં યુવક યુવતીઓ આ કાયદા અનુસાર લગ્ન રજીસ્ટર્ડ કરાવે તો તે લગ્ન કાયદેસર ગણાય છે. ૧૮૭૨ ના કાયદામાં ધર્મ સંબધી જે પ્રતિજ્ઞા ફરજીયાત હતી તે આમાં કાઢી નાંખવામાં આવી છે. લગ્ન કરનારની અગાઉની પત્ની કે પતિ હયાત હોય તો તેનાથી આ નવા કાયદા મુજબ લગ્ન કરી શકાતાં નથી, તેમ જ એવા પ્રકારનાં લગ્ન થયા પછી તે બન્નેની હયાતિમાં તેમનાથી ફરી લગ્ન કરી શકાતું નથી. પોતપોતાની જ્ઞાતિની રૂઢિ પ્રમાણે એક પત્નીની હયાતિમાં બીજું લગ્ન કરી શકાતુ હોય તોપણ ૧૯૨૩ ના કાયદા મુજબ લગ્ન કરનારથી પોતાની પત્નીની હયાતિમાં ફરી લગ્ન કરી શકાતુ નથી. આ કાયદા મુજબ લગ્ન કરનારને હિન્દુ લગ્નના બીજા કાયદા જેવાં કે સગોત્ર લગ્ન, અમુક પાસેપાસે સગાંમાં લગ્ન, વગેરે બધા પ્રતિબન્ધો લાગુ પડે છે. આ કાયદા અનુસાર લગ્ન કરનાર પોતાનાં લગ્ન રજીસ્ટર્ડ કરાવ્યા પછી ગમે તે ધાર્મિક વિધિ કરાવી શકે છે. કોઇપણ પ્રકારનો ધાર્મિક વિધિ તેમાં ફરજીયાત નથી, તેમ કોઇપણ ધાર્મિક વિધિ કરવાની મના પણ નથી. એક જ ન્યાતમાં પરણનાર પણ આ કાયદાનો લાભ લઇ લગ્ન રજીસ્ટર્ડ કરાવી શકે છે. આ રીતે લગ્ન રજીસ્ટર્ડ કરાવાથી શા ફાયદા છે અને શી વિશેષ અનુકૂળતા મળે છે તે જોઇએ.

(૧) નવા કાયદા મુજબ લગ્ન કરનાર પતિ, પોતાની પત્નીની હયાતિમાં, કોઇપણ કારણસર, ફરી લગ્ન કરી શકતો નથી. આ એક અતિ અગત્યનો લાભ છે. સામાન્ય રીતે એક બે જ્ઞાતિઓ સિવાયની બધી હિન્દુ જ્ઞાતિઓમાં પતિને પત્નીની હયાતિ દરમિયાન બીજી વાર પરણવાની છૂટ હોય છે. કેટલીક જ્ઞાતિઓમાં આ બાબત બહુ ઢીલી મૂકવામાં આવી છે, કેટલીકમાં અમુક ખાસ સંજોગોમાં એવી પરવાનગી આપવામાં આવે છે, કેટલીક જ્ઞાતિઓમાં પત્નીની પોતાની સંમતિની જરૂર ગણવામાં આવી છે અને કેળવાયલા

વર્ગનો મત એક પત્નીની હયાતિમાં બીજી પત્ની કરવાનું દુરસ્ત ગણતો નથી. એ બધી વસ્તુસ્થિતિ સ્વીકાર્યા છતાં પતિને બીજી પત્ની લાવી શકવાનો અવકાશ તો હિન્દુસમાજના મોટા ભાગમાં રહે છે જ. એ સ્થિતિનો સંભવ જ આ કાયદા મુજબના લગ્નમાં નાબુદ થાય છે. આ કાયદા મુજબ લગ્ન કરનાર પુત્રીનાં માતપિતાને, પોતાની પુત્રી ઉપર સપત્ની-'શોક્ય' આવવાનો ભય મુદ્દલ રહેતો જ નથી. હાલના હિન્દુ કાયદા મુજબ પરણેલો હિન્દુ, ધર્મ બદલી મુસલમાન થાય તો પત્નીના કાંઇ પણ વાંક વગર તે ધર્મ બદલવાને કારણે જ બીજી વાર પરણી શકે છે. ૧૯૨૩ ના કાયદા મુજબ રજીસ્ટર્ડ લગ્ન કરાવેલા પતિને ધર્મ બદલવા છતાં પણ પોતાની પત્નીની હયાતિમાં ફરી લગ્ન કરવાની છૂટ નથી. જે જ્ઞાતિઓમાં અનેક પત્ની પરણવાનો રિવાજ હોય અગર એવી સ્થિતિ થવાનો ભય જેમને જેમને હોય તેમણે તો ખાસ કરીને પોતપોતાની જ્ઞાતિમાં લગ્ન કરતી વખતે પણ આ કાયદા મુજબ રજીસ્ટર્ડ લગ્ન કરાવાથી ભવિષ્યને માટે નિર્ભય થવાય છે.

(૨) નવા કાયદા મુજબ લગ્ન કરવાથી લગ્નની ઉંમરની હદ એની મેળે વધારવી પડે છે. છોકરા માટે ઓછામાં ઓછી ૧૮ અને કન્યા માટે ઓછામાં ઓછી ૧૪ વર્ષની આ કાયદામાં હદ બાંધેલી છે. એટલે કોઇ માબાપ કે વાલી આ કાયદા મુજબ તેથી નાની ઉંમરે પોતાનાં સંતાનનાં લગ્ન કરી શકે જ નહિ. માબાપની મરજી સિવાય પોતાની ઇચ્છાથી પરણનાર ( ?)પુરુષ માટે આ કાયદામાં ૨૧ વર્ષની ઉંમરની હદ ઠરાવેલી છે. એટલે (?) પોતાની પસંદગીથી લગ્ન કરવાનો આ કાયદામાં વિશેષ અવકાશ છે અને બાળ લગ્નનો સંભવ રહેતો જ નથી.

(૩) હિન્દુ કાયદા અનુસાર લગ્ન કરનાર સ્ત્રીને પોતાના સસરાની અને પતિની મિલ્કત ઉપર બહુ જ જૂજ હક હોય છે. પતિ સંયુક્ત કુટુંબમાં હોય અને દૈવવશાત્ ગુજરી જાય તો તે વિધવા કેવળ નિરાધાર થઇ જાય છે. સંયુક્ત કુટુમ્બમાં વિધવાને કેવો ત્રાસજનક દુઃખ પડે છે એક પેટનું પૂરું કરવા માટે કેટલું વૈતરું કરવું પડે છે, કેવો ત્રાસ વેઠવો પડે છે અને પશુ સમાન જીવન ગાળવું પડે છે એ જાણીતું છે. પોતાના કુટુમ્બથી પતિ જુદો થયેલો હોય તોપણ પત્નીને તેની મિલ્કત ઉપર પોતાના ગુજરાન પૂરતો જ હક રહે છે. તેની જીંદગી સુધીનો જ તે મિલ્કત ઉપર તેનો હક્ક હોય છે. સ્થાવર મિલ્કત કે જંગમ મિલ્કતની મૂડીની પોતાની ઇચ્છાનુસાર વ્યવસ્થા કરવાની તેને સ્વતંત્રતા હોતી નથી. જો તેને છોકરા હોય તો

મિલ્કતનાં માલિક છોકરા ગણાય છે અને છોકરા ઉમરલાયક થયે તેને છોકરાના ઓશીયાળા રોટલા ખાવા પડે છે. નવા કાયદા મુજબ લગ્ન કરનાર સ્ત્રીપુરુષ લગ્ન કર્યાને દિવસથી જ પોતાના અયુક્ત કુટુમ્બમાંથી વિભક્ત થયેલાં ગણાય છે અને તે વિભક્ત તરીકેની મળેલી મિલ્કત ઉપર પતિની હયાતિ બાદ તે સ્ત્રીનો એકલીનો સંપૂર્ણ હક રહે છે. જો તેને સંતાન હોય તો સંતાનના જેટલો જ પોતાના પતિની મિલ્કતમાંથી તેને પણ હિસ્સો મળે છે અને સંતાન ન હોય તો પોતાના પતિની બધી મિલ્કતની સંપૂર્ણ વારસ તે થાય છે. આ રીતે મળેલી મિલ્કતની વ્યવસ્થા તેની મરજી મુજબ કરવાને તે મુખત્યાર બને છે. પતિના સંયુક્ત કુટુમ્બમાં ભેગો વેપાર ચાલતો હોય તો એ ભેગી ચાલતી પેઢી તોડવાનું આ પ્રકારના લગ્નમાં ફરજીયાત નથી; પણ પોતાના પતિને જે ભાગ એ ભેગી પેઢીમાંથી મળ્યો હોય તે બધાની વારસ, પતિની હયાતિ બાદ, કુટુંબ સંયુક્ત હોય તોપણ, એ સ્ત્રી બને છે. સંયુક્ત કુટુંબની સંસ્થા હાલના જમાનામાં ઢીલી પડતી જાય છે. કેળવણીથી ઉદ્‌ભેલા નવા સંસ્કારને પરિણામે, જૂનાં વિચારનાં માબાપ અગર વડીલો સાથેનું જીવન નવા વિચારવાળાં દમ્પતીને અનુકૂળ ન લાગવાને કારણે, પરદેશમાં વસવાટ કરવાને કારણે, એવા અનેક સંજોગોને પરિણામે હાલના જમાનાનાં યુવાન સ્ત્રીપુરુષો વિભક્ત જીવન ગાળવાની ઇચ્છા ધરાવતાં માલમ પડે છે. એ સ્થિતિમાં સ્ત્રીપુરુષના વ્યક્તિત્વના વિકાસને વિશેષ અવકાશ મળે છે એ તો નિસંદેહ વાત છે. તેવી સ્થિતિમાં સ્ત્રીઓના મિલ્કત સંબંધીના હક અગાઉ કરતાં વધારે વિશાળ હોવા જોઇએ. તે ઘણે અંશે આ કાયદા મુજબ લગ્ન કરવાથી મળી શકે છે.

(૪) આ કાયદા મુજબ લગ્ન કરનાર દંપતીને પોતપોતાના બીજા સગાંના વારસાનો હક આ લગ્નને કારણે ગુમાવવો પડતો નથી. પત્નીને પોતાનાં માતપિતા અગર પિયરના નજીકનાં સગાંનો વારસો મળતો હોય, અગર પતિને પોતાનાં માતપિતા ઉપરાંત બીજા કોઇનો વારસો મળી શકે એવું હોય તો આ લગ્ન કરવાથી તેનો તેવો હક ડૂબતો નથી.

આ રીતે બધી રીતે તપાસતાં સન ૧૯૨૩ નો રજીસ્ટર્ડ લગ્નનો કાયદો હિતકારક છે. એ કાયદામાં કેટલાક અગત્યના ફેરફાર કરવાની આવશ્યક્તા છે. આમાંના ઘણા ફેરફાર તો સ્ત્રીઓ મોટે ભાગે કેળવાઇ પોતાનું ઉચ્ચ સ્થાન સમાજમાં પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ થશે ત્યારે જ મળશે. કેટલાક ફેરફાર એ કાયદાનો અમલ મોટા પ્રમાણમાં થતાં, જણાતી અગવડોને પરિણામે

સુધારાના પ્રતાપ. એક સમયનું ફક્ત કાળા પાણીની સજાવાળા કેદીઓને માટે મુકરર કરેલું ઑસ્ટ્રેલિયા હાલમાં સુધારામાં અગ્રગણ્ય પાઠ ભજવે છે. ચાલતી રીતને વળગી રહેનાર (કોન્ઝરવેટીવ) ઇગ્લૅન્ડે 'ફ્રેંચાઇઝ વોટ'ની તરફ દીલસોજી બતાવી સ્ત્રીઓના મતમાં પુરુષથી રાખેલો તફાવત કાઢી નાંખ્યો છે. આપણું પાડોશી અફઘાનિસ્તાન પણ હાલમાં જૂનાં રૂઢી ને રિવાજોનું નિકન્દન કરવા એકકે પગે ખડું થઇ ગયું છે. હિન્દુસ્તાન સિવાય દુનિયાના બીજા દેશોમાં પ્રગતિ સાથે સુધારા થવા માંડ્યા છે ત્યારે હિન્દુસ્તાન એના જૂના જમાનાની ભૂતકાળની સંસ્કૃતિ અને સંમૃદ્ધિનું વારંવાર સ્મરણ કરી હાલમાં રાજકીય પરતંત્રતામાં, આર્થિક ગરીબાઇમાં, ધાર્મિક દંભમાં, અને સામાજિક અત્યાચારમાં સડી રહ્યું છે. એક સમયની નિર્બળ ગણાતી સ્ત્રીઓ પણ હિન્દુસ્તાન સિવાય અન્ય દેશોમાં, રમત ગમતમાં, વિદ્યાભ્યાસમાં તેમ જ રાજદ્વારી બાબતમાં પુરુષવર્ગ સામે તેમના જેવું કાર્ય કરી તેમની સાથે હરીફાઇ કરવા માંડે છે, અને તે ઉપરાંત તરવામાં, લશ્કરી તાલીમ લેવામાં, અને એરોપ્લેનમાં ઉડવામાં પણ મર્દાઇનાં સાહસિક કામો કરી રહી છે.

કોઇ પણ દેશની સમૃદ્ધિનો આધાર તેની પ્રજા ઉપર રહેલો છે: અને તે કાજે દેશની અન્ય સંસ્થામાં લગ્નસંસ્થા વધારે ઉપયોગની અને જુમ્મેદારીવાળી છે. હિન્દુસ્તાનની રાજકીય અને આર્થિક સંસ્થાઓની સ્થિતિ અને વ્યવસ્થા સુધારવા માટે પરદેશીઓના અમલ નીચે દેશની પરતંત્રતા કંટકરુપ રહે, પરન્તુ હિન્દુસ્તાનની ધાર્મિક અને સામાજિક સ્થિતિ અને વ્યવસ્થામાં સુધારા કરવા તેમ જ તેની અંદર પરાપૂર્વથી ચાલી રહેલા જૂના રિવાજ, રૂઢી અને બંધનોને નાબુદ કરવા અને ધાર્મિક અત્યાચારો દૂર કરવા દેશની પરતંત્ર સ્થિતિ જરાયે અડચણરુપ નથી જ. ઉલટું, દેશમાં રાજકીય ચળવળ સાથે સામાજિક સુધારાની ચળવળ પણ જો ચાલુ રહે તો દેશની ઉન્નતિ ઝડપથી થશે. હિન્દુસ્તાનમાં, અને તેમાં ખાસ કરીને ગુજરાતી સંસારમાં સામાજિક સુધારામાં લગ્નની વ્યવસ્થાનું પરિવર્તન કરવાની ખાસ આવશ્યકતા છે. લગ્ન કાંઇ જડ વસ્તુ નથી પણ જીવતાં હૃદયોનું સંગઠ્ઠન કરનારી ચેતનસંસ્થા છે. સંસારનાં જૂદા જૂદા પ્રકારના, કઠણ ને વિષમ વિવાદવિષયમાં તેનું સ્થાન ઉચ્ચતર હોવું જોઇએ. લગ્નના લાભ અને હાનિ, ગુણ અને પરિણામ પણ બીજા વિષય અને સંસ્થા કરતાં જૂદા પ્રકારનાં છે. જો કદી બીજા જડ વિષયમાં ભૂલ થાય તો તે ભવિષ્યમાં સુધરી શકે અને એને લીધે ઉદ્ભવેલા નુકસાનને ફરીથી અસલ સ્થિતિમાં લાવી શકાય, પણ લગ્ન જેવા

ચેતન અને માનુષી વિષયમાં ભૂલ થાય તો તે અન્યથી કાલાન્તરે પણ સુધારવી કઠણ છે. કુળ અને બીજાના સંબંધની માફક સંસાર અને લગ્નનો સંબંધ પરોક્ષ છે. લગ્નના વિષયમાં ભૂલ થવાથી નિર્દોષ યુવક ને યુવતીની જીંદગીમાં અનેક પ્રકારનાં નુકશાન થયાં કરે છે, એ સમાજ સમજે છે છતાં લગ્નની વ્યવસ્થા સુધારવા જરૂરી પગલાં લેવાતાં નથી અને આવશ્યક ને જરૂરી સુધારા થતા નથી, એ ઘણું શોચનીય છે. આપણા સમાજમાં લગ્નની વ્યવસ્થા ઘણા હલકા પ્રકારની છે. લગ્નની ક્રિયામાં પ્રેમનુ સ્થાન પ્રથમ હોવું જોઇએ, પરન્તુ જ્યાં કાઠિયાવાડમાં કન્યાવિક્રય થતો હોય, અને ગુજરાતમાં વરવિક્રય થતો હોય, જ્યાં માતા કે પિતાની અગર આજુબાજુનાં સગાં સંબંધીની સીફારસથી લ્હાવો લેવા કજોડાથી યુવક અને યુવતીને પરસ્પરની મરજી વિરૂદ્ધ લગ્નની ધુસરીમાં જોડી દેવામાં આવે ત્યાં એવા શુષ્ક અને નિષ્ઠુર લગ્નમાં પ્રેમ શોધવો એ સહરાના રણમાં પાણીનો ઝરો શોધવા જેવુ છે. ગુજરાતી સંસારમાં યુવક ને યુવતીની સંમતિથી તેમની મરજી પ્રમાણે અને તેમની પસંદગીથી થયેલા લગ્ન ઘણાં જુજ છે. સમાજના જૂના રિવાજ અને બંધનોનું નિકન્દન કરવું એક વ્યક્તિને ઘણું અમલ થઇ પડે છે. તે વ્યક્તિને મદદ કરવા સમાજની સહાનુભૂતિની જરૂર છે. લગ્ની વ્યવસ્થા સુધારવા માટે સમાજે સુધરવું જોઇએ.

જ્યારે કુંવારા યુવક ને યુવતીનાં તેમની સંમતિથી લગ્ન કરવા વિટંબણા પડે છે, ત્યારે વિધવાનાં પુર્નલગ્ન કરવામાં મુશ્કેલી નડે એ ગુજરાતી સમાજમાં નવાઇ નથી. જો કોઇ પુરૂષ એક બૈરી ઉપરાંત બીજી બૈરી સાથે લગ્ન કરે, યા પોતે, જ્યારે જ્યારે, ગમે તેટલી વાર, વિધુર થાય ત્યારે ત્યારે પોતે ગમે તેટલી મોટી ઉમ્મરનો હોય છતાં ફરી ફરી લગ્ન કરે તો સમાજ તેવા પુરૂષને કાંઇ કરે નહીં: જો કોઇ વિધવા ખાનગી રીતે અપવિત્ર કુકર્મો કરે તો એને સમાજ મુંગે મોઢે જોયા કરશે; પરન્તુ જો કોઇ વિધવા જેણે ધણી સાથે સંગ પણ ન કર્યો હોય અને ફરીથી લગ્ન કરવા તૈયાર થાય તો તેવી નિર્દોષ વિધવાને સમાજના જૂના રીતરિવાજ, રૂઢી અને બંધનો વીંધી નાંખશે!

ભલે આવકમાંથી મહામહેનતે કુટુંબનું ભરણપોષણ થતું હોય પણ લગ્નસરામાં એક બીજાનું જોઇ, ચડસાચડસીમાં, શક્તિ અને ગજા ઉપરાંત ખોટો ખર્ચ કરવામાં ગુજરાતી સમાજમાં ઉછરેલો ગુજરાતી જૂનાં રૂઢી અને બંધનોને અનુસરી મોટાઇ માને છે, અને કુલક્ષણી બની દેવામાં ગરકી જાય છે. જ્યારે હિન્દુસ્તાનની આર્થિક સ્થિતિ દિવસે દિવસે બગડતી જાય છે

ત્યારે ગુજરાતી સમાજમાં કન્યાવિક્રય, વરવિક્રય, સુપડાંની રીત અને એવાં પ્રકારની ખોટી રીતો પાછળ ખર્ચમાં છૂટે હાથે દ્રવ્યનો ફોગટ બગાડ થાય છે.

લગ્નની વ્યવસ્થા સુધારવા માટે ન્યાતનાં ન્હાનાં ન્હાનાં કુંડાળાં નાબુદ થવા જોઇએ. કેટલીક જ્ઞાતિમાં એકડા અને કુળનું જોર એટલું બધું છે કે તેને ઓળંગવું એક વ્યક્તિને ઘણું અઘરું થઇ પડે છે. આથી એવાં કુંડાળાં, એકડા અને કુળને નાબુદ કરી લગ્નની વ્યવસ્થા સુધારવી જોઇએ. લગ્ન માટે યુવક અને યુવતીની પરસ્પર સંમતિ અને સ્નેહની ગણત્રી પ્રધાનપદે હોવી જોઇએ. " દિકરી અને ગાય જ્યાં દોરે ત્યાં જાય " એ જૂના જમાનાની કહેવતને તિલાંજલી આપવી જોઇએ. સ્ત્રી એ કાંઇ અવિચારી મૂગું જનાવર નથી; પરન્તુ પુરુષના જેટલા જ હક્ક ધરાવનાર અને તેના જેટલા જ વિચાર, વાચા અને આચાર ધરાવનાર જીવતું હૃદય છે. સુધારામાં આગળ ગણાતા અમેરિકામાં હાલમાં મૂકાયેલો " ટ્રાયલ મેરેજ " ( કામ ચલાઉ લગ્ન ) નો સુધારો જૂના રિવાજ અને બંધનોને વળગી રહેનાર હિન્દુસ્તાનના ગુજરાતી-સમાજને " સીવિલાઇઝડ પ્રોસ્ટીટ્યુશન " ( સુધરેલું છિનાળું ) લાગે; પરન્તુ તેને બદલે લગ્નની વ્યવસ્થામાં તેના જેવો બીજો સુધારો કે જે વેવિશાળ સંબંધી છે તે અમલમાં મૂકાય તો અસ્થાને નહીં ગણાય. યુવક ને યુવતીને લગ્નની ગાંઠથી જોડતાં પ્હેલાં તે બન્નેની સંમતિ લઇ વેવિશાળ કરવાં જોઇએ, અને તે બન્નેમાં સ્નેહના અંકુર ફૂટવા માટે, અને પરસ્પરના ..ર, વિચાર અને ભાવના સમજવા માટે તે બન્નેના મેળાપ અને સમાગમ માટે વ્યવસ્થા થવી જોઇએ; અને તે બન્ને લગ્નગાંઠથી જોડાય, ત્યાંસુધી વેવિશાળનો સમય જેમ બને તેમ વધારે લાંબો હોવો જોઇએ. તે દરમિયાનમાં, એટલે વેવિશાળ થયા પછી અને લગ્ન થતાં પહેલાં તે બન્ને વચ્ચે અંતરસ અને મતભેદ પડે તો સંબંધ તોડી નાંખવો જોઇએ, જેથી કજોડાવાળાં લગ્ન થતાં અટકશે; ગૃહના કજીઆ-કંકાસ અને કકર્શતા નાબુદ થશે.

યુવક કે યુવતીને પોતાની પસંદગી પ્રમાણે જ્યાં સુધી લગ્ન થાય નહીં ત્યાંસુધી કુંવારાં રહેવું વધારે સારૂં છે. જ્યાં સુધી યુવક પોતાનું અને પોતાની સ્ત્રીનું ભરણપોષણ કરવા જેટલું કમાવાને શક્તિમાન થાય નહીં ત્યાંસુધી તેણે પરણવું જોઇએ નહીં જો ગર્ભશ્રીમંત હોય અને કમાવાની ચિંતામાંથી મુક્ત હોય તેવા યુવકે ૧૮) વર્ષની ઉમ્મર પહેલાં પરણવું જોઇએ નહીં. યુવતી માટે ૧૬) અને યુવક માટે ૧૮ વર્ષનું લગ્નનું વય ચોક્કસ કરવું જોઇએ. આ નિયમનો જે ભંગ કરે તેને સરકાર તરફથી ભારે સજા ઉપરાંત

તેની સામે સામાજિક અસહકાર કરવો જોઇએ. કાચી વયમાં કરેલા લગ્નથી નમાલી અને નિર્બળ પ્રજા ઉત્પન્ન થાય છે એટલું જ નહીં પરન્તુ દેશનું મરણ અને જન્મ પ્રમાણ ધીરે ધીરે વધતું જાય છે; જે દેશની અધોગતિની નિશાની છે. કુટુંબના વધનારી થવાનો લ્હાવો લેવા કરતાં શરીરે બળવાન થવાનો દરેકે નિશ્ચય કરવો જોઇએ. જ્યારે હિન્દુસ્તાનના ચારે ખૂણે "સ્વરાજ"ની ઘોષણાના નાદ થયા કરે છે ત્યારે તેવે સમયે અસલના સ્પાર્ટા લોકની માફક અડગ ટેક રાખી અજીત ને જોરાવર પ્રજા કેળવવા અને લશ્કરી તાલીમ આપવા દરેક હિન્દીએ દૃઢ નિશ્ચય કરવો જોઇએ.

આ સર્વે સુધારા ઉપરાંત ખાસ અગત્યનો સુધારો કેળવણીનો છે. હિન્દુસ્તાનનો ઉદય કરવા પ્રજાને કેળવવાની ખાસ આવશ્યકતા છે. અને તે માટે પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત થવુ જોઇએ. પ્રજા કેળવાશે એટલે સમાજ પણ કેળવાશે, અને તેને લીધે લગ્નની વ્યવસ્થા સુધરશે, અને પરસ્પર સંમતિવાળાં પ્રેમલગ્ન થશે, અને વિધવાનાં પુનર્લગ્ન થશે એટલું જ નહીં, પરન્તુ દેશના અત્યાચારોનો ધીરે ધીરે નાશ થશે. કેળવાયેલા યુવક ને યુવતીના લગ્નથી જૂના રિવાજ, રૂઢી અને બન્ધનોનું નિકન્દન થશે, લગ્નનું પ્રધાનપદ જે હાલમાં લ્હાવાઓ લીધું છે તેને બદલે તેની જગ્યા પ્રેમ લેશે. લગ્નસરામાં ખોટાં ખર્ચ થતાં અટકશે એટલે સમાજની આર્થિક સ્થિતિ સુધરશે, અને દેશની પ્રજા સંસ્કારી, સુશિક્ષિત ને સુશીલ થશે એટલું જ નહિ, પરન્તુ શરીરે બળવાન, સાહસિક અને હિંમતવાન થશે. જ્યાં પ્રજા કેળવાશે અને સુધરશે એટલે દેશની ઉન્નતિ પણ આપોઆપ થશે. ફરીથી હિન્દુસ્તાન સંસ્કૃતિ ને સંવૃદ્ધિની ટોચે ચઢશે અને દુનિયાના પ્રથમ પંક્તિમાં ગણાતા મોટા દેશોની ગણત્રીમાં અંકાઇ જશે.

છ. મો. ઠાકોર.

---

# કોનો વાંક?

---

વૈધવ્યનાં કલંક સમાજને શાપરૂપ છે. વિધવાના પતનમાં સમાજપતનની આગાહી છે! સમાજમાં એવી લાખો વિધવાઓ છે કે જેઓ સમાજરૂઢિના ભયે જ વૈધવ્ય પાળે છે. સમાજની જંજીરો તોડવાને તેઓ શક્તિમાન નથી પવિત્રતાની બાંગ પોકારનારાઓ તેમને જરીએ અસકવા દેતા નથી. તેમનાં

મસ્તકે સમાજના પોલાદી પંજાનો ભય ઝઝુમતો જ રહે છે. સમાજ–રીતમના ચક્કીમાં તેમને પીસાઇ જવું પડે છે.

હિંદુ સમાજમાં વિધવાઓની સ્થિતિથી કોણ અજાણ છે? કેટલી યે કન્યાઓ બાળલગ્ન કે વૃદ્ધલગ્નનાં બલિદાન બની અકાળે વૈધવ્યને વહે છે. લગ્ન એટલે શું, એ સમજ આવતા પહેલાં એમનું સૌભાગ્ય ભુસાઇ જાય છે એમનાં–કરકંકણો નંદવાઇ જાય છે.

અભાગી બાલિકા, જેણે સંસાર જાણ્યો નથી, પતિ–પ્રસંગ અનુભવ્યો નથી, રસજીવનની રસલ્હાણ લૂંટી નથી, ત્યાં તો વિધવા બને. એની મનની મનમાં જ રહે અને વૈધવ્યની કાળી ટીલડીનો ભોગ બની જાય. એને માન ન હોય; સાસરિયામાં કે પિયેરિયામાં સહુને ય એનું જીવન ભારે પડે. જ્યાં જાય ત્યાં હડધૂત જ થાય. કેમ જાણે વિધવા થવામાં ય એનો વાંક ન હોય! ઘરમાં વૃદ્ધ સાસુ સસરા હોય કે માબાપ હોય; એમને આટલી વૃદ્ધવયે ય સહચારની હૂંફ વિના ઉંઘ ન આવે! તો ઘરમાંના યુવાનવર્ગનું કહેવું જ શું? આવા વાસનાપૂજક વાતાવરણમાં એક યુવાન વિધવા, શી રીતે પવિત્રતાના આદર્શ જાળવી શકે?

એ બિચારી ગમે ત્યાં ઘરના એકાદ ખુણામાં પડી રહે, એની સંભાળે ન લેવાય. પેટ પૂરતું ખાવાનું યે એને ન મળે; છતાં આખા કુટુંબનાં વૈતરાં તો એને કૂટવાં જ પડે. સવારમાં ઉઠીને તે સાંજે સુતા સુધીમાં, દળવા ખાંડવાથી માંડીને તે એંઠવાડ અબોટ, ઘરનું ઝાડુ અને દરેકની પથારી કરવાનું કાર્ય પણ એને જ માથે હોય! ન કોઇ એને મદદ કરે કે રાહત આપે. આમ છતાંયે જો કોઇ કામમાં ભૂલ આવી હોય, અગર વહેલું મોડું થયું હોય તો કુટુંબનો અન્ય સ્ત્રીવર્ગ, એનાં માબાપની સાતેય પેઢીને સ્વર્ગમાંથી પાછી ઉતારે. કદાચ ભુલ ન હોય તો યે ન સાંભળવું પડે એમ નહિ: ગમે તે વિષે, દિવસમાં બે ચાર વખત બિચારીની ધૂળ તો ઝટકાય જ. શું કરે? ઓશિયાળું અન્ન ખાવાનું એટલે એનું કાંઇ ન ચાલે. સ્વતંત્ર અને આબરૂભેર જીવન ગુજારી શકે એવું સાધને ન હોય એટલે સહુના ઠુંસલા ખાવા જ પડે. પશુ કે પંખી તરફ બતાવતી રહેમીયને એની તરફ ન બતાવાય. શુભ પ્રસંગોમાં એની હાજરી અપશુકનીઆળ લેખાય. પરમેશ્વરને ત્યાં ન્યાય જ ક્યાં છે? શેષનાગની પથારી ઉપર એટલો આળસુ થઇને એ પડ્યો છે કે જગત ઉપર શું ચાલી રહ્યું છે, એનુંયે એને ભાન નથી! કોણ જાણે એની આ કુંભકર્ણીય નિદ્રાનાં આવરણ ક્યારે દૂર થશે?

બિચારી બાળવિધવા તો ભયની મારીયે વૈધવ્યનાં કઠોર તપ તપે; પણ આ જગત દેવભૂમિ નથી તો! યુવાનીમાં આવતાં એનાં કુટુંબીઓ જ એના તરફ વિષયી નજરે જુએ. વિકારી પુરુષો તરફથી અડપલાં શરૂ થાય. એ પ્રલોભનના આકર્ષણમાં પણ મૂકાય; અને છેવટે ન માને તો એની ઉપર બળાત્કાર કે અત્યાચારે ગુજારાય. આ બધુયે વિધવાને સહન કરવું જ પડે. વ્યસનીને વ્યસનની તૃપ્તિ જ નથી હોતી, એ ન્યાયે ઇચ્છા કે અનિચ્છાએ પતિત થયેલી વિધવાને, પછી તો વ્યભિચારનાં વ્યસન લાગે વાસનાની તૃપ્તિ અર્થે એ ઘેર ઘેર ભટકતી થાય એક બજારૂ વેસ્યાનુયે એના કરતાં કાંઈક નિયમિત જીવન હોય. એ સગર્ભા બને: કાં તો ગર્ભપાત કરે કે બાળક પડાવી નાખે: યાત્રાના નિમિત્તે બહાર જઈ બાળકને ગંગાસ્નાન કરાવે કે અનાથાશ્રમમાં મૂકે. આવા એકાદ બે પ્રસંગ વીતતાં એ પાવરધી બને. અને ઉપરનાં કૃત્યો એને નિત્ય-કાર્ય જેવાં જ બની રહે.

છૂપા અનાચાર છૂપાવવા કેટલીયે વિધવાઓ ધર્મનાં શરણુ લે છે. છૂટથી તેઓ દેવમંદિરોમાં હરી ફરી શકે છે; અને પવિત્રતાનો દંભ બતાવે છે: પછી ભલેને તેઓ ગમે તેટલી પતિત હોય. આમ છતાંયે લોકનિંદા કરવામાં તેઓ જરીયે પાછી પડતી નથી.

આપણા સમાજનાં વૈધવ્યને બારીક દૃષ્ટિએ તપાસતાં ઉપરના લખાણમાં અતિશયોક્તિ નહિ લાગે.

સમાજના દરિયાવ દિલમાં, વિધવા ઉપર ગુજરતા સીતમો, તેમના અનાચાર અને પરિણામે થતાં ગર્ભપાત કે બાળહત્યાનાં પાપો સમાઈ શકે, પણ કોઈ વિધવા છૂપા અનાચાર ન સેવતાં ફરીથી પરણવું જ યોગ્ય ગણે તો એ વિચાર માત્રથી જ આખોયે સમાજ ખળભળી ઉઠે. તેની નસેનસમાંથી તેને પવિત્રતા સરી જતી લાગે. સમાજનો આ કેવો દંભ!

સાધારણ સમજથી વિચાર કરતાંયે વિધવાવિવાહ ધર્મ્ય લાગે છે. એક પુરુષની પત્ની ગત થતાં તે ત્રણ ચાર વખત પરણી શકે! જ્યારે એક બાળવિધવા જેણે સંસાર સુખ જોયું કે જાણ્યું ન હોય, તેની ઉપર તેનાં આશાભિલાષ, કોડ-વાંછનાઓ ઉપર અંકુશ મૂકવામાં સમાજની આપખુદી નથી શું? અક્ષતયોનિ વિધવા એક કન્યા જેટલી જ પવિત્ર ગણાય. કન્યાના વિવાહિત પતિનું મૃત્યુ થતાં તેનાં લગ્ન બીજી જગાએ કરવામાં અધર્મ

નથી તેવી જ રીતે અક્ષતયોનિ વિધવાનું પુર્નલગ્ન કરવામાં પણ અધર્મ નથી જ. જો વિધવાનું લગ્ન અધર્મ્ય હોય તો વિધુરનું ધર્મ્ય શા માટે? એક કુમારિકાનું કૌમાર નષ્ટ કરવાનો એને શું હક્ક? જો વિધુરોને પરણવું હોય તો વિધવા સાથેનાં જ ત્હેમનાં લગ્ન ધર્મ્ય ગણાય. ત્હેમને કોઈપણ કુમારિકાનો ભવ બગાડવાનો અધિકાર નથી. જો વિધુરનાં કુમારિકા સાથેનાં લગ્ન અટકે તો દરેક જ્ઞાતિમાં કન્યાની અછત ન જ રહે; અને કોઇ સબળ કારણ સિવાય કોઇનેયે આખું જીવન કુંવારાપણામાં ન વિતાવવું પડે. વળી ગરીબ બિચારી-બાળ વિધવાઓની આંતરડી ઠરે, ત્હેનાં પુણ્ય મળે એ વિશેષમાં.

વિધવાવિવાહ એ લોકાચારથી વિરુદ્ધ છે એમ ઘણાનું માનવું છે પણ રૂઢિ કે આચાર દેશકાળને અનુસરી ફેરવી શકાય છે-પરિવર્તનીય છે. કેટલાક ત્હેને શાસ્ત્રવિરુદ્ધ માને છે, પણ તેમ ન હોતાં વિધવાવિવાહની સાક્ષીતી વેદ અને સ્મૃતિમાંથી પણ મળી શકે છે.

જો વિધવાવિવાહ શાસ્ત્રોક્ત હોય, કેવળ આચાર કે રૂઢિને વશવર્તીને જ આપણે ગુલામી મનોદશામાં સબડતાં હોઇએ તો શા માટે આપણે સત્ય માર્ગે જ ન વળીએ? રૂઢિરૂપી રાક્ષસી અંચળાને દૂર કરી, આજે જ આપણે એ દુ:ખી વિધવાબ્હેનોની હાય મિટાવી શકીએ: અને અતીતોની આશિષ મેળવી શકીએ.

કોણ એવું કઠોર હૃદયી હશે કે આટલું જાણ્યા છતાંએ, જેનું હૃદય, વિધવાવિવાહના પ્રશ્નથી ન દ્રવ્યું હોય? બાળવિધવાનાં પુર્નલગ્નનો પ્રચાર ન કરવામાં આવે તો હિંદુ વિધવાઓની શું દશા થશે? એ વિચાર જ હૃદય હલમલાવી મૂકે છે.

ચેત, હિંદુ સમાજ! નહિ તો ત્હારૂં અસ્તિત્વ ફીટી જવાનો સમય આવ્યો છે. આજે કેટલીયે વિધવાઓ સમાજનાં ક્રૂર બંધનોમાં જકડાઇ પરણવાની ઇચ્છા છતાંયે પરાણે વૈધવ્ય પાળતી હશે; વ્યભિચારને પંથે પળી, ગર્ભપાત અને બાળહત્યાઓનાં પાપ વ્હોરતી હશે; કુટુંબીઓના દુ:ખથી કંટાળી, ઘર બહાર થતી હશે કે આપઘાત કરતી હશે; ઇસ્લામ કે ઇસાઇને આબાદ કરતી હશે. કોનો વાંક?



# ભિન્ન ભિન્ન પ્રાન્તોમાં સ્ત્રીઓની પ્રવૃત્તિઓ.

---

કલકત્તામાં રાષ્ટ્રીય મહાસભાની સાથે બીજી અનેક પરિષદો ભરાઇ હતી. તેમાંની એક તે સ્ત્રીઓની સમાજસુધારા પરિષદ. તે પરિષદની કાર્યવાહક સ્ત્રીઓએ હિંદના દરેક પ્રાન્તની અગ્રેસર સ્ત્રીઓને પોતાના પ્રાન્તની પ્રવૃત્તિઓનો હેવાલ લખી મોકલવાની વિનંતિ કરી હતી. તેના ઉત્તરમાં મુંબાઇ, પંજાબ, બિહાર, ઓરિસ્સા, દિલ્હી, સેન્ટ્રલ પ્રોવિન્સીસ, તથા યુનાઇટેડ પ્રોવિન્સીસમાંથી હેવાલો મોકલવામાં આવ્યા હતા. પરિષદ સમક્ષ એ બધા હેવાલો વાંચી સંભળાવવા એવું નક્કી કરવામાં આવ્યું હતું પરન્તુ સમયને અભાવે વાંચી શકાયા ન્હોતા. ગુજરાતી બ્હેનોને, દેશના અન્ય વિભાગોની સ્ત્રીઓની પ્રવૃત્તિ વિષે કંઇક જાણવાની જીજ્ઞાસા હશે એમ ધારીને અંગ્રેજી હેવાલોને આધારે આ લેખ તૈયાર કર્યો છે. આપણા પ્રાન્તની પ્રવૃત્તિઓથી કોઇ અજાણ્યું નહિ હોય એમ ધારીને મુંબાઇ ઇલાકાનો હેવાલ નથી આપ્યો. આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાન્તોનો હેવાલ એક રાણીએ લખ્યો હતો. તેમાં કોઇપણ પ્રકારની માહિતી આપવામાં આવી ન્હોતી તેથી તે પણ આપ્યો નથી.

છેલ્લાં ત્રણ વર્ષથી અખિલ ભારતીય મહિલા પરિષદ (All India Ladies conference on Education) ભરવામાં આવે છે તેનો લાભ દરેક પ્રાન્તની સ્ત્રીઓ લે છે એ અહિં રજુ કરેલા હેવાલો ઉપરથી જણાઈ આવે છે; તેમ જ આ પરિષદને અંગે સ્થપાએલાં કેળવણી મંડળો પોતપોતાના પ્રાન્તની સારી સેવા બજાવે છે, એ પણ આ હેવાલો ઉપરથી જણાય છે.

### નાગપૂર.

સેન્ટ્રલ પ્રોવિન્સીસ સામાન્ય રીતે પછાત પ્રાન્ત ગણાય છે આજથી દસ વર્ષ ઉપર એ પ્રાન્તમાં સ્ત્રીઓની પ્રવૃત્તિ સમૂળગી ન્હોતી એમ કહીએ તો ચાલે. પરન્તુ અર્વાચીન સમયમાં થોડી ઘણી સ્ત્રીઓની સંસ્થાઓ નીકળી છે અને તે સ્ત્રીઓ તથા બાળકોનું હિત સાધવાનો પ્રયાસ કરે છે.

નાગપૂરમાં છેલ્લાં સાત વર્ષથી એક "ભગિની સમાજ" ચાલે છે, તે સ્ત્રીઓની ઘણી સેવા કરે છે. આ સમાજનાં પ્રમુખ લક્ષ્મીબાઇ કેળકર છે, તેમ જ રમાબાઇ તામ્બે, બી. એ , ડૉ. મીસીસ નીયોગી, મથુરાબાઇ

કાનીટ, બી. એ. અનસૂયાબાઇ દોસે, એમ. એસ. સી, અને લક્ષ્મીબાઇ ગાડગીલ આ સમાજનાં ઉત્સાહી-સંચાલકો છે. ભગિની સમાજ તરફથી એક શીવણની ક્લાસ ચલાવવામાં આવે છે તેમ જ એક સારૂં પુસ્તકાલય ચલાવવામાં આવે છે. વળી વારંવાર સ્ત્રીઉપયોગી વિષયો ઉપર ભાષણોની યોજના આ સમાજ કરે છે: તેમ જ ડીબેટ્સ (વાદવિવાદ) પણ ગોઠવે છે. આ ભગિની સમાજ મદ્રાસના વીમેન્સ ઇન્ડીઅન એસોસીએશન સાથે જોડાએલી છે.

નાગપૂરમાં બંગાળી લોકોની ઘણી વસ્તી હોવાથી ત્યાંની બંગાળી સ્ત્રીઓએ એક પોતાનું મંડળ કહાડયું છે સ્ત્રીઓની ઉન્નતિ સાધવા માટે આ મંડળ તરફથી જ્ઞાન સાથે ગમ્મત મળે એવાં ભાષણો કરાવવામાં આવે છે. આ મંડળના મેમ્બરોની ફીના પૈસામાંથી ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવામાં આવે છે તેમ જ માંદાની માવજતમાં પણ એ પૈસાનો ઉપયોગ કરવામાં આવે છે

પૂનાના સેવાસદનની નાગપૂરમાં એક શાખા બે વર્ષથી ખૂલ્લી મૂકવામાં આવી છે. આરમ્ભમાં માત્ર બે વિદ્યાર્થીનીઓ આ સેવાસદનમાં જોડાઇ હતી પરન્તુ આજે એકસો ને ચાળીસ બ્હેનો એનો લાભ લે છે. બ્રાહ્મણથી માંડીને શુદ્ર સુધી દરેક કોમની સ્ત્રીઓ સેવાસદનમાં અભ્યાસ કરવા જાય છે. આ સંસ્થાના મુખ્ય પાંચ વિભાગ છે: (૧) મોટી ઉમ્મરની સ્ત્રીઓ માટે પ્રાથમિક શાળા, (૨) અંગ્રેજી શીખવાની ક્લાસ, (૩) સંગીતનો વર્ગ, (૪) શીવણનો વર્ગ, (૫) માંદાની માવજત શીખવવાનો વર્ગ. આ વર્ગોની સાથે એક સ્ત્રીઓ માટે છાત્રાલય પણ છે, જેનો લાભ વીસ વિદ્યાર્થીનીઓ લે છે. સેવાસદન ખરેખર નાગપૂરની સ્ત્રીઓની ઉત્તમ સેવા બજાવે છે.

**સ્ત્રી કેળવણીની પ્રવૃત્તિઓ**–છેલ્લાં બે વર્ષથી નાગપૂરમાં પ્રાન્તિક સ્ત્રી કેળવણી પરિષદ ભરવામાં આવે છે તેમાં કેળવણી ઉપરાંત બાળલગ્ન, વિધવાઓનાં પુર્નલગ્ન, બાળમરણ, ફરજિયાત પ્રાથમિક શિક્ષણ વિગેરે વિષયોની ચર્ચા કરવામાં આવે છે.

નાગપૂરની સ્ત્રીઓએ એક એવી સંસ્થા શરૂ કરી છે કે જેમાં કેદમાંથી છૂટેલા કેદીઓને મદદ કરવાની કોશિષ કરવામાં આવે છે. આ સંસ્થા દ્વારા કેદીઓને ઉદ્યોગગૃહોમાં જૂદા જૂદા ઉદ્યોગ શીખવા માટે મોકલવામાં આવે છે.

ઇન્ડીઅન રેડ ક્રૉસ સોસાઇટી ફૉર સી. પી. અને બિહાર, બન્ને પ્રાન્તોમાં ઘણું સારૂં કામ કરે છે. આ સંસ્થા તરફથી બાળસંભાળ તથા આરોગ્ય પ્રદર્શનો દર વર્ષે કરવામાં આવે છે.

નાગપૂરમાં સર સોરાબજી મ્હેતા (એમ્પ્રેસ મીલના માલિક) પોતાનાં મજુરો તથા અન્ય ગરીબવર્ગો માટે ઘણી સખાવત કરે છે; અને તેમની મદદથી સ્ત્રીઓએ ગરીબ સ્ત્રીઓને માંદગીને તેમ જ પ્રસૂતિને સમયે મદદ કરવા એક મંડળ કહાડયું છે. નાગપૂરની કોન્વેન્ટનાં સીસ્ટર સુપીરીઅર આ મંડળ ચલાવે છે. આ મંડળ તરફથી એક મીડ વાઇફ રોજ ગરીબ લત્તાઓમાં સ્ત્રીઓની તપાસ કરવા માટે જાય છે; તેમ જ બીજી સ્ત્રીઓ ગરીબ બ્હેનોને આરોગ્ય તથા સ્વચ્છતા નિયમો સમજાવવા મોહલ્લે મોહલ્લે ફરે છે. માંદી સ્ત્રીઓને એમ્પ્રેસ મીલના દવાખાનામાં મોકલવામાં આવે છે; તેમ જ ગરીબ સ્ત્રીઓને સ્વચ્છતા સાથે રાંધતા શીખવવામાં આવે છે.

આ પ્રાન્તની સ્ત્રીઓ કાઉન્સીલમાં તેમ જ મ્યુનીસીપાલેટીમાં દાખલ થાય છે, એ સ્ત્રીઓની પ્રગતિનું આશાજનક ચિહ્ન છે.

## પંજાબ.

પંજાબની સામાજીક સ્થિતિ કેટલીક રીતે હિન્દના બીજા પ્રાન્તો કરતાં જૂદી છે. એનું કારણ એ છે કે પંજાબમાં શીખ ધર્મના પ્રચારને લીધે તેમ જ આર્યસમાજના પ્રચારને લીધે ખોટા ધર્માચારો અને ધાર્મિક સંકુચિતતા જોવામાં આવતી નથી. આ જ કારણને લીધે પંજાબ આજે સ્ત્રી-કેળવણીમાં ખૂબ આગળ વધી ગયું છે.

## પંજાબની સ્ત્રી સંસ્થાઓ નીચે પ્રમાણે છે.

સુપ્રસિદ્ધ વિધવાવિવાહ સહાયક સભાની પંજાબમાં અનેક શાખાઓ છે. આ સભાએ અસંખ્ય દુઃખી વિધવાઓનાં જીવન સુખી કર્યાં છે. દર વર્ષે હજારો પુર્નલગ્ન આ સંસ્થા તરફથી કરવામાં આવે છે. વિધવાવિવાહ સહાયક સભાનાં શુભ કાર્યો એટલાં જાણીતાં છે કે એ વિષે વધુ લખવાની જરૂર નથી.

હિંદુ વિડોઝ હોમની (હિંદુ વિધવા આશ્રમ) સ્થાપના ૧૯૨૧ માં થઇ હતી. એમાં એંશી સ્ત્રીઓને રાખવાની ગોઠવણ છે. આજ સુધી દોઢસો સ્ત્રીઓ આ સંસ્થામાં શિક્ષણ લઇને લોકસેવા કરવા બહાર પડી છે. લગભગ ૨૧૫ સ્ત્રીઓ અત્યાર લગી આ સંસ્થામાં દાખલ થઇ છે. અહિં વિધવાઓને એકલું શિક્ષણ જ આપવામાં નથી આવતું પરન્તુ તે ઉપરાન્ત તેમને ગૃહઉદ્યોગો, ખાદી વણતાં, જરી કસબની દોરી વણતાં, મોજાં તથા ગંજીફરાક બનાવતાં અને ભરત ગુંથણ તથા સીવતાં શીખવવામાં આવે

પટણામાં દેવી અઘોર નારી સમિતિ, સ્ત્રીઓ તથા ગરીબ વર્ગોની સારી સેવા બજાવે છે. ગરીબ વિદ્યાર્થીઓને આ મંડળ પૈસાની મદદ કરે છે; તેમ જ અહિંની અંધશાળાને આ સમિતિ તરફથી સારી આર્થિક સહાય આપવામાં આવે છે; તેમ જ આ સંસ્થા દર વર્ષે લગભગ પાંચસો રૂપિયાનાં ગરમ કપડાં શિયાળામાં ગરીબ લોકને વહેંચે છે.

બિહાર અને ઓરિસ્સાની કાઉન્સીલ ઓફ વીમેન બંને પ્રાન્તોની સ્ત્રીઓની ઉન્નતિ સાધવાનો ખૂબ પ્રયાસ કરે છે. આ સંસ્થા ખાસ કરીને બાળ સંભાળ, અંધશાળા, લેપર એસાયલમ, (રક્તપિત્તાશ્રમ) પ્રાણીઓ પર દયા રાખવાની સંસ્થા વિગેરે કાર્યોમાં ભાગ લે છે. ગરીબ બાળકો તથા માંદા માણસો માટે આ સંસ્થાની સ્ત્રીઓ હાથે કપડાં સીવીને તૈયાર કરે છે. બાળકોની સંભાળ માટે શહેરની વચ્ચે એક મકાન રાખવામાં આવ્યું છે તેમાં ગરીબ બાળકોને મફત દુધ વ્હેંચવામાં આવે છે, બાળકોને ન્હવડાવવામાં આવે છે અને જે કોઇ માંદાં હોય તેમની દવા કરવામાં આવે છે; તેમ જ શિયાળામાં ગરીબ બાળકોને ગરમ કપડાં આપવામાં આવે છે. આ સંસ્થાનાં સભ્યો દર મહિને જેલની સ્ત્રી-કેદીઓની તપાસ કરવા જાય છે; તેમ જ ઇસ્પીતાલોમાં રોગી દરદીઓની તપાસ કરવા દર અઠવાડિયે જાય છે.

મુઝાફરપુર નારી સીખ સમિતિની બિહારી સ્ત્રીઓએ સ્ત્રીકેળવણીનો પ્રશ્ન હાથમાં લીધો છે અને એ ક્ષેત્રમાં ખૂબ કામ કરે છે. સ્ત્રીકેળવણી પરિષદો ભરી અજ્ઞાન બ્હેનોની આંખો ઉઘાડવાનું કામ આ સમિતિએ આરંભ્યું છે; તેમ જ પડદાના રિવાજનો નાશ કરવાનું કામ પણ આ સમિતિએ હાથમાં લીધું છે. મોટી ઉમ્મરની સ્ત્રીઓને શિક્ષણ આપવા માટે એક વર્ગ આ સમિતિ તરફથી ચલાવવામાં આવે છે.

બાંકીપુરની કદમ કુઅન મહિલા સમાજ દ્વારા બિહારી સ્ત્રીઓ પોતાની જાતિની ઠીક સેવા કરે છે. સ્ત્રી કેળવણી, આરોગ્ય, બાળ ઉછેર વગેરે વિષયો ઉપર ભાષણો કરાવવાની યોજના આ મંડળ કરે છે.

પટણાના સ્ત્રી સમ્મેલન તરફથી સીવણ ગુંથણ તથા ભરતના, રાંધણકલાના, કસરતના, તેમ જ હાઇજીન (આરોગ્ય) શીખવવાના વર્ગો ચલાવવામાં આવે છે. અને તેનો લાભ ઘણી સ્ત્રીઓ લે છે.

ચૂંપરામાં, હજારી બાગમાં, પૂરૂલીઆમાં, ગયામાં તથા ભાગલપૂરમાં સ્ત્રી મંડળો સ્ત્રી જાતિની ઉન્નતિ કરવાનો યથાશક્તિ પ્રયત્ન કરે છે. દરભંગામાં શ્રીયુત ગોપાલકૃષ્ણ ગોખલેના પુત્રી કાશીબાઈ ધવલેના પ્રયાસથી ગરીબ સ્ત્રીઓને શીવણકલા, અને હાઇજીન શીખવવાના ત્રણ વર્ગો ખોલવામાં આવ્યા છે; અને સ્ત્રીઓની સારી સંખ્યા એ વર્ગોનો લાભ લે છે.

બિહારમાં છોકરીઓની ત્રણ હાઇસ્કૂલો, નવ મીડલ સ્કૂલો, અને સાત ટ્રેનીંગ સ્કૂલો માત્ર સ્ત્રીઓ જ ચલાવે છે. પટણા યુનિવર્સીટીની સેનેટમાં સ્ત્રી સભ્યો છે. કેળવણીના બોર્ડમાં પણ સ્ત્રી સભ્ય છે તેમ જ સ્ત્રી મેજીસ્ટ્રેટ પણ બિહારમાં છે.

## ઓરિસ્સા.

ઉચ્ચ કેળવણીમાં ઓરિસ્સાની સ્ત્રીઓ જોઇએ તેટલી આગળ વધેલી નથી પરંતુ સેન્સસના રીપોર્ટ ઉપરથી જણાય છે કે અક્ષરજ્ઞાન ધરાવતી સ્ત્રીઓની સંખ્યા હિંદુસ્તાનના બીજા કોઈપણ પ્રાન્ત કરતાં અહિં વધારે છે. ઓરિસ્સામાં મહન્તી કુટુંબની બધી સ્ત્રીઓને રામાયણ અને મહાભારત વાંચતાં આવડતું હોય છે; છતાં કન્યા કેળવણીમાં ઓરિસ્સા પછાત છે, એ જાણીને આશ્ચર્ય અને દુઃખ થાય છે. ઓરિસ્સા પ્રાન્તમાં એક જ કન્યાઓની હાઈસ્કૂલ છે અને તે છેક ૧૯૦૮ માં સ્થપાઇ છે; અને આખા પ્રાન્તમાં સ્ત્રીઓ માટે કૉલેજ પણ એક જ છે. ઓરિસ્સાનાં પહેલાં સ્ત્રી ગ્રેજ્યુએટ કુમારી નિર્મળાબાલા નાયક આ કૉલેજના અધિષ્ઠાત્રી છે. કટકમાં હિંદુ વિધવા બ્હેનો માટે એક ટ્રેનીંગ કોલેજ સરકારે થોડા સમયથી કહાડી છે અને તેનો લાભ ઘણી બ્હેનો લે છે. ઓરિસ્સાના કેળવણીના બોર્ડમાં એક ઉરીયા સ્ત્રી સભ્ય છે; એટલું જ નહિ પરંતુ યુનીવર્સીટીના પરીક્ષાના બોર્ડમાં પણ એક સભ્ય હોવાનું માન ભોગવે છે. તે ઉપરાન્ત પટણા યુનીવર્સીટીની સેનેટમાં ઓરિસ્સાની ત્રણ સ્ત્રીઓ સભ્ય છે. ઓરિસ્સામાં પહેલાં સ્ત્રી વકીલ કુમારી સુધાંશુબાલા હજરાએ ભગીરથ પ્રયાસ કરીને સ્ત્રીઓને વકીલાત કરવાનો હક્ક મેળવી આપ્યો છે. વળી ઓરિસ્સાની એક સ્ત્રી આખા દેશમાં પહેલી મ્યુનીસીપલ કમીશ્નર હોવાનું માન ભોગવે છે; તેમ જ ઑનરરી મેજીસ્ટ્રેટ હોવાનું માન પણ એક સ્ત્રી ભોગવે છે.

કટકમાં નેશનલ કાઉન્સીલ ઑફ વીમેન ત્યાંની સ્ત્રીઓ તથા બાળકોનું ઉપયોગી કામ કરે છે. બાળ ઉછેર, પ્રસૂતિમાં સંભાળ, કેળવણી તથા ન્હાની વયની સ્ત્રીઓને દુષ્ટ માર્ગે જતી અટકાવવાનું કામ આ કાઉન્સીલ કરે છે. આ સંસ્થા તરફથી એક પ્રસૂતિ-ગૃહ ખોલવામાં આવેલું છે અને તેનો લાભ

દર મહીને લગભગ પચ્ચાસ સ્ત્રીઓ લે છે. તે ઉપરાંત અણઘડ દાયણોને કેળવવા માટે વર્ગો આ સંસ્થા તરફથી ઉઘાડવામાં આવ્યા છે.

કટકની સંખ્યાબંધ સ્ત્રીઓ લેપર એસાયલમને (રક્તપિત્તાશ્રમ) મદદ કરે છે. બાળાઓના રક્ષણાર્થે ૧૯૧૪ થી કટકમાં એક આશ્રમ સ્થાપવામાં આવ્યો છે. અત્યારે તેનો લાભ સો બાળાઓ લે છે. આ બાળાઓને જુદા જુદા ઉદ્યોગો શીખવવામાં આવે છે તેમ જ કેટલીક બાળાઓ નર્સનું અને કેટલીક શિક્ષકનું કામ શીખે છે. કુમારી મૅાડલ આ આશ્રમનું બધું કામ કરે છે તેથી તેની સફળતાનો બધો યશ તેમને ઘટે છે.

## દિલ્હી.

છેલ્લાં દસ વર્ષમાં દિલ્હીની સ્ત્રીઓની સ્થિતિમાં ઘણો ફેરફાર થયો છે. દિલ્હીની સ્ત્રી ઉપયોગી સંસ્થાઓ હજી બાલ્યાવસ્થામાં છે પરન્તુ દિન પ્રતિદિન તે આગળ વધતી જાય છે અને ભવિષ્યમાં ઘણી ઉપયોગી થઇ પડશે એ ચોક્કસ છે.

દિલ્હીમાં એક પડદા ગાર્ડન (એટલે કે પડદેનશીન સ્ત્રીઓ માટે એક બગીચો) બનાવવામાં આવ્યો છે. આ બગીચાનો લાભ અસંખ્ય ન્હાની મોટી સ્ત્રીઓ તથા બાળકો લે છે. આ બગીચાની અંદર બેડમીનટન તથા ટેનીસની રમતો રાખવામાં આવી છે; ને ઘણી બહેનો અહિં આવીને રોજ સ્હાંજે આ રમતો રમે છે. દિલ્હીમાં ઉન્હાળામાં સખત ગરમી પડે છે એટલે ઉન્હાળામાં આ બગીચો ગરીબ સ્ત્રીઓને, તેમનાં ઘરમાં બીલકુલ હવા આવી શકતી ન હોવાથી આશીર્વાદરૂપ થઈ પડે છે

દિલ્હીમાં ગર્લ ગાઇડસની પ્રવૃત્તિ સારી ચાલે છે. આ પ્રવૃત્તિના બધા મેળાવડા પડદા ગાર્ડનમાં કરવામાં આવે છે; તેમ જ બેબી વીક (બાળ સપ્તાહ) પણ આ જ બગીચામાં કરવામાં આવે છે. એટલે ટુંકાણમાં પડદા ગાર્ડન સ્ત્રીઓની બધી પ્રવૃત્તિઓ માટે અતિ ઉપયોગી નીવડયો છે

દિલ્હીમાં એક દિલ્હી વીમેન્સ વેલફેર એન્ડ એડ્યુકેશન લીગ છે. (દિલ્હીની સ્ત્રીઓની ઉન્નતિ તથા કેળવણીનું મંડળ) તે છેલ્લાં બે વર્ષથી કેળવણીના પ્રદેશમાં સારૂં કામ કરે છે. આ મંડળના પ્રયાસથી દિલ્હીમાં બે વર્ષથી પ્રાન્તિક કેળવણી પરિષદ ભરવામાં આવે છે; તેમ જ અખિલ ભારતીય મહિલા પરિષદ ૧૯૨૮ માં દિલ્હીમાં ભરાઈ હતી ત્યારે આ મંડળે પરિષદ માટે ઉપયોગી કામ કર્યું હતું.

દિલ્હીમાં એક સરસ્વતી ભુવન નામની સ્ત્રીઓની સંસ્થા છે, તે ત્યાંના સ્ત્રીવર્ગમાં ઘણી પ્રિય થઈ પડેલી છે. સરસ્વતી ભુવનનો પાયો પરોદરાનાં

માનવંતા રાણી સાહેબ ચીમનાબાઈને હાથે નાંખવામાં આવ્યો હતો; અને તે સંસ્થા ખૂલ્લી મૂકવાની ક્રિયા વડોદરાના માનવંતા મહારાજા સયાજીરાવ ગાયકવાડના હાથે કરાવવામાં આવી હતી. અઠવાડિયામાં ત્રણ વખત આ સંસ્થામાં સ્ત્રીઓ મળે છે. તે વખતે તેઓ બેડમીનટન, ટેનીસ વગેરે રમે છે. તે ઉપરાંત સરસ્વતી ભુવનમાં વિધવિધ વિષયો ઉપર સીનેમા તથા મેજીક લેન્ટર્નની મદદથી ભાષણો કરાવવામાં આવે છે. તેનો લાભ દિલ્હીની સ્ત્રીઓ સારી પેઠે લે છે. ટુંક સમયમાં આ સંસ્થાની અંદર સંગીતના તેમ જ અંગ્રેજી શીખવવાના વર્ગો કહાડવામાં આવનાર છે; તેમજ એક હિંદી પુસ્તકોનું વાંચનાલય ખુલ્લું મૂકવામાં આવનાર છે. વળી બાળસ્વભાવનો અભ્યાસ સ્ત્રીઓ કરી શકે તે માટે એ વિષયના વર્ગો પણ સરસ્વતી ભુવનમાં કહાડવામાં આવવાના છે. આ સંસ્થાએ એક એવો વિચાર કર્યો છે કે શિક્ષિત સ્ત્રીઓના ન્હાની ન્હાની મંડળીઓને મોહલ્લે મોહલ્લે ફરવા મોકલવા અને તે સ્ત્રીઓની તંદુરસ્તી તેમ જ સમાજમાં સ્ત્રીનું સ્થાન, સુધારવાનો પ્રયાસ કરે.

દિલ્હીમાં સ્ત્રીઓએ ગામડાં સુધારવાની એક યોજના કરી છે શિક્ષિત સ્ત્રીઓ તેમ જ હેલ્થ વીઝીટર્સ (તંદુરસ્તી તપાસનાર) ગામડે ગામડે ફર છે, અને ત્યાં જઇ ગામડાની સ્ત્રીઓને લખતાં વાંચતાં તેમ જ ગૃહઉદ્યોગ જેવાં કે ભરવા ગુંથવાના કે નાડું અથવા પાટી વણવાના શીખવે છે; અને હેલ્થ વીઝીટર્સ સ્ત્રીઓ તથા બાળકોની તબિયત સુધારવાનાં પગલાં લે છે.

દિલ્હીમાં એક બે વિધવા આશ્રમો છે તેમાં વિધવા બ્હેનોને લખતાં વાંચતું તેમ જ ગૃહઉદ્યોગો શીખવવામાં આવે છે.

દિલ્હીની બધી સંસ્થાઓમાં હિંદુ, મુસલમાન તથા ખ્રીસ્તી બ્હેનો સંપથી કામ કરે છે. બેગમ અનસારી સાહેબના પ્રમુખપણા નીચે મુસ્લીમ બ્હેનોએ એક પોતાની જુદી કલ્પ થોડા વખતથી કહાડી છે. તેમાં ભાષણો તેમજ રમતગમત રાખવામાં આવે છે.

દિલ્હીમાં એક સ્ત્રીઓની સંસ્થા એવી છે કે જ્યાં દર રવિવારે સ્ત્રીઓ ભેગી થાય અને ધાર્મિક પુસ્તકોનું વાંચન થાય એટલું જ નહિ, પણ પછી તે ઉપર ચર્ચા થાય. ભવિષ્યમાં આ સંસ્થા ધાર્મિક અભ્યાસની સંસ્થા તરીકે પ્રખ્યાત થશે એવો સંભવ છે.

ટુંકાણમાં દિલ્હીની સ્ત્રી ઉપયોગી સંસ્થાઓ સ્ત્રીઓનો માનસિક તેમ જ શારીરિક ઉદ્ધાર કરવાનો સતત પ્રયાસ કરી રહેલ છે.

(અનુવાદક) સૌદામિની મહેતા.

# ફુવારાના જલમાં.

બેદરકાર છટાથી, ફુવારાનાં જલ અવનવી ક્રીડા કરી રહ્યાં હતાં. નવકુમારીના દીર્ઘ હસ્તપર ગોઠવેલ કુંડીમાંથી જલ ઉંચાં ઉંચાં ઉડતાં હતાં; અને પછી નીચાં, આરસના થાળામાં પડી જમા થયેલ પાણીને કંપિત કરતાં હતાં. એ ફુવારાની આસપાસ વિવિધ ફુલોના ક્યારા હતા. સંધ્યાના ગુલાલ ઉડાડતા રંગો, નવ સુમનોને દીપ્તિ આપતા હતા. પવન પુષ્પોનાં પટલોને લઈ લઈ ફુવારાના જલમાં ફેંકતો હતો. સંધ્યાનું આછું સંગીત, ત્યાં મરમર કરી રહ્યું હતું.

અનેકરંગી ફૂલોનાં ઝુમખાં પરસ્પર મૈત્રી સાધી, એ પાણી સાથે, નાની સફર કરી તરી રહ્યાં હતાં. ફુવારાની લાલ માછલી ફુલોની વાત સાંભળવામાં મશગુલ બની હતી. આવા મોહક રંગો જોઇ, તે ખૂબજ ખુશ બની હતી. અને શી વાતો કરવી તેની મુંઝવણ થતાં તેઓના નાના જીવન વિષે વિચિત્ર પ્રશ્નો કરતી હતી. ફુલોમાંથી એકે કહ્યું "લાલ સુંદર માછલી અમારા જીવનની ઉત્પત્તિ વિષે તું જાણે છે? જો આ અમારી સહચરી. આછાં પીળાં પટલોથી આચ્છાદિત આકાશમાં ચન્દ્ર પ્રથમ દર્શન દે અને જે આછો પીળો રંગ ખીલે તેનું સ્મરણ તને એથી નથી થતું? અને પણે કોઇ .રીનાં ભુરાં નયનો સાથે લડાઇ માંડતા હોય એવા ભુરા ભુરા રંગથી વભૂષિત પેલી સહચરી જોતાં, આ બધા રંગો કેટલા મનોહર લાગે છે! પરંતુ તેનું ઉત્પાદક, રેતીની કણી જેટલું નાનું એક અણુ છે. મહીનાઓ સુધી અર્ધ-મૃત સ્થિતિમાં ધૂળમાં પડી રહેલ આ બીજ પોતાનું વ્યક્તિત્વ સાધે છે અને લીલી લીલી ડાંખલીઓ હવામાં નવા હાવભાવે ઝૂલી રહે છે. જીવન અંશના સંચલનના સુયોગ્ય કાલ સુધી તે બીજ નિદ્રા લે છે અને એ સુષુપ્તિ દરમિયાન નાશકારી અસરોની સામે ટકી રહેવા એ યત્ન કરે છે. કેટલાંક બીજો એટલા નાનાં હોય છે કે તે હવામાં તર્યા કરે છે અને કોરી ભૂમિ ઝાકળ કે વર્ષાદથી ભીની બને છે કે તરત જ, ફૂલોપર જેમ માખીઓ આવી બેસે તેમ, તે જમીનમાં ચોંટી જાય છે. વૃદ્ધિ પામવાનો બીજમાં અંશ બહુ જ નાજુક હોય છે અને એમાંથી જ ડાંખલીઓ અને પર્ણો જન્મ પામે છે. એ બીજમાં જ પોતાના પોષણ માટે દ્રવ્ય હોય છે અને અંત્યંત લાંબા સમય સુધી તે આના વડે જીવી શકે છે અને જ્યારે વૃદ્ધિ પામી જમીન બહાર છોડ આવે છે ત્યારે આ બીજની માત્ર ફોતરી જ રહી હોય છે."

દિવસનું અવસાન થતું હતું અને નભલોચન લાલ બન્યાં હતાં. સુરંગી પંખીની માફક સંધ્યા ધીમે ધીમે ઉતરતી હતી. પવન શાન્ત પડી ગયો હતો. ફુવારાનાં જલ એટલી જ બેદરકાર છટાથી ઉડયા કરતાં હતાં.

બીજા ફૂલે વાત ઉપાડી લીધી. જીવન્ત માણેક જેવી, લાલ માછલી ધ્યાનપૂર્વક, પ્રશ્ન પુછ્યા વિના સાંભળી રહી હતી. "નાજુક લાલ માછલી છોડની આંખ વિષે તું કાંઇ જાણે છે? એ દરેક આંખના ભીતરમાં નાના દળિયા જેવી વસ્તુ હોય છે, જે બહાર આવવા મંથન કરે છે અને એનાપર પાંદડીઓનાં બિંદુઓ આવી રહ્યાં હોય છે. એ પાંદડીનાં બિંદુઓ આંખના મધ્ય ભાગનું હવાની ખરાબ અસર સામે, રક્ષણ કરે છે અને જેમ જેમ અંશની વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ તેને માટે સ્થાન કરી આપે છે. ધીમે ધીમે પર્ણોનું સ્વરૂપ ઘડાતું જાય છે અને નાજુક ડાંખલી બહાર પડે છે. એ આંખની વિવિધ આકૃતિ અને રંગ ઉપરાંત તેની કરકસર પણ અદ્‌ભૂત હોય છે. તેમનામાં થંડી સહન કરવાની શક્તિ અસાધારણ હોય છે; પરંતુ વૃદ્ધિ થતી હોય ત્યારે હીમવાળી રાત્રિઓ તેમની પ્રગતિ રોકે છે."

આ હકીકતોનું વર્ણન કહેતાં ફૂલ થાકી ગયું.

ફુવારાનાં જલ અવિરત ઉડી રહ્યાં હતાં.

થોડી ક્ષણો પછી પેલા સુમને ડાંખલી બતાવી ફરી શરૂ કર્યું: "આ ડાંખલીઓમાં પાણીની ભરેલી નાની ટાંકી જેવું હોય છે અને જ્યારે તેમને બહારથી પાણી નથી મળતું ત્યારે આ સંગ્રહી રાખેલ પાણીનો ઉપયોગ કરવામાં આવે છે."

રાત વધતી હતી, આકાશ ચન્દ્રની રાહ જોતું હતું, સુમનો આરસનાં થાળામાં ફરી રહ્યાં હતાં. એક ગુલ અટકી ગયું અને આરસને ચોરીથી ચુંબન લીધું. હવી હુંફ વિના તેને એ થંડું લાગ્યું. એ કાંઇ પતંગ નહોતું. લાલ માછલીનાં આજ તેઓ મિજબાન હતાં અને તેનો સ્પર્શ થતાં સુરભિથી તેને નવાજતાં હતાં. ફરી એકે શરૂ કર્યું, "મીઠા જલની લાલ માછલી, પર્ણો વિષે તું કાંઇ જાણે છે? પહેલાં એનો રંગ ધ્યાન ખેંચે એવો પીળો હોય છે, પછી થોડા દિવસો વીતતાં, સૂર્ય-રશ્મિની હુંફ અને ઓજસના સહચારમાં એ પર્ણો લીલાં બને છે. વનસ્પતિને પ્રકાશની અસર રંગનાં દાન કરે છે. પાણી અને ખોરાક તે તેનાં મૂલો દ્વારા મેળવે છે અને પાનપર ઝુમાઈ આવેલ ભેજને સૂર્યનો પ્રકાશ ખેંચી લે છે. આ રીતે હવા સાથેનો સંબંધ ચાલુ રહે છે."

રૂપેરી ચન્દ્રિકા ખીલી હતી અને ફુવારાનાં જલ રૂપેરી રાગે ગાઈ રહ્યાં હતાં. ચન્દ્રની પ્રતિચ્છાદિમાં આવતાં લાલ માછલી ચમકતી હતી. ફૂલોને પોતાની એકલતાનું ભાન થયું, કારણ છોડથી તેઓ વિખુટાં પડયાં હતાં. ડાંખલીઓ પર પોતે કેવી વિશ્રાન્તિ લેતાં તેનાં સ્મરણો તાજાં થયાં. પોતાની ઊર્મિને દબાવી નહિ શકતાં એક રંગીન ફૂલ લાલ માછલી કને ધસી આવ્યું અને બોલ્યું, "જ્યારે રવિ નીચે ઉતરે છે અને પંખીઓ ગાન લલકારતાં હોય છે ત્યારે અમારાં પટલો બીડાઇ જાય છે અને આરામ લે છે. મધ્યાન્હે એ પટલો છુટાં ઉઘડેલાં હોય છે અને કસુંબી પ્યાલી જેવી આકૃતિ બની રહે છે. ફૂલના મધ્ય ભાગમાં રહેલ બીજ-પ્રદેશનું જતન અમે પટલો બીડી દઇ કરીએ છીએ. પાંખડીઓ જ્યારે બીડાય છે ત્યારે અમારી ઉછરતી સંતતિના પારણાપર રેશમી પડદા ઢંકાય છે અને એ રીતે હુંફ પામે છે. પછી જ્યારે સૂર્ય ઉગે છે ત્યારે એ પડદા પાછા ખેંચાઇ જાય છે અને ફૂલનો મધ્ય પ્રદેશ પ્રકાશ ઝીલવા તત્પર બને છે. સુરજ સાથે નીંદ લેવા અમે વળીએ છીએ; અને તેની સાથે અશ્રુબીનાં પાછાં ઉઠીએ છીએ." આટલું કહી તે સ્હેજ અટકયું.

ફુવારાનાં જલ અનિર્દેશ નિરંકુશ ઉડતાં હતાં. લાલ માછલીએ પૂછ્યું. "કુસુમનાં પટલો રંગેલાં શા માટે હોય છે? અને સુવાસ?" ફૂલના ગાલપર શરમની લાલ શેરો ચમકી. તેણે કહ્યું, "ઉડતાં પતંગોને આકર્ષવા: તેના નાની પગલીઓ અમારા હૃદયપર ચંપાય છે, તેની પાંખોના સ્પર્શથી રજ વિખરાય છે તે તેની નાની પગલીઓપર ચોંટે છે; અને એ રીતે બીજપર એ રજ પડતાં સંતતિ જન્મે છે."

ચન્દ્ર પણ હવે વિશ્રાન્તિ માટે અદશ્ય થતો હતો. રંગની ભભકથી ભરેલું એક પતંગ ઉડતું ફુવારાના જલ પાસે આવ્યું. કુસુમોના હૃદયમાં સ્હેજ ધ્રુજારી છૂટી; પરંતુ તેમને આવી સ્થિતિમાં જોઇ પતંગ ત્યાંથી ઉડી ગયું. તેઓ હતાશ થઇ ગયાં. તેમને હવે થંડી લાગતી હતી. લાલ માછલી પણ તેઓની વાત સાંભળી હવે થાકી હતી એટલે આરામ કરવા લાગી.

એ આરસના થાળામાં જલ કાંઠા સુધી ભરાયાં હતાં. પાણીએ ફૂલોને કાંઠાપરથી બહાર ધકેલ્યાં અને નીચે જમીનપર જઇ પડયાં. જ્યારે તેઓ જીવનની છેલ્લી ક્ષણો વીતાવતાં હતાં ત્યારે પૃથ્વીપર ગાઢ અંધકાર જન્મ્યો હતો અને સર્વત્ર શૂન્ય નિરવતા હતી.

ફુવારાનાં જલ કંટાળાભર્યો અવાજ કરી રહ્યાં હતાં.

જીતેન્દ્ર પ્રભાશંકર મહેતા

# જ્ઞાતિગંગા.

મારા ઉપર એક પત્રમાં એક ભાઇ લખે છે, "હું પોતે કડવા કણબી (પાટીદાર) જ્ઞાતિનો છું. અમારો બીજો વિભાગ લેઉવા પાટીદાર છે. લેઉવા પાટીદાર જ્ઞાતિ સાથે અમારે ભાણા વહેવાર છે, પણ કન્યા વહેવાર નથી. અમારી જ્ઞાતિ લગભગ બે ત્રણ લાખ માણસની હશે.

અમારી જ્ઞાતિ ઘણી જ પછાત છે, અને એમાં એટલા બધા દુષ્ટ રિવાજો છે કે તે જાણવાથી તમને ઘણી જ દિલગીરી ઉપજશે. જે સવાલોના જવાબો તમે માગો છો, તેના જવાબમાં હું પોતે એક પુસ્તક લખી શકું તેમ છું. પણ બધી બાબત ટુંકમાં પતાવીશ.

અમારી જ્ઞાતિમાં ગોળ કોઇક જગ્યાએ જ હોય છે. અમે અમદાવાદમાં વસતાં કુટુંબો લગભગ ૪૦૦ છીએ. અમે આસપાસનાં ગામડાંમાંથી કન્યા લાવી શકીએ છીએ, પણ અમે ૪૦૦ કુટુંબોની બ્હાર અમારી કન્યા કદિ આપતા નથી.

અમારે કોઇ પણ જાતનાં તડ નથી. અમારી જ્ઞાતિના બે વિભાગ પાડી શકાય શહેરમાં રહેનાર અને ગામડામાં રહેનાર. શહેરમાં રહેનાર ઉમદા કુટુંબો કહેવાય છે. ગામડાના ઘણા લોકો પોતાની કન્યા શહેરમાં જ આપે છે. તેથી ગામડામાં કન્યાની અછત હોય છે. લગભગ ૫૦ ટકા તો તેને લીધે કુંવારા જ હોય છે, જ્યારે શહેરમાં એક જણને બેથી ત્રણ સ્ત્રીઓ હોય છે. શહેરમાં એક જણને બે સ્ત્રીઓ હયાત હોય એવા ઘણા જ દાખલા છે. ત્રણ હયાત સ્ત્રીઓ હોય તેવા દાખલા છે, પણ થોડાક જ છે. ગામડાના લોકો કુંવારા રહેવાથી તેમણે ગોળ બાંધ્યા છે. અમદાવાદ આસપાસનાં કેટલાંક ગામડાં તો પોતાની બધી કન્યાઓ અમદાવાદમાં જ આપવાના. અંદર અંદર કદિ પરણાવવાના જ નહિ. કારણ તેઓના મગજમાં એવી માન્યતા, ખોટું અભિમાન ભરાઇ ગયાં છે કે અમારી છોકરીઓ ગામડામાં અપાય જ નહિ. અમે ૪૦૦ કુટુંબો પોતાની કન્યા કદિ બહાર આપતા જ નથી. ૪૦૦ કુટુંબોની બહારનો કોઇ પણ માણસ આઇ. સી. એસ. થયો હોય, બૅરિસ્ટર થયો હોય અથવા કરોડાધિપતિ હોય છતાં તેને અમારા ૪૦૦ કુટુંબોની કન્યા કદિ મળી શકે જ નહિ. (આ બધા વિચારોને હું સંમતિ આપું છું એમ માનશો નહિ ફક્ત અમારી જ્ઞાતિના ચાલુ રીવાજનો તમને ખ્યાલ આપું છું).

ગામડામાં રહેનારમાં વરના બાપને વધારે ખર્ચ થાય છે. કારણ કે તેમને કન્યા મળી શકતી નથી.

શહેરમાં રહેનાર ઉંચાં ગણાતાં કુટુંબોમાં વરને રૂ. ૧૦૦૦ થી માંડીને રૂ. ૫૦૦૦ પહેરામણી મળે છે. કેટલાક ઉચ્ચ કુટુંબમાં જન્મેલા છોકરાઓ જો કે ગુજરાતી પાંચ ચોપડી ભણેલા ન હોય છતાં તેમને રૂ. ૩૦૦૦ ચાંલ્લા તરીકે મળે છે. અમારી જ્ઞાતિની દુઃખી દશાનું વર્ણન કરવું તે હૃદયને આઘાત થાય તેવું છે. વરના બાપને કન્યાના બાપની ગરજ હોતી જ નથી. મરજીમાં આવે તેટલી વખત પૈસાની ખાતર છોકરાને પરણાવે છે. ૧૪ થી ૧૫ વર્ષના છોકરાને બે સ્ત્રીઓ (પરણેલી) હયાત હોય છે! આવી દશામાં કેળવણીની આશા રાખવી તે ફોકટ છે.

અમારી જ્ઞાતિમાં Divorce–છુટાછેડા તો રમત જ છે. વિધવાનું પુર્નલગ્ન અમારી જ્ઞાતિમાં થઇ શકે છે.

પલ્લાનો રીવાજ અમારે અમદાવાદમાં છે જ નહિ. કારણ છોકરાના બાપને કન્યાની ગરજ હોતી જ નથી. કન્યાનો બાપ જોઇએ તેટલા પૈસા વરના બાપને આપે છે.

લગ્ન વખતે વરની ઉંમર લખતાં તમે અમને જંગલી ગણશો. મારી ૨૭ વર્ષની ઉંમરમાં ફક્ત એક જ એવો દાખલો મેં જોયો છે કે જેમાં મારા એક મિત્ર ૨૦ વર્ષની ઉંમરે પરણ્યા હતા. બે મહિનાથી માંડીને બાર વર્ષની વરની લગ્નની ઉંમર અમારી જ્ઞાતિમાં ગણી શકાય. હાલમાં કેટલાંક સુધરેલાં કુટુંબો મોટી ઉંમરે પરણાવે છે. સગાઈ તૂટવી એ તો અમારી જ્ઞાતિમાં સામાન્ય હોય છે, તેને વાસ્તે પંચ ન હોવાથી દંડ છે જ નહિ.

અમારી જ્ઞાતિની કુળદેવી ઉમિયામાતા કહેવાય છે. ઉમિયા માતાનું મંદિર ઉંઝા ગામમાં છે ને ગામમાં વસતા કેટલાક સ્વાર્થી બ્રાહ્મણોએ અમારી અજ્ઞાન જ્ઞાતિને ઉંધે રસ્તે ચઢાવી હતી, અને હજી પણ ચઢાવે છે. તે સ્વાર્થી લોકોનું એવું કહેવું છે કે બાર વર્ષે તે દેવી બોલે છે, અને અમારી જ્ઞાતિના બધા માણસોને એક દિવસ લગ્નનો કાઢી આપે છે. તે દિવસે જ્ઞાતિનાં જન્મેલાં બધાં છોકરા છોકરીને પરણાવી દેવાં. જો ન પરણાવે તો માતા ઉમિયાદેવીનો કોપ થશે, અને નહિ પરણેલાંને મારી નાખશે એમ મનાય છે. આવી ખોટી માન્યતા હજી ચાલે છે, અને ઘણા અજ્ઞાન લોકો માને છે. કેટલાક સુધરેલા માનતા નથી. હાલમાં છુટક તિથિએ લોકો પરણાવે છે. છતાં જુની રીત હજી ચાલુ છે.

કન્યાને સાસરે મોકલવાની સામાન્ય ઉંમર ૧૩ વર્ષની હોય છે. સુધરેલાં માબાપ ૧૫ વર્ષ સુધી રાહ જુએ છે.

અમારી જ્ઞાતિમાં સ્નેહલગ્ન છે જ નહિ. માબાપ કન્યાની પસંગી કરે છે.

ઉચ્ચ જ્ઞાતિમાં જન્મેલાં માણસોને અમારી પછાત જ્ઞાતિના દુષ્ટ રિવાજોનો ખ્યાલ નહિ આવે.

ઉચ્ચ કે નીચ કયી જ્ઞાતિમાં દુષ્ટ રિવાજો નથી? છતાંએ હજી જ્ઞાતિ સંસ્થામાં વિદ્વાન, બીજી રીતે સુધરેલા, રાજકીય ગુલામી તોડવા મથતા સર્વ કોઇને થોડી વધતી શ્રદ્ધા છે એ ઓછું આશ્ચર્યકારક છે? જ્ઞાતિ એક જાતનું સંઘબળ છે, ફામદાર મંડળો જેવો સમૂહ છે એમ થીંગડાં મારવા જેવા પ્રયત્નો નવા વિચારવાળા તરફથી પણ થાય છે. એ ગુલામી મનોદશા નહિ તો બીજું શું?

સંપાદક, **સરોજિની મહેતા.**
(તંત્રી, 'મહિલામિત્ર.')

---

# અખિલ હિંદની સ્ત્રીઓનું સામાજિક કોન્ફરન્સ.

કલકત્તા-૧૯૨૮.

આ કોન્ફરન્સના પ્રમુખપદેથી ત્રાવણકોરનાં જુવાન રાણી સેતુપાર્વતી બાઇસાહેબે નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતું:—

"બહેનો અને સહચરીઓ!

થોડા વખત ઉપર કોન્ફરન્સનું પ્રમુખપદ લેવાની મને માગણી થઇ ત્યારે, તે માન મેં અંગત માન્યું નહિ, પરંતુ મારા રાજ્યને તે માન અપાયુ છે, એમ માન્યું, કારણ કે, હું સગર્વ એમ કહી શકું છું કે, કોચીનનાં બંધુ-રાજ્યોમાં મારૂં રાજ્ય સ્ત્રીકેળવણી અને જ્ઞાનોત્કર્ષની બાબતમાં અદ્‌ભુત, અરે અપૂર્વ સ્થાન ભોગવે છે.

સ્ત્રીઓની અને આ દેશની વખતો વખત થતી રહેલી સ્થિતિનું ઇતિહાસની રીતે વર્ણન આપવું એ મારો હેતુ નથી, પરંતુ આ વિષયને લગતે કંઇક વિચારો અપાય તો તે અસ્થાને ગણાશે નહિ. રાજનીતિ, મુસદ્દીપણું, અને સાધુતા વગેરે વગેરે બાબતોમાં દાખલો લેવાય એવી અસાધારણ બુદ્ધિશાળી સ્ત્રીઓ, જેવી કે રુશિયાનાં મહાન કેથેરાઇન, ઇંગ્લાંડનાં રાણી ઇલિઝા-

બેથ અને મહારાણી વિક્ટોરિયા જોન ઓફ આર્ક (જેનું સાધુપદ તાજેતરમાં સ્વીકારાયું છે.) વગેરે મોટી મોટી વ્યક્તિઓની એક ચરિતમાળા તેમના વખત લગી એટલે કે છેલ્લા સૈકા લગી પશ્ચિમ તરફના દેશોમાં પણ સ્ત્રીઓની સ્થિતિ સારી નહોતી. તેમને મિલકત ઉપર હક હોવાનો કે પોતાને કહેવાનું હોય તે છુટથી કહેવાનો પણ હક નહોતો. સખત લડત ચલાવ્યા પછી જ યુરોપની સ્ત્રીઓ ધીરે ધીરે સમાજમાં હાલ પોતાનું સ્થાન મેળવવા પામી છે. મિસિસ પેંખાર્સ્ટે સ્ત્રીકામદારોની સ્થિતિ સુધારવા માટે કેટકેટલી ગડમથલ અને હડતાળો તથા સરઘસો કાઢીને ધમાલ કરી ત્યારે યુરોપની સ્ત્રીઓ પોતાની સ્થિતિને કંઇક સુધારી, રાજદ્વારી અને કેળવણી વિષયક હકો મેળવવા પામી છે. આટલું માત્ર ઉપર ઉપરથી જણાવી હવે હું આગળ વધીશ. આગળ ઉપર ઉંચા પ્રકારના જ્ઞાન વિજ્ઞાનનો લાભ માત્ર ખાનદાન અને પૈસાદાર કુટુંબોને જ મળતો. પશ્ચિમ તરફની યુનિવરસીટીઓ પણ પુરુષ અને સ્ત્રીવિદ્યાર્થિનીઓને સમાન શિક્ષણ આપવા સામે કંઇ ને કંઇ બહાનાં કાઢી, સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી લેવા દેતી નહિ. વળી મોટાં કામકાજ અને નોકરીચાકરીમાં તો સ્ત્રીઓ લાયક જ નથી, એવો વિચાર પ્રવર્તતો. સાહિત્ય અને વિજ્ઞાનના ક્ષેત્રમાં મેડમ ક્યુરીના જેવી સ્ત્રીઓએ અસાધારણ મહેનત અને ખંતથી મોટાં કામ કરી બતાવ્યાં, ત્યારે જ યુરોપના પુરુષોની આંખો ઉઘડી. જ્યોર્જ ઇલિયેટ અને મિસિસ બ્રાઉનિંગ જેવાંને અસાધારણ વ્યક્તિઓ તરીકે ગણવામાં આવ્યા છતાં, જીવનમાં તેમના સંબંધની નોંધ લેવાઇ નહિ. સમાજમાં સ્ત્રીઓના સ્થાન માટે મોટી લડતોની અને પુરુષોની આંખ ઉઘાડવાની જરૂર હતી તે બનાવો બન્યા અને કાર્યોના દરેક દરેક ક્ષેત્રમાં પુરુષોની જોડાજોડ રહી, તેમના જેવાં કામ ખંતથી કરી દેખાડવામાં આવ્યાં ત્યારે જ સૌના સમજવામાં આવ્યું કે સ્ત્રીઓ પણ પુરુષોની બરોબરી કરવાને લાયક છે અને જ્યારે આમ કર્તવ્ય કરી બતાવવામાં આવ્યું ત્યારે જ પશ્ચિમ તરફના દેશોની સ્ત્રીઓ તેમનાપરના પ્રતિબંધોમાંથી મુક્ત થઇ.'

સ્ત્રીઓની સમાજસ્થિતિ બાબતનો આ દેશનો ઇતિહાસ તદન જુદો જ છે. જ્યારે વેદ અને ઉપનિષદોની રચના થઇ આ દેશ સારી શિક્ષિત સ્થિતિમાંથી પસાર થતો હતો ત્યારે હિંદુસમાજમાં સ્ત્રીઓ પુરુષોની બરોબરીની જ ગણાતી, એ વાત તો હાલ સૌ કોઇ કબુલ કરે છે જ. વિદ્વાનોએ ઉંડા અભ્યાસથી એ તો સ્પષ્ટ બતાવી આપ્યું છે કે, વેદમાંનાં કેટલાંક સૂત્રો સ્ત્રીઓનાં પોતાનાં બનાવેલાં છે. તેઓ વેદ સૂત્રોનાં ગાન કરતી, એટલું જ નહિ, પરંતુ ધર્મશાસ્ત્રો અને ગણિત જેવા અઘરા વિષયોમાં પણ સ્ત્રીઓ

પારંગત થની. હિંદું ધર્મશાસ્ત્રોમાં મિલકત ઉપર સ્ત્રીઓને સાગ ન્યાયી હક અપાયેલા છે. એમ કહેવામાં આવે છે કે, મળગ્રંથનું જ્ઞાન કંઇક કમ, અને કાળની સાથે રહેવા તથા ફેરવાયેલી સ્થિતિને ઉત્તેજન આપવા માટે ન્યાયાધીશોએ આપેલા નિર્ણયોને પરિણામે સ્ત્રીઓના વારસા હક મેંકોચાઇ ગયા છે. પ્રાચીન અને મધ્યકાલિન હિંદમાં પત્ની, પુત્રી અને બીજી સગી સ્ત્રીઓનો મિલકત ઉપરનો વારસા હક આજના કરતાં વધારે સારો હતો. આપણા સ્મૃતિગ્રંથોમાં સ્ત્રીઓના હકનું જેવું રક્ષણ કરાયેલું છે તેવું યુરોપીય દેશોના રીતરિવાજ અને કાયદાઓમાં નથી. આ સભાની ઘણી બહેનોને ખબર નહિ હોય કે, મારા પોતાના દેશમાં-કેરલ દેશમાં સ્ત્રીઓના હક અસલથી જ બહોળા છે અને સ્ત્રી, ઘરના સૂત્રધાર જેવી બધી બાબતમાં કરતાકારવતા ગણાય છે. મલબારની મિલકતોનો બહુ મોટો ભાગ સ્ત્રીઓના નામ ઉપર ચાલે છે. ઘરની અધિષ્ઠાત્રી તરીકે અમારે ત્યાં સ્ત્રી જ ગણાય છે, અને તે સઘળા હક ભોગવે છે. અમારા ઇતિહાસમાંથી સ્ત્રીઓએ મિલકતોનો વહીવટ કર્યાના તથા મિલકતની બહુ સારી વ્યવસ્થા કર્યાના જોઇએ તેટલા દાખલા આપી શકાય તેમ છે.

હિંદની મધ્યકાલિન અને હાલની રાણીઓની શક્તિ અને પરાક્રમની તમારી આગળ હું ગણતરી કરવાની જરૂર જોતી નથી તેમ છતાં કહીશ કે, ભોપાળનાં નામદાર બેગમ સાહેબા, રાણી મગમાલા અને અહલ્યાબાઇ જેવી સ્ત્રીઓ હિંદમાં થઇ ગઇ છે અને અદ્યાપિ પણ એવી બાહોશ સ્ત્રીઓ આપણી વચ્ચે છે.

ઇસ્લામી સમાજમાં સ્ત્રીઓના સ્થાન માટે ઘણી ખોટી સમજ પેસી ગયેલી છે. આ સભાની વિદ્વાન સન્નારીઓને હું જણાવીશ કે, મુસલમાની કાયદામાં સ્ત્રીઓનો વારસા હક સૌથી વધારે સારી રીતે સચવાયેલો છે. ઇસ્લામીઓના હ. પેગંબર સાહેબને બહુ પત્ની અને પડદાની બાબતમાં બરોબર સમજવામાં આવ્યા નથી. હજરત પેગંબર સાહેબે, ઢોર લઇને ફરતી અરબસ્તાનની જાતિઓમાં ઘણી સ્ત્રીઓ પરણવાનો પહેલાં ચાલ હતો તે એકદમ કાઢી નહિ નાંખતાં માત્ર ચાર સ્ત્રીઓ પરણવાની છુટ સુધી સંકુચિત કર્યો. મુસલમાની શાસ્ત્રોનો સંભાળપૂર્વક અભ્યાસ કરનારા વિદ્વાનો-જણાવે છે કે પવિત્ર કુરાનમાં કે બીજે ઠેકાણે આને ટેકો આપે એવાં વચન નથી. ગોપાળવૃત્તિને લઇ આમતેમ ફરતી રહેતી અને હમ્મેશ એક બીજામાં ઝઘડયા કરતી પ્રજામાં આકસ્મિક રીતેજ સ્ત્રીઓને પડદામાં

રાખવાનો ચાલ દાખલ થઇ ગયેલો હોવો જોઇએ. આણી તરફ હિંદમાં મુસલમાનો આવ્યા અને દેશમાં બધે જ લડાઇટંટા અને અશાંતિ વ્યાપી રહી તે દરમિયાન, સ્ત્રીઓને ઘરમાં ગોંધાઇ રહેવાનું થયું. સ્ત્રીઓએ પડદામાં રહેવું, એ તે પછી આબરૂ અને મોટાઇનો સવાલ થઇ પડયો; અને મુસલમાનોમાં જ નહિ પરંતુ ખાનદાન હિંદુ કુટુંબો અને રાજારજવાડાઓમાં પણ પડદો દાખલ થઇ ગયો. દેશમાં સુલેહ થતાં પડદાની જરૂર ઓછી થઇ તોપણ એમાં લોકોએ પ્રતિષ્ઠા અને આબરૂ માની લીધી એટલે બધે જ ઠેકાણે તે કાયમનો થઇ પડયો. પડદાનો રિવાજ સ્ત્રીઓની હિલચાલ અને ઉન્નતિના કામમાં મોટી આડખીલીરૂપ છે. પડદામાં રહેનારી સ્ત્રી, પતિ, પુત્ર કે ભાઇનું રક્ષણ ગુમાવતાં પોતાના કુટુંબની વ્યવસ્થા કરવાને અશક્ત થઈ પડે છે. જાગીરની ગેરવ્યવસ્થા થઇ મિલકત નાશ પામે છે. શારીર અને માનસ શાસ્ત્રથી તો એ હવે પુરવાર થયેલી જ વાત છે કે, પિતાના કરતાં માતાના શરીર ને ગુણનાં તત્વ માણસ–બાળકમાં વધારે ઉતરે છે. ખોટા જ્ઞાનાભિમાનનું જોખમ ખેડવા છતાં પણ હું કહીશ કે, પ્રો. લોમ્બ્રોસોએ તેના પુસ્તકમાં એક લંબાણ લિસ્ટ આપી એમ બતાવી આપ્યું છે કે, દુનિયાના મોટા મોટા માણસો તેમની મોટાઇ અને પરાક્રમો માટે તેમના પિતાઓ કરતાં માતાઓના બહુ વધારે આભારી હતા. આવતા જમાનાના ભાવિ ઘડતર માટે હિંદુસ્તાનની સ્ત્રીઓને બહુ મોટા આગ્રહથી હું જણાવીશ કે, હિંદની પ્રજાના પુનરુત્થાન માટે તેમણે કેળવણી તેમ જ બીજી બધી બાબતોમાં સાવધાન ને સાધનસંપન્ન થઇજવું જોઇએ. આમ કહેતાં હું પંડિતાઇ, અથવા શાળા કે કૉલેજની કેળવણી ઉપર ભાર દેતી નથી, પણ પાંડિત્યની પણ આગળ અને ઉપરના જ્ઞાન માટે બોલું છું. દુનિયાના અનુભવથી આપણા સહચારી ભાઇઓ સાથે ખુલ્લો ને સમભાવવાળો સંબંધ રાખવાથી અને વખતો વખત એની મેળે જ આપણી સંમુખ આવીને ઉભા રહેતા સંસાર-વ્યવહારમાંના પ્રશ્નો તરફ સારી સમજ અને સમભાવ રાખવાથી દુનિયાદારીનું જ્ઞાન મળે છે. પડદામાં રહેનારી સ્ત્રીઓ સારી કેળવણી પામેલી અને ખરેખર તેમાંની ઘણી તો કળા ને વિજ્ઞાનના સાહિત્યની ઉંચી પદવીઓ ધરાવનારી હશે, તેમ છતાં જાહેર જનતા–દુનિયાનો સંબંધ ને તેના પ્રશ્નોની ગેરહાજરીની ખામી તેથી પુરાતી નથી. મારા મત મુજબ આવા જ વિચારો હિંદુસ્તાનની સ્ત્રીઓની પડદાવિરુદ્ધની હિલચાલ પાછળ રહેલા છે; પડદો તેમને છુટથી જે જ્ઞાન મળવું જોઇએ તેથી બહિર્મુખ રાખે છે. પડદાનો રિવાજ આપણે દૂર કરવો જોઈએ. બીજા ઘણાક સામાજિક સુધારાઓની માફક

આ સુધારા સામે પણ ઘણી શંકાઓ અને વિરુદ્ધતાઓ લેવાશે. સામાજિક સુધારાઓ માટે બન્યું છે તેમ, પડદાનો રિવાજ કાઢી નાખતાં પણ કેટલીક નારીપાસી અને મંદોત્સાહ જણાશે. સઘળે ઠેકાણે અને બધી બાબતોમાં આમ થાય છે, પરંતુ છેવટ તેનું સારૂંજ પરિણામ આવે છે. મારા રાજ્યનું એટલે કેરલ દેશનું એટલું સુભાગ્ય છે કે, પડદાનો રિવાજ અમારે ત્યાં બીલકુલ છે જ નહિ અને આખા હિન્દુસ્તાનમાં એકવાર અપૂર્વ જ કહેવાય એવી કેરલ સ્ત્રીઓને હરવાફરવા વગેરેની પૂર્ણ છૂટ છે.

આપણી આર્ય લગ્નપદ્ધતિ સંમતિના ધોરણ ઉપર રચાયેલી છે. આની ઉપર વખતો વખત હુમલા થયા છે, છતાં મનુષ્ય સ્વભાવ ઉપર વિચાર કરનાર કોઇપણ અભ્યાસી એમ માનતાં અચકાશે નહિ કે, સુશિક્ષિતોનો વિચાર આખી દુનિયામાં ઉપર્યુક્ત પદ્ધતિમાં રહેલા આદર્શની પાસે તે પામે જતો જાય છે. હું અભિમાનથી કહીશ કે મલબારમાં માતાપ્રધાન સમાજનું બંધારણ હોવાથી જ નહિ પરંતુ અમારી સઘળી કોમો, એ ધોરણને અનુસરવાને લીધે અજ્ઞાનતા અને પડદાના રિવાજની બદીને અમો અમારાથી દૂર રાખી રહ્યાં છીએ અને સ્ત્રીકેળવણીની બાબતમાં તો ત્રાવણકોર અને કોચીન હિંદી રાજ્યોમાંજ નહિ પરંતુ કદાપિ બીજી બ્રિટિશ વસાહતોમાં પણ આગળ છે.

હવે હું બાળલગ્ન અને બાળવિધવાઓના પ્રશ્ન ઉપર આવું છું. હિંદી સમાજનું આ બહુ જ દિલગીરી ઉપજાવે એવું સ્વરૂપ છે. હિંદમાં દસ હજારે પંદરથી વીસ વર્ષની ઉમ્મરની વિધવાઓ ૪૧, વીસ અને પચ્ચીસ વર્ષ વચ્ચેની વિધવાઓ ૭૧, પચ્ચીસથી પાંત્રીસ વર્ષ વચ્ચેની વિધવાઓ ૧૪૬ અને પાંત્રીસથી ચાળીસ વર્ષ વચ્ચેની વિધવાઓ ૩૨૫ છે ઇંગ્લંડમાં અનુક્રમે એનાં શૂન્ય, ૧.૫, ૧૩, અને ૫૦ આવે છે. આના કરતાં વધારે ખેદકારક તો વળી એ છે કે—આપણે અહિં દસ હજારે એકથી પાંચ વર્ષ વચ્ચેની વિધવાઓ ૩૭ અને પાંચથી દસ વર્ષ વચ્ચેની વિધવાઓ ૪૫ છે હિંદમાં વિધવાઓની આવી મોટી સંખ્યા બાળલગ્ન અને વધૂવરની ઉમ્મરમાં રાખવામાં આવતા મોટા તફાવત ઉપરાંત પુનર્લગ્નના પ્રતિબંધને આભારી છે. વળી ખાસ ધ્યાન ખેંચે એવું તો એ છે કે, જે નાનોજાતોમાં પુનર્લગ્નનો બીલકુલ પ્રતિબંધ છે જ નહિ તે નાતોજાતોએ પણ ખાનદાની અને મોટાઇની ખાસ નિશાનીરૂપ ગણાતા આ રિવાજને પોતામાં દાખલ કરી દીધો છે. મુસલમાનો, જેઓ હિંદુઓની પડોશમાં રહે છે અને તેમની સાથે બહુ નિકટનો સંબંધ રાખે છે તેઓ પણ પુનર્લગ્ન નહિ કરવાના વિચારમાં સામેલ થઇ ગયા

છે. સુપ્રજનનના મુખ્ય પ્રશ્નમાં નહિ ઉતરવા છતાં પણ હું કહીશ કે, એકથી પંદર વર્ષની વિધવાઓના અસ્તિત્વવાળા રિવાજના મૂળમાં કંઇક ખોટું નથી એવી સામી દલીલ કરવાની કોઇ હિમ્મત પણ કરી શકશે નહિ. આવી વિધવાઓને વિધવાવસ્થામાં સબડાવવાની રૂઢિએ જાણે મક્કમ પરવાનગી આપેલી હોય તેમ બાળવિધવાઓની સિત્તેર હજાર જેટલી મોટી સંખ્યાને ચલાવી લેવાય છે. કોઈ પણ શાસ્ત્ર આવી રૂઢિને મંજુરી કે ઉત્તેજન આપી શકે નહિ. જે રૂઢિએ આવું હીણું પરિણામ આણ્યું છે તે રૂઢિ ચલાવનારાઓને જેટલો ઠપકો દઇએ તેટલો ઓછો જ છે. ઉમ્મરના પ્રમાણ મુજબ વહેવાઇસાળ કરવા બાબત અને સંમતિની નક્કી ઉમ્મર ઠરાવવા બાબતના ચર્ચારી સવાલથી હું મુદ્દામ અળગી રહું છું. લગ્નમાં વગર જરૂરની ઢીલથી સમાજને અનુસરતી કે તેથી વિરુદ્ધ જે કંઇ અસર થાય છે તે માટે થોડું ઘણું કહી શકાય તેમ છે. પરંતુ ઘણી નાની ઉમ્મરે થતાં લગ્ન અને એવાં લગ્નને લીધે ભવિષ્યતી પ્રજામાં આવતી નબળાઇ અને જીવનકસતી અશક્તિ માટે તો સખતમાં સખત વિરુદ્ધતા બતાવવી જોઇએ જ. હિંદુઓમાં ઝડપે અને મુસલમાનોમાં ધીમે ધીમે, જેઓ સારૂં શિક્ષણ લેતા જાય છે તેઓનો સંસ્કારિત મત મોટી ઉમ્મરનાં લગ્ન તરફ જોરજોર જાહેર થતો જાય છે, એ એક મોટા સંતોષની વાત છે.

મને કહેતાં બીક લાગે છે તોપણ કહીશ કે આમાં સ્ત્રીઓ તેમ જ પુરુષો બન્નેનો વાંક છે. આ કોન્ફરન્સમાં હિંદની સુશિક્ષિત સ્ત્રીઓના માનસનું પ્રતિનિધિત્વ જમા થયેલું છે એટલે તેની એ ફરજ છે કે, સંમતિવય વધારવા, બાળવિધવાની બદી દૂર કરવા તથા તેમની મુશ્કેલીઓ ઓછી થાય એમ કરવા સર્વેએ તૈયાર થવું. હિંદી સંસારમાં થોડા જ વખતથી દાખલ થયેલા બુરા રિવાજ, જેવા કે વાંકડો અથવા પહેરામણીનો નાશકારક રિવાજ બદલવા માટે આપણે જાહેરમત કેળવવો જોઇએ. સખત અને વહેમી-ખોટી માન્યતાઓના સંકુચિત રિવાજો ઉપર જીત મેળવવી જોઇએ, આમ છતાં એ વિસરવું નહિ કે વૈયક્તિક અભિપ્રાયનો સમુચ્ચય તે સામુદાયિક-જાહેરમત છે. જાહેરમતથી એકદમ કંઇ થશે નહિ માટે જેમને આવી આવી બાબતો માટે અંતઃકરણની લાગણી હોય તેમણે પોતાની માન્યતા મુજબ પોતાના કુટુંબમાં કે પોતાની આસપાસનાંઓમાં તદનુસાર કાર્ય કરી બતાવવાં એટલે જનતા ઉપર અચંબો પમાડે એવી તેની અસર થયા વગર રહેશે નહિ.

આપ સર્વેને યાદ આપવાની મને રજા આપશો કે, પ્રગતિમાં મોટી મુશ્કેલી તો હિંદને એ પડે છે કે, અમુક રૂઢિની માન્યતા અને તેના વહીવટને

એટ જુદાં પડાતાં નથી. જુના ચાલ તેમને વળગી રહેવાથી જેવાને તેવા જ છવંત રહે છે. આગળ પડતા વિચારવાળા સુધારકો ભાષણોની રંગભૂમિઓ ઉપરથી ગર્જી ગર્જીને બોલે છે પરંતુ અમુક બાબત જ્યારે તેમના કુટુંબ-કબિલામાં આવી પડે છે ત્યારે પોતાની મતદોરી ઢીલી મુકી દે છે અને તેનો બધો દોષ પત્ની, મા કે વડીઆઇને માથે નાંખી દે છે. આની સામે આપણે-બહેનો, પત્નીઓ, માતાઓ અને મતામહીઓ વગેરેએ જાગ્રત થવું અને આવા પ્રશ્નો અને તેના ઉકેલ માટે વિચાર કરવો તથા સુધારાની અભિવૃદ્ધિ સામે 'આપણું આડરૂપ થઇ પડીએ છીએ' એવો આપણા નામનો પોકાર પાડનારાઓને અબોલ બનાવવા જોઇએ. આ કેવી રીતે કરવું? એવો સવાલ કરો મા. જવાબ સહેલો ને સટ છે, થોડા વખતમાં શિખાય અને તેમ છતાં જાણવાનું લગભગ બધું જાણી. જવાબ એવો સ્ત્રીકેળવણી માટેનો અભ્યાસક્રમ બનાવવો. આવી કેળવણી આપવાથી સ્ત્રીઓ સામાજિક અને રાજકીય હિલચાલોમાં ઉપયોગી અને અસરકારક પ્રતિનિધિઓ બની શકશે અને તેઓ હિંદી વિદ્યા-કળા સાહિત્ય અને હિંદી આદર્શાનુસાર સમાજના ઉત્થાનમાં એક પ્રબળ સાધન રૂપ થઇ પડશે.

છેલ્લામાં છેલ્લા વર્ષના રિપોર્ટના આંકડાઓ પ્રમાણે હિંદમાં નિશાળો, કોલેજો, ધધા શિખવતી શાળા પાકશાળાઓ, તેમ જ કેળવણીને લગતી બીજી સર્વે સંસ્થાઓમાં જતી સ્ત્રીઓની સંખ્યા દસ લાખની લગભગ ગણાય છે. આમાંની ૮૬ ટકા જેટલી બાળાઓ તો પ્રાથમિક નિશાળોમાંથી ઉઠી જાય છે. જે અડચણો છોકરાઓની કેળવણી સામે અડચણ કરે છે તે જ અડચણો એટલે બાળલગ્ન અને પડદાનો રિવાજ બમણા જોરથી છોકરીઓની કેળવણી સામે કામ કરે છે. સદ્દભાગ્યે છેલ્લા છેલ્લાં વર્ષોના અનુભવો બતાવે છે કે-પુરુષવર્ગ આગળ સ્ત્રીકેળવણીની સામે થતો હતો તે હવે આપણા માર્ગમાં એટલા બધા ગંભીર અડતલા મુકતો નથી, અને ભવિષ્યમાં પણ મુકશે નહિ જ.

સ્ત્રી કેળવણી સામે ઘણી અડચણો અને મોટી મુશ્કેલીઓ હોવા છતાં પણ હાશ ખુશી થવા જેવું તો એ છે કે-હિંદની સ્ત્રીઓએ યુનિવરસીટીના મોટી મોટી ઉપાધિઓ મેળવી છે. કેટલીક તો બાહોશ દાક્તર અને ઉત્તમ શિક્ષિકાઓ થઇ છે, વળી કેટલીક તો કાયદાનો અભ્યાસ કરી કોર્ટોના દરવાજા ઉપર જઇને ઉભી રહી છે. કેળવણી તેમ જ ધંધાદારી ઉચ્ચ શિક્ષણ લઇને બહાર પડેલી આગેવાન સ્ત્રીઓને આપણે ધન્યવાદ આપીએ,

તેમ છતાં આવા એકાંતિક છુટા છવાયા મોટી બુદ્ધિમત્તાની ચંચળાઈના દાખલા ઉપર આખા દેશની કેળવણીનો વધારો જરાએ આધાર રાખે નહિ કેળવણીના સાર્વત્રિક પ્રસાર માટે તો જેમ અને તેમ પુરુષો તેમજ સ્ત્રીઓ માટે દેશમાં ફરજિયાત કેળવણીનો પ્રબંધ કરી નાખવો જોઇએ. એમ થાય તો જ બેઉથી જીવનની દોડ માટે તૈયાર કરી શકાય, કારણ કે હાલનું જીવન દિવસાનુદિવસ વધારે અઘરૂં અને ઘણું જ ખરચાળ થતું જાય છે.

સ્ત્રીઓની ઉન્નતિને લગતા પ્રશ્નોને મેં હમણાં ચર્ચાવ્યા તેનો ઉપસંહાર કરતાં જણાવવું જોઇએ કે પૂર્વમાં તેમજ પશ્ચિમમાં જ્યાં સુધી પોતાની પ્રતિષ્ઠા સ્થાપન થાય અને પોતાના હકો કબુલ રખાવવામાં આવે નહિ ત્યાં સુધી સ્ત્રીઓએ પ્રયત્ન કરવાને મકકમપણે સ્ત્રીસ્વાતંત્ર્યની લડત ચલાવ્યા કરવી. સદ્ભાગ્યે હિંદમાં બીજી બાજુ કરતાં આપણી તરફ સર્વત્ર ધીમી પણ મકકમ લાગણી વધતી જાય છે. જીવનની લડત પુરુષની જોડાજોડ રહીને ખંતથી નહિ લડાય ત્યાં સુધી હિંદના ઉદ્ધારનો પ્રશ્ન, જે મુખ્યત્વે કરીને આર્થિક અને સામાજિક બાબતનો છે તે પૂર્ણપણે ઉકેલાશે નહિ. સ્ત્રીઓના આર્થિક હકનું રક્ષણ, અને સમાજમાં તેમનો દરજ્જો, એ બે મુખ્ય પ્રશ્ન છે. 'સ્ત્રીઓને વારસાનો હક નથી' એવી જીર્ણ થવા માંડેલી માન્યતાનું ત્યારે જ નિવારણ થશે કે જ્યારે વ્યક્તિ માત્રને પોતપોતાની સ્વતંત્રતાનો હક છે, એમ સમજાશે. વળી જ્યારે પુરુષ કરતાં સ્ત્રી ઉતરતી છે એવો વિચાર સૌના મનમાંથી નિકળી જશે અને સ્ત્રીઓ પોતે પણ આપણે બધાં (પુરુષ ને સ્ત્રી) એક જ છીએ એવું સમજશે ત્યારે જ સમાનતાનો વિચાર આવશે. જ્યારે સ્ત્રીકેળવણીનો પ્રચાર થશે, સ્વતંત્ર વિચાર કરવાની મતિ આવશે ત્યારે જ પડદો, બાળલગ્ન, બાળવિધવા, કુટુંબમાં સ્ત્રીની આર્થિક સ્વતંત્રતા વગેરે વગેરે પ્રશ્નોનો તોડ આવશે, અને કેળવણી ને સમાજનો સુધારો તથા રાજકીય સુધારાનું જ્ઞાન પણ ત્યારે જ પ્રાપ્ત થશે. હાલ અનિશ્ચિત અને મૌન લઇ બેઠેલા લોકો થોડા વખત સ્ત્રીલડતની મંદી થતી જોઇ રાજી થશે પરંતુ એનો પ્રત્યાઘાત પડી લડત અંધારામાંથી બહાર આવશે અને એ અંધકાર નિવારક ઉત્થાન ઉપડયું તે કદી અળસાઇ જશે નહિ. પ્રજાકીય મોટી મોટી હિલચાલો આગળ વધવામાં હંમેશ ધીમી હોય છે. એ ધીમાશનું કારણ કદાપિ તેનું મોટાપણું અને વ્યાપકતા પણ હોય.

# અખિલ હિંદ સ્ત્રી કેળવણી કોન્ફરન્સ.

પટણા. બેઠક ત્રીજી.

પટણામાં થયેલી અખિલ હિંદ સ્ત્રી કેળવણી કોન્ફરન્સની ત્રીજી બેઠકનું પ્રમુખસ્થાન મંડીનાં મહારાણી લલિતકુમારી સાહેબાને આપવામાં આવેલું હોવાથી તેમણે પ્રમુખસ્થાનેથી નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતું.

સન્નારીઓ અને ગૃહસ્થો !

કોન્ફરન્સની ઘટના કરનાર કે જેમણે આ બેઠકનું પ્રમુખસ્થાન લેવાનું આમંત્રણ કરી મને તે માન આપ્યું છે, તેમનો ઉપકાર માનવો એ મારી પહેલી ફરજ છે. હિંદના સ્ત્રીત્વનાં જાણીતાં ને માનવંતાં આગેવાન નામદાર વડોદરાનાં મહારાણી અને ભોપાળનાં નામદાર બેગમ સાહેબાએ આગળ જે બેઠકોને શોભાવી હતી તે બેઠકનો સ્વીકાર કરતાં મને મારી ઓછપોને લીધે બહુ વિચાર થયો હતો. પરંતુ આપણી બહેનોની ઉન્નતિ માટે મને બહુ ઉત્સાહ હોવાથી કેટલીક આનાકાની પછી મેં આ જોખમદારીઓ સમજી પ્રમુખપદ લીધું છે. પણ હિંદની સ્ત્રીઓની સુધારણાના વિષયમાં આગલાં નામદારોએ જે સેવાઓ અને કિમતી ફાળો આપેલો છે તેની બરોબરી કરવાની મને જરાએ આશા નથી. આ મહાન્ કાર્યમાં હું કંઇક ભાગ લઉં એ ઇચ્છાએ જ આ મોટા સમારંભ સાથે ઉભાં રહેવાની મને હિમ્મત આપી છે.

પટણાની મુલાકાત, આપણને પ્રાચીન પાટલિપુત્રની યાદ આપ્યા રહે તેમ નથી, કારણ કે મહાન્ અશોક અને ચંદ્રગુપ્તની જાહોજલાલી સાથે આને સંબંધ છે. હિંદુસ્તાનના ઇતિહાસમાં જશવંતા ઉજળા દિવસો જેમના અમલમાં જોવાયલા તે મોટા સમ્રાટોની આ નગર રાજધાની હતું. એ સુભાગી ઉજળા દિવસોમાં હિંદની પુત્રીઓ બંધનમાં નહોતી; તેઓ પુરુષોની જોડાજોડ પૂર્ણ ઉત્સાહભેર તેમના ખરેખરા ભાગીદાર તરીકે કાર્ય કરતી અને પ્રજાકીય હિલચાલોમાં ભાગ લઇ નામના પણ મેળવતી. તેઓ જનાનામાં ગોંધાઇ રહેતી નહિ; ઉમ્મર લાયક થતાં પહેલાં કૌટુંબિક જંજાળનો બોજો તેમની ઉપર લાદવામાં આવતો નહિ; તેમના બૌદ્ધિક વિકાસ સામે કોઇ પ્રકારનો પ્રતિબંધ મુકાયેલો નહોતો; અને હાલની આપણી બહેનોના કરતાં તેઓ

વધારે સારૂં સામાજિક સ્વાતંત્ર્ય ભોગવતી હતી. ઉપર જણાવ્યાં પ્રમાણે સ્ત્રીઓની સુસ્થિતિને પુનરૂજ્જીવન આપવાનો પવિત્ર ઠરાવ કરશો અને અમલ આદરશો, એ આ પવિત્ર સ્થાનમાં ભરાયેલી બેઠકને બંધબેસતુંજ છે, તેમજ આ પ્રકારનાં કોન્ફરન્સોની વાર્ષિક બેઠકોમાં નોંધાય તેમ આપણા પ્રયત્નોની ભવિષ્યને માટે ઘટના કરી પછી તેની પાછળ ખંતથી કાર્ય કરતા રહેવું, એ આપણે માટે ખાસ જરૂરનું છે.

હિંદમાં સ્ત્રીઓની નિરક્ષતાનો વર્તમાનવિસ્તાર તપાસવાનો જે કોઇને પ્રસંગ મળે છે તેને ઉંડી દિલગીરીની અસર થયા વગર રહેતી નથી. આ નિરક્ષરતાને દેશમાંથી ઝાપટી કાઢવી એ આપણી ઘટનાની મુખ્ય નેમ હોવી જોઇએ. આપણે માટે સૌથી વધારે દિલગીરી ભરેલી બાબત તો એ છે કે, છેલ્લામાં છેલ્લા સરકારી આંકડાઓ પ્રમાણે–હિંદમાં એક હજારે માત્ર એકવીસ જ સ્ત્રીઓ ભણેલી છે; જ્યારે સુધરેલા બીજા દેશોમાં–પશ્ચિમ તરફનાજ નહિ પરંતુ પૂર્વ તરફના જાપાન સુદ્ધાંમાં લગભગ દરેકે દરેક સ્ત્રી ભણેલી છે. કેળવણી માટેની વસતીપત્રકની ભણતરની કસોટી બહુ જ હલકી એટલે કે એક કાગળ લખી વાંચવા જેટલીજ ગણાય છે, એવું જ્યારે જાણવામાં આવે છે ત્યારે તો આપણે હબકી જ જઇએ છીએ. સ્ત્રીઓનો બહુ મોટો ભાગ કાળા અક્ષરને કુટી મારે એવા અજ્ઞાન અને અંધકારમાં બુડી રહેલો છે. આવે વખતે શિક્ષણનાં ધોરણોને માટે ફરિયાદ કરવી, એ બહુ ઉતાવળિયું કહેવાય, એમ લાગે છે તો પણ પ્રજાકીય દિલચાલની કોઇ પણ બાબતમાં જોઇતી બુદ્ધિશાળી–સમજદાર જીવનની જરૂરિયાતો કેળવણીની આવી હલકી કસોટીથી સંતોષકારક રીતે પુરી પડતી તો કહેવાય જ નહિ. કેળવણી સંબંધી જે કંઇ પ્રાપ્ત થયું છે તે નાસીપાસી ઉપજાવે એવું છે. વળી એ જ પ્રમાણે કેળવણી આગળ વધારવાના પ્રયત્નોને લગતા આંકડા પણ જરાય ઉત્તેજન ઉપજાવે એવા નથી. હિંદુસ્તાનની વડી સરકાર તરફથી બહાર પાડવામાં આવેલા ૧૯૨૫–૨૬ ના હિંદની કેળવણીને લગતા રિપોર્ટ મુજબ દેશની કુલ સ્ત્રી વસતીના પ્રમાણમાં નિશાળોમાં ભણતી છોકરીઓ સેંકડે ૧.૩ છે. કુલ વસતીના પંદર ટકા જેટલી જ નિશાળને યોગ્ય ઉમ્મરની કન્યાઓ સાધારણ રીતે ગણાય છે. એટલે કે, હિંદમાં નિશાળે જવા લાયક ઉમ્મરની પંદર છોકરીઓમાંથી માત્ર એકજ છોકરી પ્રાથમિક કિંવા બીજી કોઇ જાતની શાળામાં જાય છે. નિશાળમાં આવતી છોકરીઓનું પ્રમાણ બહુજ ધીરે વધે છે. સન ૧૯૧૬ માં તે ૦.૯ હતું ને પછી દશ વરસે તે માત્ર ૧.૩

•ઉપર આવ્યું. દર વરસે ૪ ટકાનો વધારો થાય છે એ ગતિએ જો સ્ત્રી કેળવણીનું ગાડું ચાલે તો પછી નિશાળે જવાની ઉમ્મરવાળી તમામ છોકરીઓને નિશાળે જતી અને કેળવણી–ઉચ્ચ જ્ઞાનનો લાભ લેતી કરતાં કેટલા દસકા જોઇએ, તેને માટે લાંબી લાંબી ગણતરીઓ કરવી એ સાવ નકામું છે.

આપણી સામેના કેળવણીને લગતા પ્રશ્નની વિશાળતા તો આપણને ત્યારે જ સમજાશે–અરે વધારે સ્પષ્ટ રીતે તો ત્યારેજ સમજાશે કે જ્યારે આપણે નિશાળે જવાને યોગ્ય ઉમ્મરની તમામ છોકરીઓને નિશાળે જતી કરવાનો ક્રમ પુરો કરીશું. એમ કરવા છતાં પણ હિંદની સ્ત્રીઓના અજ્ઞાનનો પ્રશ્ન તો ઉકલી રહેશે નહિ. હિંદની દરેકે દરેક સ્ત્રીને વાંચની ને લખની કરતા પહેલાં ઉપર જણાવેલા દસકા ઉપરાંત બીજો એક જમાનો જતો રહેશે. કેળવણીના પ્રચારનું આ કામ તેમ છતાં જરાએ અશક્ય છે એમ નહિ ધારવું, કારણ કે, હાલ આગળ વધેલા ઘણા દેશોમાં તે સંપૂર્ણ પાર પાડવામાં આવ્યું છે.

સ્ત્રીકેળવણીના આવા મામલાનો ઉપાય કરવાને કંઇક સખની થઇ અને પુરતાં સાધનની ગેરહાજરીના માત્ર ખુલાસાવાળા જ નહિ પરંતુ અચંબો ઉપજાવે એવી અભિવૃદ્ધિ–વધારાના આંકડાઓવાળા કન્યાકેળવણીને લગતા રિપોર્ટો બહાર પાડવામાં આવ્યા. હિંદની ખેતીવાડી ઉપરનો રોયલ કમિશનનો હમણાં જ બહાર પડેલો રિપોર્ટ આપણા પ્રાન્તીય જીવનની આ મોટામાં મોટી નબળાઇ તરફ આંગળી કરી કંઇ પણ વધારો થઇ શકે તે પહેલાં એ નબળાઇનો સમૂળ નાશ કરાવવા માટે પ્રબળ પ્રસવાદ કરે છે. ઉક્ત પ્રાન્તીય નબળાઇના ઉપાય તરીકે તેઓ–કમિશનના સભ્યો પ્રાથમિક ભલામણ એ કરે છે. કે સ્ત્રીકેળવણી પાછળ ખાસ ધ્યાન આપવાનો તેઓ આગ્રહ કરે છે. તેઓને આ બાબત સૌથી વધારે અગત્યની લાગવાથી કહે છે કે–સ્ત્રીઓની કેળવણીવાળા સમાજની કિમ્મત તો ખાસ કરીને તેમાંજ રહેલી છે કે જેથી જુવાનોમાં કાયમની કેળવણી રહે એવી અસર ઉત્પન્ન કરાય. તેઓ એક ઉપયુક્ત સૂચના એ કરે છે કે, કેળવણીના ઇતિહાસની સંપૂર્ણ નોંધ થતી રહે એવાં પગલાં ભરવાં અને જે કુટુંબમાં માતા ભણેલી હોય અને દૃષ્ટાંત રૂપ થઇ પડે એવા ખેતીકારનાં છોકરાંના વિકાસની નોંધ રખાય. વળી પડોસના એક અજ્ઞાન કુટુંબની રીતભાત અને વ્યવસાયની પણ નોંધ લેવી કે જે પડોસના સુખી કુટુંબ સાથે સરખામણી કરવાને ઉપયોગી થઇ પડે. ભણેલાં કુટુંબ પોતાનાં છોકરાંને ભણાવી કેળવણીનું સાતત્ય રાખે એટલું જ નહિ પરંતુ તેમની

આપણી હાલ ચાલતી કેળવણીની પદ્ધતિની કોઈપણ જાતની વિગતવાર ટીકામાં નહિ ઉતરતાં હું માત્ર આ પ્રશ્ન પૂછીને જ સંતોષ લઈશ કે "હિંદુસ્તાનમાં હાલ ચાલતી કન્યાશાળાઓમાં ઉપર આપવામાં આવેલા આદર્શો કેટલે દરજ્જે પળાય છે?"

આપણુ સર્વને સંતોષ લેવા જેવી બાબત તો એ છે કે, છેલ્લાં બે ત્રણ વર્ષ દરમિયાન થોડીક યુનિવરસીટીઓએ અને હિંદના સરકારી કેળવણી ખાતાએ અભ્યાસના વિષયો અને ટીપ્પણમાં ફેરફાર કર્યો છે. જેમને પરણીને સંસારી થવાની, માતા થવાની, ગૃહરાણી થઈ ઘરને શોભાવવાની ફરજ માથે લેવાની છે એવી વિદ્યાર્થિનીઓની ખાસ જરૂરિયાત ઉપર લક્ષ રાખી તેમને ઉપયોગી થઈ પડે એવા અભ્યાસક્રમની ગોઠવણ કરવામાં આવી છે. હમણાં જ કેળવણી ખાતાના ઐચ્છિક અભ્યાસક્રમમાં દાખલ કરવામાં આવેલા-ઘરગતુ સાયન્સ, ચિત્રકળા અને સંગીતના વિષયો, જે કોલેજમાં જતી બાળાઓ લઈ શકે તેવા છે, તે પગલું યોગ્ય દિશાએ ભરાયેલું છે, એમ કહીશ.

વળી એ પણ આપણા ધ્યાન બહાર નહિ રહેવું જોઈએ કે ઉચ્ચ-શિક્ષણોનાં ધોરણોના અભ્યાસક્રમમાં મોટો ફેરફાર કરવો તે શક્ય નથી તેમ ઇચ્છવા યોગ્ય પણ નથી. ઉંચામાં ઉંચી કેળવણી અને જ્ઞાનોજ્જવલતા-પ્રબુદ્ધતા, મેળવવી એમાં પુરુષોના જેટલો જ સ્ત્રીઓનો જન્મ હક છે. નામદાર મહારાણીની કારકીર્દિના વચલા વખતમાં રાજકવિ ટેનિસને તેમના 'ઇન મેમોરિયમ' માં જે આદર્શ બતાવ્યો છે તે આદર્શથી તો આપણે સંતોષ પામીશું નહિ જ.

"તેણી જાણે છે માત્ર ઘર સંબંધી જ બાબતો
અને તે (પુરુષ) જાણે છે હજાર બાબતો."

ઉંચી કેળવણીથી પુરુષોના જેટલો જ સ્ત્રીઓને લાભ થાય છે. સ્ત્રીઓને ઘરકામ અને માતૃપદને જ યોગ્ય ગણવી, એ સાંકડો વિચાર છે. પુરુષોની કેળવણીનો હેતુ કંઈ એજ ધોરણે એવો નથી ગણાતો કે તે સારો પતિ કે સારો પિતા નિવડે. થોડા વખત ઉપર એક ભાષણ આપતાં રાઇટ. ઓન. વી. એસ. શ્રીનિવાસ શાસ્ત્રીએ સ્ત્રીઓની કેળવણી માટેના આ સંકુચિત વિચારનું ખંડન કરતાં જણાવ્યું હતું કે-જુવાન બાળાઓની, તેમના ભાઈ ભત્રિજાઓ વગેરે કેળ-
 વણીની જે કસોટીમાંથી પસાર થવા ઇચ્છે છે તેવી કસોટીમાં તેમની

બરોબરી કરવાની તથા ગણિત અને સાયન્સ શીખવાની તેમ જ ઉંચી યુનિવર્સિટીની ઉપાધિ મેળવવાની ઈચ્છા તેઓ વધતા સંતોષથી અવલોકી રહ્યા છે. હિંદુસ્તાનમાં સ્ત્રીકેળવણી જે દિશામાં ચાલે છે તે પ્રતિ તેઓ પૂર્ણ વિશ્વાસ ધરાવે છે. તેમણે પોતાના શ્રોતાઓને ચેતવણી આપતાં જણાવ્યું હતું કે થોડું સંગીત અને થોડુંક જ્ઞાન સ્ત્રીઓને મળે છે પણ તેમણે તે પર્યાપ્ત માનવું-ગણવું નહિ; પરંતુ સ્ત્રી અને પુરુષે સાથે સાથે આગળ વધવાનું છે. આગળ વધવાનું વળી એકલા કૌટુંબિક જીવનમાં જ નહિ પરંતુ દરેક દિશામાં કે જેમાં આપણી જાતિની પ્રગતિને માટે મનુષ્યથી બને એવા દરેક પ્રયત્નો કરી આગળ વધવાનું છે.

હિંદની સ્ત્રીઓની કેળવણીના વધારાનો પ્રશ્ન સૌ કોઇએ કબુલ કરે છે, કે બહુ મોટે ભાગે આપણા સામાજિક સુધારાની સાથે બંધાયેલો છે. કેળવણી માટેના આપણા સારામાં સારા અભ્યાસક્રમો અને કોન્ફરન્સોમાં કરેલા ઠરાવો, જો સ્ત્રીઓ પડદામાંથી બહાર નિકળી પરમેશ્વરે આપેલાં હવા અજવાળાનો લાભ નહિ લે તો સાવ નકામા જ છે. પ્રાથમિક કેળવણીનો પાયોએ પુરો નંખાઈ રહ્યો ન હોય તે પહેલાં નાની બાળ કન્યાઓને લગ્નના જોતરામાં જોડી દેવામાં આવે છે અને સ્ત્રીઓ જે કેળવણી લેવાને શક્તિમાન છે તેમને અનુભવ અને ઉંચું જ્ઞાન લેતાં અનેક જાતની અશક્તિઓને બહાને હાલની માફક આગળ વધતી અટકાવવામાં આવે છે ત્યાં સુધી તો આપણું કંઇ વળે નહિ. આટલા માટે જ આવાં કોન્ફરન્સોએ જેટલે દરજ્જે સામાજિક અડચણો—પ્રતબંધો આડે આવતા હોય તેટલે દરજ્જે જેમ બને તેમ તેને દૂર કરવાનો યત્ન કરવો ઘટે છે.

સ્ત્રીપુરુષ બન્ને માટે મળતા પ્રસંગનો એક સરખી રીતે લાભ લેવાનો ન્યાય બહુ ચોખ્ખા વચનોમાં જણાવાયેલો છે એટલું જ નહિ પરંતુ દેશની ચારે દિશામાં તેનો સ્વીકાર પણ થયેલો છે. આપણા પૂર્વજોએ આ મહાન સિદ્ધાંત મોઘમ સ્વીકારેલો છે અને હું અહિંયાં બૌદ્ધ ઇતિહાસમાંના એક બનાવનો દાખલો આપીશ કે જે બનાવ ભગવાન બુદ્ધદેવની હયાતી દરમિયાન પડોશમાં જ એટલે કે ગંગાને પેલે કિનારે વૈશાલી નગરમાં બન્યો હતો. બુદ્ધદેવ જ્ઞાન પામ્યા પછી પાંચમે વર્ષે વૈશાલીમાં આવીને રહેલા હતા ત્યારે મહાપ્રભાવતી નામની એક સ્ત્રી યતિ સંઘમાં દાખલ થવા ગઇ હતી પરંતુ તે જાતે સ્ત્રી હોવાને લીધે તેને સંઘમાં દાખલ કરવાની ના પાડવામાં આવી, જો કે બીજી કોઇ રીતે તેની યોગ્યતા ના પડાય